# પ્રસ્તાવના.



આ ગ્રંથ જૈન વર્ગમાં ઘણો પ્રખ્યાતિ પામેલો છે. ધર્મ કથાનુયોગમાં આ ગ્રંથ પહેલી પંક્તિમાં ગણાય છે. આ ચરિત્રના કર્તા શ્રીમાન હેમચંદ્રાચાર્ય એવા અદ્વિતીય પંડિત થઈ ગયા છે કે જેની પાંડિત્યતાને માટે યુરોપિયન વિદ્વાનો પણ એક મતે પ્રશંસા કરે છે. આ ગ્રંથ મૂળ સંસ્કૃત પદ્યબંધ છે. સુમારે ૩૪૦૦૦ શ્લોક પ્રમાણ છે. તે મૂળ ગ્રંથ પણ અમારી તરફથીજ છપાય છે. તે પણ છઠ્ઠા પર્વ સુધી છપાઇને હાલમાંજ બહાર પાડવામાં આવેલ છે. તે છપાવવાના ખર્ચને માટે મુર્શિદાબાદ નિવાસી બાબુ સાહેબ રાય બુદ્ધસિંહજી બહાદુર તથા મુંબઇનિવાસી શેઠ વીરચંદભાઇ દીપચંદ સી. આઇ. ઇ. એ પુરતી મદદ આપેલી છે. ભાષાંતર સભા તરફથીજ છપાવવામાં આવે છે. પ્રથમ આખા ગ્રંથનું ભાષાંતર જુદા જુદા સાત વિભાગમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું; તેમાંથી પ્રથમના પાંચ વિભાગોનો નાશ થવાથી તે ભાગો પૈકી બબે ભેગા કરીને છપાવવાનું શરૂ કર્યું છે. તેમાં પહેલા બે વિભાગોનો એક ભાગ કરીને બે વર્ષ અગાઉ બહાર પાડેલ છે; ત્યારપછીના બે વિભાગો ભેગા કરીને આ ભાગ બહાર પાડવામાં આવ્યો છે. હવે એક વિભાગ સાતમા પર્વનોજ બહાર પાડવો રહ્યો છે જેની અંદર મોટે ભાગે જૈન રામાયણ આવેલું છે તે છપાવવાનું કામ શરૂ છે. ત્યાર પછીના બે વિભાગ જેની અંદર પર્વ ૮ મું, ૯ મું અને પર્વ ૧૦ મું આવેલ છે તે તો પહેલી આવૃત્તિના છપાવેલા તૈયારજ છે. જેથી સાતમું પર્વ છપાયા પછી આ ચરિત્રની ચુળિકા તરિકે આજ ગ્રંથકર્તાએ પરિશિષ્ટપર્વ નામે ગ્રંથ સુમારે ૪૦૦૦ શ્લોક પ્રમાણ બનાવેલો છે અને જેની અંદર શ્રી જંબૂસ્વામી વિગેરે પૂર્વાચાર્યોનાં ચરિત્રોછે તેનું ભાષાંતર છપાવવાનું મુકરર કરેલું છે.

અમારી તરફથી પ્રગટ થતા ભાષાંતરો માત્ર શાસ્ત્રીના ભરોસા ઉપર છપાવવામાં આવતાં નથી. પરંતુ તેનો મૂળ ગ્રંથ સાથે અક્ષરશઃ મુકાબલો સંસ્કૃત ભાષાના તેમજ જૈન શૈલીના અનુભવી ગૃહસ્થો જેઓ અમારા સભાસદજ છે તેમની પાસે કરાવવામાં આવેછે. તે સાથે શંકાસ્થળોનો ગુરુ મહારાજને પુછીને નિર્ણય કરવામાં આવે છે. છતાં છદ્મસ્થપણાના યોગથી તેમજ મતિદોષ યા દ્રષ્ટિદોષને લીધે ભૂલ રહી જવી એ સંભવિત છે, માટે તેવી કોઇપણ ભૂલ દ્રષ્ટિએ પડતાં તે અમને લખી જણાવવા કૃપા કરવી જેથી હવે પછીની આવૃત્તિમાં તેનો સુધારો થઇ શકે.

આ ગ્રંથની પ્રસ્તાવના પહેલા ભાગની બીજી આવૃત્તિમાં કેટલાક વિસ્તાર સાથે છપાવવામાં આવી છે તેથી અહીં બહુ વિસ્તારથી લખવાની આવશ્યકતા જણાતી નથી. તેમજ ગ્રંથકર્તાનું ચરિત્ર આ ગ્રંથના છેલા ( દશમા ) પર્વની બીજી આવૃત્તિ કરવાનો સમય આવ્યાથી તેમાં તેમજ ખાસ જુદું પણ છપાવવાનું છે તેથી તે સંબંધી પણ અહીં લખવામાં આવતું નથી.

ત્રેસઠ મહા પુરૂષોપૈકી ૪૫ મહા પુરૂષોનાં ચરિત્રો તો આ ભાગમાંજ આવેલા હોવાથી તેનો મોટો ભાગ આ બુકની અંદરજ આવેલો ગણી શકાય તેમ છે. આ ચરિત્રો જો કે બધાં સાદ્યંત વાંચવા લાયક છે પરંતુ ખાસ કરીને તેની અંદર દરેક પ્રભુની દેશનાઓ જે કે આ ભાગમાં મોટી સંખ્યામાં છે તે તેમજ ૧૮ તીર્થંકરોનાં ચરિત્રમાં દરેકમાં બબેવાર ઇન્દ્રકૃત સ્તુતિ હોવાથી ૩૬ ઇંદ્ર સ્તુતિ ખાસ વાંચવા લાયક છે. જેમ દેશનામાં જુદા જુદા વિષયો સમાવેલા છે તેજ પ્રમાણે ઇંદ્રકૃત સ્તુતિઓમાં પણ જુદા જુદા વિષયો સમાવીને બહુ ચમત્કારિક ભાવ પ્રદર્શિત કર્યો છે. તે દરેકનું વર્ણન કરતાં આ પ્રસ્તાવનાજ બહુ વિસ્તૃત થઇ જાય, તેથી તે વાંચવાનીજ ભલામણ કરવી યોગ્ય લાગે છે. દેશના અને ઇંદ્રિકૃત સ્તુતિ ઉપર ખાસ ધ્યાન ખેંચવા માટે તેની દરેક લાઇનની આગળ બબે કોમા મુકવામાં આવેલા છે.

આ વિભાગમાં આવેલી ૧૮ દેશનાઓમાં પહેલી અનિત્ય ભાવનાથી શરૂઆત કરવામાં આવી છે પ્રથમના ૧૧ તીર્થંકર ભગવતની દેશનામાં અનિત્ય, અશરણ, એકતા, સંસાર, અન્યતા, અશુચિ, આશ્રવ, સંવર, નિર્જરા, ધર્મ દુર્લભ અને બોધિદુર્લભ એમ અગ્યાર ભાવનાનું સ્વરૂપ યથાથ અને વિસ્તારથી વર્ણવ્યું છે. બાર ભાવનાઓ પૈકી લોક સ્વભાવ ભાવના એટલા માટે મુકી દેવામાં આવી છે કે તેનું સ્વરૂપ શ્રી અજિતનાથજીની દેશનામાં ધર્મધ્યાનના ચાર પાયા પૈકી સંસ્થાન વિચય ધર્મધ્યાનનું સ્વરૂપ વર્ણવતાં બહુ વિસ્તારથી આવી ગયેલ છે. પાછળના ૭ તીર્થંકર ભગવતની દેશનામાં ૧ નવ તત્ત્વોનુ સ્વરૂપ, ૨ ચાર કષાયોનું સ્વરૂપ, ૩ ઇંદ્રિયોના વિષયોનું સ્વરૂપ, ૪ મનશુદ્ધિની આવશ્યકતા, ૫ રાગદ્વેષને જીતવાની જરૂર, ૬ સમતાની આવશ્યકતા અને યતિધર્મ તથા ગૃહી ધર્મનુ વર્ણન—એ વિષયો સમાવેલા છે. આ ૧૮ દેશના એવી અદ્ભુત આપેલી છે કે તે વાંચવાથી દુર્લભબોધિ જીવ પણ સુલભબોધિ થઈ જાય તેમ છે. એ સબંધી વિશેષ વખાણ કરવા કરતાં તે વાંચવાની ખાસ સૂચના કરવી એટલુંજ બસ છે.

ઉપર જણાવેલી હકીકતો શિવાય પ્રાસંગિક કથાઓ અને વર્ણનો પણ ખાસ વાંચવા લાયક છે. શ્રીસંભવનાથજીના ચરિત્રમાં તેમણે પૂર્વભવે દુષ્કાળના પ્રસંગમાં શ્રીસંઘની કરેલી અપૂર્વ ભક્તિ વિગેરે હકીકત, શ્રીસુમતિનાથના ચરિત્રમાં પ્રભુની માતાએ બે શોકોનો કરેલો ઇનસાફ, શ્રીપદ્મપ્રભુ સ્વામીની દેશનામાં ચારે ગતિમાં પ્રાપ્ત થતાં દુઃખોનું સ્વરૂપ, શ્રીઅનંતનાથજીની દેશનામાં જીવ અજીવનું સવિસ્તર સ્વરૂપ, પાંચમા વાસુદેવ પુરૂષસિંહની માતાપિતા પ્રત્યેની ભક્તિ, સનતકુમાર ચક્રીના ચરિત્રમાં તેના જીવે પૂર્વભવમાં ભાવેલી ભાવના, જિનધર્મ દૃઢતા, શ્રીશાંતિનાથજીના ચરિત્રમાં ( પર્વ ૫ મા ના સર્ગ બીજામાં ) કનકશ્રી તથા સુમતિના વૈરાગ્યનાં કારણો અને તે પ્રસંગે સંસારમાં અતિલોલુપી છતાં અપરાજિતને અનંતવીર્ય ( બળદેવ ને વાસુદેવ ) ના ઉત્તમ વિચાર, મેઘરથ રાજાએ પારેવાને ઉગાર્યા સંબધી વૃત્તાંત, મદિરા ને કેસરાની અદ્ભુત કથા, શ્રીકુંથુનાથના ચરિત્રાંતર્ગત વીરભદ્રનું વિસ્તૃત ચરિત્ર, શ્રીમલ્લીનાથના ચરિત્રમાં મલ્લીકુમારીએ સસારીપણામાં છ રાજાઓ ( પૂર્વભવનાં મિત્રો ) ને આપેલો બોધ, શ્રીમુનિસુવ્રત સ્વામીના ચરિત્રમાં હરિવંશની ઉત્પત્તિ, અશ્વાવબોધ તીર્થની ઉત્પત્તિ, કાર્ત્તિક શ્રેષ્ઠીની કથા, મહાપદ્મ ચક્રીના ચરિત્રમાં નમુચિનો કરેલો ઉપદ્રવ ને વિષ્ણુકુમારે કરેલું તેનું નિવારણ

ઇત્યાદિ પ્રસંગો ખાસ વાંચવા લાયક છે. બીજી પણ ઘણી હકીકત, વર્ણન, ઉપદેશ, વિચારણાઓ સ્થાને સ્થાને ચરિત્રે ચરિત્રમાં કર્ત્તાએ એવી છટામાં અને એવી અસરકારક રીતે આપેલ છે કે તેનું વિશેષ વર્ણન કરવા જતાં અહીંજ વધારે વિસ્તાર થઈ જાય છે તેથી કરતા નથી.

આ ભાગમાં આવેલા ૪ પર્વોમાં કયા કયા મહા પુરૂષોનાં ચરિત્રો આવેલાં છે તે આ નીચે ટુંકામાં બતાવવામાં આવે છે.

---

## પર્વ ત્રીજામાં આઠ સર્ગ છે. તેમાં–

૧ સર્ગ પહેલામાં–શ્રી સંભવનાથજીનું ચરિત્ર.
૨ સર્ગ બીજામાં–શ્રી અભિનંદન સ્વામીનું ચરિત્ર.
૩ સર્ગ ત્રીજામાં–શ્રી સુમતિનાથજીનું ચરિત્ર.
૪ સર્ગ ચોથામાં–શ્રી પદ્મપ્રભ પ્રભુનું ચરિત્ર.
૫ સર્ગ પાંચમામાં–શ્રી સુપાર્શ્વનાથજીનુ ચરિત્ર.
૬ સર્ગ છઠ્ઠામાં–શ્રી ચંદ્રપ્રભ પ્રભુનું ચરિત્ર.
૭ સર્ગ સાતમામાં–શ્રી સુવિધિનાથજીનું ચરિત્ર.
૮ સર્ગ આઠમામાં–શ્રી શીતળનાથજીનું ચરિત્ર.

---

## પર્વ ચોથામાં સર્ગ સાત છે. તેમાં–

૧ સર્ગ પહેલામાં–શ્રી શ્રેયાંસનાથજીનું તથા પહેલા વાસુદેવ, બળદેવ ને પ્રતિવાસુદેવ ત્રિપૃષ્ટ, અચળ ને અશ્વગ્રીવનાં ચરિત્રો.

૨ સર્ગ બીજામાં–શ્રી વાસુપૂજ્યજીનું તથા બીજા વાસુદેવ, બળદેવ ને પ્રતિવાસુદેવ દ્વિપૃષ્ટ, વિજય ને તારકનાં ચરિત્રો.

૩ સર્ગ ત્રીજામાં–શ્રી વિમળનાથજીનું તથા ત્રીજા વાસુદેવ, બળદેવ ને પ્રતિવાસુદેવ સ્વયંભૂ, ભદ્ર ને મેરકનાં ચરિત્રો.

૪ સર્ગ ચોથામાં–શ્રી અનંતનાથજીનું તથા ચોથા વાસુદેવ, બળદેવ ને પ્રતિવાસુદેવ પુરૂષોત્તમ, સુપ્રભ ને મધુનાં ચરિત્રો.

૫ સર્ગ પાંચમામાં–શ્રી ધર્મનાથજીનું તથા પાંચમા વાસુદેવ, બળદેવ ને પ્રતિવાસુદેવ પુરૂષસિંહ, સુદર્શન ને નિશુંભનાં ચરિત્રો

૬ સર્ગ છઠ્ઠામાં–ત્રીજા મઘવા ચક્રવર્ત્તીનુ ચરિત્ર

૭ સર્ગ સાતમામાં–ચોથા સનત્કુમાર ચક્રવર્ત્તીનું ચરિત્ર

---

## પર્વ પાંચમામાં સર્ગ ૫ છે.

તેમાં શ્રીશાંતિનાથજીનુ તથા તેમના પુત્ર ચક્રાયુધનું ચરિત્ર છે.

૧ સર્ગ પહેલામાં–પ્રથમના પાંચ ભવનુ વર્ણન. પહેલે ભવે શ્રીષેણ રાજાને અભિનંદિતા રાણી, બીજે ભવે ઉત્તર કુરૂમાં યુગલિક, ત્રીજે ભવે સૌધર્મ દેવલોકમાં દેવતા, ચોથે ભવે અમિતતેજ વિદ્યાધર ને ત્રિપૃષ્ટ વાસુદેવના પુત્ર શ્રીવિજય અને પાંચમે ભવે દશમા દેવલોકમાં દેવતા થયા તેનુ સવિસ્તર ચરિત્ર છે.

૨ સર્ગ બીજામા–છઠ્ઠા ને સાતમા ભવનું વર્ણન–છઠ્ઠે ભવે અપરાજિત નામે બળદેવ અને અનંતવીર્ય નામે વાસુદેવ મહાવિદેહક્ષેત્રમાં થયા, પ્રાંતે બળદેવ બારમા દેવલોકના ઇંદ્ર થયા અને વાસુદેવ પહેલી નરકે ગયા, ત્યાંથી નીકળી વાસુદેવનો જીવ મેઘનાદ વિદ્યાધર થયા અને ચારિત્ર આરાધીને તે પણ બારમે દેવલોકે ઇંદ્રના સામાનિક દેવ થયા તેનું અસરકારક ચરિત્ર છે.

૩ સર્ગ ત્રીજામાં–આઠમા ને નવમા ભવનું વર્ણન–આઠમા ભવમાં અચ્યુતેંદ્ર ચ્યવીને મહાવિદેહક્ષેત્રમાં ક્ષેમંકર તીર્થંકરના પુત્ર વજ્રાયુધ નામે ચક્રવર્ત્તી થયા; અને તેના સામાનિક દેવ હતા તે તેના પુત્ર સહસ્રાયુધ થયા. પ્રાંતે દીક્ષા લઇને બને નવમા ભવે ત્રીજા ગ્રૈવેયકમાં અહમિંદ્ર દેવતા થયા તેમનું ચમત્કારિક ચરિત્ર છે.

૪ સર્ગ ચોથામાં–દશમા ને અગ્યારમા ભવનુ વર્ણન–દશમા ભવમાં બંને જીવ ત્રીજા ગ્રૈવેયકથી ચ્યવીને મહાવિદેહક્ષેત્રમાં ઘનરથ તીર્થંકરના મેઘરથ અને દઢરથ નામે પુત્ર થયા. તે ભવમાં મેઘરથે પારેવો ઉગાર્યો અને વીશ સ્થાનકની આરાધનાવડે તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું પ્રાંતે દીક્ષા લઇને બને અગ્યારમા ભવે સર્વાર્થસિદ્ધ વિમાનમા દેવતા થયા, તેનું મનોહર ચરિત્ર છે.

૫ સર્ગ પાંચમામાં–મેઘરથ રાજાનો જીવ શ્રીશાંતિનાથ નામે પાંચમા ચક્રી ને સોળમા તીર્થંકર થયા તેમનુ તેમજ દઢરથનો જીવ શ્રીશાંતિનાથજીના પ્રથમ પુત્ર અને પ્રથમ ગણધર ચક્રાયુધ નામે થયા તેમનું અપૂર્વ ચરિત્ર છે.

આ પ્રમાણે પાંચમા પર્વમાં શ્રીશાંતિનાથજીનુ તેમના બાર ભવના સવિસ્તર વર્ણન સાથે એકજ ચરિત્ર સમાવેલું છે. ઉત્તમ જીવો દરેક ભવમાં ઉત્તમ સ્થાને, ઉત્તમ કુળમાં, ઉત્તમ જીવના પુત્રપણે ઉપજે છે, તે આમાં પ્રત્યક્ષ દેખાડી આપ્યું છે. શાંતિનાથજીના જીવ બેવાર તીર્થંકરના પુત્ર થયા, બેવાર ચક્રવર્તીપણુ પામ્યા, એકવાર બળદેવ થયા અને પોતે તીર્થંકર પણ થયા. આવી શ્રેષ્ઠતા કોઈ અપૂર્વ પુણ્યવાન જીવનેજ પ્રાપ્ત થાય છે. શ્રીમહાવીર સ્વામીના જીવે મરિચિના ભવમાં કુળમદ કર્યો; પરતુ તેમના કરતાં શ્રીશાંતિનાથજીના જીવની ઉચ્ચતા અતિ વિશેષ છે, અને એમનુ આખુ ચરિત્ર પ્રશસનીય છે. તેમના ચરિત્રમાં કોઇ પણ પ્રકારનો ડાઘ સરખો પણ દષ્ટિએ પડતો નથી.

---

## છઠ્ઠા પર્વમાં આઠ સર્ગ છે તેમાં-

૧ સર્ગ પહેલામાં-છઠ્ઠા ચક્રી ને ૧૭ મા તીર્થંકર શ્રીકુંથુનાથજીનુ ચરિત્ર.

૨ સર્ગ બીજામાં-સાતમા ચક્રી ને ૧૮ મા તીર્થંકર શ્રીઅરનાથજીનું ચરિત્ર. તેમાં વિસ્તાર સહિત વીરભદ્રનું ચરિત્ર.

૩ સર્ગ ત્રીજામાં-છઠ્ઠા વાસુદેવ, બળદેવ ને પ્રતિવાસુદેવ પુરુષપુંડરિક, આનંદ ને બળિરાજાનાં ચરિત્ર.

૪ સર્ગ ચોથામાં-સુભૂમ નામે આઠમા ચક્રવર્તીનું ચરિત્ર, તેની અતર્ગત પરશુરામનું ચરિત્ર.

૫ સર્ગ પાંચમામાં-સાતમા વાસુદેવ, બળદેવ ને પ્રતિવાસુદેવ દત્ત, નંદન અને પ્રહ્લાદના ચરિત્રો.

૬ સર્ગ છઠ્ઠામાં-શ્રીમલ્લિનાથનું ચરિત્ર. તે સાથે તેમના પૂર્વ ભવના છ મિત્રોનાં પણ ચરિત્ર, મલ્લીકુમારી માટે દૂત મોકલવાનાં કારણો વગેરે.

૭ સર્ગ સાતમામાં-શ્રીમુનિસુવ્રતસ્વામીનું ચરિત્ર. તેમાં હરિવંશની ઉત્પત્તિ, અશ્વાવબોધ તીર્થની ઉત્પત્તિ અને કાર્તિકશેઠની કથા વિગેરે.

૮ સર્ગ આઠમામાં-મહાપદ્મ નામે નવમા ચક્રવર્તીનું ચરિત્ર. તેની અતર્ગત તેમના મોટા ભાઈ વિષ્ણુકુમારનુ ચરિત્ર.

એકંદર ચાર પર્વમાં ૨૮ સર્ગની અદર ૪૫ મહાપુરૂષોનાં અને બીજા અનેક ચરિત્રો સમાવેલાં છે તેની અંદર વાસુદેવ, પ્રતિવાસુદેવ ને ૧ સુભૂમ ચક્રી દુર્ગતિએ ગયેલા છે; બાકી બધા જીવો સદ્ગતિના ભાજન થયેલા છે.

દરેક સર્ગમાં શું શું હકીકત છે તેની વિસ્તારવાળી વિષયાનુક્રમણિકા આ સાથે જુદી આપેલી હોવાથી અહીં તે સબધી વધારે લખવાની આવશ્યકતા રહેતી નથી.

અન્યમતિઓ જેને દૈત્ય કહે છે અને જેને મારવા માટે તેઓ પોતાના દેવને અવતાર ધારણ કરવા પડ્યાનું કહે છે તે દૈત્યો પ્રતિવાસુદેવજ જણાય છે અને તેમના દેવના અવતાર તે વાસુદેવ જણાય છે. આ ભાગમાં આવેલા સાત પ્રતિવાસુદેવ અશ્વગ્રીવ, તારક, મેરક, મધુકૈટભ,[1] નિશુંભ, બળિ ને પ્રલ્હાદ એ બધાને અન્યમતિઓ અસુર અથવા દૈત્ય તરિકેજ ઓળખે છે. તેઓ વાસ્તવિક દૈત્ય નહીં પણ દૈત્ય જેવા હોવાથી દૈત્ય ગણાયેલા જણાય છે.

આ ભાગમાં આવેલાં ચરિત્રો સબધી, તેમાં આવેલી હકીકત સબધી તેમજ ગ્રથકર્ત્તા સબધી વધારે ન લખતા આ પ્રસ્તાવના આટલેથીજ સમાપ્ત કરીએ છીએ, અને સુજ્ઞ તેમજ ગુણગ્રાહી વિદ્વાનો પ્રત્યે ભાષાંતરમા થયેલી ભુલચુકને માટે ક્ષમા યાચના કરીએ છીએ

૧ મધુ ને કૈટભ એ ભાઇઓ થયેલા છે

આ ભાગનાં પ્રુફ વાંચવાની પૂરી ચીવટ રાખ્યા છતાં પ્રેસવાળાની ગફલતથી ઘણી જગ્યાએ હ્રસ્વાઈનો ઉપરનો ભાગ છાપવામાં ઉઠયો નથી તેથી તેટલું સુધારીને વાંચવા વિનંતિ છે, તે સાથે ફારમ ૩૭-૩૮ ના સંયોગમાં (પૃષ્ઠ ૨૯૬-૯૭ વચ્ચે) છ લાઈનો બેવાર છાપી દીધી છે તેથી તે ભૂલ પણ દરગુજર કરવા યોગ્ય છે.

સુજ્ઞ જૈન બંધુઓ આ ગ્રંથને આદ્યંત વાંચીને તેમાં આવેલા પારાવાર સારમાંથી અલ્પ પણ સાર ગ્રહણ કરશે તો અમે અમારા પ્રયાસને ફલીભૂત થયેલો માનશું; અને તેમના આત્માનું પણ કલ્યાણ થશે. તથાસ્તુ.

સંવત ૧૯૬૩<br>ફાલ્ગુન વદિ ૧.

**શ્રી જૈન ધર્મ પ્રસારક સભા,**

[illegible]નગર.

# श्री त्रिषष्टि शलाका पुरुष चरित्र भाषांतर.

## पर्व ३-४-५-६.

## त्रिषयानुक्रमणिका.

### पर्व ३ जुं.

**પહેલા સર્ગમાં-શ્રી સંભવનાથજીનું ચરિત્ર**-તેમનો પૂર્વભવ-વિપુળવાહન રાજા-તેમના ગુણોનું વર્ણન-પડેલો દુષ્કાળ-તેનું વર્ણન-તે ઉપરથી રાજાને થયેલો વિચાર-શ્રીસંઘની ભક્તિ કરવાની થયેલી ઇચ્છા-દુષ્કાળમાં પણ કરેલી અપ્રતિમ સંઘભક્તિ-તેથી બાંધેલું તીર્થંકરનામકર્મ-એકદા મેઘ ઉત્પન્ન થઇને એકાએક અસ્તવ્યસ્ત થયેલ જોઇ ઉપજેલી વિચારણા-તે ઉપરથી ચારિત્ર ગ્રહણ કરવાનો કરેલો નિર્ણય-પુત્ર સાથે થયેલ ઉત્તર પ્રત્યુત્તર-વિપુળવાહને લીધેલી દીક્ષા-નવમા દેવલોકમાં ઉપજવું-જીતારી રાજા ને સેના દેવીનુ વર્ણન-માતાને આવેલાં ચૌદ સ્વપ્ન-નવમા દેવલોકથી ચ્યવી સેના દેવીના ગર્ભમાં ઉપજવું-ઇંદ્રનું સ્વપ્નાર્થ કહેવા આવવું-ભગવંતનો જન્મ-દિશાકુમારીઓએ કરેલ સૂતિકર્મ-તેમણે કરેલો જન્મોચ્છવ-ઇંદ્રોએ કરેલો જન્મોચ્છવ-સૌધર્મેંદ્રે કરેલ સ્તુતિ-જીતારિ રાજાએ કરેલો જન્મોચ્છવ-ગુણનિષ્પન્ન સંભવનાથ નામ પાડવું-બાળક્રીડા-પ્રાપ્ત થયેલ યૌવન-દેહ વર્ણન-ભગવંતનો વિવાહ-રાજ્યેસ્થાપન-ભગવતે વિચારેલ સંસારસ્થિતિ-લોકાંતિક દેવોનું આગમન-પ્રભુએ આપેલું સંવત્સરીદાન-દીક્ષામહોત્સવ-ભગવતે લીધેલ દીક્ષા-ઇંદ્રે કરેલ સ્તુતિ-ભગવતે કરેલ પ્રથમ પારણું-પંચ દીવ્યનું પ્રકટ થવું-પ્રભુને ઉત્પન્ન થયેલ કેવળજ્ઞાન-સમવસરણની રચના-બાર પર્ષદાનું આગમન-ઇંદ્રે કરેલ સ્તુતિ-ભગવંતે આપેલી દેશના-તેમાં અનિત્ય ભાવનાનું સ્વરૂપ-ગણધરોની સ્થાપના-પ્રભુના યક્ષયક્ષિણી-ભગવંતનો પરિવાર-પ્રાંતે સમેત શિખર પધારવું-ભગવતનું નિર્વાણ-આયુષ્યનું પ્રમાણ વિગેરે-

**બીજા સર્ગમાં-શ્રી અભિનંદન સ્વામીનું ચરિત્ર**-તેમનો પૂર્વભવ-મહાબળરાજાએ લીધેલી દીક્ષા-નિરતિચાર પ્રતિપાલન-વીશ સ્થાનક આરાધન-તીર્થંકર નામ કર્મનો બંધ-વિજયવિમાનમાં ઉપજવું-અયોધ્યાનું વર્ણન-સંવર રાજા ને સિદ્ધાર્થા રાણીનું વર્ણન-વિજયવિમાનથી ચ્યવવું-સિદ્ધાર્થા દેવીના ગર્ભમાં ઉત્પન્ન થવું-તેમણે દીઠેલાં ચૌદ સ્વપ્ન-ઇંદ્રે કહેલ તેનો અર્થ-પ્રભુનો જન્મ-દેવકૃત જન્મોચ્છવ-ઇંદ્રે કરેલી સ્તુતિ-અભિનંદન નામસ્થાપન-દેહનું વર્ણન-ભગવંતનો વિચાર-રાજ્યસ્થાપન-ભગવતે લીધેલી દીક્ષા-પ્રાપ્ત થયેલ કેવળ જ્ઞાન-ઇંદ્રે કરેલી સ્તુતિ-ભગવતે આપેલી દેશના-તેમાં અશરણ ભાવનાનું સ્વરૂપ-ગણધરસ્થાપના-યક્ષયક્ષિણી-ભગવંતનો પરિવાર-સમેતશિખર પધારવું-ભગવંતનું નિર્વાણ-આયુનું પ્રમાણ વિગેરે—

**ત્રીજા સર્ગમાં-શ્રી સુમતિનાથનું ચરિત્ર**-તેમનો પૂર્વભવ-વિજયસેન રાજા ને સુદર્શના રાણી-રાણીને થયેલ પુત્રાભિલાષ-તેને માટે રાજાએ કરેલ કુલદેવીનું પૂજન-તેણે કરેલ પુત્રપ્રાપ્તિની વાત-રાણીને ગર્ભ રહેવો-પૂર્ણ સમયે થયેલ પુત્રજન્મ-પુરૂષસિંહ નામસ્થાપન-યૌવનાવસ્થાની પ્રાપ્તિ-મુનિગજનો મેળાપ-તેને જોતાં થયેલો વિચાર-પુછેલો ધર્મ-મુનિએ કહેલ ધર્મનું સ્વરૂપ-પુરૂષસિંહને દીક્ષા લેવાનો થયેલ વિચાર-પિતાપુત્રને થયેલ પ્રશ્નોત્તર-પુરૂષસિંહે લીધેલ દીક્ષા-તીર્થંકરનામકર્મનું ઉપાર્જન-વૈજયંત વિમાનમાં ઉપજવું-મેઘરાજા ને મંગળા રાણીનું વર્ણન-વૈજયંતવિમાનથી ચ્યવવું-મંગળા રાણીની કુખે ઉપજવું-બે શોકોને એક પુત્રના સંબંધમાં પડેલો વિવાદ-રાજાથી ન થયેલો ઇંનસાફ-ગર્ભના પ્રભાવે રાણીને પ્રાપ્ત થયેલ સુમતિ-તેણે કરી આપેલો ઇંનસાફ-પ્રભુનો જન્મ-દેવકૃત જન્મો-

મ્હત્વ-સાથમેંદ્રે કરેલી સ્તુતિ-સુમતિનાથ નામસ્થાપન-યૌવનાવસ્થા-પાણિગ્રહણ-રાજ્યેસ્થાપન-દીક્ષાગ્રહણ-પ્રથમ પારણું-કેવળજ્ઞાનપ્રાપ્તિ-ઇંદ્રોનુ આગમન-ઇંદ્રે કરેલી સ્તુતિ-ભગવંતે આપેલી દેશના-તેમા એકત્વ ભાવનાનુ સ્વરૂપ-ગણધરસ્થાપના-યક્ષયક્ષણી-પ્રભુનો પરિવાર-સમેતશિખર પધારવુ-પ્રભુનું નિર્વાણ-આયુષ્યનુ પ્રમાણ વિગેરે—

ચોથા સર્ગમાં-શ્રી પદ્મપ્રભ ચરિત્ર-તેમનો પૂર્વભવ-અપરાજિત રાજાને થયેલ વિચારણા-તેમણે લીધેલી દીક્ષા-વીશસ્થાનક આરાધન-તીર્થંકરનામકર્મનો બંધ-નવમા ગ્રૈવેયકમાં ઉપજવુ-ધર રાજા ને સુસીમા રાણીનુ વર્ણન-નવમા ગ્રૈવેયકથી ચ્યવવું-સુસીમા રાણીની કુખે ઉપજવુ-પ્રભુનો જન્મ-મેરૂપર્વતપર જન્મોત્સવ-ઇંદ્રે કરેલી સ્તુતિ-પદ્મપ્રભ નામસ્થાપન-યૌવનાવસ્થા-પાણિગ્રહણ-રાજ્યે સ્થાપન-દીક્ષાગ્રહણ-પ્રથમ પારણું-કેવળજ્ઞાનપ્રાપ્તિ-દેવાગમન-ઇંદ્રે કરેલી સ્તુતિ-ભગવંતે આપેલી દેશના-તેમાં સંસાર ભાવનાનું સ્વરૂપ-ચારે ગતિમાં પ્રાપ્ત થતાં દુઃખોનું સવિસ્તર વર્ણન-ગણધરસ્થાપના-યક્ષયક્ષણી-પ્રભુનો પરિવાર-પ્રાંતે સમેત શિખર પધારવું-પ્રભુનુ નિર્વાણ-આયુષ્યનુપ્રમાણ વિગેરે—

પાંચમા સર્ગમાં-શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર-તેમનો પૂર્વભવ-નંદિષેણ રાજાએ લીધેલ દીક્ષા-વીશસ્થાનકનું આરાધન-તીર્થંકરનામકર્મનો બંધ, છઠ્ઠા ગ્રૈવેયકમાં ઉપજવું-પ્રતિષ્ઠ રાજા ને પૃથ્વી રાણીનુ વર્ણન-છઠ્ઠા ગ્રૈવેયકથી ચ્યવવુ-પૃથ્વી રાણીના ઉદરે ઉપજવુ-પ્રભુનો જન્મ-જન્મોત્છવ-ઇન્દ્રે કરેલી સ્તુતિ-સુપાર્શ્વ નામસ્થાપન-યૌવનાવસ્થા-પાણિગ્રહણ-રાજ્યે સ્થાપન-સવત્સરીદાન-દીક્ષા ગ્રહણ-પ્રથમ પારણુ-કેવળજ્ઞાનપ્રાપ્તિ-ઇંદ્રાગમન-ઇન્દ્રે કરેલ સ્તુતિ-ભગવંતે આપેલ દેશના-તેમાં અન્યત્વ ભાવનાનુ સ્વરૂપ-ગણધરસ્થાપના-યક્ષયક્ષણી-પ્રભુનો પરિવાર-સમેત શિખર પધારવું-પ્રભુનુ નિર્વાણ-આયુનું પ્રમાણ વિગેરે-

છઠ્ઠા સર્ગમા-શ્રી ચંદ્રપ્રભ ચરિત્ર-તેમનો પૂર્વભવ-પદ્મ રાજાએ લીધેલ ચારિત્ર-વીશસ્થાનક આરાધન-તીર્થંકરનામ કર્મનો બંધ-વૈજયંત વિમાનમા ઉપજવું-મહાસેન રાજા ને લક્ષ્મણા રાણીનું વર્ણન-વૈજયંત વિમાનથી ચ્યવવું-લક્ષ્મણા રાણીની કુક્ષીમાં ઉપજવુ-પ્રભુનો જન્મ-ઇંદ્રકૃત જન્માભિષેક-ઇન્દ્રે કરેલી સ્તુતિ-ચંદ્રપ્રભ નામસ્થાપન-યૌવનાવસ્થા-પાણિગ્રહણ-રાજ્યપ્રતિપાલન-દીક્ષાગ્રહણ-પ્રથમ પારણુ-કેવળજ્ઞાનપ્રાપ્તિ-દેવાગમન-ઇન્દ્રકૃત સ્તુતિ-પ્રભુએ આપેલ દેશના-તેમાં અશુચિ ભાવનાનુ સ્વરૂપ-ગણધરસ્થાપના-યક્ષયક્ષણી-પ્રભુનો પરિવાર-સમેત શિખર પધારવું-પ્રભુનુ નિર્વાણ-આયુનુ પ્રમાણ વિગેરે-

સાતમા સર્ગમાં-શ્રીસુવિધિનાથ ચરિત્ર-તેમનો પૂર્વભવ-મહાપદ્મ રાજાએ લીધેલી દીક્ષા-વીશ સ્થાનક આરાધન-તીર્થંકરનામકર્મનું ઉપાર્જન-વૈજયંત વિમાનમાં ઉપજવું-સુગ્રીવ રાજા ને રામા રાણીનું વર્ણન-વૈજયંત વિમાનથી ચ્યવવુ-રામા દેવીની કુક્ષીમાં ઉપજવું-પ્રભુનો જન્મ-દેવકૃત જન્મોત્સવ-ઇન્દ્રકૃત સ્તુતિ-સુવિધિ અને પુષ્પદંત નામસ્થાપન-યૌવનાવસ્થા-પાણિગ્રહણ-રાજ્ય પરિપાલન-ચારિત્રગ્રહણ-પ્રથમ પારણું-દેવાગમન-ઇન્દ્રે કરેલી સ્તુતિ-પ્રભુએ આપેલ દેશના-તેમાં આસ્રવભાવનાનું સ્વરૂપ-આઠ કર્મ બાંધવાના હેતુઓ-ગણધર સ્થાપના-યક્ષયક્ષણી-પ્રભુનો પરિવાર-સમેત શિખર પધારવુ-પ્રભુનુ નિર્વાણ-આયુનું પ્રમાણ-તીર્થોચ્છેદ-અસયતિ પૂજા-બીજા છ પ્રભુના અંતરમાં પણ તેજ પ્રમાણે થવાનો તીર્થોચ્છેદ-મિથ્યાત્વ વૃદ્ધિ-વિગેરે-

આઠમા સર્ગમાં-શ્રીશીતળનાથ ચરિત્ર-તેમનો પૂર્વભવ-પદ્મોત્તર રાજાએ લીધેલ દીક્ષા-વીશસ્થાનક આરાધન-તીર્થંકરનામકર્મનુ ઉપાર્જન-દશમા દેવલોકમાં ઉપજવું-દ્રઢરથ રાજા ને નંદારાણીનું વર્ણન-દશમા દેવલોકથી ચ્યવી નંદા દેવીની કુક્ષીમાં ઉપજવું-પ્રભુનો જન્મ-દેવકૃત જન્મોત્છવ-ઇંદ્રકૃત સ્તુતિ-શીતળનાથ નામસ્થાપન-યૌવનાવસ્થા-પાણિગ્રહણ-રાજ્યેસ્થાપન-લોકાંતિક દેવાગમન-ચારિત્રગ્રહણ-પ્રથમ પારણુ-કેવળજ્ઞાનપ્રાપ્તિ-દેવાગમન-ઇંદ્રે કરેલી સ્તુતિ-પ્રભુએ આપેલી દેશના-તેમાં સંવર ભાવનાનું સ્વરૂપ-સંવરના ભેદ-ગણધર સ્થાપના-યક્ષયક્ષણી-પ્રભુનો પરિવાર-પ્રાંતે સમેત શિખર પધારવું-પ્રભુનું નિર્વાણ-આયુષ્યનું પ્રમાણ વિગેરે—

પર્વ ત્રીજું સમાપ્ત.

# પર્વ ચોથું.

## સર્ગ-૭

**પહેલા સર્ગમાં-શ્રી શ્રેયાંસનાથ, ત્રિપૃષ્ટ, અચળ ને અશ્વગ્રીવનું ચરિત્ર**-શ્રીશ્રેયાંસનાથજીનો પૂર્વભવ-નલિનગુલ્મ રાજાએ લીધેલ દીક્ષા-વીશસ્થાનક આરાધન-તીર્થંકરનામકર્મનો બંધ-સાતમા દેવલોકમાં ઉપજવુ-સિંહપુર નગર, વિષ્ણુરાજ રાજા અને વિષ્ણુ દેવી રાણીનું વર્ણન-સાતમા દેવલોકથી ચ્યવવું-વિષ્ણુ રાણીની કુક્ષીમાં ઉપજવું-તેણે દીઠેલાં ચૌદ સ્વપ્ન-પ્રભુનો જન્મ-છપ્પન દિશાકુમારીનુ આવવું-તેણે કરેલ જન્મોચ્છવ ને સૂતિકર્મ-ઈંદ્રોએ કરેલ જન્મોચ્છવ-**સૌધર્મેંદ્રે કરેલ સ્તુતિ-શ્રેયાંસ** નામસ્થાપન-યૌવનાવસ્થા-રાજ્યભારગ્રહણ-લોકાંતિક દેવનુ આવવુ-સાંવત્સરિકદાન-દીક્ષામહોચ્છવ-ચારિત્રગ્રહણ-પ્રથમ પારણું-અચળ બળદેવનો પૂર્વભવ-અનુત્તર વિમાનમાં ઉપજવું-ત્રિપૃષ્ટ વાસુદેવનો પૂર્વભવ-વિશ્વભૂતિ કુમારની ઉદ્યાનક્રીડા-વિશાખનદીને થયેલ ઇર્ષ્યા-યુક્તિથી વિશ્વભૂતિ પાસે કરાવેલ ઉદ્યાનનું ત્યાજન-તેને થયેલ વૈરાગ્ય-તેણે લીધેલ દીક્ષા-મથુરા નગરીમા એકઠા થવુ-વિશાખનદીએ કરેલ હાસી-વિશ્વભૂતિએ કરેલ નિયાણું-મહાશુક્ર દેવલોકમાં ઉપજવું-

પોતનપુર નગર, રિપુપ્રતિશત્રુ રાજા ને ભદ્રારાણીનું વર્ણન-અચળ બળદેવના જીવનું અનુત્તર વિમાનથી ચ્યવવું-ભદ્રાદેવીની કુક્ષીમાં ઉપજવુ-તેણે દીઠેલાં ચાર સ્વપ્ન-પુત્રજન્મ-**અચળ** નામસ્થાપન-બીજીવાર રહેલ ગર્ભ-મૃગાવતીનો જન્મ-તેના રૂપનુ વર્ણન-રિપુપ્રતિશત્રુ રાજાને તેનાપર થયેલ અનુરાગ-તેનું અંતઃપુરમાં સ્થાપન-તેની સાથે કરેલ ગાંધર્વ લગ્ન-લોકોએ પાડેલુ **પ્રજાપતિ** નામ-ભદ્રા દેવીને થયેલ લજ્જા-તેનું દક્ષિણ દેશપ્રતિ ગમન-માતાને ત્યાં મુકીને અચળનુ પાછુ આવવું—

વિશ્વભૂતિના જીવનું સાતમા દેવલોકથી ચ્યવવું-મૃગાવતીની કુક્ષીમા ઉપજવુ-તેને આવેલાં સાત સ્વપ્ન-પુત્રજન્મ-**ત્રિપૃષ્ટ** નામસ્થાપન-અચળ કુમાર સાથે ક્રીડા-બંનેનો અપ્રતિમ સ્નેહ—

રત્નપુર નગરમાં **અશ્વગ્રીવ** પ્રતિવાસુદેવનો જન્મ-તેણે સાધેલા ત્રણ ખંડ-તેને થયેલ મૃત્યુ સંબંધી ચિંતા-નિમિત્તિઆને કરેલ પ્રશ્ન-નિમિત્તિએ બતાવેલી તેને મારનારની નીશાનીઓ-અશ્વગ્રીવે સભામાં કરેલ પ્રશ્ન-ચંડવેગ દૂતને મોકલવો-તેનું પ્રજાપતિ રાજાની સભામાં આવવું-તેથી થયેલો રંગમાં ભંગ-ત્રિપૃષ્ટ કુમારનું તેનાપર ગુસ્સે થવું-ચંડવેગનુ પાછું નીકળવું-ત્રિપૃષ્ટે કરેલુ તેનું અત્યંત અપમાન-પ્રજાપતિ રાજાને પડેલા ખબર-તેને થયેલ ખેદ-ચંડવેગને પાછો બોલાવીને તેણે કરેલ સન્માન-ચંડવેગનું અશ્વગ્રીવ પાસે ગમન-અશ્વગ્રીવને પ્રથમથી પડેલા ખબર-ચંડવેગે પ્રજાપતિ રાજાનો કરેલો બચાવ-શાળીના ક્ષેત્રની સિંહથી રક્ષા કરવાને પ્રજાપતિ ઉપર મોકલેલ હુકમ-પિતાપુત્ર વચ્ચે થયેલ સવાદ-ત્રિપૃષ્ટને અચળનું શાળીક્ષેત્ર પ્રતિ ગમન-સિંહ સાથે ત્રિપૃષ્ટે કરેલું યુદ્ધ-સિંહનુ વિદારણ-તેને થયેલ શોક-સારથીએ કરેલ સાંત્વન-અશ્વગ્રીવને કહેવરાવેલ સદેશો-પિતા પાસે આવવું-અચળ કુમારે કહેલ વૃત્તાંત-તેનું ખુશી થવું—

વૈતાઢ્ય પર્વત ઉપર અર્કકીર્ત્તિ ને સ્વયંપ્રભાનો જન્મ-સ્વયંપ્રભાના રૂપનું વર્ણન-તેને થયેલ મુનિસમાગમ-સમકિતની પ્રાપ્તિ-તેના વર માટે તેના પિતા જ્વલનજટીને થયેલ ચિંતા-તે બાબત પ્રધાનોને કરેલ પ્રશ્ન-તેમણે બતાવેલ જુદા જુદા વિચાર-રાજાએ નિમિત્તિઆને પુછવું-તેણે ત્રિપૃષ્ટ કુમારની બતાવેલી યોગ્યતા-ત્યા મોકલેલ દૂત-કબુલ થયેલ વિવાહ-સ્વયંપ્રભાને લઈને પરણાવવા આવવુ-ત્રિપૃષ્ટ સાથે થયેલા લગ્ન-વિવાહનુ વર્ણન-અશ્વગ્રીવને પડેલા ખબર-તેને થયેલ ક્રોધ-જ્વલનજટી પાસે મોકલેલ દૂત-તેણે કરેલ સ્વયંપ્રભાની માગણી-જ્વલન જટીએ આપેલ ઉત્તર-દૂતનુ ત્રિપૃષ્ટ પાસે આવવુ-તેની પાસે કરેલી સ્વયંપ્રભાની માગણી-ત્રિપૃષ્ટે આપેલો ઉત્તર-દૂતનુ અશ્વગ્રીવ પાસે આવવુ-અશ્વગ્રીવે વિદ્યાધરોને કરેલ હુકમ-તેનુ જ્વલનજટી સાથે યુદ્ધ કરવા જવુ-તેઓનો થયેલ પરાજય-

અશ્વગ્રીવને યુદ્ધ માટે કરેલું નિમંત્રણ—અશ્વગ્રીવે પ્રધાનોની સાંભળી સલાહ—તેમાંની સલાહનું અવગણન પણું—યુદ્ધની તૈયારી—અશ્વગ્રીવને થયેલાં અપશુકનો—તે છતાં યુદ્ધમાં કરેલ પ્રયાણ—રથાવર્તગિરિ પાસે કરેલ પડાવ—ત્રિપૃષ્ટ ને અચળ કુમારે કરેલ વિદ્યાસાધન—તેમનું પણ યુદ્ધ માટે પ્રયાણ—રથાવર્તગિરિ પાસે આવવુ—ત્રિપૃષ્ટની અગ્રસેનાએ હયગ્રીવની સેનાનો કરેલ પરાજય—તેના પક્ષના વિદ્યાધરોએ બતાવેલ માયા—ત્રિપૃષ્ટની સેનાનું નિરાશ થવું—જ્વલનજટીએ ત્રિપૃષ્ટને કરેલી પ્રેરણા—ત્રિપૃષ્ટને અશ્વગ્રીવ યુદ્ધભુમિ તરફ પ્રયાણ—દૈવી શસ્ત્રાદિકની પ્રાપ્તિ—અશ્વગ્રીવે પોતાના સૈનિકોનો કરેલ તિરસ્કાર—અશ્વગ્રીવનું યુદ્ધભૂમિમાં આવવું—ત્રિપૃષ્ટનું ને અશ્વગ્રીવનુ સામસામા થવું—પરસ્પર થયેલ વિચાર—તેઓએ પરસ્પર યુદ્ધ કરવાનો કરેલ નિર્ણય—બનેએ કરેલ યુદ્ધ—અનેક પ્રકારે પ્રતિવાસુદેવનું હારવું—અશ્વગ્રીવના શસ્ત્રોનુ નિષ્ફળ જવુ—તેણે કરેલું ચક્રનું સ્મરણ—ત્રિપૃષ્ટ ઉપર ચક્રનું ફેંકવુ—તેના પ્રહારથી ત્રિપૃષ્ટને આવેલ મૂર્છા—મૂર્છાનું વળવુ—ત્રિપૃષ્ટે કરેલ ચક્રનું ગ્રહણ—અશ્વગ્રીવ ઉપર ચક્રનું ફેંકવું—તેણે કરેલ અશ્વગ્રીવના મસ્તકનો છેદ—તેનું સાતમી નરકમા ઉપજવું—ત્રિપૃષ્ટનો જય—પ્રથમ વાસુદેવ પ્રગટ થયાની અંતરીક્ષ વાણી—ત્રિપૃષ્ટે કરેલો દિગ્વિજય—કોટી શીલાનું ઉપાડવું—પોતનપુરમાં પ્રવેશ—અર્ધચક્રીપણાનો અભિષેક—

શ્રેયાંસનાથજીનો છદ્મસ્થ વિહાર—કેવળજ્ઞાનપ્રાપ્તિ—ગણધર સ્થાપના—શાસનદેવી—પ્રભુનું પોતનપુરે પધારવુ—દેવે રચેલુ સમવસરણ—બાર પર્ષદા—ત્રિપૃષ્ટને ગયેલ વધામણી—તેનું પ્રભુ પાસે આવવું—ઇંદ્રાદિકે કરેલી પ્રભુની સ્તુતિ—પ્રભુએ આપેલી દેશના—તેમાં નિર્જરા ભાવનાનું સ્વરૂપ—પ્રભુનો પરિવાર—સમેત શિખર પધારવું—ભગવંતનું નિર્વાણ—આયુષ્યનું પ્રમાણ—

ત્રિપૃષ્ટ વાસુદેવને થયેલ પુત્રો—ગવૈયાઓને બંધ રાખવાનો શય્યાપાળને કરેલ હુકમ—તેણે કરેલ અનાદર—ત્રિપૃષ્ટને ચડેલ ક્રોધ—તેના કાનમાં રેડાવેલું તરવું—તેથી શય્યાપાળનું થયેલ મરણ—ત્રિપૃષ્ટે બાંધેલ અસાતા વેદની કર્મ—ત્રિપૃષ્ટનું મરણ—સાતમી નરકમાં ઉપજવું—અચળ બળદેવને થયેલ અતિ ખેદ—તેણે બતાવેલો મોહવિલાસ—પ્રાંતે લીધેલ દીક્ષા—નિરતિચાર પ્રતિપાલન—બળદેવનું નિર્વાણ—

**બીજા સર્ગમાં—શ્રી વાસુપુજ્ય, દ્વિપૃષ્ટ, વિજય ને તારકનું ચરિત્ર**—શ્રી વાસુપુજ્યનો પૂર્વભવ—પદ્મોત્તર રાજાએ લીધેલ દીક્ષા—વીશ સ્થાનકનું આરાધન—તીર્થંકરનામકર્મનો બંધ—દશમા દેવલોકમાં ઉપજવુ—ચંપાનગરી, વસુપૂજ્ય રાજા ને જયારાણીનુ વર્ણન—પ્રાણત દેવલોકથી ચ્યવવું—જયાદેવીની કુક્ષીમાં ઉપજવું—પ્રભુનો જન્મ—ઇન્દ્રોએ કરેલ જન્માભિષેક—સૌધર્મેન્દ્રે કરેલ સ્તુતિ—વાસુપૂજ્ય નામ સ્થાપન—બાળક્રીડા—યૌવનાવસ્થા—માતપિતાએ વિવાહ માટે કરેલી પ્રાર્થના—ભગવંતે આપેલ ઉત્તર—માતપિતાનું ફરીને કહેવુ—તેનો પણ પ્રભુએ આપેલ ઉત્તર—વિવાહનો અસ્વીકાર—લોકાંતિક દેવોનું આગમન—દીક્ષામહોત્સવ—ઉદ્યાનવર્ણન—પ્રભુએ લીધેલ દીક્ષા—પ્રથમ પારણું—

વિજય બળદેવનો પૂર્વભવ—તેણે લીધેલ દીક્ષા—અનુત્તર વિમાનમાં ઉપજવુ—દ્વિપૃષ્ટ વાસુદેવનો પૂર્વભવ—વિંધ્યશક્તિ રાજાએ પર્વત રાજા પાસે મોકલેલ દૂત—ગુણમંજરી વેશ્યાના રૂપનું વર્ણન—તેની માગણી—પર્વત રાજાએ દૂતનું કરેલુ અપમાન—વિંધ્યશક્તિનુ યુદ્ધ માટે પ્રયાણ—પરસ્પર યુદ્ધ—પર્વત રાજાનો પરાજય—તેણે કરેલ પલાયન—ગુણમંજરી વેશ્યા વગેરેનું વિંધ્યશક્તિએ કરેલ ગ્રહણ—પર્વત રાજાને થયેલ દુ:ખગર્ભિત વૈરાગ્ય—તેણે લીધેલી દીક્ષા—વિંધ્યશક્તિને મારનાર થવાનું કરેલુ નિયાણું—દશમા દેવલોકમા ઉપજવુ—વિંધ્યશક્તિના જીવનું કેટલાક ભવ પછી દેવતા થવુ—ત્યાંથી ચ્યવવું—વિજયપુરમા ઉપજવુ—તારક પ્રતિવાસુદેવ થવુ—

દ્વારકા નગરીમા બ્રહ્મ રાજા ને સુભદ્રા ને ઉમારાણી—અનુત્તર વિમાનથી બળદેવના જીવનુ ચ્યવન—સુભદ્રાને આવેલા ચાર સ્વપ્ન—તેની કુક્ષીમા ઉપજવું—પુત્રજન્મ—વિજયકુમાર નામસ્થાપન—દશમા દેવલોકથી વાસુદેવના જીવનુ ચ્યવન—ઉમાદેવીએ દીઠેલાં સાત સ્વપ્ન—પુત્રનો જન્મ—દ્વિપૃષ્ટ નામસ્થાપન—અચળ ને દ્વિપૃષ્ટનો અપ્રતિમ સ્નેહ—બાતમીદારે તારકને કહેલી હકીકત—તેણે સેનાપતિને કરેલ હુકમ—મંત્રીએ દૂત મોકલવાનુ કરેલ સૂચવન—બ્રહ્મરાજા પાસે મોકલેલ દૂત—ઉત્તમ વસ્તુઓની કરેલી માગણી—દ્વિપૃષ્ટ કુમારે દૂતનુ કરેલ અપમાન—તારક પ્રતિવાસુદેવનુ યુદ્ધ માટે પ્રયાણ—દ્વિપૃષ્ટનું પણ પ્રયાણ—બને

સેનાનું પરસ્પર થયેલું યુદ્ધ–તારક ને દ્વિપૃષ્ટનું સામ સામે થવું–તારકે મુકેલું ચક્ર–દ્વિપૃષ્ટને થયેલ મૂર્ચ્છા–તેમાથી સાવધાન થવુ–તારક ઉપર ચક્રનું મુકવું–તેનો શિરચ્છેદ–દ્વિપૃષ્ટનું બીજા વાસુદેવ તરીકે પ્રસિદ્ધ થવું–તેણે કરેલો દિગ્વિજય–કોટી શિલાનું ઉપાડવું–દ્વારકામાં પ્રવેશ–અર્ધચક્રીપણાનો અભિષેક–

વાસુપૂજ્ય સ્વામીનો છદ્મસ્થ વિહાર–પ્રાપ્ત થયેલ કેવળજ્ઞાન–ગણધર સ્થાપના–યક્ષયક્ષણી–દ્વારકા તરફ પ્રભુનુ પધારવું–દ્વિપૃષ્ટાદિકનું વાંદવા નીકળવું–સમવસરણમાં પ્રવેશ–ઇંદ્રે કરેલ **સ્તુતિ–ભગવંતે આપેલ દેશના–ધર્મ** દુર્લભ ભાવનાનું સ્વરૂપ–**મિથ્યાત્વીઓમાં ધર્મનું અજ્ઞાનપણું–તેમણે માનેલો અધર્મને ધર્મ**–તેનો વિસ્તાર–પ્રભુનો પરિવાર–પ્રાંતે ચંપાનગરીએ પધારવું–પ્રભુનુ નિર્વાણ–આયુષ્યનું પ્રમાણ–

દ્વિપૃષ્ટ વાસુદેવનુ મરણ–છઠ્ઠા નરકમાં ઉપજવું–બળદેવને થએલ શોક–તેણે લીધેલી દીક્ષા–તેમનુ મોક્ષગમન–

**ત્રીજા સર્ગમાં–શ્રી વિમળનાથ, સ્વયંભૂ, ભદ્ર ને મેરકનું ચરિત્ર**–વિમળનાથનો પૂર્વભવ–પદ્મસેન રાજાએ લીધેલી દીક્ષા–વીશ સ્થાનકોનું આરાધન–તીર્થંકરનામકર્મનું ઉપાર્જન–આઠમા દેવલોકમાં ઉપજવું–કાંપિલ્યપુર નગર, કૃતવર્મા રાજા તથા શ્યામારાણીનું વર્ણન–આઠમા દેવલોકથી ચ્યવવું–શ્યામારાણીની કુક્ષીમા ઉપજવુ–પ્રભુનો જન્મ–દેવકૃત જન્મોચ્છવ–શક્રેંદ્રે **કરેલ સ્તુતિ–વિમળનાથ** નામસ્થાપન–યૌવનાવસ્થા–પાણિગ્રહણ–રાજ્યપ્રતિપાલન–દીક્ષામહોત્સવ–ઉદ્યાનવર્ણન–દીક્ષાગ્રહણ–પ્રથમ પારણું–

ભદ્ર બળદેવનો પૂર્વભવ–ચારિત્રગ્રહણ–અનુત્તર વિમાનમાં ઉપજવુ–સ્વયંભૂ વાસુદેવનો પૂર્વભવ–ધનમિત્ર રાજા ને બળિરાજાની દ્યૂતક્રીડા–ધનમિત્રનુ રાજ્ય હારી જવું–તેણે લીધેલી દીક્ષા–બળિરાજાનો વધ કરનાર થવાનું કરેલુ નિયાણું–બારમા દેવલોકે ઉપજવુ–બળિરાજાનું પણ દેવતા થવું–ત્યાંથી ચ્યવી મેરક પ્રતિવાસુદેવ થવુ–તેણે કરેલ દિગ્વિજય–દ્વારકા નગરીમા રૂદ્ર રાજાને સુપ્રભા ને પૃથિવી રાણી–સુપ્રભાની કુક્ષિમાં અનુત્તર વિમાનથી ચ્યવીને બળદેવના જીવનુ ઉપજવુ–તેને આવેલાં ચાર સ્વપ્ન–પુત્રનો જન્મ–ભદ્ર નામસ્થાપન–ધનમિત્રના જીવનું બારમા દેવલોકથી ચ્યવવું–પૃથિવી દેવીની કુક્ષિમાં ઉપજવું–તેણે દીઠેલાં સાત સ્વપ્ન–પુત્રનો જન્મ–સ્વયંભૂ નામસ્થાપન–બને ભાઇઓની અપ્રતિમ મૈત્રી–તેમનું ક્રીડા કરવા જવુ–પ્રતિવાસુદેવને ભેટ આપવા જનારા સૈન્યની છાવણી–તેને લુટી લેવાને સ્વયભૂએ કરેલો હુકમ– સુભટોએ છાવણીને લુટવી–મેરક પાસે ગયેલી ફર્યાદિ–તેને ચડેલો કોપ–એક મત્રીએ કરેલું નિવારણ–મત્રીને રુદ્ર રાજા પાસે મોકલવો–ત્યાં સ્વયભૂએ સભળાવેલાં વચનો–સચીવનું પાછા જવુ–મેરકનું યુદ્ધ માટે પ્રયાણ–સ્વયભૂનુ પણ પ્રયાણ–બને સૈન્યનું મળવું–પરસ્પર યુદ્ધ–મેરકે કરેલ ચક્રનુ સ્મરણ–સ્વયભૂ ઉપર છોડવું–તેને આવેલી મૂર્છા–મૂર્છાનું વળવું–તેણે ચક્રનુ મેરક ઉપર મુકવુ–મેરકનો શિરચ્છેદ–નર્કે ગમન–સ્વયંભૂનું ત્રીજા વાસુદેવ તરીકે પ્રસિદ્ધ થવું–તેણે કરેલો દિગ્વિજય–કોટિશિલાનુ ઉપાડવુ–દ્વારકામાં પ્રવેશ–અર્દ્ધચક્રીપણાનો અભિષેક–

શ્રી વિમળનાથનો છદ્મસ્થવિહાર–કેવળજ્ઞાનની પ્રાપ્તિ–ગણધર સ્થાપના–યક્ષયક્ષણી–દ્વારકા પાસે આવવુ–પ્રભુનું સમવસરણ–પર્ષદાનું આગમન–વાસુદેવને વધામણી–તેનુ પ્રભુને વાદવા આવવુ–ઇંદ્રાદિકે **કરેલી સ્તુતિ–પ્રભુએ આપેલી દેશના**–બોધિ દુર્લભ ભાવનાનું સ્વરૂપ–પ્રભુનો પરિવાર–સમેત શિખર પધારવું–પ્રભુનું નિર્વાણ–આયુનું પ્રમાણ–

સ્વયભૂનુ છઠ્ઠી નરકે જવુ–ભદ્ર બળદેવનુ મોક્ષે જવુ–ઇત્યાદિ

**ચોથા સર્ગમાં–શ્રી અનંતનાથ, પુરૂષોત્તમ, સુપ્રભ ને મધુનું ચરિત્ર**–અનંતનાથનો પૂર્વભવ–પદ્મરથ રાજાએ લીધેલ ચારિત્ર–વીશ સ્થાનકનુ આરાધન–તીર્થંકરનામકર્મનો બધ–દશમા દેવલોકમાં ઉપજવુ–અયોધ્યા નગરી, સિંહસેનરાજા ને સુયશારાણીનું વર્ણન–દશમા દેવલોકથી ચ્યવવુ–સુયશા માતાની કુક્ષીમાં ઉપજવુ–પ્રભુનો જન્મ–દેવકૃત જન્મોચ્છવ–ઇંદ્રે કરેલી **સ્તુતિ–અનંતજિત્** નામ સ્થાપન–યૌવનાવસ્થા–પાણિગ્રહણ–રાજ્યૈસ્થાપન–પ્રભુએ લીધેલ દીક્ષા–પ્રથમ પારણું–

બળદેવનો પૂર્વભવ–મહાબળરાજાએ લીધેલ દીક્ષા–આઠમા દેવલોકમાં દેવ થવું–વાસુદેવનો પૂર્વભવ–સમુદ્રદત્ત રાજા ને નદા રાણી–મલયપતિ ચડશાસન રાજાનુ તેને ત્યાં આવવુ–નદા રાણીને જોઇ વ્યા-

મોહ-થવુ-તેનુ તેણે કરેલુ હરણુ-સમુદ્રદત્તને થયેલ વૈરાગ્ય-તેણે લીધેલી દીક્ષા-ચંડશાસનને મારનાર થવાનું કરેલુ નિયાણુ-આઠમા દેવલોકમાં ઉપજવુ-

ચંડશાસનનું સંસારમા પરિભ્રમણ કરીને પૃથ્વીપુરમાં મધુ નામે પ્રતિવાસુદેવ થવું-તેને કૈટભ નામનો એક ભાઇ-દ્વારકાનગરીમાં સોમ નામે રાજા સુદર્શના ને સીતા રાણી-સુદર્શનાના ઉદરથી ચાર સ્વપ્ને સૂચિત બળદેવનો જન્મ-સુપ્રભ નામસ્થાપન-સીતા રાણીના ઉદરથી સાત સ્વપ્ને સૂચિત વાસુદેવનો જન્મ-પુરૂષોત્તમ નામસ્થાપન-બંનેનો અપ્રતિમ સ્નેહ-દેવતાએ કરેલ આયુધાર્પણ-નારદનુ મધુ રાજા પાસે ગમન-તેણે કરેલી કલહપ્રેરણા-સોમ રાજા પાસે દૂતનુ મોકલવુ-સાર સાર વસ્તુની માગણી-પુરુષોત્તમ વાસુદેવે કરેલો દૂતનો તિરસ્કાર-દૂતનુ પાછા જવુ-મધુ રાજાને ચડેલો ક્રોધ-યુદ્ધ કરવા નીકળવુ-સોમ રાજાનુ પણ બને પુત્રો સહિત સામે નીકળવું-પરસ્પર યુદ્ધ-મધુરાજાના સૈન્યનો પરાજય-મધુ રાજાનુ યુદ્ધ કરવા ઉઠવુ-પુરૂષોત્તમનુ સામા થવુ-તે બનેનુ યુદ્ધ-મધુએ કરેલું ચક્રનું સ્મરણ-ચક્રનું પ્રગટ થવુ-વાસુદેવ ઉપર ફેંકવુ-તેને આવેલી મૂર્ચ્છા-મૂર્ચ્છાનુ વળવું-તેણે હાથમાં લીધેલ ચક્ર-મધુ ઉપર ફેંકવુ-તેનો શિરચ્છેદ-નરકે ગમન-કૈટભનું પણ સેનાપતિથી મરણ-પુરુષોત્તમ રાજાનું વાસુદેવ તરીકે પ્રગટ થવુ-તેણે કરેલો દિગ્વિજય-કોટીશીલાનું ઉપાડવું-અર્ધચક્રીપણાનો અભિષેક-

અનતનાથનો છદ્મસ્થ વિહાર-તેમને થયેલ કેવળજ્ઞાન-ગણધરસ્થાપના-યક્ષયક્ષણી-દ્વારકા નગરીએ પધારવું-પ્રભુનું સમવસરણ-વાસુદેવને વધામણી-તેમનુ પ્રભુને વાંદવા આવવું-ઇંદ્રાદિકે **કરેલી પ્રભુની સ્તુતિ-પ્રભુએ આપેલી દેશના**-નવ તત્ત્વોનુ સ્વરૂપ-**જીવ ને અજીવ તત્ત્વની સવિસ્તર પ્રરૂપણા**-પ્રભુનો પરિવાર-પ્રાંતે સમેત શિખર પધારવુ-પ્રભુનુ નિર્વાણ-આયુષ્યનું પ્રમાણ-

પુરુષોત્તમ વાસુદેવનુ છઠ્ઠી નરકે ગમન-સુપ્રભ બળદેવનુ મોક્ષગમન-

**પાંચમા સર્ગમાં-શ્રીધર્મનાથ, પુરુષસિંહ, સુદર્શન ને નિશુંભનુ ચરિત્ર**-ધર્મનાથનો પૂર્વ ભવ-દશરથ રાજાએ લીધેલ દીક્ષા-વીશસ્થાનકનુ આરાધન-તીર્થંકરનામકર્મનો બંધ-વૈજયત વિમાનમાં ઉપજવું-રત્નપુર નગર ભાનુરાજા ને સુવ્રતા રાણીનુ વર્ણન-વૈજયત વિમાનથી ચ્યવન-સુવ્રતા રાણીની કુક્ષીમાં ઉપજવું-ઇંદ્રકૃત જન્મોચ્છવ-ઇંદ્રે **કરેલ જિન સ્તુતિ-ધર્મનાથ** નામસ્થાપન-યૌવનાવસ્થા-પાણિગ્રહણ-રાજ્યે સ્થાપન-દીક્ષાવિચાર-ઉદ્યાનવર્ણન-પ્રભુએ લીધેલી દીક્ષા-પ્રથમ પારણુ-

બળદેવનો પૂર્વભવ-પુરુષવૃષભ રાજાએ લીધેલી દીક્ષા-આઠમા દેવલોકમાં ઉપજવુ-વાસુદેવનો પૂર્વભવ-વિકટ અને રાજસિંહ રાજા-રાજસિંહે વિકટનો કરેલો પરાજય-વિકટ રાજાએ લીધેલી દીક્ષા-રાજસિંહને મારનાર થવાનુ કરેલુ નિયાણુ-બીજા દેવલોકમાં ઉપજવુ-રાજસિંહનુ ભવભ્રમણ-હરિપુરમાં નિશુંભ નામે પ્રતિવાસુદેવ થવુ-

અશ્વપુરમાં શિવ નામે રાજા ને વિજયાને અંમકા નામે રાણી-બળદેવના જીવનું આઠમા દેવલોકથી ચ્યવવું-વિજયાની કુખે ઉપજવુ-તેનો જન્મ-સુદર્શન નામસ્થાપન-વાસુદેવના જીવનું બીજા દેવલોકથી ચ્યવવુ-અમકાની કુખે ઉપજવુ-તેનો જન્મ-પુરુષસિંહ નામસ્થાપન-બનેનો અપ્રતિમ સ્નેહ-સીમાડાના રાજાને જીતવા બળદેવનુ ગમન-પુરુષસિંહનુ પાછળ જવું-માર્ગમાં રોકાવું-શિવરાજાને દાહજ્વર-તેના ખબર મળવાથી પુરુષસિંહનુ પશ્ચાત્ગમન-પિતાનો મેળાપ-અમા માતાનો અગ્નિપ્રવેશ-પુરુષસિંહને થયેલ શોક-શિવરાજાનુ મરણ-પુરુષસિંહને વિશેષ શોક-બળદેવને ખબર આપવા-તેનું આગમન-બને ભાઇઓનું મળવુ-શોકની વિશેષતા-નિશુભ પ્રતિવાસુદેવના દૂતનું આવવું-તેણે શિવ રાજાના બંને પુત્રોને પોતાની પાસે આવવાનું કહેવરાવવુ-પુરુષસિંહને ચડેલો ક્રોધ-તેણે કરેલું દૂતનુ અપમાન-તેનુ પાછા ફરવુ-નિશુંભનુ યુદ્ધ કરવા નીકળવુ-પુરુષસિંહનું પણ સસૈન્ય નીકળવુ-બનેનો મેળાપ-પરસ્પર યુદ્ધ-નિશુભે કરેલ ચક્રનું સ્મરણ-ચક્રનુ પ્રગટ થવું-વાસુદેવ પર છોડવુ-વાસુદેવને મૂર્ચ્છા-મૂર્ચ્છાનું વળવું-તેણે હાથમા લીધેલ ચક્ર-નિશુંભપર છોડવુ-તેથી થયેલ તેનો શિરચ્છેદ-પુરુષસિંહનું પાંચમા વાસુદેવ તરીકે પ્રગટ થવુ-તેણે કરેલ દિગ્વિજય-કોટી શીલાનું ઉપાડવું-અર્ધચક્રીપણાનો અભિષેક-

ધર્મનાથ પ્રભુને કેવળજ્ઞાન-ગણધરસ્થાપના-યક્ષયક્ષિણી-અશ્વપુર પધારવુ-પુરુષસિંહને વધામણી-તેનું વાંદવા નીકળવુ-ઇંદ્રાદિકે **કરેલી સ્તુતિ-પ્રભુએ આપેલી દેશના**-ચાર કષાયોનું સવિસ્તર વર્ણન-પ્રભુનો પરિવાર-સમેત શિખર પધારવુ-પ્રભુનુ નિર્વાણ-આયુષ્ય પ્રમાણ-

પુરુષસિંહ વાસુદેવનું છઠ્ઠી નરકે ગમન–સુદર્શન બળભદ્રનું મોક્ષ ગમન–

**છઠ્ઠા સર્ગમાં–શ્રી મઘવા ચક્રવર્તીનું ચરિત્ર**–તેનો પૂર્વભવ–નરપતિ રાજાએ લીધેલ ચારિત્ર–મધ્યમ ગ્રૈવેયકમાં ઉપજવું–શ્રાવસ્તી નગરી, સમુદ્રવિજય રાજા અને ભદ્રા રાણીનું વર્ણન–ગ્રૈવેયકથી ચ્યવવું–ભદ્રાદેવીની કુક્ષીમાં ઉપજવું–તેણે દીઠેલાં ચૌદ સ્વપ્ન–પુત્રજન્મ–મઘવા નામસ્થાપન–યૌવનાવસ્થા–રાજ્યે બેસવું–પ્રાપ્ત થયેલ ચૌદ રત્નો–છખંડનો દિગ્વિજય–પાછા શ્રાવસ્તીએ આવવું–ચક્રવર્તીપણાનો અભિષેક–શ્રાવક તથા સાધુ ધર્મની પ્રતિપાલના–પ્રાંતે ત્રીજા દેવલોકમાં ઉપજવું.

**સાતમા સર્ગમાં–સનતકુમાર ચક્રીનું ચરિત્ર**–તેનો પૂર્વભવ–વિક્રમયશા નામે રાજા–તેણે કરેલું નાગદત્તની સ્ત્રી વિષ્ણુશ્રીનું અપહરણ–નાગદત્તનું ગાંડા થઈ જવું–વિષ્ણુશ્રીનું કામણપ્રયોગથી મરણ–વિક્રમયશાને થયેલ અપાર શોક અને ઉન્મત્તપણું–મંત્રીઓએ વિષ્ણુશ્રીના શરીરને અરણ્યમાં બતાવવું–શબની થયેલી દુર્વ્યવસ્થા–તે જોઈ વિક્રમયશાને થયેલ વૈરાગ્ય–તેની ભાવના–તેણે લીધેલ ચારિત્ર–ત્રીજા દેવલોકે દેવ થવું–ત્યાંથી ચ્યવન–રત્નપુરમાં જિનધર્મ નામે શ્રેષ્ઠિપુત્ર થવું–નાગદત્તનું ભવ ભ્રમણ–સિંહપુરમાં અગ્નિશર્મા નામે બ્રાહ્મણ થવું–તેણે સ્વીકારેલ ત્રિદંડીપણું–તેનું રત્નપુર આગમન–જિનધર્મને જોતાં પ્રગટ થયેલું વૈર–રાજાએ કરેલ નિમંત્રણ–જિનધર્મની પીઠ ઉપર ઉષ્ણ દુધપાકનું પાત્ર મુકીને જમવાનો કરેલ સ્વીકાર–રાજાએ જિનધર્મને કરેલ આજ્ઞા–તેણે સહન કરેલ અસહ્ય દુઃખ–તેના શુભ વિચાર–તેણે લીધેલ દીક્ષા–કરેલ કાયોત્સર્ગ–તેનુ સૌધર્મે થવું–ત્રિદંડીનું યક્ષ થવું.

હસ્તીનાપુરમાં અશ્વસેન રાજા ને સહદેવી રાણી–સહદેવીની કુક્ષીમાં સૌધર્મેન્દ્રનું ઉપજવું–ચૌદ સ્વપ્ન સુચિત ગર્ભધારણ–પુત્રજન્મ–સનતકુમાર નામસ્થાપન–યૌવનાવસ્થા–અશ્વ ઉપર સ્વાર થવું–તેના વેગથી ઘણે દૂર જવું–અશ્વસેન રાજાનું પાછળ આવવું–પ્રાપ્ત થયેલ અટવી–કુમારના મિત્ર મહેંદ્રસિંહનું અટવીમાં ગમન–અશ્વસેનનું પાછા વળવું–સનત્ કુમારની મહેંદ્રસિંહે કરેલી એક વર્ષ પર્યંત શોધ–વર્ષ પ્રાંતે સનત્કુમારનો મેળાપ–પરસ્પર વાતચિત–મહેંદ્રસિંહે કરેલ તેની હકીકત સંબંધી પ્રશ્ન–સનત્કુમારે બકુલમતિને કરેલી સંજ્ઞા–તેણે કહી બતાવેલ સનત્કુમારનું સર્વ વૃત્તાંત–તેમા એક યક્ષે તેને માન સરોવર લઈ જવું–ત્યાં અસિતાક્ષ યક્ષનું આવવું કુમારને જોતાં તેને થયેલ વૈરનુ સ્મરણ–પરસ્પર યુદ્ધ–યક્ષનુ ભાગી જવુ–ભાનુવેગની આઠ કન્યા સાથે પાણિગ્રહણ–સુખે નિદ્રા–ત્યાંથી અસિતાક્ષ યક્ષનુ ઉપાડવું–અટવીમાં ફેંકી દેવુ–ત્યાં સુનંદા સાથે મેળાપ–વજ્રવેગનુ મૃત્યુ–સુનંદા સાથે પાણિગ્રહણ–વંધ્યાવળીનું આવવુ–તેની સાથે પાણિગ્રહણ–ચંદ્રવેગ ને ભાનુવેગ આદિ વિદ્યાધરોનું આવી મળવું–વધ્યાવળીએ આપેલ પ્રજ્ઞપ્તિ વિદ્યા–વજ્રવેગના પિતા અશનિવેગનું યુદ્ધ કરવા આવવુ–તેની સાથે યુદ્ધ–અશનિવેગનું મૃત્યુ–વિદ્યાધરાધિપતિપણાનો અભિષેક–ચંદ્રવેગની સો પુત્રી સાથે પરણવું–ક્રીડા માટે અહીં આવવું ને તમારો મેળાપ–મહેંદ્રસિંહ સહિત સનત્કુમારનું વૈતાઢ્યે ગમન–મહેંદ્રસિંહે માતાપિતાને મળવા જવાની કરેલી પ્રેરણા–હસ્તીનાપુર તરફ પ્રયાણ–માતાપિતાનો મેળાપ–અશ્વસેન રાજાએ સનત્કુમારને રાજ્ય આપી લીધેલ દીક્ષા–ભરતક્ષેત્રને સાધવું–હસ્તીનાપુર આવવું–સૌધર્મેન્દ્રે મોકલેલ દેવતા વગેરેએ કરેલ ચક્રવર્તીપણાનો અભિષેક–

સૌધર્મેન્દ્રે સનત્ કુમારના રૂપની કરેલી પ્રશંસા–બે દેવતાનુ જોવા આવવુ–તેણે દીઠેલ અપ્રતિમ રૂપ–સનત્ કુમારે સભામાં આવવાનુ કહેવું–તેનુ સભામા આવવુ–વ્યાધિગ્રસ્ત શરીર જોઈ તેમને થયેલો ખેદ–સનત્ કુમારે પુછવુ–તેણે બતાવેલ કારણ–સનત્ કુમારને થયેલ વૈરાગ્ય–દીક્ષા લેવાનો વિચાર–લીધેલી દીક્ષા–તેમણે કરેલ ઉગ્રતપ–પ્રાપ્ત થયેલ લબ્ધિઓ–સાતસેં વર્ષ પર્યંત વ્યાધિઓનુ સહેવું–ઇંદ્રે તેમના દેહનિરપેક્ષપણાની કરેલી પ્રશંસા–બે દેવોનુ પરીક્ષાર્થે આવવુ–પરીક્ષામા પાર ઉતરવુ–દેવોએ કહેલ પોતાની હકીકત–સનત્ કુમારનું આયુષ્ય–પ્રાંતે કરેલ અનશન–ત્રીજા દેવલોકમાં દેવ થવું–

પર્વ ચોથું સમાપ્ત.



# પર્વ પાંચમું.

## સર્ગ ૫.

## શ્રીશાંતિનાથજી ચરિત્ર.

**સર્ગ પહેલામાં**–શ્રીશાંતિનાથનો પ્રથમ ભવ–રત્નપુર નગરમાં–**શ્રીષેણુ** રાજા અને તેની **અભિનંદિતા** તથા શિખિનંદિતા રાણીનું વર્ણન–ઇંદુષેણને બિંદુષેણ નામના બે પુત્રો–અચળ ગ્રામમાં ધરણીજટ બ્રાહ્મણની દાસીનો પુત્ર **કપિલ**–તેનો પ્રચ્છન્નપણે વેદાભ્યાસ–તેનુ પરદેશ નીકળવુ–રત્નપુર આવવુ–સત્યકિ બ્રાહ્મણને ત્યા નિવાસ–પુત્રવત્ રહેવું–સત્યકિની સ્ત્રી જમ્બૂકાના આગ્રહથી તેની પુત્રી **સત્યભામા** સાથે કપિલનુ પાણિગ્રહણુ–તેના માનની વૃદ્ધિ–અન્યદા તેનુ નાટક જોવા જવુ–રાત્રિ ને વર્ષા હોવાથી વસ્ત્ર રહિત થઇને આવવુ–તે ઉપરથી સત્યભામાને કુલિનપણાની પડેલી ભ્રાંતિ–સ્નેહની મદતા–ધરણીજટનુ નિર્ધન થવું–કપિલ પાસે આવવું–તેણે કરેલ પૃથગ્ ભોજન–સત્યભામાની શંકામાં વૃદ્ધિ–તેનું ધરણીજટ પ્રત્યે પુચ્છવુ–તેણે કરેલ ખુલાસો–સત્યભામાનું શ્રીષેણુ રાજા પાસે જવુ–અકુલિન વરને તજી દેવાનો આગ્રહ–રાજાએ કપિલને કહેવુ–તેનો ન તજવાનો આગ્રહ–છેવટ તજી દેવાની પડેલી જરૂર–સત્યભામાનું રાજમહેલમા રહેવુ–ઇંદુષેણને વરવા સ્વયવરે આવેલ શ્રીકાંતા કન્યા–તેની સાથે આવેલી અનતમતિકા વેશ્યા–તેનાપર ઇંદુષેણુ ને બિંદુષેણુ બન્નેનુ મોહી પડવુ–પરસ્પર યુદ્ધ–તેનું નિવારણુ ન થઇ શકવાથી શ્રીષેણુ રાજા, બને રાણીઓ તથા સત્યભામાએ કરેલ વિષઘ્રાણુ–તેથી ચારેનુ મરણ–ઉત્તર કુરૂમાં ચારેનુ યુગલિક થવુ–ઇંદુષણુ બિંદુષેણુ પાસે એક વિદ્યાધરનુ આવવુ–તેણે કહેલો પૂર્વ ભવ–અનતમતિકાનું તેની પૂર્વ ભવની બ્હેન તરીકે ઓળખાવવુ–તેમને ઉપજેલો વૈરાગ્ય–તેથી લીધેલી દીક્ષા–શ્રીષેણુ રાજા વિગેરે ૪ યુગલિકનું સૌધર્મ કલ્પે દેવ થવુ–

અર્કકીર્ત્તિ વિદ્યાધરની સ્ત્રી જ્યોતિર્માળાના ઉદરમાં શ્રીષેણુ રાજાના જીવનુ ઉપજવુ–પુત્રજન્મ–**અમિતતેજ** નામસ્થાપન–સત્યભામાના જીવનુ તેની બ્હેનપણે ઉત્પન્ન થવુ–**સુતારા** નામસ્થાપન–અભિનંદિતાના જીવનું ત્રિપૃષ્ટ વાસુદેવના પુત્ર થવુ–**શ્રીવિજય** નામસ્થાપન–શિખિનંદિતા જીવનું તેની બ્હેન થવું–**જ્યોતિઃપ્રભા** નામસ્થાપન–કપિલના જીવનુ સસારમાં ભમી **અશનિઘોષ** વિદ્યાધર થવુ–સુતારા ને શ્રીવિજયનું અને અમિતતેજ ને જ્યોતિઃપ્રભાનુ પાણિગ્રહણુ–અર્કકીર્ત્તિએ કરેલ ચારિત્રગ્રહણુ–અમિતતેજનુ રાજા થવુ–ત્રિપૃષ્ટના રાજ્યે શ્રીવિજયનુ રાજા થવુ–અમિતતેજનુ પોતનપુર આવવુ–ત્યાં મ્હોત્સવ જોઇ શ્રીવિજય પ્રત્યે પુછવુ–તેણે કહેલ તેનું કારણ–તેમા નિમિત્તિઆએ કહેલ શ્રીવિજય ઉપર વિદ્યુત્પાતની હકીકત–નિમિત્તઆનુ વૃત્તાત–ઉપદ્રવ ટાળવા માટે મત્રીઓના વિચાર–એક મત્રીએ ભાવી ભાવ મિથ્યા ન થવા ઉપર કહેલ કથા–શ્રી વિજયને સ્થાનકે વૈશ્રમણની પ્રતિમાનું સ્થાપન–તેનાપર થયેલ વિદ્યુત્પાત–નિમિત્તિઆનો સત્કાર–અમિતતેજનુ પાછા રથનુપુર ચક્રવાળ જવુ–શ્રીવિજયનું સુતારા સાથે જ્યોતિર્વનમાં જવુ–ત્યાં અશનિઘોષનું આવવુ–તેણે વિપ્રતારણી વિદ્યાવડે કરેલ સુતારાનુ હરણુ–કૃત્રિમ સુતારાનું દેખાડેલું મરણુ–તેથી શ્રીવિજયને થયેલ અપાર શોક–તેની સાથે બળી મરવાની તૈયારી–બે વિદ્યાધરનુ આગમન–તેણે છાંટેલા મન્ત્રિત જળથી કૃત્રિમ સુતારાનુ નાસી જવુ–વિદ્યાધરોએ કહેલો પોતાનો વૃત્તાંત–તેમા સુતારાનુ અશનિઘોષે કરેલ હરણની હકીકત–સુતારાના કહેવાથી તેનુ અહી આવવુ–શ્રી વિજયને અમિતતેજ પાસે લઇ જવુ–તેને કહેલી હકીકત–લશ્કર સહિત શ્રીવિજયને અશનિઘોષ સાથે યુદ્ધ કરવા મોકલવુ–અમિતતેજનું મહાજ્વાળા વિદ્યા સાધવા જવુ–શ્રીવિજયે અશનિઘોષ પાસે દૂતને મોકલવુ–તેણે કરેલો દૂતનો તિરસ્કાર–યુદ્ધની શરૂઆત–અશનિઘોષના સૈન્યનુ પાછા હઠવુ–અશનિઘોષનુ યુદ્ધ કરવા ઉઠવુ–તેનુ ને શ્રીવિજયનું યુદ્ધ–અશનિઘોષની વિદ્યાશક્તિ–અમિતતેજનુ મહાજ્વાળા વિદ્યા સાધીને ત્યા આવવુ–તેના બળથી અશનિઘોષનું ભાગવું–પાછળ મોકલેલી મહાજ્વાળા વિદ્યા–અશનિઘોષનું કેવળજ્ઞાની બળદેવ મુનિને શરણે જવુ–મહાજ્વાળાનું પાછા વળવુ–તેણે અમિતતેજને કહેલી હકીકત–સુતારાને તેડવા મરિચિ વિદ્યાધરને મોકલી અમિતતેજને શ્રીવિજયનુ બળદેવ મુનિ પાસે આવવુ–મરિચિ વિદ્યાધરનુ સુતારા પાસે જવુ–તેનુ પણ બળદેવ મુનિ પાસે આવવુ–અશનિઘોષે અમિતતેજ ને શ્રી વિજયને ખમાવવુ–બળદેવ મુનિ પ્રત્યે સુતારાપરના સ્નેહ સબધી અશનિઘોષે કરેલ પ્રશ્ન–મુનિએ કહેલ પૂર્વભવનું વૃત્તાત–તેમાં કપિલના બીજા

ભવોની હકીકત—અમિતતેજે કરેલ પોતાની ભવ્યતા સબંધી પ્રશ્ન—મુનિએ કહેલ તેના આગામી ભવની હકીકત—તેમાં ભરત ક્ષેત્રમાં પાંચમા ચક્રવર્તીને સોળમા તીર્થંકર થવાની કહેલ વાત—અમિતતેજ ને શ્રીવિજયે ગ્રહણ કરેલ શ્રાવકધર્મ—અશનિઘોષે બતાવેલ પોતાનો વિચાર—પોતાના બાળપુત્રને અમિતતેજને ખોળે સોંપવું—અશનિઘોષે ગ્રહણ કરેલ ચારિત્ર—અમિતતેજ ને શ્રીવિજયે કરેલ ધર્મારાધન—અમિતતેજે આપેલ મુનિદાન—અન્યદા બંનેનું નંદન વનમાં જવું—ત્યાં મુનિરાજના દર્શન—મુનિએ આપેલ દેશના—આયુષ્ય સંબધી બંનેએ કરેલા પ્રશ્ન—મુનિએ કહેલ ૨૬ દિવસનું બંનેનું આયુષ્ય—બંનેનું પોતપોતાને નગરે આવી પુત્રને રાજ્ય સોંપી ચારિત્રનુ ગ્રહણ કરવું—શ્રીવિજયે કરેલ વાસુદેવ થવાનુ નિયાણું—બંનેએ કરેલ અનશન—દશમા દેવલોકમાં દેવતા થવું.

**સર્ગ બીજામાં**—જમ્બૂદ્વીપના પૂર્વ વિદેહમાં રમણીય વિજયમાં શુભા નગરી, સ્તિમિતસાગર રાજા ને વસુંધરા તથા અનુદ્ધરા રાણી—વસુંધરા દેવીના ઉદરમાં અમિતતેજના જીવનુ આવીને ઉપજવુ—તેણે દીઠેલા બળદેવનાં જન્મ સૂચક ચાર સ્વપ્ન—પુત્ર જન્મ—**અપરાજિત** નામ સ્થાપન—અનુદ્ધરાના ઉદરમાં વિજયના જીવનું ઉત્પન્ન થવું—તેણે દીઠેલા વાસુદેવનાં જન્મસુચક સાત સ્વપ્ન—પુત્ર જન્મ—**અનંત વીર્ય** નામસ્થાપન—બંનેની પ્રીતિ—યૌવનાવસ્થા—સ્તિમિતસાગર રાજાને મુનિ સમાગમ—તેણે લીધેલી દીક્ષા—તેનું ચમરેંદ્ર થવુ—અનંતવીર્ય તથા અપરાજિતને એક વિદ્યાધર સાથે મૈત્રી—તેણે આપેલી મહાવિદ્યા—બર્બરી ને કિરાતી નામની તેની નૃત્યકુશળ બે દાસીઓ—નારદનુ તત્રાગમન—દાસીઓના નૃત્યાદિમાં લીન હોવાથી નારદને નહીં આપેલુ માન—નારદને થયેલ કોપ—તેનુ દમિતારિ પ્રતિવાસુદેવ પાસે જવુ—દમિતારિએ આપેલ સન્માન—નારદ પ્રત્યે આશ્ચર્યકારી વસ્તુ સબંધી તેણે કરેલ પ્રશ્ન—નારદે બર્બરી ને કિરાતીનાં કરેલાં વખાણ—દમિતારિએ અનતવીર્ય પાસે મોકલેલ દૂત—તેણે કરેલી બે દાસીની માગણી—અનંતવીર્યે દાસીઓ મોકલવાનો આપેલ ઉત્તર—તેમણે સાધેલી વિદ્યાઓ—તત્કાળ વિદ્યાઓનું સાધ્ય થવુ—કરીને આવેલો દમિતારિનો દૂત—તેનાં કઠોર વચનો—અનંતવીર્યનુ સહનશીળપણુ—તેની સાથે જ બે દાસીને રૂપે બે ભાઇઓનું જવું—દમિતારિ પાસે પહોચવું—દમિતારીએ નાટક કરવાની કરેલી આજ્ઞા—કૃત્રિમદાસીઓએ કરેલું નાટક—તેમાં દરેક **રસનું** પોષણ—દમિતારિનું પ્રસન્ન થવુ—પોતાની પુત્રી **કનકશ્રીને** નાટયકળા શિખવવા વાસ્તે સોંપવું—તેના રૂપપર અનતવીર્યનુ મોહિત થવુ—તેની પાસે અનતવીર્યના રૂપના અપરાજિતે કરેલાં વખાણુ—કનકશ્રીનુ અનતવીર્યપર અનુરાગી થવું—અનતવીર્યને જોવાની બતાવેલી દૃઢ ઇચ્છા—બને ભાઇઓનું પોતાના રૂપમાં પ્રગટ થવું—કનકશ્રીએ અનતવીર્યનો પતિ તરીક કરેલો સ્વીકાર—ત્યાંથી શુભા નગરીએ જવાનો કરેલો નિર્ણય—અનતવીર્યે કરેલ ઉદ્‌ઘોષણા—કનકશ્રીને લઇને આકાશ માર્ગે ગમન—દમિતારિએ પાછળ મોકલેલા સુભટો—તેનું હારીને પાછા આવવુ—દમિતારિનુ યુદ્ધ કરવા નીકળવું—સૈન્યનું યુદ્ધ—દમિતારિને અનંતવીર્યનું યુદ્ધ—અનંતવીર્યપર ચક્ર મુકવુ—તેણે ચક્ર લઇને પાછુ દમિતારિ ઉપર મુકવુ—દમિતારિનો શિરચ્છેદ—વાસુદેવ તથા બળદેવ તરીકે પ્રસિદ્ધ થવું—શુભાનગરી તરફ પ્રયાણુ—માર્ગે મેરૂ સમીપે આવતાં જિનચૈત્યના દર્શન કરવા જવુ—કેવળી મુનિનો સમાગમ—કનકશ્રીએ પોતાના પિતાના પૂર્વભવાદિ સંબધી પુછેલ પ્રશ્ન—મુનિએ કહેલ તેનો પૂર્વભવ—તેમા શ્રીદત્તાનું વૃત્તાંત—તેણે કરેલ ધર્મચક્રવાળ તપ—જૈન ધર્મનું આરાધન—ધર્મના ફળનો સદેહ—શિવમંદિર નગરમા કીર્તિધર રાજા ને અનિલવેગા રાણી—તેને થએલ ત્રણ સ્વપ્ન સૂચિત દમિતારિ પ્રતિવાસુદેવ પુત્ર—તેની સ્ત્રી મંદિરાના ઉદરમાં શ્રીદત્તાના જીવનુ ઉપજવું—તેનો જન્મ—કનકશ્રી નામસ્થાપન—ધર્મ ફળના સંદેહથી બંધુ જનોનો વિરહ—કીર્તિધર રાજાએ લીધેલ દીક્ષા—તે હુ મુનિ'—પૂર્વ ભવ સાભળવાથી કનકશ્રીને થયેલ વૈરાગ્ય—તેણે દીક્ષા લેવા માટે માગેલી આજ્ઞા—શુભા નગરીએ પહોચ્યા પછી દીક્ષા લેવાનુ કહેવું—કનકશ્રીએ કબુલ કરવું—શુભા નગરીએ પહોચવુ—અર્ધચક્રીપણાનો અનતવીર્યને અભિષેક—અનંતવીર્યને **સ્વયંપ્રભ** પ્રભુ પધાર્યાની મળેલી વધામણી—વાસુદેવનુ વાંદવા જવું—કનકશ્રીએ લીધેલ દીક્ષા—તેને થયેલ કેવળજ્ઞાન ને મોક્ષપદની પ્રાપ્તિ—બળદેવને **સુમતિ** નામે પુત્રી—તેણે આપેલ મુનિદાન—તેનો સ્વયંવર—મંડપમાં આકાશમાંથી વિમાનનું ઉતરવું—તેમાં આવેલાં સૌધર્મેંદ્રની ઇંદ્રાણી—તેણે કહેલો પોતાનો તથા સુમતિનો પૂર્વભવ—તેણે આપેલો બોધ—તેનુ પાછા ઉત્પતી જવુ—સુમતિને

થયેલ જાતિ સ્મરણ–તેણે દીઠેલો પૂર્વ ભવ–ઉત્પન્ન થયેલ વૈરાગ્ય–તેણે માગેલી દીક્ષા લેવાની આજ્ઞા–તેણે લીધેલી દીક્ષા–તેને થયેલ કેવળ જ્ઞાન અને મોક્ષપદની પ્રાપ્તિ–

અનંતવીર્યનું મરણ–પહેલી નરકમાં ઉપજવુ–અપરાજિતે લીધેલી દીક્ષા–તેનું બારમા દેવલોકમાં ઇંદ્ર થવુ–અનંતવીર્યના જીવનુ નરકમાથી નીકળી મેઘનાદ વિદ્યાધર થવુ–તેનુ મેરૂ પર્વતપર આવવું–અચ્યુતેંદ્રનો મેળાપ–તેણે આપેલો મેઘનાદને બોધ–તેણે લીધેલી દીક્ષા–પૂર્વ જન્મના વૈરી દેવે કરેલ ઉપસર્ગ–મુનિનુ નિશ્ચળ રહેવું–અનશન કરીને બારમા દેવલોકમાં ઉપજવુ–

**સર્ગ ત્રીજામાં**—મંગળાવતી વિજયમાં રત્નસંચયાનગરી, ક્ષેમંકર રાજા ને રત્નમાળા રાણી–રત્નમાળાની કુક્ષીમાં અપરાજિતના જીવનુ આવવુ–તેણે દીઠેલાં ચક્રવર્તીના જન્મ સૂચક ચૌદ સ્વપ્ન તથા પંદરમુ વજ્ર–પુત્રજન્મ–**વજ્રાયુદ્ધ** નામ સ્થાપન–યૌવનાવસ્થા–લક્ષ્મીવતી સાથે પાણિગ્રહણ–તેને થયેલ **સહસ્રાયુધ** પુત્ર તે અનંતવીર્યનો જીવ–તેની યૌવનાવસ્થા–તેનું કનકશ્રી સાથે પાણિગ્રહણ–તેને થયેલ શતબળી પુત્ર–

ઇશાન કલ્પના દેવોમાં થયેલી વજ્રાયુધના સમ્યક્ત વિષે ચર્ચા–ચિત્રચૂળ દેવનુ પરીક્ષા નિમિતે ક્ષેમંકર રાજાની સભામાં આવવુ–તેણે કરેલુ નાસ્તિકમતનું સ્થાપન–વજ્રાયુધે આપેલ તેનો ઉત્તર–દેવની પ્રસન્નતા–તેનુ સ્વર્ગ ગમન–ઇશાનેંદ્રે વજ્રાયુધ આગામી ભવે તીર્થંકર થવાના છે એમ કહેવું–વજ્રાયુધનું વસંત ક્રીડા માટે ઉદ્યાનમાં જવુ–જળક્રીડા–દમિતારિ પ્રતિવાસુદેવના જીવનુ વિદ્યુદ્દંષ્ટ્ર દેવ થઇને ત્યા આવવુ–તેણે કરેલ ઉપદ્રવ–વજ્રાયુદ્ધે કરેલ તેનું નિવારણ–શક્રેંદ્રનુ ત્યાં આવવુ–તેણે કરેલ પૂજાને સ્તુતિ–ક્ષેમંકર રાજા પાસે લોકાંતિક દેવનું આવવુ–તેમણે લીધેલ દીક્ષા–પ્રાપ્ત થયેલ કેવળ જ્ઞાન–તેમની દેશના ને વજ્રાયુધ વિગેરેનુ વાંદીને સ્વસ્થાને જવુ–

વજ્રાયુધની આયુધશાળામાં ચક્ર રત્નની ઉત્પત્તિ–તેણે કરેલ મંગળાવતી વિજયના છખંડનુ સાધન–સહસ્રાયુધનું યુવરાજપદે સ્થાપન–

વજ્રાયુધની સભામાં એક વિદ્યાધરનુ તેને શરણે આવવુ–તેની પાછળ આવેલી સુરેખા વિદ્યાધરી–ત્યાર પછી આવેલ એક વિદ્યાધર–તેણે પેલા વિદ્યાધરના દુર્નય સબંધી કહેલ વૃત્તાંત–તે સાંભળી અવધિજ્ઞાનવડે જાણીને વજ્રાયુધે કહેલો તેમના પૂર્વ ભવનો વૃત્તાંત–તે સાંભળીને ત્રણેને થયેલ વૈરાગ્ય–તેઓનું પરસ્પર ખમાવવુ–વજ્રાયુધે કહેલો આગામી વૃત્તાંત–તે સાંભળી તેમનુ ક્ષેમંકર પ્રભુ પાસે જઇ ચારિત્રનુ ગ્રહણ કરવુ–અનુક્રમે અવ્યય પદની પ્રાપ્તિ–

સહસ્રાયુધની રાણી જયના દેવીને થયેલ શુભ સ્વપ્ન સૂચિત પુત્ર–કનકશક્તિ નામ સ્થાપન–તેનુ કનકમાળા સાથે પાણિગ્રહણ–ત્યારબાદ વસંત સેના સાથે પાણિ ગ્રહણ–વસંત સેનાની ફુઇના પુત્રને થયેલો કોપ–કનકશક્તિને આકાશગામિની વિદ્યાની પ્રાપ્તિ–તેનું હિમવતગિરિએ જવુ–ચારણ મુનિનો સમાગમ–તેણે તથા બને સ્ત્રીઓએ લીધેલ દીક્ષા–તેને થયેલ ઉપસર્ગ–કેવળ જ્ઞાનની પ્રાપ્તિ–વજ્રાયુધે કરેલો તેનો મહોત્સવ–

ક્ષેમંકર પ્રભુનુ વજ્રાયુધની નગરીએ પધારવુ– વજ્રાયુધનું વાદવા જવુ–તેને થયેલ વૈરાગ્ય– સહસ્રાયુધને રાજ્યે સ્થાપન–વજ્રાયુધે લીધેલી દીક્ષા–તેને થયેલ ઉપસર્ગ–રંભા વિગેરેએ કરેલુ તેનુ નિવારણ–સહસ્રાયુધે કરેલ રાજ્ય પાલન–તેણે લીધેલી દીક્ષા–વજ્રાયુધ સાથે મળવુ–બંનેએ કરેલ તીવ્રતપ ને શુભ ધ્યાન–સાથે કરેલ અણસણ–ત્રીજા ગ્રૈવેયકમા ઉત્પન્ન થવુ–

**સર્ગ ચોથામાં**—પુષ્કળાવતી વિજયમાં પુંડરીકિણી નગરીમાં **ઘનરથ** રાજા–તેની પ્રિયમતિ ને મનોરમા નામે રાણી–તે બનેના ઉદરમાં ત્રીજા ગ્રૈવેયકથી આવીને બને દેવનુ ઉપજવું–બનેનો જન્મ–**મેઘરથ** ને **દૃઢરથ** નામ સ્થાપન–નિહતશત્રુ રાજાના મંત્રીનુ આવવુ–તેણે તે બનેને પોતાના રાજાની કન્યા આપવાની કરેલી માગણી–ઘનરથ રાજાએ કરેલ સ્વીકાર–મેઘરથ ને દૃઢરથનુ તે તરફ પ્રયાણ–માર્ગમા સુરેંદ્રદત્ત રાજા સાથે થયેલ યુદ્ધ–તેનો પરાજય–સુમંદીરપુર પહોચવુ–ત્રણ કન્યા સાથે પાણિગ્રહણ–પાછા વળતા સુરેંદ્રદત્તને તેનુ રાજ્ય પાછુ સોપવુ–ત્રણ રાણીઓને થયેલ એકેક પુત્ર–નંદિષેણ, મેઘસેન ને રૂપસેન નામ સ્થાપન–

ધનરથ રાજા પાસે સુસેના ગણિકાનુ કુકડો લઇને આવવુ–તેની સાથે મનોરમા રાણીના કુકડાનું યુદ્ધ–પરસ્પરનું અજયપણું–ધનરથ રાજાએ કહેલ તે બનેનો પૂર્વભવ–મેઘરથે બતાવેલુ તેનું વિદ્યાધર અધિષ્ઠિતપણાનું કારણુ–બે વિદ્યાધરના પૂર્વભવનું કહેવુ–તેનું પ્રગટ થવું–ધનરથ રાજાને નમીને તેમનુ સ્વસ્થાને જવું–કુકડાઓને થયેલ જાતિ સ્મરણુ–તેમણે કરેલ અનશન–તેમનુ ભુતનાયક થવુ–મેઘરથ પાસે આવવુ–તેમના ઉપકારનુ કરાવેલ સ્મરણુ–વિમાનમાં સાથે લઇ જઇને મનુષ્યલોકનુ બતાવવુ–તેમનુ સ્વસ્થાને ગમન–

ધનરથ રાજા પાસે લોકાંતિક દેવનું આગમન–તેમણે લીધેલી દીક્ષા–પ્રાપ્ત થયેલ કેવળ જ્ઞાન–

મેઘરથ રાજાનું ઉદ્યાનમાં જવું–તેમની પાસે ભૂતોએ કરેલુ તાંડવ–એક વિદ્યાધર યુગલનું ત્યાં આવવુ–તેનો મેઘરથ રાજાએ કહેલ વૃત્તાંત–પ્રિયમિત્રના પુછવાથી કહેલો તેનો પૂર્વભવ–તે સિંહરથ વિદ્યાધરનું સ્વસ્થાને જવુ–તેણે ધનરથ પ્રભુ પાસે લીધેલી દીક્ષા–પ્રાપ્ત કરેલ અવ્યયપદ–

મેઘરથ રાજાનું પૌષધ લઇને બેસવુ–એક પારેવાનુ તેના ખોળામાં આવીને પડવુ–મેઘરથે આપેલી તેને આશ્વાસના–પાછળ બાજ પક્ષીનું આવવુ–તેણે કરેલી પારાવતની માગણી–મેઘરથે આપેલ ઉપદેશ–તેણે આપેલો ઉત્તર–મેઘરથ રાજાએ પારેવા જેટલુ પોતાનું માંસ આપવાનુ કબુલ કરવુ–કાંટાનું મંગાવવું–પારેવાનો અત્યંત તોલ–મેઘરથ રાજાનુ કાંટાને એક પાસે બેસી જવું–સામંતાદિકે કરેલ હાહાકાર–દેવતાનું પ્રગટ થવુ–તેણે પરીક્ષા માટે આવવાનુ કહેલુ કારણુ–તેનુ સ્વસ્થાને જવુ–પારેવાને બાજપક્ષીના તથા તે દેવના પૂર્વભવનો મેઘરથે કહેલ વૃત્તાંત–બંને પક્ષીને થયેલ જાતિ સ્મરણુ–તેણે કરેલ અનશન–તેનુ ભુવનપતિ દેવતા થવું–

મેઘરથ રાજાએ અઠ્ઠમ કરીને કરેલ કાયોત્સર્ગ–ઈશાનેન્દ્રે કરેલ પ્રશસા–બે ઇંદ્રાણીઓનું પરીક્ષા માટે આવવું–તેમણે કરેલ અનુકૂળ ઉપસર્ગ–મેઘરથનુ અચળ રહેવુ–ઇંદ્રાણીઓનું સ્વસ્થાને જવુ–મેઘરથને થયેલ વૈરાગ્ય–ધનરથ તીર્થંકરનુ ત્યાં પધારવુ–મેઘરથે જણાવેલ દીક્ષા લેવાનો વિચાર–દૃઢરથનુ પણ સાથે જ તૈયાર થવુ–મેઘસેનને રાજ્યે સ્થાપન–મેઘરથ તથા દૃઢરથે લીધેલ દીક્ષા–મેઘરથે કરેલ વીશ સ્થાનકનું આરાધન–તીર્થંકર નામકર્મનો બંધ–બંનેએ કરેલ અનશન–સર્વાર્થસિદ્ધ વિમાનમા બંનેનું ઉપજવું–

**સર્ગ પાંચમામાં**–હસ્તીનાપુર નગર, વિશ્વસેન રાજા ને અચિરા દેવીનુ વર્ણન–મેઘરથના જીવનુ સર્વાર્થ સિદ્ધથી ચ્યવવું–અચિરા માતાની કુક્ષીમા ઉપજવુ–માતાએ દીઠેલાં ચૌદ સ્વપ્ન–ભગવંતના ગર્ભમાં ઉપજવાથી મરકી વિગેરેની થયેલી શાંતિ–પ્રભુનો જન્મ–દિશા કુમારીકૃત જન્મોચ્છવ–ઇંદ્રકૃત જન્મોચ્છવ–ઇંદ્રે કરેલી **પ્રભુની સ્તુતિ**–વિશ્વસેન રાજાએ કરેલો જન્મોચ્છવ–**શાંતિનાથ** નામ સ્થાપન–યૌવનાવસ્થા–રાજ્યે સ્થાપન–અનેક રાજકન્યાઓ સાથે વિવાહ–શાંતિનાથની રાણી યશોમતિએ દીઠેલ શુભ સ્વપ્ન–દૃઢરથના જીવનું સર્વાર્થસિદ્ધથી ચ્યવવું–તેની કુક્ષીમાં ઉપજવુ–પુત્ર જન્મ–ચક્રાયુદ્ધ નામ સ્થાપન–

ચક્ર રત્નની ઉત્પત્તિ–શાંતિનાથનું દિગ્વિજય માટે પ્રયાણુ–માગધાદિ દેવોનું સ્વયમેવ સાધ્ય થવું–તેમણે આપેલ ભેટ–ઉત્તર તરફના ત્રણ ખંડ સાધવા જવુ–કીરાતો સાથે યુદ્ધ–તેણે કરેલું મેઘ કુમારોનું આરાધન–મેઘકુમારોએ કરેલ ઉપદ્રવ–પ્રભુના સેવક દેવોનુ તેની પાસે જવું અને સમજાવવું–કીરાતોનું વશ થવું–ઋષભકૂટપર નામ લખવુ–નવનિધાનનુ વશ થવું–હસ્તીનાપુરમાં પ્રવેશ–પાંચમા ચક્રી તરીકે અભિષેક–ઋદ્ધિનું વર્ણન–

લોકાંતિક દેવોનુ આવવું–સાંવત્સરિકદાન–દીક્ષા મહોચ્છવ–પ્રભુએ લીધેલ દીક્ષા–પ્રથમપારણું–પ્રભુને કેવળ જ્ઞાન–દેવકૃત સમવસરણુ–ચક્રાયુધને વધામણી–તેનુ વાંદવા આવવું–ઇંદ્રાદિકે **કરેલી પ્રભુની સ્તુતિ–પ્રભુની દેશના**–ઇંદ્રિયોને જીતવા સબંધી ઉપદેશ–ચક્રાયુધે લીધેલ દીક્ષા–ગણધર સ્થાપના–યક્ષ યક્ષણી–કુરુચંદ્રે કરેલ પૂર્વ ભવ સબંધી પ્રશ્ન–પ્રભુએ કહેલ તેનો પૂર્વ ભવ–તેમાં વસત દેવને કામપાળ તથા મદિરાને કેસરાનું સવિસ્તર વૃત્તાંત–પ્રભુનો પરિવાર–સમેત શિખર પધારવુ–પ્રભુનુ નિર્વાણુ–આયુષ્યનુ પ્રમાણ–ચક્રાયુધનુ કોટિશિલાએ મોક્ષ ગમન–વગેરે–

પર્વ પાંચમું સમાપ્ત.

## વિષયાનુક્રમણિકા.

# પર્વ છઠ્ઠું.

### સર્ગ-૮

**ત્રીજા સર્ગમાં**–છઠ્ઠા વાસુદેવ, બળદેવ ને પ્રતિવાસુદેવના ચરિત્ર–બળદેવનો પૂર્વભવ–સુદર્શન રાજાનું દીક્ષા લઈને આઠમા દેવલોકમાં ઉપજવું–વાસુદેવનો પૂર્વભવ–પ્રિયમિત્ર રાજાની રાણીનું સુકેતુ રાજાએ હરણ કરવું–પ્રિયમિત્રે લીધેલ દીક્ષા–સુકેતુને મારનાર થવાનું કરેલું નિયાણું–ત્રીજા દેવલોકમાં ઉપજવું–સુકેતુના જીવનું ભવ ભ્રમણ કરીને વૈતાઢય ઉપર બલિ નામે પ્રતિવાસુદેવ થવું–ચક્રપુર નગરમાં મહાશિર રાજાને વૈજયતી ને લક્ષ્મીવતી નામે બે રાણીઓ–સુદર્શનના જીવનુ વૈજયંતીની કુક્ષીમાં ઉપજવું–પુત્ર જન્મ–આનંદ નામ સ્થાપન–પ્રિય મિત્રના જીવનું લક્ષ્મીવતીની કુક્ષીમાં ઉપજવુ–પુરૂષ પુંડરિક નામ સ્થાપન–બંનેનો અત્યંત સ્નેહ–યૌવનાવસ્થા–પુરૂષપુંડરિકનું પદ્માવતી સાથે પાણિગ્રહણ–તેના રૂપનુ વર્ણન સાંભળી બળિ રાજાનુ તેને હરણ કરવા આવવું–પરસ્પર યુદ્ધ–બળિરાજાએ ફેંકેલ ચક્ર–તેનું નિષ્ફળ જવું–તેજ ચક્રથી પુરૂષ પુંડરિકે કરેલ બળિરાજાનો શિરચ્છેદ–પુરૂષ પુંડરિકને આનંદનું છઠ્ઠા વાસુદેવને બળદેવ તરીકે પ્રસિદ્ધ થવું–કોટી શીલાનું ઉપાડવું–વાસુદેવનું છઠ્ઠી નરકે જવુ–બળદેવનુ મોક્ષે જવું–

**ચોથા સર્ગમાં**–સુભૂમ ચક્રવર્તીનું ચરિત્ર–તેનો પૂર્વભવ–ભૂપાળ રાજાએ લીધેલી દીક્ષા–નિયાણું બાંધીને સાતમા દેવલોકમા ઉપજવું–હસ્તિનાપુરમાં અનંતવીર્ય રાજા–જમદગ્નિ તાપસની ઉત્પત્તિ–બે દેવતાનું ધર્મ પરીક્ષા માટે આવવું–તેમણે કરેલી પદ્મરથ રાજર્ષિની પરીક્ષા–તેનું પાર ઉતરવું–દેવોનુ યમદગ્નિ તાપસ પાસે આવવું–ચકલાચકલીરૂપે તેની દાઢીમાં રહેવું–તેના સંવાદથી યમદગ્નિને થયેલ ક્રોધ–તેના વચનથી સ્ત્રી પરણવાનો તેણે કરેલો નિર્ણય–તેનું જિતશત્રુ રાજા પાસે કન્યા યાચવા આવવું–દેવોનું સ્વર્ગ ગમન–જૈન ધર્મ ઉપર દઢ વિશ્વાસ–જિતશત્રુ રાજાની ૯૯ પુત્રીએ કરેલો યમદગ્નિનો અસ્વીકાર–તેને કુબડીઓ બનાવી દેવી–રેણુકાએ કરેલ સ્વીકાર–તેની સાથે યમદગ્નિનો વિવાહ–૯૯ રાજપુત્રીને સજ્જ કરવી–રેણુકાનું યૌવન વયમાં આવવું–તેને માટે ને તેની બેન માટે એકેક ચરૂનુ સાધવુ–રેણુકાએ ખાધેલ ક્ષત્રિય ચરૂ ને તેની બેનને આપેલ બ્રહ્મચરૂ–બંનેને થયેલ પુત્ર–રેણુકાને રામ ને તેની બેનને કૃતવીર્ય–રામે એક વિદ્યાધરની કરેલી સેવા–તેણે આપેલ પરશુ વિદ્યા–તેનું સાધવું–**પરશુરામ** નામથી પ્રગટ થવુ–રેણુકાનુ અનંતવીર્યને ત્યા જવું–તેની સાથે લુબ્ધ થવું–તેમાથી થયેલ પુત્રોત્પત્તિ–યમદગ્નિનુ પુત્ર સહીત તેને લઇ આવવું–પરશુરામને તેથી ચડેલો ક્રોધ–તેણે પુત્ર સહીત રેણુકાનો કરેલ વિનાશ–તે વાત સાંભળી અનંતવીર્યનું ત્યા આવવુ–યમદગ્નિના આશ્રમાદિનો નાશ પમાડવો–તાપસોના આક્રંદથી પરશુરામનુ ત્યા આવવુ–તેણે કરેલો અનંતવીર્યનો વિનાશ–અનંતવીર્યના રાજ્યે કૃતવીર્યનું બેસવું–તેની સ્ત્રી તારાના ઉદરમાં ભૂપાળ રાજાના જીવનુ ઉપજવું–કૃતવીર્યે યમદગ્નિનો કરેલ વિનાશ–પરશુરામે કરેલો કૃતવીર્યનો વિનાશ–તેના રાજ્યે તેનું બેસવુ–કૃતવીર્યની સ્ત્રીનુ તાપસોને શરણ જવું–ત્યાં ભૂમિગૃહમાં રહેવું–ચૌદ સ્વપ્ન સૂચિત પુત્રનો જન્મ–સુભૂમ નામ સ્થાપન–પરશુરામને ક્ષત્રિય જાતિપર ચડેલો કોપ–તેણે કરેલી સાતવાર નક્ષત્રી ભૂમિ–તેની દાઢોનો ભરેલો થાળ–એક નિમિત્તિયાને પોતાના મૃત્યુ સંબંધી પરશુરામે કરેલ પ્રશ્ન–તેણે બતાવેલ નિશાની–પરશુરામે મંડાવેલી દાનશાળા–

–સુભૂમનું ભોંયરામાં વૃદ્ધિ પામવું–મેઘનાદ વિદ્યાધરની પુત્રી સાથે તેનું પાણિગ્રહણ–સુભૂમે માતાને કરેલ પ્રશ્ન–તેણે આપેલ ઉત્તર–સુભૂમનું બહાર નીકળવુ–હસ્તીનાપુર જવુ–દાનશાળામાં પ્રવેશ–દાઢોનુ ક્ષીર થઇ જવુ–સુભૂમે કરેલો તેનો આહાર–પરશુરામ સાથે યુદ્ધ–પરશુરામનુ મરણ–તેણે કરેલી ૨૧વાર નબ્રાહ્મણી પૃથ્વી–સુભૂમે કરેલો દિગ્વિજય–તેનું ચક્રવર્તીપણુ–તેણે કરેલ અઘોર પાપ–મરણ પામીને સાતમી નરકે જવુ–

**પાંચમા સર્ગમાં**–સાતમા વાસુદેવ બળદેવ ને પ્રતિવાસુદેવનુ ચરિત્ર–બળદેવનો પૂર્વભવ–વસુંધર રાજાએ લીધેલી દીક્ષા–પાંચમા દેવલોકમા ઉપજવું–વાસુદેવનો પૂર્વભવ–લલિતમિત્રનુ ખળ મંત્રીએ કરેલ અપમાન–લલિતમિત્રે લીધેલી દીક્ષા–ખળ મંત્રીને મારનાર થવાનું કરેલુ નિયાણું–પહેલા દેવલોકમા દેવ થવું–ખળ મંત્રીનુ ભવ ભ્રમણ કરીને વૈતાઢય પર્વત ઉપર **પ્રલ્હાદ** નામે પ્રતિવાસુદેવ થવુ–

વારાણસી નગરીમાં અગ્નિસિંહ રાજાને જયતી ને શેષવતી રાણી–જયંતીની કુક્ષીમાં વસુંધરના જીવનું ઉપજવું–પુત્ર જન્મ–નંદન નામ સ્થાપન–શેષવતીના ઉદરમાં લલિતમિત્રના જીવનુ ઉપજવુ–પુત્ર જન્મ–દત્ત નામ સ્થાપન–બનેની મૈત્રી–તેમની પાસેથી પ્રલ્હાદે કરેલી ઐરાવણ હસ્તીની માગણી–તેણે કરેલ તીરસ્કાર–પરસ્પર યુદ્ધ–પ્રલ્હાદે મુકેલુ ચક્ર–તેનુ નિષ્ફળ જવું–તેજ ચક્ર દત્તે પ્રલ્હાદપર મુક્યું–તેથી થયેલ તેનો શિરચ્છેદ–નદન ને દત્તનુ સાતમા વાસુદેવ બળદેવ તરીકે પ્રસિદ્ધ થવુ–કોટી શિલાનું ઉપાડવુ–દત્તનું મરણ–પાંચમી નરકે જવુ–નદન બળદેવે લીધેલી દીક્ષા–તેમનુ મોક્ષ ગમન–

**સર્ગ છઠ્ઠામાં–શ્રી મલ્લીનાથ ચરિત્ર**–તેમનો પૂર્વભવ–વીતશોકા નગરીમા બળ રાજા ને ધારણી રાણીનો મહાબળ નામે પુત્ર–તેને છ મિત્રો–બળ રાજાએ લીધેલ દીક્ષા–તેમનુ મોક્ષ ગમન–મહાબળને થયેલ બળભદ્ર નામે પુત્ર–મહાબળને દીક્ષા લેવાનો થયેલ વિચાર–છ મિત્રની સંમતિ–સાતે મિત્રોએ લીધેલ દીક્ષા–સમાન તપસ્યા કરવાનો કરેલ સંકેત–મહાબળ મુનિએ કપટવડે કરેલ વિશેષ તપ–તેથી બાંધેલ સ્ત્રીવેદ–વીશ સ્થાનકના આરાધનથી બાંધેલ તીર્થંકર નામ કર્મ–સાતે મિત્રોનું વૈજયંત વિમાનમા ઉપજવુ–મિથિલા નગરીમાં કુભ રાજા ને પ્રભાવતી રાણીનુ વર્ણન–મહાબળના જીવનું ચ્યવવું–પ્રભાવતીની કુક્ષીમાં ઉપજવુ–ચૌદ સ્વપ્ન સૂચિત પુત્રીનો જન્મ–દેવકૃત જન્મોચ્છવ–ઇંદ્રે કરેલ સ્તુતિ–મલ્લીકુમારી નામ સ્થાપન–

અચળ મિત્રના જીવનુ ચ્યવવુ–સાકેતપુરમાં પ્રતિબુદ્ધિ રાજા થવુ–તેની રાણી સાથે નાગ મંદિરમા તેનુ આવવુ–પુષ્પ મુદ્દગર સબધી મત્રીને કરેલ પ્રશ્ન–તેણે મલ્લીકુમારીના પુષ્પ મુદ્દગરની કરેલી પ્રશસા–તેને ઉપજેલો રાગ–તેણે મોકલેલો કુભરાજા પાસે દૂત–

ધરણ મિત્રના જીવનુ ચ્યવવુ–ચપાપુરીમાં ચદ્રછાય રાજા થવુ–ચપાનિવાસી અર્હન્નય શ્રાવકનો જળ પ્રવાસ–તેની ધર્મ દઢતા સબધી ઇંદ્રે કરેલી પ્રશસા–એક દેવતાનુ પરીક્ષા કરવા આવવું–તેમાં પાર ઉતરવુ–દેવતાએ આપેલ કુડળની બે જોડ–એક જોડ મિથિલામાં કુભ રાજાને ભેટ ધરવી–બીજી જોડ ચંપાએ આવીને ચદ્રછાય રાજાને ભેટ ધરવી–રાજાએ પુછેલ તેની હકીકત–પ્રસગે તેણે કરેલુ મલ્લીકુમારીના રૂપનુ વર્ણન–તેથી તેને થયેલો અનુરાગ–તેણે કુભરાજા પાસે મોકલેલ દૂત–

પૂરણ મિત્રના જીવનુ શ્રાવસ્તીમા રૂક્મી રાજા થવુ–તેણે પોતાની પુત્રીનો કરેલ સ્નાનવિધિ–તે સબધી રાજાએ કરેલ સેવકને પ્રશ્ન–તેણે કરેલી મલ્લીકુમારીના સ્નાનવિધિની તેમજ તેના રૂપની પ્રશસા–તેથી તેને ઉપજેલો અનુરાગ–તેણે કુંભરાજા પાસે મોકલેલ દૂત–

વસુમિત્રના જીવનુ વારાણસીપુરીમા શખ રાજા થવું–અહી મલ્લીકુમારીના કુંડળનું ભાગવું–તે સાંધી દેવાનો કુભ રાજાએ કરેલ સોનીઓને હુકમ–સોનીઓએ બતાવેલ પોતાનુ અશક્તપણું–કુંભ રાજાએ કરેલ દેશનીકાલ–તેમનુ વારાણસી આવવું–શખ રાજા પાસે તેઓએ કરેલુ મલ્લીકુમારીના રૂપનુ વર્ણન–તે ઉપરથી શખ રાજાને થયેલ અનુરાગ–તેણે મોકલેલ કુભરાજા પાસે દૂત–

અભિચદ્ર મિત્રનું કાંપિલ્યપુરમાં જિતશત્રુ રાજા થવુ–ચોક્ષા પરિવ્રાજિકાનું મલ્લીકુમારી પાસે આવવુ–તેના મતનો મલ્લીકુમારીએ કરેલો નિરાસ–દાસીઓએ કરેલ અપમાન–તેને થયેલ કોપ–તેનુ જિતશત્રુ રાજા પાસે આવવુ–તેણે પોતાની રાણીઓનારૂપ સબધી કરેલ પ્રશ્ન–ચોક્ષાએ મલ્લીકુમારીના રૂપની કરેલી પ્રશંસા–તે સાંભળી જિતશત્રુને થયેલો અનુરાગ–તેણે કુંભરાજા પાસે મોકલેલ દૂત–

વૈશ્રવણ મિત્રના જીવનું હસ્તીનાપુરમા અદીનશત્રુ રાજા થવુ–મલ્લીકુમારીના ભાઇ મલ્લકુમારે ચિત્રાવેલી ચિત્રશાળા–એક ચિત્રકારે ચીતરેલુ મલ્લીકુમારીનું આબેહુબ ચિત્ર–મલ્લકુમારનુ ત્યાં ક્રીડા માટે આવવુ–મલ્લીકુમારીને દેખીને શરમાવુ–ધાત્રીએ કરેલો ખુલાસો–ચિતારાપર ચડેલો ક્રોધ–તેના અંગુઠાનું છેદવુ–ચિતારાનુ હસ્તીનાપુર આવવુ–અદીનશત્રુ રાજા પાસે તેણે કરેલુ મલ્લીકુમારીના રૂપનું વર્ણન–તે સાંભળી તે રાજાને થયેલ અનુરાગ–તેણે મોકલેલ કુંભ રાજા પાસે દૂત–

મલ્લીકુમારીએ છએ રાજાઓને પ્રતિબોધ પમાડવા માટે કરેલી ગોઠવણ–સુવર્ણમય પોતાની પુતળી–દરરોજ તેમાં એક અન્નકવળનો પ્રક્ષેપ–

છ રાજાના દૂતોનું કુંભ રાજા પાસે આવવુ–દરેકે જુદી જુદી રીતે કરેલી મલ્લીકુમારીની માગણી–કુંભરાજાએ છએ દૂતોનો કરેલો તિરસ્કાર–દૂતોનું પાછા જવું–છએ રાજાએ એકઠા મળીને લડાઇ માટે આવવુ–તેણે નાખેલો મિથિલા ફરતો ઘેરો–કુંભ રાજાને થયેલ ચિંતા–મલ્લીકુમારીએ કરેલ તેનુ નિવારણ–છએ રાજાને પોતાની મૂર્ત્તિવાળા સ્થાનમાં તેડાવવુ–તેઓનું આવવું–મલ્લીકુમારીની મૂર્ત્તિ જોઇને અનુરાગી થવુ–મલ્લીકુમારીએ માથાપરનું ઉઘાડેલુ ઢાંકણું–તેમાંથી ઉછળેલો દુર્ગંધ–છએ રાજાનુ પરાઙ્મુખ થવું–તે વખતે **મલ્લીકુમારીએ આપેલ બોધ**–છએ રાજાને થયેલ જાતિ સ્મરણ–તેમણે માનેલો મલ્લીકુમારીનો ઉપકાર–અવસરે દીક્ષા લેવાનુ સ્વીકારી તેમનું સ્વસ્થાને જવુ–

લોકાંતિક દેવોનું આગમન–મલ્લીકુમારીએ આપેલ સવત્સરીદાન–તેમણે લીધેલ દીક્ષા–તેજ દિવસે થયેલ કેવળ જ્ઞાન–દેવે રચેલ સમવસરણ–કુંભ રાજાને છએ મિત્ર રાજાનુ આવવુ–ઇંદ્ર **તથા કુંભ રાજાએ કરેલી સ્તુતિ–પ્રભુએ આપેલી દેશના**–સમતાની આવશ્યકતાનો ઉપદેશ–છ રાજાઓએ લીધેલ દીક્ષા–ગણધર સ્થાપના–પ્રથમ પારણું–યક્ષયક્ષણી–પ્રભુનો પરિવાર–સમેતશિખર પધારવું–પ્રભુનું નિર્વાણ–આયુષ્યનું પ્રમાણ–

**સાતમા સર્ગમાં–શ્રીમુનિસુવ્રત સ્વામીનુ ચરિત્ર**–તેમનો પૂર્વભવ–સુરશ્રેષ્ટ રાજાએ લીધેલ દીક્ષા–વીશસ્થાનકનું આરાધન–તીર્થંકર નામ કર્મનો બંધ–દશમા દેવલોકમાં ઉપજવુ–

**હરિવંશની** ઉત્પત્તિ–કૌશાંબી નગરીમાં સુમુખ રાજા–વીરકુવિંદની સ્ત્રી વનમાળાને જોઇને તેને ઉપજેલો મોહ–તેને મેળવવા માટે સુમતિ મંત્રી મારફત કરેલો પ્રયત્ન–તેણે મોકલેલી પરિવ્રાજિકા–વનમાળાને પણ થયેલ અનુરાગ–પરિવ્રાજિકાએ કરી આપેલો બંનેનો મેળાપ–તેની સાથે સુમુખ રાજાએ કરેલ ક્રીડા–વીરકુવિંદનું ગાંડા થઇ જવુ–તેને તેવી સ્થિતિમાં જોઇને સુમુખ રાજાને થયેલો ખેદ–તે અવસરે તેની ને વનમાળાની ઉપર થયેલ વિદ્યુત્પાત–બંનેનુ મરણ–તેનું હરિવર્ષ ક્ષેત્રમા યુગળિક થવું–હરિને હરિણી નામ સ્થાપન–વીરકુવિંદે કરેલ બાળ તપ–તેનુ સૌધર્મ દેવલોકમાં કિલ્વિષિક દેવ થવુ–તેનું અવધિ જ્ઞાનવડે યુગળિકને દેખવુ–તેને ઉપજેલો કોપ–મારી નાખવાનો થયેલ વિચાર–વિચારનુ ફરવુ–ચંપા નગરીમાં તે બંનેને મુકવું–ત્યાંના રાજા રાણી થવુ–અનેક પ્રકારનાં પાપો કરીને તેમનુ દુર્ગતિ જવું–તેના નામ ઉપરથી શીતળનાથજીના તીર્થમા થયેલી હરિવંશની ઉત્પત્તિ–તેના વંશમા થયેલ અનેક રાજાઓ–

રાજગૃહ નગરમા હરિવંશમા થયેલ સુમિત્ર નામે રાજા–તેની પદ્માવતી રાણીના ઉદરમાં દશમા દેવલોકથી ચ્યવીને સુરશ્રેષ્ટ રાજાના જીવનું ઉપજવુ–તેણે દીઠેલા ચૌદ સ્વપ્ન–પુત્રનો જન્મ–ઇંદ્રનુ મેરૂપર લઇ જવુ–ત્યાં કરેલો જન્માભિષેક–ઇંદ્રે કરેલ **સ્તુતિ–મુનિસુવ્રત** નામ સ્થાપન–યૌવનાવસ્થા–પાણિગ્રહણ–પ્રભાવતી રાણીથી થયેલ સુવ્રત નામે પુત્ર–લોકાંતિક દેવોનુ આવવું–પ્રભુએ લીધેલ દીક્ષા–પ્રથમ પારણુ–કેવળ જ્ઞાનની નિષ્પત્તિ–સમવસરણ–ઇંદ્રે કરેલી **સ્તુતિ–પ્રભુએ આપેલી દેશના**–યતિ ધર્મ તથા ગૃહસ્થ ધર્મનું વર્ણન–ગૃહસ્થનો સામાન્ય ધર્મ–ગણધર સ્થાપના–યક્ષયક્ષણી–

પ્રભુનું ભૃગુકચ્છ નગરે પધારવુ–જિતશત્રુ રાજાનું અશ્વ સહીત વાદવા આવવું–ગણધરે કોણ ધર્મ પામ્યુ? એવો કરેલો પ્રશ્ન–ભગવંતનુ અશ્વજ ધર્મ પામ્યો છે એમ કહેવુ–રાજાએ અશ્વ સબધી પુછેલ પ્રશ્ન–ભગવંતે કહેલ તેનો પૂર્વભવ–તેમા બતાવેલુ સાગરદત્તે કરાવેલા શિવાલયના પુજારીઓનુ દુષ્ટ આચરણ–સાગરદત્તના જીવનું અશ્વ થવું–જિતશત્રુએ અશ્વને કરેલ સ્વતત્ર–અશ્વાવબોધ તીર્થનું પ્રગટ થવુ–અશ્વનુ સદ્ગતિએ જવુ–

**કાર્ત્તિક શેઠની કથા**–રાજાની આજ્ઞાથી કરાવવુ પડેલુ પરિવ્રાજકને પારણુ–તેણે લીધેલી મુનિસુવ્રત સ્વામી પાસે દીક્ષા–તેનુ સૌધર્મેન્દ્ર થવુ–પરિવ્રાજકનું ઐરાવણ થવુ–ઐરાવણને વશ કરવુ–

પ્રભુનો પરિવાર–સમેત શિખર પધારવુ–પ્રભુનુ નિર્વાણ–આયુનું પ્રમાણ–

**આઠમા સર્ગમાં—મહાપદ્મ ચક્રવર્તીનુ ચરિત્ર**—તેનો પૂર્વભવ—પ્રજાપાળ રાજાએ લીધેલી દીક્ષા—બારમા દેવલોકના ઇંદ્ર થવુ—ત્યાંથી ચ્યવવુ—હસ્તીનાપુરમા પદ્મોત્તર રાજાની જ્વાળા રાણીની કુક્ષીમાં ઉપજવું—પુત્રનો જન્મ—વિષ્ણુ કુમારના નાના ભાઈ થવુ—**મહાપદ્મ** નામસ્થાપન—

ઉજ્જયિનીમાં શ્રીવર્મ રાજાને **નમુચિ** નામે પ્રધાન—સુવ્રતાચાર્યનું ત્યાં પધારવું—મંત્રી સહીત રાજાનુ તેમની પાસે જવુ—નમુચિએ કરવા માંડેલો વાદ—એક ક્ષુલ્લક મુનિએ તેને કરેલો નિરૂત્તર—નમુચિને ચડેલો ક્રોધ—રાત્રે મુનિને મારવા જવું—દેવે કરેલી સ્થભના—લોકોમાં થયેલુ અતિ અપમાન—તેનું પરદેશ ગમન—હસ્તીનાપુર આવવુ—મહાપદ્મના પ્રધાન તરીકે રહેવું—સિંહબળ રાજાને પકડવા માટે તેને મોકલવો—સિંહબળને બાંધીને લાવવુ—મહાપદ્મની થયેલી પ્રસન્નતા—તેણે આપેલો વર—નમુચિએ રાખેલી વરની સ્થાપણ—

જૈનરથને બ્રહ્મરથ ચલાવવાની જ્વાળા રાણીને તેની શોક વચ્ચે થયેલ સ્પર્ધા—પદ્મોત્તર રાજાએ કરેલ બન્નેનો અટકાવ—મહાપદ્મને લાગેલું અપમાન—તેનુ પરદેશગમન—તાપસના આશ્રમમાં નિવાસ—ચંપાના રાજાની રાણીનું મદનાવળી પુત્રી સાથે ત્યાં આવવુ—મદનાવળી ને મહાપદ્મને થયેલ પરસ્પર અનુરાગ—મદનાવળીની માતાએ કરેલ અટકાવ—મહાપદ્મનુ ત્યાંથી નીકળી જવુ—સિંધુસદનપુરે પહોચવુ—ત્યાંના રાજાના હાથીનુ બંધન ત્રોડીને ભાગવુ—મહાપદ્મે કરેલુ તેનુ નિવારણુ—ગજને વશ કરવો—મહાસેન રાજાની પુત્રીઓ સાથે થયેલો વિવાહ—વેગવતી વિદ્યાધરીનું ત્યાં આવવુ—તેણે કહેલો પોતાનો વૃત્તાંત—તેની સાથે મહાપદ્મ કુમારનુ સુરોદયપુરે જવુ—જયચંદ્રા સાથે પાણિગ્રહણુ—બે વિદ્યાધરો સાથે યુદ્ધ—તેમનો પરાજય—ચક્રાદિ રત્નોની ઉત્પત્તિ—મહાપદ્મે કરેલુ ષટ્ખંડનુ સાધન—વળતાં તાપસોના આશ્રમમાં આવવુ—ત્યાં મદનાવળી સાથે પરણુવુ—હસ્તીનાપુર પહોચવું—માતા પિતાને થયેલ આનંદ—

સુવ્રતાચાર્યનુ હસ્તીનાપુર પધારવુ—પદ્મોત્તર રાજાનુ વાંદવા આવવુ—તેને થયેલ વૈરાગ્ય—વિષ્ણુકુમારને રાજ્ય લેવા કહેવું—તેણે પણ દીક્ષા લેવાનો બતાવેલો વિચાર—મહાપદ્મકુમારને ચક્રવર્તીપણાના અભિષેક સાથે પોતાના રાજ્યનો પણ અભિષેક—તેણે કરેલો દીક્ષા મહોચ્છવ—પદ્મોત્તર રાજા ને વિષ્ણુકુમારે લીધેલ દીક્ષા—મહાપદ્મે જૈનરથ ફેરવવાનો કરેલ મહોચ્છવ—પદ્મોત્તર રાજાનુ મોક્ષગમન—વિષ્ણુકુમારને પ્રાપ્ત થયેલ અનેક લબ્ધિઓ—

સુવ્રતાચાર્યનુ ચતુર્માસ કરવા હસ્તિનાપુર આવવુ—નમુચિએ વૈર વાળવાનો કરેલો વિચાર—મહાપદ્મ પાસે કરેલ વરની માગણી—અમુક દિવસ માટે તેને સોંપેલું રાજ્ય—સુવ્રતાચાર્ય પાસે જઇને તેણે કરેલ આક્ષેપ—સાત દિવસની અંદર ભરતક્ષેત્ર મુકીને જતા રહેવાનો કરેલ હુકમ—વિષ્ણુકુમારને લાવવાની જણાયેલી જરૂરીઆત—ગુરૂની આજ્ઞાથી એક મુનિનુ મેરૂ પર્વત ઉપર તેમની પાસે જવુ—વિષ્ણુકુમારનુ તેની સાથે આવવુ—નમુચિ પાસે જવુ—તેને ઘણી રીતે સમજાવવો—પોતાને રહેવા માટે કરેલ ત્રણ પગલા જમીનની માગણી—નમુચિએ કરેલ તેથી વધારે જમીનનો નિષેધ—વિષ્ણુકુમારને ચડેલ ક્રોધ—તેણે વૈક્રિય શરીર કરવું—તેથી થયેલો અત્યત્ય ક્ષોભ—નમુચિને ભૂમિપર પછાડવો—મહાપદ્મ ચક્રીનું તેમની પાસે આવવુ—મહા પ્રયાસે તેમના કોપનુ કરેલ નિવારણુ—તેમણે કરેલ શરીરનો સંકોચ—નમુચિને છોડી મુકવો—વિષ્ણુકુમારનું મોક્ષગમન—મહાપદ્મચક્રીએ લીધેલ દીક્ષા—તેમના આયુનુ પ્રમાણ—તેમનું મોક્ષગમન ઇત્યાદિ.



# श्री त्रिषष्ठि शलाका पुरुष चरित.

## પર્વ ત્રીજું.

### प्रथमसर्गः

त्रैलोक्यप्रभवे पुण्यसंभवाय भवच्छिदे ।
श्रीसंभवजिनेन्द्राय मनोभवभिदे नमः ॥ १ ॥

ત્રણ લોકના સ્વામી, પવિત્ર જન્મવાળા, સંસારને છેદનારા અને કામદેવને ભેદનારા એવા શ્રીસંભવનાથ જિનેંદ્રને નમસ્કાર કરીને પૃથ્વીને પવિત્ર કરનારૂ અને કર્મરૂપી લતાને છેદનારૂ એવું તેમનું ( શ્રીસંભવનાથ સ્વામીનું ) ચરિત્ર હું કહીશ.

ધાતકીખંડ દ્વીપના ઐરાવત ક્ષેત્રને વિષે કુશલપણાના સ્થાનરૂપ **ક્ષેમપરા** નામે એક પ્રખ્યાત નગરી છે, ત્યાં સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર જાણે ઈંદ્ર અવતર્યો હોય એવો વિશાળ બુદ્ધિવાળો **વિપુલવાહન** નામે રાજા છે. બાગવાન જેમ બગીચાનું પાલન કરે તેમ એ રાજા અવિશ્રાંતપણે સર્વ પ્રકારના શલ્ય ( દુઃખ ) નો ઉચ્છેદ કરી વિધિથી પ્રજાનું પાલન કરતો હતો. પથિકની જેમ દેશને પ્રીતિકારી એવી એ રાજાની નીતિરૂપી સરિતા નિરંતર ચોતરફ પ્રસરતી હતી. અસહ્ય શાસનને ધારણ કરનારો એ રાજા એવો નીતિવંત હતો કે જે પોતાના અપરાધને પણ બીજાના અપરાધની પેઠે જરા પણ સહન કરતો નહી. જેમ સારી ચિકિત્સા કરનાર વૈદ્ય રોગના પ્રમાણમાં રોગીઓને ઔષધ આપે છે, તેમ એ રાજા ગુન્હેગારને તેના ગુન્હા પ્રમાણેજ દંડ આપતો હતો, અને ગુણી પુરૂષોની તેમના ગુણ પ્રમાણે પૂજા કરતો હતો. **યોગ્યતા પ્રમાણે વર્તવું તે વિવેકી પુરૂષોના વિવેકનું ફળ છે.** એ રાજાને બીજા લોકોની જેમ મદ થવાનાં સ્થાનો પણ મદને અર્થે થયાં નહોતાં, કારણકે **વર્ષાઋતુ જેવી રીતે નદીને ગર્વ કરાવે છે તેવી રીતે સમુદ્રને કરાવી શકતી નથી.** ચૈત્યની જેમ તેના હૃદયમાં હમેશાં સર્વજ્ઞ દેવ રહેતા હતા, જૈનશાસ્ત્રની પેઠે તેની વાણીમાં સર્વજ્ઞના ગુણનીજ પ્રશંસા હતી, તીર્થંકર દેવ અને સુસાધુરૂપ ગુરૂનેજ તે પોતાનું મસ્તક નમાવતો હતો અને બીજા સર્વે તેને નમતા હતા. આર્ત્ત અને રૌદ્ર શિવાયના શુભ ધ્યાનવડે મનનું, સ્વાધ્યાય કરવાથી વાણીનું અને જિનેશ્વરની પૂજાથી શરીરનું તેણે પરમ ફળ મેળવ્યું હતું. વસ્ત્રમાં જેમ ગળીનો રંગ સ્થિર રહે છે તેમ તેનામાં બાર પ્રકારનો શ્રાવકધર્મ હમેશાં સ્થિર રહેલો હતો. મોટા મનવાળો એ રાજા બાર પ્રકારના રાજ્યચક્રમાં જેવી રીતે જાગ્રત રહેતો તેવીજ રીતે બાર પ્રકારના શ્રાવકધર્મમાં પણ જાગ્રત રહેતો હતો. પવિત્ર આત્માવાળો તે રાજા, ધર્મરૂપ વૃક્ષના અંકુરને ઉત્પન્ન કરનાર બીજ વાવે તેમ પોતાના દ્રવ્યને યોગ્યતા પ્રમાણે સાત

ક્ષેત્રમાં નિરંતર વાવ્યા કરતો હતો. દીન અને અનાથના એક શરણરૂપ અને પરમ દયાળુ એ રાજા પાસેથી કોઈ પણ યાચક સમુદ્ર પાસેથી મેઘની જેમ ખાલી જતો નહીં. મેઘ જેમ જળને વરસે તેમ તે યાચકોની ઉપર દ્રવ્યની વૃષ્ટિ કરતો હતો, તોપણ તદ્દન અહંકાર રહિત હોવાથી મેઘની જેમ જરા પણ ગર્જના કરતો નહીં. કંટકનો[1] ઉચ્છેદ કરવામાં ફરશીરૂપ અને દાન આપવામાં કલ્પવૃક્ષ જેવો એ રાજા પૃથ્વી ઉપર રાજ્ય કરતો હતો ત્યારે કોઈ પણ નઠારી હાલતમાં નહોતું.

એ પ્રમાણે એ રાજા નીતિપૂર્વક રાજ્ય કરતો હતો તોપણ એક વખતે ઘણો ભયંકર દુકાળ પડ્યો. **ભવિતવ્યતાનો યોગ ઉલ્લંઘન થવો એ અશક્ય છે.** દિશાઓને અંધકારવાળી કરનાર મેઘના અભાવથી જાણે બીજો ગ્રીષ્મઋતુ આવ્યો હોય તેવો વર્ષાઋતુ ભયંકર જણાવા લાગ્યો. સર્વ જળને શોષણ કરનારા, વૃક્ષને ઉખેડવામાં ઉન્મત્ત અને કલ્પાંત કાળના પવનની જેવા નૈરૃત્ય દિશાના પવનો વાવા લાગ્યા, આકાશમાં વાદળાંનો રંગ કાગડાના ઉદરભાગ જેવો અત્યંત શ્યામ દેખાવા લાગ્યો, સૂર્ય કાંસાની થાળી જેવો જણાવા લાગ્યો, અને નગર તથા દેશના લોકો ધાન્ય નહીં મળવાથી તાપસની જેમ વૃક્ષની છાલ કંદમૂળ તથા ફળને ખાવા લાગ્યા.જાણે ભસ્મક[2] નામનો રોગ થયો હોય તેમ લોકોને કદાપિ પુષ્કળ ભોજન મળે તો તેથી પણ ધરાતા નહોતા. ભીખ માગવામાં લાજ પામનારા લોકો ભિક્ષા મેળવવાને માટે ઘણે ભાગે કપટતાપસનો વેષ લઈને ફરવા લાગ્યા. પિતાઓ, માતાઓ અને પુત્રો ક્ષુધા લાગવાથી જાણે દિગ્મૂઢ થયા હોય તેમ એક બીજાને તજી દઈને આડા અવળા ભમવા લાગ્યા. પિતા પણ કદિ અન્ન મળી જાય તો સામું જોઈ રહેલા અને ખાવાને માટે રૂદન કરતા પોતાના પુત્રને આપતો નહીં. જેમ ચાંડાળની સ્ત્રી સૂપડા વિગેરે તુચ્છ વસ્તુઓ વેચે તેમ શેરીઓમાં ભમતી માતાઓ એક ચણાની પસલીને માટે પોતાના બાળકને વેચવા લાગી. પ્રાતઃકાળે ધનવાનની હવેલીઓના આંગણામાં વેરાયેલા દાણાને ગરીબ રાંકાઓ ઘરના પારેવાની જેમ વીણવા લાગ્યા. દુર્જનો કંદોઈની દુકાનોપર વારંવાર શ્વાનની પેઠે લાગ મેળવી ખાવાના પદાર્થો પર ઝોંટ મારવા લાગ્યા. કેટલાએક લોકો આખો દિવસ ભમી ભમી છેવટ સાયંકાળે માંડમાંડ ગ્રાસ[3] જેટલુ ખાવાનું મળે તો એ દિવસને સારો માનવા લાગ્યા. આમતેમ ખોપરીઓની જેમ અથડાતા અતિ બીહામણા રાંકાઓથી નગરના રાજમાર્ગો સ્મશાનથી પણ વધારે ખરાબ જણાવા લાગ્યા, અને ઠેકાણે ઠેકાણે ભમતા રાંકાઓના મોટા કોલાહલોથી સત્પુરુષોના કાન જાણે સોયે વીંધાતા હોય તેમ પીડાવા લાગ્યા.

આવા કલ્પાંત કાળની જેવા દુકાળમાં ચતુર્વિધ સંઘનો ક્ષય થતો જોઈ મોટા મનવાળો મહારાજા વિચાર કરવા લાગ્યો કે "આ સઘળી પૃથ્વીનું મારે આ વખતે રક્ષણ કરવું જો-

---

૧ દુષ્ટાચરણવાળી પ્રજારૂપ કંટક. ૨ ઘણું ખાતા છતા પણ તૃપ્તિ ન થાય એવો વ્યાધિવિશેષ. ૩ કોળીઓ.

ઇએ પણ શું કરૂં ! આ પાપી કાળ મારા અસ્ત્રના વિષયમાં લાવી શકાતો નથી, તથાપિ આ સર્વ સંઘની તો મારે અવશ્ય રક્ષા કરવી જોઇએ; કારણકે મોટા પુરૂષો સત્પાત્રના ઉપકારમાં પ્રથમ આરંભ કરે છે."

એવી રીતે વિચારી રાજાએ પોતાના રસોઈઆને આજ્ઞા કરી કે "હે પાચકો ! આજથી સંઘના જમ્યા પછી અવશેષ રહેલુ અન્ન હું જમીશ, માટે મારે વાસ્તે રાંધેલુ અન્ન મુનિઓને વહોરાવવું અને બીજા રાંધેલા અન્નથી શ્રાવકોને જમાડવા." રાજાની એવી આજ્ઞાનો સ્વીકાર કરી રસોઇઆ તે પ્રમાણે નિત્ય કરવા લાગ્યા, અને રાજા પોતે તે જોવા લાગ્યો. નાસિકાથી સુગંધતું પાન કરી શકાય તેવી કમળના જેવી ઉત્તમ શાળી, અડદના દાણાથી પણ મોટા રસ ભરેલા મગ, મેઘના જળની પેટે પુષ્કળ, ઘાટા અને જાણે અમૃતના મિત્ર હોય તેવા જાતજાતના શાકો વિગેરે, ખાંડ ભેળવીને બનાવેલા માંડા, પ્રમોદ કરનારા મોદક,સ્વાદિષ્ટ ખાજાં, ખાંડની મીઠાઈ,કોમળ મમરા, અતિ સુંવાળાં વડાં, મનોહર કઢી, ઘાટા દહીં, મશાલા નાખીને ઉકાળેલાં દૂધ, અને ક્ષુધાને ટાળનાર શીખંડ એવા રાજભોજન જેવા પદાર્થો શ્રાવકોને મળવા લાગ્યા, અને એ મોટા મનવાળો રાજા મહામુનિઓને એષણીય, કલ્પનીય અને પ્રાસુક આહાર પોતાની જાતે આપવા લાગ્યો.

આવી રીતે રાજાએ દુકાળ રહ્યો ત્યાં સુધી સર્વ સંઘને યથાવિધિ ભોજન પૂરૂં પાડયું. સર્વ સંઘની વૈયાવચ્ચ કરવાથી અને સમાધિ ઉપજાવવાથી તેણે તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું.

એક દિવસ તે મહારાજા મહેલની અગાશી ઉપર બેઠો હતો, તેવામાં પૃથ્વીનું જાણે છત્ર હોય તેવો આકાશમાં ચડેલો મેઘ તેમના જોવામાં આવ્યો. જાણે આકાશનો ગળીએ રંગેલા વસ્ત્રનો કંચુક હોય તેવો એ મેઘ વિદ્યુત્ રૂપ આભૂષણને ધારણ કરતો સર્વ દિશાઓમાં ચોતરફ વ્યાપી ગયો. એ અરસામાં વૃક્ષોને મૂળમાંથી કંપાવતો અને પાતાળકળશનું જાણે સર્વસ્વ હોય તેવો પ્રચંડ પવન ઉત્પન્ન થયો. એ મોટા પવને આકડાના તૂલની પેઠે તે મહાન મેઘને ઉડાડીને દશે દિશામાં વેરણછેરણ કરી દીધો. ક્ષણવારમાં ઉત્પન્ન થયેલા અને પાછા ક્ષણવારમાં નાશ પામેલા એવા મેઘને જોઈને એ સદ્બુદ્ધિવાળો રાજા વિચાર કરવા લાગ્યો કે "અહો ! જોતજોતામાં આ મેઘ જેમ દૃષ્ટનષ્ટ "થઈ ગયો તેમ આ સંસારમાં બીજુ સર્વ પણ જોતજોતામાંજ નાશ પામી જાય તેવું છે. "જે પ્રાણી સ્વેચ્છાથી બોલે છે, પ્રવેશ કરે છે, નાચે છે, હસે છે, રમે છે, દ્રવ્ય મેળવવા"ના અનેક ઉપાયો ચિંતવે છે, ચાલે છે, ઉભા રહે છે, સુએ છે, વાહનપર ચડે છે, કોપ "કરે છે અને ઘરની અંદર કે બહાર વિલાસ કરે છે,તે પ્રાણીને તેવી ક્રિયા કરતાંજ યમ"રાજાના દૂતની જેમ નિત્ય પાસે રહેલા અનેક દોષો મૃત્યુ પમાડે છે. તે દોષો આ પ્ર"માણે છે–તત્કાળ કાળે પ્રેરેલો સર્પ આવી કરડે છે,પ્રચંડ વિજળી રૂપ દંડ પડીને પાડી "નાખે છે, ઉન્મત્ત હાથી આવીને દંતાશૂળથી પીસે છે, જુની વંડી કે ભીંત તૂટી પડી

"દબાવે છે, ભુખથી કૃશ ઉદર વાળો વ્યાઘ્ર ભક્ષ કરી જાય છે, જેની ચિકિત્સા ન થઈ શ-
"કે તેવો વિકાર[1] લાગુ પડે છે, અકસ્માત્ ઉન્મત્ત[2] ઘોડા વિગેરે પાડી નાખે છે, શત્રુ કે ચોર
"આવી છરીવડે હણી નાખે છે, પ્રદીપ્ત થયેલો અગ્નિ બાળી નાખે છે, મહા વૃષ્ટિથી આ-
"વેલુ નદીનું પૂર વેગવડે તાણી જાય છે, સર્વ અંગમાં વાયુનો બલવાન્ દોષ પ્રગટ થાય
"છે, શરીરની તમામ ગરમીને શાંત કરીને કફ વ્યાપ્ત થાય છે, પિત્તનો પ્રબળ દોષ
"પ્રાણને લુપ્ત કરી નાખે છે, અથવા તત્કાળ થયેલો સન્નિપાત પરાભવ કરે છે, કરોળી-
"આનો રોગ શરીરને ભક્ષણ કરે છે, રાજ્યક્ષ્મા[3] પ્રાપ્ત થાય છે, વિસૂચિકા[4] નો ઉપદ્રવ
"હેરાન કરે છે, જેનું ખરાબ પરિણામ છે એવું અર્બુદ જાતિનું વ્રણ પેદા થાય છે, પ્રવા-
"હનો રોગ મૂર્છા પમાડે છે, સંગ્રહણીનો વ્યાધિ સપડાવે છે, વિદ્રધિનો રોગ રૂંધે છે,
"ખાંસીનું દરદ ક્લેશ પમાડે છે, શ્વાસનો વ્યાધિ ભરપૂર થાય છે, અથવા શૂલનો રોગ
"ઉન્મૂલન કરી નાખે છે. આવા અનેક દોષોથી પ્રાણી મૃત્યુ પામે છે,
"તથાપિ પશુની પેઠે મંદ બુદ્ધિવાળો મનુષ્ય પોતાની સ્થિતિને શાશ્વત માની
"પોતાના જીવિત રૂપ વૃક્ષનું ફળ લેવાને પ્રવર્ત્તતો નથી. એ મુગ્ધ બુદ્ધિવાળો
"પુરૂષ 'આ મારા ભાઇઓ નઠારી સ્થિતિમાં છે, આ મારા પુત્રો અદ્યાપિ નાના
"છે, આ કન્યા હજુ કુંવારી છે, આ પુત્રને હજુ ભણાવવોછે, આ ભાર્યા હજુ
"નવોઢા છે, આ માતાપિતા વૃદ્ધ છે, આ સાસુસસરો ગરીબ સ્થિતિમાં છે અને આ
"બ્હેન વિધવા છે'—એમ સર્વ પરિવાર નિરંતર પોતાનેજ પાળવા યોગ્ય છે એવી ચિંતા
"કર્યા કરે છે, પણ તે પરિવાર પોતાને સંસારરૂપી સમુદ્રમાં ડુબાડવાને હૃદયપર બાં-
"ધેલી શિલા જેવો છે એમ જાણતો નથી, અને જ્યારે અંતકાળ આવે છે તે વખતે પણ
"એ જડ પુરૂષ પશ્ચાત્તાપ કરે છે કે 'અરે ! અદ્યાપિ કાંટાના શરીરને આલિંગન કરવા-
"ના સુખથી હું તૃપ્ત થયો નથી, દૂધ વિગેરે ખાદ્ય પદાર્થોથી ધરાણો નથી, પુષ્પ સુંઘ-
"વાની મારી ઈચ્છા પૂરી થઇ નથી, મનોહર પદાર્થોને જોવાનો મનોરથ પૂરો થયો નથી,
"હજી વીણાયુક્ત વેશ્યાના ગીત સાંભળવાનો આનંદ જરા પણ પામ્યો નથી, મારા
"કુટુંબને માટે હજુ ભંડાર ભરપૂર કર્યા નથી, આ જીર્ણ ઘરનો ઉદ્ધાર કરીને નવીન ક-
"રવું બાકી રહેલુ છે, ઊંચી શિક્ષા આપેલા આ અશ્વો ઉપર હજી આરૂઢ થયો નથી,
"અને આ પલોટેલા બળદ ઉત્તમ રથ સાથે જોડ્યા પણ નથી,' એવી રીતનો પશ્ચાત્તાપ
"કરે છે, પણ 'મેં ધર્મ કર્યો નથી' એવો જરા પણ પશ્ચાત્તાપ કરતો નથી. આ સંસારમાં
"એક તરફ મૃત્યુ સદા તૈયાર થઈ રહેલુ છે, એક તરફ અનેક પ્રકારના અપમૃત્યુ થયા
"કરે છે, એક તરફ અનેક પ્રકારના વ્યાધિઓ થાયછે, એક તરફ ઘણી આધિ ઉત્પન્ન
"થાય છે, એક તરફ રાગદ્વેષાદિ શત્રુઓ નિત્ય ઉદ્યત થઇ રહ્યા છે, અને એક તરફ
"દુર્જનની પેઠે પ્રબળ કષાયો વિપત્તિ આપ્યા કરે છે, તેથી તેમાં મરૂદેશની પેઠે કાંઈપણ

---

૧ રોગ ૨ તોફાની ૩ ક્ષયરોગ ૪ કોલેરા.

"સુખકારી નથી, તે છતાં પ્રાણીઓ તેમાં સુખ કેમ માની રહે છે અને વૈરાગ્ય કેમ પામતા "નથી? સુતેલા માણસ ઉપર જેમ અકસ્માત્ રાત્રિયુદ્ધ આવી પડે તેમ સુખાભાસથી "મૂઢ થયેલા પ્રાણી ઉપર સદ્ય પ્રાણનો નાશ કરનાર કાળપાશ આવી પડે છે, તેથી "રંધેલા અન્નનું ફળ જેમ ભોજન કરવું છે તેમ આ નાશવંત શરીરનું ફળ ધર્માચરણ છે. "આ નાશવંત શરીરવડે અવિનાશી પદ મેળવવું સુલભ છે, તે છતાં મૂઢ પ્રાણીઓ તેને "મેળવતા નથી, પણ હું તો આ શરીરવડે નિર્વાણસંપત્તિને ખરીદ કરવા અત્યંત ઉત્સાહ "રાખીશ, અને આ રાજ્ય પુત્રને સોંપી દઈશ."

આ પ્રમાણે નિશ્ચય કરી રાજાએ તત્કાળ દ્વારપાળને મોકલી જેને કીર્ત્તિ પ્રિય છે એવા પોતાના પુત્ર **વિમલકીર્તિને** તેડાવ્યો. રાજકુમારે આવી પરમ ભક્તિથી ઇષ્ટદેવની જેમ પોતાના પિતાના ચરણમાં પ્રણામ કર્યો, અને અંજલિ જોડી આ પ્રમાણે બોલ્યો- "પિતાજી ! કોઇ મોટી આજ્ઞા કરી પ્રસન્ન થઇ મારા ઉપર અનુગ્રહ કરો; તેમાં આ પુત્ર બાળક છે એવી શંકા રાખશો નહીં. આપ આજ્ઞા કરો-તમારા ક્યા શત્રુરાજાની પૃથ્વી ખુંચવી લઉં? ક્યા પાહાડી રાજાને પર્વત સહિત સાધી આવું? જલદુર્ગમાં રહેલા ક્યા શત્રુનો જલ સાથે વિનાશ કરૂં? અથવા તે શિવાય બીજું પણ કોઇ તમને શલ્યરૂપ હોય તો તેને પણ કહો કે તરત ઉખેડી નાખું. હું બાળક છતાં પણ તમારો પુત્ર હોવાથી દુઃસાધ્યને સાધવામાં સમર્થ છું, એ આપ પિતાજીનોજ પ્રભાવ છે, તેમાં કાંઇ મારી બહાદુરી નથી." પુત્રનાં એવાં વચન સાંભળી રાજાએ કહ્યું-"હે મોટી ભુજાવાળા કુમાર ! મારે કોઇ શત્રુરાજા નથી, કોઇપણ પાહાડી રાજા મારાં વચનને ઉલ્લંઘન કરતો નથી, અને કોઇ બેટનો રાજા પણ મારી આજ્ઞાનો અનાદર કરતો નથી, કે જેને સાધવાને હું તને મોકલું. પણ હે કુળભૂષણ! હે પૃથ્વીનો ભાર ધારણ કરવામાં ધુરંધર! એક આ ભવવાસ[1] મને હમેશાં શલ્યના જેવો પીડે છે તેનો તું ઉદ્ધાર કર, અને આ પરંપરાથી આવેલા રાજ્યને મારી જેમ તુ અંગીકાર કર કે જેથી દીક્ષા લઇને હું આ ભવવાસનો કાયમને માટે ત્યાગ કરૂં. હે વત્સ ! અલંઘ્ય એવી ગુરૂજનની આજ્ઞાને અને હમણા કરેલી તારી પોતાની પ્રતિજ્ઞાને ભક્તિપૂર્વક સંભારીને તારે તે અન્યથા કરવી ઘટિત નથી." એ સાંભળી કુમાર વિચારમાં પડ્યો કે 'પિતાશ્રીએ આજ્ઞા આપીને અને મારી પ્રતિજ્ઞાને સંભારી દઇને મને નિરૂત્તર કર્યો.' રાજપુત્ર આ પ્રમાણે ચિંતવતો હતો તેવામાં તો રાજાએ તેજ વખતે અભિષેકમહોત્સવ સાથે તેને પોતાને હાથે રાજ્ય ઉપર બેસારી દીધો; અને કુમાર વિમલકીર્ત્તિએ જેમને દીક્ષાઅભિષેક કરેલો છે એવા તે મહારાજા શિબિકાપર બેસી તરતજ સ્વયંપ્રભ નામના સૂરિ પાસે આવ્યા. ત્યાં આચાર્યની સમીપે સર્વ સાવદ્ય યોગનું પ્રત્યાખ્યાન કરીને તેમણે દીક્ષા લીધી. સંયમરૂપી રથમાં આરૂઢ થયેલા એ રાજમુનિએ અંતરંગ શત્રુનો જય કરી વિધિથી સામ્રાજ્યની પેઠે દીક્ષાનું પ્રતિપાલન કર્યું,

---

૧ સસારમા રહેવુ તે

અને વીશ સ્થાનક માંહેના બીજા સ્થાનકોના પણ આરાધનવડે પોતાના તિર્થંકર નામ કર્મનું તેમણે સારી રીતે પોષણ કર્યું. ઉપસર્ગોથી ઉદ્વેગને નહિ પામતા અને પરીષહોથી ખુશી થતા એ મુનિરાજ પહેરેગીર જેમ પોતાના પોહોરને ખપાવે તેમ આયુષ્યને ખપાવી છેવટે અનશન કરી મૃત્યુ પામી આનત નામના નવમા દેવલોકને પ્રાપ્ત થયા. મોક્ષના ફળને આપનારી દીક્ષાનું આટલું ફળ ઘણુંજ થોડું છે.

આ જંબૂદ્વીપમાં પૂર્વ ભરતાર્દ્ધના આભૂષણરૂપ, લક્ષ્મીથી ભરપૂર અને વિસ્તારવાળી **શ્રાવસ્તી** નામે નગરી છે. તેમાં ઇક્ષ્વાકુ કુળરૂપી ક્ષીરસાગરને ચંદ્ર સમાન અને અરિઓને જીતવાથી યથાર્થ નામવાળો **જિતારી** નામે રાજા છે. મૃગોમાં સિંહની જેમ અને પક્ષીઓમાં ગરૂડની જેમ રાજાઓમાં તેના જેવો કે તેનાથી અધિક કોઇપણ રાજા તે વખતે નહોતો. મંડળની અંદર પ્રવેશ કરનારા ગ્રહોવડે જેમ ગ્રહપતિ[1] શોભે તેમ પેદલરૂપે પ્રવેશ કરતા રાજાઓથી એ રાજા શોભતો હતો. જાણે મૂર્તિમાન્ ધર્મ હોય તેમ તે કોઇપણ અધર્મકારી વચન બોલતો નહીં, તેવું આચરતો નહીં, અને તેવું ચિંતવતો પણ નહીં. દુરાચારીને શિક્ષા કરનાર અને નિર્ધનને ધન આપનાર એ રાજાના રાજ્યમાં કોઇ અધર્મી કે નિર્ધન હતું નહીં. શસ્ત્રધારી છતાં એ દયાળુ હતો, શક્તિમાન છતાં ક્ષમાવાન હતો, વિદ્વાન્ છતાં અભિમાન રહિત હતો, અને યુવાન છતાં જીતેંદ્રિય હતો.

એ જિતારિ રાજાને રૂપ અને સંપત્તિથી યોગ્ય એવી **સેનાદેવી** નામે મહિષી[2] હતી. એ ગુણના સૈન્યની સેનાપતિ તુલ્ય હતી. રોહિણીની સાથે ચંદ્રની જેમ તે રાણી સાથે બીજા પુરૂષાર્થોને બાધા કર્યા શિવાય તે રાજા યોગ્ય અવસરે ક્રીડા કરતો હતો. અહીં વિપુલવાહન રાજાનો જીવ નવમા દેવલોકમાં પોતાનું આયુષ્ય પૂર્ણ કરી, ત્યાંથી ચવીને ફાલ્ગુન માસની શુક્લ અષ્ટમીને દિવસે મૃગશિર નક્ષત્રમાં ચંદ્રમાનો યોગ આવ્યો હતો તેવે સમયે સેનાદેવીના ઉદરમાં અવતર્યો. એ વખતે નારકીના જીવોને પણ ક્ષણવાર સુખ થયું, અને ત્રણલોકમાં વિદ્યુત્‌ના જેવો ઉદ્યોત થઇ રહ્યો. રાત્રિના અવશેષ ભાગમાં સુતેલી સેનાદેવીએ પોતાના મુખકમળમાં પ્રવેશ કરતાં ચૌદ મહા સ્વપ્નો જોયાં—જાણે શરદૃઋતુનો મેઘ હોય તેવો ગર્જના કરતો અને ઉજ્વળ મોટો ગજેંદ્ર, સ્ફટિક મણિના પર્વતના પથ્થરનો જાણે મોટો ગોળો હોય તેવો નિર્મલ વૃષભ, કુંકુમની જેવી અતિ રક્ત કેસરાવાળો કેસરીસિંહ, બે હાથી જેને અભિષેક કરી રહ્યા છે તેવી લક્ષ્મીદેવી, સંધ્યાકાળના વાદળાની કાંતિને ચોરનારી પંચવર્ણી પુષ્પોની માળા, જાણે રૂપાનું દર્પણ હોય તેવો પૂર્ણ ચંદ્રમા, અંધકારને નાશ કરનારૂં સૂર્યનું મંડળ, નાદ કરતી ઘુઘરીઓના જાળ અને પતાકાવાળો મહાધ્વજ, જેના મુખ ઉપર કમળનાં પુષ્પો ઢાંકેલાં છે એવો સુવર્ણનો જલપૂર્ણ કુંભ, વિકાશી કમળો વડે જાણે હસતું હોય તેવું મોટું પદ્મ સરોવર, ઊંચા તરંગ રૂપી હાથ વડે જાણે નૃત્ય કરતો હોય તેવો ક્ષીરસમુદ્ર, જેનું પ્રતિમાન[3] કોઇ ઠેકાણે જોવામાં

૧ સૂર્ય. ૨ પટરાણી ૩ પ્રતિબિંબ.

આવતું નથી તેવું રત્નનિર્મિત વિમાન, પાતાળના ફણિધરોનો જાણે મણિસમૂહ હોય તેવો રત્નપુંજ અને પ્રાતઃકાળના સૂર્યની જેવો નિર્ધૂમ અગ્નિ–આ પ્રમાણેનાં ચૌદ સ્વપ્નોને જોઇ દેવી જાગ્યા, અને તરતજ રાજા સમીપે જઇ સ્વપ્નાંની હકીકત કહી. રાજાએ કહ્યું–' હે દેવી ! આ સ્વપ્નના પ્રભાવથી તમને ત્રણલોકને વંદન કરવા યોગ્ય પુત્ર થશે.'

આસનકંપથી ઈંદ્રોએ ત્રીજા તીર્થંકરનું ચ્યવન જાણ્યુ, એટલે ત્યાં આવી સેનાદેવીને નમસ્કાર કરી સ્વપ્નાના અર્થને કહેવા લાગ્યા કે 'હે સ્વામિનિ ! આ અવસર્પિણી કાળમાં જગત્‌ના સ્વામી અને ત્રીજા તીર્થંકર એવા તમારે પુત્ર થશે.' એવા સ્વપ્નના અર્થને સાંભળવાથી મેઘની ગર્જનાથી જેમ મયૂરી હર્ષ પામે તેમ દેવી હર્ષ પામ્યા, અને બાકીની રાત્રિ જાગ્રતપણામાંજ નિર્ગમન કરી. તે દિવસથી હીરાની ખાણ જેમ હીરાને અને અરણિનું વૃક્ષ જેમ અગ્નિને ધારણ કરે તેમ સેનાદેવીએ મોટા સત્વવાન અને પવિત્ર એવા ગર્ભને ધારણ કર્યો. ગંગાના જળમાં સુવર્ણકમળની જેમ દેવીના ઉદરમાં એ ગર્ભ ગૂઢ રીતે વધવા લાગ્યો. જેમ શરદઋતુના સમયમાં સરસીના કમળો વિશેષ વિકાશ પામે છે તેમ તે વખતે દેવીની દૃષ્ટિમાં વિશેષ વિકાશ જણાવા લાગ્યો ગર્ભના અનુભાવથી પ્રતિદિન દેવીના અંગમાં લાવણ્ય, સ્તનમાં પુષ્ટતા અને ગતિમાં મંદતા અધિક અધિક વધવા લાગી. ફાલ્ગુન માસની શુક્લ અષ્ટમીએ તે ગર્ભને ધારણ કરનાર દેવી મેઘના ગર્ભને ધારણ કરનાર આકાશની પેઠે જગત્‌ના હર્ષને માટે થયા.

પછી નવમાસ અને સાડાસાત દિવસ ગયા ત્યારે માગશર માસની શુક્લ ચતુર્દશીએ મૃગશિર નક્ષત્રમાં ચંદ્ર આવતાં, પૂર્વ દિશા જેમ સૂર્યને જન્મ આપે તેમ જરાયુ અને રૂધિર વિગેરે દોષથી વર્જિત અને અશ્વના લાંછનવાળા એવા સુવર્ણવર્ણી પુત્રને દેવીએ જન્મ આપ્યો. તે ક્ષણે ત્રૈલોક્યમાં અંધકારને નાશ કરનાર ઉદ્યોત પ્રગટ થયો, નારકી પ્રાણીઓને પણ ક્ષણવાર સુખ થયુ, સર્વ ગ્રહો ઊચ્ચ સ્થાનમાં આવ્યા, સર્વ દિશાઓ પ્રસન્ન થઇ રહી, સુખકારી પવન વાવા લાગ્યો, સર્વ લોક ક્રીડા કરવા લાગ્યા, સુગંધી જળની વૃષ્ટિ થઇ, આકાશમાં દુંદુભીના નાદ થયા, પવને રજ દૂર કરી, અને પૃથ્વી ઉચ્છ્વાસ પામી ગઈ.

એ વખતે અધોલોકમાંથી ભોગંકરાદિક આઠ કુમારીકાઓ અવધિજ્ઞાનવડે પ્રભુના જન્મને જાણી સ્વામીના મંદિરમાં પ્રાપ્ત થઇ, અને ભગવંતને તથા માતાને ત્રણ પ્રદક્ષિણા કરી 'તમે ભય પામશો નહીં' એમ કહી પોતાના આત્માને ઓળખાવ્યો. પછી ઇશાનદિશામાં જઇ વૈક્રિય સમુદ્‌ઘાત કરી, સંવર્ત્ત વાયુવડે એક યોજન સુધી કાંટા વિગેરે દૂર કરી, ભગવાન્‌ને પ્રણામ કરી ગોપીઓની જેમ પ્રભુના ગુણગીત ગાતી તેમની નજીક બેઠી. તેવીજ રીતે આસનના કંપવાવડે પ્રભુનો જન્મ જાણી, મેઘંકરા વિગેરે આઠ ઊર્ધ્વલોકવાસી દિક્‌કુમારીઓ ત્યાં આવી, અને જિનેશ્વર તથા જિનેશ્વરની માતાને ન-

મસ્કાર કરી તેઓએ તત્કાળ અભ્ર ( વાદળ ) વિકૃત કર્યું. તેનાવડે સુગંધી જલની વૃષ્ટિ કરીને, સૂતિકાગૃહની ફરતી એક યોજન સુધી રજને શમાવી દીધી, અને જાનુપ્રમાણ પંચવર્ણી પુષ્પોની વૃષ્ટિ કરી; પછી જિનેશ્વરને નમી તેમના ગુણોનું ગાન કરતી તેઓ પોતાના ઉચિત સ્થાને સ્થિર રહી. પૂર્વ રૂચકાદ્રિ ઉપર રહેનારી નંદા, નંદોત્તરા વિગેરે આઠ દિક્કુમારીઓ આવી નમસ્કાર કરી પોતાના હાથમાં દર્પણો રાખી પૂર્વ દિશા તરફ ઉભી રહી. દક્ષિણ રૂચકાદ્રિમાં રહેનારી સમાહારા વિગેરે આઠ દિક્કુમારીઓ ત્યાં આવી, જિનેશ્વર અને તેમની માતાને નમસ્કાર કરી હાથમાં કલશ લઇને દક્ષિણ દિશામાં ઉભી રહી. પશ્ચિમ રૂચકાદ્રિમાંથી ઇલા વિગેરે આઠ દિક્કુમારીઓ આવી, નમસ્કાર કરી હાથમાં પંખા રાખીને પશ્ચિમદિશામાં ગાયન કરતી કરતી ઉભી રહી, ઉત્તર રૂચકાદ્રિ ઉપરથી અલબુસા વિગેરે આઠ કુમારીકાઓ ત્યાં આવી ભગવંતને તથા તેમની માતાને પૂર્વની પેઠે નમસ્કાર કરી હાથમા ચામર રાખી ગાન કરતી કરતી ઉત્તર દિશામાં ઉભી રહી. વિદિશામાં રહેલા રૂચક પર્વતથી ચિત્રા વિગેરે ચાર દિક્કુમારીઓ આવી, અને જિનેશ્વર તથા માતાને નમન કરી હાથમાં દીપક રાખી ઈશાન વિગેરે વિદિશાઓમાં ગીત ગાતી ઉભી રહી. રૂચક દ્વીપના મધ્યથી રૂપા વિગેરે ચાર દિક્કુમારીઓ પણ તત્કાલ ત્યાં આવી; તેઓએ ભગવાન્‌ના નાભિનાળને ચાર અંગુલ રાખી છેદન કર્યું, પછી ત્યાં એક ખાડો ખોદી તેમાં તે નાળ નિક્ષિપ્ત કરી ખાડાને રત્ન અને વજ્રોથી પૂરી દીધો, અને તેના ઉપર દૂર્વા ( ધ્રો ) થી પીઠિકા બાંધી. પછી ભગવાન્‌ના જન્મગૃહને લગતા પશ્ચિમ શિવાય પૂર્વ દક્ષિણ અને ઉત્તર દિશામાં ચતુ:શાળ ( ચોક ) સહિત ત્રણ કદલીગૃહ વિકુર્વ્યાં. પછી જિનેશ્વરને પોતાના બે હાથવડે લઇ, જિનમાતાને હાથનો ટેકો આપી, દક્ષિણ દિશાના ચતુઃશાળમાં લઇ જઇને ત્યાં સિંહાસન ઉપર બેસાર્યા, અને લક્ષપાક તૈલથી અભ્યંગન કરી સુગંધી દિવ્ય ઉદ્વર્તનથી બનેને ઉદ્વર્ત્તન કર્યું. પૂર્વ દિશાના ચતુઃશાળમાં લઇ જઇ સિહાસન ઉપર બેસારી, તેઓએ સુગંધી ઉદકથી સ્નાન કરાવ્યું, દેવદૂષ્ય વસ્ત્રથી તેમના અંગને લુછી નાખ્યું, અને ગોશીર્ષચંદનના રસથી તેમને ચર્ચિત કરી દેવદૂષ્ય વસ્ત્ર તથા દિવ્ય આભૂષણો પહેરાવ્યાં. પછી ભગવાન્ અને ભગવાન્‌ની માતાને ઉત્તર દિશાના કેળના ચતુઃશાળમાં લઇ જઇ રત્નમય સિહાસન ઉપર બેસાર્યા. ત્યાં તેઓએ આભિયોગિક દેવતાઓ પાસે ગોશીર્ષચંદનના ઘણા કાષ્ઠ મંગાવી, તેમના સમિધ કરીને અરણિના બે કાષ્ઠને ઘસવાવડે ઉત્પન્ન કરેલા અગ્નિમાં હોમ કર્યો. તે અગ્નિથી થયેલી ભસ્મની તેઓએ વિધિવડે બે રક્ષાપોટલી કરીને બંનેને હાથે બાંધી. પછી ' તમે પર્વતની જેવા આયુષ્યવાળા થાઓ ' એવુ પ્રભુના કાનમાં કહી, પાષાણના બે ગોળાનુ તેઓએ આસ્ફાલન કર્યું; પછી પ્રભુને અને માતાને સૂતિકાગૃહમાં લઇ જઇ શય્યા ઉપર સુવારી તેઓ ઊંચે સ્વરે મંગળ ગીત ગાવા લાગી.

તે વખતે પ્રભુના ચરણકમળની પાસે જવાને ઈચ્છતા હોય તેમ સર્વ ઈંદ્રોના આસનો કંપાયમાન થયા. અવધિજ્ઞાનથી ભગવાન્‌ના જન્મને જાણી શક્ર ઈન્દ્રે તે દિશા સન્મુખ સાત આઠ પગલા ભરીને તીર્થંકરને વંદના કરી. ઘંટાના ઘોષથી અને સેનાપતિની ઘોષણાથી એકઠા થયેલા દેવતાઓ પ્રભુનો જન્મોત્સવ કરવામાં ઉત્સુક થઇને ઈંદ્રની ફરતા ફરી વળ્યા. પછી ઇંદ્ર તે દેવતાઓ તથા પોતાના પરિવાર સાથે પાલક વિમાનમાં બેસી, નંદીશ્વરદ્વીપે જઇ વિમાન સંક્ષેપી એકાકીપણે પ્રભુના નિવાસગૃહ પાસે આવ્યા. પ્રથમ નિવાસગૃહને પોતાના નાના વિમાન સહિત પ્રદક્ષિણા કરી ઇશાન દિશામાં વિમાનને મૂકી નીચે ઉતર્યા. પછી ઇંદ્રે પ્રભુના વાસગૃહમાં પ્રવેશ કર્યો અને પ્રભુનું દર્શન થતાંજ તેમને ભક્તિથી પ્રણામ કર્યો. ત્યાં જિનેશ્વરને અને તેમની માતાને ત્રણ પ્રદક્ષિણા કરી, પાંચ અંગોથી પૃથ્વીનો સ્પર્શ કરી વારંવાર નમસ્કાર કર્યો. પછી સેનાદેવીને અવસ્વાપિનિકા નિદ્રા મૂકી અને તેમની પાસે પ્રભુનું પ્રતિબિંબ રાખી ઇંદ્રે પોતાના પાંચ સ્વરૂપ વિકુર્વ્યાં. તેઓમાં એક સ્વરૂપે પ્રભુને ધારણ કર્યા, એક સ્વરૂપે માથે છત્ર ધર્યું, બે સ્વરૂપે બે બાજુ ચામર વિંજવા માંડયાં અને એક સ્વરૂપે આગળ વજ્ર ઉછાળી ચાલવા માંડયું. એવી રીતે જયજય શબ્દ કરતા દેવતાઓના પરિવાર સાથે ઈંદ્ર પ્રભુને લઇ ક્ષણવારમાં મેરૂપર્વતના શિખર ઉપર આવ્યા.

ત્યાં અતિપાંડુકબલા નામની શિલા ઉપર રહેલા સિંહાસનને વિષે જગત્પતિને ઉત્સગમાં લઇ શક્ર ઈન્દ્ર બેઠા. તે દરમ્યાન આસનોનો કંપ થવાથી અનાહત અવધિજ્ઞાનવડે ભગવાન્‌નો જન્મ જાણીને તત્કાળ અચ્યુતેંદ્ર, પ્રાણતેંદ્ર, સહસ્રારેંદ્ર, મહાશુક્રેન્દ્ર, લાંતકેન્દ્ર, બ્રહ્મેન્દ્ર, માહેંદ્ર, સનત્કુમાર, ઇશાન[1]; ચમર, બલિ, ધરણ, ભૂતાનંદ, હરિ, હરિસહ, વેણુદેવ, વેણુદારી, અગ્નિશિખ, અગ્નિમાણવ, વેલંબ, પ્રભંજન, સુઘોષ, મહાઘોષ, જલકાંત, જલપ્રભ, પૂર્ણ, અવશિષ્ટ, અમિત, અમિતવાહન[2]; કાલ, મહાકાલ, સુરૂપ, પ્રતિરૂપ, પૂર્ણભદ્ર, માણિભદ્ર, ભીમ, મહાભીમ, કિંનર, કિંપુરૂષ, સત્પુરૂષ, મહાપુરૂષ, અતિકાય, મહાકાય, ગીતરતિ, ગીતયશા, સંનિહિત, સમાન, ધાતા, વિધાતા, ઋષિ, ઋષિપાળ, ઇશ્વર, મહેશ્વર, સુવત્સક, વિશાલક, હાસ, હાસરતિ, શ્વેત, મહાશ્વેત, પવક, પવકપતિ[3]; સૂર્ય અને ચંદ્ર[4]; એ ત્રેસઠ ઈંદ્રો સર્વઋદ્ધિ અને પરિવાર સાથે લઇ પ્રભુના જન્માભિષેકને માટે મેરૂપર્વતની ઉપર જાણે પાડોશમાં રહેતા હોય તેમ ત્વરાથી આવ્યા. પછી અચ્યુત ઈંદ્રની આજ્ઞાથી આભિયોગિક દેવતાઓએ સુવર્ણના, રૂપાના, રત્નના, સોના અને રૂપાના, સોના અને રત્નોના, રૂપા અને રત્નોના તથા સોનાના રૂપાના અને રત્નોના તેમજ મૃત્તિકાના[5] એક હજાર ને આઠ આઠ કલશો બના-

૧ અહિં સુધી વૈમાનિકના શક્ર સુધા દશ ઇંદ્રો. ૨ અહિં સુધી ભુવન પતિના વીશ ઇંદ્રો. ૩ અહિં સુધી વ્યંતરના ૩૨ ઇંદ્રો ૪ આ બે જ્યોતિષીના ઇંદ્રો ૫ એ પ્રમાણે આઠ જાતિના

વ્યા તેજ પ્રમાણે ઝારીઓ, દર્પણ, સુપ્રતિષ્ટ ( ડાબલા ), રત્નના કરંડીઆ, થાલ, પાત્રિકા અને પુષ્પોની ચંગેરીઓ પણ તત્કાલ બનાવી. પછી ત્યાંથી નીકળીને ઈંદ્રના મનને હર્ષ ઉપજાવવાને ક્ષીર સમુદ્ર વિગેરે સમુદ્રોમાંથી અને બીજા તીર્થોમાંથી તેઓએ જલ, મૃત્તિકા અને કમલો લીધાં તથા હિમાદ્રિ પર્વત ઉપરથી ઔષધી અને ભદ્રશાળ વનમાંથી ઉત્તમ પુષ્પાદિક તેમજ બીજા પણ સુગંધી દ્રવ્ય લઇને તેઓ ત્યાં આવ્યા. પછી સર્વ સુગંધી દ્રવ્ય નાખી તેઓએ ભક્તિથી તીર્થ જલને સુગંધમય કરી દીધું. પછી અચ્યુત ઈન્દ્ર, દેવતાઓના લાવેલા કુંભોના જળવડે પારિજાતનાં પુષ્પોની કુસુમાંજલિ પ્રથમ કરીને પ્રભુને સ્નાન કરાવવા લાગ્યો. એ અચ્યુતેન્દ્રે કરેલા પ્રભુના સ્નાત્ર વખતે દેવતાઓ હર્ષ પામી મનોહર વાદ્ય, ગીત અને નૃત્ય કરવામાં પ્રવર્ત્યા. પછી આરણાચ્યુત ઇન્દ્રે પ્રભુને દિવ્ય અગરાગ પૂર્વક પૂજા કરી યથાવિધિ વંદના કરી. પછી શક્ર શિવાય બાકીના બાસઠ ઇન્દ્રોએ પણ જગત્‌ને પવિત્ર કરનારૂ પ્રભુને સ્નાત્ર કરાવ્યુ. પછી ઇશાન ઈંદ્રે પોતાનાં પાંચ સ્વરૂપ કરી એક સ્વરૂપે પ્રભુને ઉત્સંગમાં રાખ્યા, એક સ્વરૂપે છત્ર ધર્યું, બે સ્વરૂપે બે ચામર રાખ્યાં અને એક સ્વરૂપે શક્રની પેઠે વજ્ર[1] લઈ આગળ ઉભા રહ્યા. પછી ભક્તિમાં ચતુર એવા શક્રે પ્રભુની ચારે દિશાઓમાં મોટા શીંગડાંવાળા સ્ફટિકના ચાર વૃષભો વિકુર્વ્યા. તે વૃષભોના શૃંગના અગ્ર ભાગમાંથી મૂળમાંથી જુદી જુદી પણ પ્રાંત ભાગમાં મિશ્ર થયેલી મનોહર જળની ધારાઓ નીકળીને પ્રભુના મસ્તક ઉપર પડવા લાગી.

આ પ્રમાણે સૌધર્મકલ્પના ઇન્દ્રે અતિભક્તિથી બીજા ઇન્દ્રોએ કરેલા સ્નાત્રથી વિલક્ષણ પ્રકારે પ્રભુનું સ્નાત્ર કર્યું. પછી શક્ર ઇન્દ્રે તે વૃષભો સંહરી લઈને જગદ્‌ગુરૂની પૂજા કરી હર્ષથી પ્રણામ કરી આ પ્રમાણે સ્તુતિ કરવાનો આરંભ કર્યો.

" હે ભગવન્! વિશ્વનું પ્રતિપાલન કરનાર! મોટી સમૃદ્ધિઓ સહિત અને ત્રીજા
" તીર્થનાથ એવા આપ ભગવંતને હું નમસ્કાર કરૂ છુ. હે વિભો! જન્મથીજ પ્રાપ્ત
"થયેલા ત્રણ જ્ઞાન અને ચાર અતિશયોથી તમે જગત્‌માં વિલક્ષણ છો અને તમારામાં
"સ્ફુટ રીતે એક હજાર લક્ષણો રહેલાં છે. હમેશાં પ્રમાદી પુરૂષોના પ્રમાદના છેદનું કારણ
" એવું આ તમારૂ જન્મકલ્યાણક આજે મારા જેવાના કલ્યાણને માટેજ થયું છે. હે
"જગત્પતિ! આ રાત્રિ આખી પ્રશંસા કરવાને યોગ્ય થઈ છે, કારણકે જેમાં નિષ્કલંક
"ચંદ્રરૂપ એવા તમે પ્રગટ થયાછો. હે પ્રભો! તમને વંદના કરવાને જા આવ કરતા
" અનેક દેવતાઓથી આ મનુષ્યલોક હમણા સ્વર્ગલોકના જેવો જણાય છે. હે દેવ!
" તમારાં દર્શન રૂપ અમૃતના સ્વાદથી જેઓનાં ચિત્ત સંતુષ્ટ થએલાં છે એવા અમૃત-
" ભોજી દેવતાઓને હવેથી જીર્ણ થયેલા સ્વર્ગના અમૃતની કાંઇ જરૂર નથી. આ ભરત

[1] ઇશાન ઈંદ્ર ત્રિશુળ રાખે છે.

" ક્ષેત્રરૂપી સરોવરમાં કમળ રૂપ એવા હે ભગવન્ ! તમારામાં ભમરાની પેઠે મારો
" પરમ લય થઇ જાઓ. હે અધીશ ! જેઓ હમેશ તમારું દર્શન કરે છે તે મનુષ્યોને
" પણ ધન્ય છે, કારણકે તમારા દર્શનનો ઉત્સવ સ્વર્ગના રાજ્યથી પણ અધિક છે."

આ પ્રમાણે સ્તુતિ કરી ઇન્દ્રે પોતાનાં પાંચ રૂપ કરી એક સ્વરૂપે ઇશાનેંદ્ર પાસેથી પ્રભુને લીધા અને બીજા સ્વરૂપોથી પૂર્વની જેમ ક્રિયાઓ શરૂ કરી. પછી પ્રભુને વસ્ત્ર અલંકારવડે અલંકૃત કરી સેનાદેવીની પડખે મૂકી ઉલ્લોચ ઉપર શ્રીદામગંડક બાંધ્યું; અને પ્રભુના ઉશીકા નીચે બે કુંડળ તથા રેશમી વસ્ત્ર યુગ્મ મૂકી અવસ્વાપિની નિદ્રા અને પાસે મૂકેલું અર્હતનું પ્રતિબિંબ હરી લીધું. પછી સ્વર્ગના પતિ ઇન્દ્રે આભિયોગિક દેવતાઓની પાસે કલ્પવાસી દેવતાઓમાં, ભવનપતિઓમાં, વ્યંતરોમાં અને જ્યોતિષ્ક દેવોમાં એવી ઉદ્ઘોષણા કરાવી કે "જે કોઇ પ્રભુની માતાનું કે પ્રભુનું અશુભ ચિંતવશે તેના મસ્તકના સાત કડકા થશે." પછી ઇન્દ્રે પ્રભુના અંગુઠામાં પાન કરવાને માટે અમૃત રસનો સંક્રમ કર્યો; કારણ કે તીર્થંકરો સ્તનપાન કરતા નથી. જ્યારે તેમને ક્ષુધા લાગે છે ત્યારે તેઓ પોતાના અંગુઠાનુંજ પાન કરે છે. પછી પ્રભુના નિરંતર સર્વ ધાત્રી (ધાવ્ય) કર્મ કરવાને માટે ઇન્દ્રે પાંચ અપ્સરાઓને આજ્ઞા કરી.

આ પ્રમાણે કરી અને પ્રભુને નમીને શક્ર ઇન્દ્ર ત્યાંથી નંદીશ્વર દ્વીપે અને બીજા ઇન્દ્રો મેરૂથી પરભાર્યા નંદીશ્વર દ્વીપે ગયા. સર્વ સુર તથા અસુરો, નંદીશ્વર દ્વીપે આવી શાશ્વત અર્હતોની પ્રતિમાઓનો અષ્ટાન્હિકોત્સવ કરી પોતપોતાને સ્થાને ગયા.

પ્રાતઃકાલે જિતારી રાજાએ પોતાને ઘેર પુત્રપણાને પામેલા જગત્પૂજ્ય અર્હત ભગવાનનો મોટો જન્મોત્સવ કર્યો. સર્વ નગરીમાં રાજ મંદિરની જેમ ઘેર ઘેર, માર્ગે માર્ગે અને ચૌટે ચૌટે ઉત્સવ થઇ રહ્યો. પ્રભુ ગર્ભમાં હતા ત્યારે શંબા (શીંગ)-નું ધાન્ય ઘણું થયું હતું, તેથી રાજાએ તેમનું **સંભવનાથ** અથવા **શંભવનાથ** એવું નામ પાડયું. બાળ સ્વરૂપી જગત્પતિને વારંવાર જોઇ મહારાજા પોતાના આત્માને અમૃતમાં મગ્ન થયો હોય તેમ માનવા લાગ્યા. પ્રભુનો સ્પર્શ કરવાની ઇચ્છાથી રાજા ઉત્કૃષ્ટ માણિક્યની જેમ તેમને ઉત્સંગ, હૃદય અને મસ્તક ઉપર ધારણ કરવા લાગ્યો. ઇન્દ્રે નિમેલી પાંચ ધાત્રીઓ ભક્તિને વિસ્તારી, દેહની છાયાની પેઠે પ્રભુના સમીપ ભાગને છોડતી નહોતી. કોઇવાર પ્રભુ, ઉત્સંગપરથી ઉતરીને નિર્ભયપણે ભ્રમણ કરી સિંહણને જેમ બાળસિંહ હંફાવે તેમ તેને પકડી લેવા આવતી ધાત્રીને હંફાવતા હતા. પ્રભુ જો કે જ્ઞાનવાન્ છે તથાપિ લોકોને બાળચેષ્ટા બતાવવાને રત્નમણિમય ભૂમિપર પડેલા ચંદ્રના પ્રતિબિંબને ગ્રહણ કરવા પોતાનો હાથ નાંખતા હતા. મનુષ્યરૂપ ધારણ કરી સમાનવયના થઇને આવેલા દેવતાઓની સાથે પ્રભુ ક્રીડા કરતા હતા. તેની સાથે ક્રીડા કરવાને બીજો કોણ

સમર્થ થાય? ક્રીડાથી દોડતા પ્રભુની આગળ જાણે હાથીઓની નકલ કરતા હોય તેમ પોતાની ગ્રીવાને વાળતા વાળતા દેવતાઓ દોડતા હતા. રમત રમતાં લીલા માત્રમાં પાડી નાખેલા અને 'રક્ષાકરો, રક્ષાકરો', એમ બોલતા દેવતાઓ ઉપર પ્રભુ, પરિણામે યોગ્ય કૃપા કરતા હતા.

આ પ્રમાણે વિચિત્ર ક્રીડાઓથી અને જાત જાતની રમુજથી પ્રદોષ કાળને જેમ ચંદ્ર ઉલ્લંઘન કરે તેમ પ્રભુએ શિશુવયને ઉલ્લંઘન કર્યું. તે સમયે ચારસો ધનુષ ઊંચા અને સુવર્ણના જેવી કાંતિવાળા જગદ્ગુરૂ કૌતુકથી પુરૂષનું રૂપ ધારણ કરીને આવેલા મેરૂપર્વતની જેવા શોભવા લાગ્યા. તેમના મસ્તકનો મધ્યભાગ છત્રના જેવો ગોળ અને ઉન્નત જણાવા લાગ્યો, કેશ સ્નિગ્ધ અને શ્યામ થયા, લલાટની શોભા અષ્ટમીના ચંદ્ર જેવી થઇ, લોચન કાનની હદ સુધી વિશ્રાંત થયાં, કાન સ્કંધના ભાગ સુધી લટકવા લાગ્યા, સ્કંધ વૃષભના સ્કંધ જેવા દેખાવા લાગ્યા, ભુજાઓ મોટી થઇ, છાતીનો ભાગ વિશાળ થયો, ઉદર સિંહનાં જેવુ કૃશ થયુ, સાથળ ગજેંદ્રની સુંઢ જેવા જણાવા લાગ્યા, જાંઘો મૃગલીની જાંઘ જેવી શોભવા લાગી, પગના ગુલ્ફનો ભાગ અલ્પ દેખાવા લાગ્યો, ચરણ કૂર્મના પૃષ્ટ જેવા ઉન્નત અને તળીએ સરખા જણાવા લાગ્યા, આંગળીઓ સરલ થઇ, રોમરાય છુટા છુટા ઉગેલા શ્યામ તથા સ્નિગ્ધ થયા અને મુખનો શ્વાસ કમળના જેવો સુગંધી થયો. એવી રીતે નિરંતર મલિનતા રહિત અને સ્વભાવથીજ સર્વ અંગમાં સુંદર એવા જગત્પતિ શરદ ઋતુવડે જેમ પૂર્ણિમાનો ચંદ્ર શોભે તેમ યૌવન વયથી અધિક શોભવા લાગ્યા.

એક વખતે ઉત્સવની અતૃપ્તિને લીધે માતાપિતાએ દેવકન્યા જેવી રાજ કન્યાઓ પરણવાને પ્રભુને વિનંતી કરી. મોટા મનવાળા પ્રભુએ ભોગફળ કર્મ છે એમ જાણી માતાપિતાની આજ્ઞા પાળવાને રાજ કન્યાની સાથે પાણિગ્રહણ કરવાનું કબુલ કર્યું પ્રભુની સંમતિ થઇ એટલે જિતારિ રાજાએ તથા ઈન્દ્રે પ્રત્યક્ષ આવી સંભવ સ્વામીનો વિવાહ મહોત્સવ આરંભ્યો. જેમાં હાહા અને હૂહૂ નામના ગંધર્વો ગંભીર મૃદંગને વગાડી મધુર સ્વરે ગાયન કરવા લાગ્યા, રંભા, તિલોત્તમા વિગેરે અપ્સરાઓ નૃત્ય કરવા લાગી અને કુલિન નારીઓ ઊંચે સ્વરે ધવલ મંગલ ગાવા લાગી. વિવાહ મહોત્સવ થઇ રહ્યા પછી હાથણીઓની સાથે હાથીની જેમ ચાતુર્યવડે રમણીય એવી એ હજારો રમણીઓની સાથે પ્રભુ કોઈવાર નંદનવનના જેવી ઉદ્યાનોની શ્રેણીઓમાં, કોઇવાર રત્નગિરિના શિખર જેવા ક્રીડા પર્વતોમાં, કોઇવાર અમૃતના કુંડ જેવી ક્રીડાવાપીઓમાં અને કોઇવાર સ્વર્ગના વિમાન જેવી ચિત્રશાલાઓમાં ક્રીડા કરવા લાગ્યા. એવી રીતે કૌમારવયમાં વિવિધ ભોગને ભોગવતા એવા પ્રભુને પંદર

લાખ પૂર્વ નિર્ગમન થયાં; તે સમયે જિતારી રાજાને સંસાર ઉપર વૈરાગ્ય થવાથી પ્રભુને આગ્રહ કરીને મુદ્રિકા ઉપર રત્નની જેમ પોતાના રાજ્ય ઉપર તેમને સ્થાપન કર્યા. અને પોતે સદ્‌ગુરૂના ચરણ કમળમાં જઇ દીક્ષા લઇને પોતાનો અર્થ સાધવા લાગ્યા. મોટા પરાક્રમવાળા સંભવ સ્વામી પણ પિતાના આગ્રહથી રાજ્યને સ્વીકારી સર્વ પૃથ્વીનું પુષ્પની માલાની જેમ રક્ષણ કરવા લાગ્યા. પ્રભુના પ્રભાવથી રાજ્યની અંદર પ્રજાઓ ઇતિ[1] તથા ભય વિનાની અને પૂર્ણ આયુષ્ય ભોગવનારી થઇ. કોઇની ઉપર પ્રભુને ભ્રકુટી પણ ચડાવવી પડતી નહી તો ધનુષ્ય ચડાવવાની વાતનો તો અવકાશજ કયાંથી ? એવી રીતે રાજ્ય કરતા અને ભોગ કર્મને ખપાવતા એવા પ્રભુએ ચાર પૂર્વાંગ[2] સહિત ચુમ્માલીશ લાખ પૂર્વ નિર્ગમન કર્યાં.

એકદા જેમનો આત્મા ત્રણ જ્ઞાનથી વ્યાપ્ત છે એવા સ્વયંબુદ્ધ પ્રભુ આ પ્રકારની સંસારની સ્થિતિ ચિંતવવા લાગ્યા-" અહો ! આ સંસારમાં વિષયના સ્વા-"દનું સુખ ઝેર ભેળવેલા મિષ્ટ ભોજનની જેવું આરંભમાં મધુર પણ પરિણામે "અનર્થને આપનારૂં છે. ઉખર ભૂમિમાં મીઠા જળની જેમ આ અસાર સંસારમાં " પ્રાણીઓને માંડમાંડ મનુષ્યત્વ પ્રાપ્ત થાય છે. એવા મનુષ્યત્વને પામીને પણ " મૂઢ લોકો પગ ધોવામાં અમૃત રસ વાપરવાની જેમ તે મનુષ્ય જન્મને વિષયસેવા-" માંજ વ્યર્થ પણે ગુમાવે છે." આ પ્રમાણે પ્રભુ ચિંતવતા હતા તેવામાં લોકાંતિક દેવતાઓએ આવી વિજ્ઞપ્તિ કરી કે ' હે સ્વામી ! તીર્થ પ્રવર્ત્તાવો ' એમ કહી તે દેવતાઓ ગયા, એટલે પછી દીક્ષા લેવાના ઊત્સવમાં ઊત્કંઠિત એવા પ્રભુએ સાંવત્સરિક દાન આપવાનો આરંભ કર્યો. તે વખતે ઇંદ્રે આદેશ કરવાથી કુબેરે પ્રેરેલા જૂંભક દેવતાઓ; નિધણીયાતું, મર્યાદાને ઉલ્લંઘન કરનારૂં, ગિરિમાં રહેલુ, શ્મશાન વિગેરે સ્થાનમાં રહેલું, ઘરની અંદર ગુપ્ત કરેલુ, ઘણા કાળથી ખોવાયેલું, અને નષ્ટ થયેલું એવું સુવર્ણાદિક દ્રવ્ય સર્વ જગ્યાએથી લાવીને, શ્રાવસ્તી નગરીના ચોકમાં, ત્રિકશેરીઓમાં તેમજ બીજા પ્રદેશોમાં તેના પર્વતોના શિખર જેવડા ઢગલા કરવા લાગ્યા. સ્વામીએ સેવકપુરૂષો પાસે નગરીમાં ઊંચે પ્રકારે આઘોષણા કરાવી કે ' જે જેનો અર્થી હોય તેણે આવીને તે માગી લેવું. ' તેવી રીતે અર્થીઓને દાન આપતા એવા પ્રભુ હમેશાં એક કરોડ અને આઠ લાખ સુવર્ણ ( સોનૈયા ) નું દાન આપતા હતા. એ પ્રમાણે એક વર્ષમાં પ્રભુએ ત્રણશે અઠયાશી ક્રોડ અને એંશીલાખ સુવર્ણ મુદ્રાનું દાન કર્યું.

વાર્ષિક દાનને અંતે પોતાના આસન ચલિત થવાથી ઇંદ્રો અંત પુરને પરિવાર સાથે લઇ ત્યાં આવ્યા. પ્રથમ પ્રભુના ગૃહને પ્રદક્ષિણા કરી ભૂમિથી ચાર આંગળ ઊંચા રહી વિમાન પરથી ઉતર્યા. વિનયવાળા તે ઇંદ્રોએ ભક્તિથી પ્રભુને પ્રદક્ષિણા કરી પ્રણામ કર્યો. પછી

---

૧ અનેક પ્રકારના દુષ્કાળાદિ ઉપદ્રવ ૨ પૂર્વાંગ તે ચોરાશી લાખવર્ષ

અચ્યુત ઈન્દ્રે આભિયોગિક દેવતાઓએ લાવેલા તીર્થજળના કુંભોવડે જન્માભિષેકની પેઠે પ્રભુને વિધિ પૂર્વક દીક્ષા સંબંધી અભિષેક કર્યો. બીજા ઈન્દ્રોએ પણ અનુક્રમે જગત્પતિને ભક્તિથી દીક્ષા કલ્યાણક સંબંધી સ્નાન કરાવ્યું. સુર અને અસુરોની પેઠે રાજાઓએ પણ તત્કાળ ભક્તિથી **સંભવસ્વામીને** પવિત્ર જળવડે સ્નાન કરાવ્યું. પછી દેવતાઓએ, સ્નાન જળથી આર્દ્ર એવા દેવાધિદેવના શરીરને સુવર્ણના દર્પણની જેમ દેવદૂષ્ય વસ્ત્રથી લુછી નાંખ્યું, અને ગોશીર્ષ ચંદનથી પ્રભુને વિલેપન કરી દિવ્ય રેશમી વસ્ત્રો ભક્તિથી ધારણ કરાવ્યાં. જાણે હીરાની ખાણનું સર્વસ્વ હોય તેવો મુગટ પ્રભુના મસ્તક ઉપર આરોપણ કર્યો, જાણે આકાશમુક્તામણિમય[1] હોય તેવાં બે કુંડલ કાનમાં પહેરાવ્યાં, કંઠમાં હિમાચળ ઉપરથી પડતા ગંગાના પ્રવાહ જેવો હાર પહેરાવ્યો, બાહુપર જાણે સૂર્ય કિરણના રચેલા હોય તેવા કેયૂર[2] અને કંકણ[3] ધરાવ્યાં, અને ચરણ કમળમાં કુંડલાકાર કરેલાં નાળવા જેવાં કડાં પહેરાવ્યાં. એ પ્રમાણે પ્રભુને ભૂષણો ધારણ કરાવ્યા પછી સ્વામીને માટે સામંત રાજાઓએ ચરણપીઠ સહિત સિંહાસન વાળી **સિદ્ધાર્થા** નામે એક શિબિકા રચાવી. અચ્યુત ઇંદ્રે પણ આભિયોગિક દેવતાઓની પાસે એક શિબિકા વિકૃત કરાવી; તે વૈમાનિક દેવતાના વિમાનોની જાણે અધિષ્ઠાયક દેવી હોય તેવી જણાવા લાગી. અચ્યુત ઇંદ્રે, તે શિબિકાને શ્રીચંદનમાં અગરૂ ચદનની જેમ રાજાઓની શિબિકામાં અતર્હિત કરી દીધી. પછી ઇંદ્રે જેમને હાથનો ટેકો આપ્યો છે એવા પ્રભુ શિબિકાપર આરૂઢ થયા, અને હસ જેમ કમલ ઉપર બેસે તેમ અંદરના સિંહાસનપર બેઠા. ધોરી ઘોડાઓ જેમ મોટા રથને વહન કરે તેમ પ્રથમ મનુષ્યોએ અને પછી ધનવાત જેમ પૃથ્વીને વહન કરે તેમ દેવતાઓએ તે શિબિકાને ઉપાડી. તે વખતે ચારે તરફ મેઘના ગર્જારવની જેમ વાજિત્રો વાગવા લાગ્યાં. ગંધર્વો કાનમાં અમૃત જેવું ગાયન કરવા લાગ્યા, અપ્સરાઓ વિચિત્ર અંગહાર કરી નૃત્ય કરવા લાગી, બંદીજનો સ્તુતિપાઠ કરવા લાગ્યા, બ્રાહ્મણો બ્રહ્મ [ વેદ ] ને ગાવા લાગ્યા, કુળની વૃદ્ધ સ્ત્રીઓ ઊચેસ્વરે મંગલ આશિષ આપવા લાગી, કુલીન કાંતાઓ મનોહર ધવલ મંગલ ગાવા લાગી, આગળ પછવાડે અને બે પડખે દેવતાઓ અશ્વની પેઠે ચેષ્ટા કરવા લાગ્યા, અને લોકો નેત્રને પ્રફુલ્લિત કરી જોવા લાગ્યા તથા અંગુલીઓથી પ્રભુને બતાવવા લાગ્યા.

આવા મહોત્સવ પૂર્વક સ્થાને સ્થાને નગરના લોકોના મંગલ આચારને ગ્રહણ કરતા, જાણે અમૃતની વૃષ્ટિ કરતી હોય તેવી દૃષ્ટિથી જગત્‌ને આનંદ આપતા, દેવતાઓએ ચામરોથી વીંજેલા અને માથે છત્રને ધારણ કરતા પ્રભુ શ્રાવસ્તી નગરીના મધ્યભાગમાં પસાર થઇને સહસ્રામ્ર વનમાં આવ્યા, ત્યાં હારની પેઠે દીક્ષાને ગ્રહણ કરવાને ઇચ્છતા જગદ્‌ગુરૂ, વૃક્ષ ઉપરથી જેમ મયૂર ઉતરે તેમ શિબિકારત્ન પરથી ઉતર્યા. તરતજ માલ્ય અને સર્વ અલંકારાદિકનો પ્રભુએ ત્યાગ કર્યો, અને ઇંદ્રે આપેલુ દેવદૂષ્ય વસ્ત્ર સ્કંધ

૧ સૂર્ય ચંદ્રજેવા ૨ બાજુબંધ ૩ વીરવલય

ઉપર ધારણ કર્યું. માગશર માસની પૂર્ણિમાએ ચંદ્રમા મૃગશિર નક્ષત્રમાં આવતાં દિવસના પાછલા ભાગમાં છઠ્ઠ તપને કરનારા પ્રભુએ એક લીલામાત્રમાં જાણે પૂર્વે ઉપાર્જેલા ક્લેશો[1] હોય તેમ પોતાના મસ્તકના કેશનો પાંચ મુષ્ટિ વડે લોચ કર્યો. તત્કાલ ઈન્દ્રે તે કેશને પોતાના વસ્ત્રના છેડામાં શેષાની[2] પેઠે લઇ ક્ષીરસમુદ્રમાં ક્ષેપન કર્યા. ક્ષીરસમુદ્રથી પાછા આવીને ઇંદ્રે તરતજ દ્વારપાળની જેમ સુર, અસુર અને મનુષ્યોના કોલાહળને મુષ્ટિ સંજ્ઞા વડે નિવૃત્ત કર્યો. પછી ' સર્વ સાવદ્ય યોગનું હું પ્રત્યાખ્યાન કરૂંછું ' એમ બોલતા પ્રભુએ દેવતા વિગેરે પર્ષદાની સમક્ષ ચારિત્રનો સ્વીકાર કર્યો. જાણે કેવળજ્ઞાનનો એક સત્યંકાર[3] હોય તેવું મન.પર્ય્યવ નામે ચોથું જ્ઞાન તેજ વખત પ્રભુને પ્રાપ્ત થયું[4]. તે વખતે જાણે અગ્નિમાં નાખેલા હોય તેમ એકાંત દુઃખ વડે દગ્ધ થયેલા નારકી જીવોને ક્ષણવાર સુખ થયુ. દીક્ષાને ગ્રહણ કરતા ત્રિલોક પતિની સાથે બીજા એક હજાર રાજાઓએ પણ તૃણની જેમ રાજ્યનો ત્યાગ કરી, સ્વેચ્છાએ દીક્ષા ગ્રહણ કરી. પછી ઇંદ્રે ભગવાનને નમસ્કાર કરી, અંજળિ જોડીને ભક્તિથી ભરપૂર વાણીથી આ પ્રમાણે સ્તુતિ કરવાનો આરંભ કર્યો.

" ચાર પ્રકારના જ્ઞાનને ધારણ કરનારા, ચતુર્વિધ ધર્મને બતાવનારા અને ચાર "પ્રકારની ગતિવાળા પ્રાણીઓના ગણને પ્રીતિ આપનારા હે પ્રભુ ! તમે જય પામો. "હે ત્રણ જગત્‌ના પતિ તીર્થંકર ! આ ભારત ક્ષેત્રની ભૂમિને ધન્ય છે કે જેમાં જંગમ "તીર્થરૂપ તમે વિહાર કરશો. હે નાથ ! જેમ પંકજ ( કમળ ) કાદવમાંથી ઉત્પન્ન "થાય છે તથાપિ તે કાદવની સાથે લેપાતું નથી, તેમ તમે સંસારમાં વસોછો તે છતાં "તેમાં લિપ્ત થતા નથી. હે જગત્ પ્રભુ ! કર્મ રૂપી પત્રને છેદવામાં સમર્થ ખડ્ગ "ધારા જેવું તમારૂ આ મહાવ્રત જય પામે છે. તમે મમતા રહિત છતાં કૃપાલુ છો, "નિર્ગ્રંથ છતાં મોટી ઋદ્ધિ વાળા છો, તેજસ્વી છતાં સૌમ્ય છો અને ધીર છતાં સંસા- "રથી ભય પામેલા છો. મનુષ્ય છતાં દેવતાઓને અત્યંત પૂજવા યોગ્ય એવા તમે "વિહાર કરીને વિશ્વને તારનારૂ પારણું કરાવશો. હે સ્વામી ! રોગીને ઔષધની જેમ "અવિરતી એવા મને મોટા ઉપકારને ઉત્પન્ન કરનારૂ તમારૂ દર્શન થયેલુ છે. હે ત્રણ "જગત્‌ના નાથ ! હું તમારી પાસે એટલુ માગુંછું કે મારૂ મન તમારામાં જાણે વ્યાપ્ત "હોય, કોતરાયેલુ હોય અને હમેશાં જોડાએલુ હોય તેમ રહ્યા કરજો."

આ પ્રમાણે સ્તુતિ કરીને શક્ર ઇંદ્ર તથા અચ્યુતાદિ ઇંદ્રો પ્રભુના સાન્નિધ્યને સ્મરણ કરતા કરતા પોત પોતાને સ્થાનકે ગયા. બીજે દિવસે એજ નગરીમાં પ્રભુ, સુરેંદ્રદત્ત રાજાને ઘેર પારણુ કરવાની ઈચ્છાથી ગયા. પ્રભુને આવેલા જોઇ રાજા ઉભો થયો અને ભક્તિથી નમસ્કાર કરી ઉત્તમ દુધપાક ( ક્ષીર ) લઇને ' આ ગ્રહણ કરો' એમ કહેવા

---

૧ કર્મો ૨ પ્રસાદી. ૩ કોલ. ૪ વિપુળમતિ મન પર્યવજ્ઞાન જેને થાય તેને કેવળજ્ઞાનની પ્રાપ્તિ જરૂર થાયજ છે.

લાગ્યો. જગતમાં અદ્વિતીય પાત્રરૂપ એવા પ્રભુએ તે પાયસાન્નને એષણીય, કલ્પનીય અને પ્રાસુક ધારીને પોતાના હસ્તરૂપી પાત્રમાં ગ્રહણ કર્યું. સ્વાદમાં જેનું મન અલુબ્ધ છે એવા પ્રભુએ તે પાયસાન્નથી દાતારને કલ્યાણ કરનારૂં અને પ્રકત પ્રાણને ધારણ કરનારૂ પારણું કર્યું. તે વખતે દિગ્ગજની ગર્જના જેવો દુંદુભિનો નાદ થયો, તુટી ગયેલી મોતીની માળામાંથી મોતી ખરીપડે તેમ આકાશમાંથી દિવ્ય વસુ (ધન) ની ધારા થઇ, નંદન વનનું જાણે સર્વસ્વ હોય તેવા પુષ્પોની વૃષ્ટિ થઇ, દિગ્ગજોના મદના જેવો સુગંધી જળનો વર્ષાદ થયો, જાણે એક રાશે ધરી રાખ્યા હોય તેમ દેવતાઓએ વસ્ત્રનો ઉત્ક્ષેપ કર્યો અને 'અહોદાન, મહાદાન તથા સુદાન' એવી આકાશ વાણી થઈ. જે ઠેકાણે ભગવંતે પારણું કર્યું તે ઠેકાણે સુરેંદ્રદત્તે એક સુવર્ણ મણિમય પીઠ રચાવ્યું. રાજા સુરેંદ્રદત્ત પ્રભુના ચરણની પેઠે તે પીઠની ત્રિકાલ પૂજા કરતો અને પૂજા કર્યા શિવાય કદિપણ જમતો નહીં.

ભગવાન્ સંભવનાથ પ્રભુએ ત્યાંથી નીકળીને અનેક ગ્રામ, દ્રોણમુખ, નગર, ખાણ, કર્બટ, ખેટ, મંડબ, પત્તન, વન અને બીજા નવાં નવાં સ્થાનોમાં એકાગ્ર દૃષ્ટિ રાખી ચૌદ વર્ષ સુધી વિહાર કર્યો. વિહાર કરતાં કરતાં પ્રભુ નવા નવા અભિગ્રહો કરતા હતા, ઉદ્વેગ શિવાય બાવીશ પરિસહોને સહન કરતા હતા, મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિને ધારણ કરતા હતા, પાંચ સમિતિનો સ્વીકાર કરતા હતા અને મૌન રાખી નિર્ભયપણે સ્થિર રહેતા હતા. અનુક્રમે સહસ્રામ્ર વનમાં સાળવૃક્ષની નીચે શુક્લ ધ્યાનને બીજે પાયે વર્તતા પ્રભુએ કાયોત્સર્ગ કર્યો. ધ્યાનમાં વર્ત્તતાં પ્રભુને વૃક્ષના સુકાં પત્ર જેમ ખરીપડે તેમ ચાર પ્રકારના ઘાતિકર્મ ક્ષય થઈ ગયાં, એટલે કાર્તિક માસના કૃષ્ણ પક્ષની પંચમીને દિવસે ચંદ્રમા મૃગશિર નક્ષત્રમાં આવ્યે સતે, છઠ તપ કર્યો છે જેણે એવા પ્રભુને ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન કાળની સર્વ વસ્તુને બતાવવામાં જામીન રૂપ ઉજ્વળ કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ. તે વખતે પરમાધાર્મિકોએ કરેલા, ક્ષેત્રથી ઉત્પન્ન થયેલા અને પરસ્પર નિપજાવેલાં દુઃખોનો નાશ થવાથી નારકીઓને પણ ક્ષણવાર સુખ થયુ અને સર્વ સુર અસુરના ઈંદ્રો પોતાના આસન ચલિત થવાથી કેવળજ્ઞાનનો મહિમા કરવાને ત્યાં આવ્યા.

પછી સમવસરણ કરવાને માટે વાયુકુમાર દેવતાઓએ એક યોજન સુધી પૃથ્વીને સાફ કરી અને મેઘકુમાર દેવોએ તેમાં સુગધી જળનો છંટકાવ કર્યો. પછી વ્યંતરોએ સુવર્ણ અને રત્નના પાષાણોથી ભૂમિને બાંધી લીધી અને તે ઉપર પાંચ વર્ણના પુષ્પો વેરી દીધાં. તે પછી તેઓએ ચારે દિશાઓમાં શ્વેત છત્ર, ધ્વજા, સ્તંભ અને મઘરમુખાદિ ચિન્હોથી સુશોભિત એવાં ચાર તોરણો વિકુર્વ્યાં. તેમની વચમાં ભવનપતિઓએ રત્નની પીઠ બનાવી તેની ચોતરફ સુવર્ણના કાંગરાવાળો રૂપાનો કિલ્લો રચ્યો. તેની મધ્યમાં જ્યોતિષ્ક દેવોએ, પૃથ્વી રૂપી સ્ત્રીનું જાણે કંકણ હોય તેવો

રત્નના કાંગરાવાળો સુવર્ણનો કિલ્લો કર્યો. તેની ઉપર વિમાનપતિઓ ( વૈમાનિકો ) એ માણિક્યના કાંગરાવાળો રત્નમય કિલ્લો કર્યો. પ્રત્યેક કિલ્લાને ચાર ચાર દરવાજા મૂક્યા. બીજા મધ્યના કિલ્લાની અંદર ઈશાન કૂણમાં દેવતાઓએ એક દેવછંદ રચ્યો. ત્રીજા કિલ્લાની પૃથ્વીના મધ્યભાગમાં વ્યંતરોએ બે કોશ અને આઠસો ધનુષ ઉંચું એક ચૈત્યવૃક્ષ બનાવ્યું. તેની નીચે મણિમય પીઠ બાંધીને એક પાદપીઠવાળું રત્નનું સિંહાસન કર્યું. તે દેવછંદ ઉપર ત્રણ સુંદર છત્રો રચ્યાં, બે પડખે ચંદ્રના જેવા ઉજ્વળ ચામર ધારણ કરાવી બે યક્ષોને ઉભા રાખ્યા, અને પરમ પ્રભુના ધર્મચક્રિપણાને સૂચવતું પ્રકાશમાન ધર્મચક્ર સમોસરણના આગળના ભાગમાં સ્થાપન કર્યું. પછી દેવતાઓએ સંચાર કરેલા સુવર્ણના નવ કમલ ઉપર ચરણને આરોપણ કરતા અને કોટી દેવતાઓએ વીંટાયેલા પ્રભુએ પૂર્વ દ્વારથી સમોસરણમાં પ્રવેશ કર્યો. ત્યાં જઈ ચૈત્યવૃક્ષને ત્રણ પ્રદક્ષિણા દઈ '**નમસ્તીર્થાય**' એમ બોલીને પ્રભુ દેવછંદમાં રહેલા સિંહાસનપર પૂર્વાભિમુખે આરૂઢ થયા. તરતજ વ્યંતરોએ સ્વામીના પ્રભાવથી બીજી ત્રણ દિશાઓમાં પણ રત્નના સિંહાસન ઉપર પ્રભુનાં પ્રતિબિંબોને સ્થાપન કર્યાં. તે સમયે પ્રભુના મસ્તકના પાછલા ભાગમાં ભામંડળ થયુ, આગળના ભાગમાં ઈંદ્રધ્વજ થયો, અને આકાશમાં દુંદુભિનો નાદ થયો. પછી પૂર્વદ્વારથી પ્રવેશ કરી અને પ્રભુને નમસ્કાર કરીને સાધુઓ અગ્નિકૂણમાં બેઠા અને વૈમાનિક સ્ત્રીઓ તથા સાધ્વીઓ તેમની પાછળના ભાગમાં ઉભી રહી. ભવનપતિ, જ્યોતિષ્ક અને વ્યંતરની સ્ત્રીઓ દક્ષિણ દ્વારથી પ્રવેશ કરી પ્રભુના ચરણને નમી નૈઋતકૂણમાં બેઠી. ભવનપતિ, જ્યોતિષ્ક અને વ્યંતર દેવતાઓ પશ્ચિમ દ્વારથી પ્રવેશ કરી પ્રભુને નમી વાવ્યકૂણમાં અનુક્રમે બેઠા. વૈમાનિક દેવતા, નર અને નારીઓ ઉત્તર દ્વારથી પ્રવેશ કરી સ્વામીને નમી અનુક્રમે ઈશાનદિશામાં બેઠા. એવી રીતે પહેલા કિલ્લામાં શ્રીમાન્ ચતુર્વિધ સંઘ, બીજા કિલ્લામાં તિર્યંચ અને ત્રીજા કિલ્લામાં સર્વ વાહનો ગોઠવાયાં. પછી શક્રઇંદ્રે સ્વામીને નમસ્કાર કરી અંજલિ જોડીને ભક્તિ સહિત વાણીથી આ પ્રમાણે સ્તુતિ કરવાનો આરંભ કર્યો.

"હે પ્રભુ ! તમે ન બોલાવ્યા છતાં પણ સર્વના સહાયકારી છો, કારણ શિવાય "વાત્સલ્યવાન છો, પ્રાર્થના કર્યા વગર પણ ઉપકારી છો અને સંબંધ વગરના બાંધવ "છો. તેથી હે નાથ ! અભ્યંગ કર્યા વગર સ્નિગ્ધ હૃદયવાળા, મલાપકર્ષણ વિના ઉજ્વળ "વચનને બોલનારા, પ્રક્ષાલન કર્યા વગર નિર્મલ શીલવાળા અને શરણ કરવાને લાયક "એવા તમારા શરણનો હું આશ્રય કરૂં છું. હે સ્વામી ! શાંત છતાં વીર વ્રતવાળા, "શમતાવાન અને સર્વમાં સરખી રીતે વર્ત્તનારા એવા તમોએ કર્મરૂપી કુટિલ કાંટાને "અત્યંત કૂટી નાખ્યા છે. અભવ[1] છતાં મહેશ, અગદ[2] છતાં નરકને છેદનાર ( કૃષ્ણ )

૧ અભવ-શંકર નહીં અથવા જેને ભવ કરવા ગ્યા નથી એવા ૨ અગદ-ગદ નામના આયુધને નહીં ધારણ કરનારા અથવા ગદ જે રોગ તે જેને નથી એવા

"અને [1]અરાજસ છતાં બ્રહ્મરૂપ એવા તમને અમે નમસ્કાર કરીએ છીએ. હે પ્રભુ ! "સિંચન કર્યાશિવાય ફલદ્રુપ અને પડવા વગર મોટા વધેલા એવા તમે સંકલ્પ રહિત "કલ્પવૃક્ષ છો. માટે તમારાથી મને મોટું ફળ પ્રાપ્ત થાઓ. હે સ્વામી ! દ્રવ્યાદિ સંગ- "રહિત, મમતાએ વર્જિત, કૃપાળુ, મધ્યસ્થ અને જગતૂને પાલન કરનાર એવા આપ "જિનેશ્વરના હું કોઈપણ પ્રકારના ત્રિશૂળાદિ ચિન્હ વિનાનો કિંકર છું. હે નાથ ! નહીં "ગોપવેલા રત્નના નિધિરૂપ, વાડ વિનાના કલ્પવૃક્ષરૂપ અને નહીં ચિંતવેલા ચિંતામ- "ણિરૂપ એવા તમારે વિષે આ મારા આત્માને મેં અર્પણ કરેલો છે. હે પ્રભુ ! હું ફલની "ચિંતાથી રહિત છું અને તમારી મૂર્તિ ફલરૂપજ છે તેથી 'શું કરવું' એવા વિચારમાં "જડ થયેલા મને, મારે શું કરવું જોઈએ તે બતાવવાનો પ્રસાદ કરો."

આ પ્રમાણે સ્તુતિ કરીને ઇંદ્રના વિરામ પામ્યા પછી ભગવાન્ સંભવ પ્રભુએ વિશ્વનો ઉપકાર કરવાની ઇચ્છાથી આવી રીતે દેશના દેવાનો આરંભ કર્યો.

"આ સંસારમાં વસ્તુતાએ સર્વ વસ્તુ અનિત્ય છે, તથાપિ પ્રથમ લાગતી સહજ "માત્ર મીઠાશના સુખને માટે પ્રાણીઓને તેમાં મૂર્છા રહ્યા કરે છે. પોતાથી, બીજાઓથી "અને બધી તરફથી જેઓને આપત્તિ હમેશાં આવ્યા કરે છે એવા પ્રાણીઓ યમરાજના "દાંતરૂપ યંત્રમાં રહીને પણ અહા ! કેવા કષ્ટથી જીવે છે ! અનિત્યતા વજ્ર જેવા દેહોને "પણ સપડાવે છે, તો આ કદલીના ગર્ભજેવા પ્રાણીઓની તો શી વાત કરવી ! જો "કદિ આ અસાર શરીરને સ્થિર કરવાને કોઇ ઈચ્છે તો તે જુના અને સડેલા ઘાસના "બનાવેલા ચાડીઆના પુરૂષનેજ સ્થિર કરવાને ઈચ્છે છે એમ સમજવું. મરણરૂપી વાઘની "સુખગુફામાં વસનારા પ્રાણીઓનું રક્ષણ કરવાને માટે મંત્ર, તંત્ર અને ચિકિત્સા સર્વે "નકામા છે. જેમ જેમ પુરૂષ વયમાં વધતો જાય છે તેમ તેમ પ્રથમ તેને જરાવસ્થા "ગ્રસ્ત કરતી જાય છે અને પછી તેને માટે યમરાજ ત્વરા કરે છે. 'અહા ! પ્રાણીઓના "જન્મને ધિક્કાર છે !' આ શરીર યમરાજાને વશ રહેલુ છે, એમ જો ખરેખરૂ જાણ- "વામાં આવે તો પછી કોઈ પણ પ્રાણી અન્નના ગ્રાસને ગ્રહણ કરી શકે નહીં તો પાપ "કર્મની તો વાતજ શી કરવી ! જેમ પાણીમાં પરપોટા ઉત્પન્ન થઈ થઇને વિલય "પામી જાય છે તેમ પ્રાણીઓનાં શરીર ક્ષણ ક્ષણમાં ઉત્પન્ન થઇને વિલય પામે છે. "સમદૃષ્ટિવાળો કાળ, ધનાઢ્ય કે નિર્ધન, રાજા કે રાંક, સમજુ કે મૂર્ખ અને સજ્જન કે "દુર્જન સર્વેનો સરખી રીતે સંહાર કરવાને પ્રવર્ત્તે છે. એ કાળને ગુણમાં દાક્ષિણ્યતા "નથી અને દોષોમાં દ્વેષ નથી, પણ તે તો મોટા અરણ્યને દાવાનળની જેમ સર્વ "પ્રાણીઓનો સંહારજ કર્યા કરે છે. કુશાસ્ત્રથી મોહ પામેલા પુરૂષોએ 'કોઇપણ ઉપાયથી "આ કાયા નિરપાય થાય' એવી શંકા પણ કરવી નહીં. જેઓ મેરૂપર્વતનો દંડ અને "પૃથ્વીનું છત્ર કરવાને સમર્થ હોય છે તેઓ પણ પોતાને વા બીજાને મૃત્યુથી બચાવ- "વાને સમર્થ થતા નથી. કીડાથી માંડીને ઇંદ્ર સુધી તે યમરાજનુ શાસન સમર્થ રીતે

[1] અરાજસ—રજોભાવ જે વિષયાભિલાષ તે જેને નથી એવા આ વિરોધાભાસ અલંકાર છે.

"પ્રવર્ત્તે છે. તેમાંથી કોઈ રીતે કાળને વંચના કરવાની વાત ડાહ્યો માણસ તો બોલેજ નહીં. "કદિ કોઈએ પોતાના પૂર્વજોમાં કોઈને પણ જો જીવતો રહેલો જોયો હોય તો તે કાળને "વંચના કરવાની વાત ન્યાયમાર્ગથી ઉલટી રીતે પણ સંભવે ખરી, પણ તેવું તો જણાતું "નથી. 'બલ અને રૂપને હરણ કરનારી વૃદ્ધાવસ્થાથી શિથિલ થવાય છે' એ વાત-"ના અનુભવથી વિદ્વાન્ પુરૂષોને તો 'યૌવનવય અનિત્ય છે' એવી ખાત્રી થવીજ "જોઈએ. કામિનીઓ કામદેવની લીલાથી યૌવન વયમાં જેઓની ઈચ્છા કરતી હતી, "તેજ પુરૂષોને વૃદ્ધાવસ્થામાં તેઓ થુંકી થુંકીને તજી દે છે. ધનવાન પુરૂષોએ જે ધન "ઘણા ક્લેશથી મેળવી ઉપભોગ કર્યા વગર રક્ષણ કરીને એકઠું કરી રાખ્યું હોય "છે તે પણ ક્ષણવારમાં વિનાશ પામી જાય છે. જોતજોતામાં અવશ્ય નાશ પામી "જતાં એવાં ધનવાનનાં ધનને ફીણ, પરપોટા અને વિજળીની ઉપમા કેમ ન આપી "શકાય ? પોતાનો વા બીજાનો ગમે ત્યાં ન્યાસ કરો તેમજ વિકાર કે અપકાર કરો, "પણ આ સંસારમાં મિત્ર કે બંધુજનોના જે સમાગમો છે તે છેવટે વિનાશ પામનારા છે. "જેઓ હમેશાં અનિત્યતાનું ધ્યાન કરે છે તેઓ પોતાનો પુત્ર મૃત્યુ પામી જાય તોપણ "તેનો શોક કરતા નથી; અને જે મૂઢ નિત્યતાનો આગ્રહ રાખે છે તે પોતાની એક "દિવાલ પડી જાય ત્યારે પણ રૂદન કરે છે. શરીર, યૌવન, ધન અને બંધુ વિગેરેજ "ફક્ત અનિત્ય છે એમ નથી, પણ આ સઘળું સચરાચર જગત્‌જ અનિત્યપણે રહેલું "છે. આવી રીતે આ સર્વને અનિત્ય જાણીને પ્રાણીઓએ પરિગ્રહનો ત્યાગ કરી નિત્ય "સુખવાળું શાશ્વત્ પદ ( મોક્ષ ) મેળવવાને માટે પ્રયત્ન કરવો."

આ પ્રમાણે પ્રભુની દેશના સાંભળીને તત્કાળ ઘણા પુરૂષો અને સ્ત્રીઓએ સ્વામીના ચરણકમળની પાસે દીક્ષા ગ્રહણ કરી. પછી ચારૂ વિગેરે ગણધરોને પ્રભુએ સ્થિતિ, ઉત્પાદ અને નાશ એવી ત્રિપદીનો ઉદ્દેશ કર્યો. એ ત્રિપદીને અનુસરીને એકસો ને બે ગણધરોએ ચૌદપૂર્વ સહિત દ્વાદશાંગી રચી. પછી પ્રભુએ ઉઠી ઇંદ્રે લાવેલો વાસક્ષેપ તેમના ઉપર નાખીને તેમને દ્રવ્યાદિકવડે અનુયોગ તથા ગણની અનુજ્ઞા આપી. તે સમયે દેવતા અને મનુષ્યોએ પણ દુંદુભિનો અવાજ કરી ગણધરોની ઉપર વાસક્ષેપ કર્યો અને તે ગણધરો પ્રભુની વાણીને ગ્રહણ કરવાને ઉભા રહ્યા. પછી પ્રભુએ પૂર્વાભિમુખે ફરીવાર દિવ્ય સિંહાસનપર બેસીને તે ગણધરોને શિક્ષારૂપ દેશના આપી. પછી જ્યારે પહેલી પૌરૂષી પૂર્ણ થઈ ત્યારે પ્રભુએ દેશના સમાપ્ત કરી. તે વખતે રાજભવનમાંથી આઢક પ્રમાણ શાળીનો બળિ આવ્યો, તે બળિને આકાશમાં ઉડાડચો એટલે તેમાંથી ખરી પડેલો અર્દ્ધ ભાગ આકાશમાંથી દેવતાઓએ લીધો અને બીજો અર્ધ ભાગ રાજાએ અને બીજા લોકોએ હર્ષથી સમભાગે વેહેંચી લીધો. પછી તીર્થંકર ભગવાને ઉઠી ઉત્તર દ્વારથી નીકળીને જો કે પોતે શ્રાંત થયા ન હતા તોપણ બીજા ગઢમાં રચેલા દેવછંદ ઉપર વિસામો લીધો; કારણકે એવી મર્યાદા છે, પછી ગણધરોના અગ્રણી ચારૂ ગણધરે પ્રભુના ચરણ-

પીઠ ઉપર બેસીને સ્વામીના પ્રભાવથી સંશયને છેદનારી દેશના આપી. બીજી પોરસી પૂર્ણ થઈ એટલે ચારૂ ગણધર કાળવેળાએ જેમ શાસ્ત્રના અધ્યયનથી વિરામ પામે તેમ દેશનાવિધિથી વિરામ પામ્યા. તે પછી સુર, અસુર અને રાજાઓ વિગેરે જેમ ઉત્સવ ઉપર આવેલા લોકો ઉત્સવ વીત્યા પછી ચાલ્યા જાય તેમ પ્રભુને નમસ્કાર કરીને હર્ષથી પોતપોતાને સ્થાનકે ગયા.

તે સંભવનાથ સ્વામીના તીર્થમાં ત્રિમુખ નામે એક યક્ષ ઉત્પન્ન થયો. તેને ત્રણ નેત્ર, ત્રણ મુખ અને છ હાથ હતાં; તેનો શ્યામવર્ણ હતો, મયૂરનું તેને વાહન હતું, જમણી તરફની ત્રણ ભુજાઓમાં તેણે નકુલ, ગદા અને અભયને ધારણ કર્યાં હતાં અને ડાબી તરફની ત્રણ ભુજાઓમાં બીજોરૂં, માળા અને અક્ષસૂત્ર રાખેલાં હતાં. તેવીજ રીતે તે તીર્થમાં દુરિતારિ નામે એક દેવી ( યક્ષણી ) ઉત્પન્ન થઈ. તેને ચાર ભુજાઓ હતી, વર્ણ ગૌર હતો અને મેષનુ વાહન હતુ. દક્ષિણ તરફની બે ભુજાઓમાં વરદ અને અક્ષસૂત્રથી અને વામ તરફની બે ભુજાઓમાં સર્પ અને અભયથી તે શોભી રહ્યા હતા. એ ત્રિમુખ યક્ષ અને દુરિતારિ દેવી બંને પ્રભુના શાસનદેવતા થયા. તેઓ નિરંતર પ્રભુની પાસે આત્મરક્ષકની જેમ રહેવા લાગ્યા. તે પછી ચોત્રીશ અતિશયવાળા સંભવનાથ પ્રભુએ સાધુઓના પરિવાર સાથે તે સ્થાનથી બીજે વિહાર કર્યો.

વિહાર કરતાં પ્રભુને બે લાખ સાધુઓ, ત્રણ લાખ અને છત્રીશ હજાર સાધ્વીઓ, બે હજાર અને દોઢસો ચૌદ પૂર્વધારી, નવ હજાર અને છસો અવધિજ્ઞાની, બાર હજાર અને દોઢસો મનઃપર્યવજ્ઞાની, પંદર હજાર કેવળજ્ઞાની, ઓગણીશ હજાર અને આઠસો વૈક્રિય લબ્ધિવાળા, બાર હજાર વાદ લબ્ધિવાળા ( વાદી ), બે લાખ ને ત્રાણુ હજાર શ્રાવકો અને છ લાખ ને છત્રીશ હજાર શ્રાવીકાઓનો પરિવાર થયો. પ્રભુએ કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી ચાર પૂર્વાંગ અને ચૌદ વર્ષોથી ન્યૂન એવા એક લાખ પૂર્વ સુધી વિહાર કર્યો. પછી સર્વજ્ઞ પ્રભુ પોતાનો મોક્ષકાળ સમીપ જાણીને પરિવાર સહિત સમેતશિખર પર્વતે આવ્યા. ત્યાં તેમણે એક હજાર મુનિઓ સાથે પાદપોપગમ અનશન કર્યું. તે વખતે સુર અસુરોના ઈંદ્રો પરિવાર સાથે ત્યાં આવીને ભક્તિથી પ્રભુની સેવા કરવા લાગ્યા. એક માસને અંતે પર્વતની જેમ નિષ્કંપ એવા પ્રભુએ સર્વ યોગને નિરોધ કરનારૂ શૈલેશી નામે છેલ્લું ધ્યાન પ્રાપ્ત કર્યું, અને ચૈત્ર માસની શુક્લ પંચમીને દિવસે ચંદ્ર મૃગશિર નક્ષત્રમા આવતાં, ચાર અનંતને સિદ્ધ કરતા એવા સંભવનાથ પ્રભુ નિર્બાધ પદ ( મોક્ષ ) ને પામ્યા. જાણે પ્રભુના અંશ હોય તેવા નિર્મળ એક હજાર મુનિઓ પણ તેજ વિધિથી તેજ પદને પામ્યા પ્રભુએ કુમારપણામાં પંદર લાખ પૂર્વ, રાજ્યમાં ચાર પૂર્વાંગ સહિત ચુંમાલીશ લાખ પૂર્વ ,અને દીક્ષામાં ચાર પૂર્વાંગે વર્જિત એક લાખ પૂર્વ એવી રીતે એકંદર સાઠ લાખ પૂર્વનુ આયુષ્ય ભોગવ્યું અને અજિતનાથ સ્વામીના નિર્વાણ પછી ત્રીશ લાખ કોટી સાગરોપમ ગયા ત્યારે

સંભવનાથ પ્રભુ નિર્વાણપદને પામ્યા. સંભવનાથ પ્રભુનો શરીરસંસ્કાર તેમજ બીજું પણ જે યોગ્ય કર્મ હતું તે ઈંદ્રોએ યથાવિધિ કર્યું. પછી પ્રભુની દાઢો પણ તેઓએ યથાયોગ્ય વહેંચી લીધી અને દેવતાઓએ દાંત તથા અસ્થિઓ ગ્રહણ કર્યાં. પછી ઇંદ્ર અને દેવતાઓ પોતપોતાને સ્થાને ગયાઃ ત્યાં પ્રભુનાં અસ્થિઓ માણવ સ્તંભની ઉપર પૂજન કરવાને માટે તેઓએ ઉત્કર્ષ રીતે સ્થાપન કર્યાં. તીર્થંકરોનું શું પૂજવા લાયક નથી ? અર્થાત્ સર્વ દેહ પૂજન કરવા યોગ્ય છે.

इत्याचार्यश्रीहेमचन्द्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते
महाकाव्ये तृतीये पर्वणि श्रीसंभवस्वामिचरितवर्णनो
नाम प्रथमः सर्गः ॥ १ ॥

—⊱⊱⊱⊰⊰⊰—



# દ્વિતીય સર્ગ.

## શ્રી અભિનંદનસ્વામી ચરિત્ર.

ગુણરૂપી વૃક્ષની સમૃદ્ધિને વધારનાર અને જગતને આનંદ કરનાર **સંવર** રાજાના પુત્ર શ્રી **અભિનંદન** સ્વામીને હું વંદના કરૂં છું. ભવ્યજનોની મોહનિદ્રાને નાશ કરવામાં પ્રાતઃકાળરૂપ અને તત્વજ્ઞાનરૂપ અમૃતના કુંભરૂપ તે પ્રભુનું ઉજ્વળ ચરિત્ર હવે કહું છું.

આ જંબૂદ્વીપના પૂર્વવિદેહમાં મંગળીક કાર્યોના ઉત્પત્તિસ્થાન તુલ્ય **મંગલાવતી** નામે એક સુંદર વિજય છે. તેમાં સમુદ્રની પેઠે સર્વ રત્નોની ખાણ અને પૃથ્વીના મસ્તકપર રત્નરૂપ **રત્નસંચયા** નામે સર્વ નગરીઓમાં રત્ન સમાન નગરી છે. તેમાં લક્ષ્મીથી કુબેર જેવો અને બલથી જાણે બીજો મહાબલ હોય તેવો **મહાબલ** નામે રાજા રાજ્ય કરે છે. ગંગા, સિંધુ અને રોહીતાશા નામની ત્રણ નદીઓથી જેમ હિમાચલ શોભે તેમ ઉત્સાહ, મંત્ર અને પ્રભુતા એ ત્રણ શક્તિઓથી તે શોભતો હતો. ચાર દાંતોથી યુવાન ગજેંદ્રની જેમ શત્રુવર્ગને જીતનારા ચાર ઉપાયોથી[1] તે પ્રકાશી રહ્યો હતો. બુદ્ધિનો નિધિ એ રાજા અર્હંત દેવને, સાધુ ગુરૂને અને જિનોપજ્ઞ ધર્મનેજ હમેશાં માનતો હતો. દાન, શીલ, તપ અને ભાવ એ ચાર પ્રકારના ધર્મમાં તે હમેશાં રમતો હતો, કારણકે **મહાપુરૂષોનું પુણ્ય પુણ્યાનુબંધીજ હોય છે.**

આવો તે વિવેકી મહારાજા સર્વ ઠેકાણે અનિત્યતા જાણી અને સંસારથી ઉદ્વેગ પામી ફક્ત દેશ માત્ર આશ્રયના ત્યાગી એવા શ્રાવકધર્મના આરાધનથી સંતુષ્ટ થયો નહીં, તેથી ઇંદ્રિયોને દમન કરનારાઓમાં શ્રેષ્ઠ એવા તેણે **વિમલસૂરિના** ચરણ પાસે આવી સર્વવિરતિપણું અંગીકાર કર્યું. સાધુપણે વિચરતો એ રાજા દુર્જનોની નિંદાથી હૃદયમાં ખુશી થતો હતો અને સજ્જનોએ કરેલી પૂજાથી ઉલટો લજ્જા પામતો હતો. પાપી લોકો તેને ક્લેશ પમાડતા તોપણ તે જરા પણ ઉદ્વેગ પામતો નહીં, અને મોટા લોકો પૂજા કરતા તોપણ જરાપણ ગર્વ ધરતો નહી. રમણીય ઉદ્યાન વિગેરેમાં વિહાર કરતો પણ તેમાં તેને રાગ થતો નહીં અને સિંહ વ્યાઘ્ર વિગેરેથી ભયંકર અરણ્યોમાં વિહાર કરવાથી તેને વિરાગ થતો નહી. હેમંતઋતુમાં હિમ પડવાથી ગહન રાત્રિઓને, હાથીના આલાનસ્તંભની જેમ નિશ્ચલપણે કાયોત્સર્ગ કરીને નિર્ગમન કરતો હતો. સૂર્યની ગરમીથી ભયંકર ગ્રીષ્મ ઋતુમાં તડકે રહીને કાઉસગ્ગ કરતાં છતાં પણ અગ્નિથી પવિત્ર કરેલા વસ્ત્રની જેમ ચળકતો હતો. વર્ષાઋતુમાં હાથીની પેઠે ધ્યાનવડે બે નેત્રને સ્થિર કરી વૃક્ષ નીચે પ્રતિમા ધારણ કરીને[2] રહેતો હતો. જેમ ઋણ રહિત પુરૂષ વ્યાપારમાં ધન એકઠું કરે તેમ એકાવળી અને રત્નાવળી વિગેરે અનેક પ્રકારનાં તપ કરીને તપ-

---

૧ શામ, દામ, ભેદ, દંડ  ૨ કાઉસગ્ગ કરીને

સંપત્તિ મેળવી હતી. તેમણે વીશ સ્થાનકોમાંના કેટલાએક સ્થાનકોના આરાધનવડે છેવટે તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું. અને દીર્ઘકાળ પર્યંત વ્રત પાળી અનશન લઇ મૃત્યુ પામીને વિજય વિમાનને વિષે મહર્દ્ધિક દેવતા થયા.

આ જંબૂદ્રીપમાં ભરતક્ષેત્રની અંદર ઇંદ્રની નગરી જેવી અયોધ્યા નામે પુરી છે. તે નગરીમાં ઘેરઘેર રહેલા મણિમય સ્તંભોમાં પ્રતિબિંબિત થયેલો ચંદ્રમા સ્થાવર પદાર્થોને પણ શૃંગારરૂપ દર્પણની શોભા આપે છે. ત્યાં દરેક ગૃહના આંગણામાં વૃક્ષો ઉપર ક્રીડાની મયૂરીઓએ ખેંચી ખેંચીને હારો લટકાવેલા છે, તેથી તે વૃક્ષો કલ્પવૃક્ષની જેવા જણાય છે. ત્યાં રહેલી ચૈત્યોની શ્રેણીઓ ઝરતા ચંદ્રકાંત મણિઓથી ઝરણાવાલા મોટા પર્વતોની લીલાને વિસ્તારે છે. ચૈત્યની આગળ રત્નોથી બાંધી લીધેલી પૃથ્વીઓમાં તારાઓનાં પ્રતિબિંબો પડે છે, તે દેવતાઓએ મૂકેલી પુષ્પાંજલિ જેવા શોભે છે. જેમાં બાલલલનાઓ ખેલી રહેલી છે એવી ગૃહવાપિકાઓ, જેમાંથી અપ્સરાઓ નીકળે છે એવા ક્ષીરસમુદ્રની લક્ષ્મીને હરી લે છે. તેમાં કંઠ સુધી મગ્ન થયેલી ગૌર અંગવાળી સ્ત્રીઓના મુખોથી એ વાપિકાઓ સુવર્ણના કમળવાળી ક્ષણવાર દેખાય છે. નવીન મેઘથી પર્વત નીચેની ભૂમિઓની જેમ વિશાળ ઉદ્યાનોથી તે નગરીની બહારની ભૂમિઓ શ્યામ રંગે છવાઈ રહી છે. દેવકૃત મોટી ખાઈથી અષ્ટાપદ પર્વતની જેમ મનુષ્યકૃત મોટી ખાઈથી એ નગરીનો કિલ્લો ચોતરફથી વીંટાઈ રહેલો છે. તે નગરીમાં સ્વર્ગને વિષે કલ્પવૃક્ષની જેમ ઘેરઘેર દાતાર પુરૂષો સુલભ છે, પણ યાચકો દુર્લભ થઈ પડ્યા છે.

એ નગરીમાં ઈક્ષ્વાકુ વંશરૂપી ક્ષીર સમુદ્રમાં ચંદ્ર સમાન અને સર્વ શત્રુઓની લક્ષ્મીને સ્વયંવરપણે વરનાર **સંવર** નામે રાજા છે. આજ્ઞાથીજ સર્વ ભુવનતળને સાધનારા એ રાજાના મ્યાનમાંથી કૃપણના ખજાનામાંથી દ્રવ્યની જેમ કોઈવાર તરવાર બહાર પણ નીકળતી નથી. મોટી ભૂજાવાળા અને પોતાના ઉગ્ર પ્રતાપથી સમર્થ એવા એ રાજાએ એક ચંદ્રવાળા આકાશની જેમ સમગ્ર પૃથ્વી એક છત્રવાળી કરી હતી. તેણે પૃથ્વીને દૃઢરીતેજ ધારણ કરી હતી, નહીતો દિગ્યાત્રામાં પ્રયાણ કરનાર એ રાજાનાજ સૈન્યના ભારથી પૃથ્વી સહસ્ર રીતે ફાટી જાત. દિશાઓમાંથી દાસીની જેમ ખેંચીને આણેલી ચપલ એવી લક્ષ્મીને પણ તેણે પોતાના ગુણોથી કેદ કરેલી હતી. અન્ય રાજાઓના ઘણા દંડ તેની પાસે આવતા તોપણ તેને કદાપિ ગર્વ થતો નહીં. કારણકે **નદીઓના જળથી સમુદ્ર જરાપણ ગર્વ ધરતો નથી.** પ્રસન્ન ચિત્તવાળો, હમેશાં નિર્લોભી અને પ્રમાદ રહિત એવો એ રાજા ધનાઢ્ય અને દરિદ્રીમાં મુનિની જેમ સમદૃષ્ટિએ વર્ત્તતો હતો. તે પ્રજાને ધર્મને માટે શિક્ષા કરતો પણ ધનની ઇચ્છાથી કરતો નહીં અને પ્રજાના રક્ષણને માટે શત્રુઓને શિક્ષા કરતો પણ દ્વેષબુદ્ધિથી નહીં. એક તરફ રાજ્યનાં તમામ કાર્યો અને એક તરફ ધર્મનું કાર્ય, એમ તાજવાની માફક સમભાગે તે પોતાના આત્મામાં ધારણ કરતો હતો.

એ સંવર રાજાને **સિદ્ધાર્થા** નામે રાણી હતી. શુદ્ધ વંશમાં ઉત્પન્ન થયેલી અને ગુણોથી મનોહર તે રાણી અંતઃપુરના આભૂષણ રૂપ ગણાતી હતી. વિલાસવડે મંદ એવી ગતિથી અને ઘણી મધુર વાણીથી એ મધુર આકૃતિવાળી રાણી રાજહંસીના જેવી શોભતી હતી. પવિત્ર લાવણ્યની સરિતા રૂપ એ રમણીનાં મુખ, નેત્ર, હાથ અને ચરણ કમલના જેવાં મનોહર હતાં, નેત્ર રૂપી કમલમાં જાણે ઇંદ્રનીલ મણિમય હોય, દાંતમાં જાણે મોતીએ જડેલી હોય, અધર પલ્લવમાં જાણે પરવાળાથી વ્યાપ્ત હોય, નખોમાં જાણે પદ્મરાગ મણિથી પ્રચુર હોય, અંગ ઉપર જાણે સુવર્ણમય હોય અને સર્વ અંગે જાણે રત્નમય હોય એવી એ મહારાજ્ઞી અતિ રમણીક જણાતી હતી. નગરીઓમાં જેમ અયોધ્યા, વિદ્યાઓમાં જેમ રોહિણી અને નદીઓમાં જેમ ગંગા તેમ એ દેવી સતીઓમાં અગ્રેસર હતી. કોઈવાર પ્રેમથી પણ એ નારી પોતાના પતિ ઉપર ગુસ્સે થતી નહીં. કારણકે **કુલવાન સ્ત્રીઓ, વ્રતની જેમ પોતાના પતિવ્રતપણાને અતિચાર લગાડવામાં ભીરૂ હોય છે.** પોતાને સર્વ રીતે અનુકૂલ એવી એ પ્રિય રાણીમાં રાજાનો ગળીના રંગની જેમ અવ્યભિચારી પ્રેમ હતો. મદ થવાના સ્થાનોથી અબાધિત રહેનારા એ રાજદંપતી સર્વ ધર્મને હાનિ ન લાગે તેમ વર્તતાં સાંસારિક સુખ ભોગવતા હતા.

આ તરફ મહાબલના જીવે વિજય વિમાનમાં તેત્રીશ સાગરોપમનું આયુષ્ય સુખમાં મગ્નપણે નિર્ગમન કર્યું. પછી આયુ પૂર્ણ થયે વૈશાખ માસની શુક્લ ચતુર્થીએ અભિજિત નક્ષત્રમાં ચંદ્ર આવતાં એ મહાત્માનો જીવ ત્યાંથી ચવીને સિદ્ધાર્થા દેવીના ઉદરમાં અવતર્યો. જ્યારે ત્રણ જ્ઞાનને ધારણ કરનાર પ્રભુ ગર્ભમાં આવ્યા ત્યારે ત્રણ જગત્‌માં ઉદ્યોત થઇ રહ્યો, અને નારકીના જીવોને પણ ક્ષણવાર સુખ થયું. રાત્રીએ સુખે સુતેલા મહાદેવીએ રાત્રિના છેલ્લા પહોરમાં પોતાના મુખમાં પ્રવેશ કરતાં ચૌદ સ્વપ્નો જોયાં. જેમાં ચાર દાંતવાળો શ્વેતવર્ણી હાથી, ડોલરના પુષ્પની જેવો શ્વેત વૃષભ, પહોળા મુખવાળો કેસરીસિંહ, અભિષેકથી મનોહર એવી લક્ષ્મી, પંચવર્ણી પુષ્પની માળા, પરિપૂર્ણ ચંદ્ર, પ્રકાશમાન સૂર્ય, ઘુઘરીઓવાળો ધ્વજ, સુવર્ણનો પૂર્ણ કુંભ, કમળોથી છવાઈ રહેલું સરોવર, ઉછળતા તરંગવાળો સમુદ્ર, મનોહર વિમાન, સુંદર રત્નનો ઢગલો અને ધૂમ્રરહિત અગ્નિ, આ પ્રકારનાં ચૌદ સ્વપ્નો દેખીને જાગ્રત થઇ દેવીએ રાજાને નિવેદન કર્યાં. 'હે દેવી ! આ સ્વપ્નોથી તમને ત્રણ જગત્‌નો ઇશ્વર એવો પુત્ર થશે.' એમ નરપતિએ સ્વપ્નનો અર્થ વિચારીને કહ્યુ. તરતજ સર્વ ઈન્દ્રોએ પણ ત્યાં આવી એકઠા થઈને સ્વપ્નનો અર્થ કહ્યો કે 'હે દેવી ! તમારા પુત્ર ચોથા તીર્થંકર થશે.' આવું સ્વપ્નનું ફળ સાંભળી દેવીને એવો હર્ષ થયો કે જેના ધક્કાથી નિદ્રા દૂર ચાલી ગઈ અને બાકીની શેષરાત્રિ તેણીએ જાગ્રતપણેજ નિર્ગમન કરી. ત્યારથી કમલના કોશમાં બીજ કોશની જેમ સિદ્ધાર્થા દેવીના ઉદરમાં તે ગર્ભ દિવસે દિવસે ગૂઢ રીતે વધવા લાગ્યો. સિદ્ધાર્થા દેવીએ પણ તે ગર્ભને સુખેથી ધારણ કર્યો; **તેવા પુરૂષોનો અવતાર આખા જગત્‌ને સુખ માટેજ થાય છે.**

ગર્ભ ધારણ કર્યા પછી નવ માસ અને સાડાસાત દિવસ જતાં માઘ માસની શુક્લ દ્વિતીયાને દિવસે ચંદ્ર અભિચિ નક્ષત્રમાં આવતાં દેવીએ સૂર્યના જેવા તેજસ્વી પુત્રને સુખેથી જન્મ આપ્યો. એ કુમારનો સુવર્ણના જેવો વર્ણ હતો, અને વાનરનું લાંછન ( ચિન્હ ) હતું. પ્રભુનો જન્મ થતાં ત્રણ લોકમાં ઉદ્યોત થઈ રહ્યો, અને ક્ષણવાર નારકીના પ્રાણીઓને પણ સુખ થયું. તે વખતે દિક્કુમારીઓ પોતપોતાના સ્થાનેથી ત્યાં આવીને દેવી અને કુમારનું યથાયોગ્ય સૂતિકર્મ કર્યું. શક્ર ઈંદ્ર પણ પોતાના આસનકંપથી અર્હતનો જન્મ જાણી પાલક વિમાનમાં બેસીને દેવતાઓ સહિત ત્યાં આવ્યો. વિમાન ઉપરથી ઉતરી પ્રભુના સૂતિકાગૃહમાં પ્રવેશ કરી સ્વામીને અને સ્વામીની માતાને તેણે નમસ્કાર કર્યો. પછી દેવીને અપસ્વાપિની નિદ્રા મૂકી, તેમની પડખે પ્રભુનું પ્રતિબિંબ રાખીને સૌધર્મ ઇંદ્રે પોતાના પાંચ રૂપ કર્યાં. એક ઇંદ્રે પ્રભુને ધરી રાખ્યા, બીજા ઇંદ્રે છત્ર ધારણ કર્યું, બે ઇંદ્રોએ બે બાજુ ચામર રાખ્યા, અને એક ઇંદ્ર વજ્રને નચાવી નાચતો આગળ ચાલ્યો. પછી ક્ષણવારમાં મેરૂપર્વત ઉપર આવીને અતિપાંડુકબલા નામની શિલાને વિષે સિંહાસનપર પ્રભુને ખોળામાં લઈને બેઠો તે વખતે ત્યાં પરિવાર સહિત બીજા ત્રેસઠ ઈંદ્રો પણ આવ્યા, અને જળથી ભરેલા કુંભોવડે વિધિ પ્રમાણે પ્રભુને સ્નાન કરાવવા લાગ્યા. પછી ઈશાન ઇંદ્રે પાંચ રૂપ કરી એક રૂપે પ્રભુને રાખ્યા, એક રૂપે છત્ર ધારણ કર્યું, બેરૂપે બે બાજુ ચામર વિંજવા લાગ્યો, અને એકરૂપે ત્રિશૂળ લઈ આગળ ઉભો રહ્યો. પછી શક્ર ઇંદ્રે તુષ્ટને માટે ચાર દિશામાં સ્ફટિકના ચાર વૃષભ વિકુર્વી, તેમના શૃંગમાંથી થતી જલધારાઓવડે પ્રભુને સ્નાન કરાવ્યું. પછી ચંદનનું વિલેપન કરી, વસ્ત્ર અલંકારાદિક ધારણ કરાવી અને આરાત્રિક ઉતારીને શક્રઈંદ્ર અંજલિ જોડી આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો.

"ચોથા તીર્થંકર, ચોથા આરા રૂપ આકાશમાં સૂર્ય સમાન અને ચોથા પુરૂષાર્થ
"( મોક્ષ ) ની લક્ષ્મીને પ્રકાશ કરનાર હે પ્રભુ ! આપ જય પામો. હે નાથ ! લાંબે
"કાળે આપનાથી સનાથ થયેલું આ જગત્, હવે વિવેકની ચોરી કરનારા મોહાદિકથી
"ક્યારે પણ ઉપદ્રવને પામશે નહીં. હે પ્રભુ ! આપના પાદપીઠમાં જેનું મસ્તક લોટે
"છે એવા મારે વિષે પુણ્યરૂપ પરમાણુના કણ જેવી આપની ચરણરજ દીર્ઘકાળ
"સ્થાપન થાઓ. હે ઈશ ! મારાં નેત્ર આપના મુખને વિષે આસક્ત હોવાથી નહી
"જોવા લાયક વસ્તુને જોવાથી ઉત્પન્ન થયેલા એ નેત્રના મળને હર્ષાશ્રુની ઉર્મીઓવડે
"ક્ષણવારમાં ધોઈ નાંખો. હે પ્રભુ ! લાંબા કાળની મમતાના દર્શનથી ઉત્પન્ન થયેલા
"મારા રોમાંચો ચિરકાલની અસદ્દર્શન ( મિથ્યાદર્શન ) ની વાસનાને દૂર કરો. હે નાથ !
"મારાં નેત્રો સર્વદા તમારા મુખને જોઈ વિલાસ પામો. મારા હાથ તમારી ઉપાસના
"કરો, અને મારા કાન તમારા ગુણના શ્રોતા થાઓ. હે દેવાધિદેવ ! કુંઠ
"એવી મારી બુદ્ધિ જો તમારા ગુણને ગ્રહણ કરવા તરફ ઉત્કંઠાવાળી હોય તો

" તેનું કલ્યાણ થાઓ, કેમકે તેને બીજાથી શું થવાનું છે! હે નાથ! હું તમારો " શિષ્ય, દાસ, સેવક અને કિંકર છું એ પ્રમાણે તમે સ્વીકાર કરો; એથી વધારે " બીજું કાંઈપણ હું કહેવા ઈચ્છતો નથી."

આ પ્રમાણે સ્તુતિ કરી શક્ર ઈંદ્ર પાંચરૂપે થઈ, ઈશાન ઈંદ્રની પાસેથી પ્રભુને લઈ, પૂર્વની પેઠે છત્ર વિગેરેને ધારણ કરી ક્ષણવારમાં પાછો પ્રભુને ઘરે પહોંચ્યો; ત્યાં પ્રભુની માતાની અવસ્વાપિની નિદ્રા તથા પ્રભુનું પ્રતિબિંબ હરી લઈ સાક્ષાત્ પ્રભુને તે સ્થિતિમાં માતાની પાસે સ્થાપન કર્યા. પછી શક્રઈંદ્ર ત્યાંથી અને બીજા ઇંદ્રો મેરૂ ઉપરથીજ જેમ આવ્યા હતા તેમ પાછા પોતાને સ્થાને ચાલ્યા ગયા. પ્રાતઃકાળે સંવર રાજાએ સર્વ લોકોમાં હર્ષના એક છત્રરૂપ પુત્રનો જન્મોત્સવ કર્યો. જ્યારે પ્રભુ ગર્ભમાં હતા ત્યારે કુળ, રાજ્ય અને નગરી સર્વે અભિનંદ ( હર્ષ ) પામ્યા હતા. તેથી માતાપિતાએ તેમનું **અભિનંદન** એવું નામ પાડ્યું. પોતાના અંગુષ્ટમાંથી ઇંદ્રે સંચારેલા અમૃતનુ પાન કરતા અને દેવાંગના રૂપ ધાત્રીઓએ પાલન કરાતા પ્રભુ અનુક્રમે વધવા લાગ્યા. વિચિત્ર પ્રકારનાં રમકડાંઓ હાથમાં રાખીને આવતા એવા સુરઅસુરોના કુમારોની સાથે વિચિત્ર ક્રીડાથી ક્રીડા કરતા એવા પ્રભુએ પોતાનું બાલ્યવય ઉલ્લંઘન કર્યું. ઉદ્યાનનું વૃક્ષ જેમ વસંતને પામે તેમ પ્રભુને સર્વ અંગમાં શોભા કરનારૂં યૌવનવય પ્રાપ્ત થયુ. સાડાત્રણસો ધનુષ્ય ઊંચી કાયા, હીંચકાવાળું જાણે વૃક્ષ હોય અથવા લક્ષ્મીના જાણે બે હીંચકા બાંધ્યા હોય તેવી જાનુ પર્યંત લંબાયમાન બે ભુજા, અર્ધચંદ્ર સમાન શોભતું લલાટ અને પૂર્ણચંદ્રની શોભાને અનુસરતા મુખથી પ્રભુ વિશેષ શોભાને પ્રાપ્ત થયા. સુવર્ણમય મેરૂપર્વતની શિલા જેવી છાતી, પુષ્ટ સ્કંધ, કૃશ ઉદર, મૃગલીના જેવી જંઘાઓ અને કૂર્મના જેવાં ઉન્નત ચરણથી પ્રભુ મનોહર જણાતા હતા. જો કે પ્રભુ વિષયમાં નિસ્પૃહ હતા તોપણ પોતાનું ભોગ્યકર્મ જાણી માતાપિતાની પ્રાર્થનાથી તેમણે અનેક રાજ્યપુત્રીઓની સાથે વિવાહ કર્યો. તારાઓની સાથે ચંદ્રની જેમ તે રાજકુમારીઓની સાથે ક્રીડા કરવાના ઉદ્યાન, સરોવર, વાપી અને પર્વત વિગેરેમાં પ્રભુ સ્વેચ્છાથી વિહાર કરવા લાગ્યા.

એવીરીતે પ્રભુએ અહમિંદ્રની જેમ સુખમાંજ મગ્ન રહીને સાડાબાર લાખ પૂર્વ નિર્ગમન કર્યા, પછી સંવર રાજાએ પ્રભુને પ્રાર્થના કરીને રાજ્યપર બેસાર્યા, અને પોતે પ્રવ્રજ્યારૂપી રાજ્ય ગ્રહણ કર્યું. પ્રભુએ એક ગામની જેમ તે પૃથ્વીનું રાજ્ય લીલામાત્રથી ચલાવા માંડ્યું, જગત્‌ને રક્ષણ કરવામાં ચતુર એવા પ્રભુને એટલી પૃથ્વીનું પાલન કરવું એ શુ હિશાબમાં છે ? એ પ્રમાણે રાજ્ય કરતાં પ્રભુને આઠ અંગ સહિત સાડી છત્રીશ લાખ પૂર્વ નિર્ગમન થઈ ગયા.

અનુક્રમે પ્રભુને દીક્ષા લેવાની ઈચ્છા થઈ. તેજ વખતે ભાવને જાણનારા મંત્રીઓની જેમ લોકાંતિક દેવતાઓ આવીને આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરવા લાગ્યા—'હે નાથ!

હવે સંસારવાસથી સર્યું માટે ધર્મતીર્થને પ્રવર્તાવો; તમારા પ્રવર્તાવેલા તીર્થથી બીજા પણ અનેક પ્રાણીઓ આ દુસ્તર સંસારરૂપ સાગરને તરી જશે.' આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરીને લોકાંતિક દેવતાઓ ગયા પછી પ્રભુએ નિદાન (નિયાણા) રહિત વાર્ષિક દાન આપવાનો આરંભ કર્યો. ઈંદ્રની આજ્ઞાથી કુબેરે પ્રેરેલા જૂંભક દેવતા દ્રવ્ય લાવી લાવીને પ્રભુને દાન દેવા માટે પૂરવા લાગ્યા. સાંવત્સરિક દાન દઇ રહ્યા પછી ચોસઠ ઈન્દ્રોએ પ્રભુનો વિધિ સહિત દીક્ષાભિષેક કર્યો. પછી અંગરાગ લગાવી, દીવ્ય વસ્ત્ર અને આભૂષણ ધારણ કરી જગત્પતિ સ્વાર્થસિદ્ધિ કરવાને માટે અર્થસિદ્ધ નામની શિબિકા પર આરૂઢ થયા. પ્રથમ મનુષ્યોએ અને પછી દેવતાઓએ એ શિબિકાને ઉપાડી લીધી. શિબિકાપર બેસીને પ્રભુ સહસ્રામ્ર વનમાં ગયા. ત્યાં તેમણે પોતાના આભૂષણો વિગેરે સર્વ ઉતારીને છોડી દીધું, એટલે ઈન્દ્રે તેમના ખભા ઉપર દેવદૃષ્ય વસ્ત્ર નાંખ્યું. માઘ માસની શુક્લ દ્વાદશીએ અભિચિ નક્ષત્રમાં દિવસના પાછલા ભાગમાં પ્રભુએ છઠ તપ કરીને પંચમુષ્ટિ લોચ કર્યો. શક્ર ઇન્દ્ર પ્રભુના કેશને પોતાના ઉત્તરીય વસ્ત્રના છેડામાં લઈ ક્ષણવારમાં ક્ષીરસમુદ્રમાં પધરાવી પાછા આવ્યા. પછી ઈન્દ્રે સુર, અસુર અને મનુષ્ય સંબંધી કોલાહળને શાંત કરાવ્યો એટલે પ્રભુએ સામાયિક સૂત્ર ભણીને ચારિત્રનો સ્વીકાર કર્યો. તેજ વખતે મનઃપર્યવ નામે ચોથું જ્ઞાન ઉત્પન્ન થયું. તે સમયે ક્ષણવાર નારકીના જીવોને પણ સુખ થયું. શરીરના મળની જેમ રાજ્યને છોડી બીજા એક હજાર રાજાઓએ પ્રભુની સાથેજ મોહને નાશ કરનારી પ્રવ્રજ્યા ગ્રહણ કરી. પછી પ્રવાસી પુરૂષો વર્ષાઋતુમાં જેમ પોતાના સ્થાનમાં ચાલ્યા જાય તેમ શક્ર વિગેરે સર્વે ઈન્દ્રો પરિવાર સહિત પ્રભુને નમસ્કાર કરીને પોતપોતાના સ્થાનકે ગયા.

બીજે દિવસે અયોધ્યા નગરીના રાજા ઇન્દ્રદત્તને ઘેર પ્રભુએ પરમાન્ન (ક્ષીર) થી પારણું કર્યું. તે વખતે દેવતાઓએ દ્રવ્યની વૃષ્ટિ, પુષ્પની વૃષ્ટિ, સુગંધી જળની વૃષ્ટિ, આકાશમાં દુંદુભિનો નાદ અને વસ્ત્રનો ઉત્ક્ષેપ કર્યો. હર્ષને પરવશ થયેલા સુર, અસુર અને મનુષ્યોએ 'અહોદાન, અહોદાન, અહો સુદાન' એમ ઉદ્ઘોષણા કરી. ત્યાંથી શ્રી અભિનંદન પ્રભુએ બીજે સ્થાને વિહાર કર્યો. પ્રભુના ચરણસ્થાનમાં ઇંદ્રદત્તે પૂજન કરવાની ઇચ્છાથી એક રત્નપીઠ કરાવ્યું. પ્રભુએ છદ્મસ્થપણે પરીસહોને સહન કરી અઢાર વર્ષ સુધી વિવિધ અભિગ્રહો ધારણ કરતાં કરતાં વિહાર કર્યો.

એ પ્રમાણે વિહાર કરતાં પ્રભુ એકદા સહસ્રામ્ર વનમાં આવ્યા. ત્યાં છઠ તપ કરી રાયણના વૃક્ષની નીચે કાયોત્સર્ગ કરીને રહ્યા. ધ્યાનમાં વર્તતાં શુક્લ ધ્યાનના બીજા પાયાને અંતે ઘાતિકર્મનો ક્ષય થતાં પોષમાસની શુક્લચતુર્દશીએ અભીચિ નક્ષત્રનો ચંદ્ર થતાં પ્રભુને નિર્મલ કેવલજ્ઞાન પ્રગટ થયું; જે જ્ઞાન ક્ષણવાર નારકીના જીવોને પણ પીડાનો નાશ કરવામાં ઔષધ રૂપ થઈ પડયું. અવધિજ્ઞાન વડે પ્રભુને કેવળજ્ઞાન થયાની ખબર

જાણીને ચોસઠ ઈન્દ્રોએ ત્યાં આવી એક યોજન પ્રમાણ પ્રદેશમાં સમવસરણ રચ્યું. દેવતાઓએ સંચાર કરેલા સુવર્ણ કમળઉપર ચરણને ધારણ કરતા પ્રભુએ પૂર્વ દ્વારથી તેમાં પ્રવેશ કર્યો. સમવસરણની મધ્યમાં રહેલા બે ગાઉ અને બસો ધનુષ્ય ઊંચા ચૈત્યવૃક્ષની પ્રભુએ પ્રદક્ષિણા કરી. 'તીર્થાયનમઃ' એમ બોલતા પ્રભુએ દેવચ્છંદાના મધ્ય ભાગમાં રહેલા પૂર્વાભિમુખ સિંહાસનને અલંકૃત કર્યું. પછી દેવ, અસુર અને મનુષ્ય સહિત ચતુર્વિધ સંઘ પોતપોતાના યોગ્ય દ્વારથી પ્રવેશ કરી યોગ્ય સ્થાનકે બેઠો. તે વખતે ભગવાન્‌ને નમસ્કાર કરી, અંજલિ જોડી શક્ર ઈન્દ્રે રોમાંચિત શરીરે નીચે પ્રમાણે પ્રભુની સ્તુતિ કરી.

"હે ભગવન્! આપે સર્વદા કષ્ટકારી એવી મન, વચન અને કાયાની ચેષ્ટાનો "સંહાર કરી શિથિલપણાથી મન રૂપી શલ્યને જુદું કરેલું છે. હે નાથ! તમારી "ઇન્દ્રિયો સમત પણ નથી તેમજ ઉચ્છૃંખલ પણ નથી, એમ સમ્યક્ પ્રકારે પ્રતિ-"પાદન કરીને તમે ઇન્દ્રિયોનો જય કરેલો છે. યોગના જે આઠ અંગ કહેલા છે તે તો "ફક્ત પ્રપંચ માત્ર છે, નહીં તો એ યોગ બાળપણાથી આરંભીને તમારી સાત્મ્યતાને "કેમ પ્રાપ્ત થાય? હે સ્વામિન્! લાંબા કાળથી સાથે રહેનારા વિષયોમાં તમને વિરાગ "છે અને અદૃષ્ટ એવા યોગમાં સાત્મ્યપણું છે; એ અમને તો અલૌકિક લાગે છે. "જેવો તમે અપકાર કરનાર ઉપર રાગ ધરો છો તેવો બીજાઓ ઉપકાર કરનાર ઉપર "પણ રાગ ધરતા નથી; અહો! તમારૂ સર્વ અલૌકિક છે! હે પ્રભુ! તમે હિંસક "પુરૂષોના ઉપર ઉપકાર કર્યો અને જે આશ્રિત હતા તેમની ઉપેક્ષા કરી; એવા તમારા "વિચિત્ર ચરિત્રને કોણ અનુસરી શકે? હે ભગવન્! પરમ સમાધિમાં તમે તમારા "આત્માને એવી રીતે જોડી દીધો છે કે જેથી 'હું સુખીછું કે દુઃખીછું અથવા સુખી "કે દુઃખી નથી' એમ તમારા મનમાં પણ આવતું નથી. જેમાં ધ્યાતા, ધ્યાન અને "ધ્યેય એ ત્રિપુટી એકાત્માને પામેલી છે એવા તમારા યોગના માહાત્મ્ય ઉપર "બીજાઓને કેમ શ્રદ્ધા આવે?"

આ પ્રમાણે સ્તુતિ કરીને ઇંદ્ર વિરામ પામ્યા; એટલે પ્રભુએ એક યોજન સુધી પ્રસરતી ગંભીર ગિરાથી દેશના આપવી શરૂ કરી.

"આ સંસાર એક વિપત્તિની ખાણરૂપ છે. એમાં પડતા મનુષ્યને પિતા, માતા, "મિત્ર, બંધુ કે બીજા કોઈ પણ શરણ રૂપ થતા નથી. ઇંદ્ર અને ઉપેંદ્રાદિ જેવા પણ "જે મૃત્યુના સપાટામાં આવે છે તે મૃત્યુને પણ પીડા કરનાર એવો કયો પુરૂષ શર-"ણેચ્છુ જનોને શરણ કરવા લાયક છે? અહા! આ સંસારમાં પિતા, માતા, બ્હેન, "ભાઈ અને પુત્રો જોઇ રહે છે, અને રક્ષણ વગરના આ જીવને તેનાં કર્મો યમરાજના "ગૃહમાં દોરીને લઈ જાય છે. મૂઢ બુદ્ધિવાળા પુરૂષો, પોતાના કર્મોથી મૃત્યુને પામતા "એવા સ્વજનને જોઇ શોક કરે છે, પણ તેઓ પોતાના આત્માને પણ કર્મો તેવીજ

"રીતે લઈ જશે' એમ શોક કરતા નથી. મોટા ભયંકર જંગલમાં મૃગના બચ્ચાંની જેમ "દુ:ખરૂપી દાવાનલની પ્રજ્વલિત જ્વાળાઓથી વિકરાળ એવા આ સંસારમાં પ્રાણીને "કોઈપણ શરણભૂત નથી. અષ્ટાંગ આયુર્વેદથી, સંજીવની ઔષધીઓથી અને મૃત્યુંજ- "યાદિક મંત્રોવડે પણ મૃત્યુથી રક્ષણ થતું નથી. ખડ્ગના પાંજરાના મધ્ય ભાગમાં રહેલા "અને ચતુરંગસેનાથી વિંટાયેલા મોટા રાજાને પણ યમરાજના કિંકરો રાંકની પેઠે "હઠથી ખેંચી જાય છે. જેમ પશુઓ મૃત્યુથી બચવાનો ઉપાય જાણતા નથી તેમ "વિદ્વાનો પણ જાણતા નથી, એ કેવી મૂઢતા કહેવાય? જેઓ ખડ્ગ માત્રના સાધનથી "પૃથ્વીને નિષ્કંટક કરે છે, તેઓ યમરાજની ભ્રુકુટીથી ભય પામીને મુખમાં આંગ- "ળીઓ ઘાલે છે, એ કેવી વિચિત્ર વાર્ત્તા! પાપ રહિત મુનિઓના ખડ્ગની ધારા જેવા "વ્રતો પણ મૃત્યુનો ઉપાય કરી શકતા નથી. અહા! શરણ વિનાનું, રાજા વિનાનું, "નાયક વિનાનું અને ઉપાય વગરનું આ જગત્ યમરાજરૂપી રાક્ષસથી ગળી જવાય "છે!! જે ધર્મરૂપ ઉપાય છે તે પણ મૃત્યુની સામે ચાલતો નથી; પણ તે ઉપાય શુભ "ગતિને આપનારો ગણાય છે; તેથી પ્રવ્રજ્યા રૂપ ઉપાયને ગ્રહણ કરીને જેમાં અક્ષય "સુખ છે એવા મોક્ષને માટે પ્રયત્ન કરવો."

આવી પ્રભુની દેશનાથી અનેક નરનારીઓએ તત્કાલ દીક્ષા લીધી, અને **વજ્રનાભ** વિગેરે એકસો ને સોળ ગણધરો થયા. તેમને વિધિ પ્રમાણે અનુયોગ અને ગણની અનુજ્ઞા આપીને પ્રભુએ શિક્ષારૂપ ધર્મદેશના આપી. પછી પ્રભુએ જન્મ, વ્યય અને ધ્રુવમય ત્રિપદી તેઓને કહી બતાવી, તે ત્રિપદીને અનુસારે તેમણે દ્વાદશાંગીની રચના કરી. થોડીવારે પૌરૂષી પૂર્ણ થઈ એટલે પ્રભુએ દેશના સમાપ્ત કરી. પછી રાજાએ બલિ મંગાવી. તેને ઉડાડી દેવતા, રાજા અને મનુષ્યો અનુક્રમે લઈ ગયા. પછી જગત્પતિ ત્યાંથી ઉઠીને વચલા કિલ્લામાં આવી ઈશાન દિશામાં રહેલા દેવછંદા ઉપર વિરાજમાન થયા. પ્રભુના ચરણપીઠ ઉપર બેસીને વજ્રનાભ ગણધર કે જેઓને લોકોએ કેવલી જેવા જાણેલા હતા અને જે શ્રુતકેવલી હતા તેમણે દેશના આપવા માંડી. જ્યારે બીજી પૌરૂષી પૂર્ણ થઈ ત્યારે તેમણે દેશના સમાપ્ત કરી. તે વખતે દેવતા વિગેરે સર્વે પ્રભુને નમસ્કાર કરી પોતપોતાને સ્થાનકે ગયા.

તેમના તીર્થમાં શાસનદેવતા તરીકે શ્યામ કાંતિવાળો, હાથીના વાહન ઉપર બેસનાર, બે દક્ષિણ ભુજાઓમાં બીજોરૂ અને અક્ષસૂત્ર ધારણ કરનાર અને બે વામ ભુજાઓમાં નકુલ અને અંકુશને રાખનાર **યક્ષેશ્વર** નામનો યક્ષ થયો, કે જે હમેશાં પ્રભુની પાસે સેવામાં તત્પર રહેતો હતો, અને શ્યામ વર્ણવાળી, કમળના આસનપર બેસનારી, બે દક્ષિણ ભુજામાં વરદ અને પાશને ધારણ કરનારી અને બે વામભુજામાં નાગ અને અંકુશ ધારણ કરનારી કાલિકા નામે એક નિત્ય પ્રભુની પાસે રહેનારી શાસનદેવતા થઈ. ચોત્રીશ અતિશયોએ યુક્ત એવા પ્રભુ ગ્રામ, આકર અને નગર વિગેરેમાં પ્રાણીઓને બોધ કરતા વિહાર કરવા લાગ્યા.

ત્રણ લાખ સાધુઓ, છ લાખ ને ત્રીશહજાર સાધ્વીઓ, નવહજાર ને આઠસો અવધિજ્ઞાનીઓ, એક હજાર ને પાંચશેં ચૌદ પૂર્વી, અગિયાર હજાર છસો ને પચાસ મનઃપર્યય જ્ઞાની, ચૌદહજાર વાદલબ્ધિવાળા, બે લાખ ને અઠયાસી હજાર શ્રાવકો અને પાંચ લાખ ને સત્યાવીશ હજાર શ્રાવિકાઓ-આટલો પરિવાર પ્રભુને પૃથ્વીમાં વિહાર કરતા કરતા થયો. કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પછી આઠ પૂર્વાંગ અને અઢાર વર્ષે ઊણા લાખ પૂર્વ વ્યતીત થયે સતે પોતાનો નિર્વાણકાલ સમીપ જાણીને પ્રભુ સમેતશિખર પર્વતે પધાર્યા. ત્યાં ઈંદ્ર સહિત દેવતાઓ અને રાજાઓએ સેવેલા પ્રભુએ એક હજાર મુનિઓની સાથે એક માસનું અનશન ગ્રહણ કર્યું. પછી ભવોપગ્રાહી કર્મને ભેદનારા એવા શૈલેશી ધ્યાનપર આરૂઢ થઈ અનંત ચતુષ્કને સિદ્ધ કરી ભગવાન્ અભિનંદન પ્રભુ, વૈશાખ માસની શુક્લ અષ્ટમીએ ચંદ્ર પુષ્ય નક્ષત્રમાં આવતાં એક સહસ્ર મુનિઓ સાથે મોક્ષપદને પ્રાપ્ત થયા.

કુમાર અવસ્થામા સાડાબાર લાખ પૂર્વ, રાજ્યમાં આઠ પૂર્વાંગ સહિત સાડીછત્રીશ લાખ પૂર્વ અને દીક્ષામાં આઠ પૂર્વાંગે ઊણા એક લાખ પૂર્વ-એકંદર પચાસ લાખ પૂર્વનું આયુષ્ય પ્રભુએ નિર્ગમન કર્યું. સંભવસ્વામીના નિર્વાણ પછી દશ લાખ ક્રોડ સાગરોપમ વીત્યા સારે અભિનંદન સ્વામી નિર્વાણપદને પામ્યા.

શ્રી અભિનંદન સ્વામીએ કાળ કર્યા પછી સુરઅસુરોએ તેમનો અને બીજા મુનિઓનો અગસંસ્કાર કર્યો, અને પ્રભુની દાઢો, દાંત અને અસ્થિ તેઓ પૂજનને માટે લઈ ગયા. પછી તેઓ નંદીશ્વર દ્વીપે જઈ શાશ્વત અર્હંતના બિંબોનો અષ્ટાન્હિક ઉત્સવ કરી પોતપોતાના દેવલોકમાં ગયા, અને નિર્વાણસ્થાનકે આવેલા રાજાઓ પોતપોતાની રાજધાનીઓમાં ગયા.

इत्याचार्यश्रीहेमचन्द्रविरचिते त्रिषष्ठिशलाकापुरुषचरिते
महाकाव्ये तृतीये पर्वणि श्रीअभिनंदनस्वामिचरित
वर्णनो नाम द्वितीयः सर्गः



# તૃતીય સર્ગ.

## શ્રી સુમતિનાથ ચરિત્ર.

આ અપાર સંસારરૂપી મહાસાગરને ઉતરવામાં સેતુ ( મર્યાદા ) રૂપ ઉત્કૃષ્ટ જ્ઞાનના હેતુ એવા શ્રી **સુમતિનાથ** ભગવાન્‌ને નમસ્કાર કરી, ભવ્ય પ્રાણીઓના કલ્યાણરૂપ વૃક્ષને ઉછેરવામાં નીકના જળ જેવું એ પ્રભુનું ચરિત્ર તેમના પ્રસાદથી કહેવામાં આવશે.

આ જંબૂદ્વીપમાં પુષ્કળ ઋદ્ધિથી પૂર્વવિદેહમાં તિલકરૂપ **પુષ્કલાવતી** નામે એક વિજય છે. તેમાં **શંખપુર** નામે એક સુંદર નગર છે. તેમાં મોટા ચૈત્ય અને હવેલીઓની વિચિત્ર ધ્વજાઓથી બધું આકાશ વ્યાપ્ત થયેલું રહે છે. તે નગરમાં વિજય કરનાર **વિજયસેન** નામે રાજા રાજ્ય કરે છે. ભુજવીર્યથી શોભનારા એ રાજાને સૈન્ય ફક્ત શોભાને માટેજ હતું. સર્વ અંતઃપુરની સ્ત્રીઓમાં આભૂષણરૂપ **સુદર્શના** નામે એક તેને પ્રિયા હતી, જે ચંદ્રની લેખાની જેમ હમેશાં સુદર્શના[1] હતી. રતિ સાથે કામદેવની જેમ વિસ્તૃત વૈભવવાળો વિજયસેનરાજા તેની સાથે ક્રીડા કરતો પોતાનો સમય નિર્ગમન કરતો હતો.

એક વખતે કોઈ ઉત્સવનો દિવસ આવતાં નગરના લોકો સર્વ સમૃદ્ધિ અને પરિવાર સહિત ઉદ્યાનમાં ક્રીડા કરવાને ગયા. તે વખતે જાણે મૂર્તિમાન્ રાજ્યલક્ષ્મી હોય તેવી સુદર્શના રાણી પણ છત્રચામરથી અલંકૃત એવી એક હાથિણી ઉપર બેસીને તે ઉદ્યાનમાં આવી, ત્યાં જાણે દિક્‌કન્યાઓ હોય તેવી અમુલ્ય આભૂષણોની શોભાને ધારણ કરનારી આઠ સ્ત્રીઓથી પરવરેલી કોઈ એક સ્ત્રી તેના જોવામાં આવી. અપ્સરાઓ જેમ ઈંદ્રાણીની ઉપાસના કરે તેમ એ આઠ વધૂઓએ ઉપાસના કરાયેલી એ સુંદર સ્ત્રીને જોઈને સુદર્શના પોતાના ચિત્તમાં પરમ વિસ્મય પામી. 'આ સ્ત્રી કોણ છે, અને તેની પાસે રહેલી બીજી આઠ બાળાઓ કોણ છે' એ જાણવા માટે દેવી સુદર્શનાએ પોતાના એક નાજરને તપાસ કરવાની આજ્ઞા આપી. ત્યાં જઈ પૂછી આવીને દેવી સુદર્શનાને તે કહેવા લાગ્યો—'હે મહારાજ્ઞિ! એ સ્ત્રી આ નગરના પ્રતિષ્ઠિત શ્રેષ્ઠી નંદિષેણની **સુલક્ષણા** નામે સ્ત્રી છે. એ સુલક્ષણાને બે પુત્રો છે, અને તે પ્રત્યેક પુત્રોને ચાર ચાર સ્ત્રીઓ છે. તે આઠ સ્ત્રીઓ દાસીની જેમ પોતાની સાસુની સેવા કરવાને અહીં સાથે આવેલી છે'. આ પ્રમાણે સાંભળીને સુદર્શના ચિત્તમાં વિચાર કરવા લાગી કે 'અહા ! આ શેઠાણીને ધન્ય છે કે જે પુત્રનું સુખ જુએ છે, અને જાણે નાગકન્યા હોય તેવી સ્વરૂપવાન અને કુલવાન આઠ પુત્રવધૂઓ જેની સર્વદા સેવા કરે છે. મારા જેવી

---

૧ મારૂં છે દર્શન જેનું એવી.

પુણ્ય રહિત સ્ત્રીને ધિક્કાર છે કે જેને પુત્ર કે પુત્રવધૂ કાંઈ નથી. જોકે હું મારા પતિને એક હૃદય રૂપ છું તોપણ મારૂં જીવિત વૃથા છે. આમ તેમ પોતાના હાથને ઉછાળતો અને ચારે તરફ ધૂળીથી ધૂસર થયેલો પુત્ર વૃક્ષ ઉપર વાનરની જેમ પુણ્યવંતી સ્ત્રીઓના ઉત્સંગમાંજ ક્રીડા કરે છે. ફૂળવિનાની વલ્લીની જેમ અને જળ વિનાના પર્વતની જેમ પુત્ર વિનાની સ્ત્રીઓ શોક કરવા લાયક અને નિંદવા લાયક છે. જે સ્ત્રીઓને પુત્રના જન્મ, નામ, ચૌલ અને વિવાહાદિ સંસ્કારના મહોત્સવોની પ્રાપ્તિ નથી તે સ્ત્રીઓને બીજા ઉત્સવો શા કામના છે !'

આ પ્રમાણે વિચારતી સુદર્શના દેવી હિમથી પીડાયેલી પદ્મિનીની પેઠે કરમાઈ ગયેલ મુખવાળી થઇ ખેદ સહિત પોતાના ભુવનમાં પાછી આવી. પોતાની પ્રિય સખીઓને વિદાય કરી જાણે વ્યાધિવાળી હોય તેમ નિઃશ્વાસ મૂકતી શય્યા ઉપર પડી. ત્યાં તે કાંઈપણ બોલતી નહોતી, ખાતી નહોતી અને કાંઈ શૃંગાર પણ કરતી નહોતી. કેવળ રત્નની પુતળીની જેમ શૂન્ય મનથી પડી રહેલી હતી. પરિવારના મુખથી તેની તેવી સ્થિતિ જાણીને મહારાજા વિજયસેન ત્યાં આવી પ્રેમયુક્ત કોમળ ગિરાવડે કહેવા લાગ્યા– 'હે દેવિ ! હું પોતે તારે આધીન છતાં તારો કયો મનોરથ અપૂર્ણ છે કે જેથી મરૂસ્થળમાં પડેલી હંસલીની જેમ તું તરફડે છે ? શું તને કાંઇ અંતરની પીડા છે ? અથવા કોઈ નવીન વ્યાધિ થયેલ છે ? વા કોઇએ તારી આજ્ઞા ઉલ્લંઘન કરી છે ? કે તેં કોઈ દુઃસ્વપ્ન જોયેલુ છે ? વા કોઇ બાહ્ય કે અભ્યંતર અપશુકન થયેલ છે ? જે કાંઈ પણ તને ખેદ થવાનું કારણ હોય તે કહી દે. મારી પાસે તારે કાંઇપણ છાનું રાખવું ન જોઈએ.' સુદર્શના નિઃશ્વાસ મૂકી ગદ્‌ગદ સ્વરે બોલી–'હે પ્રિયનાથ ! તમારા પ્રસાદથી તમારી જેમ મારી આજ્ઞાને કોઈએ પણ ખંડિત કરી નથી, તેમ આધિ, વ્યાધિ, દુઃસ્વપ્ન, અપશુકન કે બીજુ કાંઈ પણ મને પીડા કરતું નથી, પણ એક બાબત મને ઘણી પીડા કરે છે, તે એ છે કે જ્યાં સુધી આપણે પુત્રનું મુખ જોયુ નથી ત્યાં સુધી રાજ્યસંપત્તિ, વિષયસુખ અને આપણી બંનેની પ્રીતિ એ સર્વ વ્યર્થ છે. જેમ નિર્ધન પુરૂષ લક્ષ્મીવાનની લક્ષ્મીને જોઇને તેની ઈચ્છા રાખે છે તેમ પુત્રવાળાના પુત્રોને જોઈને હું પણ તેવી રીતેજ ઈચ્છા રાખું છું, એ કેટલીબધી ખેદની વાત છે ! જો આપણે મનરૂપી તાજવામાં એક તરફ સર્વ સુખ અને એક તરફ પુત્રપ્રાપ્તિનું સુખ રાખીને તોળશું તો તેમાં પુત્રપ્રાપ્તિનું સુખ અધિક થશે. વનમાં પુત્ર પરિવાર સાથે ફરતા એવા મૃગાદિક પશુઓ સારા છે, પણ પુત્ર રહિત એવા આપણને ધિક્કાર છે ! કારણકે તેમનાથી પણ આપણું ભાગ્ય અલ્પ છે.'

પછી રાજા બોલ્યો–'હે દેવિ ! તમે ધીરા થાઓ, દેવતાનું આરાધન કરીને હું તમારો મનોરથ થોડા સમયમાં પૂર્ણ કરીશ. જે પરાક્રમથી અસાધ્ય છે, જે બુદ્ધિથી અગોચર છે, જે મંત્રોનો વિષય નથી, જે તંત્રથી દૂર છે, અને બીજા ઉપાયોથી પણ જે

અગમ્ય છે તેવા પુરૂષાર્થને પ્રસન્ન થયેલા દેવીદેવતાઓ સાધી આપે છે. હે માનિની ! આ તમારો મનોરથ હવે સિદ્ધ થઈ ચુક્યો છે એમજ જાણો, હવે શોક શામાટે કરો છો ? હું પુત્રને માટે ઘણું કરીને આપણી કુલદેવીની પાસેજ જઈને બેસીશ.'

એવી રીતે રાણીને ધીરજ આપી વિજયસેન રાજા સ્નાન કરી, પવિત્ર વેષ પહેરી પોતાના મંદિરમાંથી નીકળી કુલદેવીના સ્થાનમાં ગયો. ત્યાં તે કુળદેવતાની પૂજા કરી પુત્રનો લાભ થાય ત્યાંસુધી અન્નપાનનો ત્યાગ કરીને દૃઢ નિશ્ચય ધરાવી બેઠો. જ્યારે છઠ્ઠો ઉપવાસ થયો ત્યારે કુલદેવી પ્રત્યક્ષ થઈ, અને 'હે મહીપતિ ! વરદાન માગ' એમ પ્રસન્ન થઈને કહ્યું. રાજા વિજયસેન દેવીને નમસ્કાર કરીને બોલ્યા-'હે કુલદેવી ! આપ પ્રસન્ન થઈને સર્વ પુરુષમાં ઉત્કૃષ્ટ એવા પુત્રલાભને આપો.' 'દેવલોકમાંથી ચવીને કોઈ ઉત્તમ દેવતા તમારો પુત્ર થશે ' એવું વરદાન આપી કુલદેવી તત્કાલ અંતર્ધાન થઈ ગઈ. રાજાએ દેવીના આપેલા વરદાનની વાર્ત્તા પોતાની પ્રિયાને કહી. તેથી મેઘની ગર્જનાથી બગલીની જેમ તે વાર્ત્તાથી રાણી ઘણો હર્ષ પામી. બીજેજ દિવસે ઋતુસ્નાત થયેલા સુદર્શના દેવીની કુક્ષિમાં દેવલોકમાંથી ચ્યવીને કોઇ મહર્દ્ધિક દેવતા ઉત્પન્ન થયો. તે વખતે સુતેલા મહાદેવીએ કેશરના જેવી રાતી કેશરાવાળો એક કિશોર કેશરીસિંહ પોતાના મુખમાં પ્રવેશ કરતો જોયો. તરતજ ભય પામેલા રાણીએ શય્યા ઉપરથી બેઠા થઇને પોતાના મુખમાં થયેલા સિંહના પ્રવેશની સ્વપ્નવાર્ત્તા રાજાને કહી. એ સાંભળી મહારાજા બોલ્યા–'હે દેવિ ! આ સ્વપ્નાએ કુલદેવીના વરદાનરૂપી વૃક્ષનું એવું ફળ પ્રકાશિત કર્યું છે કે સિંહના જેવો પરાક્રમી તમારે એક પુત્ર થશે.' આવો સ્વપ્નનો વિચાર સાંભળી રાણી ઘણા ખુશી થયા, અને બાકીની રાત્રિ શુભ કથાઓ કરતાં જાગ્રતપણેજ નિર્ગમન કરી.

ઉત્તમ સરિતાના જળમાં સુવર્ણના કમળની જેમ દેવીની કુક્ષિમાં તે ગર્ભ દિવસે દિવસે વધવા લાગ્યો. એક વખતે દેવી પોતાને ઉત્પન્ન થયેલા દોહદ મહારાજાને કહેવા લાગ્યા કે-'હું સર્વ પ્રાણીઓને અભય આપવાને ઈચ્છુ છુ, સર્વ નગર વિગેરેમાં અમારીઘોષણા કરવાને ઈચ્છુ છુ, અને સમગ્ર જિનચૈત્યોમાં અષ્ટાન્હિક ઉત્સવો કરવાની અભિલાષા રાખું છું.' રાજાએ કહ્યું–'હે દેવિ ! ગર્ભના પ્રભાવથી કુલદેવીના વરદાનને અને સ્વપ્નાર્થને સત્ય કરનાર એવા આ તમારા દોહદ છે. ઉત્તમ ઈચ્છાવાળા ! ગર્ભના પ્રભાવથીજ તમારી આવી ઈચ્છા થઇ છે, કારણકે **પ્રતિમાનો પ્રભાવ અધિષ્ઠાયક દેવને ઉચિતજ થાય છે.**' આ પ્રમાણે કહીને રાજાએ ભય પામેલાઓને અભયદાન આપ્યુ, પટહ વગડાવીને સર્વ ઠેકાણે અમારીઘોષણા પ્રવર્ત્તાવી, અને અષ્ટપ્રકારી પૂજાથી તથા દિવ્ય સંગીતથી દરેક ચૈત્યોમાં અષ્ટાન્હિક ઉત્સવો કરાવ્યા.

એ દોહદ પૂર્ણ થવાથી પૂર્ણચંદ્રના જેવા ઉજ્વળ મુખવાળી દેવી પ્રસન્ન થઈ, અને સમય આવ્યો ત્યારે વેલ જેમ ફળને જન્મ આપે તેમ એક પુત્રરત્નને તેણે જન્મ

આપ્યો. તે વખતે સર્વ રાજાઓમાં શિરોમણિ વિજયસેન રાજાએ ચિંતામણિ રત્નની જેમ ઉદ્‌ઘોષણા કરાવીને યાચકોને ઈપ્સિત દાન આપવા માંડ્યું, અને હૃદયરૂપ સમુદ્રને ચંદ્ર સમાન મોટો મહોત્સવ કર્યો. તે પછી તેવીજ રીતે સ્વજનોની જેમ નગરજનોએ પણ મહોત્સવ કર્યો. પછી દેવીના સ્વપ્નને અનુસરીને મહારાજાએ પુત્રનું 'પુરૂષસિંહ' એવું મનોહર નામ પાડ્યું. અનુક્રમે વૃદ્ધિ પામી વિશાળ ભુજાવાળો એ કુમાર રૂપથી, કળાથી અને કુળથી પોતાને સદૃશ એવી રાજાઓની આઠ કન્યાઓ પરણ્યો. અપ્સરાઓની સાથે દેવની જેમ તેઓની સાથે વિજયસેન રાજાનો કુમાર ક્ષણે ક્ષણે ક્રીડા કરતો વિષયસુખ ભોગવવા લાગ્યો.

એક વખતે જાણે સાક્ષાત્ વસંત હોય અથવા જાણે સાક્ષાત્ વસંતનો મિત્ર કામદેવ હોય તેવો એ કુમાર સ્વેચ્છાથી ક્રીડા કરવાને ઉદ્યાનમાં ગયો. ત્યાં રૂપથી અને શમથી આનંદનો જય કરનાર **વિનયનંદન** નામના સૂરિને સમોસરેલા તેણે જોયા. તેમને જોતાંજ જાણે અમૃતનું પાન કર્યું હોય તેમ કુમારનાં લોચન, હૃદય અને બીજાં અંગો પણ પૂર્ણ વિકાશ પામ્યાં. ક્ષણવાર તેમને નીરખી રાજકુમાર વિચારવા લાગ્યો કે 'જેવું વેશ્યાની પાસે રહીને સતીવ્રતનું પાળવું, ચોરની પાસે રહીને નિધાનનું ગોપવવું, યુવાન માર્જારની પાસે રહીને અમૃતના આસવનું રક્ષણ કરવું અને ડાકણની પાડોશમાં રહીને પોતાની કુશળતા સાચવવી મુશ્કેલ છે, તેવીજ રીતે આ મુનિનું અનુપમ રૂપ અને યૌવનવય જોતાં વિષયવૃત્તિરૂપ ઉન્માદનો હેતુ ઉદય પામે તેવું જણાય છે તેછતાં આવા કઠિણ વ્રતનું ધારણ કરવું દેખાય છે તે તેવુંજ મુશ્કેલ છે. હેમંતઋતુમાં હિમ, ગ્રીષ્મઋતુમાં સૂર્યનો તાપ અને વર્ષાઋતુમાં ઝંઝાવાત સહન થઇ શકે પણ યૌવનમાં કામદેવનો ઉપદ્રવ સહન થઈ શકતો નથી. તે છતાં આવા કામદેવને જીતનારા મુનિ, આજે પુણ્યાનુબંધી પુણ્યથી ભાગ્યયોગે મારા જોવામાં આવ્યા છે કે જેઓ માતા, પિતા કે ગુરૂ હોય તેમ મને પ્રીતિ ઉત્પન્ન કરે છે.' આ પ્રમાણે વિચાર કરી રાજકુમાર સત્વર તેમની પાસે આવ્યો, અને હૃદયને આનંદ આપનારા એ વિનયનંદન મુનિને તેણે વંદના કરી. મુનિએ કલ્યાણરૂપી અંકુરને ઉત્પન્ન કરવામાં મેઘવૃષ્ટિ જેવી ધર્મલાભરૂપ આશિષ આપીને રાજપુત્રને આનંદિત કર્યો. પછી કુમાર નમસ્કાર કરી બોલ્યો—'હે મુનિરાજ! નવયૌવનવાન્ છતાં તમે આવું વ્રત ધારણ કરેલું છે તે જોઇને મને આશ્ચર્ય થાય છે. આવી વયમાં તમે યત્ન પૂર્વક વિષયોથી વિમુખ થયાછો તે વિષયોના કિમ્પાકના ફળની જેવા માઠા વિપાક હું પણ જાણું છું. આ સંસારમાં હું પણ કિંચિત્ માત્ર સાર જોતો નથી, પરંતુ તેવા સંસારનો પરિહાર કરવાને આપના જેવા વિરલા પુરૂષોજ ઉદ્યુક્ત થાય છે. હે સ્વામી ! આપ આ સંસાર તરવાનો ઉપાય મને બતાવો અને સાર્થવાહ જેમ વટેમાર્ગુને લઈ જાય, તેમ તમે મને તમારે માર્ગે લઈ જાઓ. હે મહા મુનિ ! કાંકરાને શોધતાં જેમ પર્વત ઉપરથી માણિક્ય મળી જાય, તેમ ક્રીડા કરવાને આવેલા મને અહીં તમે પ્રાપ્ત થયાછો.'

આવી રીતે જ્યારે રાજકુમારે કહ્યું ત્યારે કામદેવના શત્રુ એવા એ મહામુનિ નવીન મેઘના જેવી ગંભીર ગીરાથી આ પ્રમાણે બોલ્યા–"જેમ માંત્રીક પુરૂષને સર્વ ભૂત પિશાચ શાંતિને માટે થાય છે તેમ વૈરાગ્યવાન્ પુરૂષને યૌવન, ઐશ્વર્ય અને રૂપાદિક જે મદનાં સ્થાન છે તે શાંતિને માટે થાય છે; શ્રી ભગવંતે સંસાર રૂપ સમુદ્રને તરવામાં ઉત્તમ વહાણની જેવો યતિધર્મ કહેલો છે. એ યતિધર્મ સંયમ,[1] સત્ય, શૌચ,[2] બ્રહ્મચર્ય, અપરિગ્રહ, તપ, ક્ષમા, મૃદુતા,[3] આર્જવ[4] અને મુક્તિ[5] એ દશ પ્રકારનો છે. પ્રાણાતિપાત નિવૃત્તિ એ સંયમ; અસત્ય વચનનો પરિહાર કરવો તે અમૃષાવાદ; અદત્તાદાન ( ચોરી ) વર્જીને સંયમની શુદ્ધિ રાખવી તે શૌચ; નવ ગુપ્તિ સહિત કામ–ઈંદ્રિયનો સંયમ કરવો તે બ્રહ્મચર્ય; શરીર વિગેરેમાં પણ મમતારહિતપણું તે અકિંચનતા, અનશન, ઔનોદરી, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, તનુક્લેશ અને સંલીનતા એ છ પ્રકારે બાહ્યતપ અને પ્રાયશ્ચિત્ત, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, વિનય, કાયોત્સર્ગ અને શુભધ્યાન એ છ પ્રકારે આભ્યંતર તપ –તે બંને મળી બાર પ્રકારે તપ; શક્તિ વા અશક્તિ છતાં ક્રોધનો નિગ્રહ કરી સહન કરવું તે ક્ષમા; માનનો જય કરી મદના દોષનો ત્યાગ કરવો તે મૃદુતા; માયાને જીતીને મન, વચન, કાયાથી વક્રતાને છોડી દેવી તે આર્જવ; અને બાહ્ય તથા અભ્યંતર વસ્તુઓમાં તૃષ્ણાનો વિચ્છેદ તે મુક્તિ; એ દશ પ્રકારનો ધર્મ સંસારસમુદ્રથી પાર ઉતારવામાં સમર્થ છે, અને એ નિર્દોષ ધર્મ ચિંતામણિ રત્નની જેમ આ જગત્માં પુણ્યથીજ પ્રાપ્ત થાય છે."

આ પ્રમાણે મુનિરાજની વાણી સાંભળી રાજકુમાર પુરૂષસિંહ વિનય પૂર્વક આ પ્રમાણે બોલ્યો–"હે પ્રભુ ! નિર્ધનને ધનનો ભંડાર બતાવવાની જેમ આપે આ ધર્મ મને સારી રીતે બતાવ્યો છે. પણ એ ધર્મ ગૃહવાસમાં રહીને આચરી શકાતો નથી; કારણકે ગૃહવાસ સંસારરૂપી વૃક્ષનો એક ઉત્તમ દોહદ છે. પણ હે ભગવંત ! આ સંસાર રૂપી દુર્ગ્રામના નિવાસથી હું તો ઉદ્વેગ પામ્યો છુ, માટે મને ધર્મરાજાની રાજધાની રૂપ દીક્ષા આપો." રાજપુત્રનાં એ વચન સાંભળી વિનયનંદન સૂરિ બોલ્યા–"હે રાજકુમાર ! આ તમારો મનોરથ ઘણો શ્રેષ્ઠ અને પુણ્યસંપત્તિને સાધનારો છે. મોટી બુદ્ધિવાળા, વિવેકી અને દૃઢ નિશ્ચય રાખનારા હે મહાસત્વ ! તમે વ્રતનો ભાર ધારણ કરવાને યોગ્ય છો તેથી તમારો મનોરથ અમે પૂર્ણ કરશું. પરંતુ પ્રથમ તમે નગરમાં જઈ તમારા પુત્રવત્સલ માતાપિતાની રજા લઈને આવો; કારણકે જગત્માં પ્રાણીને પહેલા ગુરૂ માતાપિતા છે.' મુનિનાં એવાં વચન સાંભળી પુરૂષસિંહ નગરમાં ગયો, અને માતાપિતા પાસે જઈ પ્રણામ કરી અંજલિ જોડી દીક્ષા લેવાની આજ્ઞાને માટે વિજ્ઞપ્તિ કરી. પુત્રનું એવું વચન સાંભળી તેઓએ કહ્યું–"હે વત્સ ! આ વખતે તને દીક્ષા લેવી યુક્ત નથી. કારણકે પંચ મહાવ્રતનો ભાર વહન કરવો ઘણો મુશ્કેલ છે. સંયમી પુરૂષને પોતાના દેહમાં પણ મમતા

---

૧ અહિંસા ૨ અચૌર્ય ૩ નિરભિમાનતા ૪ સરળતા ૫ નિર્લોભતા

છોડી અને રાત્રિભોજનથી વિરામ પામી, બેંતાલીશ દોષોથી રહિત એવા પિંડનું ભોજન કરવું પડે છે. નિત્ય ઉદ્યોગી, મમતા રહિત, પરિગ્રહે વર્જિત અને ગુણમાં તત્પર એવા મુનિને પાંચ સમિતી અને ત્રણ ગુપ્તિઓ સર્વદા ધારણ કરવી પડે છે. વળી વિધિપૂર્વક માસાદિક પ્રતિમા તથા દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને અનુસરીને અનેક પ્રકારના અભિગ્રહો કરવા પડે છે. યાવજ્જીવિત સ્નાનનો ત્યાગ, પૃથ્વી ઉપર શયન, કેશનો લોચ, શરીરનો અસત્કાર, ગુરૂકુલમાં સદાનિવાસ, પરીષહ અને ઉપસર્ગોની અનુમોદન સહિત સહનતા અને અઢાર હજાર શીલના અંગનું અવધારણ, ઈત્યાદિક સર્વ નિયમો દીક્ષા લેવાથી પાળવા પડે છે. હે સુકુમાર કુમાર ! એ પ્રમાણેના નિરંતર નિયમો પાળવા તે લોઢાના ચણા ચાવવા છે, બે હાથથી અપાર સમુદ્રને તરવાનો છે, ખડ્ગની તીક્ષ્ણ ધારા ઉપર ચરણથી ચાલવાનું છે, અગ્નિની જ્વાળાનું પાન કરવાનું છે, ત્રાજવા ઉપર મેરૂપર્વત તોળવાનો છે, મોટી નદી સામેપૂરે તરવાની છે, એકલે પડે ખલવાનું, શત્રુઓનું સૈન્ય જીતવાનુ છે, અને ફરતા ચક્ર ઉપર રહેલ રાધાવેધ કરવાનો છે. ગ્રહણ કરેલી દીક્ષા જે યાવજ્જીવિત પાળવી તેજ મોટું સત્વ, તેજ અગાધ ધૈર્ય, તેજ મોટી બુદ્ધિ અને તેજ મોટુ બળ છે."

આ પ્રમાણે માતાપિતાનાં વચન સાંભળી રાજકુમાર પ્રસન્ન થઈ બોલ્યો-"હે પૂજ્યપાદ ! આપ કહો છો તે બરાબર છે. દીક્ષા પાળવી તેવીજ કઠિણ છે, પણ હું આપને વિજ્ઞપ્તિ કરૂં છું કે સંસારમાં નિવાસ કરવાથી ઉત્પન્ન થતા કષ્ટોની આગળ દીક્ષાનું કષ્ટ એક સોમો ભાગ પણ નથી. વચનથી ન કહી શકાય અને શ્રવણથી ન સાંભળી શકાય તેવી પ્રત્યક્ષ નરકની વેદના તો દૂર રહી, પણ આ લોકમાં નિરપરાધી તિર્યંચ જાતિને બંધન, છેદન અને તર્જનાદિકની દુઃસહ પીડાઓ; મનુષ્યોને કુષ્ટાદિક વ્યાધિઓની પીડા, કેદખાનુ, અંગનું કતરાવુ, ત્વચા ઉખડાવવી, શરીર બાળી દેવું અને મસ્તક છેદન કરવુ ઈત્યાદિક વેદનાઓ, અને સ્વર્ગવાસી દેવતાઓને પ્રિયજનોનો વિયોગ, શત્રુથી પરાભવ અને ચ્યવનના જ્ઞાનથી થતું દુઃસહ દુઃખ જોવામાં આવે છે." રાજકુમારે પોતાના માતાપિતાને આ પ્રમાણે કહ્યું, ત્યારે પુત્રને સાબાશી આપી ખુશી થઈને તેઓએ વ્રત લેવાની આજ્ઞા આપી. પછી પિતાએ હર્ષથી જેનો નિષ્ક્રમણમહોત્સવ કરેલો છે એવો રાજપુત્ર ફળનો અર્થી જેમ વનસ્પતિ પાસે જાય તેમ દીક્ષાને અર્થે મુનિની પાસે આવ્યો. ત્યાં સામાયિક ઉચ્ચરી પુરૂષસિંહ કુમારે વિનયનંદન મુનિના ચરણકમળની પાસે ભવસાગર તરવામાં નાવિકારૂપ દીક્ષા ગ્રહણ કરી. પ્રમાદરહિત સર્વ પ્રાણીની રક્ષા કરતા એ રાજકુમારે રાજની જેમ દૃઢપણે દીક્ષાનું પ્રતિપાલન કર્યું; તે સાથે વીશ સ્થાનકોમાંથી કેટલાએક સ્થાનકો આરાધીને તેણે ઉજ્વળ એવું તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું. ઘણા કાળ પર્યંત વિહાર કરી છેવટે અનશનથી કાળ કરીને વૈજયંત વિમાનમાં મહર્દ્ધિક દેવતાપણે ઉત્પન્ન થયો.

આ જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રની અંદર મોટી સંપત્તિઓના સ્થાનરૂપ **વિનીતા** નામે નગરી છે. જાણે બીજા દ્વીપોમાંથી ચંદ્રોના બિંબ લાવીને રચેલા હોય તેવા રૂપાના કાંગરાથી એ નગરીની આસપાસ એક મોટો કિલ્લો શોભતો હતો. અનેક પ્રકારનાં રત્નોના ભંડાર રૂપ એ નગરીમાં રાજાઓએ રક્ષાને માટે એક બીજો રૂપાનો કિલ્લો કરેલો હતો તે જાણે શેષનાગ કુંડલાકારે થઈ તેની રક્ષા કરતો હોય તેમ જણાતો હતો. ત્યાં રહેલા ચુનાદાર મહેલોના રત્નના છજા ઉપર પડતા ચંદ્રના પ્રતિબિંબને ગૃહના માર્જાર દહીંનો પિંડ જાણીને ચાટતા હતા. ત્યાં ક્રીડાના શુકપક્ષીઓ ઘેરઘેર ' અર્હંતદેવ અને સાધુ ગુરૂ' એમ પઢતા હતા, અને તેનેજ સાંભળતા હતા. દરેક વાસગૃહમાં બાળવામાં આવતા અગરૂધૂપમાંથી નીકળતી ધૂમાડાની શ્રેણીઓ આકાશમાં તમાલ વૃક્ષના વનનો દેખાવ વિસ્તારતી હતી. જળના રેંટમાંથી ઉછળતા બિંદુઓથી છવાઈ રહેલા ત્યાંના ઉદ્યાનોની અંદર જાણે શીતથી ભય પામતા હોય તેમ સૂર્યકિરણો કદાપિ પેસી શકતા નહીં. એ નગરીમાં ઈક્ષ્વાકુ વંશમાં તિલકરૂપ મેઘ નામે રાજા હતો, જે મહામેઘની પેઠે સર્વ જગત્‌ને આનંદ આપતો હતો. એ રાજાની રાજલક્ષ્મી યાચકોને કૃતાર્થ કરવાને માટે સદૈવ આપવામાં આવતી હતી, તે છતાં પણ નીકના જળની પેઠે તે અતિશય વૃદ્ધિ પામતી હતી. બીજા રાજાઓ આવીને પાંચ અંગથી પૃથ્વીનો સ્પર્શ કરી મેઘરાજાને નમતા હતા અને વસ્ત્ર, અલંકાર તથા રત્નાદિકના ભેટણાથી તેનું અર્ચન કરતા હતા. મધ્યાન્હનો સૂર્ય જેમ દેહની છાયાનો સંકોચ કરે તેમ તેનો પ્રસરતો પ્રતાપ શત્રુઓની લક્ષ્મીનો સંકોચ કરતો હતો. મોટી સમૃદ્ધિથી, મોટી શક્તિથી અને મોટા પ્રભાવથી ચોસઠ ઈંદ્રો ઉપરાંત જાણે પાંસઠમો ઈંદ્ર હોય તેવો તે રાજા જણાતો હતો.

એ રાજાને મંગળીકના સ્થાનરૂપ **મંગળા** નામે એક પત્ની હતી. એ શીલવતી રાણી જાણે દેહધારી કુલલક્ષ્મી હોય તેવી જણાતી હતી. એ રાણી નિરંતર પોતાના પતિના હૃદયમાં રહેતી હતી, અને રાજા તેણીના હૃદયમાં રહેતો હતો. વાસગૃહ વિગેરેમાં તો તેમનો ફક્ત બહિરંગ માત્રજ નિવાસ હતો. ગૃહમાં કે ઉદ્યાન વિગેરેમાં એ મહારાણી સંચાર કરતી, ત્યાં પણ પોતાના પતિનું દેવતાથી અધિક ધ્યાન કરતી હતી. એ વિશાળ લોચનવાળી કાંતાએ પોતાનાં રૂપ, લાવણ્ય અને સૌભાગ્યથી દેવાંગનાને તો દાસીરૂપ કરી હતી, અને પોતાના સુંદર મુખથી ચંદ્રને પણ દાસ કર્યો હતો. તેણીનું અધિક ઉજ્વળ રૂપ અને લાવણ્ય, આંગળી અને મુદ્રિકાની જેમ પરસ્પર એક બીજાને શોભાવતા હતા. ઇંદ્રાણીની સાથે ઇંદ્રની જેમ એ દેવી સાથે ભોગ ભોગવતા એ રાજાને અક્ષય પ્રીતિ બંધાણી હતી.

હવે પુરૂષસિંહનો જીવ જે વૈજયંત વિમાનમાં ગયેલો છે તે તેત્રીશ સાગરોપમનું આયુષ્ય ભોગવી શ્રાવણ માસની શુક્લ દ્વિતીયાને દિવસે મઘા નક્ષત્રમાં ચંદ્ર આવતાં ત્યાંથી ચવીને મંગલાદેવીની કુક્ષિમાં અવતર્યો. તે વખતે મંગલાદેવીએ તીર્થંકરના

જન્મને સૂચવનારાં ગજેંદ્ર વિગેરે ચૌદ મહા સ્વપ્નો જોયાં, અને પૃથ્વી જેમ નિધાનને ગૂઢ રીતે ધારણ કરે તેમ મંગલાદેવીએ ત્રણ ભુવનના આધારરૂપ ગર્ભને ધારણ કર્યો.

તે દરમીયાન કોઈ ધનાઢય વ્યાપારી પોતાની બે સરખી વયની સ્ત્રીઓને સાથે લઈને વ્યાપાર કરવાને માટે એ નગરીથી દૂર દેશાંતર ગયો. માર્ગમાં તેની એક પત્નીએ પુત્રને જન્મ આપ્યો. તે પુત્રને બંને સપત્નીઓ ( શોક્યો ) એ સમદૃષ્ટિએ ઉછેરીને મોટો કર્યો. પરંતુ એ વ્યાપારી દેશાંતરમાંથી ધન ઉપાર્જીને પાછો ફરતાં માર્ગમાંજ મૃત્યુ પામ્યો. **'દૈવની ગતિ મહા વિષમ છે.'** શોકથી અશ્રુને વર્ષાવતી દીન થઈ ગયેલા મુખવાળી બને સ્ત્રીઓએ પોતાના પતિનો અગ્નિસંસ્કાર કરાવીને ઔર્ધ્વદેહિક ક્રિયા કરી. પછી તે માંહેલી એક કપટવાળી સ્ત્રી, "આ પુત્ર અને ધન મારાં છે" એમ કહેતી પુત્રની ખરી માતાની સાથે કજીઓ કરવા લાગી. તેઓમાંથી એક ખરી પુત્રમાતા, પુત્ર અને ધનનું ક્ષેમ અને બીજી કપટી માતા પુત્ર અને ધનનો યોગ ઈચ્છતી હતી. તે બંને ત્યાંથી સત્વર અયોધ્યા નગરીમાં આવી. ત્યાં તે બંનેએ પોતાના કુળમાં, બીજા કુળમાં અને ન્યાયના ધર્માસન પાસે પણ ફરીયાદી કરી; પરંતુ તેઓનો કજીઓ તેઓનાથી જરા પણ પત્યો નહીં. ત્યાંથી વિવાદ કરતી તે બંને રાજા પાસે આવી. રાજાએ સભામાં બોલાવીને તેમને વાદનું કારણ પૂછ્યું. પ્રથમ પુત્રની અપર માતાએ રાજાને કહ્યું–"હે મહારાજા ! આ અમારો કજીઓ આ નગરમાં સર્વ ઠેકાણે કહેવામાં આવ્યો છે, પણ કોઇએ તેનો ઉચ્છેદ કર્યો નથી. કારણકે પરદુઃખથી બીજા કોણ દુઃખી થાય ? પૃથ્વીમાં પરસુખે સુખી અને પરદુઃખે દુઃખી એવા તો આપ ધર્મરાજા છો, તેથી વ્યાજબી ન્યાય મળશે એમ ધારીને હું આપની શરણે આવી છુ. આ મારો ઔરસ પુત્ર છે ને મેં આને સરખી રીતે ઉછેર્યો છે, તેથી આ સર્વ ધન પણ મારૂજ છે; કારણકે જેનો પુત્ર તેનુંજ ધન કહેવાય." પછી પુત્રની ખરી માતા બોલી–"હે કૃપાળુ રાજા ! આ પુત્ર અને ધન મારાં છે. આ મારી શોક્ય સંતાન વગરની છે. તે દ્રવ્યના લોભથી મારી સાથે કલેશ કરે છે. પ્રથમ મારા પુત્રનું મારી સાથે એ પણ પાલન કરતી હતી તે વખતે મેં સરલતાથી તેને તેમ કરતી અટકાવી નહીં, તેથી અત્યારે સ્નેહથી પગ પાસે સુવારતા ઓશીકાને પકડનારી થઈ પડી છે. માટે હે મહારાજા ! આપ ન્યાય કરવા સજજ થાઓ, આ કજીઓ આપનેજ પતાવવો જોઇશે, રાજા તપાસ કરીને વા તપાસ કર્યા વગર જે કાંઈ ફેસલો આપે છે તે પ્રાયે ફરતો નથી." આ પ્રમાણે બંને સ્ત્રીઓ કહી રહી ત્યારે રાજા બોલ્યો –"આ બે સ્ત્રીઓ જાણે એક ડીટમાંથી ચ્યવી હોય તેમ બરાબર સરખી છે. બંને સ્ત્રીઓ જ્યારે વૈસદૃશ રૂપવાળી હોય ત્યારે જેની સાથે પુત્રની આકૃતિ મળતી આવે તેનો એ પુત્ર છે એમ અનુમાન કરી શકાય, પણ આ પુત્ર તો બંનેના આકાર સાથે મળતો છે, તેથી એ અનુમાન પણ થઈ શકે તેમ નથી. વળી આ બાળક બોલી પણ જાણતો નથી તો પછી આ માતા છે ને આ વિમાતા છે એવા જ્ઞાનની તો વાતજ શી કરવી !"

આ કજીઆનો નિર્ણય કરવાને ચકિત થઈ એ પ્રમાણે કહેતા એવા રાજાને એ વિચારમાં ને વિચારમાં નિત્યકૃત્ય કરવાનો મધ્યાન્હ કાળ થઈ ગયો. પછી સભાસદોએ કહ્યું–"હે પ્રભુ ! આ બંનેનો વિવાદ વજ્રગ્રંથીની જેમ દુર્ભેદ્ય હોવાથી છમાસે પણ અમારાથી તે ભેદી શકાણો નથી, માટે હાલ આપનો નિત્યકૃત્યનો વખત થયો છે તો તે નિર્ગમન થવો ન જોઈએ, ક્ષણ પછી ફરીવાર વળી આપ આ વિવાદને માટે વિચાર કરજો." 'ભલે એમ કરો' એમ કહી રાજાએ સભા વિસર્જન કરી, અને તે પછી નિત્યના કૃત્ય કરી તે અંતઃપુરમાં ગયા. ત્યાં મંગળાદેવીએ વિજ્ઞપ્તિ કરી કે 'હે સ્વામી ! મધ્યાન્હ કૃત્યને માટે આજે અતિ વેળા કેમ થઇ ?' રાજાએ એ બને સ્ત્રીઓના વિવાદનો વૃત્તાંત રાજ્ઞીને કહી બતાવ્યો. એટલે ગર્ભના પ્રભાવથી જેમની સુમતિ થયેલી છે એવા સુમંગળાદેવી આ પ્રમાણે બોલ્યા–'હે દેવ ! સ્ત્રીઓના વિવાદનો નિર્ણય તો સ્ત્રીઓનેજ કરવો યુક્ત છે, માટે તે બંનેના વિવાદનો નિર્ણય હું પોતે કરીશ.' પછી રાજા મહારાણીને સાથે લઈને સભામાં આવ્યા. ત્યાં તે બંને સ્ત્રીને બોલાવીને ફરીને તેના વિવાદનું કારણ પૂછયું, એટલે તેઓએ પૂર્વની પેઠે કહી બતાવ્યુ. રાણી તેમનું બોલવું અને ઉત્તર આપવાની રીતિ તરફ વિચાર કરી બોલ્યા–'બાઈઓ ! મારા ઉદરમાં ત્રણ જ્ઞાનને ધારણ કરનાર તીર્થંકર ઉત્પન્ન થયેલા છે. તેમનો પ્રસવ થયા પછી અશોક વૃક્ષ નીચે બેસીને તે તમારા વિવાદનો નિર્ણય કરશે, માટે ત્યાં સુધી તમે બંને રાહ જુઓ.' અપરમાતાએ એ વાત કબુલ કરી, પણ પુત્રની ખરી માતા બોલી –'હે મહાદેવિ ! હું જરા વાર પણ રહી શકીશ નહીં, અને મારા વહાલા પુત્રને તેટલા કાળ સુધી શોક્યને સ્વાધીન પણ કરી શકીશ નહીં, આપ સર્વજ્ઞની માતા છો તો તમે પોતે આજેજ તેનો નિર્ણય કરો.' આવાં પુત્રમાતાનાં વચન સાંભળી મંગળાદેવી નિર્ણય કરીને બોલ્યા–"આ સ્ત્રી કાલક્ષેપને સહન કરી શકતી નથી, માટે આ પુત્ર ખરેખર એનોજ છે, અને આ બીજી સ્ત્રી પારકો પુત્ર અને ધન બંનેને આધીન રહેવા દેવાનો મારો નિર્ણય સાંભળી કાલક્ષેપ કરવાને કબુલ કરે છે, તેથી તે તેની ખરી માતા નથી. કારણકે ખરી માતા પોતાનો પુત્ર બંનેને આધીન રહેવા દેવા રૂપ કાલક્ષેપ કેમ સહન કરે ? માટે હે ભદ્રે ! તું જરા પણ કાલક્ષેપ સહન કરતી નથી તેથી મારા જાણવામાં આવ્યું કે આ પુત્ર તારો છે તેથી તેને લઇને તું ઘેર જા. કદી આ સ્ત્રીએ એ પુત્રનું લાલનપાલન કર્યું હશે, પણ તેથી કાંઈ એ પુત્ર તેનો કહેવાય નહીં. કેમકે કોકિલાના પુત્રને પોષણ કરનાર તો કાગડી હોય છે, પણ એ પુત્ર તો કોકિલાનોજ કહેવાય છે." ગર્ભના પ્રભાવથી દેવીએ તેઓનો આ પ્રમાણે નિર્ણય કર્યો, તે સાંભળીને સર્વ ચતુર્વિધ સભા નેત્રવિકાશ કરી વિસ્મય પામી. પછી પ્રાતઃકાળ થવાથી કમલિની અને કુમુદિનીની જેમ એ પુત્રથી હર્ષ અને ખેદ પામતી તે બને શોક્યો પોતાને ઘેર ગઈ.

જાણે સંકોચ કરીને રહેતો હોય તેમ દેવીને કાંઇપણ વેદના નહીં ઉપજાવતો ગર્ભ

શુક્લ પક્ષના ચંદ્રની જેમ અનુક્રમે વધવા લાગ્યો. પછી નવમાસ અને સાડાસાત દિવસ વીત્યા, એટલે વૈશાખ માસની શુક્લ અષ્ટમીએ ચંદ્ર મઘા નક્ષત્રમાં આવતાં પૂર્વ દિશા જેમ ચંદ્રને જન્મ આપે તેમ મંગળાદેવીએ સુખેથી ક્રૌંચપક્ષીના ચિન્હવાળા સુવર્ણવર્ણી પુત્રરત્નને જન્મ આપ્યો. તે વખતે ત્રૈલોક્યમાં ઉદ્યોત થયો, ક્ષણવાર નારકી જીવોને પણ સુખ થયું, અને ઈંદ્રોનાં આસન કંપ્યાં. પ્રથમ દિક્કુમારીઓએ ત્યાં આવીને યથાયોગ્ય સૂતિકાકર્મ કર્યું. પછી શક્રઈંદ્ર આવી મંગળાદેવીની શય્યામાંથી પ્રભુને મેરૂપર્વત ઉપર લઈ ગયા. ત્યાં અચ્યુતાદિ ત્રેસઠ ઇંદ્રોએ આવીને શક્રઈંદ્રના ઉત્સંગમાં રહેલા પ્રભુને તીર્થજલથી અભિષેક કર્યો. પછી ઈશાનઈંદ્રના ઉત્સંગમાં પ્રભુને બેસારીને શક્રઈંદ્રે વિકુર્વેલા સ્ફાટિકના ચાર વૃષભોના શીંગડામાંથી નીકળેલા જળવડે પ્રભુનું સ્નાત્ર કર્યું. પછી વિલેપન કરી, વસ્ત્રાલંકાર પહેરાવી તથા આરાત્રિક ઉતારીને શક્રઇંદ્ર ભક્તિથી આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો.

"હે દેવ ! આપના જન્મકલ્યાણકથી આ પૃથ્વી કલ્યાણવાળી થઈ ગઈ છે, તો "જ્યારે તમે ચરણકમળથી આ પૃથ્વીપર વિહાર કરશો ત્યારની તો વાતજ શી કરવી ! "હે ભગવાન! તમારા દર્શનસુખથી અમારી દૃષ્ટિઓ કૃતાર્થ થઈ છે, અને તમારૂં પૂજન કર"વાથી આ હાથ કૃતાર્થ થયેલા છે. હે જિનનાથ ! તમારા સ્નાત્ર અર્ચન વિગેરેનો જે "મહોત્સવ કરવામાં આવેલો છે તે ચિરકાળના મારા મનોરથરૂપી પ્રાસાદ ઉપર કલશરૂપ "થયેલો છે. હે જગન્નાથ ! સાંપ્રતકાલે હું આ સંસારની પણ પ્રશંસા કરૂં છું, કારણકે "જેમાં મુક્તિના એક નિબંધનરૂપ તમારૂં દર્શન પ્રાપ્ત થયું છે. હે દેવ ! સ્વયંભૂરમણ "સમુદ્રના ઉર્મિઓ કદી ગણી શકાય, પણ મારા જેવા પુરૂષો અતિશયોના પાત્ર એવા "તમારા ગુણોને ગણી શકે નહીં. ધર્મરૂપી મંડપના સ્તંભરૂપ, જગત્‌ને ઉદ્યોત કરવામાં "સૂર્યરૂપ અને દયારૂપી વેલાના આશ્રયને માટે મોટા વૃક્ષરૂપ એવા હે જગત્પતિ ! આ "વિશ્વની રક્ષા કરો. હે દેવ ! મુક્તિના બંધ થયેલા દ્વારને ઉઘાડવામાં કુંચી રૂપ તમારી "દેશના પુણ્યવંત પ્રાણીઓનાજ સાંભળવામાં આવે છે. હે ભુવનેશ્વર ! ઉજ્વળ દર્પણ "જેવા મારા મનમાં હમેશાં પ્રતિબિંબ રૂપે પડેલી તમારી મૂર્તિ મને મુક્તિસુખના કારણ "રૂપ થાઓ."

આ પ્રમાણે સ્તુતિ કરી શક્રઇંદ્ર પ્રભુને લઈને ક્ષણવારમાં ત્યાંથી ઉત્પતિ મંગલાદેવીની પાસે આવ્યા, અને ત્યાં પ્રભુને મૂકીને પોતાને સ્થાનકે ગયા. પ્રભુ ગર્ભમાં હતા તે વખતે માતાની સારી મતિ થયેલી હતી તેથી પિતાએ પ્રભુનું **સુમતિ** એવું નામ પાડ્યું. ઈંદ્રની આજ્ઞાથી ધાત્રીઓએ આવીને લાલનપાલન કરેલા પ્રભુ શૈશવવયનું ઉલ્લંઘન કરીને યૌવનવયને પ્રાપ્ત થયા. તે વખતે પ્રભુની કાયા ત્રણસો ધનુષ ઊંચી થઈ, સ્કંધ પુષ્ટ થયા, અને ભુજરૂપી શાખા જાનુ સુધી લાંબી થઈ તેથી જાણે જંગમ કલ્પવૃક્ષ હોય તેમ પ્રભુ શોભવા લાગ્યા. તેમની લાવણ્યરૂપી તરંગિણીમાં માછલીઓની જેમ લલ-

નાઓની દૃષ્ટિઓ ચંચળ થવા ( રમવા ) લાગી. પોતાને ભોગ્યકર્મ છે એમ જાણીને તેમજ માતાપિતાના આગ્રહથી સૌંદર્યવતી રાજકન્યાઓની સાથે પ્રભુએ પાણિગ્રહણ કર્યું. જન્મથી દશ લાખ પૂર્વ ગયા ત્યારે પિતાના ઘણા આગ્રહથી પ્રભુએ રાજ્યભાર ગ્રહણ કર્યો. જાણે વૈજયંત વિમાનમાં રહ્યા હોય તેમ બાર પૂર્વાંગસહિત ઓગણત્રીશ લાખપૂર્વ રાજ્યાવસ્થામાં પ્રભુએ નિર્ગમન કર્યા. જોકે પોતે સ્વયંબુદ્ધ છે તથાપિ લોકાંતિક દેવતાઓએ બોધ કરવાથી ( યાદ આપવાથી ) શ્રીસુમતિનાથ પ્રભુએ દીક્ષા લેવાની ઈચ્છાવડે વાર્ષિક દાન આપવા માંડયું. વાર્ષિક દાનને અંતે જેમના આસન ચળિત થયેલા છે એવા ઇંદ્રોએ અને રાજાઓએ સ્વામીનો દીક્ષાભિષેક કર્યો. પછી પ્રભુ **અભયકરા** નામની શિબિકા ઉપર આરૂઢ થઈને સુર, અસુર અને મનુષ્યોની સાથે સહસ્રામ્રવનમાં પધાર્યા. ત્યાં વૈશાક માસની શુક્લ નવમીને દિવસે મધ્યાહ્ન વખતે મઘા નક્ષત્રમાં ચંદ્ર આવ્યે સતે હજાર રાજાઓની સાથે નિત્યભક્ત એવા પ્રભુએ દીક્ષા લીધી. પછી જાણે દીક્ષાનો અનુજબંધુ[1] હોય અથવા જાણે પ્રિયમિત્ર હોય તેવું મનઃપર્યય નામે જ્ઞાન તેજ વખતે પ્રભુને ઉત્પન્ન થયું.

બીજે દિવસે વિજયપુરમાં પદ્મરાજાને ઘેર પ્રભુએ પરમાન્નથી પારણું કર્યું. દેવતાઓએ તેને ઘેર સુવર્ણવૃષ્ટિ વિગેરે અદ્ભુત દિવ્ય પ્રગટ કર્યા. રાજાએ નિત્ય પૂજનને માટે તે ઠેકાણે એક રત્નપીઠ બનાવ્યું. ત્યાંથી વિવિધ અભિગ્રહોને ધારણ કરતા અને પરીષહોને સહન કરતા પ્રભુએ વીશ વર્ષ સુધી પૃથ્વીપર વિહાર કર્યો. ગ્રામ આકર વિગેરેમાં વિહાર કરતા કરતા પ્રભુ એકદા પાછા પોતાના દીક્ષાગ્રહણવાળા સહસ્રામ્રવનમાં આવ્યા. ત્યાં પ્રિયંગુ વૃક્ષના મૂલ નીચે ધ્યાન કરતા પ્રભુ અપૂર્વકરણથી ક્ષપકશ્રેણીમાં આરૂઢ થયા, એટલે તેમના સર્વ ઘાતિકર્મો ત્રુટી ગયા. ચૈત્રમાસની શુક્લ એકાદશીએ ચંદ્ર મઘા નક્ષત્રમાં આવતાં જેમણે છઠ તપ કરેલું છે એવા પ્રભુને ઉજ્વળ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. આસનકંપથી એ વૃત્તાંત જાણીને સર્વ ઈંદ્રો સુર અસુરોની સાથે ત્યાં આવ્યા, અને તેઓએ દેશના દેવાને માટે સમોસરણ રચ્યું. તેમાં પ્રભુએ પૂર્વદ્વારથી પ્રવેશ કરીને તેના મધ્યભાગમાં રહેલા એક ક્રોશ ને સોળસો ધનુષ ઊંચા ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા કરી. પછી **'तीर्थायनमः'** એમ કહી પ્રભુ પૂર્વાભિમુખ સિંહાસનપર બીરાજ્યા, એટલે દેવતાઓએ બીજી ત્રણ દિશાઓમાં પ્રભુનાં પ્રતિબિંબો સ્થાપિત કર્યાં. સુર, અસુર અને મનુષ્ય સહિત ચતુર્વિધ સંઘ પણ યોગ્ય સ્થાને બેઠો, પછી ઈંદ્ર નમસ્કાર કરી આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો.

"હે ભગવાન્! આ અશોક વૃક્ષ ભમરાઓના ગુંજારવથી જાણે ગાતો હોય, ચલાય-
"માન પત્રોથી જાણે નાચતો હોય, અને તમારા ગુણોમાં રક્ત થવાથી રક્ત થયો હોય
"એવો ખુશી થતો દેખાય છે. આ દેવતાઓ, જેઓના બંધન ( ડીંટ ) નીચા છે એવા
"પુષ્પોને યોજન પ્રમાણ તમારી દેશનાભૂમિ ઉપર જાનુપ્રમાણ વર્ષાવે છે. તમારો

૧ નાનોભાઈ.

"માલવકૌશીકી પ્રમુખ ગ્રામ તથા રાગથી પવિત્ર એવો જે દિવ્યધ્વનિ થાય છે, તેને "મૃગલાંઓ પણ હર્ષવડે ઊંચી ગ્રીવા કરીને પીએ છે ( સાંભળે છે ). તમારી આગળ "રહેલી ચંદ્ર જેવી ઉજ્વળ આ ચામરશ્રેણી જાણે તમારા મુખકમળની સેવા કરવાને "આવેલી હંસની પંક્તિ હોય તેવી શોભે છે. સિંહાસન ઉપર બીરાજી તમે જ્યારે દેશના "આપો છો ત્યારે મૃગલાંઓ સિંહની સેવા કરવા જાણે આવતા હોય તેમ તે દેશના "સાંભળવાને આવે છે. જ્યોત્સ્નાથી વ્યાપ્ત એવો ચંદ્રમા જેમ ચકોર પક્ષીને હર્ષ આપે "છે તેમ કાંતિઓથી વ્યાપ્ત એવા તમે સર્વની દૃષ્ટિઓને પરમ હર્ષ આપો છો.[1] હે "વિશ્વપતિ ! તમારી આગળ આકાશમાં ધ્વનિ કરતો દુંદુભિ, સર્વ જગત્‌માં આપ્ત "પુરૂષોને વિષે તમારા મોટા સામ્રાજ્યને જાણે બતાવતો હોય તેમ જણાય છે. પુણ્ય "સમૃદ્ધિઓના ક્રમ જેવા અને ત્રણ ભુવન ઉપરના તમારા પ્રૌઢ પ્રભુપણાને બતાવતા "આ ત્રણ છત્રો તમારી ઉપર શોભી રહ્યા છે. હે નાથ ! આવી તમારી ચમત્કારી પ્રાતિ- "હાર્ય લક્ષ્મીને જોઈને કયા મિથ્યાદૃષ્ટિઓ પણ આશ્ચર્ય ન પામે !"

આ પ્રમાણે સ્તુતિ કરી શક્ર ઈંદ્ર વિરામ પામ્યા પછી સુમતિનાથ પ્રભુએ સર્વ ભાષા-ઓને અનુસરનારી વાણીથી દેશના આપવાનો આરંભ કર્યો.

"આ જગત્‌માં કાર્યાકાર્યના જ્ઞાનની યોગ્યતાને પામેલા પ્રાણીએ પોતાના કર્ત્તવ્યમાં "મૂઢ રહેવું ન જોઇએ. પુત્ર, મિત્ર તથા સ્ત્રી વિગેરેની અને પોતાના શરીરની પણ જે "સત્ક્રિયા કરવામાં આવે છે તે સર્વ પરકાર્ય છે, તેમાં કાંઈપણ સ્વકાર્ય નથી. પ્રાણી "એકલોજ ઉત્પન્ન થાય છે, એકલોજ મૃત્યુ પામે છે, અને ભવાંતરે સંચિત કરેલ "કર્મોને એકલોજ અનુભવે છે. એક ચોરીથી ઉપાર્જન કરેલું ધન બધા મળીને ખાઈ "જાય છે, અને તે ચોરી કરનારને એકલાનેજ નરકમાં પોતાના કર્મથી દુઃખ ભોગવવાં "પડે છે. દુઃખરૂપ દાવાનલથી ભયંકર અને વિસ્તારવાળા આ ભવરૂપ અરણ્યમાં કર્મને "વશ થયેલો પ્રાણી એકલોજ ભટક્યા કરે છે. આ જીવને બાંધવ વિગેરે કોઈપણ "સહાયકારી થતા નથી. જો શરીર સહાયકારી છે એમ કહીએ તો તે શરીર તો ઉલટું "સુખદુઃખના અનુભવને આપનારૂં છે. સુખદુઃખના અનુભવને આપનારૂં શરીર સહાય-"કારી છે એમ જો કહીએ તો તે પૂર્વ ભવમાંથી સાથે આવતું નથી, અને આગલા ભવમાં "સાથે આવવાનું પણ નથી. તેથી સંકેટમાં ( હડફેટમાં ) આવી મળેલી કાયાને સહા-"યકારી કેમ કહેવાય ? 'ધર્મને અધર્મ સહાયકારી છે' એમ જો માનીએ તો તે પણ સત્ય "નથી, કારણકે ધર્મ અધર્મની સહાયતા મોક્ષમાં બીલકુલ નથી. તેથી આ સંસારમાં "શુભ અશુભ કર્મ કરતો પ્રાણી એકલો ભટકે છે, અને પોતાના શુભાશુભ કર્મને યોગ્ય "શુભ અશુભ ફળને અનુભવે છે. તેજ પ્રમાણે અનુત્તર એવી મોક્ષલક્ષ્મીને પણ એક-"લોજ ગ્રહણ કરે છે; કારણકે ત્યાં પૂર્વોક્ત સર્વ સંબંધીઓનો વિરહ હોવાથી બીજા-

[1] આમા ભામંડળ પ્રાતિહાર્ય સૂચવ્યુ છે.

"કોઈને સાથે રહેવાનો સંભવ નથી. માટે સંસાર સંબંધી દુઃખ અને મોક્ષ સંબંધી સુખ "તેને પ્રાણી એકલોજ ભોગવે છે; તેમાં કોઈ સહાયકારી નથી. જેવી રીતે હાથપગ છુટા "હોય તેવો માણસ એકલો તત્કાળ સમુદ્રના પારને પામી શકે છે પણ હૃદય, હાથ, પગ "વિગેરેથી બાંધી લીધેલો માણસ તેનો પાર પામી શકતો નથી; તે પ્રમાણે જે ધન અને "અને દેહ વિગેરેની ઉપર આસક્તિવાળો હોય છે તે આ ભવસમુદ્રનો પાર પામી શકતો "નથી, પરંતુ તેની ઉપરની આસક્તિ વિનાનો એકલો સ્વસ્થ પ્રાણી હોય તે આ ભવ- "સમુદ્રના પારને તત્કાલ પામે છે; માટે સાંસારિક સર્વ સંબંધને છોડી દઈને પ્રાણીએ "એકલાપણે શાશ્વત આનંદ સુખવાળા મોક્ષને માટે યત્ન કરવો."

આ પ્રમાણેની પ્રભુની દેશના સાંભળીને પ્રબોધ પામેલા ઘણા નરો અને નારીઓએ નિઃસંગ થઇને ચારિત્રવ્રત ગ્રહણ કર્યું. તેમાંથી ચમર વિગેરે સો ગણધરો થયા. તેઓએ પ્રભુ પાસેથી ત્રિપદી પ્રાપ્ત કરીને દ્વાદશાંગી રચી. જ્યારે પ્રથમ પૌરૂષી પૂર્ણ થઈ ત્યારે પ્રભુએ દેશના સમાપ્ત કરી. પછી પ્રભુના ચરણપીઠ ઉપર બેસીને ચમર ગણધરે દેશના આપવા માંડી. જ્યારે બીજી પૌરૂષી પૂર્ણ થઈ ત્યારે તેમણે પણ દેશના સમાપ્ત કરી. એટલે ઇંદ્રાદિક દેવતાઓ અર્હંતને નમસ્કાર કરીને પોતપોતાને સ્થાનકે ગયા.

તે પ્રભુના તીર્થમાં શ્વેત વર્ણવાળો, ગરૂડના વાહનવાળો, બે દક્ષિણ ભુજામાં વરદ અને શક્તિને ધરનારો, તથા બે વામભુજામાં ગદા અને પાશને રાખનારો તેમજ સદા સંનિધિ રહેનારો તુંબુરૂ નામે યક્ષ શાસનદેવતા થયો. તેમજ સુવર્ણના જેવી કાંતિવાળી, પદ્મ ઉપર બેસનારી, બે દક્ષિણ ભુજામાં વરદ અને પાશને ધરનારી, બે વામભુજામાં બીજોરૂં અને અંકુશને રાખનારી અને નિરંતર પ્રભુની પાસે રહેનારી મહાકાલી નામે યક્ષણી શાસનદેવી થઈ. વચનના પાંત્રીશ અતિશયથી શોભતા પ્રભુ ભવ્ય પ્રાણીઓને બોધ કરતા પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા.

ઘણા કાળ પર્યંત પૃથ્વીપર વિહાર કરતાં ચોત્રીશ અતિશયવાળા સુમતિનાથ પ્રભુને ત્રણલાખ ને વીશહજાર સાધુ, પાંચલાખ ને ત્રીશહજાર સાધ્વી, બે હજાર ને ચારસો ચૌદપૂર્વી, અગ્યારહજાર અવધિજ્ઞાની, દશહજાર ને સાડીચારસો મનઃપર્યય જ્ઞાની, તેરહજાર કેવળજ્ઞાની, અઢારહજાર ને ચારસો વૈક્રિય લબ્ધિવાળા, દશ હજાર ને સાડી ચારસો વાદ લબ્ધિવાળા, બે લાખ ને એકાશીહજાર શ્રાવક અને પાંચલાખ ને સોળહજાર શ્રાવિકાનો પરિવાર થયો.

કેવળજ્ઞાનની ઉત્પત્તિથી આરંભીને સુમતિનાથ પ્રભુએ વીશ વર્ષ અને બાર પૂર્વાંગે ઊણા એકલાખ પૂર્વ પૃથ્વીપર વિહાર કર્યો. અનુક્રમે પોતાનો મોક્ષકાલ સમીપ જાણીને સમેતશિખર પર્વતે આવ્યા. ત્યાં એક હજાર મુનિઓની સાથે અનશન ગ્રહણ કર્યું. એક માસને અંતે ભવોપગ્રાહી ચાર અઘાતિકર્મને ખપાવી, અનંત ચતુષ્કને પ્રાપ્ત કરી, શૈલેશી

ધ્યાનમાં વર્ત્તતાં, ચૈત્ર માસની શુક્લ નવમીને દિવસે પુનર્વસુ નક્ષત્રમાં ચંદ્રનો યોગ થતાં એકહજાર મુનિઓની સાથે સુમતિનાથ સ્વામી અવ્યયપદ ( મોક્ષ ) પામ્યા.

દશ લાખ પૂર્વ કૌમાર અવસ્થામાં, ઓગણત્રીશ લાખ ને બાર પૂર્વાંગ રાજ્યાવસ્થામાં અને બાર પૂર્વાંગે ઊણા લાખ પૂર્વ વ્રતધારણમાં એવી રીતે સુમતિનાથ પ્રભુએ ચાળીશલાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કર્યું. અભિનંદન પ્રભુના નિર્વાણ પછી નવલાખ ક્રોડ સાગરોપમ ગયા પછી સુમતિનાથ પ્રભુ મોક્ષે ગયા. પછી સર્વ ઇંદ્રો પ્રભુના શરીરને અને બીજા સહસ્ર મુનિઓનાં શરીરોને વિધિથી અગ્નિસંસ્કાર કરી ત્યાંથી નંદીશ્વર દ્વીપે જઈને પ્રભુના નિર્વાણપર્વનો મહોત્સવ કરી પોતપોતાને સ્થાનકે ગયા.

इत्याचार्यश्रीहेमचन्द्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते
महाकाव्ये तृतीये पर्वणि श्रीसुमतिस्वामिचरित्र
वर्णनो नाम तृतीयः सर्गः ३



# સર્ગ ૪ થો.

## શ્રી પદ્મપ્રભ ચરિત્ર.

પદ્મના જેવા વર્ણવાળા, અને જાણે લક્ષ્મીની લીલાના નિવાસરૂપ પદ્મનો સમૂહ હોય તેવા **શ્રીપદ્મપ્રભ** જિનેશ્વરને અમે વંદના કરીએ છીએ. એ પ્રભુના અસાધારણ પ્રભાવથી, જોકે હું ક્ષીણ બુદ્ધિવાળો છું તથાપિ દુરિતને નાશ કરનારૂં તેમનું ચરિત્ર કહું છું.

ધાતકીખંડ દ્વીપમાં પૂર્વવિદેહ ક્ષેત્રના મંડનરૂપ **વત્સ** નામના વિજયમાં **સુસીમા** નામે એક ઉત્તમ નગરી છે. ત્યાં શત્રુઓએ અપરાજિત એવો **અપરાજિત** નામે રાજા છે. ઈંદ્રિયોને જીતનારો એ રાજા જાણે દેહધારી ધર્મ હોય તેવો દેખાતો હતો. તે રાજાને ન્યાય એજ મિત્ર હતો, ધર્મ એજ સુહૃદ્ હતો તથા ગુણ એજ ધન હતું. બીજા મિત્ર, સુહૃદ્ અને ધન જે હતાં તે તો ફક્ત બહાર દેખવા માત્રજ હતા. વૃક્ષમાં પલ્લવોની જેમ સરલતા, શીલ અને સત્વાદિક જે ઉર્જિત ગુણો તેનામાં હતા તે પરસ્પર આભૂષણરૂપે રહેલા હતા. વિવેકી જનોમાં શિરોમણિ એ રાજા અક્રોધીપણે શત્રુઓને શિક્ષા કરતો, અનાસક્તપણે સાંસારિક સુખને અનુભવતો અને અલુબ્ધપણે લક્ષ્મીને ધારણ કરતો હતો.

એક વખતે દેવતાઓ જેમ અમૃતનું પાન કરે તેમ અર્હંત ભગવાન્‌ના પ્રવચન રૂપ અમૃતનું પાન કરતો તત્ત્વનિષ્ટ ચિત્તવડે તે ચિંતવન કરવા લાગ્યો—"અહા ! "આ સંસારમાં સંપત્તિ, યૌવન, રૂપ, શરીર, કામિનીઓ, પુત્રો, મિત્રો અને "હવેલીઓ એ સઘળું આ પ્રાણીને છોડી દેવું ઘણું અશક્ય લાગે છે, પરંતુ "તેજ પ્રાણી પોતાના જીવનસમયમાં દુર્દશાને પામે છે ત્યારે અથવા તો કાળધર્મને પામે "છે ત્યારે પક્ષીઓ જેમ વિનાશ પામેલા ઈંડાને ત્યજી દે છે તેમ તે સંપત્તિ વિગેરે તેને "ત્યજી દે છે. પક્ષી જેમ એક પાંખથી ફાળ ભરતાં ભ્રષ્ટ થઈ નીચે પડે છે તેમ પૂર્વોક્ત "પદાર્થોમાં એક ચરણથી ફાળ ભરવા તુલ્ય એકપક્ષી[1] સ્નેહ કરતો મંદબુદ્ધિ પ્રાણી "પોતાના સ્વાર્થથી ભ્રષ્ટ થાય છે. માટે જ્યાં સુધી પુણ્યકર્મના ક્ષયથી એ સંપત્તિ વિગેરે "મને છોડી દે નહીં ત્યાં સુધીમાં પુરૂષાર્થનું અવલંબન કરીને હું પોતેજ તેનો ત્યાગ કરૂં." આ પ્રમાણે વિચાર કરીને જેને ધારાધિરૂઢ વૈરાગ્ય પ્રાપ્ત થયેલો છે એવા અને વિવેકરૂપી મણિના રોહણાચળ પર્વત સરખા અપરાજિત રાજાએ પોતાનું રાજ્ય પુત્રને અર્પણ કરી દીધું, અને પિહિતાશ્રવ[2] આચાર્ય ભગવંતના ચરણકમલ સમીપે આવી મોક્ષમાર્ગમાં મહારથ જેવી દીક્ષા ગ્રહણ કરી. ત્રણ ગુપ્તિવાળા, પાંચ સમિતિએ યુક્ત, નિર્મમ અને પરિગ્રહરહિત એવા એ રાજર્ષિએ તીક્ષ્ણ ખડ્ગની ધારા જેવું ચારિત્ર ચિરકાલ

---

૧ એકતરફી ૨ આશ્રવના દ્વાર=આશ્રવ જેમણે ઢાંકી દીધા છે એવા આચાર્ય

પાલન કર્યું. નિર્મળ મનવાળા એ મહાત્માએ વીશ સ્થાનકોમાંથી કેટલાએક સ્થાનકોના આરાધનવડે તીર્થંકરનામકર્મ ઉપાર્જન કર્યું, અને છેવટે શુભ ધ્યાનપરાયણ થઈ, આયુષ્યને ખપાવી એ મોટા મનવાળા મુનિ નવમા ગ્રૈવેયકમાં મહર્દ્ધિક દેવતા થયા.

આ જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રની અંદર વત્સદેશના આભૂષણ તુલ્ય **કૌશાંબી** નામે નગરી છે. તે નગરીમાં આવેલાં ઊંચાં ચૈત્યોના અગ્ર ભાગમાં રહેલી સિંહની પ્રતિમાની નજદીક ચંદ્રમા આવે છે તે વખતે એ સિંહથી ત્રાસ પામીને કલંકરૂપ મૃગ નાસી જવાથી ચંદ્ર પણ નિષ્કલંક થઈ જાય છે. ત્યાં ગૃહોમાં પ્રસરતા ધૂપના ધૂમાડા, સંભોગથી વસ્ત્ર રહિત થયેલા યુવાન સ્ત્રીપુરૂષોનાં જોડલાંને વસ્ત્રની શોભા પ્રત્યે વિસ્તારે છે. ત્યાં પ્રતિગૃહમાં રચેલા મુક્તાફળના સ્વસ્તિકોના મોતી ઉપર શુકપક્ષીઓ આવી આવી દાડિમના દાણાની શંકાથી ચાંચોવડે ઘાત કરે છે. ત્યાં સર્વ મનુષ્યો શ્રીમાન્ છે તેથી બીજાના દ્રવ્યને કોઈ લુંટતુ નથી. ફક્ત ઉદ્યાનના પુષ્પોની ખુશબોને પવનજ એક લુંટેછે. એ નગરીમાં ધર નામે રાજા હતો. પૃથ્વીના તાપને ટાળવાથી અને ધારણ કરવાથી મેઘ અને પર્વતનો તેણે તિરસ્કાર કરેલો હતો. પૃથ્વીમંડળ ઉપર રહેલા સર્વ રાજાઓ તેની આજ્ઞાને ખંડન કરતા નહીં, પણ પુષ્પમાલાની જેમ અખંડ મસ્તકપર ધારણ કરતા હતા. તેના ભુજદંડ ધનુષધારણવડે પ્રચંડ હતા તથાપિ તે દંડ કરવામાં પ્રચંડપણું બતાવતો નહીં પણ ભદ્રિક હાથીની જેમ સૌમ્યપણે રહેતો હતો. એક સાથે વિસ્તાર પામેલા યશ અને અનુરાગથી અર્ધાઅર્ધ શ્રીખંડ ચંદનની સાથે રહેલા કેશરની જેમ તેણે સર્વ દિશાઓને ચિરકાળ વિલેપન કર્યું હતું. લક્ષ્મીદેવીના લીલાગૃહ રૂપ એ રાજામાં વાસ્તુદેવની જેમ ગુણનો સમૂહ સાથેજ ઉત્પન્ન થયેલો હતો.

એ રાજાને સતીઓની સીમારૂપ અને દેવકન્યા જેવી રૂપવંત **સુસીમા** નામે રાણી હતી. તે હાથ પગ અને હોઠથી પલ્લવવાળી, શબ્દોથી પુષ્પિત અને ભુજાઓથી શાખાવાળી કલ્પવૃક્ષની જાણે લતા હોય તેવી શોભતી હતી. મુખ ઉપર લજ્જાવસ્ત્ર ઢાંકીને માત્ર પૃથ્વીનેજ જોતી. તે ઈર્યાસમિતિમાં લીન થયેલા મુનિની જેમ મંદમંદ ચાલતી હતી. કાંતિએ શરીરને, લજ્જાએ શીલને, સરલતાએ મનને અને સત્યતાએ તેનાં વચનને પૂર્ણ રીતે શોભાવ્યાં હતાં. જ્યારે એ કાંઈપણ બોલતી ત્યારે ચંદ્રની કાંતિના પ્રવાહથી રાત્રિની જેમ અતિ ઉજ્વળ દાંતનાં કિરણોથી તેની મનોહર મૂર્તિ દીપી નીકળતી હતી.

અહીં નવમા ગ્રૈવેયકમાં અપરાજિત રાજાના જીવે એકત્રીશ સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કર્યું. ત્યાંથી ચ્યવીને માઘ માસની કૃષ્ણ ષષ્ઠિને દિવસે ચંદ્ર ચિત્રા નક્ષત્રમાં આવતાં સુસીમા દેવીની કુક્ષિમાં તે ઉત્પન્ન થયો. તે વખતે તિર્થંકરનાં જન્મને સૂચવનારાં ચૌદ મહાસ્વપ્નો દેવીએ પોતાના મુખમાં પ્રવેશ કરતાં જોયાં. ગર્ભ જ્યારે વૃદ્ધિ પામ્યો ત્યારે દેવીને પદ્મની શય્યામાં સુવાનો દોહદ થયો તે તત્કાલ દેવતાઓએ પૂર્ણ કર્યો. પછી નવ માસ ને સાડાસાત દિવસ થતાં કાર્તિક માસની કૃષ્ણ દ્વાદશીને દિવસે ચંદ્ર

ચિત્રા નક્ષત્રમાં આવતાં, વક્રચાર અતિચારને મૂકીને સર્વ ગ્રહો ઉચ્ચ સ્થાનકના થતાં પદ્મના જેવા વર્ણવાળા અને પદ્મના લાંછનવાળા પુત્રને દેવીએ જન્મ આપ્યો.

તે અવસરે છપ્પન દિક્કુમારીઓએ આવી સૂતિકાકર્મ કર્યું અને શક્ર ઈંદ્ર પ્રભુને મેરૂ પર્વતના મસ્તકપર લઈ ગયા. શક્રઈંદ્રના ઉત્સંગમાં રહેલા પ્રભુને સહોદર બંધુઓમાં જ્યેષ્ઠ બંધુઓના ક્રમની જેમ અચ્યુતાદિ ઈંદ્રોએ આવી સ્નાન કરાવ્યું. શક્ર ઈંદ્રે ઈશાન ઈંદ્રના ખોળામાં પ્રભુને સ્થાપીને યથાવિધિ સ્નાન કરાવી પૂજા કરી. પછી નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો.

" હે દેવ ! આ અપાર સંસારરૂપ મરૂદેશમાં સંચાર કરતા પ્રાણીઓને ચિરકાળે અમૃ-
" તની પરબ તુલ્ય તમારૂં દર્શન થયેલું છે. રૂપથી અનુપમ એવા તમને અશ્રાંતપણે
" જોનારા દેવતાઓનાં નેત્રોની અનિમેષતા કૃતાર્થ થયેલી છે. તમારા જન્મ વખતે
" નિત્ય અંધકારમાં ઉદ્યોત થયો તેથી નારકીઓને પણ સુખ થયું, માટે તમારૂં તીર્થંકર-
" પણું કોને સુખરૂપ નથી ? હે નાથ ! સંસારીઓના પુણ્યોથીજ તમે ધર્મરૂપી વૃક્ષને
" દયારૂપ નીકના જળથી સિંચન કરીને વૃદ્ધિ પમાડોછો. હે પ્રભુ ! જળના શીતળપ-
" ણાની જેમ ત્રણ જગતનું સ્વામીપણું અને ત્રણ જ્ઞાનનું ધારણ કરવાપણું તમારે
" જન્મથીજ સિદ્ધ થયેલું છે. પદ્મના જેવા વર્ણવાળા, પદ્મના ચિન્હવાળા, પદ્મના
" સુગંધ જેવા મુખપવનને ધરનારા, પદ્મના જેવા મુખવાળા, પદ્મા ( લક્ષ્મી ) એ યુક્ત
" અને પદ્મના ગૃહરૂપ એવા હે પ્રભુ ! તમે જય પામો. હે નાથ ! અપાર અને દુસ્તર
" એવો આ સંસારરૂપી સાગર તમારા પ્રસાદથી હવે જાનુપ્રમાણ થઈ જશે. હે સ્વામી !
" હવે હું કલ્પાંતરનું[1] સામ્રાજ્ય કે અનુત્તર વિમાનનો નિવાસ પણ ઈચ્છતો નથી,
" ફક્ત તમારા ચરણકમલની સેવાનેજ ઈચ્છુછું. "

આ પ્રમાણે સ્તુતિ કરીને શક્રઈંદ્ર પ્રભુને લઈ તરત સુસીમાદેવીની પાસે આવ્યા, અને ત્યાં પ્રભુને મૂકીને સ્વર્ગમાં ગયા. પ્રભુ ગર્ભમાં આવતાં માતાને પદ્મની શય્યાનો દોહદ થયો હતો તેમજ પદ્મના જેવી પ્રભુની કાંતિ હતી, તેથી પિતાએ તેમનું પદ્મપ્રભ એવું નામ પાડ્યું. સ્વર્ગની ધાત્રીઓએ લાલન કરાતા અને દેવકુમારોની સાથે ક્રીડા કરતા પ્રભુ અનુક્રમે વૃદ્ધિ પામી બીજી વયને[2] પ્રાપ્ત થયા. એ વયમાં અઢીસો ધનુષ ઉંચા અને વિશાળ છાતીવાળા શ્રીવિભુ જાણે લક્ષ્મીનો પદ્મરાગમણિમય ક્રીડાપર્વત હોય તેવા શોભવા લાગ્યા. જેકે પ્રભુ સંસારનો ત્યાગ કરવાને ઈચ્છતા હતા, તથાપિ લોકોના અનુવર્ત્તનથી અને માતાપિતાના આગ્રહથી તેમણે પાણિગ્રહણ કર્યું. જન્મથી સાડાસાત લાખ પૂર્વ ગયા પછી પિતાના ઘણા આગ્રહથી પ્રભુએ રાજ્યનો ભાર ગ્રહણ કર્યો. રાજ્યનું પરિપાલન કરતાં જગત્પતિએ સાડી એકવીશ લાખ પૂર્વ અને સોળ પૂર્વાંગ નિર્ગમન કર્યા. પછી વટેમાર્ગુને જેમ સારા શુકનો ચાલવાની પ્રેરણા કરે, તેમ સંસારનો પાર પામવાને ઈચ્છતા એવા પ્રભુને લોકાંતિક દેવતાઓએ આવી દીક્ષા

૧ બીજા—ઉપરના દેવલોકોનું ૨ યાવનવયને

લેવાને પ્રેરણા કરી. તરતજ પ્રભુએ વાર્ષિક દાન આપવા માંડયું. એ દાનનું દ્રવ્ય કુબેરની આજ્ઞાથી જૃંભક દેવતાઓએ લાવીને પૂરૂં કર્યું. પછી ઇંદ્રો અને રાજાઓએ જેમનો અભિષેક કરેલો છે એવા પ્રભુ સુખકારી શિબિકામાં આરૂઢ થઈ સહસ્રામ્ર વનમાં ગયા. ત્યાં છઠનો તપ કરી કાર્ત્તિક કૃષ્ણ ત્રયોદશીને દિવસે ચિત્રા નક્ષત્રમાં અપરાહ્નકાળે પ્રભુએ એક હજાર રાજાઓની સાથે દીક્ષા લીધી.

બીજે દિવસે બ્રહ્મસ્થળ નગરમાં **સોમદેવ** રાજાને ઘેર પ્રભુએ પરમ અન્નથી પારણું કર્યું. ત્યાં દેવતાઓએ પાંચ અદ્દ્ભુત દિવ્ય પ્રગટ કર્યા, અને રાજાએ જ્યાં પ્રભુ ઉભા રહ્યા હતા ત્યાં એક રત્નપીઠ બનાવી. પછી પ્રભુ છદ્મસ્થપણે ૭ માસ પર્યંત વિહાર કરી પોતાની દીક્ષાના સાક્ષીરૂપ એવા સહસ્રામ્ર વનમાં ફરીવાર આવ્યા. ત્યાં છઠ તપ કરીને કાયોત્સર્ગે ધ્યાને વડના વૃક્ષ નીચે રહ્યા. તે અવસરે વાયુથી કંપાવેલા અભ્રના[1] જાળની જેમ પ્રભુનાં ઘાતિકર્મ ક્ષય પામ્યાં. તત્કાળ ચૈત્ર માસની પૂર્ણિમાએ ચિત્રા નક્ષત્રનો ચદ્ર થતાં પદ્મપ્રભ પ્રભુને મ્લાનિ રહિત કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. સુર અસુરોએ આવીને ત્યાં સમોસરણ રચ્યું. તેમાં પ્રભુએ પૂર્વ દ્વારથી પ્રવેશ કર્યો. પછી ઇંદ્ર જેમ પ્રભુને પ્રદક્ષિણા કરે તેમ પ્રભુએ સમવસરણની મધ્યમાં રહેલા દોઢ કોશ ઊંચા ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા કરી, અને **'તીર્થાયનમઃ'** એમ ઊંચે સ્વરે ઉચ્ચાર કરીને રત્ન સિંહાસનપર પૂર્વમુખે વિરાજમાન થયા. પ્રભુના પ્રભાવથી દેવતાઓએ તેમના જેવાજ પ્રતિબિંબો વિકુર્વી બીજી ત્રણ દિશાઓમાં સ્થાપન કર્યા. પછી મયૂરોનો સમૂહ જેમ મેઘગર્જનાની ઉત્કંઠા ધરાવતો બેસે તેમ શ્રીમાન્ ચતુર્વિધ સંઘ પ્રભુની દેશના શ્રવણ કરવાની ઉત્કંઠા રાખીને યોગ્ય સ્થાને બેઠો. પછી સૌધર્મ કલ્પનો ઇંદ્ર પરમેશ્વરને પ્રણામ કરી ભક્તિવંત ચિત્તથી યથાર્થ સારરૂપ વાણીવડે આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો.

" હે પ્રભુ ! પરીષહોની સેનાને હણતા અને ઉપસર્ગોને વિદારતા પણ તમે શમતાને
" પામેલા છો. અહા ! મહાન્ પુરૂષોની કેવી વિદ્વત્તા ! હે નાથ ! તમે વિરાગી છતાં
" મુક્તિને ભોગવનારા છો, અને અદ્વેષી છતાં શત્રુઓને હણનારા છો. અહો ! મહા-
" ત્માઓનો કેવો દુર્લભ મહિમા છે ! હે દેવ ! તમે હમેશાં જિગિષા રહિત છો અને
" અપરાધથી ભય પામો છો, તથાપિ તમે ત્રણ જગત્‌ને જીતેલુ છે. અહા ! મોટા
" પુરૂષોની કેવી ચાતુરી ! હે નાથ ! કોઈને તમે કાંઈ આપ્યું નથી અને કોઈની પાસેથી
" કાંઈ લીધું નથી, તથાપિ તમારે પ્રભુપણું છે. અહા ! વિદ્વાનોની કેવી વિચિત્ર કલા
" હોય છે ! હે પ્રભુ ! જે સુકૃત બીજાઓએ દેહત્યાગ કરીને પણ મેળવ્યું નથી તે સુકૃત,
" સુકૃતસંપાદનમાં ઉદાસી એવા તમારા ચરણપીઠ ઉપર આલોટે છે. રાગાદિકમાં ક્રૂર
" અને સર્વ પ્રાણીઓપર કૃપાળુ તેથી ભયંકર અને મનોહર બંને ગુણવાળા એવા તમે
" સર્વ સામ્રાજ્ય સાધેલું છે. મોટામાં મોટા અને મહાત્માઓએ પૂજવા યોગ્ય એવા

[1] વાદળાના.

" તમે અહો ! મારી સ્તુતિગોચર થયેલા છો. હે સ્વામી ! બીજાઓમાં જે સર્વ રીતે
" દોષો છે તે તમારામાં ગુણરૂપ છે; આ તમારી સ્તુતિ જો મિથ્યા હોય તો તે વિષે
" આ સભાસદો પ્રમાણરૂપ છે. હે જગત્પતિ ! તમારા ચરણનું મને વારંવાર દર્શન
" થાઓ, એવીજ હું ઈચ્છા રાખુ છુ. તે શિવાય મોક્ષની પણ મારે ઈચ્છા નથી."

આ પ્રમાણે સ્તુતિ કરી ઈંદ્ર વિરામ પામ્યો, એટલે પાંત્રીશ અતિશયોએ યુક્ત એવી વાણીથી પ્રભુએ દેશના દેવાનો આરંભ કર્યો.

" આ ઘોર સંસાર સમુદ્રના જેવો અપાર છે. તેમાં ચોરાશી લાખ જીવાયોનિને વિષે
" પ્રાણી રખડ્યા કરે છે. આ સંસારરૂપી નાટકમાં સંસારી પ્રાણીઓ શ્રોત્રીય,[1] ચડાળ,
" સ્વામી, સેવક, બ્રહ્મા અને કૃમીના વેષો ધરી ધરીને અનેક ચેષ્ટાઓ કરે છે. સંસારી
" પ્રાણી કર્મના સંબંધથી ભાડે રાખેલી ઝુંપડીની જેમ કઇ યોનિમાં નથી ગયો અને
" કઈ યોનિ તેણે છોડી નથી ? આ સમગ્ર લોકાકાશમાં પોતપોતાના કર્મથી દરેક
" પ્રાણીએ નાનાં રૂપો ધરીને સ્પર્શ કર્યો ન હોય.તેવી વાલાગ્ર માત્ર પૃથ્વી પણ નથી,
" અર્થાત સર્વ પ્રદેશનો તેણે સ્પર્શ કરેલો છે. આ જગત્માં નારકી, તિર્યંચ, મનુષ્ય
" અને દેવ એ ચાર પ્રકારના પ્રાણીઓ છે. તેઓ પ્રાય.કર્મના સંબંધથી બાધિત થઈને
" ઘણું દુ:ખ ભોગવ્યા કરે છે. પહેલા ત્રણ નરકોમાં માત્ર ઉષ્ણ વેદના છે, છેલ્લા ત્રણ
" નરકોમાં શીતળ વેદના છે, અને મધ્યના ચોથા નરકમાં ઉષ્ણ અને શીતળ બંને પ્રકા-
" રની ક્ષેત્ર વેદના છે. તે અનુસારે તે તે ક્ષેત્રમાં દુ.ખ થયા કરે છે. એ ઉષ્ણ અને
" શીતળ નરકોમાં લોઢાનો પર્વત પણ કદી લઈ જવામાં આવે તો તે ત્યાંની ભૂમિનો
" સ્પર્શ કર્યા અગાઉજ ઓગળી જાય છે અથવા વેરણશીર્ણ થઇ જાય છે. એ પ્રમા-
" ણેની ક્ષેત્ર વેદના ઉપરાંત પરસ્પર નારકી જીવોએ ઉપજાવેલી વેદના તથા પરમા-
" ધામી કૃત વેદના એમ ત્રણ પ્રકારની વેદનાઓએ જેમને મહાદુ:ખ ઉત્પાદન કરેલું
" છે એવા નારકીઓ વિવિધ દુ:ખોથી પીડિત થઈને તે નર્કભૂમિમાં વસે છે. ઘટીયંત્રોમાં
" ઉત્પન્ન થયેલા[2] નારકી જીવોને પરમાધાર્મિક દેવો સીસાની સળીઓ જેમ જતરડા-
" માંથી ખેંચે તેમ લઘુ દ્વારથી આકર્ષણ કરે છે. કેટલાએક નારકી જીવોને, વસ્ત્રોને
" જેમ રજકો[3] પછાડે તેમ હાથ પગ વિગેરેથી પકડીને વજ્રકંટક જેવી સંકટકારી
" શિલાના પૃષ્ઠ ઉપર પરમાધામીઓ પછાડે છે. કોઇ ઠેકાણે તેઓને કાષ્ઠની જેમ દારૂણ
" કરવતથી વિદારે છે, અને કોઈ ઠેકાણે તલની જેમ વિચિત્ર યંત્રોથી પીલવામાં આવે
" છે. વળી નિત્ય તૃષાતુર એવા તે રાંકડાઓને ત્યાંથી લઈ જઈને તૃષા શાંત કરાવવા
" માટે તરવા[4] અને સીસાના રસને વહન કરનારી વૈતરિણી નામની નદીમાં ઉતાર-
" વામાં આવે છે. કદી તે પ્રાણીઓને છાયામાં બેસવાની ઈચ્છા થાય તો તેમને અસિ-

૧ પવિત્ર બ્રાહ્મણ. ૨ નાના મોઢાવાળી કુંભી જેવા સ્થાનકમા ( આલામા ) નારકી જીવો ઉત્પન્ન થાય છે ૩ વસ્ત્ર ધોનારા ધોબીઓ ૪તરવુ=લોઢું

" પત્ર વનમાં લઈ જાય છે. ત્યાં એ વનમાં રહેલા વૃક્ષોના શસ્ત્ર જેવા પત્રો પડવાથી
" તેઓના તિલતિલ જેવડા કટકા થઈ જાય છે. કોઈ ઠેકાણે વજ્ર કંટક જેવા શાલ્મ-
" લીના વૃક્ષની સાથે અને કોઈ ઠેકાણે અત્યંત તપાવેલી લોઢાની પુતળીઓની સાથે
" આલિંગન કરાવે છે, અને તે વખતે તેઓએ કરેલા પરસ્ત્રીઓના આલિગનનું સ્મરણ
" કરાવે છે. કોઈ ઠેકાણે પૂર્વે કરેલુ માંસભક્ષણનું લોલુપપણું યાદ આપીને તેમને તે-
" ઓના અંગનુંજ માંસ તોડી તોડીને ખવરાવવામાં આવે છે, અને પૂર્વે કરેલી મદિરા-
" પાનની લોલુપતાને સ્મરણ કરાવીને તપેલુ તરવું પાવામાં આવે છે. વળી ભ્રાષ્ટ્ર,
" ખરજ, મહાશૂલ અને કુંભીપાક વિગેરેની વેદનાનો નિરંતર અનુભવ કરાવે છે તથા
" માંસની પેઠે તેઓને શેકવામાં આવે છે. તે પ્રાણીઓના શરીર છિન્નભિન્ન થઈને પાછા
" મળી જાય તેવા છે. તેઓનાં નેત્રાદિક અંગો, બગલા અને કંક વિગેરે પક્ષીઓની
" પાસે ખેંચાવે છે. આ પ્રમાણે મહા દુઃખોથી હણાયેલા અને સુખના એક અંશથી પણ
" રહિત પ્રાણીઓ ત્યાં રહીને યાવત્ તેત્રીશ સાગરોપમ જેવા મોટા કાળને નિર્ગમન કરે છે.

" કેટલાએક પ્રાણીઓ તિર્યંચગતિને પ્રાપ્ત થઇ તેમાં પણ એકેન્દ્રિયપણું પામે છે,
" અને તેમાં પણ પૃથ્વીકાય રૂપને પ્રાપ્ત થઈ હલાદિક શસ્ત્રોથી ફડાય છે, હાથી ઘોડા
" વિગેરેથી ચોળાય છે, જલપ્રવાહોથી પ્લાવિત થાય છે, દાવાનલથી બળી જાય છે,
" ખારા ખાટા અને મૂત્રાદિકના જળથી વ્યથા પામે છે, લવણ ક્ષારને પામ્યા હોય છે
" તો ઉષ્ણ જળમાં તેને ઉકાળવામાં આવે છે, કુંભાર પ્રમુખ તેના દેહના ઘડા ઇંટ
" વિગેરે કરીને તેને પકાવે છે, ભીતમાં કાદવરૂપે થઈને ચણાય છે, કોઈ ક્ષાર મૃત્તિકાના
" પુટપાકવડે પકવીને તેઓને શરાણથી ઘસે છે, કોઈવાર ટાંકણાથી તેમનું વિદારણ
" થાય છે, અને પર્વતની સરિતાના પ્રવાહોથી ફાડી નખાય છે. અપ્કાયપણાને પામે-
" લા જતુઓ સૂર્યનાં કિરણોથી તપાય છે, હિમરૂપે ઘનીભૂત કરાય છે, રજથી શોષણ
" કરાય છે, ઘણા ક્ષાર રસના સંપર્કથી પરસ્પર મૃત્યુ પામે છે, સ્થાળીની અંદર રાખીને
" પચાવાય છે, અને તૃષાવાળા માણસોથી પીડાય છે. તેજકાયપણાને પામેલા જંતુઓ
" જલાદિકથી બુઝાવાય છે, ઘણ વિગેરેથી કુટાય છે, અને ઇંધણાદિકથી દગ્ધ કરાય
" છે. વાયુકાયપણાને પામેલા જતુઓ પંખા વિગેરેથી હણાય છે, ક્ષણે ક્ષણે શીતોષ્ણ
" પ્રમુખ દ્રવ્યના યોગથી મૃત્યુ પામે છે, પ્રાચીનની અર્વાચીનથી વિરાધના થાય છે,[1]
" મુખાદિકના પવનોથી બાધા પામે છે, અને સર્પ પ્રમુખથી પાન કરાય છે. કંદ પ્રમુખ
" દશ પ્રકારની વનસ્પતિ કાયને પામેલા જંતુઓ હમેશાં છેદાય છે, ભેદાય છે, અગ્નિના
" યોગથી પચાવાય છે, પરસ્પર ઘર્ષણોથી પીલાય છે, અન્ય પ્રયોગવડે શોષણ
" થાય છે, ખાવાના લોલપીઓ ક્ષાર પ્રમુખના યોગથી તેને બાળે છે, અને
" એકત્ર પણ કરે છે, સર્વ અવસ્થામાં ભક્ષણ કરાય છે, પવનોથી ભગાય છે, દાવા-

૧ નવો પવન આવે છે તે જુના પવનના જીવોનો વિનાશ કરે છે.

" નળોથી ભસ્મ કરાય છે, અને નદીના પ્રવાહથી ઉખેડાય છે. એવી રીતે સર્વ વનસ્પ-
" તિઓ સર્વને ભોજ્ય થઈ પડે છે, અને સર્વ પ્રકારનાં શસ્ત્રોથી તેઓ સર્વદા ક્લેશની
" પરંપરાનો અનુભવ કરે છે. બે ઇંદ્રિયપણામાં પૂરા વિગેરે થઈને તપાય છે અને પીવાય
" છે, કૃમિયો થાય છે તો ચરણોથી ચૂર્ણ થાય છે અને ચકલા વિગેરે પક્ષીઓ તેમનું
" ભક્ષણ કરે છે, શંખાદિક જતુઓ ખોડાય છે, જલૌકાદિકનો[1] નિષ્કર્ષ થાય છે, અને
" ગંડૂપદ[2] વિગેરે જંતુઓનો ઔષધાદિવડે જઠરમાંથી પાત થાય છે. ત્રીંદ્રિયપણામાં જુ
" અને માંકડ વિગેરે શરીર સાથે ચોળાય છે અને ઉષ્ણ જળથી તપાય છે, કીડીઓ પગથી
" અને સમાર્જનથી પીડાય છે અને અદૃશ્ય એવા કુંથુવા વિગેરેનું આસનાદિકથી મથન
" થાય છે. ચતુરિંદ્રિયપણામાં મધમાખી અને ભમરાદિક જંતુઓ મધુભક્ષક પુરૂષોએ
" કરેલા લાકડી તથા ઢેખાળાદિકના તાડનોથી વિરાધાય છે, ડાંસ અને મસલા પ્રમુખ
" પ્રાણીઓ પંખા વિગેરેથી તત્કાળ તાડન કરાય છે, ગરોળી વિગેરે મક્ષિકા તથા કરો-
" ળિઆ વિગેરેને ગળે છે. પંચેન્દ્રિયપણામાં જળચર પ્રાણીઓ ઉત્સુક થઈને પરસ્પર
" એક બીજાનુંજ ભક્ષણ કરે છે અને ઢીમર લોકો તેઓને પકડે છે, તથા ચરબીના
" અર્થી ચરબીને માટે તેમને ગાળે છે. સ્થળચરોમાં ઉત્પન્ન થયેલા પ્રાણીઓમાં માંસને
" ખાનારા બલવાન્ સિંહ પ્રમુખ પ્રાણીઓ નિર્બલ એવા મૃગાદિકને મારી નાખે છે,
" મૃગયા કરનારા પુરૂષો શિકાર કરવામાં પોતાના ચિત્તને આસક્ત કરીને ક્રીડાથી વા
" માંસની ઈચ્છાથી અનેક ઉપાયો રચીને તે નિરપરાધી પ્રાણીઓને હણે છે, કેટલાએક
" પ્રાણીઓ ક્ષુધા, પિપાસા, શીત, ઉષ્ણ અને અતિ ભારનું વહન કરવા વિગેરેથી તેમજ
" ચાબુક, અંકુશ અને કોરડાના મારથી અસહ્ય વેદનાને સહન કરે છે. ખેચર પ્રાણી-
" ઓમાં તેતર, શુક, કપોત અને ચકલા વિગેરે કેટલાએક પ્રાણીઓને માંસમાં લુબ્ધ
" થયેલા શ્યેન, સીંચાણા અને ગીધ પક્ષીઓ પકડીને ગ્રાસ કરે છે, કેટલાએક માંસના
" લોભી—પક્ષીના શિકારી પુરૂષો અનેક જાતના ઉપાય વિસ્તારી તેઓને પકડે છે અને
" અનેક જાતની વિડંબનાથી તેમનો વિનાશ કરે છે તિર્યંચ પક્ષીઓને જળ, અગ્નિ
" અને શસ્ત્ર વિગેરેથી સર્વ રીતે ભય રહ્યા કરે છે. અહા! પોતપોતાના કર્મબંધનું
" નિબંધન કેટલુક વર્ણવીએ.

" મનુષ્યપણું પ્રાપ્ત થયાં છતાં પણ અનાર્ય દેશમાં ઉત્પન્ન થયેલા પ્રાણીઓ
" એવું પાપ કરે છે કે જે કહી શકાય તેવું પણ નથી. આર્ય દેશમાં પણ ચંડાલ અને
" શ્વપચાદિ જાતિમાં ઉત્પન્ન થાય છે તેઓ પણ તેવાં પાપ કરે છે, અને તેને અનુસારે
" મહા દુઃખનો અનુભવ કરે છે. કેટલાએક પ્રાણીઓ આર્ય દેશમાં ઉત્પન્ન થયા છતાં
" અનાર્ય ચેષ્ટાવાળા થાય છે, અને તેને લીધે તેઓ દુઃખ, દારિદ્ર અને દુર્ભાગ્યથી દગ્ધ
" થઈને નિરંતર દુ:ખ ભોગવે છે. કેટલાક મનુષ્યો પરની સંપત્તિના ઉત્કર્ષથી અને

૧ જળો વિગેરે. ૨ ગડોળા પેટમા થાય છે.

" પોતાની સંપત્તિના અપકર્ષથી તેમજ બીજાની સેવા કરવા વડે દગ્ધ ચિત્તવાળા થવા-
" થી દુઃખે કરી જીવે છે. કેટલાએક દીન પુરૂષો રોગ, જરા અને મૃત્યુથી ગ્રસ્ત થઈને
" તથા નીચ કર્મવડે કદર્થના પામીને દયા ઉત્પન્ન કરે તેવી દુઃખદશાને અનુભવે છે.
" વળી મનુષ્યપણામાં પણ ઘોર નરકમાં નિવાસ કરવા જેવા ગર્ભાવાસના દુઃખને અ-
" નુભવે છે. ગર્ભવાસ જેવા દુઃખનુ કારણ છે તેવા દુઃખનું કારણ જરા, રોગ, મૃત્યુ
" અને દાસપણું પણ નથી. તપાવીને કરેલી અગ્નિ જેવા વર્ણવાળી સોયોથી રોમે રોમે
" ભેદાયેલા પુરૂષને જેટલુ દુઃખ થાય છે તેનાથી આઠગણું દુઃખ પ્રાણીને ગર્ભાવાસમાં
" ઉત્પન્ન થાય છે. વળી યોનિયંત્રમાંથી નીકળતી વખત પ્રાણીને જે દુઃખ થાય છે તે
" ગર્ભવાસના દુઃખથી પણ અનંતગુણું છે. જન્મ્યા પછી પણ બાલ્યવયમાં મૂત્રવિ-
" ષ્ટાથી, યૌવનવયમાં રતિવિલાસોથી અને વૃદ્ધાવસ્થામાં શ્વાસ તથા ખાંસીના રોગથી
" એ પ્રાણી પીલાય છે, તથાપિ તેને કદી પણ લજ્જા આવતી નથી. પ્રાણી પ્રથમ
" બાલ્યાવસ્થામાં વિષ્ટાનો ડુક્કર, પછી યૌવનાવસ્થામાં કામદેવનો ગધેડો અને છેવટે
" વૃદ્ધાવસ્થામાં ઘરડો બેલ બને છે; પણ કદાપિ તે પુરૂષ છતાં પુરૂષ થતો નથી. શિશુ-
" વયમાં માતૃમુખી[1], યૌવન વયમાં સ્ત્રીમુખી[2] અને વૃદ્ધપણે પુત્રમુખી[3] થાય છે, પણ
" એ મૂર્ખ પ્રાણી કોઈવાર અંતર્મુખ થતો નથી. ધનની આશામાં વિહ્વલ થયેલો પ્રાણી
" સેવા, કૃષિ, વ્યાપાર અને પશુપાલ વિગેરે ઉદ્યોગથી પોતાના જન્મને નિષ્ફલ ગુમાવે
" છે. કોઈવાર ચોરી, કોઈવાર દ્યુત અને કોઈવાર જારપણું કરવાથી મનુષ્યોને વારંવાર
" સંસારમાં પરિભ્રમણ કરવાનાં કારણ ઉત્પન્ન થયા કરે છે. મોહથી અંધ થયેલા પ્રા-
" ણીઓ સુખી હોય છે ત્યારે કામવિલાસથી દુઃખી થાય છે અને દીનતા અને રૂદન
" કરવાથી પોતાનો જન્મ ગુમાવે છે પણ ધર્મકાર્ય કરતા નથી. અનંત કર્મના સમૂ-
" હનો ક્ષણમાત્રમાં ક્ષય કરવાને સમર્થ એવું માનુષ્યપણું પ્રાપ્ત થયા છતાં પણ પાપી
" પુરૂષો પાપ કર્મ કર્યા કરે છે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ રત્નોના પાત્ર રૂપ
" મનુષ્યપણામાં જે પાપ કર્મ કરવું તે સુવર્ણ પાત્રમાં મદિરા ભરવા જેવું છે. આ
" સંસાર રૂપી સમુદ્રમાં શમિલાયુગના યોગની[4] જેમ માંડમાંડ પ્રાપ્ત થયેલુ આ મનુ-
" ષ્યપણું અહા ! મૂર્ખ જેમ ચિંતામણિ રત્ન હારી જાય તેમ પ્રાણી હારી જાય છે.
" સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિના કારણરૂપ માનુષ્યપણું પ્રાપ્ત થયા છતાં પણ માણસ
" નરકપ્રાપ્તિના ઉપાય રૂપ કર્મની અંદર ઉદ્યમ કર્યા કરે છે એ કેવી દિલગીરીની વાર્તા
" અનુત્તર વિમાનના દેવતાઓ પણ મોટા પ્રયત્નથી જેની આશા રાખે છે એવું માનુ-

---

૧ માતાના મુખ સામુ જોવાવાળો ૨ સ્ત્રીના મુખસામુ જોવાવાળો ૩ પુત્રના મુખ સામું જોવાવાળો ૪ સ્વયંભૂરમણ સમુદ્રમાં સામસામી દિશાએ નાંખેલુ ધોંસરૂ ને ખીલી અનંત કાળે કદાપિ એકઠું થઇ જાય અને ધોસરામાં ખીલી પરોવાઇ જાય, એ જેટલુ અસંભવીત અને કવચિતજ બને તેવું છે તેના સરખુ મનુષ્યપણું પામવુ દુર્લભ છે.

" ષ્યત્વ પ્રાપ્ત થયા છતાં પણ તેને પાપી પુરૂષો પાપ કર્મમાં જોડી દે છે. નરકમાં
" પરોક્ષ દુ:ખ છે અને નરજન્મમાં તો પ્રત્યક્ષ દુ:ખ છે; તેથી તેનો વિસ્તાર અતિશ-
" યપણે શામાટે અહીં વર્ણવવો જોઈએ ?

" શોક, અમર્ષ, ખેદ, ઈર્ષ્યા અને દીનતા વિગેરેથી જેમની બુદ્ધિ હણાયેલી છે એવા
" દેવતાઓમાં પણ દુ:ખનું સામ્રાજ્ય પ્રવર્તિ રહેલું છે. બીજાની મોટી લક્ષ્મીને જોઈને
" દેવતાઓ પોતાના અલ્પ સુકૃતને સંપાદન કરનારા પૂર્વ જન્મના જીવિતનો ચિરકાળ
" શોક કરે છે. બીજા કોઈ બલવાન દેવતાની તરફથી પોતાને અડચણ ઉત્પન્ન થતાં
" તેનો પ્રતિકાર કરવાને અસમર્થ એવા દેવતાઓ તીક્ષ્ણ એવા અમર્ષ રૂપ શલ્યથી
" નિરંતર કચવાયા કરે છે. 'મેં પૂર્વ જન્મમાં કાંઈ પણ સુકૃત કર્યું જણાતું નથી જેથી
" આ ભવમાં સેવકદેવતાપણાને પામ્યો છું.' આવી રીતે વિચારતાં અને પોતાથી
" અધિક ઉત્તરોત્તર બીજા દેવોની લક્ષ્મીને દેખતાં નિરંતર કેટલાએક દેવતાઓ ખેદ
" કર્યા કરે છે. કેટલાએક દેવતાઓ બીજાઓની વિમાન, સ્ત્રીરત્ન અને ઉપવન સંબંધી
" સંપત્તિ જોઈ જોઈને યાવજ્જીવિત ઈર્ષ્યારૂપ જ્વલિત અગ્નિના ઊર્મિઓથી બળ્યા કરે
" છે. કેટલાએક દેવતાઓ બીજા બળીષ્ટ દેવતા તરફથી પોતાનું સર્વસ્વ લુંટાઇ જતાં
" દીનવૃત્તિએ 'હે પ્રાણેશ ! હે પ્રભુ ! હે દેવ ! તમે પ્રસન્ન થાઓ' એમ ગદ્ગદ્ સ્વરે
" પોકારે છે. પુણ્યથી સ્વર્ગલોક પ્રાપ્ત થયા છતાં પણ કામી દેવતાઓ કામ,ક્રોધ અને
" ભયથી આતુર થયા સતા ક્યારે પણ સ્વસ્થપણાને પામતા નથી. વળી દેવતાઓ
" દેવભુવનમાંથી પોતાને ચ્યવવાનાં ચિન્હોને અગાઉથી જોઈને 'અમે ક્યાં સંતાઈ
" જઇએ' એમ બોલ્યા કરે છે અને સંતાઈ પણ જાય છે. કલ્પવૃક્ષોનાં પુષ્પોથી
" ઉત્પન્ન થયેલી માલાઓ ગ્લાનિ પામે નહીં પણ ચ્યવન નજીક આવે છે તે વખતે
" દેવતાના મુખકમલોની સાથે તે પણ ગ્લાનિ પામી જાય છે. મોટા બળવાન્ પુરૂષોથી
" પણ અકંપ્ય એવાં કલ્પવૃક્ષો તેઓના હૃદયની સાથે સંધિબંધ શીથિલ થઈ જવાથી
" કંપાયમાન થાય છે. ઉત્પન્ન થયા ત્યારથીજ પ્રાપ્ત થયેલી અને ઘણી પ્યારી એવી
" લક્ષ્મી અને લજ્જા પણ જાણે અપરાધ કર્યો હોય તેમ તેઓને તત્કાલ છોડી દે છે.
" નિરંતર નિર્મલ એવી વસ્ત્રની શોભા પણ અકસ્માત્ પ્રસરેલા મલિન અને ધાટા
" પાપના સમૂહથી હોય તેમ તત્કાળ મલિન થઈ જાય છે. મૃત્યુકાળે જેમ કીડીઓને
" પાંખો આવે છે તેમ તેઓને તે વખતે અદીનપણું છતાં દૈન્યતા આવે છે અને નિદ્રા
" રહિત છતાં નિદ્રા આવે છે. મરવાને ઇચ્છતા એવા પુરૂષો જેમ યત્ન કરીને પણ
" કુપથ્ય સેવનની ઈચ્છા કરે છે તેમ અજ્ઞાની દેવતાઓ એવે વખતે ન્યાય તથા ધર્મને
" બાધ કરીને વિષયો ઉપર રાગ ધરે છે. નીરોગી છતાં પણ ભવિષ્યમાં આવનારા
" ચ્યવનથી ઉઠેલી વેદનાને જાણે વશ થયેલા હોય તેમ તેઓના સર્વ અંગોપાંગના
" સાંધાઓ ભાંગવા માંડે છે, અર્થાત્ આળસ પર આળસ મરડવા લાગે છે. જાણે

" બીજાઓની સંપત્તિના ઉત્કર્ષને જોવાને અસમર્થ હોય તેમ તેઓની પદાર્થને ગ્રહણ
" કરવામાં દૃષ્ટિઓ અપટુ[1] થઇ જાય છે. ભવિષ્યમાં આવવાના ગર્ભાવાસના દુઃખનો
" જાણે તેઓને ભય લાગ્યો હોય તેમ પોતાને થયેલા પ્રકંપથી ચપળ અંગોવડે બીજા-
" ઓને પણ બીવરાવે છે. પૂર્વોક્ત ચિન્હોવડે તેઓને ચ્યવવાનો નિશ્ચય થવાથી જાણે
" અગ્નિના અંગારાઓએ તેમનું આલિંગન કરેલુ હોય તેમ વિમાનમાં, નંદનવનમાં,
" વાપીકામાં કે કોઈપણ સ્થાનકે તેઓને શાંતિ વળતી નથી. તે વખતે તેઓ વિલાપ
" કરે છે કે 'હા પ્રિયા ! હા વિમાનો ! હા વાપીકાઓ ! અને હા કલ્પવૃક્ષો ! હત-
" ભાગ્ય એવા મારાથી વિયોગ પામેલા તમે હવે ફરી મને ક્યાં જોવામાં આવશો ?
" અહો ! અમૃતને વર્ષાવનારી વાણી, અમૃતમય કાંતા, રત્નના ઘડેલા સ્તંભો, શોભા
" સહિત મણિમય ભૂમિઓ અને રત્નમયી વેદિકાઓ ! તમે કોને આશ્રયે જશો ? રત્નની
" પદપંક્તિએ યુક્ત અને શ્રેણીબંધ કમલોવાળી હે પૂર્ણવાપીકાઓ ! તમે કોના ઉપ-
" ભોગને અર્થે થશો ? હે પારિજાત ! હે સતાન ! હે હરિચંદન ! અને હે કલ્પવૃક્ષ !
" શું તમે આ માલેકને છોડી દેશો ? અરે ! સ્ત્રીના ગર્ભરૂપ નરકમાં શું મારે પરવશ
" થઇને નિવાસ કરવો પડશે ? અને અશુચિ રસનું શું મારે વારંવાર આસ્વાદન કરવું
" પડશે ? અહા ! મારે પોતાના કર્મથી બંધાઈને જઠર રૂપ અંગારશકટીના[2] પાકથી
" થતું દુઃખ સહન કરવુ પડશે ! અરે ! રતિસુખની જાણે ભંડાર હોય તેવી આ દેવાં-
" ગનાઓ ક્યાં ! અને અશુચિનુંજ સ્થાનક હોવાથી બીભત્સ એવી માનવ સ્ત્રીઓનો
" ભોગ ક્યાં !' આ પ્રમાણે સ્વર્ગીય વસ્તુને સંભારી સંભારી વિલાપ કરતા એ દેવ-
" તાઓ, દીપક જેમ ક્ષણવારમાં બુઝાઈ જાય તેમ ત્યાંથી ચ્યવી જાય છે. તેથી આ
" સંસારને અસાર જાણી શુભ બુદ્ધિવાળા પ્રાણીએ દીક્ષારૂપ ઉપાયથી મુક્તિને અર્થે
" પ્રયત્ન કરવો યોગ્ય છે."

આ પ્રમાણેની દેશના સાંભળીને હજારો મનુષ્યો પ્રતિબોધ પામ્યા. તેઓમાં કેટલાએકે દીક્ષા ગ્રહણ કરી, અને કેટલાએકે સમકિતનો સ્વીકાર કર્યો. **સુવ્રત** વિગેરે એકસોને સાત ગણધરો થયા. તેઓએ પ્રભુથી ત્રીપદીને પામીને દ્વાદશાંગીની રચના કરી. પ્રભુ જ્યારે દેશનાથી વિરામ પામ્યા ત્યારે સુવ્રત ગણધરે દેશના દીધી. કારણકે **કુવાની ક્રિયા જેમ પાછળથી અવાડો કરે તેમ શિષ્યો ગુરૂની ક્રિયાને અનુસરે છે.** સુવ્રત ગણધર દેશનાથી વિરામ પામ્યા પછી સર્વ દેવતાઓ અને મનુષ્યો વિગેરે પ્રભુને પ્રણામ કરી પોતપોતાને સ્થાનકે ગયા.

તે વખતે નીલ અંગવાળો, મૃગના વાહનવાળો, પોતાની બે દક્ષિણ ભુજામાં સફલ અને અભયને ધારણ કરનારો અને બે વામ ભુજામાં નકુલ તથા અક્ષસૂત્રને રાખનારો કુસુમ નામે યક્ષ એ તીર્થનો અધિષ્ઠાતા થયો. એ યક્ષ હમેશાં પ્રભુની પાસે રહેનાર

૧ અસુંદર. ૨ સગડી

હોવાથી શાસનદેવતા કહેવાયો. તેજ પ્રમાણે શ્યામ અંગવાળી, પુરૂષના વાહનવાળી, બે દક્ષિણ ભુજામાં વરદ તથા બાણને ધરનારી અને બે વામ ભુજામાં કાર્મુક તથા અભયને રાખનારી અચ્યુતા નામે યક્ષણી પ્રભુની શાસનદેવી થઈ. એ યક્ષ અને શાસનદેવીએ જેમની સાંનિધ્ય છોડી નથી એવા જગત્પ્રભુએ વિશ્વને અનુગ્રહ કરવાની ઈચ્છાથી ગ્રામ, આકર અને નગર વિગેરેમાં વિહાર કર્યો.

પ્રભુને ત્રણલાખ ને ત્રીશહજાર સાધુઓ થયા, ચારલાખ અને વીશહજાર સાધ્વીઓ થઈ, બે હજાર અને બસો ચૌદ પૂર્વધારી થયા, દશ હજાર અવધિજ્ઞાની થયા, દશહજાર ને ત્રણસો મનઃપર્યય જ્ઞાની થયા, બારહજાર કેવળજ્ઞાની થયા, સોળહજાર એકસો ને આઠ વૈક્રિય લબ્ધિવાળા થયા, નવહજાર ને છસો વાદ લબ્ધિધારી થયા, બે લાખ ને છોતેર હજાર શ્રાવકો થયા, અને પાંચ લાખ ને પાંચહજાર શ્રાવિકાઓ થઈ. આટલો પરિવાર પ્રભુને કેવળજ્ઞાન થયા પછી છ માસ અને સોળ પૂર્વાંગે ઊન એવા એકલાખ પૂર્વ સુધી વિહાર કરતાં થયો. પછી પોતાનો મોક્ષકાળ નજીક જાણીને પદ્મપ્રભ પ્રભુ સમેતશિખર પર્વતે આવ્યા, અને ત્યાં માસિક અનશન ધારણ કર્યું. માગશર માસની કૃષ્ણ એકાદશીને દિવસે ચંદ્ર ચિત્રા નક્ષત્રમાં આવતાં, શ્રી પદ્મપ્રભ પ્રભુ અઘાતિ ચતુષ્કર્મને ખપાવીને અને અનંત ચતુષ્ટયને સિદ્ધ કરીને ત્રણસો ને આઠ અનશન વ્રતવાળા મુનિઓની સાથે ચતુર્થ શુક્લ ધ્યાનવડે ચોથા પુરૂષાર્થ ( મોક્ષ ) ને પ્રાપ્ત થયા.

સાડા સાતલાખ ને સોળ પૂર્વાંગ કૌમાર વયમાં, સાડી એકવીશલાખ પૂર્વ રાજ્ય પાળવામાં અને સોળ પૂર્વાંગે ન્યૂન એકલાખ પૂર્વ વ્રતમાં–એમ સર્વ મળી ત્રીશ લાખ પૂર્વનું શ્રી પદ્મપ્રભ પ્રભુનું આયુષ્ય હતું સુમતિ સ્વામીના નિર્વાણ પછી નેવુહજાર કોટી સાગરોપમ ગયા પછી શ્રી પદ્મપ્રભ પ્રભુ મોક્ષપદને પામ્યા. પ્રભુ મોક્ષ પામ્યા પછી ભક્તિવાળા ચોસઠ ઈંદ્રોએ આવી પ્રભુના અને બીજા મુનિઓના શરીરનો ઊચે પ્રકારે સંસ્કાર કર્યો, અને નિર્વાણકલ્યાણકનો મોટો મહોત્સવ પણ કર્યો.

**इत्याचार्यश्रीहेमचन्द्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते**
**महाकाव्ये तृतीये पर्वणि श्रीपद्मप्रभस्वामिचरित्र**
**वर्णनो नाम चतुर्थः सर्गः ४**

—⊰⊰⊰⊱⊱⊱—

## શ્રીસુપાર્શ્વનાથ ચરિત્ર.

## સર્ગ ૫ મો.



વેલાતટને ઉલ્લંઘન કરનાર કેવળજ્ઞાન રૂપ સમુદ્રની જાણે લેરીઓ હોય એવી શ્રી સુપાર્શ્વનાથ પ્રભુની દેશનાની વાણીઓ તમારી રક્ષા કરો. સર્વ પ્રાણીઓના ક્રોધરૂપ અંધકારનો નાશ કરવામાં શુભ દિવસરૂપ એવું સાતમા તીર્થંકર શ્રી સુપાર્શ્વનાથ પ્રભુનું ચરિત્ર હવે હું કહુંછું.

ધાતકી ખંડના પૂર્વ વિદેહ ક્ષેત્રના તિલક જેવા રમણીય વિજયમાં **ક્ષેમપુરી** નામે એક નગરી છે. તેમાં સૂર્યની જેમ તેજના એક સ્થાનરૂપ અને જગતને આનંદકારક શ્રી **નંદીષેણ** નામે રાજા હતો. રાજ્યના તમામ વ્યાપારમાં અગ્રેસર રહેનારા એ રાજાને પોતાના જમણા હાથના જેવો ધર્મ પ્રધાનપણે રહેલો હતો. પ્રજામાં રહેલા કંટક જેવા દુષ્ટ જનસમૂહને શિક્ષા કરવામાં તેને કોપ થતો તે પણ લોકોના સુખને માટે હતો જેનો કોપ પણ ધર્મને અર્થે થતો હતો તેની બીજી ક્રિયાને માટે તો વાતજ શી કરવી ? અહર્નિશ્ સ્મૃતિગોચર થતા શ્રી વીતરાગ ભગવાન તેને હૃચ્છય (હૃદયમાં સુનારા, પક્ષે કામદેવ ) રૂપ થતા હતા એ મોટી આશ્ચર્યની વાત હતી. એ રાજા પીડિત જનોની પીડા હરવામાં સદા શરણ કરવા યોગ્ય હતો, પણ કામપીડિત પરસ્ત્રીઓને કોઇવાર શરણ આપતો નહીં, એ મોટું આશ્ચર્ય હતું.

કેટલોએક કાળ ગયા પછી મોટા મનવાળા નંદીષેણ રાજાએ સંસારથી ઉદ્વેગ પામીને **અરિંદમન** આચાર્યની પાસે જઈ દીક્ષા લીધી. તીક્ષ્ણ મહાવ્રતને પાળતા એ મહા મુનિએ વીશસ્થાનમાંથી કેટલાએક સ્થાનકના આરાધનવડે તીર્થંકરનામકર્મ ઉપાર્જન કર્યું અંત સમયે અનશન કરી નંદીષેણ મહામુનિ પંચત્વ પામીને છઠ્ઠા ગ્રૈવેયકમાં મહર્દ્ધિક દેવતા થયા.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં કાશી દેશના મંડનરૂપ વારાણસી નામે નગરી છે. તેમાં રહેલા પ્રકાશિત રત્નની ભીંતોવાળા ગૃહોની અંદર જો દેવની આગળ અષ્ટ પ્રકારની પૂજાના દીપક હોય તો અનુપમ શોભા થઈ રહે છે. એ નગરીમાં ચૈત્યના ઊંચા ધ્વજાદંડ ઉપર આવેલો ચંદ્રમા, એક છત્રવાળા ધર્મરાજાના છત્રની શોભાને ધારણ કરે છે. તે નગરીમાં કિલ્લાની અગાશી ઉપર ક્રીડા કરવાને આવેલી વિદ્યાધરોની સ્ત્રીઓ જગતી ઉપરના જાળકટકનું વિસ્મરણ કરી સુખેથી ત્યાંજ રહે છે. રાત્રિએ વાસગૃહોની અંદર આવીને શબ્દ કરતા પારાવત પક્ષીઓ કામદેવને જગાડવાને માટે જાણે મંગળ પાઠ કરતા હોય તેમ જણાય છે. એ નગરીમાં સત્પુરૂષોની પ્રતિષ્ઠા કરવામાં કલ્પવૃક્ષ સમાન અને ઇંદ્રની જેવો પ્રતિષ્ઠાને પામેલો **પ્રતિષ્ઠ** નામે ન્યાયવાન્ રાજા હતો. મેરૂ

પર્વતની જેમ મહત્ત્વપણાથી અનુપમ એવા તે રાજાના ચરણની છાયા નીચે સર્વ જગત્ રહેલુ હતું. જ્યારે એ રાજા દિગ્વિજય કરવાને જતો તે વખતે તેને મસ્તકે ધરેલાં શ્વેત છત્રોથી અને મયૂરપિચ્છનાં છત્રોથી આકાશનો સર્વ પ્રદેશ જાણે બગલીઓના અથવા મેઘનાં ચિન્હોથી છવાયેલો હોય તેવો જણાતો હતો. નિ:સીમ પુરુષવ્રતરૂપી આભૂષણોને ધારણ કરતો એ રાજા જેમ યાચકોથી પરાઙ્મુખ થતો નહીં તેમ રણભૂમિમાં શત્રુઓની સામે પણ કદાપિ પરાઙ્મુખ થતો નહીં. મોટી ભુજાવાળા એ રાજાને જન્મથીજ કોઇની સહાય ન હતી તોપણ સર્વ પૃથ્વીને ક્રીડાકમળની જેમ લીલા માત્રથી ધારણ કરતો હતો.

તે પૃથ્વીપતિને જાણે જંગમ પૃથ્વી હોય તેમ સ્થિરતાદિક ગુણોના પાત્રરૂપ પથ્વી નામે રાણી હતી. એ રાણીને શીળ અને રૂપ એ બે નિત્ય આભૂષણપણાને પામેલાં હતાં, અને બહારનાં આભૂષણો તો ફક્ત ભૂષ્યતાનેજ પામેલાં હતાં. તામ્રપર્ણી નદીમાં મોતીના દાણાની જેમ એ રાણીમાં સ્વભાવથીજ નિર્મળતાવાળા અનેક ગુણો ઉત્પન્ન થયેલા હતા. એ રાજ્યુવતિનું રૂપ લાવણ્યરૂપ જળથી અને મુખ, નેત્ર, હાથ તથા પગ રૂપ કમળોથી લક્ષ્મી દેવીના નિવાસરૂપ પદ્મદ્રહ હોય તેવું શોભતું હતું. એ પૃથ્વી દેવી તીર્થંકરની માતા થવાના છે, તેથી ભવિષ્ય કાળમાં તો તેમનું દાસીપણું થવાનુંજ હતું, તથાપિ આ મહાદેવીના રૂપથી પરાજય પામેલી દેવાંગનાઓ અત્યારથીજ તેમની દાસીઓ થઇને રહેલી હતી.

આ તરફ નંદિષેણ રાજાનો જીવ જે છઠ્ઠા ગ્રૈવેયકમાં રહ્યો હતો ત્યાં તેણે પોતાનું અઠ્ઠાવીશ સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કર્યું. ત્યાંથી ચ્યવીને ભાદ્રપદ માસની કૃષ્ણ અષ્ટમીને દિવસે ચંદ્ર અનુરાધા નક્ષત્રમાં આવતાં, તે પૃથ્વીદેવીની કુક્ષીમાં અવતર્યો. સુખે સુતેલા પૃથ્વી દેવીએ રાત્રિના શેષ ભાગમાં તીર્થંકરના જન્મને સૂચવનારાં ચૌદ મહાસ્વપ્નો જોયાં. એ ગર્ભ વૃદ્ધિ પામ્યે સતે તેમણે એક, પાંચ અને નવ ફણાવાળા નાગની શય્યા ઉપર પોતાના આત્માને સુતેલો જોયો. અનુક્રમે જ્યેષ્ઠ માસની શુક્લ દ્વાદશીએ ચંદ્ર વિશાખા નક્ષત્ર ઉપર આવતાં સ્વસ્તિકના ચિન્હવાળા એક સુવર્ણવર્ણી પુત્રને તેમણે સુખે જન્મ આપ્યો. તરતજ અવધિજ્ઞાનથી અર્હંતનો જન્મ જાણીને છપ્પન દિક્કુમારીઓએ આવી સૂતિકાકર્મ કર્યું. તેવીજ રીતે શક્ર ઇંદ્ર પણ ત્યાં આવીને પ્રભુને મેરુ પર્વતના મસ્તક ઉપર રહેલી અતિપાંડુકબલા નામની શિલા ઉપર લઈ ગયો. ત્યાં બાળભાવની જેમ પ્રભુને ઉત્સંગમાં રાખી ઈંદ્ર રત્નના સિંહાસન ઉપર બેઠો. પછી સમુદ્રની વેલાઓ તટ ઉપર રહેલા પર્વતને જેમ સ્નાન કરાવે તેમ ત્રેસઠ ઈંદ્રોએ તીર્થજળથી અનુક્રમે પ્રભુને સ્નાન કરાવ્યું. પછી ઈશાન ઈંદ્રના ઉત્સંગમાં પ્રભુને બેસારી સ્ફટિકમય વૃષભના શૃંગમાંથી નીકળતી જળધારાથી ધારાયંત્રના જળની પેઠે શક્રઈંદ્રે અભિષેક કર્યો. વિલેપન તથા વસ્ત્ર અલંકારાદિક વડે પૂજા કરીને આ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરવાનો તેણે આરંભ કર્યો.

"હે પ્રભુ ! જેનું સ્વરૂપ અવિજ્ઞેય છે એવા તમારે વિષે અર્થવાદ કરવાનો[1] આગ્રહ "જે હું ધારૂ છુ તે આદિત્યમંડળને ગ્રહણ કરવાને કપિએ ફાળ માર્યા જેવું છે. તથા-"પિ હે પરમેશ્વર ! તમારા પ્રભાવથીજ હું તમારી સ્તુતિ કરીશ; કારણકે ચંદ્રકાંતમણિ "ચદ્રની કાંતિના પ્રભાવથીજ ઝરે છે. હે પ્રભુ ! તમારા સર્વ કલ્યાણકોને અવસરે "તમે નારકીઓને પણ સુખ આપો છો તો તિર્યંચ, નર અને દેવતાઓને સુખ "આપનારા તમે કેમ ન થાઓ ? તમારા જન્મોત્સવને સમયે ત્રણ જગત્‌માં જે "ઉદ્યોત થયો છે તે ભવિષ્યમાં ઉદય પામનારા કેવળ જ્ઞાનરૂપ સૂર્યનો અરૂણોદય છે "એમ જણાય છે. હે પરમેશ્વર ! જાણે તમારા પ્રસાદના સંપર્કથી થયેલી હોય તેમ "આ સર્વ દિશાઓ હમણા પ્રસન્ન થયેલી છે. હે પવિત્ર આકૃતિવાળા પ્રભુ ! હમણા "આ પવનો પણ સુખકારી વાય છે. કારણકે તમારા જેવા સુખદાયક પ્રભુ પ્રગટ "થતાં જગત્‌માં પ્રતિકૂલ વર્ત્તનાર કોણ થાય છે ? હે પ્રભુ અમારા પ્રમાદને ધિક્કાર "છે કે જેને આપના જન્મસમયની ખબર ન પડી અને આ અમારા આસનોને ધન્ય "છે કે જેઓએ ચલાયમાન થઈને તમારા જન્મકલ્યાણકની અમને ખબર જણાવી. "હે પ્રભુ ! નિયાણુ બાંધવુ એ નિષિદ્ધ છે, તોપણ ' તમારા દર્શનનું ફળ મને તમારી "ભક્તિ રૂપેજ નિરંતર થાઓ ' એવુ નિયાણુ હું બાંધુ છુ."

આ પ્રમાણે સ્તુતિ કરીને શક્રઈદ્રે પ્રભુને લઇ સત્વરપણે આવીને પ્રભુને પૃથ્વીદેવીની પડખે અલક્ષિતપણે જેમ હતા તેમ મૂકી દીધા

કારાગૃહમાંથી બદીવાનોને મૂકાવવા વિગેરે અદ્‌ભુત કૃત્યોથી પ્રાણીઓને પ્રસન્ન કરતા રાજાએ તે વખતે આનદ ફળના વૃક્ષરૂપ મોટો મહોત્સવ કર્યો. પ્રભુ ગર્ભમાં હતા તે વખતે તેમની માતા સારા પાર્શ્વ ( પડખા ) વાળા થયા, તેથી પ્રતિષ્ટરાજાએ પ્રભુનુ **સુપાર્શ્વ** એવું નામ પાડ્યુ. ઈદ્રે અગુઠામાં સંક્રમાવેલ અમૃતનું પાન કરનારા પ્રભુ વધવા લાગ્યા, કારણકે **અમૃતનુંજ ભોજન કરનારા અર્હત પ્રભુઓ સ્તનપાન કરતા નથી.** શિશુવયને લાયક એવી ચપળતા વડે ખોળામાંથી વારંવાર ઉતરી જતા પ્રભુ પોતાની ધાત્ર્યમાતાને વારંવાર છેતરતા અનેક પ્રકારે ક્રીડા કરવા લાગ્યા પણ કરીને ક્રીડા કરતા મનુષ્યનું રૂપ ધરનાર દેવતાઓને પ્રભુ લીલા માત્રથી જીતી લેતા હતા. **ક્રીડામાં પણ પ્રભુની આગળ ઇંદ્ર શું માત્ર છે !** વિચિત્ર ક્રીડાઓથી કામી પુરૂષ જેમ રાત્રિને નિર્ગમન કરે તેમ પ્રભુએ પોતાનુ શિશુવય નિર્ગમન કર્યું. પછી બસો ધનુષ ઊંચી કાયાવાળા અને સર્વ લક્ષણોએ લક્ષિત એવા પ્રભુ રૂપ સપત્તિના આભૂષણ રૂપ યૌવનવયને પ્રાપ્ત થયા. પોતાના માતાપિતાની દાક્ષિણ્યતાથી જગત્પતિએ રાજપુત્રીઓની સાથે પાણિગ્રહણ કર્યું. **ત્રૈલોક્યના સ્વામીઓ પણ માતાપિતાનું શાસન માન્ય કરે છે.** ભોગ્ય કર્મ ખપાવવાને માટે પ્રભુ રમણીઓની

---

૧ તમારૂ સ્વરૂપ વર્ણવવાનો

સાથે રમવા લાગ્યા. **"ભગવંતો કર્મનો ઉચ્છેદ કરવાને તત્પર હોય છે."** પાંચ લાખ પૂર્વ કૌમાર વયમાં વ્યતીત થયા પછી પિતાએ આરોપણ કરેલા ભૂમિભાર (રાજ્ય) ને પ્રભુએ ઉપાડી લીધો. પૃથ્વીનું પાલન કરતાં તેમણે વીશ પૂર્વાંગે અધિક એવા ચૌદલાખ પૂર્વ નિર્ગમન કર્યા. પછી પ્રભુનું મન સંસારમાંથી વિરક્ત છે એમ જાણીને લોકાંતિક દેવતાઓ બ્રહ્મ દેવલોકમાંથી પ્રભુની પાસે આવ્યા. 'હે પ્રભુ! તમે જો કે સ્વયંબુદ્ધ હોવાથી કોઈનાથી બોધ પામતા નથી પણ ભક્તિ વડે અમો આપને સ્મરણ કરાવીએ છીએ, તેથી હે નાથ! ધર્મ તીર્થને પ્રવર્તાવો' એમ કહીને તેઓ સ્વર્ગમાં ગયા. પછી દાન દેવામાં ચિંતામણિ તુલ્ય અને દીક્ષાગ્રહણના મહોત્સવમાં ઉત્કંઠાવાળા એવા સુપાર્શ્વસ્વામીએ એક સંવત્સર સુધી દાન આપ્યું. વાર્ષિક દાનને અંતે આસનો ચલિત થવાથી ઈંદ્રોએ આવીને પ્રભુને દીક્ષાભિષેક કર્યો. પછી મોક્ષગામી પ્રભુ વિવિધ રત્નોથી મનોહર એવી **મનોહરા** નામની શિબિકા ઉપર આરૂઢ થયા. સુર, અસુર તથા નરેશ્વરોએ અનુસરેલા ભગવંત સહસ્રામ્રવન નામે ઉત્તમ ઉપવનમાં પધાર્યા. ત્યાં આવીને ત્રણ જગતૂના ભૂષણ રૂપ પ્રભુએ આભૂષણાદિક સર્વ છોડી દીધું અને સ્કંધ ઉપર ઈંદ્રે આરોપણ કરેલું દેવદૂષ્ય વસ્ત્ર ધારણ કર્યું. જેઠ માસની શુક્લ ત્રયોદશીએ અનુરાધા નક્ષત્રમાં દિવસના પાછલા ભાગે એક સહસ્ર રાજાઓની સાથે પ્રભુએ છઠ્ઠ તપ કરીને દીક્ષા લીધી. તે વખતે તરતજ ચોથું મનઃપર્યાય જ્ઞાન ઉત્પન્ન થયું, અને ક્ષણવાર નારકીઓને પણ સુખ થયું.

બીજે દિવસે પાટલીખંડ નગરમાં મહેંદ્ર રાજાને ઘેર પ્રભુએ પરમ અન્નથી પારણું કર્યું. દેવતાઓએ તે ઠેકાણે ધનની વૃષ્ટિ કરવા વિગેરે પાંચ દિવ્યો પ્રગટ કર્યા. મહેન્દ્ર રાજાએ જ્યાં પ્રભુ ઉભા રહ્યા હતા ત્યાં રત્નમય પીઠ કરાવ્યું. પર્વતના હસ્તીની જેમ પરીસહોની સેનાના તાપનો જય કરતા, શરીરમાં પણ આકાંક્ષાએ રહિત, સુવર્ણ અને તૃણમાં સમાન ભાવ રાખનારા, એકાકી, મૌનધારી, એકાંત દૃષ્ટિ દેનારા, વિવિધ પ્રકારના અભિગ્રહમાં તત્પર, નહીં બેસનારા, નિર્ભય, સ્થિર, વિવિધ પ્રકારે કાયોત્સર્ગ કરતા, છદ્મસ્થ અને ધ્યાનમાં તત્પર એવા જગત્પતિ પ્રભુએ નવ માસ સુધી પૃથ્વીપર વિહાર કર્યો. વિહાર કરતા કરતા ફરીને સહસ્રામ્ર વનમાં આવ્યા. ત્યાં છઠ્ઠ તપ કરીને શિરીષ વૃક્ષની નીચે પ્રતિમા ધારીને સ્થિર રહ્યા. બીજા શુક્લ ધ્યાનને અંતે વર્ત્તતા જગદ્ગુરૂએ જાણે સંસારના મર્મસ્થળ હોય તેવા ઘાતિકર્મનો નાશ કર્યો જેથી ફાગણ માસના કૃષ્ણ પક્ષની ષષ્ઠીને દિવસે ચંદ્ર વિશાખા નક્ષત્રમાં આવતાં સુપાર્શ્વ સ્વામીને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું.

સુર અને અસુરોના ઈંદ્રોએ તત્કાળ ત્યાં આવી સેવકોની જેમ પ્રભુને દેશના દેવા માટે સમોસરણ રચ્યું. જગતૂગુરૂ ભગવંતે મોક્ષદ્વારની જેમ પૂર્વદ્વારથી તેમાં પ્રવેશ કર્યો. અને સુરનરાદિકોએ પણ યથાયોગ્ય દ્વારથી પ્રવેશ કર્યો. ત્યાં પૃથ્વીમાં કલ્પ-

વૃક્ષરૂપ પ્રભુએ ચારસો ધનુષ અધિક એક ક્રોશ ઊંચા એવા ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા કરી, અને પછી અતિશયોથી શોભતા એવા જગત્પતિ 'તીર્થાયનમઃ' એમ કહીને ઉત્તમ સિંહાસન ઉપર બેઠા. પૃથ્વીદેવીએ સ્વપ્નમાં જેવો સર્પ દીઠો હતો તેવો સર્પ જાણે બીજું છત્ર હોય તેમ પ્રભુના મસ્તક ઉપર વિકુર્વ્યો. ત્યાંથી માંડીને તે પ્રભુને બીજા પણ સમોસરણોમાં એક ફણાવાળો, પાંચ ફણાવાળો અથવા નવ ફણાવાળો નાગ થયેલા છે. પ્રભુના મોટા પ્રભાવથી દેવતાઓએ બીજી ત્રણ દિશાઓમાં પણ પ્રભુની જેવાજ પ્રતિબિંબો વિકુર્વ્યા. ભગવાન્ ચતુર્વિધ સંઘ પણ યથાયોગ્ય સ્થાને આવી બેઠો, કારણકે સભાની અંદર સામાન્ય માણસનો પણ સ્થાનવ્યત્યય થતો નથી. પછી સૌધર્મ કલ્પના ઈંદ્રે પ્રભુને પ્રણામ કરી, મસ્તક ઉપર અંજળિ જોડી નીચે પ્રમાણે સ્તુતિ કરવાનો આરંભ કર્યો.

"સર્વ ભુવનકોશરૂપ કમલમાં સૂર્ય સમાન અને પ્રથમ અર્હંત[1] એવા શ્રી ભગવંત! "તમને હું નમસ્કાર કરૂ છુ. હે પ્રભુ! હવે વિશ્વનું દુઃખ ગયું છે અને હર્ષ ઉત્પન્ન થયો "છે. કારણકે તીર્થપરાવર્તનથી આ વિશ્વ જાણે પરાવૃત્ત થયુ હોય તેમજ જણાય છે. "હે ધર્મચક્રી! પ્રકાશવાન્ એવા તમારા વચનરૂપ રત્નદંડથી આજ નિર્વાણરૂપ વૈતા- "ઢ્યગિરિનું દ્વાર ઉઘડશે. હે નાથ! ઉન્નત એવા મેઘની જેમ તમારૂ દર્શન સર્વ જીવ- "લોકના સંતાપને છેદવાથી હર્ષને માટે થાય છે. અનંત જ્ઞાનવાળા હે ભગવાન્! "તમારી દેશનાનાં વચનો દરિદ્રિ ઘણા કાળે દ્રવ્ય પામે તેમ અમે ચિરકાલે પ્રાપ્ત "કરીશું. પ્રથમ તમારા દર્શનથી કૃતાર્થ થયેલા અમે હવે અત્યુક્તિવાળા અને મુક્તિના "દ્વારને પ્રકાશ કરનારા તમારા દેશનાવચનથી આજે વિશેષ કૃતાર્થ થઈશું. અનંત "દર્શન, અનંતજ્ઞાન, અનંતવીર્ય અને અનંત આનંદમય સ્વરૂપવાળા તેમજ સર્વ "અતિશયોના પાત્રરૂપ એવા તમને–યોગી સ્વરૂપને હું નમસ્કાર કરૂ છું. હે જગત્પતિ! "આ ઈંદ્રાદિક પદવીની પ્રાપ્તિ તો શું માત્ર છે! કેમકે **તમારી સેવાથી તો તમારા જેવાજ થવાય છે.**"

આ પ્રમાણે સ્તુતિ કરીને સુરપતિ વિરામ પામ્યા, એટલે સર્વજ્ઞ ભગવાને ધર્મદે- શના આપવાનો આરંભ કર્યો.

"આ લોકમાં સ્ત્રી, પુત્ર, પરિવાર, દ્રવ્ય અને દેહાદિક સર્વ પોતાના આત્માથી "જુદુ છે તથાપિ તેઓને અર્થે અનેક પ્રકારનાં પાપ કર્મ કરીને મૂર્ખ માણસ પોતાના "આત્માને ભવસમુદ્રમાં ડુબાડે છે. જ્યાં પ્રાણીને પોતાના આત્માથી વિસદૃશ હોવાને "લીધે પોતાના શરીરની સાથે પણ જુદાપણું છે તોપછી ધન, બંધુ વિગેરે સહાયકોનુ "જુદાપણુ કહેવું તે કાંઇ વિશેષ નથી. જે પોતાના આત્માને દેહ, ધન અને બંધુથી "જુદો જુએ છે, તે પુરૂષને શોકરૂપ શંકુવડે પીડા કેમ થાય? અહીંઆં જે જુદાપ-

1 પોતપોતાના શાસનની અપેક્ષાએ પ્રથમ અર્હંત=પ્રથમ પૂજનીક સમજવા.

"ણાનો ભેદ છે તે પરસ્પરના લક્ષણના વિલક્ષણપણાથીજ જાણવા યોગ્ય છે અને તે "પોતાના આત્માના સ્વભાવને દેહાદિક ભાવની સાથે સરખાવતાં સાક્ષાત્‌પણે જણાય "છે. જે દેહાદિક પદાર્થો છે તે ઇંદ્રિયોથી ગ્રાહ્ય છે, અને આત્મા તો ફક્ત અનુભવથીજ "ગોચર થાય છે, તો તેઓને અનન્યપણું ( એકત્વ ) કેમ સંભવે ? કદિ શંકા થાય કે "આત્મા અને દેહાદિ પદાર્થોને જો જુદાપણું હોય તો દેહને પ્રહારાદિ થાય ત્યારે આત્માને "પીડા કેમ થાય ? તેના સમાધાનમાં કહેવાનું કે તારૂં કહેવું સાચુ છે, પણ જેમને આત્મા "અને શરીરમાં ભેદબુદ્ધિ પ્રાપ્ત થઇ નથી તેઓનેજ દેહ ઉપર પ્રહારાદિ થતાં પીડા "ઉત્પન્ન થાય છે, જેઓએ દેહ અને આત્માનો ભેદ સારી રીતે અનુભવીને પ્રતિપા- "દન કરેલો છે તેવા પુરૂષોનો આત્મા દેહને પ્રહારાદિ થતાં પીડા પામતો નથી. ભેદને "જાણનારો જ્ઞાની પુરૂષ પિતા સંબંધી દુઃખ આવી પડે તોપણ પીડા પામતો નથી "અને પરમાં પોતાપણું માની બેસનાર–ભેદ જ્ઞાનને નહીં જાણનાર અજ્ઞપુરૂષ એક ચાકર "સંબંધી દુઃખ આવી પડે તોપણ મુઝાય છે. અનાત્મીયપણાથી ગ્રહણ કરેલો પુત્ર પણ "જુદો છે, અને આત્મીયપણાથી ગ્રહણ કરેલો ચાકર પણ પુત્રથી અધિક થઈ પડે છે. "પ્રાણી જેટલા જેટલા સંબંધો પોતાના આત્મીયપણાથી પ્રિય માને છે તેટલા તેટલા "શોકના ખીલાઓ તેના હૃદયમાં ખોડાય છે. તેથી આ જગત્‌માં સર્વ પદાર્થ આત્માથી "જુદાજ છે, તે પ્રમાણે જાણીને અન્યત્વબુદ્ધિ પ્રાપ્ત થઇ છે જેને એવો માણસ કોઈ "પણ વસ્તુનો નાશ થવાથી તત્વમાર્ગમાં મોહ પામતો નથી તુંબિકા ઉપર કરેલો મૃત્તિ- "કાનો લેપ ધોવાતો જાય છે તે પ્રમાણે મમતારૂપ મૃત્તિકાના લેપને નિવારી દીક્ષાને ગ્રહણ "કરતો પુરૂષ તુંબિકાની જેમ થોડાકાળમાં શુદ્ધાત્મા થઇને આ સંસારને તરી જાય છે."

આ પ્રમાણે પ્રભુની દેશના સાંભળીને ઘણા લોકો પ્રતિબોધ પામ્યા. તેમાંથી કેટલાકે દીક્ષા લીધી અને કેટલાક શ્રાવક થયા. **વિદર્ભ** વિગેરે પંચાણુ ગણધર થયા. તેઓએ પ્રભુની વાણીને આધારે દ્વાદશાંગી રચી. પ્રભુની દેશના પૂર્ણ થયા પછી તેમના ચરણ- પીઠ ઉપર બેસીને વિદર્ભ ગણધરે ધર્મદેશના આપવા માંડી. વિદર્ભ ગણધર પણ જ્યારે દેશનાથી વિરામ પામ્યા ત્યારે સર્વ દેવતા તથા મનુષ્ય વિગેરે પ્રભુને નમસ્કાર કરી પોતપોતાને સ્થાને ગયા.

તે તીર્થમાં જન્મ પામનારો, શ્યામ શરીરવાળો, હસ્તીના વાહન ઉપર બેસનારો બે જમણી ભુજામાં નકુલ અને અંકુશને ધરનારો એક **માતંગ** નામે યક્ષ સુપાર્શ્વ પ્રભુની પાસે રહેનારો શાસનદેવતા થયો. તેમજ સુવર્ણ સરખી કાંતિવાળી, હસ્તીના વાહનપર બેસનારી, બે દક્ષિણ ભુજામાં વરદ અને અક્ષસૂત્રને ધરનારી, તથા બે વામ ભુજામાં ત્રિશૂલ અને અભયને રાખનારી **શાંતા** નામે યક્ષણી સદા પ્રભુની પાસે રહેનારી શાસનદેવી થઈ. પછી સૂર્ય જેમ કમલને વિકસ્વર કરે તેમ ભવ્ય પ્રાણીઓને પ્રતિબોધ ( વિકસ્વર ) કરતા પ્રભુએ ત્યાંથી અન્ય ગ્રામ નગરાદિ તરફ વિહાર કર્યો પૃથ્વીમાં

વિહાર કરતાં ત્રણલાખ સાધુઓ, ચાર લાખ ને ત્રીશ હજાર સાધ્વીઓ, બે હજાર ને ત્રીશ ચૌદપૂર્વધર, નવ હજાર અવધિજ્ઞાનવાળા, નવ હજાર ને દોઢસો મનઃપર્યય જ્ઞાનીઓ, અગ્યાર હજાર કેવળ જ્ઞાનીઓ. પંનર હજાર ને ત્રણસો વૈક્રિય લબ્ધિવાળા, આઠ હજાર ને ચારસો વાદલબ્ધિવાળા, બે લાખ ને સત્તાવન હજાર શ્રાવકો અને ચાર લાખ ને ત્રાણુ હજાર શ્રાવિકાઓ–આ પ્રમાણે સુપાર્શ્વનાથ પ્રભુનો પરિવાર થયો.

કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી નવમાસ અને વીશ પૂર્વાંગે ન્યૂન એવા લાખ પૂર્વ ગયા પછી પ્રભુ સમેતશિખર પર્વતે પધાર્યા. ત્યાં અસુરસુરોએ સેવેલા પ્રભુએ પાંચશે મુનિઓની સાથે એક માસનું અનશન કર્યું. માસને અંતે ફાલ્ગુન માસની કૃષ્ણ સપ્તમીને દિવસે મૂલ નક્ષત્રમાં ચંદ્ર આવતાં સુપાર્શ્વનાથ પ્રભુ તે મુનિઓની સાથે મોક્ષપદને પામ્યા. કુમારવયમાં પાંચલાખ પૂર્વ, પૃથ્વીને પાળવામાં વીશ પૂર્વાંગ સહિત ચૌદ લાખ પૂર્વ અને દીક્ષા પર્યાયમાં વીશ પૂર્વાંગે ન્યૂન એક લાખ પૂર્વ એ પ્રમાણે એકંદર સુપાર્શ્વનાથ પ્રભુએ વીશ લાખ પૂર્વનું આયુષ્ય સંપૂર્ણ કર્યું. શ્રીપદ્મપ્રભુના નિર્વાણ પછી નવ હજાર ક્રોડ સાગરોપમ ગયા ત્યારે સુપાર્શ્વનાથ પ્રભુનો નિર્વાણકાળ થયો. પ્રભુ મોક્ષ પામ્યા પછી અચ્યુત વિગેરે ઈંદ્રોએ તેમનો તથા બીજા મુનિજનોનો અગ્નિસંસ્કાર પૂર્વક મોક્ષ પર્વનો મોટો મહિમા કર્યો.

**इत्याचार्यश्रीहेमचन्द्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये तृतीये पर्वणि श्रीसुपार्श्वस्वामिचरित्र वर्णनो नाम पंचमः सर्गः ५**

—



# સર્ગ ૬ ઠો.

## શ્રી ચંદ્રપ્રભ ચરિત્ર.

ચંદ્રની કાંતિની જેમ મોહરૂપી મોટા અંધકારને નાશ કરનારી અને આનંદને આપનારી ચંદ્રપ્રભ પ્રભુની વાણીને વંદના કરીને ભવ્ય પ્રાણીઓના મોહરૂપી મોટા બરફનો વિનાશ કરવામાં સૂર્યના આતપ જેવું **શ્રી ચંદ્રપ્રભ પ્રભુ**નું ચરિત્ર હું કીર્ત્તન કરીશ.

ધાતકીખંડ દ્વીપના પ્રાગ્વિદેહ ક્ષેત્રના આભૂષણરૂપ **મંગળાવતી** વિજયમાં **રત્નસંચયા** નામે એક નગરી છે. ભોગાવતી નગરીમાં શેષનાગની જેમ તે નગરીમાં ઉગ્ર પરાક્રમવાળો અને કમલની જેમ લક્ષ્મીના ગૃહરૂપ પદ્મ નામે રાજા હતો. દિવ્ય સંગીતને કરનારા ગંધર્વોનો અને અપ્સરાઓને ઉલ્લંઘન કરનારી વારાંગનાઓનો પરિવાર તેની સેવા કરતો હતો. મનોહર એવા દિવ્ય અંગરાગથી અને પહેરેલા રેશમી વસ્ત્રોથી તેના સર્વ અંગપર વિશેષ પ્રકારે લક્ષ્મી શોભી રહેલી હતી. અહર્નિશ્ બીજા રાજાઓ તેના શાસનને ઉઠાવતા હતા. તેને અખુટ ભંડાર હતો અને તેની પ્રજા નિરંતર સ્વસ્થ રહેતી હતી. આવી રીતે એ મહારાજને સર્વ પ્રકારે લેશમાત્ર પણ દુઃખ નહોતું, તથાપિ તત્ત્વવેત્તાઓમાં શ્રેષ્ઠ એવો તે રાજા સંસારવાસમાં વૈરાગ્યદશાને ભજતો હતો તેથી કેશરીસિંહ જેમ ગિરિરાજનો આશ્રય ગ્રહણ કરે તેમ તેણે સંસાર છેદવાને માટે યુગંધર ગુરૂની પાસે દીક્ષા ગ્રહણ કરી. વિવિધ અભિગ્રહને ધારણ કરનારા, મનને દમનારા, ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા અને પોતાના શરીરમાં પણ આકાંક્ષા રહિત એવા એ રાજમુનિએ ઘણા કાળ સુધી ચારિત્ર પાળ્યુ, અને છેવટે મોટા મૂલ્ય વડે મહા રત્ન ખરીદ કરે તેમ વીશ સ્થાનકોમાંથી કેટલાક સ્થાનકોના આરાધન વડે દુર્લભ એવું તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું. કાળે કરી આયુષ્યને ખપાવીને વ્રત રૂપી વૃક્ષના પ્રથમ ફ્લરૂપ વૈજયંત નામના વિમાનમાં એ મહા તપસ્વી ઉત્પન્ન થયા.

આ જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રની અંદર પૃથ્વીના મુખ જેવી **ચંદ્રાનના** નામે એક નગરી છે. તેમાં જળવૈભવ જે રત્નાદિક તે બહાર કાઢીને સમુદ્રે જાણે પાત્ર સદૃશ નિર્માણ કરી હોય તેવી અનેક રત્નોવાળી હાટની શ્રેણી શોભી રહેલી હતી, પૃથ્વી ઉપર ઉતરેલાં જાણે સંધ્યાકાળનાં વાદળાં હોય તેવા રંગબેરંગી જાતજાતની આકૃતિવાળાં ઘરો હતાં, અને તેના ઉદ્યાનની અંદર મસ્તકથી ચરણ પર્યંત કંપરહિતપણે કાયોત્સર્ગ કરીને રહેલા ચારણ મુનિઓ, પુરૂષાકૃતિવાળા જાણે પર્વતો હોય તેવા જણાતા હતા. ત્યાં રાત્રિએ વાસગ્રહમાં પડેલા પોતાના પ્રતિબિંબોવડે 'આ બીજી કઈ સ્ત્રી છે?' એવો ભ્રમ કરીને સ્ત્રીઓ પોતાના પતિ ઉપર કોપ કરતી હતી. તે નગરીમાં સમુદ્રની જેમ ધારણ કરી ન શકાય તેવા પુરૂષોમાં શિરોમણિ અને પોતાના સૈન્યથી પૃથ્વીને

આચ્છાદન કરનાર મહાસેન નામે રાજા હતો. તેનો પ્રતાપ તેના પરાક્રમનો પરમ ભક્ત થઈને રહેલો હતો અને ચાકરની જેમ પૃથ્વીને વિજય કરવાનું તે હમેશાં કામ કરતો હતો. જેના શાસનને કોઈ ઉલ્લંઘન કરી શકતું નહી એવો તે મહાસેન રાજા પૃથ્વી ઉપર રાજ્ય કરતો તે વખતે સર્વ જન જન્મથીજ પરધન હરવામાં વિરામ પામેલા હતા. એ અધીશ્વર મહારાજાનું અંતઃકરણ સમુદ્રના મધ્યની જેમ લબ્ધ થતું નહીં. તે ચંદ્રની જેવો અતિ આહ્લાદક હતો અને કલ્પવૃક્ષની જેવો દાનેશ્વરી હતો. ગંગાના તટ ઉપર હંસી ક્રીડા કરે તેમ તેના કપાટ જેવા વિશાળ વક્ષસ્થળ ઉપર હમેશાં લક્ષ્મી અનન્ય મનથી રમતી હતી.

મહારાજા મહાસેનને અતિ મનોહર મુખલક્ષ્મીવડે ચંદ્રનો વિજય કરનારી અને સંપૂર્ણ લક્ષણોવાળી લક્ષ્મણા નામે પત્ની હતી. એ સુંદર સ્ત્રી સર્વ અંગમાં અતુલ્ય લાવણ્યને તથા રૂપને ધારણ કરતી હતી, અને દૃષ્ટિથી તેમજ વાણીથી અમૃતનેજ વર્ષાવતી હતી. અતિ મંદમંદ ચાલતી એ રમણી, પગલે પગલે પ્રફુલ્લિત સ્થળકમલોને આરોપતી હોય તેમ જણાતી હતી કુટિલતા માત્ર તેની ભ્રકુટીમાં અને ગતિમાં હતી પણ ચિત્તમાં નહોતી અને તુચ્છતા માત્ર તેના મધ્ય ભાગમાં હતી[1] પણ બુદ્ધિ સંપત્તિમાં નહોતી. તેનો મોટો શીલગુણ સેનાપતિની જેમ તેના સર્વાતિશાયીગુણોની સેનાને અલંકૃત કરતો હતો.

આ તરફ વૈજયંત વિમાનમાં રહેલો પદ્મરાજાનો જીવ તેત્રીશ સાગરોપમ આયુષ્યને પૂર્ણ કરી ત્યાંથી ચ્યવીને ચૈત્ર માસની કૃષ્ણ પંચમીને દિવસે ચંદ્ર અનુરાધા નક્ષત્રમાં આવતાં લક્ષ્મણાદેવીની કુક્ષિમાં અવતર્યો. તે વખતે સુખે સુતેલા લક્ષ્મણા દેવીએ તીર્થંકરના જન્મને સૂચવનારાં ચૌદ મહા સ્વપ્નો જોયાં. રત્નગર્ભા પૃથ્વીની જેમ રત્નોનું સર્વસ્વ એવા એ ઉજ્વળ અલક્ષિત ગર્ભને લક્ષ્મણાદેવીએ સુખેથી ધારણ કર્યો. અનુક્રમે પૌષ માસની કૃષ્ણ દ્વાદશીએ ચંદ્ર અનુરાધા નક્ષત્રમાં આવતાં તે મહાદેવીએ ચંદ્રના ચિન્હવાળા ચંદ્રવર્ણી પુત્રરત્નને જન્મ આપ્યો. તે વખતે આસનકંપથી આઠમા અર્હંતનો જન્મ જાણીને છપ્પન દિક્કુમારીઓએ આવી સૂતિકાકર્મ કર્યું. પછી જન્મસ્નાત્ર કરવાને ઈચ્છતો સૌધર્મેંદ્ર દેવતાઓના પરિવારયુક્ત ત્યાં આવીને પ્રભુને મેરૂપર્વતના શિખર ઉપર લઈ ગયો. ત્યાં અતિપાંડુકબલા નામની શિલા ઉપર પ્રભુને ઉત્સંગમાં લઇને ઇંદ્ર રત્નસિંહાસન ઉપર બેઠા, એટલે અચ્યુત વિગેરે ત્રેસઠ ઇંદ્રોએ હર્ષના ઉલ્લાસ સાથે અનુક્રમે પ્રભુને સ્નાન કરાવ્યું. પછી ઈશાન ઇંદ્ર પ્રભુને અંક રૂપ પર્યંકમાં લઇને બેઠા, એટલે સૌધર્મેંદ્રે વૃષભના શૃંગમાંથી ઉછળતા જળવડે પ્રભુને સ્નાન કરાવ્યું, અને દિવ્ય અંગરાગ, નેપથ્ય અને વસ્ત્રોથી ભગવંતનું ભક્તિવડે અર્ચન કરી આ પ્રમાણે સ્તુતિ કરવાનો આરંભ કર્યો.

---

૧ દેહનો મધ્ય ભાગ—કટીપ્રદેશ તે તુચ્છ—અલ્પ હતો

"હે પ્રભુ ! આકાશને આધાર આપવાની બુદ્ધિથી ઊંચા પગ કરીને રહેનારા ટીંટોડા "પક્ષીની જેમ અનંત ગુણવાળા એવા તમારી સ્તુતિ કરવાને હું જે પ્રવૃત્ત થયો છુ તે "પંડિતોને હાસ્યના સ્થાનરૂપ છુ, તથાપિ તમારા પ્રભાવથી વ્યાપક બુદ્ધિને પ્રાપ્ત "થયેલો હું તમારી સ્તુતિ કરવાને સમર્થ થઈશ; કારણકે એક લેશમાત્ર વાદળાંનો ભાગ "પણ પૂર્વ દિશાના પવનના સંગમથી સર્વ દિશાઓમાં વ્યાપી જાય છે. હે પ્રભુ ! "ભવિ પ્રાણીઓએ જોવા માત્રથી અથવા ધ્યાન કરવા માત્રથી તમે તેઓના કર્મરૂપ "પાશને છેદવાને કોઈ અપૂર્વ શસ્ત્રરૂપ થાઓ છો. સૂર્યથી કમળોનો અભ્યુદય થાય "તેમ વિશ્વના અંધકારને છેદનારા એવા અપૂર્વ સૂર્યરૂપ તમારા જન્મથી આજે જગ-"ત્માં શુભ કર્મનો ઉદય થયેલો છે. ચંદ્રનાં કિરણ માત્ર પડવાથી જેમ શેફાળિકાના "પુષ્પ ખરી પડે છે તેમ તમારા દર્શન માત્રથી મારૂ અશુભ પોતાનું ફલ આપ્યા "શિવાય ગળી જશે. વિશ્વને અભય આપનારૂ તમારૂ દીક્ષાધારી સ્વરૂપ તો એક તરફ "રહ્યુ, પણ હે ભગવન્ ! તમે આ બાલ્યાવસ્થાની મૂર્ત્તિથી પણ પ્રાણીઓનાં દુઃખને "હરી લ્યો છો. વનનાં વૃક્ષોનું ઉન્મૂલન કરવાને જેમ ઉન્મત્ત ગજેંદ્ર આવે તેમ તમે "સંસાર છે મૂળ જેનું એવાં સર્વ કર્મોને છેદવાને માટે અહીં અવતર્યા છો. જેમ મુક્તા-"હારાદિ મારા હૃદયનું બાહ્ય આભૂષણ છે તેમ ત્રણ જગત્‌ના પતિ એવા તમે મારા "હૃદયનું આંતર આભૂષણ છો."

આ પ્રમાણે સ્તુતિ કરીને શક્રેંદ્રે ઈશાનેંદ્ર પાસેથી પ્રભુને લીધા, અને લક્ષ્મણાદેવીની પાસે યથોચિત સ્થાને સ્થાપન કર્યા. મહારાજા મહાસેને મોટો ઉત્સવ કર્યો; કારણકે અર્હત ભગવાન્‌નો જન્મ બીજે સ્થાનકે પણ ઉત્સવને માટે થાય છે તો પોતાને ઘેર ઉત્સવ થાય તેમાં તો શું કહેવું ! પ્રભુ જ્યારે ગર્ભમાં હતા ત્યારે તેમની માતાને ચંદ્રપાન કરવાનો દોહદ થયો હતો તેમજ તેમની ચંદ્રના જેવી કાંતિ હતી તેથી કરીને પિતા પ્રભુને **ચંદ્રપ્રભ** એવા નામથી બોલાવવા લાગ્યા. ચંદ્રિકા જેવી ગૌરપ્રભાના ભરપૂર મંડળથી મનોહર એવું બાલપ્રભુનું રૂપ જાણે વૈજયંત વિમાનમાંજ રહેતા હોયની તેના જેવું શોભતું હતું. વૃક્ષલતાની જેવા ધાત્રીઓના કરપલ્લવોને આકર્ષણ કરતા પ્રભુ ગજેન્દ્રના શિશુની જેમ પ્રતિદિન વધવા લાગ્યા. ત્રણ જ્ઞાનને ધારણ કરનારા છતાં પ્રભુ, દેવપણામાં પણ નહીં પ્રાપ્ત થયેલ એવા બાલપણાને જાણે સ્વેચ્છાએ પ્રાપ્ત થયું હોય તેમ મુગ્ધપણાના દેખાવે અનુભવવા લાગ્યા. જેમ વટેમાર્ગુ અતિ રસિક વાતો કરવાવડે માર્ગનું ઉલ્લંઘન કરે તેમ ચંદ્રપ્રભ પ્રભુએ વિવિધ ક્રીડાઓથી શિશુવય ઉલ્લંઘન કર્યું.

દોઢસો ધનુષ ઉન્નત શરીરવાળા પ્રભુ બાલ્યવયરૂપ સરિતાનો પાર પામીને સ્ત્રીવર્ગને વશ કરવામાં કારણરૂપ યૌવનવયને પ્રાપ્ત થયા. પોતાના ભોગફળ કર્મને જાણીને માતાપિતાની આજ્ઞા પાળવાને માટે પ્રભુએ પોતાને યોગ્ય એવી રાજકન્યાઓ સાથે પાણિગ્રહણ કર્યું. દીક્ષા લેવામાં ઉત્સુક એવા પ્રભુએ જન્મથી અઢીલાખ પૂર્વ ગયા પછી માતા-

પિતાની પ્રાર્થનાથી, અધ્યયન કરનાર જેમ અનધ્યાયને પાળે તેમ ચોવીશ પૂર્વે યુક્ત એવા સાડા છ લાખ પૂર્વ સુધી પૃથ્વીનું પાલન કર્યું. પછી જોકે પ્રભુ જાણતા હતા તોપણ નીમી રાખેલા જ્યોતિષીઓની જેમ લોકાંતિક દેવતાઓએ આવીને પ્રભુને દીક્ષાનો સમય જણાવ્યો. કોઈ ધનાઢ્ય દીક્ષા લેવાને ઈચ્છતો હોય અને દાન આપે તેમ દીક્ષા લેવાને ઇચ્છતા એવા પ્રભુએ ત્યારથી સાંવત્સરિક દાન દેવાનો આરંભ કર્યો. વર્ષને અંતે જેમનાં આસન ચળિત થયાં છે એવા ઇંદ્રોએ આવીને સેવકોની જેમ પ્રભુને દીક્ષાભિષેક કર્યો. પછી શોભાથી મનોહર એવી **મનોરમા** નામની શિબિકા ઉપર નર, સુર, અસુર તથા તેમના ઇંદ્રોના પરિવાર સાથે પ્રભુ આરૂઢ થયા. લોકોએ સ્તુતિ કરેલા, ગાયેલા અને હર્ષથી જોયેલા એવા ભગવાન્ સહસ્રામ્રવણ નામના ઉદ્યાનમાં આવ્યા. શિબિકા ઉપરથી ઉતરીને ત્રણ રત્નોને[1] ગ્રહણ કરવાની ઈચ્છાવાળા છતાં પણ પ્રભુએ રત્નાલંકારાદિ ત્યજી દીધાં, અને પોષ માસની કૃષ્ણ ત્રયોદશીને દિવસે અનુરાધા નક્ષત્રમાં પાછલે પહોરે છઠ તપ કરીને એક હજાર રાજાઓની સાથે પ્રભુએ દીક્ષા ગ્રહણ કરી. તરતજ મનુષ્યક્ષેત્રમાં રહેલા પ્રાણીઓના મનોદ્રવ્યને પ્રકાશ કરનારૂ મનઃપર્યય નામે ચોથું જ્ઞાન પ્રભુને ઉત્પન્ન થયુ.

પછી બીજે દિવસે પદ્મખંડ નગરમાં **સોમદત્ત** રાજાને ઘેર પ્રભુએ પરમ અન્નથી પારણું કર્યું. દેવતાઓએ ત્યાં વસુધારાદિ પાંચ દિવ્ય પ્રગટ કર્યાં. રાજાએ પ્રભુના ચરણથી અંકિત પૃથ્વી ઉપર રત્નપીઠ કરાવ્યુ. સૂર્યના તેજને પરાભવ કરનારા, મોટા હિમથી પણ પરાભવને નહી પામતા, ઝાકળે કરી દુર્દિનને કરનારા, પવનોવડે નહીં કંપતા, સરોવરના જળને હિમમય કરી દેતા હેમંત ઋતુ સંબંધી અર્દ્ધ રાત્રના પવનથી પણ પ્રતિમાને અખંડિત રાખનારા, માને કરી વર્જિત, વ્યાઘ્ર સિંહાદિક દુષ્ટ હિંસક પ્રાણીઓથી ભયંકર એવા અરણ્યમાં અને ઘણા શ્રાવકોવાળા નગરમાં સરખી ગતિ અને સ્થિતિ રાખનારા, એકાકી, મમતાએ રહિત, મૌનધારી, નિર્ગ્રંથ અને ધ્યાનમાં તત્પર એવા પ્રભુએ છદ્મસ્થપણે ત્રણ માસ સુધી વિહાર કર્યો. વિહાર કરતા પ્રભુ ફરીવાર સહસ્રામ્રવનમાં આવ્યા. ત્યાં પુનાગ વૃક્ષની નીચે પ્રતિમા ધારણ કરીને રહ્યા. બીજા શુક્લ ધ્યાનને અંતે રહેલા પ્રભુને શિશિરઋતુ વ્યતિક્રમ્યા પછી જેમ હિમ વિનાશ પામે તેમ ઘાતિકર્મ વિનાશ પામી ગયાં ફાલ્ગુન માસની કૃષ્ણ સપ્તમીએ ચંદ્ર અનુરાધા નક્ષત્રમાં આવતાં છઠ્ઠતપ જેમણે કર્યો છે એવા પ્રભુને ઉજ્વળ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તરતજ સુર અસુરોના ઇંદ્રોએ યોજન પ્રમાણ ક્ષેત્રમાં પ્રભુને દેશના આપવાને માટે સમવસરણ રચ્યું. દેવતાઓએ સંચાર કરેલા સુવર્ણના નવ કમળોને ચરણન્યાસથી પવિત્ર કરતા એવા પ્રભુએ તેમાં પૂર્વ દ્વારથી પ્રવેશ કર્યો. પરંપરાની અર્હંતની સ્થિતિને પાળતા એવા પ્રભુ, અઢારસો ધનુષ ઊંચા ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા કરીને '**तीर्थायनमः**' એવી વાણીને ઉચ્ચા-

[1] જ્ઞાન, દર્શન, ચારિત્ર એ રત્નત્રયી.

રતા રત્નસિંહાસન ઉપર પૂર્વાભિમુખે બેઠા. પછી સુર, અસુર અને મનુષ્ય સહિત ચાર પ્રકારનો સંઘ યોગ્ય દ્વારથી પ્રવેશ કરીને યથોચિત સ્થાને બેઠો. પછી ઇંદ્રે પાંચ અંગે પૃથ્વીનો સ્પર્શ કરી ભગવંતને પ્રણામ કરી ભક્તિના વેગથી નીચે પ્રમાણે સ્તુતિ કરવાનો આરંભ કર્યો.

"હે પ્રભુ! સુર, અસુર અને નરોએ મસ્તક ઉપર ધારણ કરેલું ત્રણ લોકના ચક્ર-"વર્ત્તી એવા તમારૂં શાસન આ જગત્‌માં વિજય પામે છે. હે ભગવાન્! પ્રથમ ત્રણ "જ્ઞાનને ધારણ કરનારા, પછી મનઃપર્યય જ્ઞાનને ધરનારા અને અધુના કેવળજ્ઞાનવાળા "એવા તમે અમને દિનપરદિન અધિકાધિક જોવામાં આવ્યા છો હે નાથ! "માર્ગના વૃક્ષની છાયાની જેમ વિશ્વને ઉપકાર કરનારૂં તમારૂં ઉજ્વળ કેવળ-"જ્ઞાન જય પામો. હે ભગવાન્! જ્યાં સુધી સૂર્યોદય થયો નથી ત્યાં સુધીજ "અંધકાર રહે છે, જ્યાં સુધી કેસરીસિંહ આવતો નથી ત્યાં સુધીજ ગજેંદ્રો મદાંધ "રહે છે, જ્યાં સુધી કલ્પવૃક્ષ પ્રાપ્ત થતું નથી ત્યાં સુધીજ દારિદ્ર રહે છે, જયાં સુધી "વૃષ્ટિકારક મેઘ થતો નથી ત્યાં સુધીજ જળની તંગાશ રહે છે, અને જ્યાં સુધી પૂર્ણ "ચંદ્ર ઉગતો નથી ત્યાં સુધીજ દિવસનો તાપ રહે છે, તેમ જ્યાં સુધી તમે જોવામાં "આવેલા નથી ત્યાં સુધીજ આ જગત્‌માં કુબોધ રહેલો છે. જે પ્રાણીઓ નિત્ય તમને "જુએ છે અને સેવે છે તેઓની હું હર્ષથી સર્વકાલ અનુમોદના કરૂં છું. હે પ્રભુ! "હાલમાં તમારા પ્રસાદથી તમારા દર્શનનું ફલ ઉત્તમ સમ્યક્ત્વ મને યાવજ્જીવિત "નિશ્ચલપણે રહેવારૂપ થાઓ."

એવી રીતે સ્તુતિ કરીને ઇંદ્ર મૌન રહ્યા પછી જગદ્‌ગુરૂએ મેઘના જેવી ગંભીર વાણીથી આ પ્રમાણે દેશના દેવાનો આરંભ કર્યો.

"અનંત ક્લેશરૂપી તરંગોએ યુક્ત આ ભવસાગર ક્ષણે ક્ષણે સર્વ પ્રાણીઓને ઊંચે નીચે "અને તિર્છાપણે ફેંક્યા કરે છે. જેમ અશુચિ સ્થાનમાં કીડાઓ પ્રીતિ કરે છે તેમ પ્રા-"ણીઓ આ ક્ષણિક શરીર ઉપર પ્રીતિ કરે છે, અને તે શરીર તેમનેજ એક બંધનરૂપ "થઈ પડે છે. રસ, રૂધિર, માંસ, ચરબી, અસ્થિ, મજ્જા, વીર્ય, આંતરડા અને વિષ્ટા "વિગેરે અશુચિના સ્થાનરૂપ આ દેહમાં શુચિપણું કેમ સંભવે? નવ દ્વારોમાંથી ઝરતા "દુર્ગંધી રસના નીઝરણાથી રગદોળાયેલા આ દેહમાં જે પવિત્રતાનો સંકલ્પ કરવો, "તેજ માત્ર મોટા મોહનો વિલાસ છે. વીર્ય અને રૂધિરથી ઉત્પન્ન થયેલો, મલિન રસથી "વધેલો અને ગર્ભમાં જરાયુ ( ઓર ) થી ઢંકાયેલો આ દેહ પવિત્ર કેમ થાય? માતાએ "ખાધેલા અન્નપાનથી ઉત્પન્ન થયેલા અને રસનાડીમાં થઈને આવેલા રસનું પાન કરી "વૃદ્ધિ પામેલો કયો પુરૂષ શરીરમાં પવિત્રતાને માને? દોષ, ધાતુ અને મલથી ભરેલા, "કૃમિ અને ગંડુપદના સ્થાનરૂપ તથા રોગરૂપ સર્પના ગણોવડે ખવાયેલા આ શરીરને "કોણ શુચિ કહે? સ્વાદિષ્ટ અન્ન, પાન, ક્ષીર, ઈક્ષુ અને બીજા ઘૃતાદિ વિગય પદાર્થો

"પણ ભોજન કર્યા પછી જેમાં વિષ્ટારૂપ થાય છે, તે શરીર કેમ શુચિ કહેવાય ! જેમાં "વિલેપન કરેલો સુગંધી યક્ષકર્દમ[1] પણ તત્કાળ મલરૂપ થઈ જાય છે, તે શરીરમાં કેવી "રીતે શૌચપણું મનાય ? સુગંધી તાંબૂલનું આસ્વાદન કરીને સુઇ ગયેલો માણસ "સવારે ઉઠી પોતાના મુખના દુર્ગંધની જુગુપ્સા કરે, એ શરીરની કેમ શુચિતા ગણાય! "સુગંધી ધૂપ, પુષ્પ અને પુષ્પમાલાદિક જેઓ સ્વતઃ સુગંધી છે, તેઓ પણ જેના સંગથી "દુર્ગંધતાને પામી જાય એ કાયા કેમ પવિત્ર ગણાય ? માંજેલો, વિલેપન કરેલો અને સેં-"કડો ઘડાઓથી ધોયેલો પણ અશુચિ દેહ કલાલના ઘડાની જેમ પવિત્રપણાને પામતો "નથી. મૃત્તિકા, જળ, અગ્નિ, પવન અને સૂર્યકિરણોના સ્નાનવડે જેઓ આ દેહને શૌચ "કહે છે તેવા ગતાનુગતિક લોકોએ ખરેખર ફોતરાંજ ખાંડેલાં છે. તેથી આવા અશુચિ "શરીરવડે માત્ર મોક્ષફલોત્પાદક તપજ કરવું. કારણકે **બુદ્ધિમાન લોકોએ ખારા "સમુદ્રમાંથી રત્નની જેમ અસારમાંથી સારનો ઉદ્ધાર કરવો એજ ઉત્તમ છે."**

આવી પ્રભુની ધર્મદેશનાથી ઘણા પ્રાણીઓ પ્રતિબોધ પામ્યા, અને હજારોએ દીક્ષા લીધી.

ભગવાન્ ચંદ્રપ્રભ પ્રભુને દત્ત વિગેરે ત્રાણુ ગણધરો થયા, તેઓએ ઉત્પાદાદિ ત્રિપદી-વડે દ્વાદશાંગી રચી. પ્રભુની દેશનાને અંતે ચરણપીઠ પર બેસીને દત્ત ગણધરે પ્રાણી-ઓને બોધ આપનારી દેશના આપવા માંડી. સંગીત પૂર્ણ થયા પછી યુવાન નાગરિ-કોની જેમ મનુષ્ય દેવતાઓ વિગેરે તે દેશનાને અંતે પોતપોતાને સ્થાનકે ગયા. તેમના તીર્થમાં હંસના વાહનવાળો, દક્ષિણ ભુજામાં વત્સને વામ ભુજામાં મુદ્‌ગરને ધારણ કરનારો **વિજય** નામે યક્ષ અને હંસના વાહનવાળી, પીળા અંગવાળી, બે દક્ષિણ ભુજામાં ખડ્ગ અને મુદ્‌ગર ધારણ કરનારી તથા બે વામ ભુજામાં ફલક અને પરસીને રાખનારી **ભ્રુકુટી** નામે દેવી એ બંને ભગવંતના શાસનદેવતા થયા.

હમેશાં તે બંને શાસનદેવતા જેની સાનિધ્યમાં રહેલા છે એવા અને સર્વ અતિશ-યોના પાત્ર એવા ચંદ્રપ્રભ પ્રભુ આકાશમાં ચંદ્રની જેમ પૃથ્વીપર વિહાર કરવા લાગ્યા. અને અઢીલાખ સાધુઓ, ત્રણ લાખ ને એંશીહજાર સાધ્વીઓ, બેહજાર ચૌદપૂર્વિઓ, આઠહજાર અવધિજ્ઞાની, આઠ હજાર મનઃપર્યયજ્ઞાની, દશહજાર કેવ-ળજ્ઞાની, ચૌદહજાર વૈક્રિયલબ્ધિવાળા, સાતહજાર ને છસો વાદલબ્ધિવાળા, અઢીલાખ શ્રાવકો અને ચારલાખ ને એકાણુ હજાર શ્રાવિકા—એ પ્રમાણે પ્રભુનો પરિવાર થયો. ચોવીશ પૂર્વ અને ત્રણ માસે વર્જિત એક લાખ પૂર્વ વિહાર કરી પ્રભુ સમેતગિ-રિએ આવ્યા. ત્યાં એકહજાર મુનિઓની સાથે પ્રભુએ અનશન વ્રત ગ્રહણ કર્યું. સુરઅ-સુરોએ સેવેલા પ્રભુ એવી રીતે એક માસ સુધી રહ્યા. પછી સર્વ યોગનો નિરોધ કરી નિષ્કંપ ધ્યાનને પ્રાપ્ત થયેલા પ્રભુના ભવોપગ્રાહી[2] ચાર કર્મ તત્કાળ ક્ષીણ થઈ ગયાં.

૧ સુગંધી દ્રવ્યોનો એકત્ર કરેલ પદાર્થ ૨ ભવ પર્યંત રહેનાર.

ભાદરવા માસની કૃષ્ણ સપ્તમીને દિવસે ચંદ્ર શ્રવણ નક્ષત્રમાં આવતાં ચંદ્રપ્રભ પ્રભુ તે મુનિઓની સાથે પરમપદને પ્રાપ્ત થયા.

અઢીલાખ પૂર્વ કુમારવયમાં, ચોવીશ પૂર્વ સહિત સાડાછ લાખ પૂર્વ રાજ્યસ્થિતિમાં અને ચોવીશ પૂર્વ રહિત એક લાખ પૂર્વ વ્રત પાળવામાં એવી રીતે સર્વ મળી દશ લાખ પૂર્વનું આયુષ્ય પ્રભુએ નિર્ગમન કર્યું. સુપાર્શ્વ સ્વામીના નિર્વાણ પછી નવશે કોટી સાગરોપમ વીત્યા ત્યારે શ્રી ચંદ્રપ્રભ વિભુ નિર્વાણપદને પામ્યા.

શ્રી ચંદ્રપ્રભ પ્રભુ મોક્ષે ગયા પછી સુરેશ્વરોએ તેમનો અને બીજા મુનિઓનો વિધિથી અંગસંસ્કાર કર્યો અને પછી તેઓ પાછા દેવલોકમાં ગયા.

इत्याचार्यश्रीहेमचन्द्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते
महाकाव्ये तृतीये पर्वणि श्रीचंद्रप्रभस्वामिचरित्र
वर्णनो नाम षष्ठः सर्गः ६



# સર્ગ ૭ મો.



## શ્રી પુષ્પદંત ( સુવિધિનાથ ) ચરિત્ર.

પુષ્પની માળાની જેમ ત્રણ જગતને મસ્તકઉપર વહન કરવા યોગ્ય, નિર્મળ અને પાપને નાશ કરનાર **શ્રીપુષ્પદંત** પ્રભુના નિર્મલ શાસનને હું વંદના કરૂ છું. નવમા તીર્થંકર શ્રી પુષ્પદંત પ્રભુના નિર્દોષ ચરિત્રને તેમના પ્રભાવથી સમર્થ બુદ્ધિવાન થયેલા હું કીર્તન કરવાને તત્પર થાઉં છું.

પુષ્કરવર નામે શ્રેષ્ઠ દ્વીપાર્દ્ધના પૂર્વ વિદેહમાં **પુષ્કલાવતી** વિજયમાં **પુંડરીકીણી** નામે એક નગરી છે. મહા હિમવંત પર્વત ઉપર મહાપદ્મ દ્રહની જેવા ગંભીર **મહાપદ્મ** નામે ત્યાં રાજા હતા. તેણે જન્મથીજ સ્વીકારેલા ધર્મ બાલ્યવય તથા યૌવનવયમાં પણ શરીરની શોભાની સાથે ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા હતા. વ્યાજથી આજીવિકાવાળા માણસ જેમ વ્યાજ વગરના પડી રહેલા ધનથી હમેશાં ખેદ પામે તેમ વિરતિ વગર એક મુહૂર્ત્ત માત્ર જવાથી પણ તે રાજા ખેદ પામતા હતા. જેમ વટેમાર્ગુ માર્ગમાં આવેલી નદી ઉતરતા ઉતરતા પણ જળપાન કરતા જાય છે, તેમ એ રાજા ધર્મનાં કામ કરતા કરતા રાજ્યનાં કામ કરતા હતા. ઉત્તમ બુદ્ધિવાળા એ રાજા પ્રમાદ રહિતપણે પોતાના ઉત્તમ કુળની જેમ નિર્મલ શ્રાવકધર્મનું સારી રીતે ચિરકાલ પાલન કરતા હતા. પ્રાયે સંતોષમાંજ નિષ્ઠાવાળા છતાં એ રાજા ધર્મના કાર્યમાં સંતોષ પામતા નહીં, અને બીજાઓ અલ્પ ધર્મ કરનારા હોય તોપણ તેઓને પોતાથી અધિક માનતા હતા.

આ પ્રમાણે વર્ત્તતા એ રાજાએ યુદ્ધના પાર પામવાને દિવ્ય અસ્ત્રની જેમ સંસારના પાર પામવાની ઈચ્છાથી **જગન્નંદ** ગુરૂની પાસે દીક્ષા ગ્રહણ કરી. સંલેખના કરનારા પુરૂષ જેમ મરણ પર્યંત અનશન પાળે તેમ શ્રાવકધર્મના નિર્વાહ કર્યા પછી એ રાજા દૃઢપણે મહા વ્રત પાળવા લાગ્યા. છેવટે ઘણા દુસ્તપ એવા એકાવળી વિગેરે તપવડે કરીને અને અર્હંત પ્રભુની ભક્તિ વિગેરે કરીને તેણે ઊંચે પ્રકારે તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું. એવી રીતનાં આચરણોથી પોતાનું આયુષ્ય નિર્ગમન કરી તે રાજર્ષિ વૈજયંત નામના વિમાનમાં મહર્દ્ધિક દેવતા થયા.

આ જંબૂદ્વીપને વિષે દક્ષિણ ભરતાર્દ્ધમાં વિશેષ સંપત્તિવડે મોટી **કાકંદી** નામે એક નગરી છે. ત્યાં આવેલા મહેલોની અંદર મોતીની ઝાલરો, મનસ્વિની સ્ત્રીઓને વશ કરવા માટે જાણે કામદેવની નિર્મળ માલાઓ હોય તેવી શોભતી હતી. ત્યાંનાં દેવમંદિરોમાં થતું ચાર પ્રકારનું સંગીત ખેચરોની સ્ત્રીઓની ગતિને સ્તંભન કરવા માટે મંત્રરૂપ થઈ પડતું હતું. પ્રફુલ્લિત કમલોથી ભરપૂર અને નિર્મલ જળવાળા ત્યાંના સુંદર જલાશયો સ્પષ્ટ નક્ષત્ર સંયુક્ત શરદૃઋતુના વાદળાવાળા આકાશની શોભા-

ને અનુસરતા હતા. તે નગરીમાં યાચકલોકો ગુરૂની જેમ દૂરથી દાતાઓની સામા જઈ પાદ્યપાત્ર[1] આપતા હતા, અને તેઓ યોગ્ય દ્રવ્ય દેવાવડે પ્રસન્ન કરાતા હતા. તે નગરીમાં પૃથ્વીનું જાણે કંઠાભરણ હોય અને લક્ષ્મી વડે જાણે ગ્રૈવેયકવાસી દેવતા હોય તેવો **સુગ્રીવ** નામે રાજા હતો. તેની આજ્ઞા નગર, અરણ્ય, સાગર અને પર્વતોને વિષે કોઈ ઠેકાણે મંત્રસિદ્ધ આયુધની જેમ અટકતી નહોતી. પર્વતની જેમ તેનાથી ઉત્પન્ન થયેલી નીતિરૂપ સરિતા કીર્તિરૂપ કલ્લોલવાળા જળને વહન કરતી સમુદ્ર સુધી પ્રસરેલી હતી. સર્વ રાજાઓમાં શિરોમણિ એ રાજાનો યશરાશિરૂપ સાગર બીજા સર્વ ભૂભૃતો (રાજાપક્ષે પર્વતો) ની પ્રસરેલી કીર્તિરૂપ સરિતાઓનો ગ્રાસ કરી જતો હતો.

સર્વ દોષે રહિત, નિર્મલ ગુણોથી અભિરામ અને સર્વ રામા (સ્ત્રી)ઓમાં શિરોમણિ **રામા** નામે તેને એક પત્ની હતી. ગગનમાં ચંદ્રકાંતિની જેમ સ્વાભાવિક સૌંદર્યની ભૂમિરૂપ અને દૃષ્ટિઓને આનંદ આપનારી આ ભૂતલ ઉપર તે એકજ સ્ત્રી હતી. બંને શુદ્ધ પક્ષથી[2] શોભતી અને મધુરસ્વરવાળી એ રાણી રાજહંસીની જેમ હમેશાં પતિના માનસરૂપ માનસરોવરમાં રહેતી હતી. તેના અનુપમ રૂપથી પરાજય પામેલી રતિ રતિને પામતી નહીં અને પ્રીતિ પ્રીતિને પામતી નહીં. પરસ્પરને અનુરૂપ એવા એ રાજા સુગ્રીવ અને રાણી રામાનો વખત રોહિણી અને ચંદ્રની જેમ અનેક પ્રકારની ક્રીડા કરતાં નિર્ગમન થતો હતો.

અહીં વૈજયંત વિમાનમાં રહેલો મહાપદ્મ રાજાનો જીવ તેત્રીશ સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કરી, ફાલ્ગુણ માસની કૃષ્ણ નવમીને દિવસે ચંદ્ર મૂલ નક્ષત્રમાં આવતાં ત્યાંથી ચ્યવીને રામાદેવીની કુક્ષિમાં અવતર્યો. તે સમયે દેવીએ તીર્થંકરના જન્મને સૂચવનારાં હસ્તી વિગેરે ચૌદ મહા સ્વપ્નો મુખમાં પ્રવેશ કરતાં જોયાં. હિમાચળમાંથી નીકળતી ગંગા નદી પોતાની અંદર ક્રીડા કરતા ગજેંદ્રના બાળકને જેમ ધારણ કરે તેમ રામાદેવીએ જગત્‌ના આધારભૂત પ્રભુને ગર્ભમાં ધારણ કર્યા. પછી પૂર્ણ સમય થતાં માગશર માસની કૃષ્ણ પંચમીએ મૂલ નક્ષત્રમાં ચંદ્ર આવતાં મગરના ચિન્હ યુક્ત શ્વેત વર્ણવાળા એક પુત્રરત્નને દેવીએ જન્મ આપ્યો. તે વખતે ભોગંકરાદિ છપ્પન દિક્કુમારીઓએ આવી પ્રભુ તથા પ્રભુની માતાનું સૂતિકાકર્મ કર્યું. પછી સૌધર્મ કલ્પનો અધિપતિ અભિયોગ્ય દેવતાની જેમ આવી પ્રભુને ગ્રહણ કરી ભક્તિથી મેરૂપર્વતના શિખર ઉપર લઈ ગયો, અને તેની ચૂલિકા ઉપર દક્ષિણ તરફ રહેલી પાંડુકબલા નામની શિલાપર રહેલા સિંહાસનને વિષે પ્રભુને ખોળામાં રાખીને બેઠો. ત્યાં અચ્યુત ભક્તિવાળા અચ્યુતાદિક ત્રેસઠ ઇંદ્રોએ તીર્થના જળથી પ્રભુને સ્નાન કરાવ્યું. પછી પહેરેગીર જેમ પોતાનો પહેરો પૂર્ણ થયા પછી પોતાની રક્ષણીય વસ્તુ બીજા પહેરેગીરને સોંપે, તેમ સૌધ-

---

૧ પૂજનસામગ્રી અર્પણ કરવી અથવા પગે પડવું. ૨ માતૃપક્ષ અને પિતૃપક્ષ—હંસ પક્ષે બંને ઉજ્વળ પાંખો

મેન્દ્રે ઈશાનપતિને પ્રભુ સોંપ્યા, અને ઇશાનપતિના ઉત્સંગમાં રહેલા પ્રભુને વૃષભના શૃંગમાંથી નીકળેલા સુગંધી જળવડે તેણે સ્નાન કરાવ્યું; પછી નવીન અંગરાગોથી ચર્ચા કરીને તથા આભૂષણાદિકથી અર્ચાને અને આરતી ઉતારીને શક્ર ઈંદ્ર પ્રભુની સ્તુતિ કરવા લાગ્યો.

"ધર્મરૂપી હવેલીના દૃઢ સ્તંભરૂપ સમ્યક્ જ્ઞાનરૂપી અમૃતના દ્રહ રૂપ અને "જગતને આનંદ આપવામાં મેઘરૂપ એવા હે ત્રિભુવનપતિ! તમે જય પામો. "હે જગદીશ! તમારા એક જુદાજ પ્રકારના અતિશયને અમે શું કહીએ કે જે તમારા "મહાત્મ્યગુણથી ખરીદ થયેલા આ ત્રણલોક તમારા દાસપણાને પામેલા છે. જેવી રીતે "તમારા દાસપણાથી હું પ્રકાશું છું—શોભુછુ, તેવી રીતે મારા સ્વર્ગરાજ્યથી પણ હું "શોભતો નથી. કારણકે ચરણના કડામાં જડેલું રત્ન જેવું શોભે છે તેવું પર્વત "ઉપર પડેલુ શોભતુ નથી. મોક્ષે જવાની ઈચ્છાવાળા તમે વૈજયંત વિમાન મોક્ષ-"સ્થાનની નજીક છતાં મોક્ષને માટે ભ્રાંતિમાં ભટકતા એવા લોકોને માર્ગ બતાવવાને "માટેજ અહીં આવેલા છો. આ ભરતક્ષેત્રરૂપ ગૃહના તમે ઘણા લાંબા કાળના એક "દેવતા છો, તેથી તમારા આવવાથી એ ગૃહમાં રહીને ધર્મ, ગૃહસ્થની જેમ આજે "નિ:શંકપણે આનંદ પામો. હે વિશ્વનાથ! આ સર્વ દેવતાઓનો સમૂહ, તમારા "અતિશાયી રૂપની અંદર અવતારપણાને પામી જાય છે, અર્થાત્ તે સર્વેનું રૂપ "આપના રૂપમાં સમાઈ જાય છે. ચંદ્રની જ્યોત્સ્ના જેવી તમારી કાંતિના પૂરમાં સ્પૃહા "સહિત લીન થયેલા અમારાં લોચનો આજે લાંબે કાળે સારા નશીબને લીધે ચકાર "પક્ષીનુ આચરણ કરે છે. વાસગૃહમાં કે સભામાં બેસતા અને ચાલતા એવા મારે સર્વ "અર્થની સિદ્ધિને આપનારૂ તમારા નામરૂપ મંત્રનું સ્મરણ થયા કરો."

આ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરીને ઈંદ્રે પ્રભુને લઇ રામાદેવીની પાસે જે સ્થિતિમાં હતા તે સ્થિતિમાં સ્થાપન કર્યા. પ્રભુ જ્યારે ગર્ભમાં હતા ત્યારે તેમની માતા સર્વ વિધિમાં કુશલ થયા હતા તેથી 'સુવિધિ' અને પુષ્પના દોહદથી પ્રભુને દાંત આવ્યા હતા તેથી 'પુષ્પદંત' એ પ્રમાણે પ્રભુનાં બે નામ માતપિતાએ મોટા મહોત્સવથી શુભ દિવસે સ્થાપન કર્યાં. જન્મથી માંડીને મેષ સંક્રાંતિના દિવસની જેમ પ્રભુ મોટું અંતર બતાવતા અનુક્રમે વધવા લાગ્યા. જાણે મૂર્ત્તિમાન્ ક્ષીરસમુદ્ર હોય તેવા સો ધનુષ ઊંચા શ્વેત અંગવાળા પ્રભુ રૂપથી પવિત્ર એવા યૌવનને પ્રાપ્ત થયા. જોકે પ્રભુ સંસારથી વિરક્ત હતા તોપણ પિતાના અત્યંત આગ્રહથી શોભાવડે લક્ષ્મીનો વિજય કરનારી રાજકન્યાઓને પરણ્યા. જન્મથી પચાસહજાર પૂર્વ ગયા પછી રાજ્યમાં લુબ્ધતા નહી છતાં પણ પિતાની દાક્ષિણ્યતાને લીધેજ રાજ્યભાર ગ્રહણ કર્યો. તે પછી અઠ્યાવીશ પૂર્વાંગ સહિત તેટલોજ કાળ (પચાસહજાર પૂર્વ) તેઓએ વિધિવડે રાજ્ય-ઋદ્ધિનું પાલન કર્યું. પછી જ્યારે પ્રભુએ વ્રત લેવાની ઈચ્છા કરી ત્યારે જાણે મીઠું

બોલનારા હોય તેમ લોકાંતિક દેવતાઓએ આવીને વ્રતને માટે પ્રભુને પ્રેરણા કરી. પછી કોઇપણ પ્રકારની કામના રહિત એવા પ્રભુએ ચિંતામણિની જેમ એક વર્ષ સુધી યાચકોને ઈચ્છાનુસાર દાન આપ્યું. સાંવત્સરિક દાનને અંતે દેવતાઓએ જન્મકાલની જેમ પ્રભુનો વિધિથી દીક્ષાભિષેક કર્યો. પછી સુરઅસુરોએ વિંટાયેલા પ્રભુ સૂરપ્રભા નામની શિબિકા ઉપર બેસી સહસ્રામ્રવનમાં ગયા. ત્યાં માર્ગશિર માસના કૃષ્ણ પક્ષની ષષ્ઠીએ મૂલ નક્ષત્રમાં ત્રીજે પહોરે એક હજાર રાજાઓની સાથે પ્રભુએ છઠ્ઠતપ કરીને દીક્ષગ્રહણ કરી.

બીજે દિવસે શ્વેતપુર નગરમાં પુષ્પ રાજાને ઘેર પ્રભુએ પરમ અન્નથી પારણું કર્યું. ત્યાં દેવતાઓએ વસુધારાદિક પાંચ દિવ્ય પ્રગટ કર્યાં. પુષ્પરાજાએ પ્રભુના ચરણને સ્થાને એક રત્નપીઠ રચાવ્યું. એકલા, મમતા રહિત, સંગ રહિત અને પરીષહોને સહન કરતા એવા પ્રભુએ ચાર માસ સુધી છદ્મસ્થપણે વિહાર કર્યો. ફરીવાર તેઓ ફરતા ફરતા સહસ્રામ્રવનમાં આવ્યા. ત્યાં માલુરવૃક્ષ નીચે પ્રતિમાપણે ઉભા રહ્યા. પછી ક્ષપકશ્રેણી પર આરૂઢ થઈ અપૂર્વકરણના ક્રમથી કાર્ત્તિક માસની શુક્લ તૃતીયાને દિવસે મૂલ નક્ષાત્રમાં પ્રભુને કેવળગાન ઉત્પન્ન થયું. તત્કાલ સુરઅસુરોએ આવી સમવસરણ રચ્યું. પ્રભુએ પૂર્વ દ્વારથી તેમાં પ્રવેશ કર્યો. ત્યાં મધ્યમાં રચેલા બારસો ધનુષ ઉચા ચૈત્યવૃક્ષને સર્વ અતિશયે શોભતા પ્રભુએ પ્રદક્ષિણા કરી; અને 'तीर्थायनमः' એમ કહીને પ્રભુ સિંહાસન પર પૂર્વાભિમુખે આરૂઢ થયા. એટલે દેવતાઓએ બીજી ત્રણ દિશાઓમાં પ્રભુનાં બીજાં રૂપ વિકુર્વ્યાં. પછી દેવતાદિક પર્ષદા યોગ્ય સ્થાનકે આવીને બેઠી. એટલે શક્ર ઇંદ્રે પ્રભુને પ્રણામ કરી નીચે પ્રમાણે સ્તુતિ કરવાનો આરંભ કર્યો.

"હે પ્રભુ! તમે જો વીતરાગ છો તો તમારા હાથપગમાં રાગ+ કેમ છે? તમે જો "કુટિલતાને છોડી દીધી છે તો તમારા કેશ કુટિલ† કેમ છે? તમે પ્રજાના ગોપ[1] છો તો "તમારા હાથમાં દંડ કેમ નથી? જો તમે નિઃસંગ છો તો ત્રૈલોક્યના નાથ કેમ કહેવા- "ઓ છો? જો તમે મમતા રહિત છો તો સર્વ ઉપર શામાટે દયાલુ છો? તમે જો અલંકાર "માત્રનો ત્યાગ કર્યો છે તો તમને ત્રણ રત્ન (જ્ઞાન, દર્શન, ચારિત્ર) કેમ પ્રિય છે? "જો તમે સર્વને અનુકૂલ છો તો મિથ્યાદૃષ્ટિ[2] ઉપર શામાટે દ્વેષ કરો છો? જો તમે "સ્વભાવેજ સરલ છો તો પૂર્વે છદ્મસ્થપણે કેમ રહ્યા હતા? જો દયાલુ છો તો કામદેવનો "કેમ નિગ્રહ કર્યો? જો તમે નિર્ભય છો તો સંસારથી કેમ ભય પામો છો? જો તમે "ઉપેક્ષા કરવામાં તત્પર છો તો વિશ્વના ઉપકારક કેમ છો? જો અદીપ્ત છો તો ભામંડ- "લથી દીપ્ત કેમ છો? જો તમે શાંત સ્વભાવી છો તો ચિરકાલ કેમ તપો છો? જો રોષ "રહિત છો તો કર્મ ઉપર કેમ રોષ રાખો છો? આ પ્રમાણે જેનું સ્વરૂપ જાણી શકાતું

---

+ રાગ–રક્તતા † વાંકા. પાલનકર્તા–ગોવાળ ૧૨ મિથ્યાત્વ મિથ્યાદૃષ્ટિ જીવો નહીં.

"નથી, જે મોટાથી પણ મોટા છે અને જેને અનંત ચતુષ્ટય[1] સિદ્ધ થયેલા છે એવા "તમો ભગવંતને હું નમસ્કાર કરૂ છુ."

આ પ્રમાણે સ્તુતિ કરીને ઇંદ્ર વિરામ પામ્યા પછી ભગવાન્ સુવિધિ સ્વામીએ નીચે પ્રમાણે દેશના આપી.

"આ સંસાર અનંત દુઃખના સમૂહનો ભંડાર છે. ઝેરનું ઉત્પત્તિસ્થાન જેમ સર્પ છે "તેમ સંસારનું ઉત્પત્તિસ્થાન **આશ્રવ** છે. જંતુઓને મન, વચન અને કાયાની જે ક્રિયા તે "યોગ કહેવાય છે. તે યોગ પ્રાણીને શુભાશુભ કર્મને આશ્રવે છે, તેથી તે આશ્રવ "કહેવાય છે. મૈત્રી વિગેરે ભાવનાથી વાસિત ચિત્ત પ્રાણીને શુભ કર્મ બંધાવે છે, "અને કષાય તથા વિષયોથી આક્રાંત થયેલુ ચિત્ત પ્રાણીને અશુભ કર્મ બંધાવે છે. "શ્રુતજ્ઞાનને આશ્રિત એવું સત્ય વચન શુભ કર્મનું ઉપાર્જન કરાવે છે, અને તેથી "વિપરીત હોય તો અશુભ કર્મના ઉપાર્જનનું હેતુભૂત થાય છે. ભલી રીતે ગોપવેલું "એટલે અસત્ કાર્યમાંથી પાછુ વાળી સત્યકાર્યમાં પ્રવર્ત્તાવેલુ શરીર શુભ કર્મ બંધાવેછે, "અને હમેશાં આરંભી તથા જીવઘાતક શરીરવડે અશુભ કર્મ બંધાય છે. કષાય, વિષય, "યોગ, પ્રમાદ, અવિરતિ, મિથ્યાત્વ અને આર્ત્ત તથા રૌદ્ર ધ્યાન એ અશુભ આશ્રવના "હેતુ છે. જે કર્મપુદ્ગલને ગ્રહણ કરવામાં હેતુભૂત છે તે આશ્રવ કહેવાય છે. તે કર્મો "જ્ઞાનાવરણાદિક ભેદથી આઠ પ્રકારનાં છે. જ્ઞાનદર્શનના સંબંધમાં, જ્ઞાનદર્શનવાળાઓ "પ્રત્યે અને જ્ઞાનદર્શન ઉત્પન્ન કરવાના હેતુઓમાં જે [2]વિઘ્ન, નિન્હવ, પિશૂનતા, આ-"શાતના, ઘાત અને મત્સર કરવો તે **જ્ઞાનાવરણી** અને **દર્શનાવરણી** કર્મ બાંધવાના "હેતુભૂત આશ્રવ છે દેવપૂજા, ગુરૂસેવા, પાત્રદાન, દયા, ક્ષમા, સરાગ સંયમ[3], દેશ વિરતિ, "અકામનિર્જરા, શૌચ[4] અને બાલતપ[5] એ સદ્વેદ્ય (**સાતાવેદની**) કર્મ બંધાવનારા "આશ્રવો છે પોતાને, પરને અથવા બંનેને દુઃખ, શોક, વધ, તાપ, આક્રંદન અને "વિલાપ કે પશ્ચાત્તાપ ઉત્પન્ન કરવો કરાવવો તે **અસાતાવેદની** કર્મ બાંધવાનાં કારણો છે. "વીતરાગના, શાસ્ત્રના, સંઘના, ધર્મના અને સર્વ દેવતાઓના અવર્ણવાદ બોલવા, તીવ્ર

---

૧ અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર ને અનંત વીર્ય

૨ જ્ઞાન જાણનારને અથવા જ્ઞાનીને અંતરાય—અડચણ કરવી, જ્ઞાન આપનાર ગુરુને ઓળવવા, જ્ઞાન આપનાર ગુરુની ચાડી કરવી, તેમની આશાતના કરવી, તેમનો ઘાત કરવો અને જ્ઞાનવાન પ્રત્યે મત્સરભાવ-ઇર્ષા-અદેખાઇ ધરાવવી તે સર્વે જ્ઞાનાવરણી કર્મ બાંધવાના કારણો છે તેજ પ્રમાણે દર્શનના સંબંધમા પણ સમજવુ એટલે ચાર પ્રકારના દર્શનની વિપરીત પ્રરુપણા કરવી અથવા દર્શન પ્રાપ્ત કર્યું છે જેમણે તેમના પ્રત્યે તથા દર્શનોત્પત્તિનાં કારણો પ્રત્યે પૂર્વોક્ત વિઘ્નાદિ કરવા તે દર્શનાવરણી કર્મ બાંધવાના કારણો સમજવા

૩ દશમા ગુણઠાણા પર્યંત સરાગસંયમ જાણવુ

૪ શૌચ-તે ભાવ શૌચ, વ્રતાદિમા અતિચાર ન લગાડવા અને આત્માને પવિત્ર-કર્મલેપ રહિત રાખવો તે

૫ અજ્ઞાન દશાએ કરેલ તપ તે બાલતપ

"મિથ્યાત્વના પરિણામ કરવા, સર્વજ્ઞ અને સિદ્ધ દેવનો[1] નિહ્નવ કરવો, ધાર્મિક માણસોને "દૂષણ આપવું, ઉન્માર્ગે ચાલવાનો ઉપદેશ કરવો, અનર્થ કરવાનો આગ્રહ રાખવો, "અસંયમીની પૂજા કરવી, અવિચારિત કાર્ય કરવું અને ગુરૂ વિગેરેની અવજ્ઞા કરવી– "ઈત્યાદિક **દર્શનમોહની** કર્મ બાંધવાના આશ્રવો છે. કષાયના ઉદયથી આત્માના તીવ્ર "પરિણામ થવા તે **ચારિત્રમોહની** બાંધવાના આશ્રવ છે. મશ્કરી કરવાની ટેવ, સકામ "ઉપહાસ[2], વિશેષ હસવાનો સ્વભાવ, બહુબોલાપણું અને દૈન્યપણું બતાવનારી ઉક્તિ "એ **હાસ્યમોહની**ના આશ્રવો છે. અનેક દેશો વિગેરે જોવાની ઉત્કંઠા, અનેક પ્રકારે "રમવું તથા ખેલવું અને બીજાના ચિત્તને આકર્ષવું–વશ કરવું એ **રતિ મોહની**ના "આશ્રવો છે. અસૂયા[3], પાપ કરવાની પ્રકૃતિ, બીજાના આનંદનો નાશ કરવો અને "કોઈનું અકુશલ થતું જોઈ ઉપહાસ કરવો–એ **અરતિમોહની**ના આશ્રવો છે.[4]

"પોતામાં ભયના પરિણામ, બીજાને ભય પમાડવો, ત્રાસ ઉપજાવવો અને નિર્દયપણું "ધરાવવું–એ **ભયમોહની**ના આશ્રવો છે. પોતે શોક ઉત્પન્ન કરી શોચ કરવો, બીજાને "કરાવવો અને રૂદન કરવામાં અતિ આસક્તિ રાખવી–એ **શોકમોહની**ના આશ્રવો "છે. ચતુર્વિધ સંઘના અવર્ણવાદ બોલવા, તેમના તરફ તિરસ્કાર બતાવવો અને સદા- "ચારની નિંદા કરવી–એ **જુગુપ્સામોહની**ના આશ્રવો છે. ઈર્ષ્યા, વિષયોમાં લોલુપતા "મૃષાવાદ, અતિવક્રતા અને પરસ્ત્રીના વિલાસમાં આસક્તિ–એ **સ્ત્રીવેદ** બાંધવાનાં કારણો "છે. પોતાની સ્ત્રીમાત્રમાં સંતોષ, અનીર્ષ્યાળુ સ્વભાવ, મંદ કષાય અને અવક્રાચાર "શીલ[5]–એ **પુરૂષવેદ**ના આશ્રવો છે. સ્ત્રી તથા પુરૂષ બંનેની સ્પર્શ ચુંબનાદિ અનંગસેવા, "ઉગ્ર કષાય, તીવ્ર કામેચ્છા, પાખંડ અને સ્ત્રીના વ્રતનો ભંગ કરવો–એ **નપુંસકવેદ** "બાંધવાના આશ્રવો છે. સાધુઓની નિંદા કરવી, ધર્મિષ્ટ લોકોને વિઘ્ન કરવા, મધુ "માંસાદિથી અવિરત પુરૂષોની પાસે તે અવિરતિની પ્રશંસા કરવી, દેશવિરતિ પુરૂષોને "વારંવાર અંતરાય કરવો, અવારિતપણે સ્ત્રિયાદિના ગુણોનુ આખ્યાન કરવું, ચારિત્રને "દૂષણ આપવું અને બીજાઓના કષાય અને નોકષાયને ઉદીરણા કરવી–એ **ચારિત્ર-** "**મોહનીય** કર્મ બાંધવાના સામાન્ય આશ્રવો છે.

"પંચેંદ્રી પ્રાણીઓનો વધ, ઘણો આરંભ તથા પરિગ્રહ, અનુગ્રહ કરવાનો ત્યાગ, "માંસભોજન, સદાસ્થિર વૈરબુદ્ધિ, રૌદ્રધ્યાન, અનંતાનુબંધી કષાય, કૃષ્ણ નીલ અને "કાપોત લેશ્યા, અસત્ય ભાષણ, પરદ્રવ્યહરણ, વારંવાર મિથુનસેવન અને ઇંદ્રિયોનું

---

૧ સર્વજ્ઞ અને સિદ્ધમા દેવપણુ ન માનવું, તેમાં વિપરીત ભાવ બતાવવો, તેમના ગુણાદિકને ઓળવવા તે તેમનો નિન્હવ કર્યો સમજવો.

૨ કામ ઉત્પન્ન કરે એવી સ્ત્રિયાદિકની હાસી કરવી તે

૩ ગુણમા દોષનું આરોપણ કરવુ તે અસુયા.

૪ કોઈપણ પ્રકારના કર્મના આશ્રવો–એટલે તે પ્રકારનું કર્મ બાંધવાનાં કારણો એમ સમજવું.

૫ સરલતાયુક્ત મનવાળો શુભ આચાર.

"અવશપણું—એ **નર્કગતિનું આયુષ** બાંધવાના આશ્રવો છે. ઉન્માર્ગે ચાલવાની "દેશના, માર્ગનો નાશ, ગુપ્ત રીતે વિત્તનું રક્ષણ, આર્ત્તધ્યાન, શલ્યસહિતપણું, માયા "( કપટ ), આરંભ, પરિગ્રહ, શિયળમાં તથા વ્રતમાં સાતિચારપણું, નીલ તથા કાપોત "લેશ્યા અને અપ્રત્યાખ્યાની કષાય—એ **તિર્યંચગતિનું આયુષ** બાંધવાના આશ્રવો છે. "અલ્પ પરિગ્રહ તથા આરંભ, સ્વાભાવિક કોમળતા અને સરલતા, કાપોત અને [1]પીત "લેશ્યા, ધર્મધ્યાનમાં અનુરાગ, પ્રત્યાખ્યાની કષાય, મધ્યમ પરિણામ, દાન દેવાપણું, "દેવ અને ગુરૂનું પૂજન, પૂર્વાલાપ[2], પ્રિયાલાપ, સુખે સમજાવવાપણું, લોકસમૂહમાં "મધ્યસ્થપણું—એ **મનુષ્યગતિનું આયુષ્ય** બાંધવાના આશ્રવો છે. સરાગ સંયમ, દેશ "સંયમ, અકામ નિર્જરા, કલ્યાણમિત્રનો પરિચય, ધર્મ શ્રવણ કરવાનું શીલ, પાત્રદાન, "તપ, શ્રદ્ધા, ત્રણ રત્નની આરાધના, મૃત્યુકાલે પદ્મ અથવા પીત લેશ્યાનું પરિણામ, "બાલ તપ, અગ્નિ જળ વિગેરે સાધનોવડે મૃત્યુ પામવું, ગળે ફાંસો ખાવો અને અવ્યક્ત "સામાયિકપણું[3]—એ **દેવગતિનું આયુષ** બાંધવાના આશ્રવો છે. મન વચન કાયાની "વક્રતા, બીજાઓને છેતરવું, માયાપ્રયોગ કરવો, મિથ્યાત્વ, પિશૂનતા, ચિત્તની ચપલતા, "સુવર્ણાદિકનો પ્રતિચ્છંદ કરવો એટલે બનાવટી સુવર્ણાદિ બનાવવું[4], ખોટી સાક્ષી પુરવી, "વર્ણ ગંધ રસ અને સ્પર્શનું જુદી રીતે સંપાદન કરવું,[5] કોઈના અંગ ઉપાંગ કાપવાં "કપાવવાં, યંત્ર તથા પંજરની ક્રિયા, ખોટાં માપ ખોટા તોલ તથા ખોટાં ત્રાજવાં "બનાવવાં વાપરવાં, અન્ય નિંદા, આત્મપ્રશંસા, હિંસા, અસત્ય વચન, ચોરી, અબ્ર- "હ્મચર્ય, મોટા આરંભ, મોટા પરિગ્રહ, કઠોર વચનો બોલવાં તથા કનિષ્ટ ભાષણ કરવું, "ઉજ્વળ વેષાદિકથી મદ કરવો, વાચાળપણું, આક્રોશ કરવો, સૌભાગ્યનો ઉપઘાત, કામણ "કરવું, ત્યાગીપણાની વિડંબનાથી—દાંભિકપણાથી ઉન્માર્ગી યતિ વગેરે થઈને બીજા- "ઓને કૌતુક ઉત્પન્ન કરવું, વેશ્યા પ્રમુખને અલંકાર આપવા, દાવાનળ સળગાવવો, દેવા- "દિકના મિષથી ગંધાદિક વસ્તુની ચોરી કરવી, તીવ્ર કષાય, ચૈત્ય, ઉપાશ્રય, ઉદ્યાન અને "પ્રતિમાઓનો વિનાશ કરવો અને અંગારાદિક પંદર કર્માદાનની ક્રિયા કરવી એ સર્વે "**અશુભનામકર્મ**ના આશ્રવો છે. ઉપર કહેલાથી વિપરીત ક્રિયા, સંસારથી ભીરૂતા, "પ્રમાદનો નાશ, સદ્‌ભાવનું અર્પણ, ક્ષાંતિ વિગેરે ગુણો, ધાર્મિક પુરૂષોનું દર્શન, સંભ્રમ "અને તેમનો સત્કાર—એ **શુભનામ** યાવત્ તીર્થંકર નામ કર્મ બાંધવાના આશ્રવો છે. ૧ "અર્હંત ૨ સિદ્ધ, ૩ ગુરૂ, ૪ સ્થવિર, ૫ બહુશ્રુત, ૬ ગચ્છ, ૭ શ્રુતજ્ઞાન અને ૮ તપ- "સ્વીઓ ( મુનિ ) ની ભક્તિ, ૯ આવશ્યકાદિ ક્રિયામાં, ૧૦ ચારિત્રમાં તથા ૧૧ બ્રહ્મચર્ય "સેવનમાં અપ્રમાદ, ૧૨ વિનય, ૧૩ જ્ઞાનાભ્યાસ, ૧૪ તપ, ૧૫ ત્યાગ ( દાન ), ૧૬

---

૧ તેજુ લેશ્યા ૨ પહેલા બોલાવવુ—આવો, પધારો વિગેરે કહેવુ તે. ૩ અવ્યક્ત—સમજ પૂર્વક નહીં એવો સમ ભાવ આવવો તે ૪ બનાવટી નોટ સિક્કા વિગેરે બનાવવા તે ૫ વર્ણ ગંધાદિ બદલાવીને વસ્તુ દેખાડવી, વેચવી સાટવી, ભેળસંભેળ કરવો, કૃત્રિમ વર્ણાદિવડે કોઇને ભૂલાવો ખવરાવવો તે.

"વારંવાર ધ્યાન, ૧૭ તીર્થની પ્રભાવના, ૧૮ ચતુર્વિધ સંઘને સમાધિ ઉપજાવવી તથા "સાધુઓની વૈયાવચ્ચ કરવી, ૧૯ અપૂર્વ જ્ઞાનનું ગ્રહણ કરવું અને ૨૦ સમકિત "દર્શનની શુદ્ધિ, આ વીશ ( સ્થાનકો ) આશ્રવો પહેલા અને છેલ્લા તીર્થંકરોએ સ્પર્શેલા "છે, અને બીજા તીર્થંકરોએ એક બે ત્રણ અથવા સર્વે સ્થાનકો સ્પર્શેલા છે.[1] પરનિંદા, "અવજ્ઞા ને ઉપહાસ, સદ્ગુણનો લોપ, છતા અછતા દોષનું કથન, પોતાની પ્રશંસા, છતા "અછતા ગુણના વખાણ, પોતાના દોષનું આચ્છાદન અને જાતિ વિગેરેનો મદ કરવો એ "**નીચગોત્ર**ના આશ્રવો છે. નીચ ગોત્રમાં કહેલા કરતાં વિપરીત આશ્રવો, ગર્વરહિતપણું "અને મન વચન કાયાથી વિનય કરવો એ **ઉચ્ચગોત્ર**ના આશ્રવો છે. દાન, લાભ, "વીર્ય, ભોગ તથા ઉપભોગમાં મિષથી વા મિષ વગર એટલે કારણ કે વગર કારણે જે "પરને વિઘ્ન કરવું એ **અંતરાયકર્મ**ના આશ્રવો છે.

"આવી રીતના આશ્રવોથી જન્મ પામેલો આ અપાર સંસાર રૂપ સાગર, દીક્ષા "રૂપ વહાણવડે વિદ્વાન્ પુરૂષોએ તરી જવાને યોગ્ય છે."

ચંદ્રની કાંતિથી કુમુદ બોધ પામે-વિકસ્વર થાય તેમ પ્રભુની આવા પ્રકારની ધર્મદેશનાથી હજારો પુરૂષો બોધ પામ્યા, અને પ્રભુની સમીપે કેટલાકે દીક્ષા ગ્રહણ કરી. પ્રભુને **વરાહ** વિગેરે અઠયાશી ગણધરો થયા. જયારે પ્રભુ દેશનાથી વિરામ પામ્યા ત્યારે શ્રી વરાહ ગણધરે ધર્મદેશના આપી. ગણધરની દેશના પૂર્ણ થયા પછી સુરઅસુરો નંદીશ્વર દ્વીપે જઈ અષ્ટાહ્નિક ઉત્સવ કરીને પોતપોતાને સ્થાને ગયા.

પ્રભુ શ્રી સુવિધિનાથના તીર્થમાં શ્વેત અંગવાળો, કાચબાના વાહન યુક્ત, બે દક્ષિણ ભુજાઓમાં બીજોરૂ અને અક્ષસૂત્ર તથા બે વામ ભુજાઓમાં નકુલ અને ભાલાને ધારણ કરનારો **અજિત** નામે યક્ષ પ્રભુની નજીક રહેનારો શાસનદેવતા થયો. તેમજ ગૌર વર્ણવાળી, વૃષભના વાહન ઉપર બેસનારી, બે દક્ષિણ ભુજામાં વરદ અને અક્ષસૂત્ર તથા બે વામ ભુજામાં કલશ અને અંકુશને ધારણ કરનારી **સુતારા** નામે યક્ષણી પ્રભુની પાસે રહેનારી શાસનદેવી થઈ. એ બંને દેવતાઓથી અધિષ્ટિત અને કૃપારસના સાગર જગત્પતિ પ્રભુ લોકોને બોધ કરતા પૃથ્વીપર વિહાર કરવા લાગ્યા.

અઠયાવીશ પૂર્વાંગ અને ચાર માસે ઉણા એવા એક લાખ પૂર્વ પર્યંત વિહાર કરતા પ્રભુને બે લાખ સાધુઓ, એક લાખ ને વીશ હજાર સાધ્વીઓ, આઠ હજાર ને ચારસો અવધિજ્ઞાનીઓ, દોઢ હજાર પૂર્વધારી, સાડાસાત હજાર મન પર્યવજ્ઞાની, સાત હજાર અને પાંચસો કેવળજ્ઞાની, તેર હજાર વૈક્રિય લબ્ધિવાળા, છ હજાર વાદ લબ્ધિવાળા, બે લાખ ને ઓગણત્રીશ હજાર શ્રાવકો અને ચારલાખ ને બોંતેર હજાર શ્રાવિકાઓ-આટલો પરિવાર થયો.

પ્રાંતે પ્રભુ સમેતશિખર પર્વતે ગયા, ત્યાં એક હજાર મુનિઓની સાથે અનશન કરી

---

૧ આ વીશ સ્થાનકો અનુક્રમે લખેલા નથી તેમજ તેમાં પ્રકારભેદથી નામાંતર પણ જણાવેલાં છે.

એક માસ સુધી તે પ્રમાણે રહ્યા. કાર્તિક માસની કૃષ્ણ નવમીએ મૂલ નક્ષત્રે હજાર મુનિઓની સાથે શૈલેશી ધ્યાનમાં લીન થઈ પ્રભુ અવ્યયપદને પ્રાપ્ત થયા. અર્દ્ધ લાખ પૂર્વ કુમાર વયમાં, અઠ્ઠાવીશ પૂર્વાંગે સહિત અર્દ્ધલાખ પૂર્વ રાજ્ય પાળવામાં અને અઠ્ઠાવીશ પૂર્વાંગે રહિત એક લાખ પૂર્વ વ્રતમાં-એકંદર સર્વ મળી બે લાખ પૂર્વનું આયુષ્ય શ્રી સુવિધિનાથ પ્રભુનું હતુ શ્રી ચંદ્રપ્રભ પ્રભુના નિર્વાણ પછી નેવું કોટી સાગરોપમ ગયા પછી સુવિધિ સ્વામીનું નિર્વાણ થયુ. પ્રભુનું નિર્વાણ થયા પછી સર્વ ઇંદ્રોએ એક હજાર મુનિઓની સાથે નવમા પ્રભુનો વિધિ યુક્ત શરીરસસ્કાર કરવા પૂર્વક મોક્ષપ્રાપ્તિનો અનુપમ મહિમા કર્યો. પછી તેઓ પોતપોતાના પરિવાર સાથે સ્વસ્થાનકે ગયા.

શ્રી સુવિધિ સ્વામીના નિર્વાણ પછી કેટલોએક કાળ જતાં હુંડાવસર્પિણી કાળ[1]ના દોષથી સાધુઓનો ઉચ્છેદ થઈ ગયો. પછી જેમ માર્ગ ભ્રષ્ટ થયેલા વટેમાર્ગુઓ બીજા જાણીતા મુસાફરોને માર્ગ પૂછે તેમ ધર્મના અજ્ઞ લોક સ્થવિર શ્રાવકોને ધર્મ પૂછવા લાગ્યા. જ્યારે તેઓ પોતાને અનુસારે ધર્મ કહેવા લાગ્યા, ત્યારે લોકો તેઓની શ્રાવકોચિત અર્થપૂજા કરવા લાગ્યા; એવી રીતે પૂજા થવાથી દ્રવ્યાદિકમાં લુબ્ધ થઇને એ સ્થવિર શ્રાવકોએ તત્કાલ નવાં કૃત્રિમ શાસ્ત્રો રચી તેમાં વિવિધ જાતનાં મોટાં ફળવાળાં દાનો પ્રગટ કર્યાં. તેમાં પ્રતિદિન દ્રવ્યાદિકમાં લુબ્ધ આચાર્યો થઇને તેઓએ આલોક તથા પરલોકમાં નિશ્ચિત મોટાં ફળવાળાં કન્યાદાન, પૃથ્વીદાન, લોહદાન, તિલદાન, કપાસદાન, ગોદાન, સ્વર્ણદાન, રૂપ્યદાન, ગૃહદાન, અશ્વદાન, ગજદાન અને શય્યાદાન વિગેરે વિવિધદાનોને મુખ્યપણે ગણાવ્યાં, અને મોટી ઈચ્છાવાળા તેમજ દુષ્ટ આશયવાળા તેઓએ તે સર્વ દાન દેવા માટે યોગ્ય પાત્ર પોતે છે અને બીજા અપાત્ર છે એમ જણાવ્યુ. એવી રીતે લોકોની વચના કરતાં છતાં પણ તેઓ લોકોના ગુરૂ થઈ પડ્યા. **વૃક્ષ વગરના દેશમાં એરંડાના વૃક્ષને પણ લોકો વેદિકા રચાવે છે.**

એવી રીતે શ્રી શીતળ સ્વામીનું તીર્થ પ્રવર્તતા સુધી આ ભરતક્ષેત્રમાં સર્વ પ્રકારે તીર્થોચ્છેદ રહ્યો. તેથી તે વખતમાં રાત્રિએ ઘુવડ પક્ષીની જેમ કનિષ્ટ બ્રાહ્મણોએ આ ભરતક્ષેત્ર ઉપર પોતાનુ એકછત્ર રાજ્ય ચલાવ્યુ. તે પછી બીજા છ જિનેશ્વરોના અતરમાં પણ એટલે શાંતિનાથના અંતર સુધી એવી રીતનું આંતરે આંતરે મિથ્યાત્વ પ્રવર્ત્યું, અને તીર્થનો ઉચ્છેદ થવાથી તે સમયમાં મિથ્યાદૃષ્ટિઓનો અસ્ખલિત પ્રચાર થયો.

**इत्याचार्यश्रीहेमचन्द्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते
महाकाव्ये तृतीये पर्वणि श्रीसुविधिस्वामिचरित्र
वर्णनो नाम सप्तमः सर्गः ७**

---

૧ મહા કનિષ્ટ અવસર્પિણી તે હુંડાવસર્પિણી

ળાઓમાં ભોજનાર્થી લોકોને વિવિધ જાતના ભોજનો જમાડતા હતા. તે નગરમાં શત્રુઓના મંડલને નમાડનાર દૃઢરથ નામે રાજા હતો. તે સમુદ્રની જેમ આખા ભૂમંડલને વ્યાપીને રહેલો હતો. મોટા મહર્ષિઓ પણ તેના ગુણોનું વર્ણન કરતા હતા, તે વખતે જાણે પોતાના અવગુણોનુ વર્ણન કરતા હોયની તેમ તે અધિક અધિક લજ્જા પામતો હતો. શત્રુઓની પાસેથી બલાત્કારે ગ્રહણ કરેલી લક્ષ્મી યાચકોને આપી દઇ અદત્તાદાન દોષનું જાણે તે પ્રાયશ્ચિત્ત લેતો હોય તેમ જણાતો હતો. તેની આગળ વારંવાર ભૂમિ ઉપર આલોટતા રાજાઓ સર્વાંગે ભૂમિનું આલિંગન કરીને ચિરકાલે ભૂપતિપણાને પ્રાપ્ત થતા હતા. મોટા વિદ્વાન્ ગુરૂજનો તેને લેશમાત્ર જ્ઞાનોપદેશ કરતા તોપણ તે જ્ઞાનોપદેશ, જળમાં પડેલા તેલના બિંદુની જેમ તે રાજાના અંતઃકરણમાં વિસ્તાર પામી જતો હતો. નદીઓમાં ગંગાની જેમ સતીઓમાં અગ્રેસર અને હૃદયને આનંદ આપનારી નંદા નામે એ રાજાને એક પટ્ટરાણી હતી. મંદમંદ ચરણન્યાસથી મનોહરપણે ચાલતી તે રાણીની પાસે રાજહંસીઓ પણ ગતિ શીખવામાં જાણે તેની શિષ્યા હોય તેવી જણાતી હતી. એ રાણી જ્યારે સુગંધી મુખશ્વાસથી કાંઈપણ બોલતી ત્યારે તેનુ તે વચન સુગંધના પ્રસારથી ભ્રમરોને આકર્ષણ કરવાના મંત્ર રૂપ થતું હતું. એ રૂપવતી રાણીને તેની પોતાનીજ ઉપમા ઘટતી હતી, કારણકે મહત્વપણામાં આકાશને બીજી ઉપમા ઘટી શકે નહીં મહારાણી નંદા પોતાના ગુણોથી દૃઢરથ રાજાના હૃદયમાં જાણે દૃઢપણાથી પરોવાયેલી હોય તેમ જણાતી હતી, અને મહારાજા દૃઢરથ એ રાણીના ચિત્તમાં જાણે કોતરાયેલા હોય તેમ રહેલા હતા.

અહીં પ્રાણત કલ્પમાં પદ્મોત્તર રાજાના જીવે વીશ સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કર્યું. ત્યાંથી ચ્યવીને વૈશાખ માસની કૃષ્ણ ષષ્ટિને દિવસે ચંદ્ર પૂર્વાષાઢા નક્ષત્રમાં આવતાં નંદા દેવીની કુક્ષિમાં તે જીવ ઉત્પન્ન થયો તે વખતે તીર્થંકરના જન્મને સૂચવનારાં ચૌદ મહાસ્વપ્ન સુખે સુતેલા દેવીએ અવલોકન કર્યાં. પછી માઘ માસની કૃષ્ણ દ્વાદશીને દિવસે ચંદ્ર પૂર્વાષાઢા નક્ષત્રમાં આવતાં શ્રીવત્સના લાંછનવાળા અને સુવર્ણના જેવા વર્ણવાળા પુત્રને દેવીએ જન્મ આપ્યો.

એ અવસરે આઠ અધોલોકવાસી, આઠ ઊર્ધ્વલોકવાસી, આઠ આઠ રૂચક દ્વીપમાં ચારે દિશાઓના પર્વતોપર રહેનારી, ચાર વિદિશાના પર્વતપર રહેનારી અને ચાર રૂચક દ્વીપની મધ્યે રહેનારી—મળી છપ્પન દિક્કુમારીઓ આસન ચલિત થવાથી ત્યાં આવી, અને તેઓએ સૂતિકાકર્મ કર્યું. પછી દેવતાઓથી પરવરેલો શક્રઈંદ્ર તરત ત્યાં આવી પ્રભુને લઈને મેરૂ પર્વતના મસ્તકપર ગયો. ત્યાં પ્રભુને ઉત્સંગમાં લઈ અતિપાંડુકબલા નામની શીલા ઉપરના રત્નમય સિંહાસન ઉપર તે બેઠો પછી અચ્યુતાદિક ઇંદ્રોએ સમુદ્રો, નદીઓ અને દ્રહોમાંથી મગાવેલા જળવડે પ્રભુને અભિષેક કર્યો. ત્યાર પછી શક્ર ઈંદ્રે ઈશાન ઈંદ્રના ખોળામાં પ્રભુને સ્થાપીને પોતે વિકુર્વેલા સ્ફટિકમય ચાર વૃષભોના શૃંગાગ્રમાંથી નીક-

ળતા જળવડે પ્રભુને સ્નાન કરાવ્યું, અને દિવ્ય અંગરાગ તથા આભૂષણાદિકથી પ્રભુને અર્ચિત કરી નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો.

"હે પ્રભુ! ઈક્ષ્વાકુ કુળરૂપી ક્ષીરસમુદ્રમાં ચંદ્રરૂપ અને આ જગત્‌ની મહાનિદ્રાનો "નાશ કરવામાં સૂર્ય સમાન એવા તમે જયવંતા વર્ત્તો. હે નાથ! તમને જોવાને, તમારી "સ્તુતિ કરવાને અને તમારૂં પૂજન કરવાને માટે મારા શરીરમાં અનંત નેત્રો, અનંત "જિહ્વાઓ અને અનંત ભુજાઓ થાય એવી હું ઈચ્છા રાખું છું. દશમા તીર્થંકર પ્રભુ! "તમારા ચરણકમલમાં મેં આ પુષ્પો સ્થાપન કર્યાં તેથી હવે મને તેનું ફળ સંપાદન થઈ "ચુક્યું છે. દુઃખના તાપથી પીડાયેલા લોકોને અમંદ આનંદ આપનારા એવા તમે આ "મનુષ્યલોકમાં નવીન મેઘની જેમ અવતરેલા છો. વસંત ઋતુવડે વૃક્ષોની જેમ તમારા "દર્શનથી આજે સર્વ પ્રાણીઓ નવીન શોભાવાળા થયેલા છે. જે દિવસો તમારા દર્શન- "થી પવિત્ર છે તેજ મારે દિવસો છે; બાકીના જે દિવસો છે તે તો મારે કૃષ્ણપક્ષની "રાત્રિ જેવા છે. આત્માની સાથે નિત્યપણે પરોવાયેલા પ્રાણીઓનાં કુકર્મો અયસ્કાંત "મણિથી લોઢાની જેમ તમારા દર્શનાદિકથી આજે જુદા પડી જાઓ. આ લોકમાં, "સ્વર્ગમાં કે બીજે ગમે ત્યાં રહું તોપણ તમનેજ હૃદયમાં વહન કરનારો હું તમારૂં "વાહન થાઉં એવી ઇચ્છા રાખું છું."

આ પ્રમાણે દશમા તીર્થંકરની સ્તુતિ કરીને શક્રઈંદ્રે પ્રભુને લઈ નંદા દેવીપાસે જેમ હતા તેમ મૂક્યા. પ્રાતઃકાલે પ્રભુના જન્મથી હર્ષ પામેલા દૃઢરથ રાજાએ કેદીઓને કારા-ગૃહમાંથી મુક્ત કર્યા અને મોટો મહોત્સવ કર્યો, કારણકે તેવા પુરૂષોનો જન્મ બધા જગત્‌ના મોક્ષને અર્થે થાય છે. પ્રભુ જ્યારે ગર્ભમાં હતા ત્યારે રાજાનું તપ્ત થયેલું અંગ નંદાદેવીના સ્પર્શથી શીતળ થઈ ગયું હતું; તેથી રાજાએ પ્રભુનું શીતલ એવું નામ પાડ્યું. વેલાધારી દેવોથી સમુદ્રની વેલાની જેમ દેવકુમારોએ નિરંતર સેવેલા જગ-ત્પતિ દિવસે દિવસે વધવા લાગ્યા. અનુક્રમે પ્રભુએ શિશુવય ઉલ્લંઘન કરી, અને વટે-માર્ગુ જેમ ગામથી નગરમાં પહોંચે તેમ શિશુવયમાંથી યૌવનવયને પ્રાપ્ત થયા. જેની બંને તરફ મોટી વેલ લટકતી હોય તેવા વૃક્ષની જેમ જાનુ પર્યંત લંબાયમાન હાથવાળા પ્રભુનું નેવું ધનુષ ઉંચું શરીર શોભતું હતું. જોકે પ્રભુ વિષયસુખ ભોગવવામાં નિઃસ્પૃહ હતા, તોપણ હાથી જેમ પીંડને ગ્રહણ કરે તેમ માતાપિતાની પ્રાર્થનાથી કુલિન કન્યાનું પાણિગ્રહણ કર્યું, અને પચવીશ હજાર પૂર્વની વય થયા પછી પિતાની દાક્ષિણ્યતાથી પ્રભુએ રાજ્યનો સ્વીકાર કર્યો. અપૂર્વ પરાક્રમવાળા પ્રભુએ પૂર્વ ક્રમથી આવેલા રાજ્યનું પચાસ હજાર પૂર્વ સુધી વિધિથી પાલન કર્યું. પછી પ્રભુનું મન સંસારવાસમાંથી તદ્દન વિરક્ત થયું; એટલે તત્કાલ લોકાંતિક દેવતાનાં આસનો ચલાયમાન થયાં. તેઓએ અવધિજ્ઞાનથી જાણ્યુ કે 'જંબૂદ્વીપમાં દક્ષિણ ભરતાર્દ્ધની અંદર દશમા તીર્થંકર ઉત્પન્ન થયેલા છે. તેઓ હાલ વ્રત ગ્રહણ કરવાને માટે ઈચ્છાવાન વર્ત્તે છે, તેથી આપણે ત્યાં

જઈને તે કાર્યમાં તેમને પ્રેરણા કરીએ, કારણકે આપણું હમેશાંનું તે કૃત્ય છે.' આ પ્રમાણે વિચારી સારસ્વતાદિક દેવતાઓ બ્રહ્મલોકમાંથી ત્યાં આવી પ્રભુને નમસ્કાર કરીને આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરવા લાગ્યા. 'હે નાથ ! અરણ્યમાં જળપ્રવાહની જેમ આ દુસ્તર સંસારમાં તીર્થનો અભાવ થયેલો છે, તેથી જગત્ ઉપર કૃપા કરીને ધર્મતીર્થને પ્રવર્ત્તાવો.' આ પ્રમાણે કહી લોકાંતિક દેવતાઓ બ્રહ્મ દેવલોકમાં પાછા ગયા. પછી શીતળનાથ સ્વામીએ સાંવત્સરિક દાન આપવા માંડયું. વાર્ષિક દાનને અંતે ઈંદ્રનાં આસનો ચલિત થયાં એટલે તેઓએ આવી શીતળ પ્રભુનો દીક્ષાકલ્યાણક સંબંધી સ્નાત્રમહોત્સવ કર્યો, પછી ત્રણ જગતૂના આભૂષણરૂપ પ્રભુએ અંગરાગ તથા વસ્ત્રાભૂષણ ધારણ કર્યાં. એક ઈંદ્રે પ્રભુને હાથનો ટેકો આપ્યો અને બીજા ઈંદ્રોએ તેમની ઉપર ચામરાદિ ધારણ કર્યાં, એટલે પ્રભુ **ચંદ્રપ્રભા** નામના શિબિકા રત્ન ઉપર આરૂઢ થયા. પછી હજારો સુર, અસુર અને મનુષ્યોના પરિવાર સાથે પ્રભુ પોતાના નગરની બહાર સહસ્રામ્ર નામના વનમાં આવ્યા. ત્યાં આવી જેને મોક્ષગતિ પ્રિય છે એવા પ્રભુએ સંસારસમુદ્રને તરી જવાની ઈચ્છાથી પોતાનાં સર્વ આભૂષણ તત્કાલ ભારની પેઠે છોડી દીધાં. ઈંદ્રે નાખેલા દેવદૂષ્ય વસ્ત્રને ખભા ઉપર ધારણ કરતા પ્રભુએ પ્રથમ પાંચમુષ્ટિ વડે કેશનો લોચ કર્યો. તે કેશને ક્ષીરસમુદ્રમાં નાખી આવીને ઇંદ્રે સર્વ કોલાહળનો નિષેધ કર્યો, અને દ્વારપાળની જેમ અંજલિ જોડી પ્રભુની આગળ ઉભો રહ્યો. એટલે માઘ માસની કૃષ્ણ દ્વાદશીએ પાછલે પહોરે ચંદ્ર પૂર્વાષાઢા નક્ષત્રમાં આવતાં છઠતપ જેમણે કર્યો છે એવા પ્રભુએ એક હજાર રાજાઓની સાથે સુર, અસુર અને રાજાઓની સમક્ષ સર્વ સાવદ્ય યોગનું પ્રત્યાખ્યાન કર્યું અર્થાત્ ચારિત્ર અંગીકાર કર્યું. તેજ વખતે તેમને મનઃપર્યવ નામે ચોથુ જ્ઞાન ઉત્પન્ન થયુ; અને દેવતા વિગેરે સર્વે પ્રભુને પ્રણામ કરીને પોતપોતાને સ્થાને ગયા.

પછી બીજે દિવસે રિષ્ટ નગરમાં **પુનર્વસુ** રાજાને ઘેર પ્રભુએ પરમ અન્નથી પારણું કર્યું. ત્યાં દેવતાઓએ વસુધારાદિ પાંચ દિવ્ય પ્રગટ કર્યાં, અને રાજાએ જયાં પ્રભુ ઉભા રહ્યા હતા ત્યાં એક સુવર્ણપીઠ રચાવી. પછી વિવિધ અભિગ્રહને ધારણ કરતા અને પરીસહોને સહન કરતા એવા પ્રભુ છદ્મસ્થપણે ત્રણ માસ પર્યંત વિહાર કરી સહસ્રામ્ર વનમાં ફરીવાર આવ્યા. ત્યાં પીપળાના વૃક્ષ નીચે પ્રભુ કાયોત્સર્ગ ધ્યાને રહ્યા. જગતૂના ગુરૂ એવા પ્રભુએ સુભટ જેમ કિલ્લા ઉપર ચડી શત્રુઓને મારે તેમ શુક્લ ધ્યાનના બીજા પાયા ઉપર ચડી ઘાતિકર્મનો નાશ કર્યો. તત્કાલ પોષમાસની કૃષ્ણ ચતુર્દશીએ ચંદ્ર પૂર્વાષાઢા નક્ષત્રમાં આવતાં શીતલનાથ સ્વામીને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. સુર અસુરોએ આવીને ચાર ચાર દ્વારવાળા સુવર્ણ અને રૂપાના ત્રણ ગઢવાળું સમોસરણ રચ્યુ. તેમાં પ્રભુએ પૂર્વ દ્વારથી પ્રવેશ કરી તેની મધ્યમાં રહેલા એક હજાર ને એંશી ધનુષ ઊંચા ચૈત્યવૃક્ષની પ્રદક્ષિણા કરી, અને '**તીર્થાયનમઃ**' એમ ઉચ્ચાર કરી રત્નસિંહાસન પર પૂર્વ

મુખે વિરાજમાન થયા. દેવતાઓએ તેમના જેવાજ ત્રણ પ્રતિબિંબો વિકુર્વી બીજી ત્રણ દિશાઓમાં સ્થાપન કર્યાં. પછી મયૂરો જેમ મેઘગર્જનાની ઉત્કંઠા ધરાવતા બેસે, તેમ મનુષ્ય દેવતા વિગેરે સર્વ પ્રભુની દેશના શ્રવણ કરવાની ઉત્કંઠા રાખીને યોગ્ય સ્થાને બેઠા. તે અવસરે સૌધર્મ કલ્પનો ઇંદ્ર મસ્તક વડે પૃથ્વીતળનો સ્પર્શ કરી શીતલનાથ સ્વામીને પ્રણામ કરી અંજલિ જોડી આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો.

"હે ત્રણ ભુવનોના પતિ ! જે પુરૂષો તમારા ચરણકમલના નખની કાંતિના જાલ "રૂપી જળના પ્રવાહમાં સ્નાન કરી કરીને પોતાના આત્માને પવિત્ર કરે છે તેઓને ધન્ય "છે. સૂર્યથી જેમ આકાશ, હંસથી જેમ સરોવર અને રાજાથી જેમ નગર તેમ તમા- "રાથી આ ભારતક્ષેત્ર શોભે છે. સૂર્યનો અસ્ત અને ચંદ્રના ઉદયના અંતરમાં અંધકા- "રથી જેમ પ્રકાશ પરાભવ પામે છે તેમ નવમા દશમા બે પ્રભુના અંતરમાં મિથ્યાત્વથી "ધર્મ પરાભવ પામ્યો છે. વિવેકરૂપી લોચન વગરનું આ જગત્ અંધ થઈ જાણે "દિગ્મૂઢ થયું હોય તેમ સર્વ પ્રકારે કુમાર્ગોમાં પ્રવર્ત્તે છે. સર્વ લોકો ભ્રાંતિ પામીને "અધર્મને ધર્મબુદ્ધિથી, અદેવને દેવબુદ્ધિથી અને અગુરૂને ગુરૂબુદ્ધિથી ગ્રહણ કરે છે. "એવી રીતે આ જગત્ નરકરૂપ ખાડામાં પડવાને જેવામાં તૈયાર થયેલુ હતું તેવામાં "જ તેના પુણ્યોદયથી સ્વાભાવિક દયાના સમુદ્ર એવા તમે અવતરેલા છો. હે પ્રભુ ! "જ્યાં સુધી તમારૂ વચન રૂપી અમૃત આ લોકમાં પ્રસર્યું નથી ત્યાં સુધીજ આ લોકમાં "મિથ્યાત્વ રૂપી સર્પ ચિરકાલ સમર્થ થઈ પ્રવર્ત્તે છે. પણ ઘાતિકર્મના ક્ષયથી જેમ "તમોને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે તેમ તમારા ઉપદેશથી આ જગત્‌ને મિથ્યાત્વનો "નાશ થઇને સમકિતની પ્રાપ્તિ થશે."

આ પ્રમાણે સ્તુતિ કરીને શક્રેંદ્ર વિરામ પામ્યા, એટલે શીતલનાથ પ્રભુએ અમૃતના જેવી મધુર વાણીથી આ પ્રમાણે દેશના આપવા માંડી—

"આ સંસારમાં સર્વ પદાર્થાદિ વિવિધ જાતનાં દુઃખનાં કારણ અને ક્ષણિક છે, તેથી "સર્વ પ્રાણીઓએ મોક્ષને માટે પ્રયત્ન કરવો જોઈએ. તે મોક્ષ **સંવર** કરવાથી થઈ શકે "છે. સર્વ આશ્રવોનો જે નિરોધ કરવો તે સંવર કહેવાય છે. તે સંવર દ્રવ્ય અને ભાવથી "બે પ્રકારે છે. જે કર્મ પુદ્ગળના ગ્રહણનો છેદન કરે તે **દ્રવ્યસંવર** કહેવાય છે, અને "જેમાં સંસારહેતુ ક્રિયાનો ત્યાગ થાય તે **ભાવસંવર** કહેવાય છે. જે જે ઉપાયથી જે જે "આશ્રવનો નિરોધ થાય તે તે આશ્રવના નિરોધને માટે વિદ્વાનોએ તે તે ઉપાય યોજવો "ઉચિત છે. તે ઉપાય આ પ્રમાણે—ક્ષમાથી ક્રોધનો, કોમલતાથી માનનો, સરલતાથી "માયાનો અને નિઃસ્પૃહતાથી લોભનો નિરોધ કરવો. અસંયમવડે ઉન્મત્ત થયેલા વિષ "જેવા વિષયોનો મહામતિ પુરૂષે અખંડ સંયમ વડે નિરોધ કરવો. ત્રણ ગુપ્તિઓથી ત્રણ "યોગને વશ કરવા. અપ્રમાદથી પ્રમાદને સાધ્ય કરવો અને સર્વ સાવદ્ય યોગના ત્યાગ- "થી અવિરતિને સાધવી (કબજે કરવી ). સંવરને અર્થે ઉદ્યમ કરનારા પુરૂષે સદ્દર્શનથી

"મિથ્યાત્વનો અને ચિત્તની ઉત્તમ સ્થિરતાથી રૌદ્ર ધ્યાનનો વિજય કરવો. જેમ મધ્ય "ચોકમાં આવેલા ઘણા દ્વારવાળા ઘરના દ્વારો જો ઉઘાડા રહે તો તેમાં જરૂર રજનો "પ્રવેશ થાય છે અને પ્રવેશ થયેલ રજ સ્નેહ (ચીકાશ) ના યોગથી તન્મયપણે બંધાઈ "જાય છે; પણ જો તે ઘરનાં દ્વાર બંધ કરી દીધાં હોય તો તેમાં રજ પેસતી નથી, તેમ "દૃઢપણે બદ્ધ પણ થતી નથી. વળી જેમ કોઈ સરોવરમાં ચારે બાજુ ગરનાળાં ખુલ્લાં "હોય છે તો તે સર્વ દ્વારોથી જળ પેસી જાય છે, પણ જો તે દ્વાર રૂંધેલાં હોય તો "તેમાં જરાપણ જળ પેસી શકતું નથી. તેમજ કોઈ વહાણના મધ્ય ભાગમાં છિદ્રો "હોય છે તો તેમાંથી જળ પેસી જાય છે, પણ જો તે છિદ્રો બંધ કરી દીધાં હોય "તો તેમાં જરાપણ જળ પેસી શકતુ નથી. તેવી રીતે યોગાદિક આશ્રવદ્વારોનું સર્વ "પ્રકારે રૂંધન કરવાથી સંવરથી શોભતા એવા જીવમાં કર્મદ્રવ્યનો પ્રવેશ થઈ શકતો "નથી. આશ્રવદ્વારનો નિરોધ સંવરવડે થાય છે, અને એ સંવર ક્ષમા વિગેરે ભેદથી "બહુ પ્રકારે કહેલો છે. ચડતા ચડતા ગુણસ્થાનોમાં જેનો જેનો સંવર થાય તે તે "નામનો સંવર કહેવાય છે. પારંગતોમાં[1] મિથ્યાત્વનો ઉદય બંધ થવાથી જે સંવર "થાય છે તે મિથ્યાત્વસંવર કહેવાય છે. દેશવિરતિ વિગેરે ગુણઠાણામાં જે સંવર થાય "છે તે અવિરતિસંવર છે. અપ્રમત્તસંયત વિગેરે ગુણઠાણામાં જે સંવર થાય છે તે "પ્રમાદસંવર કહેવાય છે. ઉપશાંતમોહ ને ક્ષીણમોહ ગુણઠાણામાં કષાયનો સંવર "થવાથી તે કષાયસંવર કહેવાય છે, અને અયોગી કેવળી નામના ચૌદમા ગુણ- "ઠાણામાં યોગસંવર સંપૂર્ણપણે થાય છે. જેમ વહાણવટી છિદ્ર રહિત વહાણવડે સમુ- "દ્રના અંતને પામે છે, તેમ સદ્બુદ્ધિવાળો પુરૂષ ઉપર પ્રમાણે સંવરયુક્ત થઈને આ "સંસારના અંતને પામે છે."

આ પ્રમાણેની પ્રભુની દેશના સાંભળીને ઘણા જીવો પ્રતિબોધ પામ્યા. કોઇએ દીક્ષા લીધી, અને કોઇએ શ્રાવકપણુ ગ્રહણ કર્યું. પ્રભુના **આનંદ** વિગેરે એકાશી ગણધરો થયા. પ્રભુની ધર્મદેશના પૂર્ણ થયા પછી આનંદ ગણધરે ધર્મદેશના આપી, અને આનંદ ગણધરની દેશના પૂર્ણ થયા પછી સુર, અસુર અને નરેશ્વરો પ્રભુને નમસ્કાર કરી પોતપોતાને સ્થાને ગયા

તે વખતે ત્રણ નેત્રવાળો, ચાર મુખવાળો, પદ્મના આસનપર બેસનારો, શ્વેતવર્ણ- વાળો, પોતાની ચાર જમણી ભુજામાં બીજોરૂ, મુદ્ગર, સપાદ અને અભયને ધારણ કરનારો અને ચાર ડાબી ભુજામાં નકુલ, ગદા, ચાબુક અને અક્ષસૂત્રને ધરનારો **બ્રહ્મ** નામે યક્ષ અને મગ જેવા નીલ વર્ણવાળી, મેઘના વાહનવાળી, બે દક્ષિણ ભુજામાં વરદ અને પાસને ધરનારી અને બે વામ ભુજામાં ફલ અને અંકુશને રાખનારી **અશોકા** નામે દેવી—એ બંને દશમા તીર્થંકર શ્રી શીતળનાથ પ્રભુના શાસનદેવતા થયા.

૧ અવિરતિ સમ્યક્ દૃષ્ટિમા.

તે બંને શાસનદેવતા જેમની નિરંતર ઉપાસના કરે છે એવા શીતળ પ્રભુએ ત્રણ માસે ઊણા પચવીશ હજાર પૂર્વ સુધી વિહાર કર્યો. એક લાખ મુનિઓ, એક લાખ ને છ સાધ્વીઓ, ચૌદસો ચૌદ પૂર્વધારી, સાત હજાર ને બસો અવધિજ્ઞાની, સાડાસાત હજાર મનઃપર્યવધારી, સાત હજાર કેવળજ્ઞાની, બાર હજાર વૈક્રિય લબ્ધિવાળા, પાંચ હજાર ને આઠસો વાદ લબ્ધિવાળા, બે લાખ નેવાશી હજાર શ્રાવકો તથા ચાર લાખ ને અઠ્ઠાવન હજાર શ્રાવિકાઓ—આ પ્રમાણે શીતળનાથ પ્રભુનો વિહાર કરતાં પરિવાર થયો. મોક્ષ થવાનો કાળ પ્રાપ્ત થતાં પ્રભુ સમેતશિખર પર્વતે પધાર્યા. ત્યાં એક હજાર મુનિઓની સાથે પ્રભુએ એક માસનું અનશન કર્યું. માસને અંતે વૈશાખ માસની કૃષ્ણ બીજને દિવસે પૂર્વાષાઢા નક્ષત્રમાં ચંદ્ર આવતાં શીતલનાથ પ્રભુ તે મુનિઓની સાથે મોક્ષે ગયા. કુમારવયમાં પચવીશ હજાર પૂર્વ, પૃથ્વીને પાળવામાં પચાસહજાર પૂર્વ અને દીક્ષાપર્યાયમાં પચવીશ હજાર પૂર્વ—એ પ્રમાણે એકંદર શ્રી શીતલનાથ પ્રભુએ એક લાખ પૂર્વનું આયુષ્ય સંપૂર્ણ કર્યું. શ્રી સુવિધિ સ્વામીના નિર્વાણ પછી નવકોટી સાગરોપમ ગયા ત્યારે શ્રી શીતલનાથ પ્રભુનો નિર્વાણકાળ થયો. હજાર મુનિઓની સાથે શ્રી શીતલ પ્રભુ મોક્ષ પામ્યા પછી અચ્યુત વિગેરે ઈંદ્રોએ યથાયોગ્ય તેમનો તથા બીજા મુનિજનોનો મોટી શોભાવાળો નિર્વાણગમનનો મહિમા કર્યો અને પછી તેઓ પોતપોતાના દેવલોકમાં ગયા.

इत्याचार्यश्रीहेमचन्द्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते
महाकाव्ये तृतीये पर्वणि श्रीशीतलनाथस्वामीचरित्र
वर्णनो नामाष्टमः सर्गः ८

---

श्रीसंभव प्रभृति तीर्थकृतां तृतीये
ऽष्टानां चरित्र महपर्व वरेऽष्ट सर्गे ।
ध्येयं पदस्यमिव वारिरुहेऽष्टपत्रे
ऽनुध्यायतो भवति सिद्धिरवश्यमेव ॥ १ ॥

समाप्तं चेदं तृतीयं पर्व ॥

---

# श्री त्रिषष्टि शलाका पुरुष चरित्र.

## પર્વ ૪ થું.

### સર્ગ ૧ લો

## શ્રી શ્રેયાંસનાથ ચરિત્ર

श्रीश्रेयांसप्रभोः पादाः श्रेयो विश्राणयंतु वः ।
निःश्रेयसपथालोक दीपायित नखांशवः ॥ १ ॥

મોક્ષમાર્ગને પ્રકાશ કરવામાં જેમના નખો દીપકનું આચરણ કરે છે એવા શ્રી શ્રેયાંસ પ્રભુના ચરણ તમોને શ્રેય પ્રત્યે આપો. હવે ત્રણ જગતને પવિત્ર કરનારૂં અને કર્મરૂપી વલ્લીઓને કાપનારૂં શ્રી શ્રેયાંસ પ્રભુનું ચરિત્ર કહીએ છીએ.

પુષ્કરવર દ્વીપાર્દ્ધમાં પૂર્વ વિદેહક્ષેત્રને વિષે કચ્છ નામના વિજયની અંદર ક્ષેમા નામે એક ઉત્તમ નગરી છે. ત્યાં રાજાઓના મુગટોથી જેમના ચરણરૂપી કમળ ઘસાયા કરે છે એવો નલિનગુલ્મ નામે ગુણોથી નિર્મળ રાજા હતો. જગતમાં એકજ મહાભુજ અને મોટા પરાક્રમવાળા એ રાજાએ પોતાના રાજ્યના અંગો વિકળ ન થાય એમ ધારીને પોતાના મંત્ર (વિચાર) બળથી શત્રુઓની લક્ષ્મીને આકર્ષણ કરનારા મંત્રીઓ રાખ્યા હતા, બધા દેશને સ્વર્ગના દેશ જેવો સર્વ અધિષ્ઠિત કર્યો હતો, વૈતાઢ્ય ગિરિ તથા વિદ્યાધરના નગરની સ્પર્ધા કરે તેવા કિલ્લાઓ બાંધ્યા હતા, કુબેરના પણ સર્વ ભંડારોને હંફાવે તેવા ખજાના કર્યા હતા. હાથીઓ, ઘોડાઓ, પાયદળ અને રથોથી પૃથ્વીને ઢાંકી દે તેવું સૈન્ય એકઠું કર્યું હતું. અને શત્રુઓના હૃદયરૂપ ક્ષેત્રોને ખેડે તેવા મિત્રો કર્યા હતા. વિવેકથી નિર્મળ મનવાળો એ મહા પ્રાજ્ઞ રાજા સારરૂપ ગણાતાં શરીર, યૌવન અને લક્ષ્મીને અસાર માનતો હતો. શુદ્ધ બુદ્ધિવાળો એ રાજા નઠારા ભોજનથી દિવસની જેમ અને કુશય્યાથી રાત્રિની જેમ રાજ્યમાં આસક્ત થયા વિના કાળને નિર્ગમન કરતો હતો. છેવટે ધર્મબુદ્ધિવાળા એ નૃપતિએ તત્ત્વબોધરૂપ ઔષધવડે રાજ્યરૂપ રોગને છોડી દઈને વજ્રદત્ત મુનિએ આપેલી દીક્ષા ગ્રહણ કરી. તીવ્ર તપ તપતાં અને પરીસહોને સહન કરતાં એ મમતા રહિત રાજમુનિ કર્મની જેમ શરીરને કૃશ કરતા સતા વિહાર કરવા લાગ્યા. પ્રવચન સિદ્ધાંતમાં કહેલા અર્હદ્ભક્ત્યાદિક સ્થાનકોના આરાધનથી તેમણે તીર્થંકરનામકર્મ દૃઢ રીતે ઉપાર્જન કર્યું. અવસાનકાળે એ તપસ્વી મુનિ શુભ ધ્યાન ધરી અને ચાર શરણ લેવામાં તત્પર થઈ મહાશુક્ર નામના સાતમા સ્વર્ગલોકમાં ગયા.

આ જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રનું આભૂષણ અને ભૂમિનું જાણે રત્નમય નુપૂર[1] હોય તેવું **સિંહપુર** નામે નગર છે. ત્યાં આવેલા મંદિરોની રત્નમય ભીતોમાં તારાઓના પ્રતિબિંબ પડે છે, તેથી તે રંગબેરંગી પટની શોભાને ધારણ કરે છે. તે નગરના કિલ્લાની મેખલામાં મેઘ આવી આવીને વિશ્રામ લે છે, તે દૃષ્ટિદોષની રક્ષાને માટે જાણે કાજળના તિલક કર્યાં હોય તેવા જણાય છે. ત્યાંના ધનાઢ્ય લોકોના ઘરોમાં ફરતી સ્ત્રીઓના સુંદર નુપૂરશબ્દોવડે લક્ષ્મીદેવી હમેશાં સંગીતઉત્સવ કરતી હતી. જ્યારે વર્ષાદ વરસતો ત્યારે તે નગરીના ગૃહોમાંથી પ્રસરતા જળના પ્રવાહ રત્નોને તાણી જતા હતા; જેથી તે વખતે રત્નાગરના પ્રવાહની તુલનાને પામતા હતા.

આ સુંદર નગરમાં યશવડે વ્યાપ્ત, ભુજપરાક્રમથી સમર્થ અને વિષ્ણુના જેવા પરાક્રમવાળો **વિષ્ણુરાજ** નામે રાજા હતો. તેનામાં ઈંદ્રિયજય નામે એવો એક ઉત્તમ ગુણ હતો કે જે પૃથ્વીમાં નાખેલુ બીજ જેમ ધાન્યરાશિને ઉત્પન્ન કરે તેમ ગુણરાશિને ઉત્પન્ન કરતો હતો. પ્રણામ કરનાર ઉપર તુષ્ટ થયેલી અને શત્રુ ઉપર રૂષ્ટ થયેલી તે રાજાની દૃષ્ટિ લક્ષ્મીની અને ભીતિ ( ભય ) ની સ્વયંવર માલારૂપ થતી હતી. જેમ યોગ્યતાથી દાનધર્મ અને સત્ય વચનથી વાણી શોભે તેમ ઉજ્વળ યશથી તેનું પરાક્રમ શોભતું હતું. શૌર્ય, ગાંભીર્ય અને ધૈર્યાદિક ગુણોનું, ક્રીડાનું તથા સંગીતનું તે એક સ્થાન હતો. ઈંદ્રને જેમ ઇંદ્રાણી તેમ સ્થિરતાના ગુણથી જાણે બીજી પૃથ્વી હોય તેવી સ્વરૂપથી પ્રકાશિત **વિષ્ણુ** નામે તેને પત્ની હતી. તે શિરીષના પુષ્પ જેવા કોમલ પોતાના શરીર ઉપર ખડ્ગની ધારા જેવું તીક્ષ્ણ સતીવ્રતરૂપ આભૂષણ ધારણ કરતી હતી. જેમ મહારાજા વિષ્ણુ પરાક્રમથી અનુપમ હતા તેમ તે રાણી રૂપલાવણ્યની સંપત્તિથી અનુપમ હતી. તે પોતાની ગતિમાંજ મંદ હતી પણ ધર્મકાર્યમાં મંદ નહોતી, અને દેહના મધ્ય ભાગમાંજ તુચ્છ ( કૃશ ) હતી પણ આશય (વિચાર ) માં તુચ્છ નહોતી. પરસ્પર જાણે તેમનું ચિત્ત પરોવાયેલુ હોય તેમ નિર્વિઘ્ને ક્રીડા કરતા તે રાજા અને રાણીને પરસ્પર અક્ષય પ્રીતિ બંધાયેલી હતી.

આ તરફ મહાશુક્ર દેવલોકમાંથી નલિનગુલ્મ રાજાનો જીવ પોતાનું ઉત્કૃષ્ટ આયુષ્ય પૂર્ણ કરી, જ્યેષ્ઠ માસની કૃષ્ણ ષષ્ટીએ ચંદ્ર શ્રવણનક્ષત્રમાં આવતાં ત્યાંથી ચ્યવીને વિષ્ણુદેવીની કુક્ષિમાં અવતર્યો. તે વખતે નારકીઓને પણ સુખ થયુ અને ત્રણ જગત્‌માં ઉદ્યોત થઈ રહ્યો, કારણકે તીર્થંકરોના દરેક કલ્યાણકમાં એક ક્ષણ એમ થાય છે. તે વખતે વિષ્ણુદેવીએ તીર્થંકરના જન્મને સૂચવનારાં ચૌદ મહાસ્વપ્નો મુખમાં પ્રવેશ કરતાં જોયાં. પ્રથમ સ્વપ્ને જાણે સંક્ષેપેલો વૈતાઢ્ય પર્વત હોય તેવો શ્વેતવર્ણી હસ્તી, બીજે સ્વપ્ને મત્સ્ય સહિત શરદઋતુનો મેઘ હોય તેવો ઊંચા શૃંગવાળો શ્વેત ઋષભ, જાણે છત્ર ધર્યું હોય તેવો ઊંચા પુચ્છવાળો કેશરીસિંહ, જાણે બીજી પોતાની મૂર્ત્તિ હોય તેવી અ-

1 પગનું ઝાંઝર.

ભિષેક થતી લક્ષ્મીદેવી, જાણે પોતાનો મૂર્ત્તિમાન યશ હોય તેવી સુગંધી પુષ્પમાલા, જાણે અમૃતનો કુંડ હોય તેવો જ્યોત્સ્ના સહિત પૂર્ણિમાનો ચંદ્ર, જાણે દેવલોકનું સીમંતરત્ન હોય તેવું દેદિપ્યમાન સૂર્યમંડળ, શાખાઓ યુક્ત વૃક્ષ હોય તેવો ચપળ પતાકાઓવાળો ધ્વજ, જાણે કલ્યાણનો ભંડાર હોય તેવો પૂર્ણ કુંભ, જાણે બીજો પદ્મહ્રદ હોય તેવું મોટા પદ્મવાળું સરોવર, જાણે સ્વર્ગપર ચડવાને ઈચ્છતો હોય તેવો ઉછળતા મોજાવાળો સમુદ્ર, પાલક વિમાનનો અનુજ બંધુ[1] હોય તેવું ઉત્તમ વિમાન, રત્નાકરનું સર્વસ્વ હોય તેવો રત્નપુંજ અને મોટા મંડલને હરનાર નિર્ધૂમ અગ્નિ: આ પ્રમાણે ચૌદ સ્વપ્નો જોયાં.

ભાદ્રપદ માસની કૃષ્ણ દ્વાદશીને દિવસે શ્રવણનક્ષત્રમાં વિષ્ણુદેવીએ ગેંડાના ચિન્હવાળા સુવર્ણવર્ણી પુત્રને જન્મ આપ્યો. તે વખતે આસનકંપથી પ્રભુના જન્મને જાણીને અધોલોકમાં વસનારી ભોગંકરાદિક આઠ દિક્કુમારીઓ ત્યાં આવી. તેઓ તીર્થંકરની માતાને નમસ્કાર કરી ' તમે ભય પામશો નહીં ' એમ કહી પોતાના આત્માને જણાવી સૂતિકાગૃહની ચોતરફ એક યોજન સુધી સંવર્ત્તક વાયુવડે જમીનને સાફ કરીને માતાની નજીક ગાયન કરતી ઉભી રહી. નંદન ઉદ્યાન માંહેના કુટ ઉપર રહેનારી હોવાથી ઉર્દ્ધ્વ લોક સંબંધી મેઘંકરાદિક આઠ દિક્કન્યાઓએ આવી દેવીને પ્રણામ કરી પોતાને ઓળખાવી સુગંધી જળ યુક્ત વાદળ વિકુર્વીને સૂતિકાગૃહની ચારે તરફ એક યોજન પૃથ્વીપર જળસિંચન કર્યું. પછી પુષ્પવૃષ્ટિ કરીને તથા સુંદર ધૂપને સળગાવીને વિષ્ણુદેવીની નજીક અર્હંત ગુણોને ગાતી ઉભી રહી. પછી પૂર્વ રૂચકથી નંદોત્તરાદિક આઠ કુમારીઓ, દક્ષિણ રૂચકથી સમાહારાદિક આઠ કુમારીઓ, પશ્ચિમ રૂચકથી ઈલાદિક આઠ કુમારીઓ અને ઉત્તર રૂચકથી આલંબુશાદિક આઠ કુમારીઓ આવીને અર્હંતને તથા માતાને નમસ્કાર કરી, પોતાને ઓળખાવી, દર્પણ, ઝારી, પંખા અને શ્વેત ચામરને ધારણ કરી પૂર્વાદિક દિશાઓમાં અનુક્રમે ગાયન કરતી ઉભી રહી. રૂચક પર્વતની વિદિશાઓમાંથી ચિત્રાદિક ચાર કુમારીઓ આવી પૂર્વ પ્રમાણે નમસ્કાર કરી હાથમાં દીપક લઈ વિદિશાઓમાં ગાયન કરતી ઉભી રહી. રૂચક દ્વીપમાં રહેનારી રૂપાદિક ચાર દિક્કુમારીઓએ ત્યાં આવી અર્હંત તથા તેમની માતાને નમસ્કાર કરી પોતાને ઓળખાવી ચાર અંગુલથી અધિક પ્રભુના નાળનું છેદન કર્યું, અને તે ત્યાંજ ખાડો ખોદી તેમાં ક્ષેપન કર્યું. તે વિવરને વજ્ર રત્નોથી પૂરી તેની ઉપર અપૂર્વ ધ્રોવડે નિબિડ પીઠિકા બાંધી; પછી તેમણે સૂતિકાગૃહની ત્રણ દિશાઓમાં સિંહાસન અને ચતુઃશાલ સહિત ત્રણ કદલીગૃહો રચ્યાં, અને પ્રભુને હાથમાં તથા માતાને ભુજાપર ગ્રહણ કરી દક્ષિણ દિશાના કદલીગૃહમાં ચતુઃશાલની મધ્યમાં સિંહાસન ઉપર સ્થાપન કર્યા. ત્યાં શતપાકાદિક તૈલોથી બંનેને મર્દન કરી સુગંધી દ્રવ્ય અને સૂક્ષ્મ પીઠીવડે સુખસ્પર્શથી

[1] નાનો ભાઇ

તેમનું ઉદ્વર્ત્તન કર્યું. ત્યાંથી પૂર્વ દિશાના કદલીગૃહના ચતુઃશાલવાળા સિંહાસનપર લઇ જઈ ત્યાં ગંધ પુષ્પવાળા શુદ્ધ જળવડે તેઓને સ્નાન કરાવ્યું. પછી વસ્ત્ર અલંકારાદિક પહેરાવી ઉત્તરના કદલીગૃહના ચતુઃશાલવાળા સિંહાસનપર બેસાર્યા. પછી અરણીમાંથી ઉત્પન્ન કરેલા અગ્નિથી ગોશીર્ષચંદન બાળી તેની ભસ્મથી બંનેને હાથે રક્ષાગ્રંથિ બાંધી અને 'પર્વતના જેવું આયુષ્ય થાઓ' એમ પ્રભુના કાનમાં કહીને રત્નમય પાષાણના બે ગોળા સામસામા અથડાવ્યા. પછી પ્રભુને તથા માતાને સૂતિકાગૃહમાં લઇ જઇને તેમની પાસે તેઓ મંગલિક ગીત ગાવા લાગી, ત્યાર પછી તે સર્વ સ્વસ્થાનકે ગઈ. એટલે ઇંદ્રે અવધિ જ્ઞાનવડે પ્રભુના જન્મને જાણીને ત્યાં આવી, પાલક વિમાનવડે પ્રભુના સૂતિકાગૃહની પ્રદક્ષિણા કરી અને ઈશાન દિશામાં પાલક વિમાનને રાખી સૂતિકાગૃહની અંદર પ્રવેશ કરી અર્હંતને તથા માતાને નમસ્કાર કર્યો. પછી માતાને અવસ્વાપિની નિદ્રા આપી તેમની પડખે પ્રભુનું પ્રતિબિંબ મૂકી ઇંદ્રે પોતાના પાંચ રૂપો વિકુર્વ્યાં. એક રૂપે પ્રભુને ધારણ કરી બીજે રૂપે માથે છત્ર ધર્યું, બે બાજુ ચામર ધારણ કર્યા, અને એક રૂપે વજ્ર લઈને પ્રભુની આગળ ચાલ્યો. ક્ષણવારમાં મેરૂપર્વતપર અતિપાંડુકબલા શિલા ઉપર ઇંદ્ર આવ્યો. ત્યાં ઉત્સંગમાં પ્રભુને રાખી સિંહાસન ઉપર બેઠો.

પછી અચ્યુત વિગેરે નવ કલ્પેંદ્રો, ચમર વિગેરે વીશ ભવનપતિના ઇંદ્રો, કાલ વિગેરે બત્રીશ વ્યંતરોના ઇંદ્રો અને સૂર્ય તથા ચંદ્ર એ બે જ્યોતિષ્કના ઇંદ્રો—સર્વ મળીને ત્રેસઠ ઇંદ્રો પ્રભુનો જન્મસ્નાત્રમહોત્સવ કરવાને ત્યાં આવ્યા. તેમની આજ્ઞાથી તરતજ આભિયોગિક દેવતાઓએ પૂર્ણ કુંભ વિગેરે ઉપકરણો વિકુર્વ્યાં. પછી અચ્યુતાદિક સર્વ ઇંદ્રોએ અનુક્રમે પવિત્ર તીર્થોદકવડે પ્રભુને સ્નાત્ર કર્યું.

છેવટે ઈશાનપતિના ઉત્સંગમાં પ્રભુને બેસારી શક્ર ઇંદ્રે ચારે દિશાઓમાં સ્ફટિકના ચાર વૃષભ વિકુર્વ્યા. તેઓના શૃંગમાથી એકઠી મળીને પડતી ઉજ્વળ જળધારાવડે શક્ર ઇંદ્રે પ્રભુને સ્નાન કરાવ્યુ. પછી તે સ્ફટિકના વૃષભોને સંહરી લઈ શક્રઇંદ્રે ચંદનાદિકવડે પ્રભુનું અર્ચન કરી આરતિ ઉતારીને નીચે પ્રમાણે સ્તુતિ કરવાનો આરંભ કર્યો.

"હે પ્રભુ ! સર્વ કલ્યાણકોમાં શ્રેષ્ઠ તમારૂં જન્મકલ્યાણક પવિત્ર ભક્તિવાળા એવા "મને કલ્યાણકારી થાઓ. હે ઈશ ! તમોને હું કેટલુ સ્નાત્ર કરાવુ ? તમારૂં કેટલુ પૂજન "કરૂં ? અને તમારૂં હું કેટલુ સ્તવન કરૂં ? મને તમારૂં આરાધન કરવામાં તૃપ્તિજ થતી "નથી. હે પ્રભુ ! તમારા જેવા રક્ષક થતાં કુતીર્થિક રૂપી વ્યાઘ્રથી ત્રાસ પામેલો આ "ધર્મરૂપી વૃષભ હવે આ ભરતક્ષેત્રમાં સ્વેચ્છાથી વિચરો. હે દેવાધિદેવ ! આજે સારે "ભાગ્યે મારા હૃદયરૂપી મંદિરમાં તમે નિવાસ કરી તેને સનાથ કરેલુ છે. જેવી રીતે "તમારા ચરણનખનાં કિરણો મારા શિર આગળ પ્રસરવાથી મને આભૂષણરૂપ થાય છે "તેવી રીતે આ મુગટ વિગેરે આભૂષણો થતાં નથી. હે ત્રિજગન્નાથ ! તમારા ગુણોની

"સ્તુતિ કરતાં મને જે પ્રસન્નતા થાય છે તેવી પ્રસન્નતા ચારણભાટો[1] મારી સ્તુતિ કરે "ત્યારે થતી નથી. તમારી પાસે ભૂમિ ઉપર બેસતાં જેવી મારી ઉન્નતિ થાય છે તેવી "ઉન્નતિ સૌધર્મા સભાની અંદર સિંહાસનપર બેસતાં થતી નથી. હે પ્રભુ! તમારા "જેવા સ્વામીની પરતંત્રતામાં લાંબો કાળ રહેવાને જેમ હું ઈચ્છું છું તેવી રીતે મારા "રાજ્યની સ્વતંત્રતામાં રહેવાને હું ઈચ્છતો નથી."

આ પ્રમાણે સ્તુતિ કરી પ્રભુને લઈ ઇંદ્ર માતાની પાસે આવ્યો, અને પ્રભુને માતાની પાસે મૂકી માતા પાસે રાખેલ પ્રભુનું પ્રતિબિંબ તથા અવસ્વાપિની નિદ્રા હરી લીધી. પછી શક્રઇંદ્ર પ્રભુના સૂતિકાગૃહમાંથી અને બીજા ઇંદ્રો મેરૂપર્વતથી વિદાય કરેલા સેવકોની જેમ નંદીશ્વરદ્વીપે થઈને પોતપોતાને સ્થાનકે ગયા.

પ્રભુનો જન્મ થયાના ખબર મળતાં પ્રાતઃકાલે વિષ્ણુ રાજાએ મોટો ઉત્સવ કર્યો. તે વખતે જાણે એક છત્રવાળો હોય તેવો પ્રમોદ પ્રવર્ત્તવા લાગ્યો. માતાપિતાએ શ્રેયકારી દિવસે મોટા ઉત્સવ વડે કરીને શ્રેયાંસ એવું પ્રભુનું નામ પાડ્યું. ઇંદ્રે આદેશ કરી મૂકેલી પાંચ ધાત્રીઓએ લાલન કરેલા પ્રભુ, ઈંદ્રે સંચારેલા અમૃતવાળા પોતાના અંગુષ્ટનું પાન કરતા વૃદ્ધિ પામ્યા. પ્રભુ જોકે ત્રણ જ્ઞાનને ધારણ કરતા હતા તોપણ બાલ્યવયને યોગ્ય એવી તેઓ મુગ્ધતા બતાવતા હતા, કારણકે સૂર્ય પ્રચંડ કિરણોવાળો છે તે છતાં તે પ્રાતઃકાલમાં પોતાની પ્રચંડતા બતાવતો નથી. સુર, અસુર અને મનુષ્યોના કુમારો સાથે ક્રીડા કરતા પ્રભુ રથમાંથી ઉતરીને હાથી ઉપર બેસે તેમ શિશુવયમાંથી ઉતરી યૌવનવય પર આરૂઢ થયા. પ્રભુની કાયા એંશી ધનુષ ઊંચી થઈ. જોકે પોતાને સંસારપર વૈરાગ્ય વર્ત્તતો હતો તોપણ પિતાના આગ્રહથી રાજકન્યાઓનું તેમણે પાણિગ્રહણ કર્યું; અને જન્મથી એકવીશ લાખ વર્ષો ગયા પછી પિતાની પ્રાર્થનાથી પ્રભુએ પૃથ્વીનો ભાર ગ્રહણ કર્યો. જેનો મહિમા અક્ષીણ છે અને જે શ્રેયના ભંડારરૂપ છે એવા શ્રેયાંસ પ્રભુએ બેંતાલીશ લાખ વર્ષો સુધી ભૂમંડલપર શાસન પ્રવર્ત્તાવ્યું. પછી જ્યારે પ્રભુ સંસારથી વિરક્ત થઈ દીક્ષા ગ્રહણ કરવાને ઉત્સુક થયા ત્યારે શુભ શકુનની જેમ લોકાંતિક દેવતાઓએ આવીને પ્રેરણા કરી. તે દિવસથી ઇંદ્રની આજ્ઞાથી કુબેરે પ્રેરેલા જૃંભક દેવતાઓએ પૂરેલા દ્રવ્યવડે પ્રભુએ વાર્ષિક દાન આપવા માંડ્યું. વર્ષ પૂર્ણ થયા પછી ઇંદ્રોએ આવી જાણે કર્મરૂપ શત્રુઓના વિજયને માટે હોય તેમ સત્વર પ્રભુને દીક્ષાભિષેક કર્યો. પછી દિવ્ય અંગરાગનું વિલેપન કરી, રત્ન આભૂષણોથી સુશોભિત કરી, મંગલિક અને દિવ્ય વસ્ત્ર ધારણ કરાવી, જાણે મૂર્તિમાન્ માંગલ્ય હોય તેવા પ્રભુને સેવકની જેમ નમ્ર થયેલા સૌધર્મ ઇંદ્રે હાથનો ટેકો આપ્યો, અને બીજા ઇંદ્રો છત્રચામર ધારણ કરી તેમને વીંટાઈ વળ્યા. પછી રત્નોવડે નિર્મલ એવી સુંદર કાંતિવાળી વિમળપ્રભા નામની શિબિકા ઉપર બેસી, સુરનરોથી

1 એવી જાતના પણ કેટલાક દેવો હોય છે કે જેઓ ઇંદ્રની પ્રશંસા જ કર્યા કરે છે.

પરવરેલા પ્રભુ સહસ્રામ્ર વનમાં પધાર્યા. ત્યાં આવી શિબિકા ઉપરથી ઉતરી આભૂષણાદિકનો ત્યાગ કર્યો, અને ઇંદ્રે આરોપણ કરેલું દેવદૂષ્ય વસ્ત્ર સ્કંધ ઉપર ધારણ કર્યું. ફાલ્ગુન માસની કૃષ્ણ ત્રયોદશીને દિવસે પૂર્વાન્હકાળે શ્રવણનક્ષત્રમાં ચંદ્રનો યોગ થયે સતે છઠ તપ કરીને પ્રભુએ પંચમુષ્ટિ લોચ કર્યો. પ્રભુના કેશ પોતાના ઉત્તરીય વસ્ત્રના છેડામાં લઈ શક્ર ઇંદ્રે પવનની જેમ ક્ષણવારમાં ક્ષીર સમુદ્રમાં ક્ષેપન કર્યો. પછી ઈંદ્રે મુષ્ટિની સંજ્ઞા કરી સર્વ કોલાહલ શાંત કર્યો, એટલે પ્રભુએ વિશ્વને અભય આપનારૂ ચારિત્ર ગ્રહણ કર્યું. પ્રભુની સાથે એક હજાર રાજાઓએ રાજ્યને તૃણની જેમ છોડી દઇને વ્રત ગ્રહણ કર્યું. પછી સુરઅસુરોના અધિપતિઓ, નંદીશ્વર દ્વીપમાં શાશ્વત અર્હંત પ્રતિમાઓનો અઠ્ઠાઈઉત્સવ કરી પોતપોતાને સ્થાનકે ગયા. બીજે દિવસે સિદ્ધાર્થ નગરમાં નંદરાજાને ઘેર પ્રભુએ પરમ અન્નથી પારણું કર્યું. દેવતાઓએ ત્યાં વસુધારાદિક પાંચ દિવ્ય પ્રગટ કર્યા, અને નંદરાજાએ પ્રભુના ચરણસ્થાનમાં રત્નની એક પીઠ કરાવી. પછી તે સ્થાનથી પવનની જેમ પ્રતિબંધ રહિત એવા પ્રભુ ગ્રામ, ખાણ અને નગર વિગેરેમાં વિહાર કરવાને પ્રવર્ત્યા.

આ તરફ પૂર્વ મહાવિદેહ ક્ષેત્રમાં શિરોમણિ પુંડરિકીણી નામની નગરીમાં **સુબલ** નામે રાજા ચિરકાલથી રાજ્ય કરતો હતો. તેણે ઉચિત સમય આવતાં **મુનિવૃષભ** નામના સૂરિની પાસે દીક્ષા લીધી, અને ઉત્કૃષ્ટ તપ તપી મૃત્યુ પામ્યા પછી અનુત્તરે વિમાનમાં ઉત્પન્ન થયા.

હવે રાજગૃહી નગરીમાં **વિશ્વનંદી** નામે રાજા છે. તેની **પ્રિયંગુ** નામે પત્નીની કુક્ષીથી એક **વિશાખનંદી** નામે પુત્ર થયો. વિશ્વનંદી રાજાને **વિશાખભૂતિ** નામે એક લઘુ બંધુ યુવરાજ છે. તે બુદ્ધિમાન્, વીર્યમાન્, વિનીત અને ન્યાયી છે. તે વિશાખભૂતિની **ધારિણી** નામની સ્ત્રીની કુક્ષીથી પૂર્વના નજીક ભવમાં ઉપાર્જેલાં સુકૃતોવડે મરીચિનો જીવ[1] પુત્ર રૂપે અવતર્યો. માતાપિતાએ તેનું **વિશ્વભૂતિ** એવું નામ પાડ્યું. ધાત્રીઓએ લાલનપાલન કરેલો એ પુત્ર અનુક્રમે મોટો થયો. સમગ્ર કલાકલાપનો અભ્યાસ કરી તેણે સર્વ ગુણો પ્રાપ્ત કર્યા. અનુક્રમે શરીરના મૂર્ત્તિમાન આભૂષણરૂપ યૌવનવયને તે પ્રાપ્ત થયો. પછી અનેક સ્ત્રીઓનું પાણિગ્રહણ કરીને જાણે પૃથ્વી ઉપર નંદનવન આવ્યું હોય તેવા ઘણા સુંદર **પુષ્પકરંડક** નામના ઉદ્યાનમાં અંતઃપુરની સાથે તે ક્રીડા કરવા લાગ્યો.

એકવાર રાજપુત્ર વિશાખનંદીને તે ઉદ્યાનમાં ક્રીડા કરવાની ઇચ્છા થઈ. પણ તે ઉદ્યાન કદિપણ વિશ્વભૂતિ વગરનુ ખાલી દેખાયુ નહીં. એકદા વિશાખનંદીની માતાની દાસીઓ પુષ્પ લેવાને માટે તે ઉદ્યાનમાં ગઈ, તેમણે ત્યાં અંતઃપુર સાથે વિશ્વભૂતિને ક્રીડા કરતો જોયો. તે જોઇને દાસીઓના મનમાં ઈર્ષ્યા ઉત્પન્ન થઈ. તેથી તેમણે આવીને પ્રિયંગુદેવીને કહ્યુ—"યુવરાજ વિશાખભૂતિનો પુત્ર વિશ્વભૂતિજ હાલ રાજા હોય એમ જણાય છે, બીજો કોઈ રાજા જણાતો નથી; કારણકે પોતાના અંતઃપુર સાથે તે પુષ્પ-

૧ ભરતચક્રીનો પુત્ર મરીચિ, જેનુ વૃત્તાત પર્વ ૧ લાના છઠ્ઠા સર્ગમા આવેલુ છે

કરંડક ઉદ્યાનમાં હમેશાં ક્રીડા કરે છે, અને આપણા રાજકુમાર તો નિવારિત થઇને બહાર રહે છે." આ વચન સાંભળી પ્રિયંગુ રાણી કોપ કરીને કોપગૃહમાં જઇને બેઠા. રાજાએ આવીને પૂછ્યું–'આમ કેમ કર્યું છે?' ત્યારે તે બોલી–"યુવરાજના કુમાર વિશ્વભૂતિ એકલાજ પુષ્પકરંડક ઉદ્યાનમાં ક્રીડા કરે અને તમે છતાં મારો કુમાર રાંકની પેઠે બહાર ઉભો રહે એ કેવી વાત?" રાજાએ કહ્યું–'માનિનિ! આપણા કુળમાં એવી વ્યવસ્થા છે કે જયાં એક ક્રીડા કરતો હોય ત્યાં બીજાએ પ્રવેશ કરવો નહીં.' રાજાએ આ પ્રમાણે કહ્યું તોપણ દેવી પ્રિયંગુએ તે માન્યું નહીં, ત્યારે અન્ય ઉપાયને જાણનારા રાજાએ યુદ્ધપ્રયાણની ભેરી વગડાવ્યો. તે સાથે ઉદ્‌ઘોષણા કરાવી કે "પુરૂષસિંહ નામનો એક સામંત અમારી આજ્ઞા માનતો નથી, તેથી તેને જીતવા માંટે અમે પ્રયાણ કરીએ છીએ." આ ખબર સાંભળી કુમાર વિશ્વભૂતિ સંભ્રમથી રાજા પાસે આવી કહેવા લાગ્યો–'શું હું છતાં પિતાજી જાતે યુદ્ધ કરવા પ્રયાણ કરે છે?' આ પ્રમાણે કહી આગ્રહથી રાજાને નિવારી, વિશ્વભૂતિ પોતે મોટું સૈન્ય લઈ તે સામંતની રાજ્યભૂમિ તરફ ચાલ્યો. કુમારને આવતાં સાંભળીને તે સામંત સંભ્રમથી સામો આવ્યો, અને એક સેવકની જેમ ભક્તિ બતાવી પોતાના મંદીરમાં તેમને લઈ ગયો. પછી અંજલિ જોડી 'હે સ્વામી! શી આજ્ઞા છે?' એમ કહી હસ્તી, અશ્વ વિગેરેની ભેટ ધરી અને વિશ્વભૂતિના મનનું તેણે રંજન કર્યું. કાંઈપણ વિરોધ જોવામાં આવ્યો નહીં, એટલે વિશ્વભૂતિ જે માર્ગે આવ્યો હતો તે માર્ગેજ પાછો વળ્યો. કારણકે નિરપરાધી ઉપર કોપ કોણ કરે?

વિશ્વભૂતિના ગયા પછી વિશાખનંદીને રાજાએ પુષ્પકરંડક ઉદ્યાનમાં દાખલ કર્યો. પરદેશમાંથી પાછો આવીને વિશ્વભૂતિ પૂર્વ પ્રમાણે ફરીને તે ઉદ્યાનમાં ક્રીડા કરવા આવ્યો. ઉદ્યાનમાં પ્રવેશ કરતાં છડીદારે 'કુમાર વિશાખનંદી ઉદ્યાનમાં છે' એમ કહી તેને અટકાવ્યો. મર્યાદા અને બલનો સમુદ્ર વિશ્વભૂતિ તરત ત્યાં ઉભો રહ્યો. તેણે વિચાર કર્યો કે 'અહો! કપટવડે કરીનેજ આ વનમાંથી વનના હાથીની જેમ મને બહાર કાઢયો જણાય છે, માટે હવે હું શું કરૂ?' એમ વિચારી કોપ કરીને મત્ત હસ્તી જેમ દાંતવડે તાડન કરે તેમ મુષ્ટિવડે તેણે એક પુષ્કળ ફળવાળા કોઠાના વૃક્ષ ઉપર તાડન કર્યું. તેના આઘાતથી પડેલાં ફ્લોથી સર્વ નીચેની પૃથ્વી આચ્છાદિત થઈ ગઈ, એ પૃથ્વીને બતાવતા વિશ્વભૂતિએ છડીદારને કહ્યુ–'જો મારા વડિલ પિતાની ભક્તિનો અંતરાય ન હોત તો તમારા સર્વનાં મસ્તકો હું આ કોઠાની જેમ ભૂમિપર પાડી નાખત, પણ જે ભોગોને માટે આવી રીતે છેતરવાના ઉપાયો કરવા પડે છે એવા સર્પની ફણા જેવા ભયંકર ભોગોથીજ મારે તો હવે સર્યું.' આ પ્રમાણે કહી વિશ્વભૂતિએ તૃણની જેમ સર્વ સમૃદ્ધિ છોડી દીધી, અને સંભૂતિ મુનિના ચરણ પાસે જઈ વ્રત ગ્રહણ કર્યું. આ ખબર જ્યારે વિશ્વનંદીના સાંભળવામાં આવ્યા, ત્યારે તે અંતઃપુર તથા પરિવારને લઇ યુવરાજ સહિત પોતે ત્યાં આવ્યો, અને સૂરિના ચરણને નમસ્કાર કરી વિશ્વભૂતિની પાસે આવી આનંદ

રહિતપણે ગદ્‌ગદ્‌ સ્વરે આ પ્રમાણે કહ્યું–"હે વત્સ ! હમેશાં તું અમારી આજ્ઞા લઈનેજ સર્વ કાર્ય કરતો હતો પણ આજે આ કાર્ય તે સાહસથી કેમ કર્યું? શું અમારા ભાગ્યનો ક્ષય થવા લાગ્યો જાણીને તે એમ કર્યું ? હે વત્સ ! આ રાજ્યને ધારણ કરવામાં અમારી હમેશાં તારા ઉપરજ આશા હતી. તે આશાનો તું આ વખતે અકસ્માત્ કેમ ભંગ કરે છે ? તું અમારો આપત્તિમાં ત્રાતા છે માટે હજુ પણ વ્રત મૂકી દે, ઈચ્છા પ્રમાણે ભોગ ભોગવ, અને પૂર્વની જેમ પુષ્પકરંડક ઉદ્યાનમાં યથેચ્છ ક્રીડા કર." વિશ્વનંદીનાં આવાં વચન સાંભળી વિશ્વભૂતિ બોલ્યો– "હવે મારે ભોગસંપત્તિથી સર્યું; કેમકે આ વિષય સંબંધી સુખ વસ્તુતાએ દુ:ખરૂપજ છે. આ સંસારરૂપ કારાગૃહમાં સ્વજનસ્નેહરૂપ તંતુઓ મજબુત પાશ જેવા થઈ પડે છે અને પોતાની લાળવડે જેમ કરોળીઓ બંધાય છે તેમ પ્રાણીઓ તેમાં મોહ પામી બંધાઈ જાય છે. તેથી હવે મને તે બાબત કાંઈપણ કહેશો નહીં, હું ઉત્કૃષ્ટ તપનુંજ આચરણ કરીશ. કારણકે તે પરલોકમાં સહાયભૂત થવા માટે સાથે આવનાર છે." આ પ્રમાણેનો ઉત્તર સાંભળીને રાજા પશ્ચાત્તાપ કરતો ઘેર ગયો; અને વિશ્વભૂતિ મુનિએ ગુરૂની સાથે ત્યાંથી બીજે વિહાર કર્યો.

છઠ્ઠ અઠ્ઠમ વિગેરે તપ કરવામાં તત્પર અને ગુરૂની સેવા કરવામાં ઉદ્યમવંત એવા વિશ્વભૂતિ મુનિએ અનુક્રમે સૂત્રાર્થનુ અધ્યયન કરતાં ઘણો કાલ નિર્ગમન કર્યો. પછી ગુરૂની આજ્ઞાથી એકલ વિહારી પ્રતિમાને ધારણ કરી ગ્રામ, આકર અને નગર વિગેરેમાં એકલા વિહાર કરવા લાગ્યા. વિવિધ અભિગ્રહોને ધારણ કરતા અને વિહાર કરતા એ મહામુનિ એકદા મથુરા નગરીમાં આવી ચડ્યા. તે વખતે એ નગરીના રાજાની કન્યા કે જે પોતાની ફુઇની પુત્રી થાય તેને પરણવાને વિશાખનંદી મોટા પરિવાર સાથે ત્યાં આવ્યો હતો. મહામુનિ વિશ્વભૂતિ માસક્ષમણના પારણાને માટે ફરતા ફરતા કુમાર વિશાખનદીની છાવણીની પાસે આવી ચડ્યા. 'આ વિશ્વભૂતિ કુમાર' એમ બોલતા કેટલાએક પુરૂષોએ તે મુનિ વિશાખનંદીને બતાવ્યા; તેને જોવાથી વિશાખનંદીને તે વખતે રોષ ઉત્પન્ન થયો. તેવામાં અચાનક એક ગાયનું ગોથું વાગવાથી વિશ્વભૂતિ મુનિ પડી ગયા. તેને પડતાં જોઈ વિશાખનદીએ હસતાં હસતાં કહ્યું–'કોઠાના વૃક્ષપરથી કોઠાંને પાડવાનું તારૂ બલ આ વખતે ક્યાં સંતાઈ ગયું ?' એ વચન બોલતા એવા વિશાખનંદીને જોઈ વિશ્વભૂતિ મુનિ તે વચનો અમર્ષવડે સહન કરી શક્યા નહીં તેથી તરતજ તે ગાયને બે શીંગડાવતી પકડીને ખડના પૂલાની પેઠે આકાશમાં ભમાડી. પછી નિવૃત્તિ પામી વિશ્વભૂતિ મુનિ હૃદયમાં આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા કે "અહો ! હું નિ:સંગ છુ તે છતાં પણ રોષવાળો આ વિશાખનંદી અદ્યાપિ મારે વિષે માઠું મન ધરાવે છે, તેથી આ ઉગ્ર પ્રભાવવાળા તપવડે હું આવતા ભવમાં ઘણા પરાક્રમવાળો થાઉં." આ પ્રમાણે તેણે નિયાણુ કર્યું. તે નિયાણાની આલોચના કર્યા વગર કોટી વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી, મૃત્યુ પામીને તે મુનિ મહાશુક્ર વિમાનમાં ઉત્કૃષ્ટ આયુષ્યવાળા દેવતા થયા.

દક્ષિણ ભરતાર્દ્ધની ભૂમિનો જાણે મુગટ હોય તેવું ઊંચા દરવાજાઓવાળું પોતનપુર નામે નગર છે. તે નગરમાં કિરણોથી જેમ સૂર્ય શોભે તેમ ગુણોથી શોભતો રિપુપ્રતિશત્રુ નામે રાજા છે. ૭ ખંડોથી ભરતક્ષેત્રની જેમ તે રાજા ૭ ગુણોથી શોભતો હતો, અને ચાર દાંતોથી ઐરાવતની જેમ ચાર પ્રકારની સામ, દામ, ભેદ અને દંડરૂપ રાજનીતિથી પ્રકાશતો હતો. તે શૌર્યમાં સિંહ જેવો, પરાક્રમમાં હસ્તી જેવો, રૂપમાં કામદેવ જેવો અને બુધ્ધિમાં બૃહસ્પતિ જેવો હતો. પૃથ્વીને સાધવામાં પ્રગટ પરાક્રમવાળા તે રાજાના બુદ્ધિ અને પરાક્રમ બે ભુજાની જેમ પરસ્પર એક બીજાને શોભા આપતા હતા. એ રાજાને શરીરધારિણી જાણે પૃથ્વી હોય તેવી કલ્યાણના સ્થાનરૂપ ભદ્રા નામે એક પટરાણી હતી. એ રાણી પતિભક્તિરૂપ કવચને ધારણ કરી, પહેરેગીરની જેમ જાગ્રત રહી, રત્નના નિધાનની જેમ હમેશાં પોતાના શીલની રક્ષા કરતી હતી. નેત્રરૂપ દીપકની જાણે અમૃતમય વાટ હોય, શરીરધારી જાણે રાજ્યલક્ષ્મી હોય અને મૂર્તિવતી જાણે કુલવ્યવસ્થા હોય તેવી તે નિરંતર પ્રકાશતી હતી. એકદા પ્રથમ કહેલો સબલનો જીવ અનુત્તર વિમાનમાંથી ચ્યવીને તે મહાદેવીની કુક્ષિમાં અવતર્યો. તે વખતે સુખે સુતેલા મહાદેવીએ રાત્રિના છેલ્લા પહોરે બલભદ્રના જન્મને સૂચવનારાં ચાર મહાસ્વપ્નો જોયાં. તે વખતે ઉત્પન્ન થયેલા પરમાનંદથી પરાભવ પામીને દૂર ગઇ હોય તેમ તેની નિદ્રા જતી રહી, એટલે રાણીએ તે સ્વપ્નની વાત રાજાને આ પ્રમાણે જણાવી–"હે સ્વામિન્! આજે રાત્રે પ્રથમ સ્ફટિક મણિના જેવો ઉજ્વળ ચાર દાંતવાળો હસ્તી વાદલાની અંદર ચંદ્ર પ્રવેશ કરે તેમ મેં મારા મુખમાં પ્રવેશ કરતો જોયો. પછી શરદ્ ઋતુના વાદળાથી જાણે બનાવેલો હોય તેવો નિર્મલ કાંતિવાળો, ઊંચા કાંધવાળો અને સરલ પુંછડાવાળો એક ગર્જના કરતો વૃષભ જોયો. પછી દૂર પ્રસરતા કિરણોના અંકુરાઓથી જાણે દિશાઓને કર્ણાભૂષણ રચતો હોય તેવો ચંદ્રમા જોયો, અને છેવટે જેમાં ભમરાઓ મધુર ગુંજારવ કરી રહ્યા છે એવા વિકાશિત કમળોથી જાણે શત મુખોવડે ગાયન કરતું હોય તેવું એક પૂર્ણ સરોવર જોયું. હે નાથ! આ સ્વપ્નાઓનું મને શું ફલ થશે તે તમે કહો. કારણકે સામાન્ય જનને ઉત્તમ સ્વપ્નનું ફલ પૂછવું પણ યોગ્ય નથી." રાજાએ કહ્યું– "હે દેવિ! લક્ષ્મીથી દેવના જેવો અને લોકોત્તર બલવાળો તમારે બલભદ્ર પુત્ર થશે."

પછી સુખે સુખે ગર્ભનો નિર્વાહ કરતાં અનુક્રમે પૂર્વ દિશા જેમ સૂર્યને જન્મ આપે તેમ ભદ્રાદેવીએ પૂર્ણ સમયે શ્વેત વર્ણવાળા. મોટી ભુજાવાળા અને એંશી ધનુષ શરીરવાળા પુત્રને જન્મ આપ્યો. ચક્રરત્ન ઉત્પન્ન થતાં જેમ ચક્રવર્ત્તી મહોત્સવ કરે તેમ પુત્રરત્ન ઉત્પન્ન થતાં મહારાજાએ મોટા આડંબરથી મહોત્સવ કર્યો. પછી શુભ દિવસે શુભ રાશિનો ચંદ્ર થતાં રાજાએ મોટા ઉત્સવથી પુત્રનું અચલ એવું નામ પાડ્યું. નીકવડે વૃક્ષની જેમ દિવસે દિવસે શરીરની કાંતિને અધિક અધિક વિસ્તારતો એ બાલક ધાત્રીઓથી વૃદ્ધિ પામવા લાગ્યો. એ અચલ કુમાર જન્મ્યા પછી કેટલોએક કાલ ગયો

ત્યારે કેતકી જેમ પુષ્પને ધારણ કરે તેમ ભદ્રાદેવીએ ફરીવાર ગર્ભ ધારણ કર્યો. પૂર્ણ કાળ થતાં ગંગા જેમ કમલિનીને જન્મ આપે તેમ દેવીએ સર્વ લક્ષણોએ સંપૂર્ણ એવી એક પુત્રીને જન્મ આપ્યો. રાજાએ મૃગનાં બચ્ચાં જેવા નેત્રવાળી એ ચંદ્રવદના પુત્રીનું મૃગાવતી એવું નામ પાડ્યું. તાપસોના ઉત્સંગમાં મૃગલીની જેમ લોકોના ઉત્સંગમાં સંચાર કરતી એ મૃગલોચના બાલા નિર્વિઘ્ને વધવા લાગી. એ બાલિકાને કટી ઉપર બેસારી ઘરના આંગણામાં વિચરતી એવી ધાત્રીઓ રત્નની પૂતળીથી જેમ ઘરના થાંભલાઓ શોભે તેમ શોભતી હતી. અનુક્રમે બાલ અવસ્થાનું ઉલ્લંઘન કરી એ મૃગાવતી કામદેવને જીવન આપનાર અને શરીરની લક્ષ્મીને વિશેષ કરનાર એવા યૌવન વયને પ્રાપ્ત થઈ.

તેનુ મુખ ભ્રુકુટીના મિષથી જાણે ચંદ્રનું દંતપત્ર હોય તેનું શોભવા લાગ્યું; ભમરા સહિત કુમુદ પુષ્પ હોય તેવા તેના કૃષ્ણ ધવલ નેત્ર શોભવા લાગ્યાં. તેનો કંઠ જાણે મુખરૂપ કમલનું નાલ હોય તેવો સુંદર દેખાવા લાગ્યો. સરળ આંગળીવાળા તેના બંને હાથ કામદેવના જાણે બે ભાથા હોય તેવા જણાવા લાગ્યા. શરીરની લાવણ્ય રૂપ સરિતાના જાણે ચક્રવાક પક્ષી હોય તેવા સ્તન થયા. જાણે સ્તનના ભારનો શ્રમ લાગવાથી હોય તેમ તેનું ઉદર કૃશતાને પામ્યું. કામદેવને ક્રીડા કરવાની જાણે વાપિકા હોય તેવી તેની ગભીર નાભિ જણાવા લાગી. રત્નાચળની જાણે તટી હોય તેવી મોટી નિતંબની ભીંત દેખાવા લાગી. કદલીના સ્તંભના જેવા ક્રમે કરી વર્ત્તુલાકાર ઉરૂ શોભવા લાગ્યા, અને જાણે ઊંચી નાલવાળા બે કમળ હોય તેવા સરલ જંઘાવાળા ચરણ જણાવા લાગ્યા. આ પ્રમાણે નવીન યૌવનની લક્ષ્મીથી જેના દરેક અંગ વિભક્ત થયેલા છે એવી એ મૃગાવતી જાણે વિદ્યાધરીઓની અધિષ્ઠાત્રી દેવી હોય તેવી શોભવા લાગી. જેમ જેમ મૃગાવતીની યૌવનાવસ્થા વધતી ગઈ, તેમ તેમ ભદ્રાદેવીને તેના વરને માટે ચિંતા પણ વધવા લાગી. એકદા ભદ્રાદેવીએ 'મારી માફક રાજાને પણ આના પતિને માટે ચિંતા થાઓ' એમ ધારીને મૃગાવતીને રાજાની પાસે મોકલી. તેને જોઈને કામદેવના બાણથી વિધુર બનેલો રાજા 'આ પુત્રી છે' એમ જાણે ન જાણતો હોય તેમ હૃદયમાં ચિંતવવા લાગ્યો–"અહો! ત્રણ જગત્‌ની સ્ત્રીઓને વિજય કરવામાં પ્રવીણ એવું આ સ્ત્રીનું સૌંદર્ય ખરેખર કામદેવનું વિજયી અસ્ત્ર છે. ભૂમિ અને સ્વર્ગનું સામ્રાજ્ય મળવું સુલભ છે, પણ આ હૃદયવલ્લભા બાલા (સ્ત્રી) મળવી ઘણી દુર્લભ છે. સુર, અસુર અને નરપતિઓના પુણ્યથી પણ અધિક અને સેંકડો જન્માંતરમાં ઉપાર્જેલાં મારાં પુણ્યોથીજ મને આ બાલા પ્રાપ્ત થઈ છે." આ પ્રમાણે વિચારીને રિપુપ્રતિશત્રુ રાજાએ મધુર આલાપે બોલાવી એ પ્રાણવલ્લભા બાલાને તરત ઉત્સંગમાં બેસારી. સ્પર્શ, આલિંગન અને ચુંબનથી અનુરાગ બતાવીને પછી તે સુંદરીને વૃદ્ધ કંચુકીઓની સાથે રાજાએ અંતઃપુરમાં મોકલાવી દીધી. પછી લોકાપવાદથી બચવાને માટે એકવાર રાજાએ અધિકારી

વર્ગ સાથે પુરજનોને બોલાવીને આ પ્રમાણે પૂછયું–"મારી ભૂમિમાં, ગામમાં, ઘરમાં કે કોઈ બીજા સ્થાનમાં રત્ન ઉત્પન્ન થાય તે કોનું ગણાય તે તમે કહો." લોકોએ કહ્યું– "તમારી ભૂમિમાં જે રત્ન ઉત્પન્ન થાય તેના સ્વામી થવાને તમે યોગ્ય છો, બીજા કોઈપણ યોગ્ય નથી." એવી રીતે ત્રણવાર નિર્ણય કરાવીને પછી પોતાની મૃગાવતી કન્યા બતાવીને ફરીવાર કહ્યું–"આ મારૂં કન્યારત્ન છે, તેને હું તમારી આજ્ઞાથી પરણીશ." આવાં રાજાનાં વચનથી નગરજનો લજ્જા પામી પોતપોતાને ઘેર ગયા. પછી રાજા ગાંધર્વવિવાહથી પોતાની પુત્રીને પરણ્યો. રાજા પોતાનીજ પુત્રીનો પતિ થયો, તેથી પૃથ્વી ઉપર તેનું પ્રજાપતિ એવું નામ પ્રખ્યાત થયું. સર્વ લોકમાં ઉપહાસ્ય કરવા યોગ્ય અને ઘણી લજ્જા પમાડનારૂં આવું પોતાના પતિનું નવીન કુલકલંક સાંભળી ભદ્રાદેવી ઘણી લજ્જા પામી.

પછી પોતાના અચલ કુમારને સાથે લઈ તે દક્ષિણ દેશમાં ચાલી ગઈ. કારણકે **જ્યાં દુર્જનોના મ્હેણાનાં વચનો ન સાંભળવાં પડે તે દેશ જ ઉત્તમ સમજવો.** જાણે નવો વિશ્વકર્મા હોય એવા એ અચલ કુમારે એ દેશમાં પોતાની માતાને માટે માહેશ્વરી નામે એક નગરી વસાવી. પછી કુબેરે જેમ અયોધ્યાને ધનથી પૂરી હતી તેમ અચલ બલદેવે એ નગરીને બીજે ઠેકાણેથી લાવી લાવીને ધનવડે પૂરી દીધી. પછી તેણે કુલીન પ્રધાનો અને આત્મરક્ષક સેવકોની સંભાળ નીચે જાણે મૂર્તિમાન પૂરદેવી હોય તેવી પોતાની માતાને તે નગરીમાં રાખ્યા. સ્ત્રીઓનું શિરોરત્ન ભદ્રાદેવી પણ શીલરૂપી અલંકારને ધારણ કરી દેવપૂજાદિક ષટ્ કર્મમાં તત્પરપણે તે નગરીમાં રહેવા લાગ્યા. પછી ભક્તિમાન્ એવો અચલ કુમાર પોતનપુર નગરમાં પોતાના પિતા પાસે આવ્યો. **જેવો તેવો પિતા પણ સત્પુરૂષોને પૂજ્ય છે.** અચલ કુમાર પૂર્વ પ્રમાણેજ પિતાની સેવા કરતો ત્યાં રહ્યો. **વિદ્વાનો પૂજ્યપુરૂષના ચારિત્રની ચર્ચા કરતા નથી.**

હવે ચંદ્રને રોહિણીની જેમ રાજાએ તે મૃગલોચના મૃગાવતીને પટરાણીની પદવીએ સ્થાપન કરી. કેટલોક કાળ ગયા પછી વિશ્વભૂતિ મુનિનો જીવ મહાશુક્ર દેવલોકથી ચવીને તે મૃગાવતીની કુક્ષિમાં અવતર્યો. રાત્રિને પાછલે પહોરે વાસુદેવના જન્મને સૂચવનારાં સાત સ્વપ્ન મૃગાવતી દેવીએ સુખે સુતાં સુતાં જોયાં. પહેલે સ્વપ્ને કુંકુમની જેવી અરૂણ કેસરાવાળો, ચંદ્રની રેખા જેવા તીક્ષ્ણ નખવાળો અને ચામરની જેવા પુચ્છને ધારણ કરનારો યુવાન કેસરીસિંહ જોયો. બીજે સ્વપ્ને જેમના હાથ ( સુંઢ )-માં ક્ષીરોદકે ભરેલા કુંભ છે એવા બે હસ્તીઓથી જેનો અભિષેક થાય છે એવા પદ્માસનપર બેઠેલા લક્ષ્મીદેવી જોયા. ત્રીજે સ્વપ્ને મહા અંધકારને વિદારતો, રાત્રિને દિવસ કરતો અને ઉગ્ર તેજને પ્રસરાવતો સૂર્ય જોયો. ચોથે સ્વપ્ને સ્વચ્છ અને સ્વાદિષ્ટ જલથી ભરેલો, મુખપર પુંડરીક કમલોથી અર્ચિત થયેલો અને સુવર્ણની ઘંટા તથા પુષ્પની માળાવાળો કુંભ જોયો. પાંચમે સ્વપ્ને અનેક જાતિના જલચર પ્રાણીઓથી ભરેલો,

રત્નોના સમૂહથી પ્રકાશતો અને ગગનમાં કલ્લોલને ઉછાળતો સમુદ્ર જોયો. છઠ્ઠે સ્વપ્ને પાંચવર્ણના મણિઓની કાંતિના પ્રસરથી આકાશના આંગણામાં ઈંદ્રધનુષ્યની શોભાને વિસ્તારતો રત્નનો રાશિ જોવામાં આવ્યો. સાતમે સ્વપ્ને જ્વાલાથી આકાશને પલ્લવિત કરતો અને દૃષ્ટિને આલોકવડે સુખ આપતો નિર્ધૂમ અગ્નિ જોવામાં આવ્યો.

આ પ્રમાણે સાત સ્વપ્ન જોઈ મૃગાવતી જાગી, અને તેણે રાજાને તે વાર્ત્તા જણાવી. રાજાએ કહ્યું—"દેવિ ! આ સ્વપ્નથી તમારે અર્દ્ધચક્રી ( વાસુદેવ ) પુત્ર થશે." પ્રાતઃકાલે રાજાએ નિમિત્તિયાને બોલાવીને પણ પૂછ્યું, ત્યારે તેઓએ પણ સ્વપ્નનું ફલ તેજ પ્રમાણે કહ્યું. બુદ્ધિવાન્ પુરૂષોના બોલવામાં ફેર પડતો જ નથી. ગર્ભસમય પૂર્ણ થયો ત્યારે દેવીએ સર્વ લક્ષણોથી લક્ષિત એંશી ધનુષ ઉંચા શરીરવાળો અને કૃષ્ણ વર્ણવાળો એક પુત્ર પ્રસવ્યો. તે વખતે દિશાઓ પ્રસન્ન થઈ, પૃથ્વી ઉલ્લાસ પામી, અને રાજાના મનની પેઠે સર્વ જનો હર્ષ પામ્યા. ગોપાલ જેમ વાડામાંથી ગાયોને છોડે તેમ હર્ષ પામેલા રિપુપ્રતિશત્રુ રાજાએ પૂર્વે કેદ કરેલા પુરૂષોને કારાગારમાંથી છોડી મૂક્યા. આવનારી વાસુદેવપણાની લક્ષ્મીને જાણે તે અગાઉથી સ્થાન કરી આપતો હોય તેમ કામધેનુની જેમ યાચકોને ઇચ્છાનુસાર દાન આપવા લાગ્યો. લોકોમાં પણ પુત્રવિવાહની જેમ તે રાજપુત્રના જન્મનો મોટો ઉત્સવ પ્રવર્ત્તી રહ્યો. હાથમાં મંગલિક વસ્તુઓ લઇને સૌભાગ્યવતી સ્ત્રીઓ રાજમંદિરમાં આવવા લાગી. ત્યાં ન સમાવાથી તેમના પરસ્પર સંઘર્ષવડે ગામમાં પણ મોટી ભીડ થઈ પડી. રાજગૃહની જેમ શહેરમાં પણ ઠેકાણે ઠેકાણે તોરણ બાંધવામાં આવ્યાં, અને સ્થાને સ્થાને સંગીત પ્રવર્ત્તી રહ્યાં. પુત્રના પૃષ્ટ ઉપર ત્રણ વંશ જોઇને રાજાએ મોટા ઉત્સવથી તેનું ત્રિપૃષ્ટ એવું નામ પાડયું. ધાત્રીઓએ લાલનપાલન કરેલો અને અચલ બલદેવની સાથે ક્રીડા કરતો ત્રિપૃષ્ટ કુમાર ધીમે ધીમે વધવા લાગ્યો. માવતની પછવાડે બાળહસ્તીની જેમ આગળ ચાલતા બલભદ્રની પછવાડે પગના ઘુઘરા વગાડતો એ ત્રિપૃષ્ટ કુમાર ક્રીડા કરવા લાગ્યો.

યોગ્ય વય થતાં દર્પણ જેમ પ્રતિબિંબને ગ્રહણ કરે તેમ એ મહાપ્રાજ્ઞ કુમારે ઉપાધ્યાયને સાક્ષીભૂત કરી લીલામાત્રમાં સર્વ કળા ગ્રહણ કરી લીધી. અનુક્રમે કવચ ધરનાર અને દૃઢ વક્ષસ્થલવાળો એ મહાભુજ કુમાર, જો કે અનુજ હતો તોપણ જાણે બલભદ્રનો વયસ્ય ( મિત્ર ) હોય તેમ દેખાવા લાગ્યો. અંતર રહિત નિત્ય ક્રીડા કરતા એ બંને ભાઈ જાણે મૂર્ત્તિવંત શુક્લ અને કૃષ્ણપક્ષ હોય તેમ શોભવા લાગ્યા. નીલ અને પીળાં વસ્ત્રને ધારણ કરનારા અને તાડ તથા ગરૂડના ચિન્હવાળા તે બંને ભાઈ જાણે સુવર્ણગિરિ તથા અંજનગિરિ હોય તેવા શોભતા હતા. તે બલદેવ અને વાસુદેવ ક્રીડાથી ચાલતા તોપણ તેઓના ચરણન્યાસથી વજ્રપાતની જેમ પૃથ્વી કંપાયમાન થતી હતી પુરૂષોમાં ગજેંદ્ર સમાન તે બંને ભાઈ જ્યારે હાથી ઉપર ચડતા ત્યારે તે પ્રૌઢ હાથીઓ પણ કુંભસ્થળ ઉપર તેમના હસ્તતળનું આસ્ફાલન સહન કરી શકતા

નહીં. ક્રીડા કરતા તેઓ પોતાની પ્રચંડ ભુજાએ જ્યારે પર્વતના શિખરપર આઘાત કરતા ત્યારે તે મોટા પર્વતના શિખરો પણ એક રાફડા જેવા થઈ પડતા. એ બંને કુમાર મોટા દૈત્યાદિકથી પણ ભય પામતા નહીં તો બીજાની શી વાત કરવી! નિર્ભિક એવા તેઓ જે કોઈ તેને શરણે આવતું તેને શરણ આપતા. પરસ્પર અત્યંત સ્નેહ હોવાથી અચલ કુમાર વિના ત્રિપૃષ્ટ કુમાર અને ત્રિપૃષ્ટ કુમાર વિના અચલ કુમાર એકલા રહેતા નહીં. જાણે બે શરીર અને એક આત્મા હોય તેમ તેઓ સાથેજ ફરતા હતા.

આ તરફ રત્નપુર નગરમાં **મયુરગ્રીવ** નામે રાજાની **નીલાંજના** નામે રાણીની કુક્ષીથી **અશ્વગ્રીવ** નામે પ્રતિવાસુદેવ ઉત્પન્ન થયો હતો. એ મહાભુજ એંશી ધનુષના શરીરવાળો, નવીન મેઘના જેવી કાંતિવાળો અને ચોરાશી લાખ વર્ષના આયુષ્ય-વાળો હતો. મોટા હસ્તીઓના કુંભસ્થલોને ફાડી નાખતાં છતાં પણ જેમ સિંહની કંડૂ શાંત થાય નહીં તેમ અનેક શત્રુઓને કૂટવાથી પણ તે અશ્વગ્રીવ પ્રતિવાસુદેવની ભુજાની કંડૂ[1] શાંત થતી નહોતી. એ મહાબાહુ અને પરાક્રમી વીર રણસંગ્રામમાં એવો કુતુહલી હતો કે યુદ્ધ કરતા શત્રુઓથી જેવો પ્રસન્ન થતો તેવો શત્રુઓના નમ્ર થવાથી પ્રસન્ન થતો નહીં. તેનો પ્રતાપ વરૂણાસ્ત્રની જેમ શત્રુઓની સ્ત્રીઓના નેત્રકમળમાંથી અશ્રુજળનું આકર્ષણ કરીને વરસાવતો હતો. તેના હાથમાં દિશાઓના ચક્રને આક્રમણ કરનારૂ એક ચક્ર હતુ, કે જે શત્રુઓને ઉત્પાત કરનાર બીજો સૂર્ય હોય તેવું જણાતું હતું. મોટા રાજાઓ, હૃદયમાં પેસીને પણ એ પ્રતિવાસુદેવ આપણને વિરોધી જાણી હણે નહીં એવા ભયથી મનથી પણ તેની અભક્તિ ચિંતવી શકતા નહોતા. યોગી પુરૂષો જેમ પરમાત્માને ભૂલે નહીં તેમ સર્વ રાજાઓ કોઈ દિવસ પણ તેને પોતાના હૃદયમાંથી ભૂલી જતા નહોતા. તે અશ્વગ્રીવ પ્રતિવાસુદેવે પોતાના પરાક્રમથી જેમાં વૈતાઢ્ય પર્વત આઘાટ શીલામય સ્તંભરૂપ છે એવા આ ભરતક્ષેત્રના ત્રણ ખંડ સ્વાધીન કરી લીધા. તેમજ વિદ્યાધરોમાં પણ ઉત્તમ એવા એ પ્રતિવાસુદેવે જાણે વૈતાઢ્ય પર્વતની બે ભુજાઓ હોય તેવી વિદ્યાધરોની બે શ્રેણીઓ વિદ્યા અને પરાક્રમથી પરાજીત કરી લીધી. માગધ, પ્રભાસ અને વરદામ તીર્થોના અધિપતિઓએ પોતાના રાજા હોય તેમ ભેટો ધરીને તેનું અર્ચન કર્યું. સોળહજાર મુગટબદ્ધરાજાઓ તેના ઉગ્ર શાસનને મુગટની જેમ પોતાના મસ્તકપર ધારણ કરવા લાગ્યા.

આવી રીતે એ મોટા ભુજવાળો પ્રતિવાસુદેવ એકછત્ર સામ્રાજ્યને ભોગવતો કાળનો નિર્વાહ કરી પૃથ્વીમાં ઈંદ્રની જેમ રહેવા લાગ્યો. એક દિવસે સ્વેચ્છાએ ક્રીડા કરતા અશ્વગ્રીવ રાજાને અકાળે આકાશમાં ઉત્પાતકારી મેઘ ઉત્પન્ન થાય તેમ હૃદયમાં ચિંતા ઉત્પન્ન થઈ કે " દક્ષિણાર્દ્ધ ભરતક્ષેત્રમાં જે કોઇ રાજાઓ છે તે તો સર્વે સમુદ્રમાં પર્વતોની જેમ મારી ભુજાના બલમાં મગ્ન થઈ ગયેલા છે, તથાપિ પૃથ્વીમાં એક મલ્લ

---

૧ યુદ્ધ કરવાની ઇચ્છારૂપ ખરજ.

જેવો, મને મારનાર, મૃગોમાં કેશરીસિંહની જેવો, કોઈ રાજાને પુત્ર ઉત્પન્ન થશે ખરો ? આ જાણવું જો કે અશક્ય છે તોપણ મારે જાણવું જોઇએ." આવો નિશ્ચય કરી તેણે અશ્વબિંદુ નામના એક નિમિત્તિયાને દ્વારપાલદ્વારાએ બોલાવ્યો. રાજાએ પોતાનો વિચાર તેનો પૂછ્યો, એટલે તે બોલ્યો–"હે રાજા ! પાપ શાંત થાઓ. આ અમંગલિક વચનજ વિનાશ પામો. આ સર્વ જગતનો વિજય કરનારા એવા તમારો અંત લાવવાને યમરાજ પણ સમર્થ નથી તો મનુષ્યોમાં એવો બીજો કયો પામર તમારો વધ કરનાર થઈ શકે ?" ફરીથી અશ્વગ્રીવે કહ્યું–"અરે નિમિત્તિજ્ઞ ! અર્થવાદ છોડી દઇને જે યથાર્થ હોય તે કહે, આપ્ત પુરૂષો ચાટુ વચન બોલતા નથી." આ પ્રમાણે પ્રતિવાસુદેવે જ્યારે ઘણા આગ્રહથી પૂછ્યું ત્યારે તે મુખ્ય નિમિત્તિયાએ લગ્નાદિક વિચારીને સ્ફુટાક્ષરે કહ્યું–"હે રાજા ! તમારા ચંડવેગ નામના દૂતનો જે પરાભવ કરશે અને પશ્ચિમ દિશાના અંત ઉપર રહેલા સિંહને જે મારશે તે તમારો પણ વધ કરનાર થશે." નિમિત્તિયાની આવી વાર્ત્તા સાંભળીને મેઘની ગર્જનાથી પ્રવાસીની જેમ અશ્વગ્રીવ રાજા ગ્લાનિ પામી ગયો, પણ ઉપરથી કૃત્રિમ પૂજા કરી તે નિમિત્તિયાને શત્રુના દૂતની જેમ વિદાય કર્યો. તેવા અવસરે એક યુવાન કેશરીસિંહે પશ્ચિમ દેશને ઉજડ કર્યાના ખબર આવ્યા, એટલે રાજાએ તે સિંહના વધ કરનાર પુરૂષને જાણવાને માટે તે પ્રદેશમાં શાળિના છોડ વવરાવ્યા, અને તે શાળની રક્ષાને માટે સોળહજાર રાજાઓને રહેવાની આજ્ઞા કરી. તે રાજાઓ અનુક્રમે શસ્ત્રાદિવડે સન્નદ્ધબદ્ધ થઇ ત્યાં જઇને ગોવાલ જેમ ગાયોથી ક્ષેત્રની રક્ષા કરે તેમ કેશરીસિંહથી તે શાળિક્ષેત્રની રક્ષા કરવા લાગ્યા.

એક વખત પ્રતિવાસુદેવ સભામાં આવી પોતાના અમાત્ય, સેનાપતિ અને સામંત વિગેરે સભાસદો પ્રત્યે કહેવા લાગ્યો કે "મારા સામંત રાજાઓમાં અને સેનાનીઓ વિગેરેમાં હાલ અસાધારણ પરાક્રમવાળો કોઇ મહાભુજ કુમાર છે કે નહીં?" તેઓએ કહ્યું–"હે દેવ ! સૂર્યની આગળ કોણ વધારે તેજસ્વી હોય, પવનની પાસે કોણ પરાક્રમી હોય, ગરૂડ કરતાં કોનો વેગ વધારે હોય, મેરૂ પર્વત આગળ કોની ગૌરવતા હોય, અને સમુદ્ર કરતાં કોણ વધારે ગંભીર કહેવાય, તેમ મહા પરાક્રમી એવા આપની પાસે કયો પુરૂષ વિશેષ પરાક્રમી ગણાય ?" રાજાએ કહ્યું–"તમારૂ આ વચન ચાટુ વચન[1] છે, વાસ્તવિક નથી. હમેશાં બલવાન્ પુરૂષોથી પણ બલવાન્ પુરૂષો રહેલા હોય છે, અને તેથીજ આ પૃથ્વી બહુરત્ના કહેવાય છે." તેવામાં સુંદર લોચનવાળો એક મંત્રી બૃહસ્પતિની જેમ સ્ફુટ અને યથાર્થ વાણીથી બોલી ઉઠયો–"હે રાજેંદ્ર ! આ પૃથ્વી ઉપર પ્રજાપતિ રાજાના દેવ જેવા બે કુમારો છે, તેઓ સર્વ મનુષ્યવીરોને તૃણ જેવા ગણે છે." મંત્રીનાં આવાં વચન સાંભળી તત્કાળ રાજાએ સભા વિસર્જન કરી, અને ચંડવેગ નામના પોતાના એક દૂતને કોઈ મતલબ સમજાવી પ્રજાપતિ રાજાની

૧ ખુશામતનું વચન.

પાસે મોકલ્યો. એ દૂત સારા સારા રથીઓ અને શ્રેષ્ઠ ઘોડેસ્વારોને સાથે લઇને પોતાના રાજાના તેજની જેમ પોતનપુર નગરે આવી પહોંચ્યો. ત્યાં પ્રજાપતિ રાજા સર્વ અલંકારોથી વિભૂષિત થઈને જલજંતુઓ સહિત વરૂણની જેમ અચલ તથા ત્રિપૃષ્ટ કુમાર, સામંત રાજાઓ, સેનાપતિઓ, મોટા અમાત્યો અને પુરોહિત પ્રમુખ માન્ય પુરૂષો તેમજ પ્રધાન પુરૂષોની સાથે મહર્દ્ધિક દેવની જેમ સભા ભરીને બેઠો હતો, અને નિઃશંકપણે સંગીત કરાવતો હતો. એ સંગીતમાં વિચિત્ર અંગચેષ્ટા અને અંગહાર પૂર્વક સુંદર નૃત્ય થતુ હતુ, ધ્વનિ કરતા મૃદંગના ઘોષથી આકાશ તથા ગુફાનો ભાગ ગાજી રહેતો હતો, ગાયનના સ્પષ્ટ ઉદ્ગારથી મધુર વીણાને જીવન મળતું હતું, ગ્રામ તથા રાગરાગણીને પ્રગટ કરનારી વીણા શ્રુતિઓને વ્યક્ત કરતી હતી, અને તાળને અનુસરીને ગાયનનો આરંભ થતો હતો. તે વખતે દ્વારપાલો જેની ગતિને અટકાવી શક્યા નહીં એવો ચંડવેગ દૂત વીજળીના ઝાત્કારની જેમ તત્કાલ સંગીતસભામાં દાખલ થયો. પ્રતિવાસુદેવના દૂતને અકસ્માત્ આવેલો જોઈ સામંતરાજાઓ સહિત પ્રજાપતિ રાજા પણ સંભ્રમ પામ્યો, અને સ્વામીની જેમ એ સ્વામીના દૂતને પણ સંભ્રમ સહિત માન આપવાને માટે ઉભો થયો. મોટા સત્કાર સાથે તેને આસનપર બેસાર્યો. પછી રાજાએ તેના સ્વામીના સર્વ ખબર પૂછ્યા. અવસર વગર વીજળીના જોવાથી જેમ આગમના અધ્યયનનો ભંગ થાય[1] તેમ એ દૂતના અવસર વગર આવવાથી સંગીતનો ભંગ થયો. સર્વ સંગીત કરનારાઓ પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા. કારણકે જ્યારે **સ્વામીનું ચિત્ત વ્યગ્ર થાય છે ત્યારે કલાવાન્‌ને પોતાની કલા બતાવવાનો અવકાશ રહેતો નથી,"** તે વખતે સંગીતના રંગને ભંગ કરનાર તે દૂતને જોઇને ત્રિપૃષ્ટ કુમારથી તે સહન થયું નહીં, તેથી તેણે પોતાની પડખે રહેલા કોઈ પુરૂષને પૂછ્યું–"અરે! સમયને નહીં જાણનાર આ પુરૂષ રૂપી પશુ કોણ છે કે જેણે પોતાના આગમનની ખબર આપ્યા વગર પિતાજીની સભામાં પ્રવેશ કર્યો? એને જોઇને પિતાજી સંભ્રમથી કેમ સામા ઉભા થયા? અને તેને પ્રવેશ કરતાં છડીદારે કેમ અટકાવ્યો નહીં?" આ પ્રમાણે જ્યારે ત્રિપૃષ્ટ કુમારે પૂછ્યું, ત્યારે તે પુરૂષ બોલ્યો "એ રાજાધિરાજ હયગ્રીવ મહારાજાનો દૂત છે. આ ત્રિખંડ ભરતક્ષેત્રમાં જેટલા રાજાઓ છે તે સર્વે તે મહારાજાના કિંકર છે, તેથી તમારા પિતા તેના દૂતને માન આપવાને સામા ઉઠ્યા અને તેથીજ ઉચિતને જાણનારા દ્વારપાલે તેને અટકાવ્યો નહી. કારણકે એ મહારાજાના શ્વાનનો પણ પરાભવ કરી શકાય નહીં તો પુરૂષનો તો કેમજ કરી શકાય? આ દૂત હયગ્રીવ રાજાનો માનીતો છે, અને એને પ્રસન્ન કરવાથી મહારાજા હયગ્રીવ પણ પ્રસન્ન થાય છે. આ દૂતના પ્રસાદથીજ રાજાઓનાં રાજ્યો આબાદીમાં છે. આ દૂતની અવજ્ઞા કરીને તેને ખીજવ્યો હોય તો તે મહારાજા પણ ખીજાય છે, કારણકે રાજાઓ દૂતની દૃષ્ટિને અનુસારેજ

૧ અકાળે વિદ્યુત્ થાય તો અનધ્યાય પાળવો પડે.

પ્રવર્ત્તે છે. જ્યારે યમરાજની પેઠે દુઃસહ મહારાજા હયગ્રીવ ખીજાય ત્યારે રાજાઓ જીવવાને પણ અસમર્થ છે તો પછી રાજ્યની તો વાતજ શી કરવી!" આ પ્રમાણે સાંભળીને તત્કાલ ત્રિપૃષ્ટ કુમાર બોલ્યો– "આ જગત્‌માં અમુક સ્વામી કે અમુક સેવક એવો નિર્ણય હોતો નથી; એ સર્વ પોતપોતાની શક્તિને આધીન છે. હું વાણી માત્રથી હમણા કાંઈ કહેતો નથી, કારણકે પોતાની પ્રશંસા કરવી અને બીજાની નિંદા કરવી એ સત્પુરૂષોને લજ્જા પમાડનાર છે, તથાપિ સમય પ્રાપ્ત થયે મારા પિતાનો તિરસ્કાર કરનાર એ હયગ્રીવને પરાક્રમવડે છિન્નગ્રીવ કરી (ગ્રીવા છેદી) ભૂમિપર પાડી નાખીશ. હે સેવક! જ્યારે પિતા એને વિદાય કરે ત્યારે તું મને ખબર આપજે જેથી હું તેને યોગ્ય હશે તે બતાવી આપીશ." આવાં ત્રિપૃષ્ટ કુમારનાં રાજવિરૂદ્ધ વચન પણ તે પુરૂષે સ્વીકાર્યાં, કારણકે સેવકોએ રાજાના પુત્રને પણ રાજાની પ્રમાણેજ માનવો જોઈએ. પછી ચંડવેગ દૂતે, પોતાનો જેમ કોઈ અધિકારપર નીમેલો સેવક હોય તેમ પ્રજાપતિ રાજાને ઉદ્દેશીને કેટલાએક રાજપ્રયોજન કહી સંભળાવ્યાં. રાજાએ તે સર્વે માન પૂર્વક કબુલ કર્યાં અને ભેટ વિગેરે આગળ ધરીને ચંડવેગને વિદાય કર્યો. પરિવાર સહિત રથમાં બેસી, એ દૂત પ્રસન્ન થઈ પોતનપુરની બહાર નીકળી પોતાની નગરી તરફ ચાલ્યો. તેને રવાને કર્યાના ખબર જાણીને મહા બલવાન્ ત્રિપૃષ્ટ કુમારે આગળ જઈ, પવન સહિત દાવાનલ જેમ વટેમાર્ગુને અટકાવે તેમ તેને અટકાવ્યો, અને કહ્યુ કે "રે ધીઠ! પાપીષ્ટ! દુષ્ટ! પશુ! તું દૂત છતાં રાજાની પેઠે કેમ પ્રવર્ત્તે છે? હે મૂર્ખ! જેવી રીતે તેં સંગીતરંગનો ભંગ કર્યો, તેવી રીતે બીજો મરવાને ન ઈચ્છતો કયો સચેતન પશુ પણ કરે? એક સાધારણ ગૃહસ્થને ઘેર રાજા આવે તોપણ તે પોતે પહેલાં ખબર આપીને પછી પ્રવેશ કરે, એવી વિદ્વાનોની નીતિ છે, તે છતાં તું જાણે પૃથ્વી ફાડીને નીકળ્યો હોય તેમ અકસ્માત્ સભામાં કેમ આવ્યો? જોકે સરલ સ્વભાવવાળા મારા પિતાશ્રીએ તારૂં અવિનીતપણું છતાં તારો સત્કાર કર્યો પણ તે ફોગટ કર્યો છે. હે દુષ્ટ! જે શક્તિથી તુ દુર્વિનીત થયેલો છે તે તારી શક્તિ હવે પ્રકાશ કર, નહીં તો આ તારા અન્યાયરૂપ વૃક્ષનું ફલ તો હું તને હમણાજ બતાવું છુ" આ પ્રમાણે કહીને ત્રિપૃષ્ટ કુમાર મુષ્ટિ ઉગામી તેને મારવા જાય છે, તેવામાં સમીપ રહેલા અચલકુમારે (બલદેવે) નજીક આવી અટકાવીને આ પ્રમાણે કહ્યું– "હે કુમાર! બસ કરો, એ નરરૂપી કીડાની ઉપર પ્રહાર કરશો નહીં. **આક્રોશ કરનારા પણ શિયાળીઆની ઉપર કેશરીસિંહ પ્રહાર કરે નહીં.** દૂત કદિ અવળુ આચરણ કરે તોપણ એ વધ કરવાને યોગ્ય નથી. વળી વિરૂપ બોલનારો પણ બ્રાહ્મણ તેની બ્રહ્મણ્યતાને લીધે વધ કરવા યોગ્ય નથી. તેથી આ કઠોર પુરૂષની ઉપરથી ક્રોધનું સંહરણ કરો. હસ્તીના દંતઘાતનું સ્થાન એરંડનું વૃક્ષ નથી" આ પ્રમાણે અચલ કુમારે કહ્યું એટલે ત્રિપૃષ્ટે હાથી જેમ પોતાની શુંઢને સંકોચે, તેમ ઉગામેલી મુષ્ટિને પાછી સંકોચી પોતાના સુભટોને આજ્ઞા કરી કે "સંગી-

તના રંગનો ભંગ કરનાર આ પાપી દૂતનું જીવિત વિના બીજુ બધું હરી લ્યો." પછી કુમારની આજ્ઞાથી ઘરમાં પેઠેલા શ્વાનની જેમ સુભટોએ યષ્ટિ મુષ્ટિ વિગેરેથી તેને ઘણો માર માર્યો; અને પછી વધસ્થાન ઉપર લઈ ગયેલા વધ્ય પુરૂષની પાસેથી જેમ આરક્ષકો લઈ લે તેમ તેનું સર્વ અલંકારાદિક લઈ લીધું. પછી તે દૂત હાથીની સાથે સાઠમારી કરનાર પુરૂષની જેમ તેઓના પ્રહારને પ્રાણની રક્ષા માટે વંચના કરતો પૃથ્વી ઉપર આલોટવા લાગ્યો. તેની એવી સ્થિતિ જોઇને તેનો સર્વ પરિવાર હથીઆરાદિક મૂકી, ભક્ષ્ય છોડીને જેમ કાગડાઓ નાસે તેમ જીવ લઇને નાસી ગયો. પછી તે દૂતને ગધેડાની જેમ માર મારી, કલવિંકની જેમ લુટી લઈ અને વિટ પુરૂષની જેમ નચાવીને બને કુમારો પોતાના ઘર તરફ ચાલ્યા ગયા.

આ સર્વ વૃત્તાંત પ્રજાપતિ રાજાએ લોકોના મુખથી સાંભળ્યો ત્યારે ચિત્તમાં શલ્ય પેઠું હોય તેમ ચિંતવવા લાગ્યો કે "અહો! મારા કુમારોએ આ યુક્ત કર્યું નથી. પણ પોતાને ઘોડે પાડી નાખ્યો હોય તે વાત બીજા કોની આગળ જઇને કહેવાય? આ ચંડવેગ દૂત ઉપર જે ધસારો કર્યો છે તે કાંઈ તેના ઉપર કર્યો નથી પણ અશ્વગ્રીવ રાજાની ઉપરજ એ ધસારો કર્યો છે, કારણકે દૂતો છે તે સ્વામીના પ્રતિનિધિ થઈનેજ સંચરે છે, તેથી જ્યાંસુધી ચંડવેગ અશ્વગ્રીવ પાસે ગયો નથી, ત્યાંસુધીમાંજ એને પાછો બોલાવીને તેનો અનુનય કરવો સારો છે; જ્યાંથી અગ્નિ ઉઠ્યો હોય ત્યાંજ તેને બુઝાવી દેવો યુક્ત છે." આ પ્રમાણે વિચારી પ્રજાપતિ રાજાએ પોતાના પ્રધાનોદ્વારા પ્રેમથી કોમલ એવાં મીઠાં વચનોથી તેની પ્રણિપત કરાવીને તેને પાછો બોલાવ્યો, અને અંજલિ જોડી પોતાના કુમારોએ કરેલી કલુષતાને ધોવામાં જલના પ્રવાહરૂપ વિશેષ બરદાસ કરી. કોપ પામેલા હસ્તીના કોપની શાંતિને માટે જેમ શીતોપચાર કરે તેમ તેના કોપની શાંતિને માટે મોટા મૂલ્યવાળી પ્રથમ કરતાં ચાર ગણી ભેટ તેને આપી. પછી રાજાએ નમ્રતાથી કહ્યુ—"તમે જાણો છો કે એક સામાન્ય ધનવાન્ ગૃહસ્થના કુમાર પણ નવીન યૌવનમાં ઉન્મત્ત થઈ જાય છે તો મહારાજા અશ્વગ્રીવના પ્રસાદથી વૃદ્ધિ પામેલી મારી સંપત્તિવડે મારા કુમાર નહીં દમેલા વૃષભની જેમ વિશેષ ઉચ્છૃંખલ થાય તેમાં શું કહેવું! હે માનને આપનારા મિત્ર! એ ઉન્મત્ત કુમારોએ તમારો ઘણો અપરાધ કર્યો છે, પણ તે તમારે નઠારા સ્વપ્નની જેમ ભૂલી જવો. મારા મનની વૃત્તિને જાણનારા હે મિત્ર! સગા ભાઇઓની જેમ આપણા બેની જે પ્રીતિ છે તેને આવા કારણથી એકદમ છોડવી નહીં. હે અનઘ! આ મારા કુમારનું માઠું આચરણ તમારે અશ્વગ્રીવ રાજાને નિવેદન કરવું નહી. ક્ષમાવાન્ પુરૂષોની એજ ખરી કસોટી છે."

આ પ્રમાણેના સામ વચનરૂપ અમૃતની વૃષ્ટિથી જેનો કોપરૂપ અગ્નિ શાંત થયેલો છે એવો ચંડવેગ સ્નેહવડે કોમળ વાણીથી બોલ્યો—"હે રાજન્! તમારી સાથે લાંબા વખતનો સ્નેહ હોવાને લીધે મેં જરાપણ કોપ કર્યો નથી. આમાં શું ક્ષમા કરવી છે?

તમારા જે કુમાર તે મારે મન કંઈ પારકા નથી. જ્યારે બાળક દુર્નય કરે ત્યારે તેને ઉપાલભ દેવો એજ દંડ કહેલો છે, તેની ફરીયાદ કાંઈ લઈ જવાતી નથી, આવી લોકમાં પણ મર્યાદા છે. આ તમારા કુમારનું આવું આચરણ રાજા પાસે કહીશ નહીં. કારણકે હાથીના મુખમાં ભક્ષ્યનો ગ્રાસ આપી શકાય છે પણ તેને પાછો બહાર કાઢવો અશક્ય છે. હે રાજન્! તમે મારો વિશ્વાસ રાખજો અને હવે મને રજા આપો. મારા મનમાં કાંઈ પણ કલુષતા નથી." આ પ્રમાણે કહેતા એ દૂતને બંધુની જેમ આલિંગન કરી અંજળિ જોડીને પ્રજાપતિ રાજાએ વિદાય કર્યો.

ચંડવેગ દૂત કેટલેક દિવસે અશ્વગ્રીવ રાજાની પાસે પહોંચ્યો, પણ તેના પરાભવની વાર્ત્તા તો વધામણી આપનાર પુરૂષની જેમ પ્રથમથીજ રાજાની પાસે પહોંચી ગઇ હતી; કારણકે ત્રિપૃષ્ટના ત્રાસથી ભાગી ગયેલા ચંડવેગના પરિવારે પ્રથમથીજ આવીને એ બધી વાત રાજાની પાસે કહી હતી. વિશ્વનો ગ્રાસ કરવા ઉદ્યત થયેલો જાણે યમરાજ હોય તેમ ઊંચી ગ્રીવા કરી રહેલા અને રાતા લોચનવાળા અશ્વગ્રીવ રાજાને ચંડવેગે જોયો, એટલે તરતજ તેના મનમાં નિશ્ચય થયો કે જરૂર કોઇએ આવી રાજાને મારા પરાભવનું વૃત્તાંત જણાવ્યુ લાગે છે. **રાજાના સેવકો આકૃતિ ઉપરથીજ મનોગત ભાવને જાણી શકે છે.** રાજાએ પૂછ્યુ, એટલે તેણે સર્વ વૃત્તાંત નિવેદન કરી દીધું. **ઉગ્ર સ્વામીની આગળ અન્યથા કહેવાને કોણ સમર્થ છે?** પછી પોતે પ્રજાપતિ રાજા પાસે જે કબુલત આપેલી તેનું સ્મરણ કરીને તેણે કહ્યું–" હે દેવ! મારી જેવોજ પ્રજાપતિ રાજા આપનો ભક્ત છે, અને તેના કુમારોએ જે આ કરેલુ છે તે બાળપણામાં સુલભ એવી તેમની અજ્ઞતા છે. પોતાના કુમારોના આવા કૃત્યથી તે રાજા ઘણો ખેદ પામ્યો છે. સર્વ રાજાઓમાં જેવી રીતે શક્તિવડે તમે અતિશયપણાને પ્રાપ્ત થયેલા છો, તેવીજ રીતે પ્રજાપતિ રાજા તમારા ઉપર ભક્તિવડે સર્વથી અતિશય ભક્તિમાન્ થયેલો છે. તે રાજા પોતાના કુમારના આ દોષથી પોતાના આત્માને ઘણો નિંદતો હતો, અને તેથી તમારા શાસનને ગ્રહણ કરીને તેણે આ ભેટ આપેલી છે."

આ પ્રમાણે કહીને દૂત વિરામ પામ્યો, એટલે હયગ્રીવ વિચારવા લાગ્યો કે "પેલા નિમિત્તિયાની વાણીના એક વચનની તો ખરેખર પ્રતીતિ જોવામાં આવી છે, પણ જો હવે સિંહના વધ રૂપ બીજા વચનની પ્રતીતિ થાય તો બરાબર શંકાસ્થાન પ્રાપ્ત થયું એમ માની શકાય." આવો વિચાર કરીને તેણે એક બીજા દૂતને મોકલી પ્રજાપતિ રાજાને કહેવરાવ્યું કે 'તમે સિંહના ઉપદ્રવથી શાળીના ક્ષેત્રોની રક્ષા કરો.' અશ્વગ્રીવની આવી આજ્ઞા આવતાં રાજાએ ત્રિપૃષ્ટ અને અચલ કુમારને બોલાવી કહ્યું–"હે કુમારો! સિંહવડે થતા ઉપદ્રવથી શાળીક્ષેત્રની રક્ષા કરવાની જે આ અકસ્માત્ આજ્ઞા થઈ તે તમારૂં દુરાચરણ તત્કાળ ફલિત થયું છે. હવે જો આ તેમની આજ્ઞાનું અકાળે ખંડન કરશું તો અશ્વગ્રીવ રાજા યમરૂપ થશે, અને જો તેની આજ્ઞાનું ખંડન નહી કરીએ તો સિંહ યમરૂપ થશે, આ પ્રમાણે બંને

રીતે આપણી ઉપર અપમૃત્યુ પ્રાપ્ત થયેલ છે; તથાપિ હે વત્સો ! હાલતો હું સિંહથી રક્ષા કરવાને જાઉં છું." પિતાનાં એવાં વચન સાંભળી બંને કુમારોએ કહ્યું–" પિતાજી! અશ્વગ્રીવ રાજાનું બળ તો અમારા જાણવામાં આવ્યુ ! આ સિંહ એક પશુ છે, અને તેને ભયંકર જાણનાર તે પણ પશુ છે. હે પિતાજી ! તમે અહીં રહો, અમે બે ભાઇઓ જઈશું, અને સ્વલ્પ સમયમાં સિંહનો ઘાત કરશું. હે નરસિંહ ! તેવા કામમાં તમારે પોતાને શામાટે પ્રયાણ કરવું જોઇએ ? " રાજાએ ખેદથી કહ્યું–"તમે બન્ને કાર્યાકાર્યને નહીં જાણનારા અને કંઠમાં દુધવાળા હજી બાળક છો. હે કુમારો ! ઉન્મત્ત હાથીની જેમ તમોએ મારી રૂબરૂ જે એક વિપરીત કામ કર્યું તેનું તો આ ફલ પ્રાપ્ત થયેલુ છે, તો હવે વળી તમે મારાથી દૂર રહીને જે કૃત્ય કરો તેનું તો શું ફલ થાય તે કહી શકાતું નથી." ત્રિપૃષ્ટે કહ્યું– " હે પિતાજી ! બાલકોની જેમ તે મૂર્ખ અશ્વગ્રીવ બીજાઓને સિંહની બીક લગાડે છે, માટે આપ પ્રસાદ કરીને અહીં રહો, અને અમે જઇને તે અશ્વગ્રીવ રાજાના મનોરથો સહિત સિંહનો ઘાત કરશું. " આ પ્રમાણે કહી મહાપ્રયાસે રાજાને સમજાવી તેમની આજ્ઞા લઈને તેઓ અલ્પ પરિવાર સાથે જ્યાં સિંહ હતો તે ભૂમિ તરફ આવ્યા. ત્યાં સિંહે હણેલા અનેક સુભટોના અસ્થિનો ઢગલો જાણે તેનો મૂર્ત્તિમાન્ અપયશ હોય તેવો જોવામાં આવ્યો.

પછી સિંહના ભયવડે ઊંચા વૃક્ષ ઉપર ચડી ગયેલા શાળીના ક્ષેત્રના ખેડુઓને કુમારોએ પૂછ્યુ– " અહીં રક્ષા કરવા આવનારા ( સોળ હજાર ) રાજાઓ સિંહથી કેવી રીતે આ શાળીક્ષેત્રની રક્ષા કરે છે?" ખેડુતોએ કહ્યું–" હે કુમારો ! હાથી, ઘોડા રથ અને સુભટોને સજ્જ કરી તેઓવડે પ્રવાહને રોકવાની જેમ પોતાની તથા સિંહની વચમાં એક વ્યૂહ રચે. પછી તૃષાતુર હાથી જેમ વાવમાં જળ પીવા જાય તેમ સિંહ આવીને તે સૈનિક વિગેરેને મારે અને ફાડી નાખે, પછી ચાલ્યો જાય; એવી રીતે પોતાના જીવિતની શંકા રાખતા એ સર્વ રાજાઓ અમારી રક્ષા કરે છે. " આવાં તેઓનાં વચન સાંભળી બળભદ્ર અને વાસુદેવ ખુશી થયા. પછી પોતાનું સૈન્ય ત્યાંજ રાખીને બંને જણ એકલા જ્યાં સિંહની ગુફા હતી ત્યાં તત્કાળ ગયા. મેઘની ગર્જના જેવો તેમના રથનો ઘોષ સાંભળી, બંદીના ઘોષથી જેમ રાજા જાગે તેમ તરતજ તે સિંહ જાગ્યો. જાણે યમરાજની બે દીપિકા હોય તેવી વિકરાળ દૃષ્ટિ કરતો, જાણે યમરાજનાજ ચામર હોય તેવી કેશાવળિને કંપાવતો અને જાણે રસાતળનું દ્વાર હોય તેવા મુખને બગાસાથી ફાડતો એવો તે કેસરી પોતાની ગ્રીવાને કાંઈક સંકોચ કરતો આમ તેમ જોવા લાગ્યો. 'આ કોઈ માત્ર રથનાજ પરિવારવાળા બે પુરૂષો છે' એમ જાણી અવજ્ઞા બતાવીને એ સિંહ ફરીવાર કૃત્રિમ નિદ્રાથી સુઈ ગયો. તેની એવી સ્થિતિ જોઈ બળદેવે કહ્યુ– "શાલના ક્ષેત્રનું રક્ષણ કરવા આવેલા રાજાઓએ હસ્તી વિગેરેનું બલિદાન આપીને આ સિંહને ગર્વિત કર્યો જણાય છે." પછી તરતજ નૃસિંહ ત્રિપૃષ્ટ કુમારે ત્યાં જઈ મલ્લ જેમ મલ્લને બોલાવે તેમ એ મોટા

સિંહને બોલાવ્યો. વિષ્ણુનો ઉગ્ર અવાજ સાંભળી સિંહ પોતાના મુખ ઉપર કાનની ટીશીયું ચડાવી 'આ કોઈ વીર છે' એમ ચિંતવવા લાગ્યો. પછી તરતજ જાણે સાક્ષાત્ રૌદ્ર રસ હોય તેવો એ કેસરી મુખ ફાડીને ભયંકર ગર્જના કરતો પોતાના ગુહાદ્વારમાંથી બહાર નીકળ્યો. તે વખતે જાણે રથળમાં રહેલા બે ખીલા હોય તેવા તેના મસ્તકપર બે કાન અક્કડ રહેલા હતા, બે દીવીઓ પ્રદીપ્ત થઇ હોય તેવા પિંગલ નેત્રો હતાં, યમરાજનું જાણે શસ્ત્રગૃહ હોય તેવું દાઢો અને દાંતોથી ભરપૂર મુખ હતું, પાતાળમાંથી નીકળેલો જાણે તક્ષક નાગ હોય તેવી મુખની બહાર તેની જિવ્હા રહેલી હતી, યમરાજના ઘરનું તોરણ હોય તેવી મુખ ઉપર એક મોટી દાઢ હતી, અંતરમાં બળતા કોપ રૂપી અગ્નિની શિખા હોય તેવી કેશાવળિ હતી. પ્રાણીઓના પ્રાણને આકર્ષણ કરનારા ચીપીઆ હોય તેવા નખ હતા, અને જાણે ક્ષુધાતુર સર્પ હોય તેવા પુચ્છદંડને હલાવ્યા કરતો હતો.

આ પ્રમાણેના કેસરીસિંહે બહાર આવી ઈંદ્ર જેમ વજ્રને પર્વતપર પછાડે તેમ પોતાના પ્રચંડ પુંછડાને પૃથ્વી ઉપર પછાડયું. એ પુંછડાની પછાડના નાદથી વાજિંત્રના નાદથી જેમ સમુદ્રની અંદરના જલચરો નાસી જાય તેમ ચોતરફ પ્રાણીઓ નાસવા લાગ્યા. તે વખતે ત્રિપૃષ્ટ વાસુદેવે અચલ કુમારને કહ્યું—'હે આર્ય! હું છતાં તમારે યુદ્ધ કરવાનો અવસર લેવો ઘટિત નથી.' આમ કહીને તેણે અચલ કુમારને ત્યાંજ ઉભા રાખ્યા. પછી એકલા સિંહની સામા જતાં ક્ષત્રીધર્મને જાણનારા ત્રિપૃષ્ટ કુમારે વિચાર કર્યો કે 'આ સિંહ પગે ચાલતો છે, અને હું રથ ઉપર બેઠો છું; તો પેદલની સાથે રથપર બેસીને યુદ્ધ કરવું એ ક્ષત્રીધર્મને યોગ્ય નથી.' એમ વિચારી તેણે રથને છોડી દીધો. વળી વીરવ્રતરૂપ ધનવાળા એ હરિએ વિચાર્યું કે 'આ સિંહ અસ્ત્રરહિત છે અને હું અસ્ત્રવાળો છું, તો અસ્ત્રરહિતની સાથે અસ્ત્રવડે યુદ્ધ કરવું એ પણ અનુચિત છે.' એમ ધારી અસ્ત્ર પણ છોડી દીધાં. પછી બલથી ઈંદ્રને પણ ઉલ્લંઘન કરનારા ત્રિપૃષ્ટે 'હે સિંહ! અહીં આવ, તારી યુદ્ધ કરવાની કંડુને હું મટાડું.' એમ કહી તેને બોલાવ્યો. વાસુદેવનાં આ વચનનો પર્વતમાં પ્રતિછંદ પડ્યો તે જાણે કોપના આટોપથી ઉગ્ર એવા સિંહે એજ વચન પ્રતિછંદના મિષથી પાછું સામું કહ્યું હોય તેમ જણાયું. તે વખતે યુવાન કેસરી ચિત્તમાં વિચાર કરવા લાગ્યો કે "અહા! આ બાળકનું કેવું સાહસ છે? તે સૈન્ય વિના આવ્યો છે અને રથ ઉપરથી ઉતરી, શસ્ત્રોનો ત્યાગ કરી વળી મને ઊંચે સ્વરે બોલાવે છે. પણ જેમ દેડકો ઊંચા ઠેકડા મારીને ઉલટો સર્પની આગળ આવે તેમ આ દુર્મતિ મારી પાસે આવે છે, તો તેની ધીઠતાનું ફલ તેને પ્રાપ્ત થાઓ." આ પ્રમાણે વિચારી પોતાનું પુંછડું ઊંચુ ઉપાડી ઉછળીને તેણે એવી ફાળ મારી કે ક્ષણવાર તો આકાશમાંથી કોઈ ખેચરના વાહનમાંથી કેસરીસિંહ કુદી પડતો હોય તેવો ભ્રમ થયો. એવી ફાલ મારીને જેવો ત્રિપૃષ્ટ કુમારની ઉપર પડવા જાય છે તેવામાં તો ત્રિપૃષ્ટ કુમારે જેમ સાણસાથી સર્પને

પકડે તેમ પોતાના બે હાથથી તેના બે હોઠ જુદા જુદા પકડ્યા. પછી હોઠથી આકર્ષી વસ્ત્રની જેમ ચડચડાટ શબ્દ સાથે તેને ચીરી નાખ્યો. તે વખતે તત્કાલ સભાસદોની તથા ચારણભાટોની જેમ લોકોએ અંતરીક્ષ અને આકાશને ભરી દે તેવો મોટો જયજય શબ્દ કર્યો. આકાશમાં વિદ્યાધરો, દેવતાઓ અને અસુરો કૌતુકથી એકઠા થયા, અને મલયાચલના વાયુની જેમ વિષ્ણુની ઉપર પુષ્પવૃષ્ટિ કરી. એ સિંહના શરીરના બે ભાગ ક્ષણવારમાં ત્રિપૃષ્ઠે પૃથ્વી ઉપર નાખી દીધા. પણ તેઓમાંથી ચેતન ગયેલું ન હોવાથી ક્રોધવડે તે ક્ષણવાર તરફડવા લાગ્યા. શરીર પરતંત્ર થવાથી બે ભાગે પડેલો એ સિંહ મહા શોકવડે તરફડતો ચિંતવવા લાગ્યો કે "અહો ! કવચધારી અને શસ્ત્રધારી તેમજ સેંકડોગમે સુભટોથી વીંટાયેલા એવા અનેક રાજાઓ પણ વજ્રની જેમ ઉપરથી પડતા એવા મને સહન કરી શક્યા નહીં; અને આ મહાકોમળ હાથવાળા અને શસ્ત્ર વિનાના એકાકી બાળકે મને મારી નાખ્યો, એ વાતનો મને મોટો ખેદ થાય છે, કાંઈ વધ થવાથી ખેદ થતો નથી." આવી ચિંતાથી સર્પની જેમ તરફડતા એ સિંહનો અભિપ્રાય જાણીને ત્રિપૃષ્ઠ વાસુદેવના સારથિએ કહ્યું કે "લીલા માત્રમાં ઉન્મત્ત હાથીને ભેદનારા અને સેંકડોગમે સૈન્યથી પણ પરાભવને નહીં પામનારા એવા હે સિંહ ! તું અભિમાને કરી શામાટે આમ ખેદ પામે છે ? આ તને મારનાર સુભટોમાં શ્રેષ્ઠ એવા ત્રિપૃષ્ઠ કુમાર સર્વ વાસુદેવોમાં પ્રથમ વાસુદેવ છે, તે વયથી બાળક છે પણ તેજપરાક્રમથી બાળક નથી. જેમ સર્વ પશુઓમાં તું સિંહ છે તેમ સર્વ નરોમાં તે સિંહ છે. તેથી એની સાથેના સંગ્રામમાં હણાયેલા તને લજ્જા આવે તેમ નથી, પણ ઉલટી શ્લાઘા થાય તેમ છે." તેનાં આવાં વચનરૂપ અમૃતની વૃષ્ટિથી શાંત થઇને તે કેસરીસિંહ મૃત્યુ પામ્યો, અને નરકગતિનું આયુષ્ય બાંધવાથી નરકભૂમિમાં નારકી થયો. તે વખતે અશ્વગ્રીવની આજ્ઞાથી આ વૃત્તાંત જાણવાને આવેલા વિદ્યાધરોને ત્રિપૃષ્ઠે તે સિંહનું ચર્મ આપ્યું અને કહ્યું–"આ પશુથી પણ ચકિત થયેલા અશ્વગ્રીવને તેનો વધ સૂચવનાર આ સિંહનું ચર્મ આપજો, અને કહેજો કે સ્વાદિષ્ટ ભોજનમાં લંપટ એવો તું હવે નિશ્ચિંત થા અને વિશ્રબ્ધ થઇને શાલિનું ભોજન ખા." આવો સંદેશો કહેવાનું કબુલ કરી તે વિદ્યાધરોના કુમારો ગયા, અને ત્રિપૃષ્ઠ તથા અચલ કુમાર બંને પોતાના નગરમાં આવ્યા. બંને ભ્રાતાઓએ પિતાને પ્રણામ કર્યો, અને બલભદ્રે ત્યાં બનેલુ સર્વ વૃત્તાંત પિતાને કહી સંભળાવ્યું. રાજા પ્રજાપતિ પોતાના બે કુમાર ફરી જન્મ્યા હોય તેમ માનવા લાગ્યો, અને સત્ય પ્રતિજ્ઞાવાળા ત્રિપૃષ્ઠ કુમારની ઉપર ઘણો ખુશી થયો.

પેલા વિદ્યાધરોના કુમારોએ બધું વૃત્તાંત અશ્વગ્રીવ રાજા પાસે જઇને નિવેદન કર્યું, જે વૃત્તાંત તેને વજ્રપાત જેવું લાગ્યું.

આ તરફ વૈતાઢ્ય ગિરિ ઉપર દક્ષિણ શ્રેણીના આભૂષણ સદૃશ રથનૂપુરચક્રવાળ નામે નગર છે. તેમાં તેજવડે અગ્નિ જેવો અને અસાધારણ સમૃદ્ધિવાળો જ્વલનજટી

નામે વિદ્યાધરોનો રાજા છે. તેને હંસીની જેવી મંદ ગતિવાળી અને પ્રીતિના પરમ સ્થાનરૂપ **વાયુવેગા** નામે પટ્ટરાણી છે. તે રાણીને સ્વપ્નમાં સૂર્યનું અવલોકન થયેલ હોવાથી જેનું નામ **અર્કકીર્તિ** પાડેલું છે એવો એક પુત્ર થયો છે, ને તે પછી સ્વપ્નમાં પોતાની પ્રભાથી સર્વ દિશાઓને ઉજ્વલ-કરનાર ચંદ્રલેખાના અવલોકનથી જેનું નામ **સ્વયંપ્રભા** પાડેલુ છે એવી એક પુત્રી થઈછે. કુમાર અર્કકીર્ત્તિ જ્યારે યૌવનાવસ્થા પામ્યો ત્યારે મોટી ભુજાવાળા અને કીર્ત્તિરૂપી ગંગાના હિમાચલરૂપ એ પુત્રને રાજાએ યુવરાજપદે આરોપણ કર્યો. પુત્રી સ્વયંપ્રભા પણ વનસ્થળી જેમ પોતાને સૌંદર્ય આપનારી વસંતસંપત્તિને પામે તેમ અનુક્રમે યૌવનવયને પ્રાપ્ત થઈ. મુખરૂપ ચંદ્રથી જાણે મૂર્ત્તિમાન્ પૂર્ણિમા હોય અને કેશપાશ રૂપ અંધકારથી જાણે શરીરધારી અમાવાસ્યા હોય તેવી તે જણાતી હતી. તેના કાન સુધી લાંબા ગયેલાં નેત્રો જાણે કર્ણનાં આભૂષણકમલો હોય તેવાં જણાતાં હતાં, અને તેના કર્ણો પ્રસરતી દૃષ્ટિરૂપી બે તલાવડીના જાણે બાંધેલા કિનારા હોય તેવા જણાતા હતા. પલ્લવોની જેવા હાથ, પગ અને અધર રૂપ રક્ત પત્રોથી તે લતાની જેવી શોભતી હતી; લક્ષ્મીના જાણે બે ક્રીડાપર્વત હોય તેવા ઊંચા સ્તનવડે તે સુંદર લાગતી હતી; તેની નાભિ લાવણ્યરૂપી સરિતાની ધુમરીના જેવો જણાતી હતી; અને તેજ સરિતાની મધ્યમાં રહેલો કોઈ અતંરદ્વીપ હોય તેવો વિસ્તારવાળો નિતંબભાગ (શ્રોણિતટ) દેખાતો હતો. એકંદર તેના સર્વ અંગનો સૌભાગ્ય ભંડાર એવો ઉત્તમ હતો કે દેવતાની સ્ત્રીઓમાં, અસુરોની સ્ત્રીઓમાં અને વિદ્યાધરોની સ્ત્રીઓમાં પણ તેનો નમુનો જોવામાં આવતો નહીં.

એક વખતે **અભિનંદન** અને **જગન્નંદન** નામે બે ચારણમુનિ આકાશમાર્ગે વિહાર કરતા તે નગરને પરિસરે ઉતર્યા. તે વખતે બીજી મૂર્ત્તિને ધારણ કરીને જાણે લક્ષ્મીદેવી આવી હોય તેવી જ્વલનજટી વિદ્યાધર રાજાની પુત્રી સ્વયંપ્રભા ઋદ્ધિ સમેત તે બંને મુનિને વાંદવા આવી. વાંદીને બેઠા પછી તે મહાત્માની કર્ણામૃત તુલ્ય દેશના સાંભળીને તેને ગળીના રંગ જેવું સ્થિર સમકિત પ્રાપ્ત થયું. તે મુનિરાજની પાસેથી તેણે શ્રાવકધર્મ પણ સારી રીતે સાંભળ્યો. **ઉત્તમ પુરૂષો જાણ્યા પછી જરા પણ પ્રમાદ કરતા નથી.** ત્યાર પછી તે બંને મુનિઓએ ત્યાંથી બીજે વિહાર કર્યો. એકદા પર્વણીને દિવસે સ્વયંપ્રભાએ પૌષધવ્રત ગ્રહણ કર્યું; બીજે દિવસે પારણું કરવાની ઈચ્છાથી ભગવંત જિનેશ્વરની પૂજા કરી, અને પ્રભુની શેષા[1] લઈ ઘેર આવીને તે શેષા પિતાને અર્પણ કરી. હર્ષથી પુષ્ટ થયેલા વિદ્યાધરરાજે તે શેષા મસ્તકપર ધારણ કરી, અને પુત્રીને ઉત્સંગમાં બેસારી. તે વખતે ઉત્કૃષ્ટ યૌવનવાળી સ્વયંપ્રભાને જોઈને રાજા કરજમાં મગ્ન થયેલા પુરૂષની જેમ તેને યોગ્ય એવા પતિની શોધમાં ચિંતામગ્ન થયો. પછી પ્રસાદ સહિત પુત્રીને વિદાય કરી, અને સુશ્રુત વિગેરે પોતાના મંત્રીઓને બોલાવી રાજાએ

૧ સ્નાત્રજલાદિ.

તેના પતિ વિષે પૂછ્યું. પ્રથમ સુશ્રુત મંત્રીએ કહ્યું—"રત્નપુર નગરમાં રાજા **મયૂરગ્રીવ** અને દેવી **નીલાંજના**નો પુત્ર **અશ્વગ્રીવ** નામે વિદ્યાધરોનો ઈંદ્ર છે. તે અનેક વિદ્યાને સાધનાર અને ત્રણ ખંડ ભરતક્ષેત્રનો અધિપતિ આ પુત્રીને યોગ્ય એવો શ્રેષ્ઠ વર છે."

પછી બહુશ્રુત નામના મંત્રીએ કહ્યું—"હે દેવ! એ રાજાનું યૌવનવય તો વ્યતીત થયેલુ છે, તેથી આપણી રાજપુત્રીને યોગ્ય તે વર નથી. પણ ઉત્તર શ્રેણીમાં રૂપ, યૌવન તથા લાવણ્યવાળા અને ભુજપરાક્રમી એવા અનેક ઉત્તમ વિદ્યાધરો છે, તો તેઓમાંથી કોઈ એક રાજાને યોગ્યતાનો વિચાર કરીને આ રાજપુત્રી આપો." તે પછી સુમતિ નામનો મંત્રી બોલ્યો—"હે પ્રભુ! તમારા અધિકારીએ જે કહ્યું તે બરાબર યુક્ત છે. આ પર્વતપર ઉત્તર શ્રેણીરૂપ હારમાં ચકદારૂપ અને અનેક અદ્‌ભુતતાના સ્થાનરૂપ **પ્રભંકરા** નામે એક નગરી છે. તેમાં ઇંદ્રના પરાક્રમને ધારણ કરનાર અને પ્રાતઃકાલના મેઘની જેવો સફલ **મેઘવાન** નામે રાજા છે. તેને માલતીની પુષ્પમાળાની જેવી શીલરૂપ સુગંધવડે શોભતી **મેઘમાલિની** નામે પટ્ટરાણી છે. તે દંપતીને સર્વ રાજાઓને નમાવનાર અને કામદેવની જેવા અપ્રતિમ રૂપવાલો **વિદ્યુત્પ્રભ** નામે એક પુત્ર છે, અને નિઃસીમ રૂપ લાવણ્યની સંપત્તિવડે દેવકન્યા જેવી **જ્યોતિર્માલા** નામે એક પુત્રી છે. કાંતિથી દિશાઓના મુખને પ્રકાશ કરનારી આ સ્વયંપ્રભા રાજકુમારી મેઘને વિજલીની જેમ એ વિદ્યુત્પ્રભ રાજકુમારને યોગ્ય છે; અને એ જ્યોતિર્માલા નામે રાજકુમારી આપણા અર્કકીર્ત્તિ કુમારને યોગ્ય છે, તો પરસ્પર કન્યાનો વિનિયોગ કરવાથી બંનેને મહોત્સવ થાય તેમ છે." પછી શ્રુતસાગર નામે એક મંત્રી બોલ્યો—"હે મહારાજ! આ રત્ન જેવી કન્યાને લક્ષ્મીની જેમ કોણ ન ઈચ્છે? તેથી એની અભિલાષા કરનારા સર્વે વિદ્યાધરોમાં નિર્વિશેષપણું બતાવનારો સ્વયંવર કરવો યુક્ત છે. કારણકે જો તેમ નહીં કરો અને કોઈ એકનેજ કન્યા આપશો તો તમારે બીજા વિદ્યાધરોની સાથે ફોગટનો વિરોધ થઇ પડશે. માટે તેમ શામાટે કરવું જોઇએ?"

આ પ્રમાણે સર્વે મંત્રીઓનો મત લઇને રાજાએ તે સર્વને વિદાય કર્યા પછી **સંભિન્નશ્રોત** નામના નિમિત્તિયાને બોલાવીને પૂછ્યું કે "અશ્વગ્રીવ રાજાને અથવા બીજા કોઈ ઉત્તમ વિદ્યાધરને આ કન્યા આપું કે તેનો સ્વયંવર કરૂ?" નૈમિત્તિકે કહ્યું—"પૂર્વે એક મુનિરાજ પાસેથી મેં સાંભળ્યુ છે કે એકવાર ભરતચક્રીએ ભગવાન્ ઋષભધ્વજને પૂછ્યું ત્યારે તેમણે કહ્યું હતુ કે આ અવસર્પિણી કાલમાં મારી જેવા બીજા ત્રેવીશ તીર્થંકરો, તારી જેવા અગ્યાર ચક્રવર્તીઓ, નવ બલદેવો, અર્ધ ભરતક્ષેત્રના સ્વામી નવ વાસુદેવો અને તેના પ્રતિપક્ષી અર્ધ ભરતક્ષેત્રના સ્વામી નવ પ્રતિવાસુદેવો ઉત્પન્ન થશે. તેથી હે રાજા! તે પ્રભુના કહેવા પ્રમાણે હાલ ત્રિપૃષ્ટ નામે વાસુદેવ ઉત્પન્ન થયેલ છે, તે અશ્વગ્રીવ પ્રતિવાસુદેવને હણીને વિદ્યાધરોના નગર સહિત ત્રિખંડ ભરતક્ષેત્રની ભૂમિને ભોગવશે, અને સર્વ વિદ્યાધરોનું ઐશ્વર્ય તમને આપશે, તેથી આ કન્યા એ ત્રિપૃષ્ટને

આપો, કારણકે તેના જેવો બીજો કોઈ હાલ આ પૃથ્વી ઉપર જણાતો નથી." આ પ્રમાણેનાં વચનો સાંભળી રાજા બહુ હર્ષ પામ્યો, અને યથાયોગ્ય સત્કાર કરી નિમિત્તિયાને વિદાય કર્યો. પછી પ્રજાપતિ રાજાની પાસે તેણે મારિચિ નામે એક દૂતને મોકલ્યો. એ વિદ્યાધરદૂતે પ્રજાપતિ રાજા પાસે જઈ નમસ્કાર કરી પોતાની ઓળખાણ પાડીને વિનયપૂર્વક આ પ્રમાણે કહ્યું—"ઉત્તર શ્રેણીના વિદ્યાધરોનો જ્વલનજટી નામે રાજા છે. તેને સર્વ સ્ત્રીઓમાં રત્નરૂપ સ્વયંપ્રભા નામે એક કન્યા છે. એ કન્યાને યોગ્ય એવા વરને અર્થે રાજા જ્વલનજટી અરોચક કવિની પેઠે ચિરકાલ ચિંતા કર્યા કરતો હતો. એ સંબંધી તેણે પોતાના મંત્રીઓની સાથે વિચાર કર્યો, પણ તે કન્યાને યોગ્ય વર તેના જોવામાં આવ્યો નહીં. પછી રાજાએ સંભિન્નશ્રોત નામે નિમિત્તિયાને પૂછ્યું ત્યારે તેણે જણાવ્યું કે 'આ કન્યા પ્રજાપતિ રાજાના કુમાર ત્રિપૃષ્ટને યોગ્ય છે. એ ત્રિપૃષ્ટ કુમાર પ્રથમ વાસુદેવ થઈ અર્ધ ભરતને ભોગવશે, અને પ્રસન્ન થઇને વૈતાઢ્ય ઉપરની બે શ્રેણીનું અધિપતિપણું તમને આપશે.' આવી નિમિત્તિયાની વાણી સાંભળીને પ્રસન્ન થયેલા અમારા રાજાએ મને અહીં મોકલ્યો છે, માટે હે સ્વામી ! ત્રિપૃષ્ટ કુમારને માટે તે કન્યાનો સ્વીકાર કર્યાની સંમતિ આપો." પ્રજાપતિ રાજાએ 'બહુ સારૂ' એમ કહી તે વાર્ત્તા સ્વીકારી, અને અતિ બુદ્ધિમાન્ તે રાજાએ યથાયોગ્ય પોશાક આપીને તે દૂતને વિસર્જન કર્યો.

પછી જ્વલનજટી વિદ્યાધર અશ્વગ્રીવની શંકાથી તરતજ તે કન્યાનું પાણિગ્રહણ કરાવવા કન્યાને લઇને પ્રજાપતિ રાજાના નગર તરફ ચાલ્યો. પોતાની સાથે વિદ્યાધરો, સામંતો અને બીજા સામાન્ય બલવાહનો લઈને અનુક્રમે સમુદ્ર જેમ મર્યાદામાં રહે તેમ તે નગરની સમીપે આવી પડાવ નાખ્યો. તેને આવેલો સાંભળી પ્રજાપાત રાજા પોતે પ્રધાનોના પરિવાર સાથે તેની સામો આવ્યો. કારણકે અભ્યાગત પુરૂષ સર્વનો ગુરૂ છે. બન્નેના પ્રીતિયોગે સામસામા સૈન્યો એકઠા થયા તે જાણે ગંગા અને યમુનાના બે પ્રવાહો એકઠા થયા હોય તેવા શોભવા લાગ્યા. બંને રાજવંશીઓ એક સામાન્યતાથી હસ્તી ઉપર આરૂઢ થયેલા હતા તે જાણે બે સામાનિક દેવતા સામસામા મળ્યા હોય તેવા જણાતા હતા. તે બને રાજાઓના સગમથી સૂર્યચંદ્રના સંગમની જેમ તે દિવસ પર્વના દિવસ જેવો દેખાવા લાગ્યો પછી ત્યાંથી નગરમાં તેડી લાવીને સમુદ્ર જેમ મૈનાક પર્વતને નિવાસભૂમિ આપે તેમ પ્રજાપતિ રાજાએ તે વિદ્યાધર રાજાને નિવાસભૂમિ અર્પણ કરી. તે ભૂમિ ઉપર જોતાજોતામાં વિદ્યાધરોએ વિદ્યાના બળથી જાણે બીજુ પોતનપુર હોય તેવું વિચિત્ર હવેલીઓવડે સુંદર એક રમણીય નગર રચ્યુ. તે પુરની મધ્યમાં જાણે તેનો મુગટ હોય તેવો એક દીવ્ય તોરણવાળો પ્રાસાદ કર્યો, તેમાં મેરૂપર્વતપર સૂર્યની જેમ જ્વલનજટી રાજાએ નિવાસ કર્યો; અને બીજા સામંતો, અમાત્યો અને સેનાપતિઓ પ્રમુખે, દેવતાઓ જેમ વિમાનમાં રહે તેમ

પોતપોતાને યોગ્ય જુદા જુદા મહેલોમાં નિવાસ કર્યો. પછી વિદ્યાધરોના રાજા જ્વલનજટીની રજા લઈ રાજા પ્રજાપતિ ભરતીથી નિવૃત્ત થયેલા સમુદ્રની જેમ પોતાના દરબારમાં પાછો આવ્યો. પછી પ્રજાપતિ રાજાએ ઉત્તમ ભોજન, અંગરાગ તથા સુંદર પોશાક વિગેરે વિદ્યાધરોના રાજાને માટે ભેટ તરીકે મોકલાવ્યું.

પછી ત્યાં બંને રાજાઓએ શુભ આકૃતિવાળી ચમરેંદ્ર ને બળીંદ્રની સભા હોય તેવા રત્નમય વિવાહમંડપો રચાવ્યા. કુળવૃદ્ધ સ્ત્રીઓએ રચેલી શિક્ષાચાર્યની લીલાથી બંનેને ઘરે ધવલ મંગલ ગવાવા લાગ્યાં. પછી સુગંધી ચંદનના અંગરાગથી પ્રકાશમાન, નીલ રત્નની પ્રતિમાની જેમ ગજેંદ્ર ઉપર આરૂઢ થયેલા, અને અનુવર થયેલા સરખી વયના રાજકુમારોએ પરવરેલા ત્રિપૃષ્ટકુમાર પોતાના વાસગૃહથી નીકળીને જ્વલનજટીના ભુવન સમીપે આવ્યા. ત્યાં રાજગૃહના તોરણની નીચે પૂર્વ દિશામાં સૂર્યની જેમ અર્ધમંડલની રાહ જોતા ઉભા રહ્યા. અર્ઘ દીધા બાદ કુલસ્ત્રીઓથી મંગલિક ગીત ગવાતે સતે ત્રિપૃષ્ટકુમાર નીચા નમી અગ્નિમય સંપુટ ભાંગી અણવરની સાથે માતૃગૃહ ( માયરા ) માં ગયા, ત્યાં છેડા સહિત શ્વેત વસ્ત્રને ધારણ કરનારી અને નેત્રને આનંદ આપનારી એવી રાજકુમારી સ્વયંપ્રભા જાણે મૂર્તિમાન્ ચંદ્રપ્રભા હોય તેવી જોવામાં આવી. પછી વરકન્યા ( ત્રિપૃષ્ટ અને સ્વયંપ્રભા ) ચિત્રા નક્ષત્ર ને ચંદ્રમાની જેમ એક આસનપર સાથે બેઠા. પછી ઝાલરના નાદથી જ્યારે લગ્નનો સમય સૂચવવામાં આવ્યો ત્યારે પુરોહિતે સંપુટની જેમ તેમના હસ્તકમળને જોડી દીધા. તે વખતે નવા ઉગેલા પ્રેમરૂપી વૃક્ષને સિંચન કરવામાં જળરૂપ બંનેની દૃષ્ટિનો તારામેલક થયો. પછી ત્યાંથી સ્વયંપ્રભા અને ત્રિપૃષ્ટકુમાર બંને વૃક્ષ અને લતાની જેમ સાથે મળીને વેદિના મધ્ય ભાગમાં આવ્યા. ત્યાં પીપળાદિક વૃક્ષોના સમિધવડે હુત દ્રવ્યની આહૂતિ આપીને બ્રાહ્મણોએ અગ્નિને જાગૃત કર્યો. પછી બ્રાહ્મણો વેદમંત્રનો પાઠ કરવા લાગ્યા, એટલે વેદિના અગ્નિને દક્ષિણ તરફ રાખીને વરકન્યાએ તેની ફરતી પ્રદક્ષિણા કરી.

આવી રીતે બલદેવના અનુજ બંધુ ત્રિપૃષ્ટકુમાર સ્વયંપ્રભાદેવીને પરણીને તેની સાથે હાથિણીપર આરૂઢ થઈ પોતાના ઘર તરફ ચાલ્યા. ઉગ્રધ્વનિવાળા વાજિંત્રોના નાદથી સૂર્યના અશ્વને ઊંચા કર્ણવાળા કરતા એ ત્રિપૃષ્ટ વાસુદેવે સ્ત્રી સહિત પોતાના ઘરમાં પ્રવેશ કર્યો. આ વૃત્તાંત બાતમીદારરૂપ નેત્રવડે જાણવામાં આવ્યાથી અશ્વગ્રીવ રાજા કે જે પ્રથમ સિંહને માર્યાની કથા સાંભળવાથીજ ક્રોધ પામેલો હતો તે વિશેષ ક્રોધાયમાન થયો. તેણે ચિંતવ્યું કે "હું છતાં જ્વલનજટી સ્ત્રીરત્ન બીજાને કેમ આપે ? કેમકે 'રત્ન તો રત્નાકરમાંજ હોય.' તેથી તે આપનાર અને ગ્રહણ કરનારની પાસે કન્યાની યાચના કરવાને દૂતને મોકલવો. કારણકે 'નીતિમાં દૂત પ્રથમ છે'." આ પ્રમાણે મનમાં વિચારી એકાંતે નવા દૂતને બોલાવી બરાબર શિખવીને પોતનપુર તરફ મોકલ્યો. એ દૂત વાયુકુમારની જેમ શીઘ્ર ગતિએ જ્વલનજટી પોતનપુર હોવાથી ત્યાં જઈ પહોંચ્યો,

નો પોતાના શસ્ત્રોથી નાશ કર્યો; અને પછી ઉત્પાતકાલનો મેઘ જેમ કરાની વૃષ્ટિથી હાથીઓને ઉપદ્રવ પમાડે તેમ પોતાના તીક્ષ્ણ બાણોની વૃષ્ટિથી તે સર્વ સુભટોને ઉપદ્રવિત કર્યા. સહજવારમાં વાદી જેમ સર્પોના ગર્વને હરી લે, તેમ તેઓના વિદ્યાબલ અને ભુજબલના ગર્વને જ્વલનજટીએ હરી લીધો. પછી તેઓને કહ્યું—"અરે વિદ્યાધરો ! ચાલ્યા જાઓ, અનાથ અને ગરીબ એવા તમને કોઈ મારશે નહીં. હવે તમારા હયગ્રીવને મધ્યમાં સ્વામી કરીને રથાવર્ત્ત પર્વત ઉપર આવો, અમે પણ ત્યાં થોડા સમયમાં આવી પહોંચશું."

આ પ્રમાણે અવજ્ઞાથી કહ્યું, એટલે તે હયગ્રીવના સુભટો ભય પામી પ્રાણ લઇને કાગડાની જેમ ત્યાંથી નાસી ગયા, અને જાણે મસીથી લીપાયેલા હોય તેમ ઘણી લજ્જાથી જેમના મુખ મલિન થયેલાં છે એવા તે સુભટોએ મયૂરગ્રીવના પુત્ર અશ્વગ્રીવ પાસે આવીને તે વૃત્તાંત કહ્યું. તેઓની વાણીથી આહૂતિવડે અગ્નિની જેમ નીલાંજનાનો પુત્ર અને અક્ષય ભુજપરાક્રમવાળો અશ્વગ્રીવ રાજા, કોપથી રાતા વિકરાળ નેત્ર કરી અને રાક્ષસની પેઠે ભયંકર રૂપ ધરી પોતાના સામંત, અમાત્ય અને સેનાપતિ વિગેરેને આ પ્રમાણે આજ્ઞા કરવા લાગ્યો—"અરે વીરો ! સર્વ પ્રકારની તૈયારીથી તમે સત્વર આવો, અને ઉછળતા સમુદ્રની જેમ બધું સૈન્ય એક સાથે પ્રયાણ કરે તેમ કરો. કારણકે ધૂમાડો જેમ મસલાંનો સંહાર કરે તેમ ત્રિપૃષ્ટ, અચલ અને જ્વલનજટી સહિત પ્રજાપતિ રાજાનો હું સંગ્રામમાં સંહાર કરીશ." આ પ્રમાણે કોપ સહિત અને ઉગ્ર એવો અશ્વગ્રીવ રાજા બોલી રહ્યો એટલે બુદ્ધિના ગુણગ્રામનું મંદિર એવા મુખ્ય પ્રધાને તેને આ પ્રમાણે કહ્યું—"આપ મહારાજાએ પૂર્વે લીલા માત્રમાં આ ત્રિખંડ ભરતક્ષેત્રને જીતી લીધું છે અને તે આપની કીર્ત્તિ તથા લક્ષ્મીની વૃદ્ધિને માટે થયેલુ છે. તેમજ સર્વ પરાક્રમીઓમાં આપ અગ્રેસર થયા છો, તો આ એક માત્ર સામંતરાજાનો વિજય કરવા માટે તમે પોતે તૈયાર થયા છો તો હવે તેથી તમે વિશેષ શી કીર્ત્તિ અને શી લક્ષ્મી મેળવશો? પરાક્રમી પુરૂષોનો હીન પુરૂષના વિજયથી કાંઇપણ ઉત્કર્ષ થતો નથી. કારણકે **"હાથીને વિદારણ કરનાર કેસરીસિંહની એક હરિણ મારવાથી શી પ્રશંસા થાય!"** પણ કદિ જો હીન પુરૂષને દૈવયોગે વિજય થાય તો પૂર્વે ઉપાર્જેલો સર્વ યશોરાશિ એકી સાથે ચાલ્યો જાય છે. કેમકે **રણની ગતિ વિચિત્ર છે.** વળી સિંહના વધથી અને ચંડસિંહના ધર્ષણની પ્રતીતિથી નિમિત્તિયાની સત્ય વાણી તરફ જોતાં તે મોટું શંકાનું સ્થાન છે. માટે હે પ્રભુ ! આ વખતે છ ગુણોમાંથી આસનનો ગુણ ધારણ કરવો ઉચિત છે. **મોટો હાથી પણ અજ્ઞાતપણે દોડવાથી કાદવમાં ખુંચી જાય છે.** આ બાળક સાહસ કરનારો છે, તેથી કદિ અષ્ટાપદની જેમ એકદમ ઉછળીને તે પોતાનોજ ભંગ કરશે તો તમારૂ હિત અહીં બેઠા બેઠા સિદ્ધ થશે. હે પૃથ્વીપતિ! જો કદિ આમ બેસી રહેવાનુ સહન કરવાને તમે અસમર્થ હો તો તમારા સૈન્યને તેની સામે જવાની આજ્ઞા કરો. કેમકે તમારા સૈન્યના પરાક્રમને પણ કોણ સહન કરી શકે એમ છે?"

રાજાએ અભિમાનના આવેશથી મંત્રીની આવી સત્ય અને હિતકારી વાણીનો અનાદર કર્યો. ગર્વરૂપી મદિરાના કેફવાળા પુરૂષોને ચેતના ક્યાંથી હોય! 'અરે મંત્રી! તું કાયર જણાય છે.' એ પ્રમાણે કહી મંત્રીનો તિરસ્કાર કરી કોપ પામેલા રાજાએ સેવકોની પાસે તરતજ પ્રસ્થાનનો દુંદુભિ વગડાવ્યો. તે દુંદુભિના શબ્દથી જાણે પાસેજ રહ્યા હોય તેમ સર્વ સૈનિકો સર્વ સામગ્રીસાથે દૂરથી પણ તત્કાળ ત્યાં આવીને એકઠા થયા. પછી અશ્વગ્રીવે સ્નાનગૃહમાં જઇ ગંગાના નિર્મલ અને ઉંચા તરંગોવડે હંસની જેમ ઝારીઓ માંહેના નિર્મળ જળવડે સ્નાન કર્યું, અને રેશમી વસ્ત્રથી શરીરને લુંછી દીવ્ય ધૂપવડે ધૂપિત થયો. પછી નંદનવનમાંથી લાવેલા ગોશીર્ષચંદનવડે તેણે શરીરે વિલેપન કરી, છેડાવાળું શ્વેત વસ્ત્ર ધારણ કરી, તરવાર બાંધી, પુરોહિતે જેને તિલક કરેલું છે એવો એ રાજાઓમાં તિલકરૂપ મહારાજા ચારણભાટોથી સ્તુતિ કરાતો, ઉજ્વલ છત્ર અને ચામર સહિત, મદથી પૃથ્વીનું સિંચન કરતા એવા એક મોટા હાથી ઉપર આરૂઢ થયો. અનિવાર્ય શક્તિવાળા હાથીઓ, અશ્વો અને રથોથી પરિવારિત થઈ અશ્વગ્રીવ રાજા પર્વતોને પણ ચલાયમાન કરતો ત્યાંથી ચાલ્યો. માર્ગમાં ચાલતાં પ્રચંડ પવનથી હીંચકા ખાતા એવા તેના છત્રનો દંડ વૃક્ષની જેમ ભાંગી ગયો; અને વૃક્ષપરથી પુષ્પની જેમ તેમજ આકાશમાંથી તારાની જેમ અશ્વગ્રીવના મસ્તક ઉપરથી છત્ર ભૂમિ પર પડી ગયું. જ્યેષ્ઠ માસમાં સરોવરની જેમ અને શરદઋતુમાં કાદવની જેમ તેના હાથીનો મદ તરત સુકાઈ ગયો; જાણે કાળથી ભય પામ્યો હોય તેમ તેણે મૂત્રોત્સર્ગ કરવા માંડયો અને વિરસપણે ગર્જના કરી પોતાનું મસ્તક નીચું નમાવ્યું. ચારે તરફ રજની વૃષ્ટિ, રૂધિરની વૃષ્ટિ, દિવસે નક્ષત્રોનું અવલોકન, ઉલ્કાપાત અને વિજળીનું પડવું ઇત્યાદિક ઉત્પાતો થવા લાગ્યા. ઉંચું મુખ કરી શ્વાનો દીન સ્વરે રોવા લાગ્યા, શશલાઓ પ્રગટ થવા લાગ્યા, ચિલ્લાઓ આકાશમાં ફરવા લાગ્યા, કોકાલ પક્ષીઓ પોકારવા લાગ્યા, માથાં ઉપર ગીધ પક્ષીઓ વધવા લાગ્યા, અને કપોત પક્ષી ધ્વજા ઉપર આવી બેઠો. આ પ્રમાણે અશ્વગ્રીવ રાજાને અપશુકનો થયાં. આવાં નઠારાં શુકનોને પણ અવગણીને યમરાજના પાસથી જાણે આકર્ષાયો હોય તેમ તે ઉચ્છૃંખલ થઇને આગળ ચાલ્યો. તે વખતે આવા અપશુકનો થવાથી ઉત્સાહ રહિત થયેલા વિદ્યાધરો અને રણની ઉત્કંઠા વગરના રાજાઓ સ્વાધીન છતાં પણ જાણે તેઓને વેઠે પકડયા હોય તેમ આવી આવીને અશ્વગ્રીવને વીંટાઈ વળ્યા. સંપૂર્ણ સૈન્યવાળો થયેલ તે હયગ્રીવ અનુક્રમે પ્રયાણો કરતો કરતો રથાવર્ત્તને પરિષ્કાર કરનારા એવા રથાવર્ત્ત પર્વત સમીપે આવી પહોંચ્યો. ત્યાં જાણે વૈતાઢ્ય ગિરિ હોય તેમ એ પર્વતની નીચેની ભૂમિ ઉપર અશ્વગ્રીવના હુકમથી વિદ્યાધરોના સૈન્યોએ નિવાસ કર્યો.

આ તરફ પોતનપુરમાં વિદ્યાધરોના રાજા જ્વલનજટીએ બલભદ્ર અને વાસુદેવને કહ્યું—"તમારામાં સ્વાભાવિક એવી શક્તિ છે કે જેની સામે કોઈપણ ટકી શકે તેમ નથી.

તથાપિ પ્રેમવડે ભીરૂ થઈ હું તમને કહું છું; કારણકે પ્રેમ અસ્થાને પણ ભય બતાવનાર છે. વિદ્યાથી દુર્મદ, બલવાન,તીવ્ર, અનેક રાજાઓની સહાયવાળો, નિરંતર વિજય કરનારો અને ઊંચી ગ્રીવાવાળો એ અશ્વગ્રીવ કોને શંકા કરવા યોગ્ય નથી? જોકે એક વિદ્યા શિવાય તમારા બંનેને હયગ્રીવથી કાંઇપણ ન્યૂન નથી. વિદ્યા વિના પણ તમે તેને હણવાને સમર્થ છો. તે છતાં હું તમને પ્રાર્થના કરૂં છું કે તમારે વિદ્યાસિદ્ધિને માટે જરા શ્રમ કરવો; જેથી તેનું વિદ્યાવડે કરેલું માયાયુદ્ધ પણ વ્યર્થ જાય." જ્વલનજટીનાં આવાં વચનોનો સ્વીકાર કરી, તેઓ શુદ્ધ વસ્ત્ર પહેરી વિદ્યાનું આરાધન કરવાને તૈયાર થયા. જ્વલનજટીએ તેમને વિદ્યા શિખવી, એટલે તે મંત્રબીજના અક્ષરોને મનમાં સ્મરણ કરતા બંને ભાઇઓએ એકાગ્ર ચિત્તે સાત રાત્રિ નિર્ગમન કરી. સાતમે દિવસે શેષનાગને પણ કંપ થયો, અને સર્વ વિદ્યાઓ ધ્યાનારૂઢ એવા બલભદ્ર તથા વાસુદેવને પ્રાપ્ત થઈ. ગારૂડી, રોહિણી, ભુવનક્ષોભણી, કૃપાણસ્તંભની, સ્થામશુભની, વ્યોમચારિણી, તમિસ્રકારિણી, સિંહત્રાસિની, વૈરિમોહિની, વેગાભિગામિની, દિવ્યકામિની, રંધ્રવાસિની, કૃશાનુવર્ષિણી, નાગવાસિની, વારિશોષણી, ધરિત્રવારિણી, બંધમોચની, વિમુક્તકુંતળા, નાનારૂપિણી, લોહશૃંખલા, કાલરાક્ષસી, છત્રદશદિકા, ક્ષણશૂલિની, ચંદ્રમૌલિ, રૂક્ષમાલિની, સિદ્ધતાડનિકા, પિંગનેત્રા, વનપેશળા, ધ્વનિતા, આહફ્ણા, ઘોપિણી અને ભીરૂભીષણા; આ પ્રમાણેના નામોવાળી વિદ્યાઓએ આવીને કહ્યું—'અમે તમારે વશ છીએ.' વિદ્યા સિદ્ધ થવાથી બંને જણા ધ્યાનમુક્ત થયા. **મહાત્માઓને પુણ્યના આકર્ષણથી શું શું પ્રાપ્ત નથી થતું?**

પછી ત્રિપૃષ્ટ વાસુદેવે પોતાના જ્યેષ્ટ બંધુ અચલ બલભદ્ર સાથે પ્રજાપતિ અને જ્વલનજટી વિગેરેથી યુક્ત એવું મોટું સૈન્ય લઈ શુભ દિવસે પ્રયાણ કર્યું. જાણે ગરૂડો હોય તેવા વેગવાન્ મોટા પંચરંગી અશ્વોથી, જાણે જયલક્ષ્મીના મંદિરો હોય તેવા શત્રુઓને આસ્કંદ કરનારા રથોથી, ઐરાવત હસ્તીને ઉલ્લંઘન કરનારા મદોદ્ધત હાથીઓથી, જાણે કેશરીસિંહ હોય તેવા ફાલ ભરીને ચાલતા ઉત્તમ પેદલોથી અને આકાશચારી તથા ભૂમિચારી લોકોથી આકાશ અને ભૂમિને આચ્છાદન કરતો, સ્વજનોની જેમ અનુકૂલ શુકનોએ પ્રેરેલો, વાજિત્રોના નાદથી અને અશ્વ તથા ગજોના શબ્દોથી દિશાઓને ભેદતો અને મોટા સૈન્યોના ભારથી પૃથ્વીને કંપાવતો ત્રિપૃષ્ટ વાસુદેવ, પોતાના દેશના સીમાડાપર રહેલો જાણે શિલાસ્તંભ ( પાળીઓ ) હોય તેવા રથાવર્ત્ત પર્વત પાસે આવી પહોંચ્યો. બંને સૈન્યમાં 'તમે આ યુદ્ધભૂમિમાં સભ્ય થવા માટે આવો' એમ પોતાના સ્વરવડે જાણે દેવતાઓને બોલાવતા હોય તેમ વાજિંત્રો વાગવા લાગ્યા. દેવ અને દૈત્યના ઈંદ્રોની જેમ રણની ઉત્કંઠાવાળા ત્રિપૃષ્ટ અને અશ્વગ્રીવના સૈન્યો સામસામા આવીને સ્થિત થયા. કવચ ધરીને સજ્જ થયેલા એ બંને સૈન્યોનો કોલાહલ, અશ્વસૈન્યે ચૂર્ણ કરેલી પૃથ્વીની રજની જેમ દિશાઓમાં વ્યાપી

ગયો. સૈન્યના નિશાનની ધ્વજાઓ ઉપર રહેલા સિંહ, અષ્ટાપદ, ચિત્તા, હાથી અને વાનરોથી સર્વ આકાશ ભયંકર અરણ્યના જેવું દેખાવા લાગ્યું. નારદના જાણે બંધુ હોય તેમ કલહક્રીડા કરાવવામાં કુતૂહલવાળા અને સુભટોને ઉત્સાહ આપવામાં ચતુર એવા ભાટચારણો રણભૂમિમાં ફરવા લાગ્યા.

ત્યારપછી બંને સૈન્યોએ યુદ્ધનો આરંભ કર્યો. તેઓના બાણોની શ્રેણીથી જાણે આકાશમાં પક્ષીઓ ઉડતા હોય તેવો દેખાવ થઈ રહ્યો. તે વખતે અરણ્યમાં વૃક્ષની શાખાઓના અગ્રભાગના પરસ્પર સંઘર્ષથી જેમ દાવાનળ ઉત્પન્ન થાય તેમ તે બંને સૈન્યના સૈનીકોના યુદ્ધમાં પરસ્પર અથડાતા શસ્ત્રોથી અગ્નિ ઉત્પન્ન થયો. સમુદ્રમાં પરસ્પર અથડાવાથી જેમ અનેક જલજંતુઓનો વિનાશ થાય તેમ શસ્ત્રાશસ્ત્રવડે યુદ્ધ કરનારા અમિત પરાક્રમી અનેક સુભટોનો તે રણભૂમિમાં વિનાશ થયો. થોડીવારમાં સમુદ્રની વેલા જેમ નદીના જળને પરાઙ્મુખ કરે તેમ ત્રિપૃષ્ટ વાસુદેવની અગ્રસેનાએ અશ્વગ્રીવની સેનાને પરાઙ્મુખ કરી. તત્કાળ પોતાના અગ્ર સૈન્યનો ભંગ થતો જોઈને જાણે આંગળીના અગ્ર ભાગનો ભંગ થયો હોય તેમ અશ્વગ્રીવના પક્ષના વિદ્યાધરો ઘણા કોપાયમાન થયા. પ્રચંડ ભુજાવાળા તેઓ રણભૂમિમાં એટલા બધા ઉત્કટ થઈ ગયા કે જાણે યમરાજના સચીવપણાની મુદ્રાને પ્રાપ્ત કરી આવેલા પિશાચ હોય તેવા તેઓ જણાવા લાગ્યા. તેઓમાં વિકટ અને ઉત્કટ દાંતવાળા, વિશાળ વક્ષસ્થલવાળા તેમજ શ્યામ અને ભયંકર આકૃતિવાળા રાક્ષસો, જાણે અંજનાચલ પર્વતના શિખરો હોય તેવા જણાવા લાગ્યા. કેટલાએક વિદ્યાધરો પુંછડારૂપી હળના પછાડવાથી પૃથ્વીને ફાડી નાખતા અને મંડલાગ્રની ક્રિયાને કરનારા નખોવાળા કેશરીસિંહો થયા; કેટલાએક પોતાની શુંઢોથો તૃણના પુળાની જેમ હસ્તીઓને આકાશમાં ઉછાળનારા તેમજ જાણે ઊંચા શિખરોવાળા પર્વતો હોય તેવા અષ્ટાપદ પશુઓ થયા; કેટલાએક પુંછડાઓને પૃથ્વીપર પછાડતા અને દાંતથી વૃક્ષોને મરડી નાખતા સિંહ તથા હસ્તીની આકૃતિ જેવા પણ વિકરાળ એવા વરાળ જાતના પશુઓ થયા; અને બીજા કેટલાએક ચિત્તા, સિંહ, વૃષભ, દંશ અને નાર વિગેરે શીકારી પ્રાણીઓનાં રૂપ કરીને તૈયાર થયા. પછી જાણે યમરાજને બોલાવતા હોય તેમ ભયંકર શબ્દો કરતા તે વિદ્યાધરો વેગથી ત્રિપૃષ્ટના સૈન્યને ઉપદ્રવ કરવા લાગ્યા. તેથી જેઓના મુખ ગ્લાનિ પામી ગયા છે અને જેમનો ઉત્સાહ ભંગ થઈ ગયો છે એવા પ્રજાપતિ રાજાના પુત્ર ત્રિપૃષ્ટ વાસુદેવના સુભટો તત્કાળ વિચાર કરવા લાગ્યા કે "અહા ! આ શું થયુ ? શું અમે માર્ગની ભ્રાંતિથી આ યમરાજના નગરમાં આવ્યા ? અથવા શું રાક્ષસોના નિવાસસ્થાનમાં આવ્યા કે ભયંકર વિંધ્ય-સ્થળમાં આવ્યા ? અથવા શું અશ્વગ્રીવની આજ્ઞાથી આ સર્વ ભૂત અને ક્રૂર પ્રાણીઓ અમોને હણી નાખવાને માટે પોતપોતાના સ્થાનકોથી અહીં આવ્યા છે ? ખરેખર એક કન્યાને નિમિત્તે આ પ્રલયકાલ પ્રાપ્ત થયો છે. આ સમયમાં જો ત્રિપૃષ્ટ

રાજા પોતે જય મેળવે તો અમારો પુરૂષાર્થ રહ્યો એમ સમજવાનું છે.” આ પ્રમાણે ચિંતામાં નિમગ્ન અને બુદ્ધિ રહિત થયેલા તે સુભટો જ્યારે રણમાંથી પાછા વળવાને ઈચ્છવા લાગ્યા ત્યારે જ્વલનજટીએ આવી ત્રિપૃષ્ટને કહ્યું–“આ સર્વ વિદ્યાધરોની કેવળ માયા છે; આમાં કાંઈપણ સત્ય નથી, હું તે બરાબર જાણું છુ. કારણકે સર્પનો ધસારો સર્પજ જાણે; બીજો ન જાણે. એ મંદ બુદ્ધિવાળા વિદ્યાધરોએ આવી માયા બતાવીને પોતાની અશક્તિ બતાવી આપી છે. કારણકે શક્તિવાન્ એવો કયો પુરૂષ આવી બાળકને બીવરાવવા જેવી ઇચ્છા કરે ? માટે હે મહાવીર ! બેઠા થાઓ, રથ ઉપર આરૂઢ થાઓ, અને આ શત્રુઓને માનરૂપી ઊંચા પર્વત ઉપરથી હેઠા ઉતારો. કિરણોથી ઉદ્યત થયેલા સૂર્યની જેમ તમે જ્યારે રથારૂઢ થશો ત્યારે પછી કયા પુરૂષનું તેજ વૃદ્ધિ પામશે ?” આ પ્રમાણે જ્વલનજટીએ કહ્યું, એટલે મહારથીઓમાં અગ્રેસર એવો ત્રિપૃષ્ટ વાસુદેવ સૈન્યને આશ્વાસન આપી મોટા રથ ઉપર આરૂઢ થયો, અને મોટી ભુજાવાળા અચલ બલરામ પણ સંગ્રામના રથ ઉપર બેઠા. કારણકે બીજી કોઈ વખતે પણ પોતાના લઘુ બંધુને એકલા મૂકતા નહીં તો યુદ્ધ વખતે તો તેને એકલા કેમજ મૂકે ? પછી સિંહો જેમ ગિરિના શિખરો ઉપર ચડે તેમ જ્વલનજટી વિગેરે વિદ્યાધરો પણ રથો ઉપર આરૂઢ થયા. તે વખતે વાસુદેવના પુણ્યથી આકર્ષાયેલા દેવતાઓએ આવીને ત્રિપૃષ્ટ વાસુદેવને શાર્ઙ્ગ નામે દિવ્ય ધનુષ, કૌમોદકી નામે ગદા, પાંચજન્ય નામે શંખ, કૌસ્તુભ નામનો મણિ, નંદક નામે ખડ્ગ અને વનમાળા નામે એકમાળા અર્પણ કરી. તેમજ બલભદ્રને સંવર્તક નામે હળ, સૌનંદ નામે મુશળ અને ચંદ્રિકા નામની ગદા આપી. તેઓને આ પ્રમાણેનાં દિવ્ય શસ્ત્રો મળેલાં જોઈને હર્ષ પામેલા સર્વે સુભટો જાણે યમરાજના પુત્રો હોય તેમ એકઠા થઇને પૂર્ણ પરાક્રમ બતાવતા અધિક યુદ્ધ કરવા લાગ્યા. પછી ત્રિપૃષ્ટે યુદ્ધરૂપી નાટકમાં નાંદીરૂપ અને શબ્દથી દિશાઓના મુખને પૂરનારો પાંચજન્ય નામનો શંખરત્ન ફુંક્યો.

સંવર્ત્ત પુષ્કરાવર્ત્ત નામના પ્રલય મેઘની ગર્જના જેવા તે શંખના નાદથી અશ્વગ્રીવના સર્વ સૈનિકો ક્ષોભ પામી ગયા; તે વખતે કેટલાએકના હાથમાંથી વૃક્ષોનાં પત્રોની જેમ શસ્ત્રો પડી ગયાં, કેટલાએક જાણે અપસ્માર વ્યાધિવાળા હોય તેમ પોતેજ પૃથ્વી ઉપર પડી ગયા, કોઈ શિયાળની જેમ ભીરૂ થઈ નાસી ગયા, કોઈ સસલાની જેમ નેત્ર આડા હાથ દઈને સંતાઈ ગયા, કોઈ ઘુવડ પક્ષીની જેમ ગુફામાં પેસી ગયા, અને કોઈ જળની બાહેર મૂકેલા શંખલાની જેમ ખળભળવા લાગ્યા.

સમુદ્રના શોષણની જેમ પૂર્વે કદિ નહી થયેલ પોતાના સૈન્યનો ભંગ સાંભળીને અશ્વગ્રીવે પોતાના સુભટોને કહ્યું–“અરે ! વિદ્યાધરો ! વૃષભના નાદથી જેમ વનમાં મૃગલા નાસી જાય, તેમ ફક્ત શંખના નાદથી ત્રાસ પામીને તમે કેમ નાસી જાઓ છો? તમે એ ત્રિપૃષ્ટ અને અચલનું શું પરાક્રમ જોયું કે જેથી ચાડીયા રૂપે ઉભા કરેલા

પુરૂષના દર્શનથી પશુઓ નાસી જાય તેમ તમે ત્રાસ પામી નાસી જાઓ છો? આજ સુધી વિવિધ યુદ્ધની અંદર મેળવેલો યશ તમે હારી જાઓ છો; કારણકે ધોયેલા શ્વેત વસ્ત્ર ઉપર પડેલો લેશ માત્ર પણ કાજલનો ડાઘ તે વસ્ત્રની શોભાને ઘટાડે છે. દૈવયોગે તમારામાં જે આ સ્ખલિતપણું આવી ગયું છે તેને નિવૃત્ત કરો. આકાશચારી એવા તમારી આગળ એ ભૂચર મનુષ્યો શા હિસાબમાં છે? તમે યુદ્ધ કરો, અથવા જો અશક્ત હો તો કેવળ સભ્ય થઈને ઉભા રહો; હું અશ્વગ્રીવરાજા રણભૂમિમાં કોઈની સહાયની દરકાર કરતો નથી."

આ પ્રમાણે અશ્વગ્રીવે કહ્યું, એટલે લજ્જાથી નીચાં મુખ કરી સર્વે વિદ્યાધરો પર્વતથી સ્ખલના પામેલા સમુદ્રની જેમ પાછા વળ્યા. પછી અશ્વગ્રીવ પણ રથમાં બેસી અંત્યગ્ર થઇ ક્રૂર ગ્રહની જેમ શત્રુઓનો ગ્રાસ કરવાને આકાશમાર્ગે ચાલ્યો; અને જાણે નવીન અસ્ત્રોનો મેઘ હોય તેમ બાણોથી, શસ્ત્રોથી અને બીજાં અસ્ત્રોથી તેણે ત્રિપૃષ્ઠના સૈન્ય ઉપર વૃષ્ટિ કરવા માંડી. એ અસ્ત્રોની વૃષ્ટિથી ત્રિપૃષ્ઠનું બધું સૈન્ય ગ્લાનિ પામવા લાગ્યું; કારણકે ભૂમિચર મનુષ્યો કદિ ધીર હોય તોપણ આકાશચારીઓની સામે શું કરી શકે? પછી બલરામ, ત્રિપૃષ્ઠ અને જ્વલનજટી રથમાં બેસી પોતાના વિદ્યાધર સુભટોની સાથે આકાશમાં ઉડ્યા; અને બંને પક્ષના વિદ્યાધરો આકાશમાં રહીને ગુરૂની પાસે જેમ પરીક્ષા આપે તેમ પરસ્પર પોતાની વિદ્યાશક્તિ બતાવતા અધિકાધિક યુદ્ધ કરવા લાગ્યા. તે વખતે બંને સૈન્યના ભૂચર વીરો પણ વનમાં જેમ હાથી લડે તેમ પરસ્પર ઘણો ક્રોધ કરીને યુદ્ધ કરવા લાગ્યા. થોડીવારમાં શસ્ત્રોથી પરસ્પર પ્રહાર કરતા એવા વિદ્યાધરોના રૂધિરની પૂર્વે કદિ નહીં થયેલી અને જાણે ઉત્પાતકારી હોય તેવી વૃષ્ટિ થવા માંડી; પરસ્પર આઘાતના શબ્દોથી ગગનને ગજાવતું અને દંડના નાદથી સંગીત જેવું જણાતું દંડાદંડી યુદ્ધ કેટલાએક વિદ્યાધરો કરવા લાગ્યા. ઉદ્દંડ ભુજાથી પ્રચંડ એવા કોઈ ડંકાઓથી ઢોલની જેમ ખડ્ગદંડવડે શત્રુઓને મારવા લાગ્યા; બીજાનો યુદ્ધમાં જય નહીં સહન કરનારા કોઇ પરસ્પર મળતી વખત કાંસીના તાલની જેમ વિશાળ સ્ફુરક જાતિના શસ્ત્રોનું આસ્ફોટન કરવા લાગ્યા; મેઘ જેમ વિજળીને ફેંકે તેમ કોઈ આકાશપર રસ્તાને પાડતા તડતડ શબ્દ કરતી શક્તિઓને ફેંકવા લાગ્યા, કોઈ ભયંકર સર્પોની જેવા શલ્યોની વૃષ્ટિ કરવા લાગ્યા, અને કોઇ જાણે બીજા ગરૂડો હોય તેવા પત્રોથી સ્ફુરાયમાન પત્રી જાતના શસ્ત્રોને વર્ષાવવા લાગ્યા. એવી રીતે બને સૈન્યમાં ઉછળતા અને પડતા એવા આયુધોથી આકાશ અને પૃથ્વી જાણે વિવિધ જાતનાં શસ્ત્રોથી વ્યાપ્ત હોય તેમ દેખાવા લાગ્યું. કોઇ તરત છેદીને હાથમાં ગ્રહણ કરેલા શત્રુઓના મસ્તકોવડે જાણે ઉદ્ભટ ક્ષેત્રપાલો હોય તેમ રણભૂમિમાં દેખાવા લાગ્યા. હાથીના મુખથી જેમ ગણપતિ અને ઘોડાઓના મુખથી જેમ કિંનરો ઓળખાય તેમ કબંધ ઉપર પડેલા હાથી અને અશ્વોના મસ્તકોને લીધે અનેક સૈનિકો તેવા દેખાવા લાગ્યા. તરત છેદાઈને ઘણીવાર

કટીભાગ ઉપર પડેલા પોતાના મસ્તકવડે નાભિ ઉપર મુખવાળા ભૂત હોય તેમ કેટલાક જણાવા લાગ્યા. કોઈ વીર પુરૂષોના કબંધો દેવીના સ્વયંવરથી જાણે ઘણો હર્ષ પામ્યા હોય તેમ નૃત્ય કરવા લાગ્યા. કોઈના મસ્તકો છુટા પડી ગયા છતાં પણ જાણે કબંધ ઉપર ચડવાને આદરથી મંત્રો બોલતા હોય તેમ હુંકાર શબ્દો કરવા લાગ્યા.

આ પ્રમાણે કલ્પાંત કાળની જેવો ભયંકર સંગ્રામ પ્રવર્ત્યો. તે વખતે ત્રિપૃષ્ટ વાસુદેવે પોતાનો રથ અશ્વગ્રીવના રથની સામે હંકાર્યો. મહારથીઓમાં અગ્રણી એવા બલરામ પણ સ્નેહના ગુણથી આકર્ષાઈ પોતાના અનુજ ત્રિપૃષ્ટના રથની પાસે પોતાના રથના ઘોડા પ્રેરીને આવ્યા. તે વખતે અશ્વગ્રીવ અત્યંત ક્રોધથી રાતાં થયેલાં નેત્રો પ્રસારી તેમની સામે જોતો જોતો જાણે તે બંનેનું પાન કરી જવાને ઇચ્છતો હોય તેમ બોલ્યો—"અરે ! તમારા બંનેમાં મારા ચંડસિંહ દૂતપર ધસારો કરનાર કોણ છે ? અને પશ્ચિમ દિશાના અંતમાં રહેલા સિંહનો ઘાત કરીને દુર્મદ થનારો કોણ છે ? પોતાનાજ વધને માટે વિષકન્યા જેવી જ્વલનજટીની સ્વયંપ્રભા કન્યાને કોણ પરણ્યો છે ? વાનર જેમ સૂર્ય સામી ફાલ મારે, તેમ મારી ઉપર ફાલ મારનાર કોણ છે ? કયો મૂઢ બુદ્ધિવાળો પુરૂષ મને સ્વામી તરીકે નથી માનતો? આટલીવાર સૈન્યનો ક્ષય થતાં પણ તમે શામાટે ઉપેક્ષા કરી? તમે બે કોના આશ્રયથી મારી સામે થયા છો? અરે બાળકો ! આનો પ્રત્યુત્તર આપો, અને પછી અનુક્રમે અથવા એક સાથે, સિંહની સાથે હાથીના બાળકોની જેમ તમે મારી સાથે યુદ્ધ કરો." આવાં અશ્વગ્રીવનાં વચન સાંભળી ત્રિપૃષ્ટ હસતાં હસતાં બોલ્યો—"અરે ! દુષ્ટ ! તારા દૂતને ધર્ષણ કરનાર, પશ્ચિમના સિંહનો શિકાર કરનાર, સ્વયંપ્રભાને પરણનાર, તને સ્વામી તરીકે નહીં માનનાર અને આટલીવાર તારી ઉપેક્ષા કરનાર હું પોતે ત્રિપૃષ્ટ છુ, અને આ બલથી બળવાન સૈન્યનો નાશ કરનારા મારા જ્યેષ્ઠ ભ્રાતા બલરામ છે, ત્રણ લોકમાં પણ તેની સામે ટકી શકે તેવો કોઇ નથી, તો તું કોણ માત્ર છે? હે મહાબાહુ ! જો તારે અભિમત હોય તો સૈન્યનો ક્ષય કરવાની કાંઈ જરૂર નથી. તુ પોતે અસ્ત્ર ગ્રહણ કર, તું મારો રણભૂમિનો અતિથિ છે. આપણ બંનેનું દ્વંદ્વયુદ્ધ થાઓ, ભુજાઓનું કૌતુક પૂર્ણ થાઓ, અને બન્ને સૈન્યના સુભટો માત્ર સભ્ય થઇને જોયા કરો."

આ પ્રમાણે અશ્વગ્રીવ અને ત્રિપૃષ્ટ બન્નેએ અંગીકાર કરીને પોતપોતાના છડીદારો પાસે પોતપોતાના સૈન્યોને યુદ્ધ કરતા અટકાવ્યા. પછી એક હાથ મધ્યમાં રાખી અને બીજો હાથ કામઠાની અણી ઉપર રાખી અશ્વગ્રીવે યમરાજની ભ્રગુટી જેવા ભયંકર ધનુષની ઉપર પણચ ચડાવી. પછી રણલક્ષ્મીની ક્રીડાના સંગીતની જાણે વીણા હોય તેવી ધનુષની પણચ મયૂરગ્રીવના પુત્રે હાથવડે વગાડી. તરતજ ત્રિપૃષ્ટ વાસુદેવે નિશામત્સ્યની જેમ શત્રુઓના નાશને સૂચવનારા શાર્ઙ્ગ નામના ધનુષને પણચ

ચડાવી; અને વજ્રના નિર્ઘોષ જેવો ભયંકર, મૃત્યુને આવાહન કરવાના મંત્ર જેવો અને શત્રુઓના બલને હરણ કરનારો ધનુષનો મોટો ઘોષ કર્યો. તે વખતે કંડિયામાંથી સર્પની જેમ ભાથામાંથી બાણો કાઢી કાન સુધી આકર્ષી અશ્વગ્રીવ વરસાવવા લાગ્યો. પછી કાળનું જાણે કટાક્ષ હોય અને કલ્પાંત કાળના અગ્નિની જાણે શિખા હોય તેવું કાંતિથી પ્રકાશમાન એક તીવ્ર બાણ ત્રિપૃષ્ટની ઉપર છોડયું. તે બાણને આવતું જોઈ અવિચ્છેદ પરાક્રમવાળા ત્રિપૃષ્ટ વાસુદેવે તત્કાલ છોડેલા બાણથી ઈક્ષુલતાની જેમ તેને છેદી નાખ્યું; અને એવી હાથચાલાકીથી એક બીજું બાણ મૂક્યું કે જાણે તે પહેલું જ હોય તેમ તેનાથી અશ્વગ્રીવનું ધનુષ પણ છેદી નાખ્યું. પછી અશ્વગ્રીવે જે જે નવાં નવાં ધનુષ્યો ગ્રહણ કર્યા તે તે ધનુષ્યો તેના મનોરથની સાથે ત્રિપૃષ્ટ વીરે બાણોથી છેદી નાખ્યાં. એક બાણથી પ્રતિવાસુદેવનો ધ્વજ છેદ્યો, અને એક બીજા બાણથી એરંડાના વૃક્ષની પેઠે તેનો રથ ભાંગી નાંખ્યો.

આ પ્રમાણે સ્થિતિ થઈ તોપણ અશ્વગ્રીવ બીજા રથમાં બેસી ધારાઓથી મેઘની જેમ દૂરથી બાણોની વૃષ્ટિ કરતો ફરીવાર આગળ આવ્યો. એ વખતે તેણે બાણોવડે દુર્દિનનો આડંબર કર્યો કે જેથી રથ, સારથિ, ત્રિપૃષ્ટ કે બીજું કાંઈપણ દેખવામાં આવતું નહતું; પણ સૂર્ય જેમ પોતાના કિરણોની છટાથી અંધકારનો નાશ કરે, તેમ ત્રિપૃષ્ટે બાણોની વૃષ્ટિઓથી તે દુર્દિનકારક શરવૃષ્ટિનો તત્કાળ નિરાસ કર્યો. પછી ત્રિપૃષ્ટના આવા પરાક્રમથી ક્રોધ પામેલા, પર્વત જેવા સારવાળા અને શક્તિવાળાઓમાં શ્રેષ્ઠ એવા અશ્વગ્રીવે વિજળીની જાણે સહોદરા હોય, વજ્રની જાણે વયસ્યા ( સખી ) હોય, મારીની જાણે માતા હોય અને શેષનાગની જાણે જિહ્વા હોય તેવી એક પ્રચંડ શક્તિ હાથમાં ગ્રહણ કરી. જાણે યમરાજની નર્તકી હોય તેમ ઘુઘરીઓના શબ્દ કરતી એ શક્તિને સ્તંભ ઉપર રાધાચક્રની જેમ તેણે પોતાના મસ્તક ઉપર ફેરવવા માંડી, અને પોતાના વિમાનના ભ્રંશની શંકાથી ભય પામેલા વિમાનવાસીઓએ જેને માર્ગ આપ્યો છે એવી એ શક્તિ અશ્વગ્રીવે સર્વ બલથી ત્રિપૃષ્ટ ઉપર નાખી. તત્કાળ ત્રિપૃષ્ટે જાણે બે ભુજાદંડમાં ત્રીજો ભુજાદંડ હોય, અથવા યમરાજનો દંડ હોય તેવી કૌમોદકી ગદા પોતાના રથમાંથી હાથમાં ગ્રહણ કરી, અને હાથી જેમ ક્રીડા કરનારની ધમણનો પોતાના શુંડાદંડથી વિનાશ કરે તેમ એ આવતી શક્તિની ઉપર તે ગદાનો પ્રહાર કર્યો; જેથી ઉગ્ર અગ્નિના કણિયાથી સેંકડો ઉલ્કાપાતને વિસ્તારતી એ શક્તિ માટીના ઢેખાલાની જેમ ચૂરેચૂરા થઇને પૃથ્વી ઉપર પડી. પછી અશ્વગ્રીવે જાણે ઐરાવતનો કાઢી લીધેલો દાંત હોય તેવો એક મોટો પરિઘ ગ્રહણ કરીને ત્રિપૃષ્ટની ઉપર ફેંક્યો. ગરૂડ જેમ ચાંચવડે મોટા સર્પને ખંડ ખંડ કરી નાખે તેમ ત્રિપૃષ્ટે તે પરિઘને ગદાવડે ખંડ ખંડ કરી નાખ્યો. પછી અશ્વગ્રીવે યમરાજની જાણે દાઢ હોય અને તક્ષકનાગની જાણે બેન હોય તેવી વજ્રશિલાના સારથી બનેલી એક ગદા ત્રિપૃષ્ટની ઉપર ફેંકી. મોટી ભુજાવાળા

ત્રિપૃષ્ટે પોતાની કૌમોદકી ગદાથી તે ગદાના આકાશમાંજ રેતીના મોદકની પેઠે કટકે કટકા કરી નાખ્યા.

આવી રીતે સર્વ શસ્ત્રો જ્યારે ભાંગી ગયા ત્યારે અશ્વગ્રીવ પીડિત જનની પાસે બંધુવર્ગની જેમ તત્કાલ વિલખો થઇ ગયો, અને તરતજ તેણે નાગાસ્ત્રનું સ્મરણ કર્યું. તે નાગાસ્ત્ર શીઘ્ર પ્રગટ થયું એટલે તે અસ્ત્રને ધનુષ સાથે જોડયું. તે વખતે રાફડામાંથી સર્પોની જેમ તેમાંથી અનેક સર્પો ઉત્પન્ન થયા. ભૂમિ અને આકાશમાં ફુંફાડા મારીને દોડતા એવા તે સર્પોએ ક્ષણવારમાં તિર્યગ્લોકને પાતાળલોક જેવું કરી દીધું. લાંબા, ભયંકર અને કાળા એવા મોટા સર્પો સ્ફુરણાયમાન થઇને હજારો કેતુઓની શંકા કરાવવા લાગ્યા. મૃત્યુના જાણે અવસર્પ હોય તેવા તે સર્પો આકાશમાં પણ પ્રસરવા લાગ્યા; જેથી ખેચરોની સ્ત્રીઓ તેનાથી ભય પામીને દૂર નાસવા માંડી. તે વખતે ત્રિપૃષ્ટના સૈનિકોને મોટી આશંકા થઇ પડી. કારણકે સ્વામીનો પ્રભાવ નહીં જાણનારને તેમજ ભક્તિવાનને તેમ થાય છે; પછી ત્રિપૃષ્ટે ધનુષ્ય ઉપર ગરૂડાસ્ત્રને ચડાવીને છોડયું, એટલે તેમાંથી કદળીના પત્રની જેમ પ્રસરતી પાંખોથી જાણે આકાશને સેંકડો છત્રોથી વ્યાપ્ત કરતા હોય તેવા અનેક ગરૂડો પ્રગટ થયા. સૂર્યનાં કિરણોથી અંધકારની જેમ તે ગરૂડોની પાંખોના સત્કારથી તે મોટા સર્પો ચારે બાજુ નાસી ગયા. નાગાસ્ત્રને નિરર્થક થયેલું જોઇ અશ્વગ્રીવે દુર્ધર એવું અગ્ન્યસ્ત્ર ચિંતવ્યું. જ્વાલાઓથી આકાશમાં સેંકડો ઉલ્કાપાતને બતાવતું તે અસ્ત્ર તેણે ધનુષ ઉપર સાંધીને છોડયું; તે વખતે ત્રિપૃષ્ટનું બધું સૈન્ય જાણે અગ્નિમાં મગ્ન થયુ હોય તેમ વડવાનળથી ભય પામેલા સમુદ્રના મત્સ્યની જેમ આકુલવ્યાકુલ થઇ ગયુ. તે જોઇને અશ્વગ્રીવના સુભટો ખુશી થઈ હસવા લાગ્યા, ભમવા લાગ્યા, ઉછળવા લાગ્યા, નાચવા લાગ્યા, ગાવા લાગ્યા, અને ઉતાવળા થઇને તાળીઓ પાડવા લાગ્યા. પછી ક્રોધથી નેત્રો રાતાં કરીને ત્રિપૃષ્ટે અવાર્ય એવા વારૂણાસ્ત્રને ધનુષ સાથે જોડીને સત્વર છોડયું. એ અસ્ત્રના પ્રભાવથી ત્રિપૃષ્ટના મનોરથોની જેમ તત્કાલ આકાશમાં મેઘ ઉત્પન્ન થયો, અને અશ્વગ્રીવના મુખની જેમ ગગનતળ શ્યામ થઇ ગયું. તરતજ દાવાનળને શમાવનારા વર્ષાઋતુના મેઘની જેમ અવિચ્છિન્ન જળ ધારાવડે વર્ષીને તે મેઘે શસ્ત્રાગ્નિને શમાવી દીધો.

આ પ્રમાણે તૃણની જેમ ત્રિપૃષ્ટે સર્વ અસ્ત્રોને ભગ્ન કરી નાખેલાં જોઈ છેવટે તેને મારવાને ઈચ્છતા અશ્વગ્રીવે પોતાના અમોઘ ચક્રનું સ્મરણ કર્યું. સેંકડો આરાથી નીકળતી સેંકડો જ્વાલાવડે પ્રકાશતું, અને જાણે સૂર્યના મંડલમાંથી ખેંચી આણેલું હોય, અથવા બલાત્કારે હરણ કરેલું યમરાજાનું એક કુંડલ હોય, વા કુંડલાકારે રહેલો તક્ષક નાગ હોય તેવું જણાતું, તેમજ ઘુઘરીઓના અવાજથી ખેચરોને ત્રાસ પમાડતું એ ચક્ર સ્મરણ કરતાં જ પ્રગટ થયું. તેને ગ્રહણ કરીને અશ્વગ્રીવ બોલ્યો– "અરે ત્રિપૃષ્ટ! કંઠમાં દુધવાલો હજુ તું બાળક છે, તારો વધ કરવાથી મને બાલહત્યા

લાગશે, તેથી તું ચાલ્યો જા, હજુ સુધી તારી ઉપર મને દયા આવે છે. આ મારૂં ચક્ર ઈંદ્રના વજ્રની જેમ કોઈ ઠેકાણેથી પાછું હઠે તેવું નથી તેમજ નિષ્ફળ થાય તેમ પણ નથી; તેથી જ્યારે હું આ ચક્રને છોડીશ ત્યારે તું તારા પ્રાણને છોડીશ, તેમાં કાંઈપણ સંદેહ રાખીશ નહીં. માટે ક્ષત્રિયપણાના અભિમાનને તજી દે અને મારા શાસનને અંગીકાર કર; તું બાળક છે, તેથી હું તારૂં પ્રથમનું માઠું આચરણ માફ કરૂં છું. સારે નશીબે તારૂં કાર્ય બાલપણાની ચપલતાવડે કરેલું હું ગણું છું. વાસ્તે તું જીવતો જા. મારી તને મારવાની ઇચ્છા નથી."

આવું અશ્વગ્રીવનું ભાષણ સાંભળીને ત્રિપૃષ્ટ હસતો હસતો બોલ્યો—"અરે ! અશ્વગ્રીવ! તું ખરેખર વૃદ્ધ થયો છે, અન્યથા ઉન્મત્તની પેઠે આવાં દુર્વચનો કેમ બોલે? પણ વિચાર કરકે બાલ એવો કેસરીસિંહ મોટા હાથીને દેખીને શું પલાયન કરે છે? ગરૂડનો બાળક શું મોટા સર્પોથી પાછો હઠે છે? બાળસૂર્ય પણ શું સંધ્યાકાલરૂપ રાક્ષસથી ક્ષોભ પામે છે? હું બાળક છું, છતાં પણ શું રણભૂમિમાં તારી સામે નથી આવ્યો? હે મિથ્યાભિમાની! પૂર્વે નાખેલા શસ્ત્રોનું બલ તો તેં જોયેલું છે તો હવે આ અસ્ત્રને છોડીને પણ મારૂં બલ જો, જોયા વિના તું શામાટે ગર્જના કરે છે?"

આ પ્રમાણે ત્રિપૃષ્ટનાં વચન સાંભળી આકાશરૂપી સાગરમાં જાણે દાવાનળ પ્રગટ્યો હોય તેવું એ ભયંકર ચક્ર અશ્વગ્રીવ પોતાના માથાપર ફેરવવા લાગ્યો. ઘણીવારસુધી ફેરવીને જાણે સૂર્યમંડળ ચ્યવતું હોય તેવી ભ્રાંતિને ક્ષણવાર આપતું એ ચક્ર સર્વ બળથી તેણે ત્રિપૃષ્ટ ઉપર છોડ્યું. ત્રિપૃષ્ટ વાસુદેવના પર્વતની શિલા જેવા વિશાળ વક્ષસ્થળની સાથે અથડાઇને એ ચક્ર જાણે સામી લપડાક લાગી હોય તેમ ધારાથી પતિત થઈને પાછું હઠી ગયું. એ ચક્રના અગ્રભાગના મજબુત આઘાતથી વજ્રથી તાડન કર્યાની જેમ ત્રિપૃષ્ટ મૂર્છા ખાઇને નીચે પડ્યો; અને આકાશમાં પ્રકાશ કરતું તે ચક્ર તે ઠેકાણેજ સ્થિર રહ્યું. વાસુદેવની સર્વ સેનામાં તે વખતે હાહાકાર ઉત્પન્ન થયો. શત્રુના પ્રહારથી પોતાના અનુજ બંધુને મૂર્છિત થયેલ જોઈને તેમના ઉપરની પ્રીતિને લીધે બલભદ્ર પ્રહાર થયા વિના પણ મૂર્છિત થયા. બન્નેને મૂર્છિત જોઈ અશ્વગ્રીવે સિંહની જેમ સિંહનાદ કર્યો, અને તેના સૈનિકોએ વિજયને પ્રગટ કરતો હોય તેવો કિલકિલારવ કરી મૂક્યો.

થોડીવારે બલભદ્રને સંજ્ઞા આવી ત્યારે ઉન્નત હર્ષનાદ સાંભળીને 'અત્યારે કવખતે આવો હર્ષ કોને થયો છે?' એમ પોતાના સૈનિકોને પૂછ્યું. તેઓએ કહ્યું—'હે દેવ! ત્રિપૃષ્ટ કુમારને પડેલી વિપત્તિવડે હર્ષ પામેલા અશ્વગ્રીવના સૈનિકોનો આ ઉર્જિત હર્ષધ્વનિ છે.' બલરામે કહ્યું—"અહા ! શું મારા અનુજ બંધુને વિપત્તિ હોય? તે તો જ્યારે રણમાં શ્રાંત થાય છે ત્યારે ક્ષણવાર રથમાં સુવે છે. તે ઉપરથી પોતાના મનમાં મારા બંધુને વિપત્તિ આવેલી ધારીને હર્ષ પામેલા આ અશ્વગ્રીવના સૈનિકોનો હર્ષ હું એક ક્ષણમાં હરી લઉં છું. અરે દુષ્ટ અશ્વગ્રીવ! ઉભો રહે, આજે રથ અને પરિવાર

સહિત તને મસલાની જેમ હું ગદાથી ચૂર્ણ કરી નાખું છું." એમ કહી રથાવર્ત્ત પર્વતના શિખર જેવી ગદા ઉપાડી. જેવામાં અચલ બલભદ્ર દોડે છે, તેવામાં ત્રિપૃષ્ઠ કુમાર જાગી ઉઠ્યા, અને 'અરે આર્ય ! અરે આર્ય ! હું છતાં તમારે આ શો પ્રયાસ ?' એમ કહી જાણે ઉંઘમાંથી ઉઠ્યા હોય તેમ ત્રિપૃષ્ઠ બેઠા થયા. ત્રિપૃષ્ઠને ઉઠેલા જોઈ જાણે ગ્રામાંતરથી આવ્યા હોય તેમ બલભદ્રે બે હાથ પહોળા કરીને તેનું આલિંગન કર્યું. તરતજ પોતાના સ્વામીની જાગ્રતિને સૂચવનારો અને શત્રુઓના હૃદયમાં શલ્ય જેવો ત્રિપૃષ્ઠના સૈનિકોએ હર્ષનાદ કર્યો. પ્રહારથી કરેલા પોતાના પાપનું જાણે પ્રાયશ્ચિત્ત કરવાને ઇચ્છતું હોય તેવું અશ્વગ્રીવે નાખેલું ચક્ર ત્રિપૃષ્ઠે સમીપ રહેલું જોયું. જાણે સૂર્યનું ભાગીદાર હોય, તેવું તેજથી ભયંકર તે ચક્ર હાથમાં લઇને વાસુદેવે અશ્વગ્રીવને કહ્યું—"મોટી ઉગ્રગર્જના કરીને તેં મારા ઉપર આ ચક્ર નાખ્યું હતું, પણ પર્વત સાથે હસ્તીના પરાક્રમની જેમ તેં આ ચક્રનું પરાક્રમ પણ જોઇ લીધું છે; તો હે દુર્મતિ ! હવે અહીંથી ચાલ્યો જા ! માર્જારની જેવા પાપવૃત્તિવાળા તને વૃદ્ધને કોણ હણે ?" આવાં વચન સાંભળી દાંતથી અધરને ડંશતો અને કોપથી અંગને કંપાવતો અશ્વગ્રીવ ભ્રગુટી ચડાવીને બોલ્યો—"અરે શિશુ ! વૃક્ષના ખરી પડેલા ફલવડે પંગુની જેમ આ એક લોઢાનો ખંડ મળવાથી તું કેમ ઉન્મત્ત થઈ જાય છે ? એને મારી ઉપર છોડી દે, મારૂં બલ જો, એ ચક્રને આવતાં વેંતજ હું મુષ્ટિથી ચૂર્ણ કરી નાખીશ."

અશ્વગ્રીવનાં આ પ્રમાણેનાં વચનો સાંભળીને અકુંઠ શક્તિવાળા ત્રિપૃષ્ઠ વાસુદેવે કોપ કરી ચક્રને આકાશમાં ભમાડીને અશ્વગ્રીવ ઉપર છોડયું. તે ચક્રે તરતજ કદલીના થડની જેમ અશ્વગ્રીવનું મસ્તક છેદી નાખ્યું. કારણકે 'પ્રતિવાસુદેવ પોતાના ચક્રથીજ હણાય છે.' તે વખતે ખેચરોએ હર્ષથી વાસુદેવની ઉપર પુષ્પની વૃષ્ટિ કરી અને ઉંચે સ્વરે જયનાદ કર્યો. અશ્વગ્રીવના દીનતા ભરેલા સૈન્યમાં પ્રતિનાદથી ભૂમિ અને અંતરીક્ષને રૂદન કરાવતો મોટો રૂદનધ્વનિ ઉત્પન્ન થયો. અશ્વગ્રીવના સ્વજનો તરતજ એકઠા થયા, અને પુત્રોના નેત્રમાંથી ઝરતાં અશ્રુના જળવડે જાણે નિવાપાંજલિ આપતા હોય તેમ અશ્રુધારા વરસાવતા તેમણે અશ્વગ્રીવના અંગને અગ્નિસંસ્કાર કર્યો. અશ્વગ્રીવ પ્રતિવાસુદેવ મૃત્યુ પામીને સાતમી નરકભૂમિમાં તેત્રીશ સાગરોપમને આયુષે નારકી થયો.

એ સમયે આકાશમાં દેવતાઓએ ઉંચે સ્વરે ઉદ્ઘોષણા કરી કે "હે રાજાઓ ! તમે સર્વ પ્રકારે માન છોડી દો, અને ચિરકાલથી આદરેલો હયગ્રીવનો પક્ષપાત મૂકી દો, કિંતુ ભક્તિથી ત્રિપૃષ્ઠ વાસુદેવનું શ્રેષ્ઠ શરણ ગ્રહણ કરો. કેમકે આ ભરતક્ષેત્રમાં આ અવસર્પિણીમાં આ પ્રથમ વાસુદેવ ઉત્પન્ન થયેલ છે, એ મહાભુજ રાજા ત્રિખંડ ભરતક્ષેત્રની પૃથ્વીનો ભોક્તા થશે.' આ પ્રમાણેની અંતરીક્ષમાં થયેલી દિવ્યવાણી સાંભળીને અશ્વગ્રીવના તાબાના સર્વે રાજાઓ આવીને ત્રિપૃષ્ઠ વાસુદેવને નમ્યા, અને અંજલિ જોડીને આ પ્રમાણે તેઓએ કહ્યું—"હે નાથ ! અમોએ અજ્ઞાનપણાથી અને પરતંત્રતાથી અદ્યાપિ

પર્યંત જે કાંઈ તમારા અપરાધો કરેલા હોય તે સર્વ ક્ષમા કરો. હવેથી અમે તમારા કિંકરની જેમ તમારી સર્વ આજ્ઞા પાળશું. હે પ્રભુ ! અમને આજ્ઞા કરો." ત્રિપૃષ્ઠે કહ્યું– "આમાં તમારો કાંઈ પણ અપરાધ નથી, સ્વામીની આજ્ઞાવડે યુદ્ધ કરવું તે ક્ષત્રિયોનો ધર્મજ છે, તમે હવે ભય છોડી દો. હવેથી હું તમારો સ્વામી છું; તમે પોતપોતાના રાજ્યોમાં નિર્ભયપણે મારા થઇને વર્તજો." આ પ્રમાણે સર્વ રાજાઓને આશ્વાસન આપી જાણે બીજો ઈંદ્ર હોય તેવો ત્રિપૃષ્ઠ વાસુદેવ પોતાના સર્વ પરિવારને લઇને પોતનપુર ગયો, અને ત્યાંથી ચક્ર વિગેરે [1]સાત રત્નો સહિત ત્રિપૃષ્ઠ વાસુદેવ પોતાના જ્યેષ્ઠ બંધુ બલભદ્રને સાથે લઈ દિગ્વિજય કરવાને નીકળ્યો.

પૂર્વમાં તે દિશાના મુખનું મંડન રૂપ માગધપતિને, દક્ષિણમાં તે દિશાના મસ્તકની માળારૂપ વરદામદેવને અને પશ્ચિમમાં તે દિશાને પ્રકાશ કરનાર પ્રભાસદેવને પોતાની આજ્ઞા મનાવી, અને વૈતાઢ્ય પર્વતની બંને શ્રેણીના વિદ્યાધરોનો તેણે વિજય કર્યો. પછી તે બંને શ્રેણીનું રાજ્ય જ્વલનજટીને અર્પણ કર્યું. **મહાત્માઓ સેવા કરવાથી કલ્પવૃક્ષની જેમ ફલે છે.** એવી રીતે દક્ષિણ ભરતાર્દ્ધને સાધી ત્રિપૃષ્ઠ વાસુદેવ દિગ્યાત્રાથી નિવૃત્ત થઈ પોતાના નગર તરફ જવાને પાછા વળ્યા. અધ ચક્રવર્ત્તીની સમૃદ્ધિથી અને ચક્રવર્ત્તી કરતાં અર્દ્ધભુજાના બલથી યુક્ત એવો એ ત્રિપૃષ્ઠ કેટલેક પ્રયાણે મગધ દેશમાં આવ્યો. ત્યાં સર્વ રાજાઓમાં તિલક સમાન એ વાસુદેવે પૃથ્વીનું જાણે તિલક હોય તેવી અને કોટી પુરૂષોથી ઉપાડી શકાય એવી એક મહાશિલા દીઠી. એ શિલાને પોતાની વામભુજાવડે ઉપાડીને આકાશમાં મસ્તક ઉપર છત્રની જેટલી ઊંચી કરી. તેમના આવા ભુજાબલને જોઇને વિસ્મય પામેલા રાજાઓએ અને લોકોએ ચારણભાટની જેમ તેમની અત્યંત પ્રશંસા કરી. તે શિલાને પાછી યોગ્ય સ્થાને સ્થાપન કરીને ત્યાંથી પ્રયાણ કરતાં કેટલેક દિવસે ત્રિપૃષ્ઠ વાસુદેવ લક્ષ્મીના સ્થાનરૂપ પોતનપુરની નજીક આવ્યા.

પછી મોટી સંપત્તિઓ જેમણે પ્રાપ્ત કરેલી છે એવા ત્રિપૃષ્ઠ વાસુદેવે ગજેંદ્ર ઉપર આરૂઢ થઈ લક્ષ્મીનું જાણે નવીનનગર હોય તેવા પોતનપુરમાં પ્રવેશ કર્યો. તે વખતે જાણે તારાવાળું આકાશ હોય તેમ મોતીના સાથીઆ ચારે તરફ પૂરેલા હતા, અને ઘેર ઘેર તોરણોની શ્રેણી બાંધેલી હતી, તેથી જાણે સેંકડો ઇંદ્રધનુષ સહિત હોય તેવું તે નગર જણાતું હતું. જાણે મેઘ વર્ષ્યો હોય તેમ નગરની ભૂમિઉપર જળનો છંટકાવ કરેલો હતો, સુંદર પાત્રોવાળા ઊંચા બાંધેલા મંચોવડે જાણે ઊંચા વિમાનવાળું હોય તેવું દેખાતું હતું, ઘરે ઘરે મંગલિક ગીતો ગવાતાં હતાં, તેથી જાણે સ્થાને સ્થાને વિવાહ મહોત્સવ ચાલતાં હોય તેમ લાગતું હતું, અને લોકોની એવી ભીડ થઈ હતી કે જાણે જીવલોક બધો તે નગરમાં એકત્ર થયો હોય તેમ જણાતું હતું.

નગરમાં પ્રવેશ કર્યા પછી પ્રજાપતિ રાજાએ, જ્વલનજટીએ, અચલ બલદેવે અને બીજા રાજાઓએ મળીને ત્રિપૃષ્ઠને અર્દ્ધચક્રીપણાનો અભિષેક કર્યો.

---

૧ ચક્ર, ધનુષ્ય, ગદા, શંખ, કૌસ્તુભમણિ, ખડ્ગ ને વનમાળા એ સાત રત્નો.

હવે દીક્ષા લીધા પછી બે માસ પર્યંત છદ્મસ્થપણે વિહાર કરતા શ્રેયાંસ પ્રભુ અનુક્રમે પ્રથમના સહસ્રામ્રવનમાં પધાર્યા. ત્યાં અશોક વૃક્ષની નીચે કાયોત્સર્ગે રહેલા અને બીજા શુક્લ ધ્યાનના અંતમાં વર્ત્તતા એવા પ્રભુના તાપમાં જેમ મીણ ગળી જાય તેમ જ્ઞાનાવરણી, દર્શનાવરણી, મોહની અને અંતરાય એ ચાર ઘાતિકર્મ વિનાશ પામ્યાં જેથી માઘ માસની અમાવાસ્યાને દિવસે ચંદ્ર શ્રવણનક્ષત્રમાં આવતાં છઠ્ઠતપમાં વર્ત્તતા પ્રભુને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. દેવતાઓએ આવીને સમોસરણ રચ્યું, તેમાં બેસીને મહા અતિશયવાળા અગ્યારમા પ્રભુએ દેશના આપી. ભગવંતની દેશના સાંભળીને ઘણા પ્રાણીઓ પ્રતિબોધ પામ્યા. જેમાંના કેટલાએક સર્વવિરતિપણું અંગીકાર કર્યું અને કેટલાએક દેશવિરતિ થયા. પ્રભુને ગોશુભ વિગેરે છોંતેર ગણધરો થયા. પ્રભુના મુખથી ત્રિપદી સાંભળીને તેઓએ દ્વાદશાંગી રચી. તે તીર્થમાં ત્રણ નેત્રવાળો, શ્વેતકાંતિને ધરનારો, વૃષભના વાહનવાળો, બે દક્ષિણ ભુજામાં બીજોરૂ અને ગદાને ધરનારો અને બે વામ ભુજામાં નકુલ અને અક્ષસૂત્ર ધરનારો ઈશ્વર[1] નામે યક્ષ પ્રભુનો શાસનદેવતા થયો. તથા ગૌર અંગવાળી, સિંહના વાહનપર બેસનારી, દક્ષિણ ભુજામાં વરદ ને મુદ્‌ગરને ધારણ કરનારી અને વામ ભુજામાં કલશ ને અંકુશ રાખનારી માનવી[2] નામે પ્રભુની પાસે રહેનારી શાસનદેવી થઈ.

તે યક્ષ અને દેવી નિરંતર જેમની સમીપેજ રહે છે એવા શ્રેયાંસપ્રભુ વિહાર કરતા કરતા એકદા સર્વ નગરોમાં શ્રેષ્ઠ એવા પોતનપુરના ઉદ્યાનમાં પધાર્યા. ત્યાં સમવસરણને માટે વાયુકુમાર દેવતાઓએ એક યોજન પૃથ્વીને માર્જન કરી, મેઘકુમારોએ તે ઉપર સુગંધી જળનો છંટકાવ કર્યો, વ્યંતરોએ સુવર્ણ તથા રત્નમણિઓથી તેનું તળ ચારે તરફ બાંધી લીધું, અને તેની ઉપર જાનુપ્રમાણ પંચવર્ણી પુષ્પોની વૃષ્ટિ કરી. પછી તે દિશાઓના જાણે ભ્રુકુટીભંગ હોય તેવા પ્રત્યેક દિશામાં તોરણો બાંધીને તેના મધ્ય ભાગમાં અઢી ગાઉ ઊંચી તેમણે એક પવિત્ર મણિમય પીઠ બાંધી. તેની નીચે ભવનપતિઓએ જાણે પૃથ્વીનો મુગટ હોય તેવો સુવર્ણના કાંગરાવાળો પહેલો રૂપાનો કિલ્લો બાંધ્યો. તેની અંદર જ્યોતિષી દેવતાઓએ પોતાના તેજવડે જાણે રચ્યો હોય તેવો રત્નના કાંગરાવાળો સુવર્ણનો કિલ્લો કર્યો. તેની અંદર વિમાનપતિઓએ માણિક્યના કાંગરાવાળો દિવ્યરત્નમય ત્રીજો કિલ્લો રચ્યો. દરેક કિલ્લે તોરણ સહિત ચાર ચાર દ્વારો કર્યા. મધ્ય કિલ્લાની ઈશાન દિશામાં મધ્યભાગે એક દેવ છંદો રચ્યો. છેલ્લા ગઢની ગર્ભભૂમિમાં વ્યંતર દેવતાઓએ નવસો ને સાઠ ધનુષ ઊંચું એક ચૈત્યવૃક્ષ વિકુર્વ્યું. તેની નીચે પૂર્વ રચિત મણિપીઠની ઉપર તેઓએ એક પ્રતિછંદ કર્યો, અને તેની મધ્યમાં પૂર્વાદિ ચારે દિશા તરફ ચરણપીઠ સહિત એક એક સિંહાસન સ્થાપિત કર્યું.તે શિવાય બીજું પણ જેજે કરવા યોગ્ય કાર્ય હતું તેતે વ્યંતર દેવતાઓએ પૂર્ણ કર્યું. કારણકે ભક્તિમાન

૧ આ યક્ષનું બીજું નામ મનુજ છે ૨ આ યક્ષણીનુ બીજુ નામ શ્રીવત્સા છે.

પુરૂષો અપ્રમાદવડે સેવકોથી પણ ચડીઆતા થાય છે. ત્યાર પછી આકાશમાં રહેલા ત્રણ છત્રોથી શોભતા, બંને પડખે બે યક્ષોથી ચામરવડે વીંજાતા, આગળ ચાલતા ઈંદ્રધ્વજથી શોભાતા, બંદીજનની જેમ પોતાની મેળે વાગતી દુંદુભિ જેમની આગળ મંગલિક શબ્દો ઉચ્ચારી રહી છે એવા, સૂર્યથી ઉદયાચલની જેમ ભામંડલથી પ્રકાશતા, કોટીગમે સુર અસુર તથા નરોથી પરવરેલા, દેવતાઓએ આગળ સંચાર કરેલા નવ સુવર્ણ કમલની ઉપર ચરણકમલને આરોપણ કરતા અને પ્રકાશમાન ધર્મચક્રવડે જેમનો અગ્રદેશ અધિષ્ઠિત છે એવા શ્રેયાંસ ભગવાને પૂર્વદ્વારથી સમવસરણમાં પ્રવેશ કર્યો. પછી ગુંજારવ કરતા ભ્રમરાઓના ધ્વનિથી જાણે સ્વાગતને પૂછતું હોય તેવા ચૈત્યવૃક્ષને પ્રભુએ ત્રણ પ્રદક્ષિણા કરી, અને 'नमस्तीर्थाय' એમ કહી કમલની કાર્ણિકાના પ્રતિચ્છંદરૂપ પૂર્વાભિમુખ સિંહાસનને પ્રભુએ અલંકૃત કર્યું, અને બીજી ત્રણ દિશાઓમાં રત્નના સિંહાસનપર પ્રભુનાં પ્રતિબિંબો વ્યંતર દેવતાઓએ વિકુર્વ્યા. પછી પૂર્વ દ્વારવડે પ્રવેશ કરીને સાધુઓ અગ્નિકુણમાં અનુક્રમે બેઠા, અને વૈમાનિકની સ્ત્રીઓ અને સાધ્વીઓ તેમની પાછળ ઉભી રહી; દક્ષિણ દ્વારથી પ્રવેશ કરી અર્હંત પ્રભુને નમસ્કાર કરી ભવનપતિ જ્યોતિષી અને વ્યંતરોની સ્ત્રીઓ નૈઋત દિશામાં બેઠી; પશ્ચિમ દ્વારથી પ્રવેશ કરી અને પ્રભુને પ્રણામ કરી ભવનપતિ, જ્યોતિષી અને વ્યંતરો વાયવ્ય દિશામાં બેઠા; અને ઉત્તર દ્વારથી પ્રવેશ કરી ભગવંતને નમી અનુક્રમે ઈશાન દિશામાં વૈમાનિક દેવો મનુષ્યો અને મનુષ્યની સ્ત્રીઓ બેઠી. એવી રીતે ત્રીજા વપ્રમાં શ્રીમાન્ ચતુર્વિધ સંઘ, મધ્ય વપ્રમાં તિર્યંચ અને નીચેનાં ગઢમાં તેમના વાહનો ગોઠવાયાં.

તે વખતે રાજપુરૂષોએ આવી ત્રિપૃષ્ટ અર્દ્ધચક્રવર્તીને હર્ષથી કહ્યું—'ભગવાન્ શ્રેયાંસ પ્રભુ ઉદ્યાનમાં સમોસર્યા છે.' આ વાર્ત્તા સાંભળી સદ્ય સિંહાસન પરથી ઉઠી, પાદુકાને તજી દઈ ત્રિપૃષ્ટ વાસુદેવે પ્રભુની સન્મુખ દિશામાં ઉભા રહી તેમને વંદના કરી. પછી સિંહાસનપર બેસી પ્રભુના આગમનની વધામણીને કહેનારા પુરૂષોને સાડા બાર કોટી સોનૈયા આપ્યા. પછી ત્રિપૃષ્ટ વાસુદેવ મોટી સમૃદ્ધિએ યુક્ત થઈ, બળભદ્ર સહિત સર્વ પ્રાણીઓને શરણ રૂપ એવા પ્રભુના સમવસરણ સમીપે આવ્યા, અને ઉત્તર દ્વારથી સમવસરણમાં પ્રવેશ કરી વિધિ પ્રમાણે પ્રભુને વંદના કરી બલભદ્રની સાથે ઈંદ્રની પછવાડે બેઠા. પછી ઇંદ્ર, વાસુદેવ અને બલભદ્ર ફરીથી ઉભા થઈ ભગવંતને પ્રણામ કરી ભક્તિભાવિત ગિરાથી આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.

"હે પરમેશ્વર ! અમંદ આનંદના ઝરાને આપનારા અને મોક્ષના કારણભૂત એવા "તમને મોક્ષને અર્થે અમારો નમસ્કાર છે. તમારા દર્શન માત્રથીજ પ્રાણી બીજાં કર્મોને "ભૂલી જઈ આત્મારામી થાય છે, તો તમારી દેશના સાંભળવાથી તો શું ન થાય ! આ "સંસારરૂપી મરૂ દેશમાં તમારો અવતાર થવાથી જાણે ક્ષીર સમુદ્ર પ્રગટ્યો હોય, "કલ્પવૃક્ષ ઉગ્યું હોય કે મેઘ વર્ષ્યો હોય તેમ જણાય છે. ક્રૂરકર્મરૂપ નદારા ચરોવરે

"પીડા પામતા એવા આ વિશ્વનું રક્ષણ કરવા માટે તમે અગ્યારમા જિનેંદ્ર જ્યોતિષી-
"ઓના પતિ (ચંદ્ર) રૂપે ઉદય પામ્યા છો. સ્વભાવથીજ નિર્મલ ઈક્ષ્વાકુ રાજાઓનું કુલ
"જળવડે સ્ફટિકની જેમ તમે વિશેષ નિર્મલ કરેલું છે. હે પ્રભુ ! ત્રણ જગત્‌ના સર્વ
"પ્રકારના સંતાપને હરવાથી તમારૂં ચરણમૂલ સમગ્ર પ્રકારની છાયાઓથી પણ અધિક
"થાય છે. હે જિનેશ્વર ! તમારા ચરણકમલમાં ભ્રમર રૂપે રહેતાં મને એટલો બધો
"હર્ષ પ્રાપ્ત થાયછે કે જેથી ભોગને માટે કે મોક્ષને માટે મને સ્પૃહા રહેતી નથી. હે
"જગન્નાથ ! 'ભવોભવ તમારા ચરણનું મને શરણ થજો' એવી હું પ્રાર્થના કરૂં છું. તમારી
"સેવાથી શું સાધી શકાતું નથી ?"

આ પ્રમાણે ઈંદ્ર, વાસુદેવ અને બલદેવ સ્તુતિ કરી વિરામ પામ્યા પછી શ્રેયાંસ પ્રભુએ શ્રેયની હેતુરૂપ દેશના આપવાનો આરંભ કર્યો.

"આ અપાર સંસાર સ્વયંભૂરમણ સમુદ્રના જેવો છે, તેમાં પ્રાણી કર્મરૂપી ઊર્મિઓથી
"આડા અવળો ને ઊંચે નીચે અર્થાત્ ઊર્ધ્વ અધો ને તિર્છા લોકમાં ભમ્યા કરે છે. પવનથી
"જેમ સ્વેદબિંદુ અને ઔષધથી જેમ રસ ઝરી જાય છે, તેમ નિર્જરાવડે આઠ કર્મો ઝરી
"જાય છે. સંસારના બીજોથી ભરેલાં એવાં કર્મોની નિર્જરણા કરવાથી તેનું નામ નિર્જરા
"કહેવાયછે; તે નિર્જરા સકામા અને અકામા એવા બે પ્રકારની છે. જેઓ યમનિયમના
"ધરનારાછે તેમને સકામ નિર્જરા થાય છે, અને બીજા પ્રાણીઓને અકામ નિર્જરા થાય
"છે. કર્મોની પરિપક્વતા ફલની પેઠે પ્રયત્નથી અથવા સ્વયમેવ એમ બે પ્રકારે થાય છે.
"જેમ સુવર્ણ દોષવાળું હોય પણ પ્રદીપ્ત અગ્નિવડે શુદ્ધ થાય છે, તેમ તપ રૂપ અગ્નિવડે
"સદોષ જીવ પણ શુદ્ધિને પામે છે. તે તપ બાહ્ય અને અભ્યંતર એમ બે પ્રકારનો છે.
"અનશન, ઊનોદરી, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ અને સંલીનતા—એ છ પ્રકારે
"બાહ્ય તપ કહેવાય છે. પ્રાયશ્ચિત્ત, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, વિનય, વ્યુત્સર્ગ અને શુભ ધ્યાન—
"એ છ પ્રકારે અભ્યંતર તપ કહેવાય છે. આ બાહ્ય અને અભ્યંતર તપરૂપી અગ્નિને
"પ્રજ્વલિત કરીને નિયમધારી પુરૂષ પોતાના દુર્જર એવાં કર્મોને પણ જરાવી દે છે. જેમ
"કોઈ સરોવરનું દ્વાર ઉપાયોથી સર્વ તરફ બંધ કર્યું હોય તો પછી નવા જલપ્રવાહથી તે
"કદિપણ પુરાતું નથી, તેવી રીતે સંવરથી આવૃત થયેલો જીવ આશ્રવરૂપ દ્વારોનો રોધ
"કરવાથી નવાં નવાં કર્મદ્રવ્યોવડે પૂરાતો નથી. પછી જેમ પૂર્વે સંચિત થયેલું સરોવરનું
"જળ સૂર્યનાં પ્રચંડ કિરણોના અવિચ્છિન્ન તાપથી સુકાઈ જાય છે, તેમ પૂર્વે બાંધેલાં
"પ્રાણીઓનાં કર્મ પણ તપસ્યાના તાપથી તત્કાલ ક્ષય પામી જાય છે. નિર્જરા
"કરવામાં બાહ્ય તપ કરતાં અભ્યંતર તપ શ્રેષ્ઠ છે, અને તેમાં પણ ધ્યાનનું એક
"છત્રરાજ્ય રહેલું છે, એમ મુનિઓ કહે છે. કારણકે ધ્યાન ધરનારા યોગીઓના ચિરકા
"લથી ઉપાર્જન કરેલાં અને ઘણા પ્રબલ કર્મ પણ તત્કાલ નિર્જરીભૂત થઈ જાય છે. જેમ
"વૃદ્ધિ પામેલો શારીરિક દોષ લંઘન કરવાથી સોષાઈ જાય છે તેવી રીતે તપ કરવાથી પૂર્વે

"સંચિત કર્મ ક્ષય પામી જાય છે; અથવા મેઘનો સમૂહ પ્રચંડ પવનના આઘાતથી આમ "તેમ વિખરાઈ જાય છે, તેમ તપસ્યાથી કર્મનો સમૂહ વિનાશ પામે છે. જ્યારે સંવર "અને નિર્જરા પ્રતિક્ષણ સમર્થપણે ઉત્કર્ષ પામે છે, ત્યારે તે જરૂર મોક્ષને ઉત્પન્ન કરે "છે. બન્ને પ્રકારની તપસ્યાથી થતી નિર્જરાવડે કર્મોને જરાવનારો શુદ્ધ બુદ્ધિવાળો "પુરૂષ સર્વ કર્મોથી જેમાં મૂકાવાપણું થાય છે એવા મોક્ષને પામે છે."

આ પ્રમાણેની પ્રભુની દેશના સાંભળીને તે વખતે ઘણા લોકોએ દીક્ષા ગ્રહણ કરી; બળભદ્ર અને વાસુદેવે સમકિત પ્રાપ્ત કર્યું. પ્રથમ પોરષી પૂર્ણ થઈ એટલે પ્રભુએ દેશના સમાપ્ત કરી. એટલે ત્રિપૃષ્ટ વાસુદેવના પુરૂષો ચારપ્રસ્થ ( આઠશેર) ના પ્રમાણવાળો બલિ લાવ્યા. તે બલિ પ્રભુની પાસે ઉડાડયો. તેમાંથી અર્ધભાગ નીચે પડ્યા અગાઉ દેવતાઓએ લીધો, બાકીના અર્ધમાંથી અર્ધ રાજાએ લીધો, અને અવશિષ્ટ ભાગ બીજાઓએ ગ્રહણ કર્યો, પછી ઉત્તર દ્વારથી નીકળી પ્રભુ મધ્ય વપ્રમાં રહેલા દેવછંદ ઉપર જઈ બેઠા. એટલે છોંતેર ગણધરોમાં મુખ્ય એવા ગોશુભ ગણધરે પ્રભુના ચરણપીઠ ઉપર બેસીને ધર્મદેશના આપી. જ્યારે બીજી પોરષી પૂર્ણ થઈ, ત્યારે તેમણે ધર્મદેશના સમાપ્ત કરી એટલે ઇંદ્ર વાસુદેવ અને બલરામ વિગેરે સર્વે પોતપોતાને સ્થાને ગયા, અને જાણે બીજો સૂર્ય હોય તેમ જ્ઞાનરૂપ આલોકને વિસ્તારતા પ્રભુએ તે સ્થાનથી બીજે વિહાર કર્યો.

કેવલજ્ઞાન થયા પછી બે માસે ઉણા એકવીશ લાખ વર્ષ સુધી વિહાર કરતાં શ્રેયાંસ પ્રભુને ચોરાશી હજાર મહાત્મા સાધુઓ, એક લાખ ને ત્રણ હજાર સાધ્વીઓ, તેરસો ચૌદ પૂર્વધારી, છ હજાર અવધિજ્ઞાની, છ હજાર મનઃપર્યયજ્ઞાની, સાડા છહજાર કેવળજ્ઞાની, અગ્યાર હજાર વૈક્રિય લબ્ધિવાળા, પાંચ હજાર વાદલબ્ધિવાળા, બે લાખ ને ઓગણાશી હજાર શ્રાવક અને ચાર લાખ ને અડતાળીશ હજાર શુભ શ્રાવિકા—એટલો પરિવાર થયો. પછી પોતાનો મોક્ષકાલ નજીક જાણીને સમેતશિખર પર્વતે આવી પ્રભુએ એક હજાર મુનિઓની સાથે અનશનવ્રત ગ્રહણ કર્યું. એક માસને અંતે શૈલેશી ધ્યાને રહી, શ્રાવણ માસની કૃષ્ણ તૃતીયાને દિવસે ચંદ્ર ધનિષ્ટાનક્ષત્રમાં આવતાં હજાર મુનિઓની સાથે શ્રી શ્રેયાંસપ્રભુ અનંત દર્શન, જ્ઞાન, વીર્ય અને આનંદમય સ્વરૂપવાળા પરમપદને પ્રાપ્ત થયા.

કૌમાર વયમાં એકવીશલાખ, રાજ્ય પાળવામાં બેંતાળીશ લાખ અને દીક્ષાપાલનમાં એકવીશ લાખ—એમ સર્વ મળીને ચોરાશીલાખ વર્ષનું પ્રભુનું આયુષ્ય હતુ. શ્રી શીતલનાથ પ્રભુના મોક્ષકાલ પછી છાસઠલાખ અને છત્રીશ હજાર વર્ષ તથા સો સાગરોપમે ઉણા એક કોટી સાગરોપમ ગયા ત્યારે શ્રી શ્રેયાંસ પ્રભુનો નિર્વાણકાલનો મહોત્સવ થયો હતો. તે નિર્વાણકલ્યાણકનો મહોત્સવ દેવતા અને ઇંદ્રોએ મળીને કર્યો હતો. "મહત્પુરૂષોનો અંતકાલ પણ પર્વ રૂપે થાય છે. શોક રૂપે થતો નથી."

હવે ત્રિપૃષ્ટ વાસુદેવે બત્રીશહજાર અંત:પુરની સ્ત્રીઓ સાથે સુખે વિલાસ કરતાં પોતાનું કેટલુક આયુષ્ય નિર્ગમન કર્યું. અનુક્રમે સ્વયંપ્રભા રાણીથી જ્યેષ્ઠ **શ્રીવિજય** અને કનિષ્ઠ **વિજય** નામે બે પુત્રો થયા. એકદા રતિસાગરમાં મગ્ન થઈ રહેલા ત્રિપૃષ્ટની પાસે મધુર સ્વરથી કિંનરને ઉલ્લંઘન કરે તેવા કેટલાએક ગવૈયાઓ આવ્યા. તેઓએ વિવિધ રાગોથી મધુર ગાયન કરી સર્વ કલાનિધિ એવા ત્રિપૃષ્ટ વાસુદેવનું હૃદય હરી લીધું. તેઓને ગાયનના ગુણથી ખુશી થઈ ત્રિપૃષ્ટે પોતાની પાસે રાખ્યા, કારણકે બીજા સામાન્ય જનો પણ ગાયનથી રંજીત થાય છે, તો તેને જાણનારાઓમાં અગ્રણી એવા ત્રિપૃષ્ટ વાસુદેવ કેમ રંજીત ન થાય? એક વખતે ઇંદ્રની પાસે ગંધર્વોની જેમ રાત્રિએ શય્યામાં સુતેલા ત્રિપૃષ્ટ વાસુદેવની પાસે તેઓ તારસ્વરે ગાવા લાગ્યા. હસ્તીની જેમ તેમના ગાયનથી જેમનું હૃદય આક્ષિપ્ત થયેલુ છે એવા ત્રિપૃષ્ટ વાસુદેવે વારા પ્રમાણે આવેલા એક પોતાની શય્યાના પાલકને આજ્ઞા કરી કે "જ્યારે મને નિદ્રા આવે ત્યારે ગવૈયાઓને ગાયન કરતા બંધ કરીને તું વિદાય કરી દેજે, કારણકે જ્યારે સ્વામી અવધાન રહિત હોય ત્યારે સર્વ પ્રયાસ વ્યર્થ થાય છે." સ્વામીની આવી આજ્ઞાનો શય્યા પાલકે સ્વીકાર કર્યો; અને થોડીવારમાં તો ત્રિપૃષ્ટ વાસુદેવના નેત્રમાં નિદ્રા આવી. પણ શય્યાપાલે સંગીત સાંભળવાના લોભથી તે ગવૈયાઓને વિદાય કર્યા નહીં. કારણકે **જેમનું મન વિષયોથી વ્યાક્ષિપ્ત થાય છે તેઓના મનમાંથી સ્વામીની આજ્ઞા ગલિત થઈ જાય છે.** આ પ્રમાણે ગાયનમાંજ રાત્રિનો ચોથો પ્રહર થઇ ગયો એટલે પાછલી રાત્રિએ ત્રિપૃષ્ટ વાસુદેવ જાગૃત થયા, તે વખતે ગાયકોનો અક્ષીણ સ્વર તેમના સાંભળવામાં આવ્યો. તત્કાળ તેણે શય્યાપાલને પૂછ્યું—'આ બિચારા કષ્ટકારી ગવૈયાને તેં અદ્યાપિ પર્યંત કેમ વિદાય કર્યા નહીં,' શય્યાપાલે કહ્યું—"હે પ્રભુ! તેઓના ગાયનથી મારૂ હૃદય આક્ષિપ્ત થઈ ગયુ, જેથી હું આ ગાયકોને વિદાય કરી ન શક્યો, અને આપના શાસનનું પણ વિસ્મરણ થઈ ગયું." આ પ્રમાણે સાંભળીને તરતજ વાસુદેવને કોપ ઉત્પન્ન થયો, પણ તે વખતે તો તેને ગોપવી રાખ્યો. પછી પ્રાત:કાલે પૂર્વ દિશામાં સૂર્યની જેમ સભામાં સિંહાસનપર આરૂઢ થયા. તે વખતે રાત્રિનું વૃત્તાંત સંભારી, તે શય્યાપાલને બોલાવી વાસુદેવે સેવકપુરૂષોને આજ્ઞા કરી કે "આ ગાયનની પ્રીતિવાળા પુરૂષના કાનમાં તપેલુ તરવું અને તાંબુ રેડો, કારણકે એ કાનનોજ દોષ છે." તેઓએ શય્યાપાલને એકાંતમાં લઈ જઈને તે પ્રમાણે કર્યું, કારણકે ઉગ્ર શાસનવાળા રાજાઓની આજ્ઞા દુર્લંઘ્ય છે. એની વેદનાથી શય્યાપાલ તરતજ મરણ પામ્યો, અને વાસુદેવે મહા માઠા વિપાકવાળુ અસાતા વેદનીય કર્મ બાંધ્યુ.

નિત્ય વિષયમાં આસક્ત, રાજ્યમૂર્છામાં પરાયણ, ભુજબલના ગર્વથી જગત્‌ને તૃણ સમાન ગણનાર, પ્રાણાતિપાત (જીવહિંસા) માં નિ:શંક, મહારંભ પરિગ્રહવાળો અને ક્રૂર અધ્યવસાયથી સમકિતરૂપ આભૂષણને નાશ પમાડનાર એવો ત્રિપૃષ્ટ વાસુદેવ નારકીનુ

આયુષ્ય બાંધી, ચોરાશીલાખ વર્ષનું આયુષ્ય પૂરૂં કરી સાતમી નરકભૂમિમાં ગયો. ત્યાં પ્રતિષ્ઠાન નામના નરકાવાસમાં રહી પાંચસો ધનુષ ઉન્નત શરીરવાળા તેણે તેત્રીશ સાગરોપમ સુધી મહાક્લિષ્ટ કર્મોનું ફળ અવલોકન કર્યું. ત્રિપૃષ્ટ વાસુદેવને કુમારવયમાં પચવીશ સહસ્ર, માંડલિકપણામાં પચવીશ સહસ્ર દિગ્વિજયમાં એક સહસ્ર, અને રાજ્ય પાળવામાં ત્રાશીલાખ ને ઓગણપચાશ હજાર વર્ષ—એમ સર્વ મળી ચોરાશીલાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ થયું.

પોતાના અનુજ બંધુના પંચત્વથી ઉત્પન્ન થયેલા શોકવડે રાહુથી સૂર્યની જેમ અચલ બલદેવ પરાભવ પામ્યા. પોતે વિવેકી હતા તે છતાં પણ ભ્રાતૃસ્નેહના વશથી જાણે અવિવેકી હોય તેમ ઊંચે કરૂણ સ્વરે રૂદન કરવા લાગ્યા. તે વિલાપ કરતાં બોલ્યા કે "હે બંધુ! તમે બેઠા થાઓ, આવા શયનકર્મમાં આવો આગ્રહ કેમ રાખોછો? પુરૂષસિંહ એવા તમને હાલ આવું અપૂર્વ આલસ્ય ક્યાંથી પ્રાપ્ત થયુ? હે ભાઈ! આપણા દ્વાર આગળ સર્વ રાજાઓ તમારા ચરણના દર્શન કરવાને ઉત્સુક થઈ ઉભા છે, તે દીન રાજાઓની ઉપર તમારે પ્રસાદ કરવો યુક્ત છે. હે બાંધવ! ક્રીડા અર્થે તમારે આવું મૌન રાખવું ઘટતું નથી. કારણકે તમારી વાણીરૂપ અમૃત વિના મારૂં હૃદય ભંગ થઈ જાય છે. હે પ્રિયભાઇ! મોટા ઉત્સાહવાળા અને વડિલની ભક્તિવાળા એવા તમોને આવી રીતે નિદ્રા અને મારી અવજ્ઞા કરવી સર્વથા સંભવતી નથી. અરે! હું ઉગ્ર વિધિથી હત થઇ ગયો, મારીપર આ શું દુઃખ આવી પડયું!" આ પ્રમાણે વિલાપ કરતાં કરતાં બલદેવ મૂર્છા પામીને પૃથ્વી ઉપર પડ્યા. ક્ષણવારે સંજ્ઞા મેળવી બેઠા થઈ ટળવળી 'હા ભ્રાત! હા ભ્રાત!' એમ ઊંચે સ્વરે આક્રંદ કરવા લાગ્યા, અને વાસુદેવને પોતાના ઉત્સંગમાં લીધા. પછી જ્યારે વૃદ્ધોએ સારી પેઠે સમજાવ્યા ત્યારે ક્ષણવાર ધૈર્યનું અવલંબન કરીને તેમણે અનુજ બંધુનું અંગસંસ્કારાદિ કૃત્ય કર્યું. ઉત્તરક્રિયા કર્યા પછી પણ પોતાના અનુજ બંધુને વારંવાર સંભારી સંભારીને શ્રાવણ માસના મેઘની પેઠે તેમણે લોચનમાંથી અશ્રુપ્રવાહ પાડ્યા કર્યો. ત્યારપછી ઉદ્યાનમાં અરણ્યની પેઠે, ઘરમાં સ્મશાનની પેઠે, ક્રીડાસરોવરમાં કે નદીમાં ઘરની ખાળોની પેઠે અને બંધુસમાજમાં શત્રુઓના સમાજની પેઠે બલભદ્રને અલ્પજલમાં મત્સ્યની જેમ જરા પણ પ્રીતિ ઉત્પન્ન થઇ નહીં. પછી અનુક્રમે શ્રેયાંસ પ્રભુની શ્રેયકારી વાણીના સ્મરણથી સંસારની અસારતા ચિંતવીને તેઓ વિષયથી પરાઙ્મુખ થયા, પણ સ્વજનોના આગ્રહથી કેટલાએક દિવસ ઘરમાં રહ્યા. એકદા ધર્મઘોષ નામના આચાર્ય ત્યાં પધાર્યા. બળદેવ તેમના ચરણ સમીપે પ્રાપ્ત થયા, અને અર્હંતની વાણીનો અનુવાદ કરનારી તેઓની દેશના સાંભળી તેમને સંસાર ઉપરથી વિશેષ નિર્વેદ પ્રાપ્ત થયો. તત્કાલ શુદ્ધ બુદ્ધિવાળા તેમણે તે આચાર્યની પાસે દીક્ષા ગ્રહણ કરી. કારણકે મહાશયો જાણ્યા પછી તરતજ આચરણ કરવામાં પ્રવર્તે છે. સદ્ગુણી બલદેવ મુનિએ મૂલ તથા

ઉત્તર ગુણોનું સમ્યક્ પ્રકારે પાલન કરતાં, સર્વત્ર સમતાને ધારણ કરતાં, પરીષહોને સહેતાં, વાયુની પેઠે પ્રતિબંધ રહિત રહેતાં અને સર્પની જેમ એક દૃષ્ટિથી અવલોકન કરતાં ગ્રામ, આકર તથા પુરાદિકમાં કેટલાક કાલ સુધી વિહાર કર્યો. સ્વભાવથીજ જેમના ચિત્તની વૃત્તિ નિર્મળ છે એવા અચલ બલભદ્ર પંચાશી લાખ વર્ષો નિર્ગમન કરી, છેવટ સર્વ કર્મનો ઘાત કરી મોક્ષપદમાં નિવાસ પામ્યા.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये
चतुर्थे पर्वणि श्रीश्रेयांसत्रिपृष्ठाचलाश्वग्रीववर्णनो
नाम प्रथमः सर्गः ।





# સર્ગ ૨ જો.

## શ્રી વાસુપૂજ્ય ચરિત્ર.

ઈંદ્ર અને ઉપેંદ્રોના મુગટના અગ્રભાગથી જેમના ચરણના નખોની પંક્તિ ઘસાયલા છે એવા વિશ્વને પૂજવા લાયક અને વિશ્વનું રક્ષણ કરનાર શ્રીવાસુપૂજ્ય ભગવાનને નમસ્કાર કરીને રૂપસ્થ ધ્યાનમાં રહેલો હું અર્હંતની જેમ વિશ્વને પવિત્ર કરનાર અને ચંદ્રથી પણ અતિ નિર્મલ એવું તે પ્રભુનું ચરિત્ર હવે કહીશ.

પુષ્કરવર દ્વીપાર્દ્ધમાં પૂર્વ વિદેહક્ષેત્રના આભૂષણરૂપ **મંગલાવતિ** નામના વિજયમાં રત્નસંચયા નામે એક નગરી છે. તે નગરીમાં સર્વલક્ષ્મીઓથી અધિક અને ચંદ્રની જેમ સર્વ જનને વલ્લભ **પદ્મોત્તર** નામે રાજા હતો. બીજા રાજાઓ જેવી રીતે તેના શાસનને ભક્તિથી મસ્તકપર ધારણ કરતા, તેવી રીતે તે જિનેશ્વરના ઉજ્વલ શાસનને હમેશાં હૃદયમાં ધારણ કરતો હતો. ગુણોના મંદિરરૂપ તે રાજાને લક્ષ્મી અને કીર્ત્તિ બંને જાણે જોડલે જન્મી હોય તેમ સાથેજ વધવા લાગી. રાજાઓમાં શિરોમણિરૂપ પદ્મોત્તર રાજાએ સમુદ્ર રૂપ ફરતા વસ્ત્રવાળી બધી પૃથ્વી ઉપર ફરતી ખાઈની કટિમેખલાવાળી એક નગરીની જેમ ઉત્તમ રાજ્ય ચલાવવા માંડ્યું.

લક્ષ્મી વિદ્યુત્‌ના જેવી ચપલ છે, શરીર વયની પેઠે નાશવંત છે, લાવણ્ય કમલના પત્ર ઉપર રહેલા જલબિંદુના જેવું અસ્થિર છે, અને બાંધવો માર્ગમાં એકઠા મળેલા વટેમાર્ગુની જેમ જુદા જુદા ચાલ્યા જવાના છે. એવી રીતે હૃદયમાં ભાવના કરતા એ રાજાને સંસાર ઉપરથી વૈરાગ્યદશા પ્રાપ્ત થઇ, જેથી એકદા મોટા મનવાળા એ રાજાએ **વજ્રનાભ** ગુરૂના ચરણકમલ સમીપે જઈ મુક્તિરૂપ લક્ષ્મીને પ્રાપ્ત કરાવનારી દીક્ષા ગ્રહણ કરી. પછી અર્હંત પ્રભુની ભક્તિ વિગેરે કેટલાક ઉજ્વલ સ્થાનકોનું આરાધન કરીને સદ્‌બુદ્ધિવાળા તે રાજાએ તીર્થંકરનામકર્મ ઉપાર્જન કર્યું. ખડ્ગની ધારા જેવું તીક્ષ્ણ એ વ્રત ઘણા કાલ પર્યંત પાળી પ્રાંતે કાલ કરીને પ્રાણત નામના દશમા દેવલોકમાં તે મહર્દ્ધિક દેવતાપણે ઉત્પન્ન થયો.

જંબૂદ્વીપના દક્ષિણ ભરતાર્દ્ધમાં પૃથ્વીની ચંપકના પુષ્પમય શિરોભૂષણ જેવી **ચંપા** નામે એક નગરી છે. એ નગરીમાં રત્ન મણિમય ભીંતોવાળા ચૈત્યોની અંદર પ્રતિબિંબિત થયેલા લોકો જાણે વૈક્રિયરૂપને ધારણ કરતા હોય તેવા જણાય છે. રાત્રિએ જેમાંથી જળના નિઝરણા ઝરે છે એવા ચંદ્રકાંત મણિના પગથીઆવાળી અને સ્વયમેવ જળોત્પત્તિવાળી ક્રીડાવાપિકાઓ ત્યાં પ્રત્યેક મંદિરે શોભે છે. સુગંધી ધૂપના ધુમાડાની શ્રેણીઓથી અનેક વાસાગરો સર્પિણીઓથી પાતાળભવનોની જેમ સારી રીતે શોભે છે.

જેમાં નગરની સ્ત્રીઓ નિરંતર ક્રીડા કરે છે એવા ક્રીડાસરોવરો ક્ષીર સમુદ્રમાંથી નીકળતી અપ્સરાઓના વિલાસને ધારણ કરે છે. લીલાથી ષડ્જ સ્વરવાળી ષડ્જ કૈશિકી નામની ગીતિને ગાયન કરનારી ત્યાંની સ્ત્રીઓ મયૂરની કેકાવાણી સાથે સ્પર્ધા કરે છે. ત્યાંના ધનાઢ્ય લોકોના મંદિરોમાં તાંબૂલની બીડીને ધારણ કરતી સ્ત્રીઓ પઢાવાને માટે હાથમાં પોપટ રાખીને ફરતી હોય તેવી જણાય છે. તે નગરીમાં પરાક્રમથી જાણે ઈંદ્ર હોય અને કાંતિથી જાણે સૂર્ય હોય તેવા ઈક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલા **વસુપૂજ્ય** નામે રાજા છે મેઘ જેમ ગર્જના કરીને પછી જળવડે પૃથ્વીને તૃપ્ત કરે છે તેમ એ રાજા યાચકોને બોલાવવાનો ઢંઢેરો પીટાવીને પછી ધનવડે સર્વને તૃપ્ત કરતો હતો. પ્રતાપ માત્રથી શત્રુઓને દબાવનારા એ રાજાના અનેક સૈનિકો દિગ્વિજયને માટે નહી પણ ફક્ત ક્રીડા કરવાને માટેજ પૃથ્વીમાં ફરતા હતા. આજ્ઞારૂપી સારવાળો એ રાજા દુષ્ટોને સખ્ત શિક્ષા કરતો હતો, તેથી 'ચોર' એ શબ્દ નામ કોશમાંજ ફક્ત જોવામાં આવતો હતો, લોકોમાં નહી. ધર્મશાળી પુરૂષોમાં પ્રીતિવાળા એ રાજાએ શ્રીવત્સ ચિન્હની પેઠે સર્વજ્ઞના પવિત્ર શાસનને હૃદયમાં ધારણ કરેલુ હતું.

પોતાના કુળરૂપ સરોવરમાં હંસી જેવી, રૂપથી રતિને જીતનારી અને પ્રીતિનું પાત્ર એવી **જયા** નામે તેમને પટ્ટરાણી હતી. વક્ર અને મંદ ગમન કરનારી એ રમણી, ગંગા અસ્ત થવાને વખતે (પ્રાંતે) જેમ સમુદ્રમાં પેસે તેમ વસુપૂજ્ય રાજાના મનમાં પેસતી હતી, અને શુદ્ધ સ્ફટિક મણિની જેવા નિર્મળ એ રાણીના ચિત્તમાં સદ્ભક્તિથી પરમાત્માની જેમ વસુપૂજ્ય રાજા પેસતા હતા. રૂપલાવણ્ય અને નિર્મલ ગુણોથી સદૃશ એવા એ રાજદંપતિને વિલાસ કરતાં કરતાં અદ્વૈત સુખમય સર્વકાળ નિર્ગમન થતો હતો. આ તરફ પ્રાણત દેવલોકમાં પદ્મોત્તર રાજાના જીવે ઉત્કૃષ્ટ સુખમાં મગ્ન થઇને પોતાનું આયુષ્ય પૂર્ણ કર્યું. પછી જ્યેષ્ઠ માસની શુક્લ નવમીએ શતભિષા નક્ષત્રનો ચંદ્ર સાથે યોગ થતાં ત્યાંથી ચ્યવીને તે જયાદેવીની કુક્ષિમાં અવતર્યો. તે સમયે સુખે સુતેલા જયાદેવીએ તીર્થંકરના જન્મને સૂચવનારાં ચૌદ મહાસ્વપ્નો જોયાં. અભ્રની રેખા ચંદ્રને અને પર્વતની ગુફા સિંહને જેમ ધારણ કરે તેમ જયાદેવીએ અત્યુત્તમ ગર્ભને ધારણ કર્યો. અનુક્રમે ફાલ્ગુનમાસની કૃષ્ણ ચતુર્દશીએ વરૂણ નક્ષત્રમાં રાતા વર્ણવાળા અને મહિષ (પાડા)ના લાંછનવાળા એક પુત્રને જન્મ આપ્યો. આસન કંપવડે છપ્પન દિક્કુમારીઓએ પ્રભુના જન્મને જાણી પ્રભુ અને તેમની માતાનું યથોચિત સૂતિકાકર્મ કર્યું. ત્યારપછી પાલક વિમાન ઉપર આરૂઢ થઇને શક્ર ઈંદ્ર પોતાનો પરિવાર લઇ ત્યાં આવ્યા, અને તત્કાલ પ્રભુની જેમ પ્રભુના સૂતિકાગૃહને પ્રદક્ષિણા કરી. પછી તેમાં પ્રવેશ કરી, જયાદેવીને અવસ્વાપિની નિદ્રા મૂકી તેમની પડખે પ્રભુના પ્રતિબિંબને સ્થાપન કરી, પોતે પાંચ રૂપ કર્યાં. એક રૂપે પ્રભુને ગ્રહણ કર્યા, બીજા રૂપે

છત્ર ધર્યું, બે રૂપે બે બાજુ ચામર વીંજવા લાગ્યા, અને એક રૂપે વજ્ર લઇને આગળ ચાલ્યા. ત્યાંથી સુમેરૂ પર્વત પર જઇ અતિપાંડુકબલા નામની શિલા ઉપર રહેલા સિંહાસન ઉપર પ્રભુને ઉત્સંગમાં લઇને શક્રેન્દ્ર બેઠા તે અવસરે અચ્યુતેંદ્ર વિગેરે ત્રેસઠ ઇંદ્રોએ તીર્થના જલથી ભરેલા કુંભોવડે પ્રભુને અભિષેક કર્યો. પછી ઈશાનકલ્પના અધિપતિના ઉત્સંગમાં શક્ર ઈંદ્રે પોતાના ચિત્તની જેમ પ્રભુને સ્થાપન કર્યા, અને ભક્તિમાં ચતુર એવા તેણે પ્રભુની આસપાસ ચારે દિશાઓમાં સ્ફટિકમણિના ચાર વૃષભ વિકુર્વ્યા. સ્નાનવિધિની વિલક્ષણતામાં ચતુર એવા શક્રેન્દ્રે તે વૃષભના શૃંગમાંથી નીકળતા જળવડે પ્રભુને સ્નાન કરાવ્યું. પછી તે ચાર વૃષભોને અંતર્હિત કરી પ્રભુના શરીરને લુંછી ગોશીર્ષચંદનથી વિલેપન કર્યું, અને દિવ્ય વસ્ત્રો, આભૂષણો અને પુષ્પોથી પ્રભુનું અર્ચન કરી આરતી ઉતારી આ પ્રમાણે સ્તુતિ કરવા માંડી.

"હે નાથ ! ચક્રવર્ત્તીઓના ચક્રોથી, વાસુદેવોના ચક્રથી, ઈશાનેંદ્રના ત્રિશૂલથી, મારા "વજ્રથી અને બીજા ઇંદ્રોનાં અસ્ત્રોથી પણ જે કર્મો કોઈ દિવસ ભેદાતાં નથી તે કર્મો "તમારા દર્શન માત્રથી ભેદાઈ જાય છે. ક્ષીર સમુદ્રની વેલાથી, ચંદ્રાદિકની કાંતથી, "મેઘની ધારાઓથી, ગોશીર્ષચંદનના લેપનથી અને કદલીઓના ઘાટા ઉદ્યાનોથી જે "દુ:ખોનો પરિતાપ શમી જતો નથી તે તમારા દર્શન માત્રથી તત્કાલ શાંતિ પામી જાય "છે. અનેક પ્રકારના ક્વાથો (ઉકાળા)થી, જાતજાતના ચૂર્ણોથી, ઘણા પ્રકારના લેપો-"થી, અનેક પ્રકારની શસ્ત્રક્રિયાથી તથા બહુ રીતના મંત્રપ્રયોગોથી જે રોગો છેદાતા "નથી તે રોગો તમારા દર્શન માત્રથી તરત પ્રલય પામી જાય છે. હે પ્રભુ! વધારે શું "કહેવું! ટુંકામાં એટલું કહેવાનું છે કે જે કાંઈ આ જગત્‌માં અસાધ્ય છે તે તમારા "દર્શન માત્રથી સાધ્ય થઈ જાય છે. માટે હે જગત્પતિ! આ તમારા દર્શનનું હું એ ફલ "ઈચ્છું છુ કે વારંવાર મને તમારૂ દર્શન થાઓ."

આ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરી, તેમને લઇ જયાદેવીને પડખે મૂકી પ્રભુને નમસ્કાર કર્યો. પછી દેવીની અવસ્વાપિની નિદ્રા હરી, તેમના પડખામાંથી પ્રભુનું પ્રતિબિંબ લઈ, શક્ર ઇંદ્ર સ્વર્ગમાં ગયો, અને બીજા ઇંદ્રો મેરૂપર્વતથી પરભાર્યા સ્વસ્થાને ગયા.

પછી પ્રાતઃકાલે કમલોને વિકાશ કરનારા સૂર્યોદયની જેમ જગત્‌ના ચિત્તોને વિકાશ કરનારા વસુપૂજ્ય રાજાએ જન્મોત્સવ કર્યો, અને વસુપૂજ્ય તથા જયાદેવીએ શુભ દિવસે પ્રભુનું વાસુપૂજ્ય એવું યથાર્થ નામ પાડયું. શક્ર ઇંદ્રે અંગુઠામાં સંક્રમાવેલા અમૃતને ચુસવાથી પ્રભુ વધવા લાગ્યા. કારણકે અર્હંતભગવાનને ધાત્રામાતાઓ બીજાં કાર્ય કરવાથીજ ગણાય છે, સ્તનપાન કરાવ્યાથી ધાત્રી ગણાતી નથી. ઇંદ્રની આજ્ઞાથી પાંચ દેવાંગનાઓ ધાત્રીપણે છાયાની પેઠે પ્રભુની સાથે રહેતી હતી, અને તેમનાથી લાલનપાલન થયેલા પ્રભુ વૃદ્ધિ પામતા હતા. સમાન વયના થઈને આવેલા દેવકુમારોની સાથે કોઈવાર સુવર્ણરત્નમય દિવ્ય દડાઓથી, કોઈવાર હીરારત્નજડિત શંકુલા ( શડી )-

થી, કોઈવાર ભ્રમરની પેઠે ભમવાની ક્રીડાથી, કોઈવાર આંઢોમાંઢી દાવ કરી આમલીના વૃક્ષ ઉપર ચડવાની ક્રીડાથી, કોઈવાર વેગથી દોડવાની રમતથી, કોઈવાર અંતર્ધાન થવાની ( સંતાઈ જવાની ) ક્રીડાથી, કોઈવાર ફાલ મારવાની ક્રીડાથી, કોઈવાર ઠેકવાની રમતથી, કોઈવાર પાણીમાં તરવાથી, કોઈવાર સિંહનાદની રમતથી, કોઈવાર મુષ્ટિયુદ્ધથી અને કોઈવાર બાહુયુદ્ધથી ક્રીડા કરતા એવા પ્રભુએ બાલ્યપણાને યોગ્ય એવી શિશુવય નિર્ગમન કરી

અનુક્રમે સીત્તેર ધનુષ ઉંચા ને સર્વ લક્ષણોએ યુક્ત એવા પ્રભુ મૃગાક્ષીઓના મનને હરનારૂં યૌવનવય પામ્યા. એક દિવસે સંસારસુખથી વિમુખ જણાતા વાસુપૂજ્ય પ્રભુને તેમના માતાપિતા પુત્રપણાના વાત્સલ્યભાવથી આ પ્રમાણે કહેવા લાગ્યા—"હે કુમાર! તમારા જેવા પુત્રના જન્મ માત્રથી જગત્ બધાના અને અમારા સર્વ મનોરથો પૂર્ણ થયા છે, તોપણ કાંઇક તમને કહેવાનું છે. કારણકે અમૃતથી કોણ તૃપ્તિ પામે? મધ્ય દેશમાં, વત્સ દેશમાં, ગૌડ દેશમાં, મગધદેશમાં, કોશલ દેશમાં, પ્રાગ્જ્યોતિપમાં, નેપાળદેશમાં, વિદેહદેશમાં, કલિંગ દેશમાં, પુંડ્ર દેશમાં, તામ્રલિપ્તમાં, મૂલ દેશમાં, મલય દેશમાં, મુદ્ગર દેશમાં, મલ્લવર્ત્ત દેશમાં, બ્રહ્મોત્તર દેશમાં અને બીજા પણ પૂર્વદિશાના આભૂષણરૂપ સર્વ દેશોમાં તથા ડાહલ દેશમાં, દશાર્ણદેશમાં, વિદર્ભ દેશમાં, અશ્મક દેશમાં, કુંતલ દેશમાં, મહારાષ્ટ્ર દેશમાં, અંધ્ર દેશમાં, મુરલ દેશમાં, ક્રથકૈશિક દેશમાં, સુર્પાર દેશમાં, કેરલ દેશમાં, દ્રમિલ દેશમાં, પાંડ દેશમાં, દંડક દેશમાં, ચોડ દેશમાં, નાશિકય દેશમાં, કોંકણ દેશમાં, કૌવેર વાનવાસ દેશમાં, કોલ્લાદ્રિમાં, સિંહલ દેશમાં અને બીજા પણ દક્ષિણ દિશાના દેશોમાં, સૌરાષ્ટ્ર દેશમાં, ત્રિવણ દેશમાં, દશેરક દેશમાં, અર્બુદાચલમાં, કચ્છ દેશમાં, આવર્ત્તક દેશમાં, બ્રાહ્મણવાહમાં, યવન દેશમાં, સિંધુ દેશમાં અને બીજા પણ પશ્ચિમ દિશાના દેશોમાં, તથા શક દેશમાં, કેકય [કાબુલ] દેશમાં, વોક્કાણ દેશમાં, હૂણદેશમાં, વાનાયુજ દેશમાં, પંચાલ દેશમાં, કુલૂત દેશમાં, કાશ્મીર દેશમાં, કાંબોજ દેશમાં, વાન્હિક દેશમાં, જાંગલ દેશમાં, કુરૂ દેશમાં અને બીજા પણ ઉત્તર દિશાના દેશોમાં, તથા દક્ષિણ ભરતાર્દ્ધ ક્ષેત્રના સીમાડાની પાજ જેવા વૈતાઢ્ય પર્વતની બંને શ્રેણીમાં અને બીજા પણ જુદા જુદા અનેક દેશોમાં કુલીન, પંડિત, શૂરવીર, મોટા ખજાનાવાળા, યશસ્વી, ચતુરંગ સૈન્યવાળા, પ્રજાપાલનમાં પ્રખ્યાત, નિષ્કલંક, સત્ય પ્રતિજ્ઞાવાળા અને ધર્મના અનુરાગી જે રાજાઓ અને ખેચરેશ્વરો રહેલા છે તે સર્વે મોટી ભેટો સહિત પોતાની કન્યાઓ તમને આપવાને અશ્રાંતપણે વારંવાર અમારી પ્રાર્થના કરે છે. તેથી તેઓની કન્યાઓ સાથે તમારા વિવાહોત્સવના દર્શન આપીને તેમના તથા અમારા મનોરથને પૂર્ણ કરો, અને કુલક્રમથી આવેલા આ રાજ્યને ગ્રહણ કરો. કારણકે હવે વૃદ્ધાવસ્થામાં અમારે વ્રત ગ્રહણ કરવું એજ ઉચિત છે." આવા માતાપિતાનાં વચન સાંભળીને વાસુપૂજ્ય ભગવાન્ હાસ્ય કરતા બોલ્યા—"હે માતાપિતા! પુત્રપ્રેમને

યોગ્ય એવાં આ તમારાં વચનો યુક્ત છે. પણ આ સંસારરૂપી અરણ્યમાં સાર્થવાહના વૃષભની પેઠે ભમી ભમીને હું ઘણો ખેદ પામી ગયો છું. કયા કયા દેશમાં, કયા કયા નગરમાં, કયા કયા ગામમાં, કઈ કઇ ખાણોમાં, કઈ કઇ અટવીમાં, કયા કયા પર્વતમાં, કઈ કઈ નદીમાં, કયા કયા દ્રહોમાં, કયા કયા બેટમાં, અને કયા કયા સમુદ્રમાં, જાતજાતના રૂપનું પરાવર્ત્તન કરી હું અનંતકાલ નથી ભમ્યો? હવે તો નાના પ્રકારની યોનિઓમાં ભ્રમણ કરવાના સ્થાનરૂપ આ સંસારને મારે છેદી નાખવો છે. માટે સંસારરૂપી વૃક્ષને દોહદરૂપ કન્યાઓની સાથે વિવાહ કરવાની અને રાજ્યભાર ગ્રહણ કરવાની મારે કાંઈપણ જરૂર નથી. જો તમારે મારો ઉત્સવજ જોવો હોય તો દીક્ષા, કેવલજ્ઞાન અને નિર્વાણસમયના મહોત્સવો જન્મસમયની જેમ તમારે અને જગત્‌ને જોવા યોગ્ય થશે."

આવાં પુત્રનાં વચન સાંભળીને વસુપૂજ્ય રાજાએ અશ્રુયુક્ત લોચનવડે કહ્યું–"અરે પુત્ર! તું આ સંસાર તરવામાં ઉત્સુક છે એમ હું જાણુંછું. તીર્થંકરના જન્મને સૂચવનારાં ચૌદ મહા સ્વપ્નોથી તમારો આ જન્મ સંસારસમુદ્રના પારને લાવનારો છે, એમ અમારા જાણવામાં આવ્યું છે. હું નિઃસંશય કહું છું કે તમે આ ભવસાગર તરીજ ગયા છો અને દીક્ષા, કેવલજ્ઞાન અને નિર્વાણ સંબંધી મહોત્સવો પણ અવશ્ય થવાનાજ છે. તથાપિ તે ઉત્સવોની અંતર્ગત તમારો વિવાહોત્સવ પણ કરવાની મારી ઇચ્છા છે. કારણકે મોક્ષને પામવાને ઇચ્છતા એવા આપણા પૂર્વજોએ પણ એ ઉત્સવ આચરેલા છે. જુઓ આપણા ઈક્ષ્વાકુ વંશના આદિ પુરૂષ ભગવાન્ ઋષભદેવજી પોતાના પિતા નાભિરાજાની આજ્ઞાથી સુમંગલા અને સુનંદા નામની બે કન્યાઓ સાથે પરણ્યા હતા. અને ત્યારપછી પિતાની આજ્ઞા પ્રમાણે સૃષ્ટિવ્યવહાર બતાવી, રાજ્ય પાળી ભોગ ભોગવી જ્યારે સમય આવ્યો ત્યારે દીક્ષા લીધી હતી અને તે પ્રમાણે ગ્રહણ કરેલી દીક્ષાથી પણ પ્રાંતે એ પ્રભુ મોક્ષને પામ્યા હતા. કારણકે તમારા જેવા પુરૂષોને તો ગ્રામની જેમ મોક્ષ નજીક હોવાથી પ્રાપ્ત કરવું સહેલું છે. બીજા પણ અજિતનાથથી માંડીને શ્રેયાંસનાથ સુધીના તીર્થંકરોએ પિતાના વચનથી ઉદ્વાહ કરીને અને આ પૃથ્વી ઉપર રાજ્ય કરીને પછી મોક્ષને સાધ્યો છે, તેવી રીતે વિવાહ, રાજ્યશાસન, દીક્ષા અને નિર્વાણના સાધનોથી તમે પણ તે પ્રમાણે કરીને પૂર્વજોને અનુસરો."

આવાં પિતાનાં વચન સાંભળી વાસુપૂજ્ય કુમારે નમ્રતાથી કહ્યું.–"હે પિતાજી! એ સર્વ પૂર્વજોનાં ચરિત્રો હું જાણું છુ; પણ આ સંસારના માર્ગમાં પોતાના કુળમાં કે બીજાના કુળમાં એક બીજાનું સદૃશપણું કોઈથી પ્રવર્ત્તનવડે કરી શકાતું નથી. જે તીર્થંકરોએ વિવાહાદિક કરેલા છે તેઓને ભોગફલવાળાં સાવશેષ કર્મો રહેલા હતા. તેથી ત્રણ જ્ઞાનને ધારણ કરનારા એ મહાત્માઓએ ભોગ ભોગવીને તે કર્મોને ખપાવ્યાં હતાં. પણ મારે તો કાંઈપણ ભોગફલકર્મ અવશેષ રહેલું નથી કે જે મોક્ષમાં વિઘ્નરૂપ

થાય, માટે મને તો દીક્ષા લેવાનીજ આજ્ઞા આપવાને યોગ્ય છો. વળી મલ્લિનાથ, નેમિનાથ અને પાર્શ્વનાથ [1]એ ત્રણ ભાવિ તીર્થંકરો પણ વિવાહ તથા રાજ્યને અંગીકાર કર્યા વગરજ મુક્તિને મેળવવા માટે દીક્ષા ગ્રહણ કરશે. ચરમ તીર્થંકર શ્રી વીરભગવાન પોતાને ભોગ્ય કર્મ થોડુ હોવાથી વિવાહ કરશે, પણ રાજ્ય કર્યા વગરજ દીક્ષા લઈ સિદ્ધિ પામશે. તેથી કર્મની વિચિત્રતાને લીધે તીર્થંકરોનો પણ એકજ માર્ગ નથી. આ પ્રમાણે વિચાર કરી મને આજ્ઞા આપો, અને પ્રેમવડે કાયર થાઓ નહીં."

આ પ્રમાણે પોતાના માતાપિતાને સમજાવી, જન્મ પછી અઢાર લાખવર્ષ ગયા પછી પ્રભુ દીક્ષા લેવાને ઉત્સુક થયા. તત્કાલ આસનના કંપવાથી પ્રભુનો દીક્ષાઅવસર જાણી લોકાંતિક દેવતાઓ બ્રહ્મલોકમાંથી ત્યાં આવ્યા. તેઓએ પ્રભુને પ્રદક્ષિણા પૂર્વક પ્રણામ કરી 'હે સ્વામી ! તીર્થને પ્રવર્ત્તાવો' એમ વિજ્ઞપ્તિ કરી. આ પ્રમાણે કહીને તેઓ પોતાના લોકમાં ગયા પછી અનુગ્રહ કરવામાં તત્પર એવા પ્રભુએ વાર્ષિકદાન આપ્યું. તે દાન આપી રહ્યા પછી વર્ષાઋતુને અંતે પ્રજા જેમ ઇંદ્રોત્સવ કરે તેમ ઇંદ્રોએ આવી પ્રભુના દીક્ષાભિષેકનો મહોત્સવ કર્યો. પછી સુરઅસુરોએ રચેલી અને સિંહાસનથી સુશોભિત એવી પૃથ્વી નામે શિબિકા ઉપર પ્રભુ બિરાજમાન થયા. તેમાં રહેલા પાદપીઠ ઉપર પોતાના ચરણ મૂકી મણિમય સિંહાસન ઉપર રહેલા પ્રભુ સુવર્ણના કમલ ઉપર રહેલા રાજહંસની પેઠે શોભવા લાગ્યા. કોઈ આગળ રહેલાં પોતપોતાનાં શસ્ત્રોને ઉછાળતા, કોઈ દિવ્ય છત્ર હાથમાં રાખતા, કોઈ ચામર ધારણ કરતા, કોઈ પંખા રાખતા, કોઈ સુગંધ પાત્ર ધરતા, અને કોઇ પુષ્પોની માલાઓ રાખતા એવા અનેક ઇંદ્રોએ પરવરેલા તથા દેવ અસુર અને મનુષ્યોએ સેવેલા જગત્પતિ વિહારગ્રહ નામના ઉત્તમ વનમાં આવ્યા. એ ઉપવનમાં આંબાના અંકુરોના સ્વાદવડે હર્ષ પામેલા મધુર શબ્દવાળા કોકિલો ભક્તિના ઉત્કર્ષથી જાણે પ્રભુની સ્તુતિ કરતા હોય, પવનના હલાવવાથી ખરી પડેલા પુષ્પોના ગુચ્છોના બાનાથી નવીન અશોક વૃક્ષો જાણે પ્રભુને અર્ઘ્ય આપતા હોય, ચંબેલી અને આશોપાલવના પુષ્પોથી ઝરતા એવા મકરંદરસના મિષથી દેવતાઓ જાણે પ્રભુના ચરણને ધોવાને પાદ્યજલ આપતા હોય, ચારોળીના પુષ્પોમાંથી નીકળતા મધુર રસના પાનથી ઉન્મત્ત થયેલી ભમરીઓનો સમૂહ જાણે પ્રભુની પાસે માંગલિક ગીતો ગાતો હોય, પ્રફુલ્લિત પુષ્પોના અત્યંત ભારથી જેમનાં મસ્તકો નમેલાં છે એવાં કર્ણીકારનાં વૃક્ષો જાણે પ્રભુને અધિક નમસ્કાર કરતાં હોય અને પુષ્પોના આભૂષણોથી રમણિક તેમજ પલ્લવરૂપી હાથને હલાવતી વાસંતી લતાઓએ પ્રભુની પાસે જાણે નૃત્યનો આરંભ કર્યો હોય તેવી રીતે વૃક્ષોને તથા લતાઓને વિશેષ શોભા ઉત્પન્ન કરતા વાસુપૂજ્ય ભગવાને જાણે બીજા વસંતરાજ હોય તેમ તે ઉદ્યાનમાં પ્રવેશ કર્યો. પછી પ્રભુએ શિબિકા ઉપરથી નીચે ઉતરી ફાલ્ગુન માસમાં વૃક્ષો જેમ પત્રોને તજી દે તેમ પુષ્પમાળા

૧ અન્ય સ્થાનકે વાસુપૂજ્ય અને પાર્શ્વનાથ પરણ્યાનો અધિકાર છે, અહીં ના કહે છે, તત્વ કેવળી ગમ્ય.

તથા આભૂષણો તજી દીધાં. પછી સ્કંધભાગ ઉપર ઇંદ્રે મૂકેલાં દેવદૂષ્ય વસ્ત્રને વહન કરતા એવા પ્રભુએ ચતુર્થ તપ કરીને પંચમુષ્ટિ લોચ પૂર્વક ફાલ્ગુન માસની અમાવાસ્યાને દિવસે વરૂણ નક્ષત્રમાં દિવસના અપરાહ્ણ કાલે છસો રાજાઓની સાથે દીક્ષા લીધી. ત્યાર પછી સુર અસુર અને મનુષ્યોના અધિપતિઓ જગતૂના ગુરૂ એવા પ્રભુને નમસ્કાર કરીને સાયંકાલે યાચકો પોતપોતાને ઠેકાણે જાય તેમ પોતપોતાને સ્થાનકે ગયા. બીજે દિવસે મહાપુર નગરમાં સુનંદ રાજાને ઘેર પ્રભુએ પરમ અન્નથી પારણું કર્યું. તે વખતે દેવતાઓએ વસુધારાદિક પાંચ દિવ્ય પ્રકટ કર્યા, અને સુનંદે પ્રભુના ચરણને ઠેકાણે એક રત્નમય પીઠ કરાવી. ત્યાંથી પ્રભુ અનેક ગ્રામ, આકર અને નગર વિગેરે સ્થાનોમાં પવનની જેમ અપ્રતિબદ્ધપણે વિહાર કરવાને પ્રવર્ત્યા.

હવે પૃથ્વીપુર નગરમાં રાજાઓનો શિરોમણિ **પવનવેગ** નામનો રાજા રાજ્ય કરતો હતો. તેણે પૃથ્વી ઉપર ઘણા વર્ષો પર્યંત નિર્વિઘ્ને રાજ્ય કર્યું. પ્રાંતે યોગ્ય અવસરે તે રાજા **શ્રવણસિંહ** નામના મુનિની પાસે વ્રત લઇ, દુષ્કર તપ તપી, મૃત્યુ પામીને અનુત્તર વિમાનમાં દેવતા થયો.

આ જંબૂદ્વીપના દક્ષિણ ભરતાર્દ્ધમાં સર્વ સંપત્તિઓથી અવંધ્ય એવું **વિંધ્યપુર** નામે નગર છે. તેમાં વિંધ્યાદ્રિના જેવો બલવાન, શત્રુરૂપી તુલને ઉડાડવાને મહાવાયુ જેવો અને સર્વ રાજાઓમાં કેસરીસિંહ સમાન **વિંધ્યશક્તિ** નામે રાજા હતો. ક્રૂર ગ્રહોની પેઠે તે રાજાના બે ભુજાદંડ જ્યારે પરસ્પર અથડાતા ત્યારે સર્વ રાજાઓ ક્ષોભ પામી જતા હતા. ભ્રકુટીના ભંગથી ભયંકર અને અત્યંત રાતી એવી દૃષ્ટિથી જાણે ગળી જતો હોય તેવા તે રાજાને શત્રુઓ નાસતાં નાસતાંજ જોઇ શકતા હતા. પોતાને જીવવાની ઇચ્છાથી શત્રુઓ પણ તેનો આશ્રય લેતા, અને 'ધન આપીને પણ પ્રાણ બચાવવા ' એ નીતિથી તેને મોટા દંડ આપતા હતા. એક વખતે શક્રઇંદ્ર જેમ સુધર્મા સભામાં બેસે તેમ સર્વ સામંત તથા અમાત્ય વિગેરે પરિવારથી પરવરેલો તે રાજા સભામાં બેઠો હતો તેવામાં છડીદારે પ્રવેશ કરાવેલો એક ચરપુરૂષ ત્યાં આવ્યો. રાજાને નમસ્કાર કરી બેસીને તેણે ધીમે ધીમે વિજ્ઞપ્તિ કરવા માંડી—"હે દેવ ! આપના જાણવામાંજ હશે કે આ દક્ષિણ ભરતાર્દ્ધમાં લક્ષ્મીના ભંડાર તુલ્ય **સાકેતપુર** નામે એક મોટું નગર છે. ત્યાં ઘણી સૈન્યસમૃદ્ધિથી જાણે ભરત ચક્રવર્તીનો સેનાપતિ હોય તેવો **પર્વત** નામે મોટી ભુજાવાળો રાજા છે. તેની પાસે પોતાના સ્વરૂપથી ઉર્વશી અને રંભાનો પરાભવ કરનારી અને કામદેવના ધનરૂપ **ગુણમંજરી** નામે એક વેશ્યા રહે છે. એ સુંદરીના મુખને રચતાં અવશિષ્ટ રહેલાં પરમાણુઓથીજ વિધાતાએ પૂર્ણિમાનો ચંદ્ર બનાવ્યો હશે એમ લાગે છે. અમારાથી શું અધિક લાવણ્ય કોઇ ઠેકાણે તમોએ સાંભળ્યું છે ? એમ પૂછવાને માટેજ જાણે તેનાં નેત્રો કાનસુધી આવ્યાં હોયની! એમ જણાય છે, અર્થાત્ તેનાં નેત્રો કર્ણપર્યંત લાંબાં છે. તેની છાતી ઉપર એવાં વિશાળ અને

મનોહર સ્તનો રહેલાં છે કે જેમની ઉપમા એ પોતેજ છે, બીજું કાંઈ ઉપમા આપવા યોગ્ય નથી. તેનો મધ્યભાગ એવો કૃશ છે કે જાણે તેણે નિત્ય સહવાસથી ઉત્પન્ન થયેલા સ્નેહથી સ્તનરૂપી કુંભને પોતાની વિશાળતા આપી દીધી હોય તેમ જણાય છે. તેના હાથપગ કમલના જેવા કોમલ છે, અને તેમાં રહેલી રાગની સંપત્તિથી તે કંકેલિ વૃક્ષના પલ્લવોને અનુસરતા છે. એ સુંદર રમણી ગાયનમાં કોકિલા જેવી છે, નૃત્યમાં ઉર્વશી તુલ્ય છે, અને મધુર વીણા વગાડવામાં તુંબુરૂ ગંધર્વની જાણે સહોદરા હોય તેવી છે. હે મહારાજા! નારીઓમાં રત્નરૂપ એ વારાંગના આપ મહારાજાની પાસેજ ઘટે છે, માટે સુવર્ણ અને મણિની જેવો તમો બંનેનો ઉચિત યોગ થાઓ. જેવું લવણ વગરનું ભોજન, જેવું નેત્ર વગરનું મુખ અને જેવી ચંદ્ર વગરની રાત્રિ તેવી રીતે એ સુંદર વેશ્યા વગર તમારૂ રાજ્ય છે." આ પ્રમાણેનાં એ સેવકનાં વચનો સાંભળીને વિંધ્યશક્તિ રાજાએ એ ગુણમંજરી વેશ્યાની યાચના કરવાને માટે પર્વત રાજાની પાસે દૂતરૂપે પોતાના એક મંત્રીને મોકલ્યો.

જાણે વેગથી આકાશને તરી જતા હોય તેવા વેગી વાહનોથી તે મંત્રી સ્વલ્પ કાળમાં સાકેતપુર નગરે જઈ પહોંચ્યો, અને પર્વત રાજાની સભામાં જઈ તેને કહેવા લાગ્યો—"રાજા વિંધ્યશક્તિ તમારાથી જુદા નથી અને તમે તેનાથી જુદા નથી. સમુદ્ર અને તરંગજાલની પેઠે તમો બંને રાજાઓમાં અભેદપણું છે. તમારા બંનેનો આત્મા એકજ છે, ફક્ત શરીરજ જુદાં છે. જે તેમનું તે તમારૂ છે અને જે તમારૂ તે તેમનું છે. તમારી પાસે ગુણમંજરી નામે એક સુંદર વેશ્યા છે એમ સંભળાય છે, તેને અમારા રાજા વિંધ્યશક્તિ કૌતુકને માટે પોતાની પાસે મંગાવે છે. તેથી તમારા બધુ અને તમારા જેવા તે રાજાને માગણી કરવાથી એ વેશ્યા આપો; કારણકે વેશ્યાસ્ત્રીઓને આપવામાં અને ગ્રહણ કરવામાં કાંઈપણ નિંદા જેવું નથી." આ પ્રમાણેનાં મંત્રીનાં વચનોથી યષ્ટિવડે સ્પર્શ કરેલા સર્પની પેઠે કોપથી પોતાના હોઠને કંપાવતો પર્વત રાજા બોલ્યો—"અરે! સેવક! એ દુષ્ટ હૃદયવાળો વિંધ્યશક્તિ રાજા મારો બધુ છે. એ પ્રમાણે તું કેમ કહે છે? કારણ કે એ પ્રાણથી પણ વહાલી એવી ગુણમંજરીની મારી પાસે યાચના કરે છે. જેના વિના હું એક મુહૂર્ત્ત માત્ર પણ રહેવા સમર્થ નથી તેને ગ્રહણ કરવાની ઈચ્છા કરનારા તારા રાજાએ મારા પ્રાણ લેવાની ઈચ્છા કરી છે. એક દાસીને પણ હું આપું નહીં તો ગુણમંજરીને શી રીતેજ આપીશ? માટે ભલે વિંધ્યશક્તિ રાજા પોતાની શક્તિથી મારો મિત્ર થાય વા શત્રુ થાય. અરે મંત્રી! તુ અહીંથી ઉઠીને જા, તારા રાજાને આ પ્રમાણે યથાર્થ કહેજે; કારણકે દૂતો યથાર્થ કહેનારા હોય છે."

આવાં પર્વતરાજાનાં વચન સાંભળી વાંકાં નેત્ર કરતો મંત્રી ઉઠચો, અને વાહન ઉપર ચડીને સત્વર વિંધ્યશક્તિની પાસે આવી તેને સર્વ વૃત્તાંત કહ્યું. જે સાંભળી આહુતિના હોમથી જેમ અગ્નિ પ્રદિપ્ત થાય તેમ તે ક્રોધથી પ્રજ્વલિત થયો. પછી સમુદ્ર જેમ

મર્યાદા છોડીને જાય તેમ લાંબા કાળની મિત્રતા છોડીને ગર્વના પર્વત જેવો વિંધ્યશક્તિ રાજાપર્વતરાજાની ઉપર લશ્કર લઈને ચાલ્યો. એ ખબર સાંભળી પર્વત રાજા પણ સૈન્ય-વાહન સાથે સન્મુખ આવ્યો. **શૂરવીર પુરૂષો મિત્રની અને શત્રુની બંનેની સામે આવે છે.** પછી લાંબા કાળથી પ્રચંડભુજાઓ પર આવી રહેલી ખુજલી શમાવાને ઔષધ જેવું તેમના અગ્ર સૈનિકોની વચ્ચે મહાયુદ્ધ પ્રવર્ત્યું. સામસામા લડાઈ કરતાં હાથીઓની જેમ બંને સૈન્યના સુભટો પરસ્પર સામા આવતા હતા અને પાછા હઠતા હતા. ભાલાથી વીંધાયા છતાં પણ હુંકાર કરતો કોઈ વીર પુરૂષ તંતુમાં પરોવાયેલા મણિની જેમ શોભતો શત્રુની સામે ધસી આવતો હતો. કુશલ ધનુષ્યધારીઓએ ધાટા બાણોના મારવડે સુભટ વિનાની કરી મૂકેલી યુદ્ધભૂમિ લણી લીધેલા શરકટવડે જેમ અરણ્યની ભૂમિ લાગે તેવી લાગતી હતી. સર્પોની જેમ પરના પ્રાણોને હરનારા પરિઘ, શલ્ય, ગદા અને મુદ્‌ગરો વિગેરેના પડવાથી સર્વે દિશાઓ વ્યાપી રહી હતી, અને શુક્લ અને કૃષ્ણપક્ષમાં ચંદ્રિકાના તેજની જેમ બંને સૈન્યોનો ક્ષણે ક્ષણે સરખી રીતે જય પરાજય થતો હતો.

પછી પર્વતરાજા સર્વ બલથી હાથમાં ધનુષ લઇ, રથ ઉપર ચડીને યુદ્ધ કરવાને માટે રણભૂમિમાં આવ્યો. તે વખતે સૈન્યે ઉખેડેલી પૃથ્વીની રજવડે જેમ અંતરીક્ષ ઢંકાઇ જાય તેમ એકી સાથે કરેલી બાણવૃષ્ટિથી તેણે શત્રુના સૈન્યને ઢાંકી દીધું; અને થોડીકવારમાં તો જેનો વેગ રોકી શકાય નહીં એવા પર્વત રાજાએ બલવાન પવન જેમ વૃક્ષોને ભાંગી નાખે તેમ વિંધ્યશક્તિના સૈન્યને ભાંગી નાખ્યું. પોતાના સૈન્યનો ભંગ થયેલો જોઇને ક્રોધ પામેલો મહાભુજ વિંધ્યશક્તિ રાજા જાણે કાલરાત્રિનો અનુજ બંધુ હોય તેમ શત્રુઓનો સંહાર કરવાને તૈયાર થયો. તેને આવતો જોઇને મૃગલાઓ જેમ સિંહને અને સર્પો જેમ ગરૂડને સહન કરી ન શકે તેમ પર્વત રાજાના સૈનિકો તેને સહન કરી શક્યા નહીં. પછી ધનુષ્ય અને પ્રચંડ ભુજાના બળથી ગર્વ પામેલા વિંધ્યશક્તિ રાજાએ જેનું સૈન્ય પરાભવ પામેલું છે એવા પર્વત રાજાને પોતાની આગળ રણભૂમિમાં બોલાવ્યો. પછી નારાચ અને અર્દ્ધચંદ્ર બાણોથી પરસ્પર વધ કરવાની ઈચ્છા કરનાર તે બંને રાજાઓ વચ્ચે મોટું યુદ્ધ થયું. રથ ઉપર રહેલા તે બને રાજાઓએ એક બીજાના રથ, રથના ઘોડા અને સારથિનું મેઘની જેમ મથન કરી નાખ્યુ. પછી બીજા રથ ઉપર બેસીને કલ્પાંત કાળમાં પર્વતોની જેમ તેઓએ ફરીવાર યુદ્ધ કરવા માંડયું. થોડીવારમાં વિંધ્યશક્તિએ પોતાની શક્તિથી પર્વતરાજાને સર્પને જેમ વિષ રહિત કરે તેમ અસ્ત્ર અને વીર્ય વગરનો કરી દીધો. તેથી મોટા હાથીથી હાથી-ના બચ્ચાંની જેમ વિંધ્યશક્તિ રાજાએ પરાભવ કરેલો પર્વત રાજા પાછું જોયા વગરજ ત્યાંથી પલાયન કરી ગયો. વિંધ્યશક્તિએ પર્વતના નગરમાં પ્રવેશ કરી ગુણમંજરી વેશ્યા અને બીજું હસ્તી વિગેરે સર્વસ્વ લઇ લીધું. **કહ્યુ છે કે જેનું પરાક્રમ તેની લક્ષ્મી છે.** પછી પૂર્ણ થયેલા મેઘની જેમ રણસાગરમાંથી નિવૃત્ત થઈને કૃતાર્થ થયેલો

વિંધ્યશક્તિ રાજા પોતાના વિંધ્યપુરમાં આવ્યો. ફાળથી ચુકેલા સિંહની જેમ અને ઠેકડો મારવાથી ચુકેલા વાનરની જેમ રણમાંથી ભગ્ન થયેલો પર્વત રાજા ત્યારથી ઘણા કષ્ટમાં રહેવા લાગ્યો. છેવટે એવા પરાભવથી લજ્જા પામીને તેણે **સંભવાચાર્ય**ની પાસે દીક્ષા લીધી. દુઃખે તપી શકાય એવા મહા તપ કરતાં તેણે એવું નિયાણું કર્યું કે "આગામી ભવમાં હું વિંધ્યશક્તિનો વધ કરનાર થાઉં." જેમ ફોતરાંઓ લઇને તેમા બદલામાં માણિક્ય વેચે તેમ તેણે મોટા તપને આવું નિયાણું બાંધી વેચી દીધો. અંતે અનશન કરી મૃત્યુ પામીને તે પ્રાણત દેવલોકમાં દેવતા થયો. રાજા વિંધ્યશક્તિ પણ ચિરકાલ ભવમાં ભ્રમણ કરી પ્રાંતે એક ભવમાં જિનલિંગને ધારણ કરી મૃત્યુ પામીને દેવલોકમાં દેવતા થયો.

ત્યાંથી ચ્યવીને વિંધ્યશક્તિનો જીવ વિજયપુરમાં **શ્રીધર** રાજાની **શ્રીમતી** નામની રાણીના ઉદરથી **તારક** નામે પુત્રરૂપે ઉત્પન્ન થયો. તે સીતેર ધનુષ્યની કાયાવાળો, કાજલના જેવા શ્યામ વર્ણવાળો, બોંતેર લાખ વર્ષના આયુષ્યવાળો અને ઘણા ભુજબલવાળો થયો. છેવટે તેણે ચક્ર મેળવી ભરતાર્દ્ધને સાધી લીધું. કારણકે **પ્રતિવાસુદેવો ભરતાર્દ્ધના સ્વામી થાય છે.**

આ તરફ સૌરાષ્ટ્ર દેશનું સુખમંડન **દ્વારકા** નામે નગરી હતી. તેનો સુંદર કિલ્લો પશ્ચિમ સમુદ્રના તરંગોથી નિરંતર ધોવાતો હતો. તે નગરમાં સર્વ જગત્‌ના ઉલટાક્રમનું નિવારણ કરનાર અને મોટા પરાક્રમવાળો જાણે વાસુદેવની હરીફાઈ કરતો હોય તેવો **બ્રહ્મ** નામે રાજા હતો. લવણ સમુદ્રને જેમ ગંગા અને સિંધુ તેમ તેના અંતઃપુરમાં પ્રધાન એવી **સુભદ્રા** અને **ઉમા** નામે તેને બે રાણીઓ હતી. કામદેવ જેમ રતિ અને પ્રીતિ સાથે વિષયસુખ ભોગવે તેમ તે બન્ને સ્ત્રીઓની સાથે બ્રહ્મરાજા ચિરકાલ વિષયસુખ ભોગવતો હતો.

તેવામાં પવનવેગનો જીવ અનુત્તર વિમાનથી ચ્યવી મહાદેવી સુભદ્રાના ઉદરમાં અવતર્યો. સુખે સુતેલા સુભદ્રા દેવીએ બલદેવના જન્મને સૂચવનારાં ચાર મહાસ્વપ્નો જોયાં. સમય આવતાં કમલને જેમ ગંગા અને ચંદ્રને જેમ પૂર્વદિશા પ્રસવે તેમ સ્ફટિકમણિના જેવા નિર્મલ કુમારને તેમણે જન્મ આપ્યો. બંદિવાનોને કારાગૃહમાંથી મુક્ત કરવા વિગેરે સુકૃત્યોથી જગત્‌ને પરમહર્ષ આપતા એવા બ્રહ્મરાજાએ પુત્રનું વિજય એવું નામ પાડ્યું. જુદાં જુદાં કાર્ય માટે નિમાયેલી પાંચ ધાત્રીમાતાઓએ લાલનપાલન કરેલો એ કુમાર શરીરની શોભાની સાથે વયોવૃદ્ધિને પામ્યો. કાનમાં સુવર્ણના ચપલ અકોટા, કંઠમાં નાભિસુધી લટકતો રત્નનો હાર, કટિભાગમાં સુવર્ણની કટારી સાથે કનકની કટિમેખલા, પગમાં વાગતી રત્નની ઘુઘરમાળ અને મસ્તક ઉપર કાનશીઆને ધારણ કરતો એ કુમાર સર્વને હર્ષ પમાડતો હતો. હવે પ્રાણત દેવલોકમાંથી ચ્યવીને પર્વતરાજાનો જીવ સરસી ( તલાવડી ) માં હંસની પેઠે ઉમાદેવીની

કુક્ષિમાં અવતર્યો. સુખે સુતેલા ઉમાદેવીએ વાસુદેવના જન્મને સૂચવનારાં સાત મહા સ્વપ્નો મુખમાં પ્રવેશ કરતાં જોયાં. અનુક્રમે નવ માસ અને સાડા સાત દિવસની ગર્ભસ્થિતિ પૂર્ણ થતાં વર્ષાઋતુ જેમ પૂર્ણ મેઘને જન્મ આપે તેમ તેણે શ્યામ વર્ણવાળા કુમારને જન્મ આપ્યો. કુમારના જન્મથી જાણે પરબ્રહ્મમાં નિમગ્ન થયા હોય તેવા બ્રહ્મરાજાએ હર્ષથી યાચકોને પ્રસન્ન કરવા પૂર્વક પુત્રજન્મનો મોટો ઉત્સવ કર્યો. શુભ એવા ગ્રહ, નક્ષત્ર, તિથિ અને વારમાં કુમારનું દ્વિપૃષ્ટ એવું યથાર્થ નામ પાડ્યું. તાપસોની સ્ત્રીઓ પોતાના આંગણામાં ઉગેલા કંકેલિના વૃક્ષનું જેમ લાલનપાલન કરે તેમ પાંચ ધાત્રીઓએ જુદાંજુદાં કાર્યોવડે તેનું લાલનપાલન કરવા માંડ્યું. સ્વેચ્છાથી ઉછળતા અને દોડતા એ ચપલ બાળકને પારાની જેમ તે ધાત્રીઓ હાથથી પકડી શકતી નહીં. પિતા, માતા અને જ્યેષ્ઠ બંધુ જેમને હર્ષ સાથે પોતાનો અંતરસ્નેહ બતાવતા હતા એવા બીજા વાસુદેવ પ્રતિદિન વધવા લાગ્યા. જાણે છઠ્ઠી ધાત્રીમાતા હોય તેમ વિજય કુમાર તે કુમારને તેની ઉપરના અત્યંત સ્નેહથી કેડ ઉપર, હૃદય ઉપર, પૃષ્ઠ ભાગ ઉપર અને સ્કંધ ઉપર વારવાર તેડતો હતો. દ્વિપૃષ્ટ કુમાર પણ સ્નેહરૂપી કામણથી બંધાઇને વિજયકુમારને અનુસરીનેજ ઉભો રહેતો, ચાલતો, સુતો, બેસતો, જમતો અને પાણી પીતો હતો. જ્યારે સમય આવ્યો ત્યારે પિતાના અલંધ્ય શાસનથી તેઓએ ફક્ત વિદ્યાગુરૂને નિમિત્તરૂપ કરીને લીલામાત્રમાં સર્વ કલાઓ ગ્રહણ કરી લીધી. જેમનું મધ્ય ( હૃદયનો આશય ) જાણવામાં આવતું નથી એવા ઉજ્વળ અને શ્યામ વર્ણવાળા તે બંને સહોદરો જાણે મૂર્તિમાન્ ક્ષીરસમુદ્ર અને લવણ સમુદ્ર હોય તેવા જણાતા હતા. નીલાં અને પીળાં વસ્ત્રોને ધારણ કરનારા તથા તાડ અને ગરૂડના ચિન્હવાળા એ બંને કુમારો બાળક હતા તોપણ તારક પ્રતિવાસુદેવની આજ્ઞાને જરાપણ માન્ય કરતા નહોતા. તેઓનો આજ્ઞાનો અતિક્રમ, ભુજવીર્ય અને અધૃષ્યપણું વિગેરે જોઇને તેના બાતમીદારોએ જઈ તારકને આ પ્રમાણે કહ્યું—"હે દેવ ! દ્વારકામાં બ્રહ્મરાજાને ઘેર સાથે મળેલા વાયુ અને અગ્નિની જેવા બે અતિદુર્મદ કુમારો ઉત્પન્ન થયેલા છે, તેઓ તમારી આજ્ઞાને માનતા નથી. સર્વ શાસ્ત્રોની અંદર કુશળતા અને વિદ્યાની સિદ્ધિઓ તેઓના ભુજદંડના બલને અહંકારરૂપ થયેલી છે. તેથી હે દેવ ! તમારા સંબંધમાં આ શુભ હોય તેમ જણાતુ નથી; માટે તમને જેમ યોગ્ય લાગે તેમ કરો, અમે તો તમારા સેવકો છીએ." આવાં વચનો સાંભળીને તારકરાજાનાં નેત્રો કોપથી ચપલ થઇને ફરકવા લાગ્યાં. તરતજ મોટા પરાક્રમવાળા પોતાના સેનાપતિને બોલાવીને તેણે આજ્ઞા કરી કે—"અરે સેનાપતિ ! એકદમ સર્વ રીતે તૈયાર થઇ જાઓ અને સામંતરાજાઓને બોલાવવામાં દૂતિકારૂપ ભંભાને વગાડો કેમકે વક્ર બુદ્ધિવાળા એ બ્રહ્મરાજાને પુત્રો સહિત મારી નાખવો છે. ઉપેક્ષા કરેલો શત્રુ વ્યાધિની પેઠે પરિણામે વિષરૂપ થાય છે." રાજાની આજ્ઞા સાંભળી મંત્રીએ કહ્યું—"મહારાજા ! આ બાબતમાં સારી રીતે ધ્યાન

આપો; આજસુધી બ્રહ્મરાજા તમારો એક પત્તિરૂપ સામંત તરીકે વર્ત્યો છે, તો કાંઈપણ મિષ વગર તેની ઉપર ચડાઈ કરવી એ યોગ્ય નથી. કારણકે તેમ કરવાથી બીજા અમાત્યોને શંકા ઉત્પન્ન થશે; જ્યારે શંકા થઈ ત્યારે તેવા શંકાવાળાનો વિશ્વાસ કરવો યોગ્ય નહીં, વિશ્વાસ વગર તેના વિચાર કે હુકમ શા કામના ? અને જ્યારે વિચાર કે હુકમ વ્યર્થ થાય તો પછી સ્વામીપણું શા કામનું ? તેથી કાંઇપણ મિષ કરી તેની ઉપર અપરાધનો આરોપ કરો; પોતાના બે કુમારના બલથી ગર્વ પામેલા તે રાજા ઉપર અપરાધ લાવવો સહેલો છે, તેથી એક સંદેશો લઈ જનાર સેવકને મોકલી તેની પાસે પ્રાણથી પણ વહાલા એવા ઘોડા, હાથી અને રત્નોની માગણી કરો. જો તમને તે ન આપે તો પછી એજ અપરાધ મૂકીને તેને મારી નાખવો, કેમકે અપરાધીનો નિગ્રહ કરનારની ઉપર લોકાપવાદ આવતો નથી. જો કદિ આપણી માગણી પ્રમાણે તે આપે તો પછી વળી કાંઈ બીજું છળ શોધવું. જ્યારે છળ ગોતવા માંડે ત્યારે સર્વ જન અપરાધી થાય છે."

આ પ્રમાણે મંત્રીનો વિચાર સાંભળી તારક રાજાએ તેને સાબાશી આપી; અને પછી એક સેવકને એકાંતમાં સમજાવીને બ્રહ્મરાજાની પાસે મોકલ્યો; તત્કાળ તે દૂત દ્વારકાનગરીમાં વિજય અને દ્વિપૃષ્ટ કુમારની સાથે સભામાં બેઠેલા બ્રહ્મરાજાની પાસે જઈ પહોંચ્યો. રાજાએ ઘણા માનથી તેને પાસે બેસારી, ચિરકાલ સુધી પ્રેમસહિત બોલાવી પછી આવવાનું કારણ પૂછ્યું. દૂતે કહ્યું–"હે દ્વારકાપતિ ! શત્રુઓના બાહુગર્વને હરનારા આપણા સ્વામી તારકરાજા તમને આજ્ઞા કરે છે કે તમારા રાજ્યમાં જે કાંઇ ઉત્તમ હાથી, ઘોડા અને રત્નો હોય તે અમારે માટે તરત મોકલાવો, કારણકે આ દક્ષિણ ભરતાર્દ્ધમાં જે કાંઇ ઉત્તમ વસ્તુ હોય તે ભરતાર્દ્ધના અધિપતિ એવા મારેજ ભોગ્ય છે, બીજાને નહીં." આવાં દૂતનાં વચનથી કેશરીસિંહની જેમ કોપ પામેલો દ્વિપૃષ્ટ કુમાર જાણે નેત્રથી તેને હણવાને ઇચ્છતો હોય તેમ હાક મારી બોલી ઉઠ્યો–"અરે દૂત ! તારો સ્વામી તારકરાજા કાંઇ અમારા વંશનો વડિલ નથી, તેમજ અમારો રક્ષક કે દાતા નથી, તેથી પોતાનું રાજ્ય કરનારા એવા અમારો તે કેવી રીતે સ્વામી થઇ શકે? જેવી રીતે ભુજાના પરાક્રમથી તે અમારી પાસેથી ઘોડા વગેરે માગે છે, તેવી રીતે ભુજાના પરાક્રમથી અમે પણ તેની પાસેથી હાથી ઘોડા વિગેરે માગીએ છીએ, તેથી હે દૂત ! તું ચાલ્યો જા અને તારા સ્વામીના મસ્તકની સાથે હાથી ઘોડા વિગેરે લેવાને અમે હમણાજ ત્યાં આવીએ છીએ એમ જાણજે." દ્વિપૃષ્ટ કુમારની આવી ઉત્કટ અને કટુ વાણી સાંભળીને મનમાં અત્યંત રોષ પામેલા તે દૂતે તરત જઇને તારક રાજાને તે સર્વ નિવેદન કર્યું. મદવાળા હાથીના ગંધથી બીજા મદગંધી હાથીની જેમ દૂતની તે વાણી સાંભળીને ક્રોધ પામેલા તારક રાજાએ રણભેરી વગડાવી. ભેરીનો નાદ સાંભળીને તત્કાલ સૈન્યો, સેનાપતિઓ, સામંતો, મંત્રીઓ, મુગટધારી રાજાઓ, મહારથી સુભટો અને

જેમના ભુજદંડ ઉપર વીર્યની ખુજલી આવે છે એવા તથા લાંબો કાળ થયાં યુદ્ધ કરવાને ઉત્સુક થયેલા અને જાણે યમરાજના બંધુ હોય તેવા વીર પુરૂષો રાજાની પાસે આવીને એકઠા થયા. તે વખતે પૃથ્વીકંપ, વિદ્યુત્પાત અને કાગડાઓના કલકલાટ વિગેરેથી અશુભ પરિણામ સૂચવાતું હતું તોપણ તારક રાજાએ પ્રયાણ કર્યું. ક્રોધથી ધમધમી રહેલા પ્રતિવાસુદેવે અવિચ્છિન્ન પ્રયાણોથી તે દીર્ઘ માર્ગનો પણ અર્ધો ભાગ ઉલ્લંઘન કરી દીધો.

આ તરફ બ્રહ્મરાજા, વિજયકુમાર અને સૈન્યને સાથે લઇ યુદ્ધ કરવામાં ઉત્કંઠાવાળો દ્વિપૃષ્ટકુમાર કેશરીસિંહની જેમ તેની અગાઉથીજ સામો આવ્યો. અંગના ઉચ્છ્વાસથી જેઓનાં બખ્તરોની જાળીઓ વારવાર તુટી જાય છે એવા બંને સૈન્યના સુભટો માંડ માંડ બખ્તર પહેરી શકવા લાગ્યા. પછી મોટા સંહારના કારણરૂપ તે બંને સૈન્યનું એવું પરસ્પર યુદ્ધ ચાલ્યું કે જેથી તે રણભૂમિ મૃત્યુને જમવાના રસોડાના ગૃહ જેવી જણાવા લાગી. બંને તરફ લાખો છત્રો અને મુકુટો પડ્યા કે જેથી પડેલા યોદ્ધાઓની પણ સંખ્યા થઇ શકતી નહોતી. છત્રોથી શ્વેત કમલવાળી અને રૂધિરરૂપ રક્ત જળવડે પૂરાયેલી રણભૂમિ યમરાજની જાણે ક્રીડાવાપી હોય તેવી જણાવા લાગી. પછી દ્વિપૃષ્ટ કુમારે વિજય રથ ઉપર બેસી, જેનો ધ્વનિ યુદ્ધમાં વિજયને બોલાવવાના મંત્ર તુલ્ય હતો એવા પાંચજન્ય નામનો શંખ વગાડચો. સિંહનાદથી મૃગલાની જેમ અને મેઘનાદથી રાજહંસોની જેમ તે પાંચજન્યના નાદથી તારકના સૈનિકો ત્રાસ પામી ગયા. પોતાના સૈનિકોને ત્રાસ પામેલા જોઇને તારક રાજા તેમને લજ્જા પમાડી ભયથી નિવૃત્ત કરી પોતે રથ ઉપર ચડીને દ્વિપૃષ્ટ કુમારની સામે આવ્યો. તેને આવતો જોઈને હળના આયુધને ધરનારા વિજયકુમારે પોતાનું હળ સજ્જ કર્યું અને ઇંદ્ર જેમ પોતાના ઋજુરોહિત નામના ધનુષને ચડાવે તેમ દ્વિપૃષ્ટે શાર્ઙ્ગ ધનુષ ચડાવ્યું. ત્યારપછી તારકે પણ ધનુષ્ય ઉપર પણચ ચડાવીને જાણે મૃત્યુની ઉભી કરેલી તર્જની–આંગળી હોય તેવા એક બાણને ભાથામાંથી ખેંચી કાઢીને તેની સાથે સંધાડચું અને તે વાસુદેવ ઉપર છોડચું. એટલે વાસુદેવે તેને આવતાંજ પોતાના બાણવડે છેદી નાંખ્યું. આ પ્રમાણે તે બંનેની તરફથી વારંવાર બાણોના મોક્ષ અને છેદ થયા. ત્યારપછી ગદા, મુદ્ગર અને દંડ વિગેરે બીજાં જે જે આયુધો તારકરાજાએ મૂકયાં તે બધાં વાસુદેવે પ્રતિઅસ્ત્રોથી ભાંગી નાખ્યાં. પછી સંગ્રામરૂપ સમુદ્રના ક્રૂર જુડ* જેવું ચક્ર તારકરાજાએ હાથમાં ગ્રહણ કર્યું, અને કોપ તથા હાસ્યથી હોઠને કંપાવતો દ્વિપૃષ્ટ કુમાર પ્રત્યે બોલ્યો–"અરે બાળક! તું દુર્વિનીત છે, તથાપિ મારા લાંબા કાળના સેવકનો પુત્ર છે અને બાલ્યાવસ્થાવાળો છે તેથી અનુકંપાવડે હું તને મારવા ઈચ્છતો નથી." તે સાંભળી વિજય કુમારના અનુજ બંધુ દ્વિપૃષ્ટ કુમારે હાસ્યથી અધરને ફરકાવીને કહ્યું–"અરે મૂર્ખ ! જેના હાથમાં શાર્ઙ્ગ ધનુષ

* જળચર ભયંકર પ્રાણીવિશેષ

છે એવા મારી ઉપર અનુકંપા કરતો તું કેમ લજ્જા પામતો નથી? જોકે તું મારો શત્રુ છે, તથાપિ તારી ઉપર હું ક્ષમા કરૂં છું. કારણકે જરાવસ્થાથી જેનું મૃત્યુ નજીક આવેલ છે એવા તારી ઉપર મરેલાને માર્યા જેવું કોણ કરે? આ ચક્રથી જો તારે વિજયની ઇચ્છા હોય તો તેને છોડી દે; તે જ્યારે વ્યર્થ થશે ત્યારે તું ગર્વથી મુક્ત થઇશ." આવાં દ્વિપૃષ્ટનાં વચનથી જળવડે જેમ તપાવેલા તેલમાંથી અગ્નિ પ્રદીપ્ત થાય તેમ તારકરાજા ક્રોધવડે પ્રદીપ્ત થયો, અને ચક્રને મસ્તક ઉપર ભમાડવા માંડ્યું. પછી કલ્પાંતકાલનો મેઘ જેમ વિદ્યુત્‌ને છોડે તેમ જાજ્વલ્યમાન ચક્રને આકાશમાં ભમાડીને દ્વિપૃષ્ટની ઉપર છોડ્યું. તે તુબડાના અગ્રભાગની જેવા પ્રહારથી વાસુદેવના હૃદય સાથે અથડાયું, તે વખતે તે ચક્રે રૂપાંતર પામેલા કૌસ્તુભ મણિની શોભાને ધારણ કરી. તેના પ્રહારથી ક્ષણવાર મૂર્છા પામીને દ્વિપૃષ્ટકુમાર રથ ઉપર પડ્યો. તે વખતે વસ્ત્રના છેડાનો પંખો કરીને વિજયકુમાર પવન નાખવા લાગ્યો. ક્ષણવારે સંજ્ઞા પામી વાસુદેવે પાસે રહેલા શત્રુના ચક્રને ફુટવેલા મંત્રીની જેમ ગ્રહણ કરી તારકને આ પ્રમાણે કહ્યું—"હે તારક! આ ચક્ર તારાં સર્વ અસ્ત્રોનું સર્વસ્વ હતું, તેની શક્તિ પણ તારા જોવામાં આવી ગઇ છે; તો હવે તું જીવ લઈને અહીંથી ચાલ્યો જા; કેમકે જીવતો નર ભદ્ર પામે છે." તારકે કહ્યું —"એ ચક્ર મેં છોડી દીધેલુ છે તો હવે માટીના ઢેફાની જેવું તે હાથમાં લઈને તું શું ભસે છે? તુ એને મારી ઉપર છોડી દે, હું એના કાચી માટીના ઢેફાની પેઠે મુષ્ટિથી તાડન કરી ચૂરેચૂરા કરી નાખીશ." વાસુદેવે તેનાં આવાં ગર્વયુક્ત વચનો સાંભળીને ભમતા સૂર્યના ભ્રમને આપનારા અને ખેચરોને ત્રાસ પમાડનારા તે ચક્રને ભમાવીને પ્રતિવાસુદેવની ઉપર મૂક્યું. તેણે કમલના નાળવાની પેઠે લીલામાત્રમાં તારકરાજાનું મસ્તક છેદી નાખ્યુ, અને પાછુ વાસુદેવના હાથમાં આવીને ઉભું રહ્યું. તે વખતે દ્વિપૃષ્ટની ઉપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ, અને તારક રાજાની ઉપર તેના અંતઃપુરની સ્ત્રીઓનાં નેત્રોમાંથી અશ્રુજળની વૃષ્ટિ થઈ.

તારકના પક્ષના જે રાજાઓ હતા તેઓએ વેતસ નામના વૃક્ષની જેવી વૃત્તિ ધારણ કરીને દ્વિપૃષ્ટ રાજા પાસે આવી પોતાના આત્માનું રક્ષણ કર્યું, કારણકે શક્તિવાનની પાસે એજ ઉપાય કરવો યોગ્ય છે. એ ચડાઇના આરંભથીજ ઉત્તમ સાધનો સાથે લઇને તેણે સર્વ દક્ષિણ ભરતાર્દ્ધને સાધી લીધું. મગધ, વરદામ અને પ્રભાસતીર્થના અધિપતિદેવતાઓને તેણે એક સામંત રાજાની માફક લીલામાત્રમાં જીતી લીધા. દિગ્યાત્રા કરીને પાછા વળતા તેઓ મગધ દેશમાં આવ્યા. ત્યાં ક્રોડ પુરૂષોએ ઉપડી શકે એવી એક મોટી શિલા તેના જોવામાં આવી. શત્રુઓને વિપરીત એવા વાસુદેવે ગજેંદ્ર જેમ કમલને ઉપાડે તેમ લીલામાત્રમાં તે શિલાને વામભુજાવડે લલાટ સુધી ઊંચી કરી. સર્વ ભુજાધારીઓમાં અગ્રેસર એવા વિષ્ણુ તેને પાછી યોગ્ય સ્થાને મૂકીને ત્યાંથી ચાલતાં કેટલાએક દિવસે દ્વારકામાં આવ્યા. ત્યાં બ્રહ્મરાજાએ, વિજયકુમારે અને સર્વ રાજાઓએ મળીને દ્વિપૃષ્ટને સિંહાસન ઉપર બેસારી અર્દ્ધચક્રીપણાનો અભિષેક કર્યો.

તે સમયે એક માસ છદ્મસ્થપણામાં વિહાર કરી ત્રણ જગતના પતિ વાસુપૂજ્યપ્રભુ વિહારગૃહ નામના ઉદ્યાનમાં જ્યાં દીક્ષા લીધી હતી તેજ ઉદ્યાનમાં આવ્યા. ત્યાં પાટલ (ગુલાબ)ના વૃક્ષ નીચે રહેલા પ્રભુને શુક્લ ધ્યાનને બીજે પાયે વર્તતાં પ્રાતઃકાલે અંધકાર નાશ પામે તેમ ઘાતિકર્મ નાશ પામ્યાં, એટલે માઘ માસની શુક્લ દ્વિતીયાને દિવસે ચંદ્ર શતભિષા નક્ષત્રમાં આવતાં ચતુર્થ તપવાળા પ્રભુને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. ત્યાં દેવોએ સમવસરણ રચ્યું. એ દિવ્ય સમવસરણમાં બીરાજીને પ્રભુએ દેશના આપી. ભગવંતને સૂક્ષ્મ વિગેરે છાસઠ ગણધરો થયા. બીજી પોરષીએ મુખ્ય ગણધરે પાદપીઠપર બેસીને દેશના આપી. તેમના તીર્થમાં હંસના વાહનવાળો શ્વેતવર્ણી બે દક્ષિણ ભુજામાં બીજોરૂ અને બાણને ધરનારો અને વામ ભુજામાં નકુલ અને ધનુષને ધરનારો **કુમાર** નામનો યક્ષ વાસુપૂજ્ય પ્રભુના શાસનનો અધિષ્ઠાયક દેવ થયો. તેમજ શ્યામવર્ણવાળી, અશ્વના વાહનવાળી, બે દક્ષિણ ભુજામાં વરદ અને શક્તિને ધરનારી ને બે વામભુજામાં પુષ્પ અને ગદાને રાખનારી **ચંદ્રા** નામે નિરંતર પ્રભુની પાસે રહેનારી શાસનદેવી થઈ.

તે બંને શાસનદેવતાએ યુક્ત એવા વાસુપૂજ્ય ભગવાન્ વિહાર કરતાં કરતાં એકદા દ્વારકાની સમીપની ભૂમિએ આવીને સમવસર્યા. ત્યાં ઈંદ્રાદિક દેવોએ આઠસો ને ચાલીશ ધનુષ ઊંચું જેમાં અશોક વૃક્ષ છે એવું સમવસરણ રચ્યું. તેમાં પ્રવેશ કરી, અશોક વૃક્ષને પ્રદક્ષિણા દઇને **तीर्थाय नमः** એમ બોલતા પ્રભુ પૂર્વાભિમુખે સિંહાસન ઉપર આરૂઢ થયા. પ્રભુના પ્રભાવથી બીજી દિશાઓમાં પ્રભુની જેવાજ તેમના પ્રતિબિંબ દેવતાઓએ વિકુર્વ્યાં. પછી ચતુર્વિધ સંઘ પ્રથમ ગઢમાં યોગ્ય સ્થાને બેઠો, મધ્ય વપ્રમાં તિર્યંચો બેઠા, અને નીચેના વપ્રમાં સર્વનાં વાહનો રહ્યાં.

તે સમયે ત્યાં રહેલા રાજપુરૂષોએ પ્રફુલ્લિત નેત્રવાળા થઈને સત્વર વાસુદેવ સમીપે જઈ પ્રભુના સમવસરણના ખબર આપ્યા. દ્વિપૃષ્ટે વધામણી આપનાર પુરૂષોને સાડા બાર કોટી સુવર્ણ આપ્યું. પછી વિજય કુમારની સાથે પોતે સમોસરણમાં આવ્યા. ત્યાં પ્રભુને પ્રદક્ષિણા પૂર્વક પ્રણામ કરી વિજય બલભદ્રની સાથે ઈંદ્રની પછવાડે બેઠા. પછી જગત્પતિને વારંવાર નમી ઈંદ્ર, દ્વિપૃષ્ટ અને વિજયકુમારે સ્તુતિ કરવાનો આરંભ કર્યો.

"હે પ્રભુ ! આ સંસારરૂપી અતિ ભયંકર સમુદ્રમાં એક તરફ મોહરૂપી દુર્દિન પ્રસરે "છે, એક તરફ આશારૂપી નવી નવી વેળાઓ ક્ષણે ક્ષણે થયા કરે છે, એક તરફ "મોટા મઘરના જેવો દુર્વાર કામદેવ રહેલો છે, એક તરફ પ્રચંડ અને પ્રતિકૂલ પવનના "જેવા પાપરૂપ વિષયો પ્રવર્ત્તે છે, એક તરફ મોટા મોટા આવર્ત્ત ( ભમરી )ની પેઠે "ક્રોધાદિક ઉગ્ર કષાયો રહેલા છે, એક તરફ મોટા ખડકની જેવા ઉત્કટ રાગદ્વેષ રહેલા છે, "એક તરફ મોટા ઊર્મિઓની પેઠે વિવિધ દુઃખોની પરંપરા છે, એક તરફ વડવાનલની "જેમ આર્ત્ત તથા રૌદ્ર ધ્યાન થયા કરે છે, એક તરફ વેત્રવલ્લીની જેવી સ્ખલના કરનારી "મમતા રહેલી છે, અને એક તરફ ઉદ્ધત નક્રોના સમૂહની જેમ ઘણા વ્યાધિઓ આવ્યા

"કરે છે; તેથી હે પ્રભુ ! એવા દારૂણ સંસારરૂપી સાગરની અંદર પડેલા પ્રાણીઓને "હવે આપ ઉદ્ધાર કરો. હે જગત્પતિ ! તમારૂ કેવલજ્ઞાન અને કેવલદર્શન વૃક્ષના પુષ્પ "અને ફલની જેમ પરના ઉપકારને માટેજ છે. આજ મારો જન્મવૈભવ કૃતાર્થ થયો "છે, કારણકે તેથી તમારી પૂજાનો મહોત્સવ કરવાનો મને લાભ પ્રાપ્ત થયો છે."

આ પ્રમાણે સ્તુતિ કરી ઈંદ્ર, વાસુદેવ અને બલભદ્ર વિરામ પામ્યા પછી વાસુપૂજ્ય ભગવાને નીચે પ્રમાણે દેશના આપવાનો આરંભ કર્યો.

"આ સંસારરૂપી સમુદ્રમાં શમિલાયુગના સંયોગની પેઠે માંડમાંડ મનુષ્યપણું "પ્રાપ્ત કરી પુરૂષોએ ધર્મપરાયણ થવું જોઈએ. તે ધર્મ સર્વ ઉત્તમ જિનેશ્વરોએ કહેલો છે. "જે ધર્મને અવલંબન કરનાર પ્રાણી આ સંસારસાગરમાં ડુબતો નથી તે ધર્મ સંયમ,[1] "સત્યવાણી, શૌચ (પવિત્રતા)[2], બ્રહ્મચર્ય, નિષ્પરિગ્રહતા, તપ, ક્ષમા, મૃદુતા, સરલતા "અને નિર્લોભતા—એ દશ પ્રકારે કહેવાય છે. કલ્પવૃક્ષ વિગેરે પદાર્થો પણ ધર્મના પ્ર- "ભાવથી એવી ઇચ્છિત વસ્તુને આપે છે કે જે વસ્તુ અધર્મીઓની દૃષ્ટિએ પણ આવ- "તી નથી. હમેશાં પાસે રહેનાર અને અતિ વાત્સલ્યને ધારણ કરનાર એક ધર્મરૂપી "બંધુ અપાર દુઃખસાગરમાં પડતા પ્રાણીઓને બચાવે છે. સમુદ્ર પૃથ્વીને બોળી નાખતો "નથી અને વરસાદ પૃથ્વીને આશ્વાસન આપે છે, તે કેવળ ધર્મનોજ પ્રભાવ છે. અ- "ગ્નિ આડી રીતે બાળતો નથી અને પવન ઉર્દ્ધ ભાગમાં વાતો નથી, તે પણ ધર્મનોજ "અચિંત્ય મહિમા છે. આલંબન અને આધાર વગરની પૃથ્વી જે સર્વને આધાર આપી "રહેલી છે તેમાં ધર્મ શિવાય બીજુ કાંઈપણ કારણ નથી. ધર્મનાજ શાસનથી વિશ્વના "ઉપકારને માટે સૂર્યચંદ્ર આ જગત્‌માં ઉદયને પામે છે; એ વિશ્વવત્સલ ધર્મ બંધુ "વગરનાનો બંધુ છે, મિત્ર રહિત પુરૂષોનો મિત્ર છે, અને અનાથ પુરૂષોનો નાથ છે. "ધર્મ પાતાળમાં રહેલ નર્કમાં પડતા પ્રાણીઓની રક્ષા કરે છે, અને છેવટે અનુપમ "સર્વજ્ઞપણાના વૈભવને પણ ધર્મજ આપે છે.

"આ દશ પ્રકારનો ધર્મ મિથ્યાદૃષ્ટિઓએ તાત્વિકપણે બીલકુલ જોયો—જાણ્યો નથી "અને કદિ કોઇ ઠેકાણે કોઇએ કહ્યો હશે તો ફક્ત તે માત્ર વાણીનુંજ નૃત્ય છે. પ્રાયઃ સર્વની "વાણીમાં તત્ત્વાર્થ હોય છે અને કોઈકના મનમાં તત્ત્વાર્થ હોય છે, પણ જિનમતને સ્પર્શ "કરનાર પુરૂષોની તો વાણીમાં, મનમાં અને ક્રિયામાં—સર્વમાં તત્ત્વાર્થ હોય છે. વેદ શા- "સ્ત્રને પરાધીન બુદ્ધિવાળા અને કંઠમાં સૂત્ર (જનોઇ) પહેરનારા બ્રાહ્મણો તત્ત્વથી ધર્મ- "રત્નનો લેશ પણ જાણતા નથી. ગોમેધ, નરમેધ અને અશ્વમેધાદિક યજ્ઞો કરનારા "પ્રાણીઘાતક યાજ્ઞિક બ્રાહ્મણોને શી રીતે ધર્મ પ્રાપ્ત થાય ? જેમાં શ્રદ્ધા થાય નહીં તેવી "અછતી પરસ્પર વિરોધી એવી કલ્પિત વસ્તુને કહેનારા પુરાણકર્ત્તાઓમાં પણ ક્યાંથી "ધર્મ હોય? ખોટી ખોટી વ્યવસ્થાવડે પર દ્રવ્યને ગ્રહણ કરવાને ઇચ્છતા એવા સ્માર્ત્તાદિક

---

૧ આમા સર્વ પ્રકારની અહિંસા સમાય છે ૨ અચૌર્યતારૂપ પવિત્રતા

"પુરૂષોમાં માત્ર માટીને પાણીવડે કેવી રીતે શૌચ (શુદ્ધિ) પણું હોય? ઋતુકાલનો વ્યતિક્રમ "થતાં સ્ત્રીસેવન ન કરે તો ગર્ભહત્યાનું પાપ લાગે એવું કહેનારા અને બ્રહ્મચર્યનો નાશ "કરનારા પુરૂષોમાં શી રીતે ધર્મ સંભવે? યજમાન પાસેથી સર્વસ્વ લેવાને ઇચ્છતા અને "દ્રવ્યને માટે પ્રાણનો પણ ત્યાગ કરતા એવા બ્રાહ્મણોમાં અકિંચન (નિષ્પરિગ્રહ) પણું "ક્યાંથી હોય? અલ્પમાત્ર અપરાધ થતાં ક્ષણવારમાં શાપ આપનારા એવા લૌકિક ઋષિ-"ઓમાં ક્ષમાનો લેશ પણ જોવામાં આવતો નથી. જાતિ વિગેરેના મદથી અને દુરાચરણથી "જેમનાં ચિત્ત નાચ્યાં કરે છે એવા ચોથા આશ્રમમાં રહેનારા (સંન્યાસી) બ્રાહ્મણોમાં "કોમલતા (નિરભિમાનપણું) ક્યાં જોવામાં આવે છે? અંદર દંભ રાખનારા અને બહાર "બગલાભક્ત બની રહેનારા એવા પાખંડ વ્રતવાળા દ્વિજોમાં સરલતાનો એક લેશ પણ "નથી. સ્ત્રી, ગૃહ અને પુત્રાદિકના પરિગ્રહવાળા અને લોભના તો એક કુળગ્રહરૂપ "બ્રાહ્મણોની કેવી રીતે મુક્તિ થાય? અથવા તેમાં નિર્લોભતા ધર્મ કેમ સંભવે? માટે "રાગ, દ્વેષ અને મોહથી વર્જિત તથા કેવલજ્ઞાનથી શોભનારા અર્હંત ભગવંતોની તેમના "ઉજ્વલ ધર્મ ઉપરથીજ નિર્દોષતા સિદ્ધ થાય છે. રાગ, દ્વેષ અને મોહથીજ માણસમાં "અસત્યવાદીપણું આવે છે, તો તે દોષ અર્હંત ભગવંતમાં લેશ પણ હોતા નથી તો શી "રીતે તેમનામાં અસત્યવાદીપણું આવી શકે? જેઓનાં ચિત્ત રાગાદિક દોષોથી "કલુષિત થયેલાં હોય છે તેઓના મુખમાંથી કદિપણ સત્યવાણી નીકળતી નથી. જેઓ "યાગ હોમ વિગેરે ઇષ્ટ કર્મ કરે છે, વાપી કૂપ અને તળાવ વિગેરેમાં નહાવાથી પુણ્ય "માને છે, પશુનો ઘાત કરીને સ્વર્ગલોકનું સુખ શોધે છે, બ્રાહ્મણોને ભોજન આપવાથી "પિતૃઓને તૃપ્ત કરવાને ઇચ્છે છે, ઘૃતયોનિ[1] વિગેરે કરીને પ્રાયશ્ચિત્ત કરે છે, પાંચ "પ્રકારની આપત્તિઓ આવતાં સ્ત્રીઓને પુનર્લગ્ન કરાવે છે, જો સ્ત્રીમાં પુત્ર થવાનો "સંભવ હોય તો તેનામાં ક્ષેત્રજ[2] પુત્રની ઉત્પત્તિ કરવી એ પ્રમાણે કહે છે, દોષિત "સ્ત્રીઓ રજ (અંતરાય) આવે ત્યારે શુદ્ધ થાય છે એ પ્રમાણે માને છે, કલ્યાણની બુ-"દ્ધિએ યજ્ઞમાં બકરાંને મારી તેના શિશ્ન (લિંગ) થી આજીવિકા કરે છે, સૌત્રામણિ "અને સપ્તતંતુ યજ્ઞમાં મદિરાનું પાન કરે છે, વિષ્ટા ખાનારી ગાયોનો સ્પર્શ કરીને "પવિત્ર થવાનું માનેછે, જલાદિકમાં માત્ર સ્નાન કરવાથી પાપની શુદ્ધિ થાય એમ "બોલે છે, વડ પીંપલા અને આંબલી વિગેરે વૃક્ષોની પૂજા કરે છે, અગ્નિમાં હોમેલા હવ્ય-"થી દેવને તૃપ્ત કરેલા માને છે, પૃથ્વી ઉપર ગાય દોવાથી રિષ્ટની શાંતિ થાય એમ વદે "છે, સ્ત્રીઓને માત્ર વિડંબના કરે તેવા ધર્મવ્રતનો ઉપદેશ કરે છે, મોટી જટા,

---

૧ ઘૃતયોનિનું પ્રાયશ્ચિત્ત વેદદર્શનમા અપાયછે. જો કોઇ પુરૂષ પરસ્ત્રીસંગ કરે તો તે ઘૃતની યોનિ કરીને તેનુ દાન આપવા રૂપ પ્રાયશ્ચિત્ત લઇ શુદ્ધ થાયછે

૨ પોતાના પુરૂષના અભાવે બીજા પુરૂષના સંગથી જે સ્ત્રી પુત્ર ઉત્પન્ન કરે તે 'ક્ષેત્રજ' કહેવાય છે.

"ભસ્મવડે અંગરાગ અને કોપીનને[1] ધારણ કરે છે, આકડો ધંતૂરો અને માલૂરના "પુષ્પોથી દેવને પૂજે છે, ગીત નૃત્ય કરતાં વારંવાર અપશબ્દો બોલે છે, મુખ વગાડીને "ગીતનાદ આચરે છે, અસભ્ય ભાષાપૂર્વક દેવ, મુનિ અને લોકોને હણેછે, વ્રતનો ભંગ "કરીને દાસી દાસપણું કરવાને ઈચ્છેછે, અનંતકાય એવા કંદાદિ તથા ફ્લ, મૂલ અને "પાંદડાંઓનું ભક્ષણ કરે છે, સ્ત્રી અને પુત્રસહિત જઈને વનમાં વસે છે, ભક્ષ્ય અભક્ષ્ય, "પેય અપેય અને ગમ્ય અગમ્યમાં સમાનપણે વર્તે છે, યોગી એવા નામે પ્રસિદ્ધ થાય "છે, અને કેટલાક કૌલાચાર્યના શિષ્ય થાય છે. એઓને અને એ શિવાય બીજા પણ "કે જેઓનાં ચિત્તમાં જૈનશાસનનો સ્પર્શ થયો નથી એવાઓને ધર્મ શું ? તેનું ફ્લ પણ "શું ? અને તેમના ધર્મમાં પ્રમાણ પણ શું ?

"શ્રીજિનેંદ્ર ભાષિત ધર્મના આરાધનથી આ લોકમાં અને પરલોકમાં જે સુખકારી "ફ્લ થાય તે તો તેનુ આનુષંગિક[2] ( અવાંતર ) ફ્લ છે, પણ તેનું મુખ્ય ફ્લ તે "મોક્ષજ છે. જેમ કૃષિ કરવાનો મુખ્ય હેતુ ધાન્ય મેળવવાનો છે, તેમાં પલાલ વિગેરે "જે થાય તે આનુષંગિક ફ્લ છે. તેમ ધર્મ કરવાનું મુખ્ય ફ્લ મોક્ષજ છે, તેમાં જે "સાંસારિક ફ્લ થાય છે તે તો આનુષંગિક ફ્લ છે."

આ પ્રમાણે પ્રભુની દેશના સાંભળીને ઘણા લોકોએ દીક્ષા ગ્રહણ કરી; દ્વિપૃષ્ઠ કુમારને સમકિત પ્રાપ્ત થયુ અને બલભદ્રે શ્રાવકપણું ગ્રહણ કર્યું. પ્રથમ પોરષી પૂર્ણ થઈ એટલે પ્રભુએ દેશના સમાપ્ત કરી; પછી સૂક્ષ્મ નામના ગણધરે બીજી પોરષી સુધી દેશના આપી. પછી પ્રભુએ તે સ્થાનથી અન્યત્ર વિહાર કર્યો; અને ઈંદ્ર, ઉપેંદ્ર તથા બલભદ્ર વિગેરે પોતપોતાને સ્થાનકે ગયા.

બોંતેર હજાર મહાત્મા સાધુઓ, સંયમની શોભાને ધરનારી એક લાખ સાધ્વીઓ, એક હજાર અને બસો ચૌદ પૂર્વધારી, પાંચહજાર ને ચારસો અવધિજ્ઞાની, છ હજાર ને એકસો મનઃપર્યવજ્ઞાની, છ હજાર કેવલજ્ઞાની, દશહજાર વૈક્રિય લબ્ધિવાળા, ચારહજાર ને સાતસો વાદલબ્ધિવાળા, બે લાખ ને પંદર હજાર શ્રાવકો અને ચારલાખ ને છત્રીશ હજાર શ્રાવિકાઓ—આ પ્રમાણે એક માસે ઉણા ચોપનલાખ વર્ષોસુધી કેવળજ્ઞાન પામ્યા પછી વિહાર કરતા વાસુપૂજ્ય પ્રભુનો પરિવાર થયો. પછી પોતાનો મોક્ષકાલ નજીક આવેલો જાણીને પ્રભુ ચંપા નગરીએ પધાર્યા. ત્યાં છસો મુનીઓની સાથે પ્રભુએ અનશન અંગીકાર કર્યું. એક માસને અંતે આષાઢ માસની શુક્લ ચતુર્દશીએ ચંદ્ર ઉત્તરાભાદ્રપદમાં આવતાં પ્રભુ છસો મુનિઓની સાથે મોક્ષે ગયા.

કુમારવયમાં અઢારલાખ વર્ષ અને વ્રતમાં ચોપનલાખ વર્ષ એ પ્રમાણે બોંતેર લાખ વર્ષનું શ્રી વાસુપૂજ્ય પ્રભુનું આયુષ્ય સંપૂર્ણ થયું. શ્રેયાંસ પ્રભુના નિર્વાણ પછી ચોપન

૧ કોપીન–લંગોટી ૨ પેટાનુ ફ્ળ

સાગરોપમ ગયા ત્યારે વાસુપૂજ્ય ભગવાન્ નિર્વાણને પ્રાપ્ત થયા. તે વખતે દેવતાઓની સાથે ઇંદ્રોએ પ્રભુનો અને તેમના શિષ્યોનો યથાવિધિ નિર્વાણમહોત્સવ કર્યો.

મોટા આરંભ અને પરિગ્રહવાળો દ્વિપૃષ્ટ વાસુદેવ, કેસરીસિંહની જેમ નિઃશંક અને દેવની પેઠે સુખમાં નિમગ્ન થઈ, યથેષ્ટ ભોગ ભોગવી, પોતાના આયુષ્યને પૂર્ણ કરી પ્રાંતે મૃત્યુ પામીને તમઃપ્રભા નામની છઠ્ઠી નરકભૂમિમાં ગયો. દ્વિપૃષ્ટ વાસુદેવને કુમારવયમાં પંચોતેરહજાર વર્ષ, તેટલાજ મંડલિકપણામાં, દિગ્વિજયમાં એકસો વર્ષ અને રાજ્યે બોંતેરલાખ ઓગણપચાસ હજાર અને નવસો વર્ષ એ પ્રમાણે એકંદર ચુંમોતેર લાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ થયુ હતું. દ્વિપૃષ્ટ કાલધર્મ પામ્યા પછી બંધુસ્નેહથી મોહિત થઇ પંચોતેર લાખ વર્ષના આયુષ્યવાળા વિજય બલભદ્ર માંડમાંડ એકાકીપણે રહ્યા. પછી તેણે વાસુપૂજ્ય ભગવાન્‌ના વચનનું સ્મરણ કરવાથી તથા પોતાના બંધુના મરણથી સંસાર ઉપરથી ગાઢ વિરકત થઈ શ્રીવિજયસૂરિના ચરણકમલમાં વ્રત ગ્રહણ કર્યું. સમ્યક્ પ્રકારે ચારિત્ર પાળીને વિજય બલભદ્ર કાલધર્મ પામી મોક્ષે ગયા.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये
चतुर्थे पर्वणि श्रीवासुपूज्यद्विपृष्टविजयतारकचरित्र
वर्णनो नाम द्वितीयः सर्गः २



## प्रथम खण्डं समाप्तम् ।



# સર્ગ ૩ જો.

### શ્રી વિમલનાથ ચરિત્ર.

નિષ્કર્મપણાથી નિર્મલ સ્વરૂપવાળા અને ઉજ્વલ ધર્મ વ્યાખ્યારૂપી ગંગા નદીના ઉત્પત્તિસ્થાન હિમાચળ પર્વતરૂપ શ્રી **વિમલનાથ** ભગવાનને નમસ્કાર હો. નિર્મલ તીર્થજળની પેઠે જગતને પવિત્ર કરનારૂ તેરમા તીર્થંકર શ્રી વિમલ પ્રભુનું ચરિત્ર હવે કહેવામાં આવશે.

ધાતકીખંડ દ્વીપમાં પ્રાગ્વિદેહ ક્ષેત્રને વિષે ભરત નામની વિજયમાં **મહાપુરી** નામે એક રત્ન સમાન નગરી છે. તેમાં સમુદ્રની જેમ ધારી શકાય નહીં તેવો અને ગુણોવડેજ પાસે જવા લાયક લક્ષ્મીના સ્થાનરૂપ **પદ્મસેન** નામે રાજા છે. બલવાન્ અને વિવેકી જનોમાં અગ્રેસર એવા એ રાજાએ પૃથ્વીમાં પોતાના શાસનની જેમ પોતાના ચિત્તમાં જૈન શાસનને અખંડ પ્રસારવાળુ કરી દીધું હતું. નઠારા ઘરમાં રહેનાર જેમ ખેદયુક્ત રહ્યા કરે તેમ આ સંસારમાં ખેદયુક્ત નિવાસ કરતો તે રાજા અધિક અધિક વૈરાગ્ય ધારણ કરતો હતો. પરિણામે માર્ગમાં ખેદ પામેલો વટેમાર્ગુ જેમ ઉત્તમ વૃક્ષની પાસે જાય તેમ સંસારથી અત્યંત નિર્વેદ પામીને તે રાજા **સર્વગુપ્ત** નામના આચાર્યની પાસે ગયો, અને તેમની પાસે દીક્ષા ગ્રહણ કરી. પછી નિર્ધન પુરૂષ જેમ ધન પામીને અને અપુત્ર જેમ પુત્ર પામીને તેનું સમ્યક્ પ્રકારે રક્ષણપાલન કરે તેમ તેણે સમ્યક્ પ્રકારે ચારિત્રનું પ્રતિપાલન કર્યું. અનુક્રમે વિધિ પૂર્વક અર્હદ્ ભક્તિ વિગેરે સ્થાનકોને સેવવાથી તેમણે આત્મપરાક્રમવડે તીર્થંકરનામકર્મ ઉપાર્જન કર્યું. પછી ચિરકાલ પર્યંત તીવ્ર તપ તપી અંતે પોતાનું આયુષ્ય પૂર્ણ કરી મૃત્યુ પામી સહસ્રાર દેવલોકમાં મહર્દ્ધિક દેવતા થયો.

આ જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રના આભૂષણરૂપ અને જાણે પડી ગયેલો સ્વર્ગનો એક ખંડ હોય તેવું **કાંપિલ્યપુર** નામે નગર છે. ત્યાં આવેલાં સુંદર ચૈત્યો રાત્રિએ ચંદ્રકાંતમણિની પુતળીઓમાંથી ઝરતા જળવડે કરીને યંત્રમય ધારાગૃહોની શોભા ધારણ કરે છે ત્યાં હવેલીઓની ઉપલી ભૂમિપર રહેલા સુવર્ણના કુંભો લક્ષ્મીને સદા નિવાસ કરવાને માટે જાણે સુવર્ણનાં કમલો મૂક્યાં હોય તેવા શોભે છે. વિચિત્ર હવેલીઓ અને પ્રાસાદોની શ્રેણીઓ જેમાં આવેલી છે એવા એ નગરને વિધાતાએ સ્વર્ગપુરી રચવા પૂર્વે નમુનારૂપ આલેખ્યું હોય તેવું દીસતું હતું. દૈવે પણ પરાભવ કરવાથી શરણ અર્થે આવેલા પુરૂષોનું જાણે વજ્રમય બખ્તર હોય તેવો **કૃતવર્મા** નામે રાજા ત્યાં રાજ્ય

કરતો હતો. ગંગાજલ અને તે રાજાનો યશ પરસ્પર સ્પર્ધા કરી ચોતરફ પૃથ્વીને પ્રસન્ન કરતાં કરતાં સમુદ્ર પર્યંત પહોંચ્યાં હતાં. યાચકોની જેમ શત્રુઓમાં તે કદાપિ પરાઙ્મુખ થતો નહીં, પણ પરનિંદાની જેમ પરસ્ત્રીથી તે નિરંતર પરાઙ્મુખ રહેતો હતો. પૃથ્વીમાં સૂર્યરૂપ એવા એ રાજાના શત્રુઓ રણભૂમિમાં તેના તેજને અંધકારમાંથી નીકળ્યા હોય તેમ સહન કરી શકતા નહીં. મોટા વડ વૃક્ષની છાયાની જેમ તેના ચરણની છાયા અનેક રાજાઓ નીચા નમીને પ્રણામવડે સેવતા હતા. ચંદ્રને રોહિણીની જેમ સર્વ અંતઃપુરના આભૂષણ જેવી **શ્યામા** નામે તેને પટ્ટરાણી હતી. મૂર્તિમતી કુળલક્ષ્મી હોય અને સાક્ષાત્ જાણે સતીવ્રત હોય તેવી એ રાણી રૂપ, લાવણ્ય અને લક્ષ્મીની પ્રત્યક્ષ અધિદેવતા જેવી જણાતી હતી. નિરંતર પતિના ધ્યાનમાં વ્યાકુલ ચિત્તવાળી હોય તેમ એ રાણી હંસલીની પેઠે મંદ મંદ સંચાર કરતી હતી. પૃથ્વીમાં શ્રેષ્ઠ એવી સ્ત્રીઓમાં પણ તે એવી અસાધારણ સ્ત્રી હતી કે જેના સખીપણાને લક્ષ્મીદેવી કે ઇંદ્રાણીજ લાયક હતા. એ દેવી પૃથ્વી ઉપર જ્યાં જ્યાં વિચરતી ત્યાં ત્યાં લક્ષ્મી પહેરેગીરની પેઠે રાત્રિદિવસ તેની પછવાડેજ અનુસરતી હતી.

હવે સહસ્રાર દેવલોકમાં પદ્મસેન રાજાના જીવે પોતાનું ઉત્કૃષ્ટ સ્થિતિવાળુ આયુષ્ય પૂર્ણ કર્યું, અને વૈશાખ માસની શુક્લ દ્વાદશીને દિવસે ઉત્તરા ભાદ્રપદ નક્ષત્રમાં ત્યાંથી ચવીને તે જીવ શ્યામાદેવીની કુક્ષિમાં આવી અવતર્યો. શ્યામાદેવીએ તીર્થંકરના જન્મને સૂચવનારાં ચૌદ મહા સ્વપ્ન મુખમાં પ્રવેશ કરતાં જોયાં. પૂર્ણ સમયે માઘ માસની શુક્લ તૃતીયાની મધ્ય રાત્રિએ ઉત્તરા ભાદ્રપદનો ચંદ્ર થતાં અને બીજા સર્વ ગ્રહો પોતપોતાનાં ઉચ્ચ સ્થાનોમાં આવતાં ડુક્કરના ચિન્હવાળા, તપેલા સુવર્ણના જેવી કાંતિવાળા, ત્રણ જ્ઞાનને ધરનારા એક પુત્રને શ્યામાદેવીએ સુખે જન્મ આપ્યો. આ ખબર જ્ઞાનવડે જાણીને છપ્પન દિક્કુમારીઓ ત્યાં આવી, અને તેમણે પ્રભુ તથા પ્રભુની માતાનુ સૂતિકાકર્મ દાસીની પેઠે કર્યું. પછી શક્ર ઈંદ્ર ત્યાં આવી, પ્રભુને મેરૂપર્વત ઉપર લઈ જઈ અતિપાંડુકબલા નામની શિલાપરના સિંહાસન ઉપર પ્રભુને ખોળામાં લઇને બેઠો. એટલે અચ્યુત વિગેરે ત્રેસઠ ઇંદ્રોએ તીર્થજલવડે એ તેરમા તીર્થંકરને અનુક્રમે સ્નાત્ર કર્યું. પછી પ્રભુને ઈશાન ઇંદ્રના ઉત્સંગમાં બેસારી શક્ર ઇંદ્રે, પર્વતના શિખરોમાંથી નીકળેલા જાણે નિર્ઝરણા હોય તેવા વૃષભના શીંગડામાંથી નીકળતા જલપ્રવાહવડે સ્નાન કરાવ્યું. પછી ઇંદ્રે માણિક્યને જેમ માર્જન કરે તેમ સ્નાત્રજળવડે આર્દ્ર પ્રભુના અંગનું દેવદૃષ્ય વસ્ત્રવડે માર્જન કર્યું. પછી નંદનવનમાંથી લાવેલા ગોશીર્ષચંદનવડે શ્યામાદેવીના કુમારના શરીર ઉપર દેવદૃષ્ય વસ્ત્રનો ભ્રમ આપે એવું વિલેપન કર્યું. વિચિત્ર માલાઓથી અને દિવ્ય વસ્ત્રઅલંકારોથી પ્રભુનું અર્ચન કરી છેવટે આરતી ઉતારી શક્ર ઇંદ્રે આ પ્રમાણે સ્તુતિ કરી–

"હે જગત્પતિ ! ચોતરફ પ્રસરતા મોહરૂપી અંધકારથી, અતિ કોપ કરનારા જટાધારી "તાપસરૂપી નિશાચરોથી, બુદ્ધિરૂપ સર્વસ્વને હરનારા ચાર્વાકરૂપી તસ્કરોથી, માયાક- "પટમાં ઘણા નિપુણ એવા બ્રાહ્મણરૂપી શિયાળોથી, મંડલી થઇને ફરતા કોલાચાર્યરૂપી "નાહારોથી, અનેક પ્રકારની ચેષ્ટા કરતા પાખંડીરૂપ ઘુવડ પક્ષીઓથી અને વિવેકરૂપ "નેત્રને લુપ્ત કરનારા મિથ્યાત્વ રૂપ અંધકારથી, તથા અદ્ભુત પદાર્થના સર્વ પ્રકારના "અજ્ઞાનથી આ સમય ઘણા કાળથી રાત્રિની જેવો આ ભરતક્ષેત્રમાં પ્રવર્ત્તતો હતો, તેમાં "આપ જેવા સ્વામીરૂપ સૂર્યનો ઉદય થતાં અત્યારે પ્રભાતકાલ થયેલો છે. નીચા સ્થાનમાં "જનારી આ સંસારરૂપી નદી કે જે અત્યારસુધી નીચ જનોએ ઉલ્લંઘન કરી શકાઈ "નથી તે હવે તમારા ચરણરૂપ સેતુને પ્રાપ્ત કરી સુખે ઉલ્લંઘન કરવા યોગ્ય થઈ છે. "હું ધારૂં છું કે જે ભવ્યજનો તમારા શાસનરૂપી નિશ્રેણી ઉપર ચડ્યા છે તે થોડા કાલમાં "ઊંચા લોકાગ્ર ઉપર પણ ચડી ચુક્યાજ છે. ગ્રીષ્મઋતુના તાપથી તપેલા વટેમાર્ગુ- "ઓને જેમ વર્ષાદ પ્રાપ્ત થાય તેમ સ્વામી વગરના એવા અમોને ચીરકાળે તમે એક "ઉત્તમ સ્વામી પ્રાપ્ત થયેલા છો."

આ પ્રમાણે એ તેરમા તીર્થંકરની સ્તુતિ કરીને ઈંદ્ર જેમ આવ્યો હતો તેમ પાછો શ્યામાદેવી પાસે જઈ પ્રભુને ત્યાં સ્થાપન કર્યા. પછી શક્રઈંદ્ર પ્રભુના વાસગૃહથી અને બીજા ઈંદ્રો મેરૂપર્વતથી કલ્યાણક યાત્રા કરીને વહાણવટીઓની જેમ પોતપોતાના સ્થાન પ્રત્યે ગયા.

પ્રભાતકાળે પુત્રજન્મના ખબર સાંભળી કૃતવર્મા રાજાએ અતિ હર્ષિત થઈ મોટી સમૃદ્ધિથી વિશ્વને સુખ આપે તેવો તેનો જન્મમહોત્સવ કર્યો. પ્રભુ જ્યારે ગર્ભમાં હતા ત્યારે તેમની માતા વિમલ ( નિર્મલ ) થઈ ગયા હતા, તેથી પિતાએ તેમનું **વિમલ** એવું નામ પાડ્યું. દેવાંગનાઓએ ધાત્રી થઈને લાલન કરેલા અને દેવોએ સમાનવયના મિત્રો થઈ રમાડેલા પ્રભુ અનુક્રમે વૃદ્ધિ પામ્યા. સાઠ ધનુષ ઊંચા અને એક હજાર ને આઠ લક્ષણોયુક્ત પ્રભુ યૌવનવયને પ્રાપ્ત થયા. જોકે પ્રભુને સંસાર ઉપર વૈરાગ્યભાવ હતો તોપણ માતાપિતાના આગ્રહથી ભોગ્ય કર્મરૂપ રોગની ઔષધિરૂપ એવી રાજપુત્રી- ઓની સાથે તેમણે વિવાહ કર્યો. કૌમારવયમાં પંદર લાખ વર્ષ ઉલ્લંઘન કર્યા પછી પિતાનાં વચનથી પ્રભુએ પૃથ્વી ઉપર રાજ્ય ચલાવવા માંડ્યું. કારણ કે **તિર્થંકરોને પણ પિતાની આજ્ઞા માન્ય છે.** પૃથ્વીને પાલન કરતાં ત્રીશ લાખ વર્ષો ગયા પછી પ્રભુએ સંસારસાગરને તરવામાં નાવિકારૂપ દીક્ષા ગ્રહણ કરવાનો વિચાર કર્યો. તે વખતે સારસ્વત વિગેરે લોકાંતિક દેવતાઓએ આવીને 'હે સ્વામી ! તીર્થ પ્રવર્તાવો' એમ જગદ્ગુરૂને કહ્યું. પછી જૂંભક દેવતાઓએ લાવેલા દ્રવ્યવડે પૃથ્વીપર રહેલા કલ્પવૃક્ષની પેઠે પ્રભુએ યાચકોને ઈચ્છા પ્રમાણે વાર્ષિક દાન આપ્યું. દાનને અંતે સર્વ ઇંદ્રોએ પોતાના હૃદયની જેવા નિર્મલ જળવડે વિમલ પ્રભુને દીક્ષાભિષેક કર્યો. પછી દિવ્ય વસ્ત્ર,

અલંકાર તથા વિલેપનવડે યુક્ત થઈ પ્રભુ દેવદત્તા નામની શિબિકા ઉપર આરૂઢ થયા. સુર, અસુર અને મનુષ્યોના અધીશોએ પરવરેલા પ્રભુ તે શિબિકાવડે સહસ્રામ્ર વનમાં પધાર્યા. તે ઉદ્યાનમાં શીતથી ભય પામતી એવી ઉદ્યાનપાલોની બાળાઓ તેમાં રહેલી લતાકુંજની શ્રેણીને મંદિરની પ્રીતિથી સેવતી હતી. જેમની ભવિષ્યમાં અદ્‌ભુત શોભા થવાની છે એવા આંબા અને બોરસળી વિગેરે વૃક્ષો જાણે તપસ્યા કરતા હોય તેમ અતિ શીતકારક બરફને સહન કરતા હતા. નવીન કૂવાના પાણીથી અને વડની ઘાટી છાયાથી ક્રીડા કરવાને ઈચ્છતા નગરના દંપતીઓની શીત વ્યથા બંધ પડતી હતી; ટાઢથી પીડા પામતા વાનરો ચણોઠીના ઢગલા કરતા, તેથી હાસ્ય કરતી નગરની સ્ત્રીઓની સ્મિત કાંતિના ઉર્મિઓને તે ઉદ્યાન તરંગિત કરતું હતું અને પ્રફુલ્લિત ચારોળી અને ડોલરની કળીઓથી જાણે તે હાસ્ય કરતું હોય તેમ જણાતું હતું. તેવા ઉદ્યાનમાં વિમલપ્રભુએ પ્રવેશ કર્યો.

શિબિકા ઉપરથી ઉતરી, આભૂષણ વિગેરેનો ત્યાગ કરી અને ઈંદ્રે નાખેલા દેવદૂષ્ય વસ્ત્રને સ્કંધ ઉપર ધારણ કરી, પ્રભુએ માઘ માસની શુક્લ ચતુર્થીને દિવસે, જન્મ નક્ષત્રમાં, પાછલે પહોરે એક સહસ્ર રાજાઓની સાથે છઠ તપ કરીને દીક્ષા ગ્રહણ કરી. ત્રીજે દિવસે ધાન્યકુટ નગરમાં જયરાજાને ઘેર પ્રભુએ પરમ અન્નથી પારણું કર્યું. દેવતાઓએ વસુધારાદિક પાંચ દિવ્ય પ્રગટ કર્યા અને પ્રભુના આહારસ્થાને જયરાજાએ એક રત્નપીઠ બંધાવી. પછી તે સ્થાનમાંથી બીજા ગ્રામ, આકર તથા પુર વિગેરેમાં પ્રભુએ છદ્મસ્થપણે વિહાર કર્યો.

આ જંબૂદ્વીપમાં પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રને વિષે **આનંદકરી** નામની નગરીમાં **નંદીસુમિત્ર** નામે રાજા રાજ્ય કરતો હતો. એ ચક્ષુવાળો છતાં વિવેક રૂપ ચક્ષુથી પણ અલંકૃત હતો. તેની પાસે અનેક સૈનિકો હતા, તથાપિ ખરેખરો તો પોતાના ખડ્ગવડે જ સહાયવાન્ હતો. જન્મથી સંસારના સર્વે પદાર્થોને અનિત્ય, અસ્થિર જાણવાથી તેને સંસાર ઉપર ઉદ્વેગ હતો તથાપિ ક્રમ પાળવાને માટે તેણે પોતાના વડીલોનું રાજ્ય ધારણ કર્યું હતું. એક વખતે મનથી તો પ્રથમથીજ ત્યાગ કરેલું એવું પોતાનુ રાજ્ય કાયાથી પણ છોડી દઇને તેણે સુવ્રતાચાર્યની પાસે વ્રત ગ્રહણ કર્યું. પછી વિવિધ અભિગ્રહો ધારણ કરી અને દુશ્ચર તપ આચરી, અંતકાલે અનશન કરી તે અનુત્તર વિમાનમાં દેવતા થયા.

આ જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રના આભૂષણરૂપ શ્રાવસ્તી નામની નગરીમાં **ધનમિત્ર** નામે એક રાજા થયો. એ ધનમિત્ર રાજાના સ્નેહને લીધે બલિ નામે એક બીજો રાજા તેનાજ અતિથિપણે તેજ નગરીમાં આવીને વસ્યો હતો. એક વખતે રાજા ધનમિત્ર

બલિ રાજાની સાથે પાસાવડે દ્યૂતક્રીડા કરવા લાગ્યો. ધનમિત્રનો બુદ્ધિવૈભવ ગમ અને ચરમાં અક્ષીણ હતો. સ્ત્રીઓની જેમ સોગટીઓને મારવામાં અને બાંધવામાં પરસ્પર પ્રવર્ત્તતા એવા તે બંને રાજમિત્રો સંગ્રામની જેમ ઘણું ઉત્કટ દ્યૂત વિસ્તારવા લાગ્યા. પરસ્પર સર્વ પ્રકારે વિજય મેળવવાની ઇચ્છા કરનારા તે બંને રાજાઓએ છેવટે પોતાના રાજ્યને પણમાં મૂકી રમવા માંડયું. કહ્યું છે કે **દ્યૂતાંધને બુદ્ધિ ક્યાંથી હોય ?** એમ રમતાં રમતાં ધનમિત્ર રાજા પોતાનું રાજ્ય હારી બેઠો અને ક્ષણવારમાં રાંકના પુત્રની જેવો લક્ષ્મીરહિત અને એકલો થઈ નિસ્તેજપણે જીર્ણ કપડાં પહેરીને જાણે ભૂત વળગ્યું હોય તેમ ભટકતો સર્વ ઠેકાણે અપમાન પામવા લાગ્યો.

એક વખતે આમ તેમ ભટકતા તે ધનમિત્રને **સુદર્શન** નામના એક મુનિ મળ્યા. તેમને નમસ્કાર કરીને લાંઘણ કરતો રોગી જેમ ઔષધનું પાન કરે તેમ તેણે તે મુનિ પાસેથી દેશનારૂપ અમૃતનું પાન કર્યું. તે દેશનાથી પ્રતિબોધ પામી તેણે તે મુનિરાજ પાસે દીક્ષા ગ્રહણ કરી અને ઘણા કાળ સુધી પાળી, પણ પોતાને થયેલા અપમાનને ભૂલી ગયો નહીં. છેવટે તેણે નિયાણું કર્યું કે 'મારા તપચારિત્રના પ્રભાવથી હું ભવાંતરે બલિરાજાનો વધ કરનાર થાઉં.' આવું નિયાણું બાંધી અનશનકર્મથી મૃત્યુ પામીને તે બારમા અચ્યુત કલ્પમાં ઉત્કૃષ્ટ આયુષવાળો દેવતા થયો.

બલિરાજા પણ યતિલિંગ ધારણ કરી કેટલેક કાલે મૃત્યુ પામીને દેવલોકમાં મહર્દ્ધિક દેવતા થયો. ત્યાંથી ચવીને તે ભરતક્ષેત્રમાં આવેલા નંદનપુર નામના નગરમાં **સમરકેશરી** રાજાની **સુંદરી** નામે રાણીની કુક્ષી થકી પુત્રરૂપે ઉત્પન્ન થયો. સ્નિગ્ધ અંજન જેવી કાંતિવાળો, સાઠ ધનુષ ઊંચા શરીરવાળો અને સાઠ લાખ વર્ષના આયુષ્યવાળો તે અદ્ભુત પરાક્રમી થયો. એ પ્રતાપી કુમારે વૈતાઢય પર્વત સુધી ભરતાર્દ્ધને સાધી લીધુ, અને અર્દ્ધચક્રધારી **મેરક** નામે પ્રતિવાસુદેવ થયો. વાયુની સામે જેમ બીજો વિશેષ વેગવાન ન હોય અને સૂર્યની સામે જેમ બીજો વિશેષ તેજસ્વી ન હોય તેમ તેની સામે બીજો કોઈ રાજા સ્પર્ધા કરનાર પ્રતિમલ્લ જેવો હતો નહી. દૈવની જેમ તેની આજ્ઞાને પણ કોઈ ઉલ્લંઘન કરી શકતું નહીં; માત્ર રક્ષાના શિખાબંધની જેમ તેની આજ્ઞાને સર્વે મસ્તક ઉપર ધારણ કરતા હતા..

આ ભરતક્ષેત્રમાં દ્વારકા નગરીને વિષે સમુદ્રના જેવો ગંભીર **રૂદ્ર** નામે એક રાજા થયો. તેને જાણે સાક્ષાત્ લક્ષ્મી અને પૃથ્વી હોય તેવી **સુપ્રભા** અને **પૃથિવી** નામે રૂપ તથા ગુણની શોભાથી મનોહર એવી બે કાંતા હતી. તેમાંની સુપ્રભાદેવીના ઉદરમાં નંદિસુમિત્રનો જીવ અનુત્તર વિમાનથી ચવીને અવતર્યો. સુતેલા સુપ્રભાદેવીએ બલભદ્રના જન્મને સૂચવનારાં ચાર મહા સ્વપ્ન રાત્રિના શેષ ભાગમાં અવલોક્યાં. અનુક્રમે નવમાસ અને સાડાસાત દિવસો ગયા, એટલે સુપ્રભાદેવીએ કાંતિથી ચંદ્ર જેવા

એક પુત્રને જન્મ આપ્યો. રૂદ્રરાજાએ તેનું ભદ્ર એવું નામ પાડયું અને કુળની ભદ્ર-લક્ષ્મી સહિત તે અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યો.

ધનમિત્રનો જીવ પણ અચ્યુત કલ્પમાંથી ચવીને સરોવરમાં કમલની જેમ પૃથિવી દેવીની કુક્ષિમાં ઉત્પન્ન થયો. સુખે સુતેલા એ દેવીએ રાત્રિના શેષ ભાગે વાસુદેવના જન્મને સૂચવનારાં સાત મહા સ્વપ્નોને મુખમાં પ્રવેશ કરતાં જોયાં. સંપૂર્ણ સમય થતાં વિદૂર પર્વતની ભૂમિ જેમ વૈડૂર્યમણિને પ્રસવે તેમ શ્યામ અંગવાળા અતિ પ્રકાશમાન પુત્રને તે દેવીએ જન્મ આપ્યો. રૂદ્રરાજાએ હર્ષ પામી મોટા ઉત્સવવડે તે પુત્રનું સ્વયંભૂ એવું નામ પાડયું. પાંચ સમિતિવડે જેમ મુનિનું નિર્દોષ તપ વધે, તેમ પાંચ ધાત્રીઓએ પાલન કરાતો એ કુમાર નિત્ય વધવા લાગ્યો. શ્વેત અને શ્યામ વર્ણવાળા ભદ્ર અને સ્વયંભૂ એ બંને કુમારો શ્વેત તથા શ્યામ ગંગા અને યમુનાના પ્રવાહની જેમ હમેશાં પ્રીતિથી સાથે રહેવા લાગ્યા. તેમની સાથે ક્રીડા કરતા બીજા રાજકુમારો તેમના ચરણઘાતને પણ સહન કરી શકતા નહીં. કારણકે તેમના ચરણના ઘાતથી તો પર્વતો પણ પડી જતા હતા. શ્યામ અને પીત વસ્ત્રને ધરનારા તથા તાળ અને ગરૂડના ચિન્હવાળા એ બંને ભાઇઓ જ્યારે ક્રીડા કરતા ચાલતા ત્યારે પૃથ્વી પણ ચલાયમાન થતી હતી. વિશેષ શોભા આપનારૂ ભુજવીર્યનું અને બુદ્ધિનું જાણે તારૂણ્ય હોય તેમ સર્વ શસ્ત્રમાં અને શાસ્ત્રમાં તેમનો અભ્યાસ પ્રવર્ત્તવા લાગ્યો.

એક વખતે નગરીની બહાર તેઓ ક્રીડા કરતા હતા તેવામાં ઘણા હાથી ઘોડા અને દ્રવ્ય સમૂહવાળી તથા ઘણા રક્ષકો સહિત એક છાવણી પડેલી તેઓના જોવામાં આવી. બલભદ્રે પ્રધાનપુત્રને પૂછ્યું-"આ સર્વ સૈન્ય કોનું છે? કોઇ મિત્રે મોકલેલુ છે કે શત્રુનું મોકલેલુ છે?" સચિવપુત્રે કહ્યુ-"શશિસૌમ્ય નામનો રાજા જીવિતની ઈચ્છાથી મેરક નામના પ્રતિવાસુદેવને પોતાના દંડની બદલીમાં આ સર્વ ભેટ તરીકે મોકલાવે છે." આવાં વચન સાંભળી વાસુદેવે કોપથી કહ્યું-"શું અમારી નજરે તેને દંડ મોકલાવાય ? આપણે અહીં વિદ્યમાન છતાં એ વરાક મેરક કોણ માત્ર છે કે જે આ પાર્થિવોને પણ દંડે છે તો આપણે તેનું પરાક્રમ અવશ્ય જોવું જોઇએ." આ પ્રમાણે કહી વાસુદેવે હાથ ઊંચો કરી પોતાના સુભટોને કહ્યું-'આ છાવણીમાં જે દ્રવ્યાદિ છે તે સર્વ બલાત્કારે ખુંચી લ્યો.' આવી આજ્ઞા થવાથી તેના સુભટો ગદા, મુદ્ગર અને દંડાદિકવડે શશિસૌમ્ય રાજાના સૈનિકોને ફળેલાં વૃક્ષોની જેમ એકાએક તાડન કરવા લાગ્યા. જેમ અજાણ્યા પકડનારા આવે અથવા રાત્રિએ સુઇ ગયેલા ઉપર જેમ યુદ્ધ કરનારા આવે તેમ તે સુભટોના અકસ્માત આવી પડવાથી તેમના મારને નહીં સહન કરતા શશિસૌમ્ય રાજાના સુભટો કાગડાની જેમ પ્રાણ લઇને નાસી ગયા. પછી હાથી ઘોડા અને દ્રવ્ય વિગેરે સર્વ વાસુદેવે લઈ લીધું. બલાત્કારે પારકી લક્ષ્મીનું હરણ કરવું એ ક્ષત્રિયોનો સ્વભાવજ છે.

હવે શશિસૌમ્ય રાજાના માણસો પોકાર કરતા કરતા મેરકની પાસે આવ્યા અને એ હસ્તી અશ્વ વિગેરેને હરણ કર્યાની વાર્ત્તા તેને નિવેદન કરી. એ સાંભળી યમરાજની પેઠે અમર્યાદ ક્રોધ પામતો મેરક ભયંકર ભ્રકુટી ચડાવી સભા વચ્ચે બોલ્યો—"પિંડ ખાઇને ઉન્મત્ત થયેલો ગધેડો જેમ હાથીને પાટુ મારે, કૌટુંબિકની સ્ત્રીને જેમ ખેડુ માણસ મારવા દોડે અને નાનો ડેડકો જેમ સર્પને ચપેટા મારે, તેમ પોતાના સ્વરૂપને નહીં જાણનારા આ રૂદ્રરાજાના કુમારે પોતાનાજ મૃત્યુને માટે આ કામ કરેલુ છે. જેમ કીડીઓને પાંખો આવે તે તેમના મૃત્યુનું કારણ થાય છે, તેમ જ્યારે પુરૂષોને દૈવ પરાઙ્મુખ થાય ત્યારેજ વિપરીત બુદ્ધિ થાય છે. ચોરની પેઠે મારી ભેટને હરણ કરનાર એ નવા ભત્રિજાને પિતા ભ્રાતા સહિત હું મારી નાખીશ." મેરક આ પ્રમાણે કહી રહ્યા એટલે એક સચિવે કહ્યું—"હે સ્વામી! તે છોકરાઓ તો બાળક છે, તેથી તેમણે આમ કર્યું છે, પણ રૂદ્ર રાજા આપની ચિરકાલથી સેવા કરે છે, માટે આપે તેની ઉપર કોપ કરવો યુક્ત નથી. હું ધારૂછુ કે આ કાર્યમાં રૂદ્રરાજાની સંમતિ હશે નહીં, કેમકે આપની તરફ તેની આરાધના કરવાનીજ ઈચ્છા વર્ત્તે છે. સ્વામીના થતા કોપમાં અને નદીના પૂરમાં કોણ વચ્ચે પડે એવી શંકાથીજ રૂદ્રરાજા આ સંબંધમાં વિલંબ કરતા હોય તેમ ખરેખર જણાય છે. માટે હે દેવ! પ્રસન્ન થાઓ, મને આજ્ઞા આપો, અને તેને અભય આપો. હું જઈને તેણે લુટી લીધી છે તે કરતાં વિશેષ ભેટ લઈ આવીશ."

મેરક પ્રતિવાસુદેવે તે પ્રમાણે કબુલ કર્યું એટલે તે મંત્રી ઉતાવળે દ્વારકામાં આવ્યો; અને ત્યાં ભદ્ર અને સ્વયંભૂ કુમાર સાથે રાજસભામાં બેઠેલા રૂદ્રરાજાની પાસે આવી તેણે કહ્યું—"હે નૃપતિ! તમારા પુત્રોએ અજ્ઞાનથી આ શું કર્યું? સ્વામીના મુખની લજ્જાએ તેના શ્વાનને પણ મરાય નહીં. હવે તે સર્વ ભેટ પાછી અર્પણ કરી દો જેથી તમારે માથે દોષ રહેશે નહીં. તમારા પુત્રોના દોષને તેમની અજ્ઞાનતા ઢાંકી દેશે."મંત્રીનાં આવાં વચન સાંભળી સ્વયંભૂ કુમારે કહ્યું—"હે મંત્રી! સ્વામીભક્તિથી અને મારા પિતા તરફ પૂજ્યભાવથી તમે પવિત્ર બુદ્ધિવડે જે આ કહ્યું છે તે સત્ય અને ઉચિત છે, પણ બુદ્ધિથી નિરીક્ષણ કરશો તો તમને જણાઇ આવશે કે આ અમે ખુંચાવી લીધું છે, તેમાં તે મેરકનું કેટલુ લઇ લીધું છે? પણ હવે અમે તો બધી પૃથ્વી ખુંચાવી લઈશુ; કારણકે આ ભૂમિજ વીર પુરૂષોને ભોગવવા યોગ્ય છે. વળી યમરાજા પેઠે કોપ પામેલા આર્યે બલભદ્રની અને મારી ભુજાના બલને સહન કરવાને રણભૂમિમાં કોણ સમર્થ છે? માટે એ તમારા રાજાનેજ મારીને હું અર્ધ ભરતને ભોગવીશ; કીડાની જેવા બીજા ઘણા રાજાઓને કુટવાથી શો લાભ છે? તે મેરકે આ ભરતાર્દ્ધને પોતાના ભુજબળથી તાબે કર્યું છે તે કાંઈ તેમના પિતાનું નહતુ. તેવી રીતના ન્યાયથી હવે બલવાનમાં પણ બલવાન એવા તે મારે તાબે થશે." આ પ્રમાણે તેનું કહેવું સાંભળી વિસ્મય પામેલા તથા ભય પામેલા એ સચિવે તત્કાલ ત્યાંથી નીકળી એકદમ

મેરક પાસે આવી યથાર્થપણે તે વૃત્તાંત કહી સંભળાવ્યું. તેની દુ:શ્રવ વાણી સાંભળીને ઉન્મત્ત હાથીની જેમ ક્રોધ પામેલા મેરકરાજાએ સૈન્યના ભારથી પૃથ્વીને કંપાવતા સતા પ્રયાણ કર્યું.

આ તરફ સ્વયંભૂ વાસુદેવે પણ રૂદ્રરાજા અને ભદ્ર કુમાર સહિત ગુફામાંથી કેશરીસિંહ નીકળે તેમ દ્વારકામાંથી બહાર નીકળી પ્રયાણ કર્યું. લોકોમાં ક્ષોભ ઉત્પન્ન કરતા એવા ભયંકર સ્વયંભૂ અને મેરક રાહુ અને વિષ્ણુની જેમ અનુક્રમે એક ઠેકાણે આવી મળ્યા. શસ્ત્રના પ્રહારથી ઉઠેલા અગ્નિવડે દિગંતરને વિકરાળ કરતુ તે બંને સૈન્ય વચ્ચે મહા ભયંકર યુદ્ધ પ્રવર્ત્યું. પછી સ્વયંભૂએ સર્વ શત્રુઓને ઉચ્ચાટન કરવાના મંત્રધ્વનિ જેવો જેનો મહા સ્વર છે એવો પાંચજન્ય નામનો શંખ પૂર્યો. એ પાંચજન્ય શંખનો ધ્વનિ સાંભળવાથી મેરકના સર્વ સૈનિકો ત્રાસ પામી ગયા. કેમકે કેશરીસિંહનો નાદ સાંભળીને હાથીઓ ટકી શકતા નથી. પછી પોતાના સૈનિકોને એક બાજુએ રાખી, મેરકરાજા પોતેજ રથમાં બેસીને કુકડાની જેમ સ્વયંભૂ કુમારની સામે યુદ્ધ કરવા આવ્યો. 'આપણે સૈનિકોનો વૃથા સંહાર શામાટે કરાવવો?' એમ પરસ્પર બોલતા મહા ધનુર્ધારી તે બંને વીરો એક બીજાના ધનુષનું આસ્ફાલન કરવા લાગ્યા. સૂર્યમંડળને આચ્છાદન કરે એવા બાણસમૂહરૂપ વાદળને વિકુર્વી તેમાંથી બાણરૂપ જળની વૃષ્ટિ કરતા તેઓ જાણે જયલક્ષ્મીનો વિવાહમંડપ રચતા હોય તેમ જણાવા લાગ્યા. જેમ વિષવડે વિષ અને અગ્નિવડે અગ્નિનો પરાભવ કરાય તેમ તેઓ પરસ્પર બાણવૃષ્ટિવડેજ બાણવૃષ્ટિનું નિવારણ કરવા લાગ્યા. તે વખતે પ્રસરતા એવા હજારો બાણરૂપ કિરણોથી જાણે ભયંકર બે સૂર્ય ઉગ્યા હોય તેવા તે દેખાવા લાગ્યા. ભાથુ અને ધનુષની વચમાં અલક્ષ્યપણે ગમનાગમન કરતો તેમનો હાથ ફક્ત રત્નજડિત ઉર્મિકા (વીંટી) ના તેજથીજ લક્ષમાં આવતો હતો. ક્ષણવાર ભાથામાં અને ક્ષણવાર ધનુષની પણચમાં આવી પડતો તે અતિ ચાલાક વીર પુરૂષોનો હાથ જાણે બે રૂપને ધારણ કરતો હોય તેમ શોભતો હતો. એ પ્રમાણે યુદ્ધ કરતાં બાણયુદ્ધવડે તે સ્વયંભૂને અજય્ય ધારી મેરકરાજાએ કલ્પાંત કાળનો પવન જેમ પર્વતોના શિખરોની વૃષ્ટિ કરે તેમ ગદાદિક અસ્ત્રોની તેના ઉપર વૃષ્ટિ કરવા માંડી. દૃષ્ટિવિષ સર્પની વિકરાળ દૃષ્ટિજ્વાલાઓથી જેમ વસ્તુ માત્ર ભસ્મ થઇ જાય તેમ સ્વયંભૂએ તેની સામે પ્રતિઅસ્ત્રો નાખીને તે અસ્ત્રો ભસ્મપ્રાય નિ:સાર કરી દીધાં. રણસમુદ્રનો પાર પામવાની ઇચ્છાવાળા મેરકે છેવટે ચક્રનું સ્મરણ કર્યું, એટલે તત્કાલ શીકારીના હાથમાં જેમ પક્ષી આવે તેમ ચક્ર તેના હાથમાં આવીને ઉભું રહ્યુ. તેને આવેલુ દેખીને મેરકે ગર્વથી સ્વયંભૂને કહ્યુ–"અરે ભદ્ર! આટલી વાર ક્રીડા માત્ર યુદ્ધ કરીને મેં તને સુભટ બનાવ્યો છે, પણ હવે ચાલ્યો જા, નહી તો આ ચક્ર તારૂં મસ્તક છેદશે વળી તસ્કરને ને કાગડાને નાસવામાં શી લજ્જા આવે તેમ છે?" સ્વયંભૂએ કહ્યુ-"અરે મૂઢ! જો આવું તારૂં ક્રીડાયુદ્ધ હોય તો

કોપયુદ્ધ કેવું હશે તે જોવાનેજ હું આવ્યો છું, માટે તે બતાવ. શત્રુઓની લક્ષ્મીને ખુંચાવી લેનાર વીર પુરૂષો જો તસ્કર કહેવાતા હોય તો પ્રથમ તુંજ તસ્કર છે, કારણકે તને આ રાજ્યલક્ષ્મી કોણે આપી છે? કદાપિ તારે આ ચક્ર મૂકી દઇને પણ અદ્યાપિ નાસી જવું હોય તો નાસી જા. કેમકે તારી જેવા તસ્કરને અને કાગડાને નાસી જવામાં કાંઈ લજ્જા નથી. અથવા એમ નહીંતો આ ચક્રને સત્વર મારી ઉપર છોડી દે; એનું પણ બળ જોતો જા, અન્યથા મરણ પામ્યા પછી તને પશ્ચાત્તાપ થશે." સ્વયંભૂનાં આવાં વચન સાંભળીને કોપ પામેલા મેરકે જાણે બીજો મંગલગ્રહ હોય તેવું અને જ્વાલાના સમૂહથી વિકરાળ એવું ચક્ર આકાશમાં ભમાડીને તેના ઉપર મૂક્યુ. જેમ કાંસાના તાળ સાથે કાંસાનો તાળ મળે તેમ તે ચક્ર આવીને વાસુદેવની છાતીમાં દૃઢ રીતે અથડાયુ, તેથી ચક્રના અગ્રભાગના આઘાતવડે ચપલ નેત્રવાળા થયેલા સ્વયંભૂ કુમાર મદિરામત્ત પુરૂષની જેમ રથમાં મૂર્ચ્છા ખાઇને પડ્યા. 'વત્સ! સાવધ થાઓ, સાવધ થાઓ' એમ બોલતા બંધુપ્રિય બલભદ્રે નેત્રમાં અશ્રુ લાવી તેમને પોતાના ઉત્સંગમાં લીધા. પોતાના પ્રિય બંધુના અશ્રુજલવડે સિંચન થયેલા સ્વયંભૂ વાસુદેવ તરતજ સંજ્ઞા મેળવી 'ઉભો રહે, ઉભો રહે' એમ શત્રુ પ્રત્યે બોલતા બેઠા થયા. પ્રફુલ્લિત થયેલા નેત્રવડે પોતાના સુભટોથી જોવાતા સ્વયંભૂ કુમારે, જાણે શત્રુઓનું કાળચક્ર હોય તેવું તે ચક્ર હાથમાં લઈ મેરકને કહ્યું—"અરે મેરક! સર્વ અસ્ત્રોના સર્વસ્વ રૂપ આ ચક્ર અને આ તારૂ જીવત સર્પના માથાના મણિની જેમ હવે ગયેલુ જોતાં છતાં પણ હજુ તું કોને આધારે ઉભો રહ્યો છે? માટે અહીંથી સત્વર ચાલ્યો જા, રણભૂમિમાંથી નાસી જતાં શત્રુઓને આ સ્વયંભૂ હણશે નહીં." મેરકે કહ્યું—"તું પણ એ ચક્રને છોડી તેનું બલ જોઈ લે, કેમ કે જે સ્ત્રી પોતાના સાચા પતિની થઇ નહીં તે સ્ત્રી ઉપપતિ (જાર) ની શી રીતે થશે?" આ પ્રમાણે મેરકે કહ્યું, એટલે વાસુદેવે તે ચક્ર આકાશમાં ભમાડીને તેની ઉપર મૂક્યું; તેણે તત્કાલ મેરકના મસ્તકને લીલામાત્રમાં છેદી નાખ્યુ. તે વખતે સ્વયંભૂના ઉપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ પડી, અને મેરકનુ ધડ પૃથ્વી ઉપર પડ્યું. મેરકનો આશ્રય કરી રહેલા રાજાઓએ તત્કાલ સ્વયંભૂ પાસે આવીને તેનો આશ્રય લીધો. એ યુદ્ધયાત્રા એક બીજા વરદાનરૂપ થઇ પડી. પછી દિશાઓના ચક્રને વિજય કરનારૂ એ ચક્ર દક્ષિણ ભુજામાં ધારણ કરીને સ્વયંભૂ વાસુદેવે દક્ષિણ ભરતાર્દ્ધને સાધી લીધું. જયલક્ષ્મીના સ્થાન થઇને તેઓ દિગ્યાત્રામાંથી પાછા ફર્યા નવોઢા સમાન ભરતાર્દ્ધની લક્ષ્મી સાથે સ્વેચ્છાએ ક્રીડા કરતા સ્વયભૂકુમારે માર્ગમાં ચાલતાં મગધદેશમાં એક મોટી શિલા જોઈ; એ શિલા કોટી પુરૂષોએ ઉપાડવા યોગ્ય અને પૃથ્વીનો જાણે કપાલપુટ હોય તેવી દેખાતી હતી. સર્પરાજ જેમ પૃથ્વીને ઉપાડે તેમ વાસુદેવે વામબાહુથી તેને છાતી સુધી ઊંચી કરી; અને પરાક્રમી પુરૂષોને આશ્ચર્ય પમાડી પાછી તે શિલા ત્યાંજ મૂકી ત્યાંથી કેટલાક દિવસે તે દ્વારકામાં આવ્યા. ત્યાં રૂદ્રરાજાએ, ભદ્રબલદેવે અને બીજા રાજાઓએ મળીને સ્વયભૂ કુમારને ઉત્સવ સહિત અર્દ્ધચક્રીપણાનો અભિષેક કર્યો.

હવે બે વર્ષ પર્યંત છદ્મસ્થપણે વિહાર કરી વિમલનાથ પ્રભુ સહસ્રામ્રવન નામના દીક્ષાઉદ્યાનમાં ફરીવાર આવ્યા. ત્યાં જંબૂ વૃક્ષ નીચે અપૂર્વ કરણના ક્રમથી ક્ષપકશ્રેણીમાં આરૂઢ થયેલા પ્રભુના ઘાતિકર્મ નાશ પામ્યાં. જેથી પોષ માસની શુક્લ ષષ્ઠિને દિવસે ઉત્તરા ભાદ્રપદ નક્ષત્રમાં છઠ્ઠ તપ યુક્ત પ્રભુને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. ત્યાં દેવતાઓએ રચેલા સમોસરણમાં બેસી પ્રભુએ દેશના આપી. મંદર વિગેરે સત્તાવન તેમને ગણધરો થયા. તેમના તીર્થમાં મયૂરના વાહનવાળો, ઉજ્વળ વર્ણવાળો, દક્ષિણ તરફની છ ભુજાઓમાં ફલ, ચક્ર, ઈષુ, ખડ્ગ, પાશ અને અક્ષસુત્ર અને વામબાજુની છ ભુજાઓમાં નકુલ, ચક્ર, ધનુષ્ય, ફલક, વજ્ર અને અભયને ધારણ કરનારો ષણ્મુખ નામે યક્ષ શાસનદેવતા થયો. તથા હરિતાળના જેવા વર્ણવાળી, પદ્મ ઉપર બેઠેલી, દક્ષિણ ભુજામાં બાણ અને પાશને ધરનારી અને વામ ભુજામાં કોદંડ તથા નાગને રાખનારી વિદિતા નામે શ્રી વિમલનાથ પ્રભુની શાસનદેવી થઈ.

તે યક્ષ અને દેવી નિરંતર જેમની સમીપે રહેલા છે એવા જગદ્ગુરૂ વિહાર કરતા કરતા એકદા દ્વારકા નગરીના પરિસર ભાગમાં પધાર્યા. ઈંદ્રાદિક દેવોએ ત્યાં સાતસો ને વીશ ધનુષ ઊંચા અશોક વૃક્ષ યુક્ત સમોસરણ રચ્યું. પ્રભુએ પૂર્વ દ્વારવડે તેમાં પ્રવેશ કરી આર્હતિ સ્થિતિને પાળતાં તે ચૈત્યવૃક્ષને ત્રણ પ્રદક્ષિણા કરી; અને તેરમા ધર્મચક્રી વિમલનાથે "तीर्थाय नमः" એમ કહી પૂર્વ દિશાની સન્મુખના સિંહાસનને અલંકૃત કર્યું. પછી સાધુઓ, સાધ્વીઓ, દેવતાઓ, દેવીઓ, નારીઓ અને નરો યથાયોગ્ય દ્વારે પેસી પોતપોતાને યોગ્ય સ્થાનકે બેઠા. તે વખતે રાજપુરૂષોએ સત્વર દ્વારકામાં જઈ પ્રભુના સમોસરણની વાર્ત્તા વાસુદેવને જણાવી. હર્ષ પામેલા સ્વયંભૂએ પ્રભુના આગમનને કહેનારા પુરૂષોને પારિતોષિકમાં સાડાબાર કોટી સોનૈયા આપ્યા. પછી સ્વયંભૂ વાસુદેવે ભદ્ર બલદેવની સાથે ભદ્રના એક કારણરૂપ સમોસરણ પાસે આવી તેમાં પ્રવેશ કર્યો. ત્યાં ભગવંતને પ્રદક્ષિણા દઇ, પ્રણામ કરીને ભદ્ર સહિત ઇંદ્રની પાછળ બેઠો. પછી ઇંદ્ર, વાસુદેવ અને બલદેવે ફરી પ્રણામ કરી અંજલિ જોડી આ પ્રમાણે સ્તુતિ કરવાનો આરંભ કર્યો.

"હે દેવ ! વર્ષાકાળના જળથી પૃથ્વીના કાદવની જેમ તમારા દર્શનથી આ જગતના "પ્રાણીઓનું સાંસારિક દુ:ખ નાશ પામ્યું છે. હે સ્વામી ! તમારા દર્શનના કારણરૂપ "આજનો દિવસ ઘણો પવિત્ર છે કે જેમાં દુષ્કર્મથી મલિન એવા અમે નિર્મલ થઈશું. "અમારી દૃષ્ટિઓએ શરીરનાં સર્વ અંગોમાં રાજાપણું પ્રાપ્ત કરેલું હતું. તેઓએ આજ "તમારૂં દર્શન પ્રાપ્ત કરી પોતાની બરાબર શુદ્ધિ કરેલી છે. તમારા ચરણના સંપર્કથી આ "ભરતક્ષેત્રની ભૂમિ પવિત્ર થઈ ગઈ છે, તો તમારા દર્શન તેઓના પાપને નાશ કરે તેમાં "શું કહેવું! હે પ્રભુ ! ઘુવડ પક્ષીઓની જેમ મિથ્યાદૃષ્ટિ પુરૂષોને તમારૂં દર્શન કેવલજ્ઞાન-"રૂપ સૂર્યના પ્રકાશના અભાવનુંજ કારણ થશે. તમારા દર્શનરૂપ અમૃતપાનવડે જેમના

"શરીર ઉચ્છ્વાસ પામેલા છે એવા પ્રાણીઓના કર્મબંધ આજે અવશ્ય તુટી જશે. વિવેક "રૂપી દર્પણને સાફ કરવામાં તત્પર અને કલ્યાણ વૃક્ષના બીજ જેવા તમારા ચરણનાં "રજકણો અમોને પવિત્ર કરો. હે સ્વામી ! અમૃતના ગંડૂપ જેવા તમારાં દેશનાવચનો "સંસારરૂપ મરૂદેશમાં મગ્ન થયેલા અમોને સ્વસ્થ કરવાને માટે થાઓ."

આ પ્રમાણે સ્તુતિ કરી તેઓ વિરામ પામ્યા, એટલે વિમલનાથ પ્રભુએ નિર્મલ ધર્મદેશના આપવાનો આરંભ કર્યો.

"અકામ નિર્જરારૂપ પુણ્યથી પ્રાણીને સ્થાવરપણાથી ત્રસપણું કે તિર્યંચ પંચેદ્રીપણું "માંડ માંડ પ્રાપ્ત થાય છે. તેમાં પણ જ્યારે કર્મની લાઘવતા થાય ત્યારે પછી માનુષ્ય "જન્મ, આર્યદેશ, ઉત્તમ કુળ, સર્વ ઇંદ્રિયોનું પાટવ અને દીર્ઘ આયુષ્ય કથંચિત્ મેળવાય "છે. તે કરતાં પણ વિશેષ પુણ્ય હોય તો ધર્મકથક ગુરૂની જોગવાઇ અને શાસ્ત્રનું શ્રવણ "તથા તેમાં શ્રદ્ધા એટલાં વાનાં પ્રાપ્ત થાય છે, પણ તેમાં તત્ત્વ નિશ્ચયરૂપ બોધિરત્ન પ્રાપ્ત "થવું ઘણું દુર્લભ છે. જિનપ્રવચનમાં જેવું બોધિરત્ન અત્યંત દુર્લભ છે તેવું રાજાપણું, "ચક્રવર્તીપણું કે ઇંદ્રપણું મેળવવું દુર્લભ નથી. સર્વ જીવોએ પૂર્વે અનંતવાર સર્વ "ભાવો પ્રાપ્ત કરેલા હશે, પણ જ્યાં સુધી આ સંસારમાં તે જીવોનું પરિભ્રમણ જોવામાં "આવે છે ત્યાં સુધી તેઓએ કદિ પણ બોધિરત્નની પ્રાપ્તિ કરેલી જણાતી નથી. સર્વ "પ્રાણીઓને આ સંસારમાં પરિભ્રમણ કરતાં અનંત પુદ્ગલ પરાવર્ત્તન થઈ ગયાં છે, "પરંતુ જ્યારે છેલો અર્દ્ધ પુદ્ગલાવર્ત્તન સંસાર અવશેષ રહે ત્યારે સર્વ કર્મોની સ્થિતિ "એક કોટાકોટી સાગરોપમથી ઓછી યથાપ્રવૃત્તિકરણવડે કરીને કોઈ પ્રાણી ગ્રંથિભેદ "થવાથી ઉત્તમ બોધિને પામે છે. કેટલાએક જીવો યથાપ્રવૃત્તિ કરણ કરવાથી તે ગ્રંથિના "સીમાડા ઉપર પ્રાપ્ત થયા હોય, તોપણ ત્યાંથી સીદાઇને પાછા વળે છે અને પાછા "સંસારમાં ભમે છે. કુશાસ્ત્રનું શ્રવણ, મિથ્યાદૃષ્ટિનો સમાગમ, નઠારી વાસના અને "પ્રમાદ કરવાની ટેવ—એ સમકિતપ્રાપ્તિની સામે થનારા શત્રુઓ છે. જો કે ચારિત્રની "પ્રાપ્તિ પણ દુર્લભ કહેલી છે પણ જો બોધિની પ્રાપ્તિ થઇ હોય તો તે સફલ છે, અન્ય- "થા નિષ્ફલ છે. અભવ્ય પ્રાણીઓ પણ ચારિત્ર ગ્રહણ કરીને નવમા ગ્રૈવેયક સુધી ઉત્પન્ન "થાય છે પણ બોધ વિના તેઓ મોક્ષપદને પામી શકતા નથી. ચક્રવર્તી પણ બોધિરત્નની "પ્રાપ્તિ વિના રાંક જેવો છે, અને બોધિરત્નને પ્રાપ્ત કરનારો રાંક હોય તોપણ તેનાથી "અધિક છે. જેઓને બોધિરત્નની પ્રાપ્તિ થઇ હોયછે તેઓ કદિ પણ આ સંસારમાં રાગ "કરતા નથી, પણ મમતા રહિત થઇને મુક્તપણે મુક્તિમાર્ગનેજ ભજે છે."

પ્રભુની આવી દેશના સાંભળીને ઘણા લોકોએ દીક્ષા લીધી, સ્વયંભૂ વાસુદેવ સમકિત પામ્યા, અને બલભદ્રે શ્રાવકપણું સ્વીકાર્યું. જ્યારે પ્રથમ પોરષી પૂર્ણ થઈ ત્યારે પ્રભુ દેશનાથી વિરામ પામ્યા. પછી મંદર ગણધરે તેવીજ રીતે દેશના આપી. બીજી પોરષી જ્યારે પૂર્ણ થઇ ત્યારે તેમણે પણ દેશના પૂર્ણ કરી. પછી ઈંદ્ર, વાસુદેવ તથા બલભદ્ર

વિગેરે પોતપોતાને સ્થાનકે ગયા; અને લોકોના ઉપર અનુગ્રહ કરવાની ઈચ્છાથી વિમલપ્રભુએ પુર, ગ્રામ, ખાણ અને દ્રોણમુખ વિગેરેમાં વિહાર કર્યો. અડસઠહજાર મહાત્મા સાધુઓ, એકલાખ ને આઠસો સાધ્વીઓ, અગ્યારસો ચૌદ પૂર્વધારી, ચારહજાર ને આઠસો અવધિજ્ઞાની, પાંચહજાર ને પાંચસો મનઃપર્યયજ્ઞાની, તેટલાજ કેવલજ્ઞાની, નવહજાર વૈક્રિય લબ્ધિવાળા, બે લાખ ને આઠહજાર શ્રાવકો અને ચારલાખ અને ચોત્રીશહજાર શ્રાવિકાઓ–એટલો પરિવાર કેવલજ્ઞાન પછી બે વર્ષે ઉણા પંદરલાખ વર્ષ સુધી પૃથ્વીમાં વિહાર કરતા વિમલનાથ પ્રભુને થયો. પછી પોતાનો નિર્વાણકાળ નજીક આવેલો જાણી પ્રભુ સંમેતશિખર પર્વતે પધાર્યા, અને ત્યાં છ હજાર સાધુઓની સાથે અનશન વ્રત ગ્રહણ કર્યું. એક માસનું અનશન પાળી આષાઢ માસની કૃષ્ણ સપ્તમીએ ચંદ્ર પુષ્ય નક્ષત્રમાં આવતાં, તે સર્વે મુનિઓની સાથે પ્રભુ અવ્યયપદને પ્રાપ્ત થયા. પછી ઈંદ્રાદિક દેવતાઓએ ત્યાં આવીને પ્રભુનો અને બીજા મુનિઓનો નિર્વાણમહિમા કર્યો. પંદરલાખ વર્ષ કૌમાર વયમાં, ત્રીશલાખ વર્ષ પૃથ્વીનું રક્ષણ કરવામાં અને પંદરલાખ વર્ષ વ્રતમાં–એમ સર્વ મળીને સાઠલાખ વર્ષનું પ્રભુનું આયુષ્ય સંપૂર્ણ થયું હતું. શ્રી વાસુપૂજ્ય પ્રભુના નિર્વાણ પછી ત્રીશ સાગરોપમ ગયા ત્યારે શ્રી વીમળનાથ પ્રભુનો નિર્વાણકાલ થયો.

સ્વયંભૂ વાસુદેવે આશ્ચર્યકારી ઐશ્વર્યના મદથી વિવેક રહિત થઇને અનેક ક્રૂર કર્મો કર્યા, જેથી પોતાનું સાઠલાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી તેતે પ્રકારનાં માઠાં કર્મોથી છઠ્ઠી નરકભૂમિમાં ગયા. બારહજાર વર્ષ કુમારપણામાં, તેટલાજ મંડલિકપણામાં, નેવું વર્ષ દિગ્વિજયમાં અને ઓગણસાઠ લાખ પંચોતેર હજાર નવસો ને દશ વર્ષ રાજ્યમાં એમ સર્વ મળી સાઠલાખ વર્ષનું તેમનું આયુષ્ય પૂર્ણ થયુ હતું.

પોતાના બંધુના મૃત્યુ સંબંધી વિપત્તિના શોકથી વિરક્ત થયેલા ભદ્ર બલદેવ મુનિચંદ્ર મુનિની પાસે વ્રત ગ્રહણ કરી, પાંસઠલાખ વર્ષનું પોતાનું આયુષ્ય પૂર્ણ કરી, કાળધર્મ પામીને પરમપદને પ્રાપ્ત થયા.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये
चतुर्थे पर्वणि श्रीविमलनाथस्वयंभूभद्रमेरकचरित्र
वर्णनो नाम तृतीयः सर्गः ॥ ३ ॥

# સર્ગ ૪ થો.

## શ્રી અનંતનાથ ચરિત્ર.

આ સંસારમાં પણ મોક્ષની પેઠે પ્રાણીઓને અનંત સુખ આપનારા તેમજ જેમણે અનંત ચતુષ્ટયને સિદ્ધ કરેલા છે એવા શ્રી અનંતનાથ ભગવાન તમારી રક્ષા કરો. અપાર સંસાર રૂપ સમુદ્રને તારવામાં વહાણની જેવું તે શ્રી અનંતનાથ ભગવંતનું ચરિત્ર હવે કહેવામાં આવે છે.

ધાતકીખંડ દ્વીપમાં પ્રાગ્વિદેહ ક્ષેત્રના ઐરાવત નામના વિજયને વિષે **અરિષ્ટા** નામે એક મોટી નગરી છે. તેમાં શત્રુઓના રથવાળા સૈન્યના રથવ્યૂહને સ્ખલના કરવામાં ગિરિ સમાન **પદ્મરથ** નામે મહારથી રાજા રાજ્ય કરે છે. તેમણે સર્વ શત્રુઓનો વિજય કરી બધી ઋદ્ધિ સાધી હતી, તથાપિ મોક્ષલક્ષ્મીને સાધવામાં ઉત્સુક થવાથી તે સર્વને તૃણસમાન ગણવા લાગ્યા. તેઓ ઉદ્યાનમાં વિહારલીલા, વાપિઓમાં જલક્રીડા, ગાંધર્વોના સંગીતનું અવલોકન, હાથીઘોડા વિગેરે વાહનોની વિચિત્ર ગતિનુ દર્શન, વસંતના તથા કૌમુદીના મહોત્સવ જેવા ક્રીડાઉત્સવનું નિરીક્ષણ, નાટકાદિક દશ રૂપકના અભિનયનો ઉત્સવ, સ્વર્ગના વિમાન જેવા મહેલોમાં નિવાસ અને વિચિત્ર વસ્ત્રના વેષ, અંગરાગ અને આભૂષણનું ધારણ—એ સર્વ માત્ર લોકરીતિને અનુસરીને અનુભવતા હતા, પણ રાગ પૂર્વક કાંઇપણ અનુભવતા નહોતા.

આ પ્રમાણે કેટલોએક કાળ ઉલ્લંઘન કરી છેવટે એ વિવેકી રાજાએ **ચિત્તરક્ષ** નામના ગુરૂના ચરણમાં જઇ દીક્ષા ગ્રહણ કરી. પછી અર્હંતની ભક્તિ વિગેરે સ્થાનોના આરાધનવડે તીર્થંકરનામકર્મ બાંધી, મૃત્યુ પામી પ્રાણત દેવ લોકમાં પુષ્પોત્તર વિમાને દેવતા થયા.

આ જંબૂદ્વીપમાં દક્ષિણ ભરતાર્દ્ધને વિષે ઇક્ષ્વાકુવંશ રૂપ પર્વતની ભૂમિમાં **અયોધ્યા** નામે ઉત્તમ નગરી છે. આસપાસ રહેલી નિર્મલ સ્વચ્છ જળવાળી ખાઈના મંડલથી રતિ વખતે જેની કેશવેણી છુટી ગઇ હોય તેવી રમણીના જેવી તે નગરી શોભતી હતી. તેમાં સારા નિષ્ક્રમ અને પ્રવેશવાળા, ઉત્તમ સંધિવાળા, અર્થવાળા અને સારી ભૂમિકાવાળા શ્રીમંતોનાં મંદિરો નાટકની પેઠે દીપતાં હતાં. તે ગૃહોની ઉપરલી ભૂમિ ઉપર આવેલી સોનાની જાળીઓ, જાણે પ્રત્યેક ગૃહલક્ષ્મીના મુગટ હોય તેવી પ્રકાશતી હતી. તેમાં રહેલાં દેહેરાસરોમાં અર્હંત પ્રભુની પૂજાનાં પુષ્પોના ગંધને વહન કરનારો પવન, અમૃતના પાનની જેમ લોકોના તાપને હરી લેતો હતો.

તે અયોધ્યા નગરીમાં અતિશય પરાક્રમવડે સિંહ જેવો અને નરસિંહોમાં અગ્રેસર **સિંહસેન** નામે રાજા રાજ્ય કરતો હતો. પોતાનું કલ્યાણ કરવાની ઈચ્છાથી જેમ ઇષ્ટ દેવની સમીપે ધરે તેમ ઘણા રાજાઓ ભક્તિવડે તેને ઉત્તમ ભેટણાં આપતાં હતાં. કિરણોથી ચંદ્રની જેમ ગુણી જનોમાં અગ્રણી એ રાજા પોતાના ઉજ્વળ ગુણોથી સર્વ જગતને પ્રસન્ન કરતો હતો. યોગ્યતામાં વિચક્ષણ એવો એ રાજા, સેવા કરવાને આવતા રાજપુત્રોની જેમ ધર્મ, અર્થ અને કામને સો સૌની યોગ્યતા પ્રમાણે ધારણ કરતો હતો. તેને ધર્મની નિવાસભૂમિ અને શીળ તથા યશવડે શોભતી **સુયશા** નામે એક રાણી હતી. ત્રણ જગતને પવિત્ર કરનાર ગંગાની જેમ માતાના, પિતાના અને શ્વસુરના કુળને એ પવિત્ર કરતી હતી. તેના મુખનો પ્રતિનિધિ ચંદ્ર હતો, કમળ તેના નેત્રોનો અનુજ બંધુ હતો, શંખ તેના કંઠનું ચિત્ર હતો, કમળનાળ તેની બે ભુજાઓનો મિત્ર હતો, કલશ તેના સ્તનનો કુટુંબી હતો, વિદર તેની નાભીનો પુત્ર હતો, તેના નિતંબનું પ્રતિબિંબ નદીના કાંઠાની ભૂમિ હતું, કદળી તેના ઉરૂની નાની બહેન હતી, અને કમળ તેના ચરણનો અનુચર હતું. સર્વ અંગોમાં રમણિક એ સુંદરીનું શું શું અતિશય રમ્ય નહોતું?

આ તરફ પ્રાણત દેવલોકમાં પદ્મરથ રાજાના જીવે સુખમગ્ન થઈ પોતાનું ઉત્કૃષ્ટ સ્થિતિવાળું સર્વ આયુષ્ય નિર્ગમન કર્યું. ત્યાંથી શ્રાવણ માસની કૃષ્ણ સપ્તમીએ ચંદ્ર રેવતી નક્ષત્રમાં આવતાં ચ્યવીને તે સુયશા રાણીના ઉદરમાં અવતર્યા. તે વખતે સુખે સૂતેલા દેવીએ રાત્રિના અવશેષ કાલે અર્હંતજન્મને સૂચવનારાં હસ્તી વિગેરે ચૌદ મહા સ્વપ્નો જોયાં. પછી અનુક્રમે વૈશાખ માસની કૃષ્ણ ત્રયોદશીને દિવસે પુષ્ય નક્ષત્રમાં સુયશા દેવીએ સીંચાણા (બાજ) પક્ષીના ચિન્હવાળા સુવર્ણવર્ણી કુમારને જન્મ આપ્યો. ઉર્ધ્વલોકમાંથી, અધોલોકમાંથી અને રૂચક દ્વીપથી છપ્પન દિક્કુમારીઓએ આવી પ્રભુનું સૂતિકાકર્મ કર્યું. તરતજ સૌધર્મ કલ્પનો ઇંદ્ર ત્યાં આવ્યો અને પ્રભુને પ્રણામ કરી, હાથમાં લઇ, આકાશમાર્ગે મેરૂપર્વતના મસ્તક પર ગયો. ત્યાં અતિપાંડુકંબલા નામની શિલા ઉપર ઉત્સંગમાં પ્રભુને રાખી સિંહાસન પર તે બેઠો. પછી અચ્યુત વિગેરે ત્રેસઠ ઇંદ્રો ત્યાં આવ્યા, અને તીર્થજલ મંગાવીને અનુક્રમે પ્રભુને સ્નાન કરાવ્યુ. પછી જાણે પ્રભુના ભારને વહન કરવાનો મોટો શ્રમ લાગ્યો હોય તેમ શક્ર ઇંદ્રે મોટા સારવાળા એ પ્રભુને ઇશાન ઇંદ્રના ઉત્સંગમાં બેસાર્યા, અને પોતે સ્ફાટિકના ચાર વૃષભને વિકુર્વી, તેમના શૃંગમાંથી નીકળતા જળવડે પ્રભુને સ્નાત્ર કરાવ્યું. પછી દેવદૂષ્ય વસ્ત્રવડે પ્રભુના અંગને લુંછી, ચંદનાદિકથી વિલેપન અર્ચન કરી અને આરાત્રિક ઉતારી, સૌધર્મપતિએ નીચે પ્રમાણે સ્તુતિ કરી.

"હે નાથ! જેઓ તમારી આગળ ભૂમિપર આલોટી પૃથ્વીના રજથી વ્યાપ્ત થાય "છે તેઓને ગોશીર્ષચંદનનો અંગરાગ દુર્લભ નથી. જેઓ ભક્તિવડે એક પુષ્પ પણ "તમારા મસ્તકપર ચઢાવે છે તેઓ મસ્તકપર છત્ર ધારણ કરીને નિરંતર વિચરે છે. "તમારા અંગ ઉપર જેઓએ એકવાર પણ અંગરાગ કર્યો હોય તેઓ દેવદૂષ્ય વસ્ત્રને

"ધારણ કરનારા થાય તેમાં કાંઈપણ શંકા નથી. જેઓ તમારા કંઠ ઉપર એકવાર પણ "પુષ્પમાળા ધરે છે તેઓના કંઠ ઉપર દેવતાની સ્ત્રીઓની ભુજલતાઓ વીંટાઈ વળે છે. "જેઓ તમારા અતિ નિર્મલ ગુણોનું એકવાર પણ વર્ણન કરે તેઓ લોકમાં અતિશય- "વાન થઈ દેવતાઓની સ્ત્રીઓથી ગવાય છે. જેઓ ચારૂ ચતુરાઇથી તમારી આગળ "નૃત્યાદિક ચેષ્ટા કરે છે તેઓને ઐરાવત હાથીના સ્કંધ ઉપર આસન મળવું દુર્લભ "નથી. હે દેવ! જેઓ રાત્રિદિવસ તમારા પરમાત્મ સ્વરૂપનું ધ્યાન કરે છે તેઓ હમેશાં "આ લોકમાં સર્વને ધ્યાન કરવા યોગ્ય થાય છે. હે પ્રભુ! તમને સ્નાત્ર, અંગરાગ, "નેપથ્ય ને આભૂષણ વિગેરે ધારણ કરાવવામાં તમારા પ્રસાદથી હમેશાં મારો "અધિકાર રહેો."

આ પ્રમાણે સ્તુતિ કરી પ્રભુને લઈ, સુયશા દેવીની પાસે આવી તેમના પડખામાં જેમ હતા તેમ ઇંદ્રે મૂક્યા. પછી નંદીશ્વર દ્વીપે જઇ શાશ્વત અર્હંતની પ્રતિમાનો અષ્ટા-હ્નિકઉત્સવ કરી, શક્ર તથા બીજા ઈંદ્રો પોતપોતાને સ્થાને ગયા. જ્યારે પ્રભુ ગર્ભમાં હતા તે વખતે પિતા સિંહસેને શત્રુઓના અનંત બલને જીત્યું હતું, તેથી તે પ્રભુનું અનંત-જિત્ એવુ નામ પાડયું. યોગી જેમ ધ્યાનામૃતનું પાન કરે, તેમ સ્તનપાન નહીં કર-નારા પ્રભુ પોતાના અંગુઠામાંથી અમૃતનું પાન કરતા મોટા થવા લાગ્યા. અનુક્રમે ચં-દ્રની પેઠે બાલ્યવય ઉલ્લંઘન કરી, પચાશ ધનુષની ઊંચી કાયાવાળા પ્રભુ યૌવનવયને પ્રાપ્ત થયા. માર્ગના વિશ્રામસ્થાનને વટેમાર્ગુ જેમ ત્યાગબુદ્ધિએ અંગીકાર કરે તેમ સાજ્યપણાનો નિશ્ચય કરી અનંતનાથે પિતાની આજ્ઞાથી સ્ત્રીનો પરિગ્રહ ( પાણિગ્ર-હણ ) સ્વીકાર્યો, અને સાડાસાત લાખ વર્ષો વીત્યા પછી પિતાના ઘણા આગ્રહથી પ્રભુ-એ રાજ્યભાર ગ્રહણ કર્યો. પછી પંદર લાખ વર્ષ સુધી પૃથ્વીનું પાલન કર્યા બાદ સિંહસેનના કુમાર અનંતનાથના મનમાં દીક્ષા લેવાનો વિચાર ઉત્પન્ન થયો. તત્કાળ સારસ્વતાદિક લોકાંતિક દેવતાઓએ બ્રહ્મ દેવલોકમાંથી આવી 'હે નાથ! તીર્થ પ્રવર્ત્તા-વો' એમ કહ્યું. પછી ઈંદ્રની આજ્ઞાથી કુબેરે પ્રેરેલા જૃંભક દેવતાઓએ પૂરેલા ધનવડે પ્રભુએ વાર્ષિક દાન આપ્યુ. તે દાનને અંતે સંસારનો અંત કરવાને ઈચ્છતા પ્રભુને સુર, અસુર અને રાજાઓએ આવી દીક્ષાભિષેક કર્યો. પછી વિચિત્ર વેષ, વસ્ત્ર તથા માલને ધારણ કરી જગત્પતિ સાગરદત્તા નામે ઉત્તમ શિબિકામાં આરૂઢ થયા. શક્રાદિક ઇંદ્રોએ જેમની ઉપર છત્ર, ચામર અને પંખા ધારણ કર્યાં છે એવા પ્રભુ તે શિબિકા વડે સહસ્રામ્રવન નામના ઉદ્યાનમાં આવ્યા. તે ઉદ્યાન જાણે જતી આવતી ખેચરની સ્ત્રીઓ હોય તેવી હિંચકા ખાવામાં આસક્ત થયેલી નગરની ચતુર સ્ત્રીઓથી આકુલવ્યાકુલ થઇ રહ્યું હતું. તેમાં નવીન પલ્લવોથી રાતા થઈ ગયેલા અને ભ્રમર રૂપ કેશને ઉછાળતા અશોક વૃક્ષો જાણે મધુપાન વડે મત્ત થઈ ઘુમતા હોય તેમ જણાતા હતા. ક્રીડાથી શ્રાંત થયેલી નગરસ્ત્રીઓના સર્વ શ્રમને હરણ કરતા અને ઊંચા પલ્લવને ફેરવતા

આમ્રવૃક્ષો જાણે પંખો લઇને વીંજતા હોય તેમ દેખાતા હતા. જાણે વસંતલક્ષ્મીની કર્ણિકાઓ હોય તેવા કર્ણિકારનાં પુષ્પોથી અને જાણે સુવર્ણનાં તિલક હોય તેવાં કાંચનવર્ણી તિલકવૃક્ષવડે એ ઉદ્યાન ઘણું સુંદર લાગતું હતું. કોકિલોના અવાજથી જાણે પ્રભુને સ્વાગત આપતું હોય તેવા એ ઉદ્યાનમાં ઉત્સુક થઇને જેમ જગત્‌ના મનમાં પ્રવેશ કરે તેમ જગત્પતિ પ્રભુએ પ્રવેશ કર્યો. પછી ઇંદ્રના હાથના ટેકા વડે સાગરદત્તા નામની શિબિકામાંથી ઉતરી પ્રભુએ અલંકાર વિગેરેનો ત્યાગ કર્યો; અને વૈશાખ માસની કૃષ્ણ ચતુર્દશીએ રેવતી નક્ષત્રમાં અપરાહ્ણકાલે છઠ્ઠતપ કરી એક હજાર રાજાઓની સાથે દીક્ષા લીધી. પછી સર્વ ઇંદ્રાદિક દેવતાઓ પ્રભુને વંદના કરી કૃતકાર્ય થઈ પોતપોતાને સ્થાનકે ગયા.

બીજે દિવસે વર્દ્ધમાન નગરમાં વિજયરાજાના મંદિરને વિષે ચૌદમા અર્હંતે પરમ અન્નવડે પારણું કર્યું. ત્યાં દેવતાઓએ વસુધારાદિક પાંચ દિવ્ય કર્યા, અને પ્રભુના ચરણન્યાસને ઠેકાણે વિજયરાજાએ એક રત્નમય પીઠ કરાવી. પછી કપટ રહિત એવા છદ્મસ્થ પ્રભુ તે સ્થાનથી નીકળી પરીસહ સહન કરતા કરતા વિહાર કરવાને પ્રવર્ત્યા.

આ જંબૂદ્વીપમાં પૂર્વવિદેહને વિષે પરમ આનંદની જન્મભૂમિ રૂપ **નંદપુરી** નામે એક સુંદર પુરી છે. તેમાં શત્રુઓની સ્ત્રીઓને શોક આપનાર અને અશોક વૃક્ષની જેમ પોતાના કુલરૂપી ઉદ્યાનમાં આભૂષણરૂપ **મહાબલ** નામે રાજા હતો. નગરનો ચતુર માણસ જેમ ગામડામાં વસવાને વિરક્ત થાય તેમ મોટા મનવાળો એ રાજા અનુક્રમે સંસારવાસથી વિરક્ત થયો. તેથી તે રાજાએ **ઋષભ** મુનિના ચરણકમળમાં જઇ પાંચ મુષ્ટિ વડે કેશનો લોચ કર્યો અને ચારિત્ર અંગીકાર કર્યું. ઉદ્યાનની જેમ મોટા ફલને આપનારા ચારિત્રધર્મને પાળી, મૃત્યુ પામીને તે રાજા સહસ્રાર દેવલોકમાં દેવતા થયો.

તે સમયમાં જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં **કૌશાંબી** નામે ઇંદ્રપુરીની જેવી નગરી હતી. તે નગરીમાં શત્રુઓના તેજને મુદ્રાંકિત કરનાર અને સમુદ્રની જેવો ગંભીર **સમુદ્રદત્ત** નામે રાજા રાજ્ય કરતો હતો. તેને રૂપવડે સુરસુંદરીઓના રૂપ સંબંધી અહંકારને હરનારી અને નયનને આનંદ આપવામાં ચંદ્રિકારૂપ **નંદા** નામે રાણી હતી. એકદા વસંતને મલયાચળના પવનની જેમ તે સમુદ્રદત્તનો મિત્ર મલયભૂમિનો રાજા **ચંડશાસન** ત્યાં આવી ચડચો. તેને પોતાને ઘેર આવેલો જોઇ સમુદ્રદત્તે સગા ભાઇની જેમ પરિવાર સહિત ભોજન કરાવ્યું. તે વખતે સમુદ્રને ગંગાની જેમ તે સમુદ્રદત્તની પત્ની નંદા, કે જે નેત્રને આનંદ આપનારી હતી તે મલયપતિની નજરે ચડી. તેને દેખીને તત્કાળ જાણે કામદેવના દુઃસહ અસ્ત્રોએ ખીલી લીધો હોય તેમ તે સ્તબ્ધ થઈ ગયો; અને વિપ્રલંભ શૃંગારરૂપ અગ્નિનો તીવ્ર ધામ થયો હોય તેમ તેના શરીરને પસીનો આવી ગયો. વળી જાણે પ્રેમઅંકુરિત થયેલ હોય તેમ સર્વ અંગમાં પુલકાવળી પ્રગટ

થઇ; તેના શરીરના ગુણથી જાણે ઝાડ વળગ્યું હોય તેમ તેનો સ્વર બદલાઈ ગયો; તેને આલિંગન કરવાને જાણે ઉત્સુક થયું હોય તેમ સર્વ અંગ કંપવા લાગ્યું; તેની પ્રાપ્તિ નહીં થવાથી શોક થયો હોય તેમ શરીરનો વર્ણ ફરી ગયો; જાણે કામાંધ થયો હોય તેમ અશ્રુવડે નેત્ર ઝાંખાં થઇ ગયાં; અને તેની પ્રાપ્તિ વગર જાણે મૃત્યુને લાવવાને ઈચ્છતો હોય તેમ તેનામાં લય પામી ગયો. આ પ્રમાણે સર્વ અંગઉપાંગમાં સુંદર એવી તે નંદા રાણીના અવલોકનથી ચંડશાસને કઇ કઈ કામાવસ્થા ન અનુભવી? જેની બુદ્ધિ અસ્ત પામી ગઈ છે એવો એ કામપીડિત રાજા સમુદ્રદત્તના મંદિરમાં સુતો પણ રોગાર્ત્તની જેમ તેને નિદ્રા આવી નહીં. હમેશાં નંદાને મેળવવાના ઉપયો ચિંતવતો ચંડશાસન મિત્રના મિષે શત્રુ થઇને કેટલોક કાળ ત્યાં રહ્યો. એ પ્રમાણે ઘણું રહેવાવડે સમુદ્રદત્તને વિશ્વાસ ઉપજાવીને એક દિવસે પક્ષી જેમ રત્નાવળી હાર લઈ જાય તેમ ચંડશાસન નંદાને હરી ગયો. રાક્ષસની પેઠે બળ અને છળ ધરનારા તે દુષ્ટે હરણ કરેલી રાણીને પાછી લાવવાને અસમર્થ એવા સમુદ્રદત્તના મનમાં સંસાર તરફ વૈરાગ્ય ઉત્પન્ન થયો. હૃદયમાં રહેલા શલ્યની જેવા એ મોટા અપમાનથી પીડાતા રાજાએ **શ્રેયાંસ** નામના મુનિની પાસે દીક્ષા લીધી. મુનિપણામાં મોટી તપસ્યા કરી, તેના ફળે કરીને પોતાની રાણી નંદાનું હરણ કરનાર ચંડશાસનનો વધ કરનાર થવાનું નિયાણું બાંધ્યું. આ પ્રમાણે નિયાણું કરવાથી અપ્રમિત ફળવાળા તપને પ્રમિત ફળવાળો કરી દઈને કાળયોગે મૃત્યુ પામી સહસ્રાર લોકમાં દેવતા થયો.

કાળના ક્રમથી ચંડશાસન પણ મૃત્યુ પામી સંસારસાગરની જળચક્રી જેવી અનેક યોનિઓમાં ભટક્યો. પછી ભરતક્ષેત્રમાં આવેલા **પૃથ્વીપુર** નગરમાં **વિલાસ**રાજાની **ગુણવતી** રાણીના ઉદરથી **મધુ** નામે પુત્ર થયો. અનુક્રમે વૃદ્ધિ પામતાં ત્રીશ લાખ વર્ષના આયુષવાળો, તમાલ પુષ્પના જેવી કાંતિવાળો અને પચાશ ધનુષ ઊંચો જાણે જંગમ પર્વત હોય તેવો દેખાવા લાગ્યો. મોટા બાહુથી જાણે બે શુંઢવાળો દિગ્ગજ હોય, અને વિશાળ વક્ષસ્થળની શોભાથી જાણે જંગમ ગિરિરાજ હોય તેવો તે જણાતો હતો. લીલાવડે પૃથ્વી ઉપર ફરતા એ બળવાન્ મધુના ભારને નહીં સહન કરતી પૃથ્વી ઘાસથી પૂરાયેલા ખાડાની જેમ નમતી હતી. પૂર્વ રાજાઓની શસ્ત્રાશસ્ત્રી યુદ્ધની કથા સાંભળી, પોતાને સમોવડીયો યુદ્ધ કરનાર નહી મળવાથી પોતાની ભુજાના પરાક્રમને માટે તે શોક કરતો હતો. પછી ત્રણ ખંડરૂપ અર્દ્ધભરતક્ષેત્રને એક ગામડા માફક જીતી લઈને અનલ્પ પરાક્રમવાળા તેણે પોતાનું નામ ચંદ્રની અંદર લખ્યું અર્થાત્ પોતાના નામની કીર્તિ ચંદ્રમંડળ સુધી પહોંચાડી. ચક્રથી શત્રુઓના ચક્ર (સમૂહ)ને દબાવનાર ઇંદ્રના જેવો પરાક્રમી અને મનુષ્યોમાં સૂર્ય સમાન એ મધુ ચોથો પ્રતિવાસુદેવ થયો.

તે મધુ રાજાને ઉત્કટ ભુજારૂપી શિખરવડે ઉગ્ર શત્રુઓને કૂટનાર અને શત્રુઓની લક્ષ્મીની ભૂગળને તોડનાર **કૈટભ** નામે એક ભાઈ હતો.

હવે તે સમયમાં દ્વારકા નગરીમાં ગુણવડે સૂર્ય ચંદ્ર જેવો સોમ નામે એક રાજા હતો. તેને મનોહરદર્શના સુદર્શના અને ચંદ્ર સમાન મુખવાળી સીતા નામે બે પત્નીઓ હતી. હવે મહાબળ રાજાનો જીવ જે સહસ્રાર દેવલોકમાં દેવતા થયો હતો તે ત્યાંથી ચ્યવીને સુદર્શના દેવીના ઉદરમાં અવતર્યો; તે વખતે દેવી સુદર્શનાએ રાત્રિના શેષ ભાગે બળભદ્રના જન્મને સૂચવનારાં ચાર મહા સ્વપ્ન જોયાં. અનુક્રમે નવ માસ અને સાડા સાત દિવસો જતાં સુદર્શના દેવીએ ચંદ્ર સમાન કાંતિવાળા એક પુત્રને જન્મ આપ્યો. એની વધામણી સાંભળીને મોટા ઉત્સવવડે યાચકોના વર્ગને કૃતાર્થ કરતા સોમરાજાએ તેનું સુપ્રભ એવું નામ પાડ્યું. જે સમુદ્રદત્તનો જીવ હતો તે પણ આયુષ્ય પૂર્ણ થતાં કાલધર્મે સહસ્રાર દેવલોકમાંથી ચવી સીતા રાણીની કુક્ષિમાં અવતર્યો. તે વખતે સુખે સુતેલી સીતાદેવીએ રાત્રિના શેષ ભાગે વાસુદેવના જન્મને સૂચવનારાં સાત સ્વપ્નો મુખમાં પેસતાં જોયાં. પૂર્ણ સમય થતાં નીલ મણિના જેવી કાંતિવાળા અને સર્વ લક્ષણયુક્ત પુત્રને તેણીએ જન્મ આપ્યો. તેમના પિતા સોમરાજાએ શુભ દિવસે એ ચોથા વાસુદેવનું પુરૂષોત્તમ એવું યથાર્થ નામ પાડ્યું.

નીલા અને પીળા વસ્ત્રને ધરતા અને ભુજામાં તાડ અને ધનુષને રાખતા તે બંને ભાઈ જાણે જોડલે થયા હોય તેમ પ્રીતિથી સાથે સાથેજ ફરતા હતા. આચાર્યને તો ફક્ત નિમિત્ત માત્ર કરી તેમણે સર્વ કલાઓ સંપાદન કરી. તેવા મહાત્માઓનો એવો પૂર્વ જન્મના પુણ્યનો પ્રભાવજ હોય છે. મોટા સુભટો પણ તેમનો ક્રીડામાં કરેલો આઘાત સહન કરી શકતા નહીં, કારણકે હાથી માત્ર સ્પર્શ કરતાં કરતાં અને સર્પ સુંઘતાં સુંઘતાં હણી નાખે છે. બલવડે પવન જેવા તે બંને ભાઈઓ અનુક્રમે દેહલક્ષ્મીનું જાણે લીલાવન હોય તેવું અંગને શોભાવનાર યૌવનવય પામ્યા. દેવતાઓએ એ બંને નરરત્નોમાં મોટા ભાઈ [ બલભદ્ર ] ને હળ વિગેરે અને નાના ભાઈ ( વાસુદેવ )ને શાર્ઙ્ગ ધનુષ્ય વિગેરે વિજયાયુધ અર્પણ કર્યાં.

કલહ કરાવવામાં કૌતુકવાળા નારદજી મહા બળવાન્ એવા તે બલભદ્ર અને વાસુદેવને જોઇને પ્રતિવાસુદેવ મધુને મંદિરે આવ્યા. કાર્યને જાણનાર મધુએ નારદને અર્ઘ્ય આપી પ્રણામ કરીને કહ્યું–"હે મહામુનિ ! આપને સ્વાગત છે ? સદ્ભાગ્યના યોગથી આજે તમે દૃષ્ટિમાર્ગે આવ્યા છો. આ ભરતાર્દ્ધને વિષે સર્વ રાજાઓ અને માગધ, વરદામ અને પ્રભાસના અધિપ દેવતાઓ મારા સેવકો છે, તેથી હે નારદ ! જે વસ્તુથી કે દેશથી તમારે પ્રયોજન હોય તે નિઃશંકપણે કહો, હું તમને આપીશ." નારદે કહ્યું–"મારે કોઈ વસ્તુનું પ્રયોજન નથી, તેમ કોઈ દેશ લેવાની પણ ઈચ્છા નથી. હું તો ફક્ત ક્રીડા કરતો કરતો અહીં આવી ચડ્યો છુ. પણ અરે મધુરાજા! 'હું અર્દ્ધ ભરતનો સ્વામી છુ' એવી ખોટી બડાઈ તમે મારોછો, કેમકે બંદિજનનો સર્વ અર્થવાદ કાંઇ યથાર્થ હોય નહી. વળી બંદિજનો ધનના લોભથી જેની સ્તુતિ કરે તે જો બુદ્ધિમાન

હોય તો તેણે શરમાવું જોઈએ, પણ તેમાં પ્રતીતિ રાખવી ન જોઈએ; કેમકે આ જગતમાં બલવાન્થી પણ બલવાન્ અને મોટાથી પણ મોટા જનો જેવામાં આવે છે; કારણકે બહુરત્ના વસુંધરા છે."

નારદનાં આવાં વચન સાંભળવાથી શમીવૃક્ષની અંદર અગ્નિ ઉત્પન્ન થાય તેમ મધુના હૃદયમાં કોપ ઉત્પન્ન થયો. એટલે અધરનો દંશ કરતાં તેણે તત્કાળ નારદને કહ્યું-"હે નારદ ! આ ભરતાર્દ્ધમાં ગંગાથી મોટી નદી કઈ છે ? અને વૈતાઢ્યથી મોટો પર્વત પણ કયો છે ? તેમજ મારાથી અધિક બલવાળો પણ કોણ છે ? હે નારદ ! જેને તમે મારાથી અધિક બલવાન્ માનતા હો તેનું નામ મને તત્કાલ કહો. કે જેથી હાથીના બચ્ચાને અષ્ટાપદ પરાક્રમ બતાવે તેમ હું તેને મારૂં પરાક્રમ બતાવું. અરે દ્વિજ ! શું કોઈ મદોન્મત્તે અથવા પ્રમાદીએ તમારી અવજ્ઞા કરી છે, કે જેનો સ્તુતિ કરવાના મિષથી તમે વધ કરાવવાને ઈચ્છો છો ?" નારદે કહ્યું-"હું કોઈ મત્ત કે પ્રમાદી પુરૂષની પાસે જતોજ નથી, તો પછી મારી તેનાથી શી રીતે અવજ્ઞા થાય ? પણ તમે તમારી સભામાં 'હું અર્દ્ધ ભરતનો સ્વામી છું' એવું આજે બોલ્યા તેમ હવે ફરીવાર બોલશો નહી, કારણકે તેથી તમારૂં હાસ્ય થશે. હાલ દ્વારકા નગરીમાં સોમરાજાને ઘેર સુપ્રભ અને પુરૂષોત્તમ નામે બે પુત્રો થયા છે, તેને શું તમે કાને પણ નથી સાંભળ્યા ? મોટા બલવાળા અને પરસ્પર પ્રીતિવાળા તે બંને મહાબાહુ જાણે મૂર્ત્તિમાન્ પવન અને અગ્નિ હોય તેવા દુઃસહ છે, કૌતુકથી શક્ર અને ઈશાન ઇંદ્ર જાણે સ્વર્ગમાંથી ઉતરીને અવતર્યા હોય તેવા તેઓ માત્ર એક ભુજાવડે સમુદ્ર સહિત પૃથ્વીનો ઉદ્ધાર કરી શકે તેવા છે. મહાવનમાં સિંહની જેમ તેઓ જ્યાં સુધી આ ભરતક્ષેત્રમાં રહેલા છે ત્યાં સુધી મદાંધ હસ્તીની જેમ તમે અજ્ઞાનથી ફોકટ શામાટે ગર્જના કરોછો ! "

આ પ્રમાણેનાં નારદજીનાં વચનો સાંભળી કોપથી નેત્ર રાતા કરતો અને દાંતવડે દાંત ઘસતો મધુરાજા જાણે દ્વંદ્વયુદ્ધ કરવાને ઈચ્છતો હોય તેમ બોલી ઉઠયો-"તમે કહોછો તે જો સત્ય છે તો આજે તમને જેમ યુદ્ધ જેવાને તેમ યમરાજાને સ્વેચ્છાએ ક્રીડા કરવાને હું આમંત્રણ કરૂં છું; અને સોમ, સુપ્રભ તથા પુરૂષોત્તમ વગરનું દ્વારકાનું રાજ્ય પણ કરૂંછું. તો તે અમારા યુદ્ધને તમે તટસ્થ રહીને અવલોકન કરજો." આ પ્રમાણે કહી નારદ મુનિને વિસર્જન કર્યા પછી તેણે પોતાના એક દૂતને એકાંતમાં બોલાવી, સમજાવીને સોમરાજા અને તેના પુત્રો તરફ વિદાય કર્યો. તત્કાળ તે વેગવાળો દૂત દ્વારકાએ પહોંચી પુત્ર સહિત સભામાં બેઠેલા સોમરાજાની પાસે આવ્યો, અને પરાક્રમ પૂર્વક કહેવા લાગ્યો. 'દૂત કદિ પરાક્રમ રહિત હોય, તોપણ પોતાના સ્વામીના પરાક્રમથી પરાક્રમવાળો થાય છે.' દૂતે કહ્યું-"ગર્વિષ્ટનો ગર્વ હરનાર, વિનીત ઉપર વાત્સલ્ય રાખનાર, પ્રચંડ ભુજાબળથી સર્વનો વિજય કરનાર, ક્ષત્રિયવ્રત રૂપ મહાધનવાળો, દક્ષિણ ભરતાર્દ્ધમાં રહેલા કુલીન રાજાઓ રૂપ રાજહંસો જેના ચર-

ણરૂપ કમલની દાસની પેઠે સેવા કરે છે, વૈતાઢ્ય ગિરિની દક્ષિણ શ્રેણીપર રહેનારા વિદ્યાધરોના રાજાઓ જેને દંડ આપે છે, અને જાણે બીજો ઈંદ્ર હોય તેમ પ્રચંડ આજ્ઞાને પ્રવર્તાવી રહ્યો છે એવો, અર્દ્ધ ભરત ક્ષેત્રરૂપ ઉદ્યાનમાં મધુ (વસંત) સમાન અર્દ્ધચક્રી મધુ નામે રાજા છે. તેણે તમને શિક્ષા કરવા માટે મને મોકલ્યો છે, તે સાવધાન થઈને સાંભળો. તેમણે કહ્યું છે કે તમે પૂર્વે અમારી અત્યંત ભક્તિના કરનારા હતા, તે અમારા જાણવામાં છે. પણ અત્યારે પુત્રના પરાક્રમથી બદલાઇ ગયા છો એવું લોકોના મુખથી અમે સાંભળ્યું છે; પણ કદિ જો તમે પૂર્વની જેવાજ હો, તમારા ભક્તભાવમાં કાંઈ પણ ફારફેર થયો ન હોય તો કુંચીની મર્યાદા કરીને તમારી પાસે જે સાર સાર હોય તે સ્વામીને દંડ તરીકે મોકલાવો. કારણકે સ્વામીના પ્રસાદથી તમને વળી બીજું ઘણું પ્રાપ્ત થશે. જુઓ સૂર્ય જેટલુ જળ લે છે તે કરતાં ઘણું વધારે પાછું આપે છે, અને જો સ્વામીની અકૃપા હશે તો તમારૂ સર્વસ્વ વિનાશ પામી જશે, કેમકે જ્યારે સ્વામી રોષ ધરે ત્યારે જાણે ભય પામી હોય તેમ લક્ષ્મી ચાલી જાય છે. વળી જો તમે પોતાના સ્વામીની સાથે વિરોધ કરશો તો સંપત્તિ તો દૂર રહો, પણ સ્ત્રી, પુત્ર, મિત્રાદિ અને તમારૂ જીવિત પણ રહેશે નહીં. માટે હે રાજા! આપણા સ્વામીની આજ્ઞા માની દેશને મર્યાદાવડે પાલન કરો, અને શ્વાન જેવા તમારા પિશુન ( ચાડીઆ ) લોકોની વાણી નિષ્ફળ થાઓ. "

આવાં દૂતનાં વચન સાંભળી પુરૂષોત્તમ કુમારે રોષ ભરેલાં કઠોર વચને કહ્યું—"હે દૂત ! તું દૂત હોવાથી અવધ્ય છે, તેથી આવાં કડવાં વચનો બોલે છે, પણ આવાં વચન બોલનાર તું અને તે પ્રમાણે બોલાવનાર તારો સ્વામી શું ઉન્મત્ત છે? મત્ત છે ? પ્રમત્ત છે? કે પિશાચે ગ્રહેલો છે? જેમ બાળકો ક્રીડામાં સ્વેચ્છાએ રાજા થઈને રમે છે, તેવી રીતેજ તારો મૂઢ સ્વામી સર્વનો સ્વામી થવા પ્રવર્ત્તે છે. પણ એ દુર્મદ રાજાને અમે સ્વામી તરીકે ક્યારે પણ સ્વીકારેલો નથી. તેમ છતાં જો પોતાનું ઈચ્છિત, વચન પ્રમાણે થતું હોય તો તે પોતાની મેળે ઈંદ્ર કેમ થતો નથી? પોતાના મોટા રાજ્યના બલથી તે અજ્ઞ રાજા જો અમારી ઉપર ચડી આવશે તો સમુદ્રની વેળાને વખતે કાંઠા ઉપર રહેલા મત્સ્યોની જેમ અવશ્ય મૃત્યુ પામશે. હે દૂત! જા, દંડની ઈચ્છાવાળા તારા સ્વામીને યુદ્ધ કરવાને માટે અહીં લાવ, જેથી તેના પ્રાણની સાથે દાસીની જેમ તેની રાજ્યલક્ષ્મીને હું બળાત્કારે ગ્રહણ કરી લઈશ."

આ પ્રમાણેનાં પુરૂષોત્તમ વાસુદેવનાં વચનોથી તે દૂત રોષ પામીને ત્યાંથી ચાલી નીકળ્યો અને પોતાના સ્વામીને દુઃખે કહેવા યોગ્ય તે સર્વ વચનો આવીને કહ્યાં. એવો વાસુદેવનો સંદેશો સાંભળી, મેઘની ગર્જનાથી અષ્ટાપદને ક્રોધ ચડે તેમ મધુરાજાને કોપ ચડ્યો. તત્કાલ જેના નાદથી ભય પામીને ખેચરની સ્ત્રીઓએ કર્ણદ્વાર ઢાંકી દીધાં છે એવો ભયંકર ધ્વનિવાળો રણયાત્રા ભેરી તેણે વગડાવ્યો, અને તરતજ મુગટબદ્ધ રાજાઓ,

મહા પરાક્રમી સુભટો, સેનાપતિઓ, અમાત્યો, બીજા સામંતો અને જાણે તેની બીજી મૂર્તિઓ હોય તેવા રણપંડિત સૈનિકોને સાથે લઈ, માયા સ્વરૂપી દેવની જેવા મધુરાજાએ ત્યાંથી પ્રસ્થાન કર્યું. તે વખતે દુર્નિમિત્ત સૂચક અપશુકનો થવા લાગ્યાં, તથાપિ એ દુર્મદરાજા તેને નહીં ગણતો, કાલપાશથી જાણે ખેંચાતો હોય તેમ તત્કાલ દેશના સીમાડાપર આવ્યો. તેને ત્યાં આવેલો જાણીને ઉત્તમ પારાવતપક્ષીની જેમ વેગથી પુરૂષોત્તમ વાસુદેવ સોમ, સુપ્રભ, સેનાપતિ અને સૈન્યના પરિવારને લઈ સામો આવ્યો. તત્કાળ બંને તરફના કેટલાક સૈનિકોએ ઉંટ ઉપર બેસીને કવચ અને ધનુષ્ય ગ્રહણ કર્યાં. પછી અકાળે પ્રલયકાળ કરનારા અને રૂધિરપાન કરવામાં ઉત્સુક એવાં બાણો રાક્ષસોની જેમ ઊંચે ઉડી ઉડીને ખરવા લાગ્યાં. મહાવતોએ પ્રેરેલા ચાર દાંતવાળા ગજેંદ્રો, સામા આવતા અને પાછા ફરતા સતા પોતાના દાંતો વડે યુદ્ધ કરવા લાગ્યા. એક તરફ ભાલુ, બીજી તરફ મુદ્દગર અને હાથમાં ખડ્ગ ધારણ કરીને ઘોડેસ્વારો પોતાના અશ્વને ત્વરા કરાવવા લાગ્યા. અતિઘોર ધ્વનિથી જગતને બેરૂ કરી મૂકતા રથો, ભેદ પામતા સિંધુના કાંઠાની જેમ પરસ્પર અથડાવા લાગ્યા, અને ઢાલને ધારણ કરનારા પદચારી વીર સુભટો પરસ્પર ઢાલ અથડાવતા સામસામા ખડ્ગ ઉગામીને રહેવા લાગ્યા. થોડીવારમાં તો પ્રચંડ ઉત્પાતનો પવન જેમ મોટા વનને ઉખેડીને ભાંગી નાખે તેમ મધુરાજાની સેનાએ વાસુદેવની સેનાને ભાંગી નાખી. તે વખતે જેની પછવાડે રથઉપર બેઠેલા બલભદ્ર રહેલા છે એવા વાસુદેવે શત્રુઓના મૃત્યુને સૂચવનારો પાંચજન્ય નામનો શંખ પૂર્યો. તેના નાદથી તત્કાળ મધુના સૈનિકોમાંથી કેટલાએક ત્રાસ પામ્યા, કેટલાક મૂર્છા પામ્યા, અને કેટલાક પૃથ્વી ઉપર પડી ગયા.

આવી રીતે પોતાના સૈન્યને વિહ્વળ બનેલું જોઇને મધુએ હાથમાં ધનુષ્ય લઈ વાસુદેવને હરીફાઇથી બોલાવ્યો. તત્કાળ વાસુદેવે પોતાના શાર્ઙ્ગ ધનુષ્યનો નાદ કરી તેના પ્રતિધ્વનિથી આકાશભૂમિને ગજાવી મૂકી. જેમ વાદી લોક પરસ્પર મારવાને માટે કંડીયામાંથી લઇ લઇને સર્પને છોડે, તેમ તે બંને વીરો ભાથામાંથી ઐંચી ખેંચીને તીક્ષ્ણ બાણોને વર્ષાવવા લાગ્યાં. છેદનકળામાં કુશળ એવા તેઓ જયલક્ષ્મીના જાણે પ્રાણ હોય તેવા એક બીજાનાં બાણોને છેદવા લાગ્યા. એવી રીતે ઘણીવાર સુધી તેમનાં અસ્ત્રો, એક બીજાનાં અસ્ત્રોથી એક દોરીને કાપી નાંખે તેમ કપાવા લાગ્યાં. **સમાન પરાક્રમી વીરોનું યુદ્ધ એવુંજ હોય છે.** આ પ્રમાણે યુદ્ધમાં પરસ્પર સરખાપણું થવાથી મધુને અત્યંત કોપ ચડયો, તેથી કાંઇક તફાવત બતાવવાની ઈચ્છાથી તેણે ચક્રનું સ્મરણ કર્યું, એટલે તત્કાળ તે તેના હાથમાં આવીને ઉભું રહ્યું. તેના વડે તે પુરૂષોત્તમને મારવાને ઈચ્છતો હતો, તથાપિ અધરને ફરકાવીને બોલ્યો—"અરે બાળક ! અહીંથી ચાલ્યો જા, બાલ્યવયમાંથી વાઘણના દાંતને જોવાની ઈચ્છા શામાટે કરે છે? તારી જેવા બાળકને મારવાથી મારા બળનો કાંઇ ઉત્કર્ષ થવાનો નથી, કેમકે કદલીને ઉખેડવાથી ઉત્તમ ગજેંદ્રનું

બળ વખણાતુ નથી. આ તારો મોટો ભાઇ બળભદ્ર પોતાને મોટો સુભટ ધારીને મારી સામે ઉભો રહ્યો છે, પણ કદી હાથી મોટો હોય તોપણ પર્વતની આગળ તો તે નાનોજ છે.'

આવાં મધુનાં વચન સાંભળી પુરૂષોત્તમ કુમારે સ્મિત હાસ્ય કરી કહ્યું–"અરે મૂર્ખ! સૂર્ય નાનો છે તોપણ મહા મોટા અંધકારને હણે છે, અને અગ્નિનો નાનો તણખો પણ ઘાસની મોટી ગંજીને બાળી નાંખે છે, તેથી વીર પુરૂષોનું પ્રમાણ તેજમાંજ છે, તેજસ્વીની કાંઇ વય જોવાતી નથી. માટે નિઃશંક થઇને ચક્ર છોડ, વિલંબ કર નહીં, કેમકે સર્પ પણ ઝેર છોડ્યા શિવાય શમતો નથી." વાસુદેવનાં આવાં વચન સાંભળીને બાળક જેમ ઉંબાડીયાને ફેરવે, તેમ અંગુલિમાં મુદ્રિકા જેવું કરીને મધુએ લીલાથી ચક્ર ફેરવવા માંડ્યું. પછી તેણે છોડેલું તે ચક્ર ઉગ્ર તેજને દર્શાવતું આવ્યું, અને પોતાના અગ્રભાગથી વાસુદેવના વક્ષસ્થળ ઉપર પ્રહાર કર્યો. તે પ્રહારથી વાસુદેવ મૂર્ચ્છા પામી રથમાં પડ્યા. એટલે બલભદ્રે છલંગ મારી, તે રથમાં આવીને તેમને પોતાના ઉત્સંગમાં લઈ લીધા. અમૃતના સ્નાન જેવા પોતાના ભાઈના અંગના સંગથી વાસુદેવને તરતજ સંજ્ઞા આવી, એટલે પછી મધુના પ્રાણની જેમ તે ચક્ર તેમણે હાથમાં ગ્રહણ કર્યું, અને મધુ પ્રત્યે કહ્યું–"અરે મધુ! હવે તું પણ મારી જેમ અહીં રહે નહીં, સત્વર ચાલ્યો જા; કેમકે શ્વાનને સિંહની સાથે સ્પર્ધા કરવી ઘટે નહીં." મધુએ કહ્યું–"અરે વાસુદેવ! તું પણ ચક્ર છોડ, શરદઋતુના મેઘની જેમ ફોકટ ગર્જના કરીને શામાટે પોતાની બડાઇ મારે છે?" આ પ્રમાણેનાં તેનાં વચન સાંભળીને વાસુદેવે તે ચક્ર છોડી તેનું મસ્તક તાડના ફલની જેમ પૃથ્વી ઉપર પાડી નાખ્યું. તે સમયે દેવતાઓએ પુરૂષોત્તમના ઉપર પુષ્પવૃષ્ટિ કરી અને 'સાધુ સાધુ' શબ્દો વદી વાસુદેવની સ્તુતિ કરી. તેમજ 'હા નાથ! ક્યાં ગયા?' એવાં વચનોથી મધુરાજાના સ્વજનોએ મધુનો શોક કર્યો. મધુના ભાઇ મહા સુભટ કૈટભને પણ હરિના સેનાપતિએ મારી નાખ્યો. એટલે બીજા અવશેષ રહેલા મધુપક્ષના સર્વે રાજાઓ તરત શ્રીપતિ વાસુદેવના આશ્રય નીચે આવ્યા.

ત્યાંથી ચાલીને વાસુદેવે માગધ, વરદામ અને પ્રભાસના અધિપતિ દેવને સાધ્યા, અને દક્ષિણાર્ધ ભરતક્ષેત્રની સમૃદ્ધિ સંપાદન કરી. પાછા વળતાં મગધ દેશમાં કોટી પુરૂષોથી ઉપાડાય એવી એક મોટી શિલા લીલાથી ઉપાડી આનંદી વાસુદેવે ઢાંકણાની પેઠે પાછી મૂકી. સમુદ્રે તરંગ રૂપી હાથ વડે જેને અર્ઘ આપેલો છે એવા પુરૂષોત્તમ વાસુદેવ ત્યાંથી પોતાની દ્વારાવતી નગરીમાં આવ્યા. ત્યાં સોમરાજા, બલભદ્ર અને બીજા રાજાઓએ મળીને પરમ હર્ષથી વાસુદેવને અર્દ્ધચક્રીપણાનો અભિષેક કર્યો.

હવે ત્રણ વર્ષ સુધી છદ્મસ્થપણે વિહાર કરી અનંતનાથ પ્રભુ સહસ્રામ્રવન નામના ઉપવનમાં આવ્યા. ત્યાં અશોક વૃક્ષ નીચે રહી ધ્યાન કરતા એવા ભર્ત્તાના, સંસારના જાણે મર્મ હોય તેવાં ઘાતિકર્મો નાશ પામ્યાં, એટલે વૈશાખ માસની કૃષ્ણ ચતુર્દશીએ

ચંદ્ર રેવતી નક્ષત્રમાં આવતાં છઠ્ઠ તપ કરીને રહેલા પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. પછી દિવ્ય સમોસરણમાં બેસીને પ્રભુએ દેશના આપી અને યશ વિગેરે પચાસ ગણધરો સ્થાપ્યા. તેમના તીર્થમાં ત્રણ મુખવાળો, મગરના વાહનવાળો, રાતાવર્ણનો, ત્રણ દક્ષિણ ભુજાઓમાં પદ્મ, ખડ્ગ અને પાશ અને ત્રણ વામ ભુજાઓમાં નકુળ, ફલક અને અક્ષસૂત્ર ધરનારો પાતાળ નામે યક્ષ, તથા ગૌરવર્ણવાળી, પદ્મપર બેસનારી, બે દક્ષિણ ભુજામાં ખડ્ગ અને પાશ અને બે વામ ભુજામાં ફલક અને અંકુશ ધરનારી અંકુશા નામે દેવી—એ બંને શાસનદેવતા થયા. એ બંને દેવતાઓ જેમની પાસે રહીને નિરંતર ઉપાસના કરે છે એવા અને મોક્ષની અગ્ર ભૂમિમાં જનારા પ્રભુ પૃથ્વીપર વિહાર કરતાં કરતાં દ્વારકાપુરીમાં આવ્યા. ત્યાં શક્રેંદ્રાદિક દેવતાઓએ છસો ધનુષ ઊંચા ચૈત્ય વૃક્ષવડે શોભિત સમોસરણ રચ્યું. તેમાં પૂર્વ દ્વારથી પ્રવેશ કરી અનંત પ્રભુએ ચૈત્ય વૃક્ષને ત્રણ પ્રદક્ષિણા કરી, અને તીર્થને નમસ્કાર કરી પૂર્વાભિમુખ સિંહાસન ઉપર બેઠા. પછી સર્વ સંઘ પોતાની યોગ્ય સ્થિતિ પ્રમાણે બેઠો. વ્યંતર દેવતાઓએ પ્રભુનાં ત્રણ પ્રતિબિંબ ત્રણે દિશાઓમાં રત્નમય સિંહાસન ઉપર વિકુર્વ્યાં.

ઉદ્યાનના રક્ષકપુરૂષોએ ચૌદમા તીર્થંકર શ્રી અનંતનાથ પ્રભુ સમોસર્યાના ખબર પુરૂષોત્તમ વાસુદેવને નિવેદન કર્યા. તેમને સાડાબાર કોટી સોનૈયા આપી વાસુદેવ બળભદ્રને સાથે લઈ સમવસરણમાં આવ્યા. ત્યાં પ્રદક્ષિણા પૂર્વક પ્રભુને પ્રણામ કરી અગ્રજ બંધુ સહિત ઇંદ્રની પછવાડે બેઠા. પગી ઈંદ્ર, વાસુદેવ અને બલભદ્રે ઉભા થઈ ફરીવાર નમસ્કાર કરી ભક્તિવડે ગદ્ગદ્ વાણીથી ભગવંતની સ્તુતિ કરવાનો આરંભ કર્યો.

"હે પ્રભુ! જ્યાં સુધી તમે અધીશ્વર થયા નથી, ત્યાં સુધીજ પ્રાણીઓના મનરૂપી "ધનને વિષય રૂપ તસ્કરો ચોરી શકે છે. લોકોની દૃષ્ટિને અંધ કરનારૂ અને વિસ્તાર "પામતું કોપરૂપી અંધારૂ તમારા દર્શનરૂપ અમૃતાંજનથી દૂર નાસી જાય છે. જ્યાં "સુધી અજ્ઞ પ્રાણીઓ તમારા વચનરૂપ મંત્રને સાંભળતા નથી ત્યાં સુધીજ તેમને માન "રૂપી ભૂત વળગ્યા કરે છે. તમારા પ્રસાદથી માયારૂપ બેડીને તોડી સરલતારૂપ વાહ- "નમાં બેસનારા પ્રાણીઓને મુક્તિ કાંઈ પણ દૂર નથી. જેમ જેમ પ્રાણીઓ નિઃસ્પૃહ- "તાથી તમારી ઉપાસના કરે છે તેમ તેમ તમે તેમને ઉત્કૃષ્ટ ફળ આપો છો એ મોટું "આશ્ચર્ય છે. આ સંસારરૂપી સરિતાના રાગ અને દ્વેષ એ બે પ્રવાહ છે, તેની મધ્યમાં "દ્વીપની જેવા મધ્યસ્થપણામાં તમારા શાસનથી રહેવાય છે. મોક્ષદ્વારમાં પ્રવેશ કરવાને "ઉત્સુક મનવાળા પ્રાણીઓને મોહરૂપી અંધકારમાં તમે જે દીપકપણું ધારણ કરો છો "તેવું બીજો કોઇ ધારણ કરતો નથી, માટે હે પરમેશ્વર! અમારા ઉપર પ્રસન્ન થાઓ કે "જેથી અમે વિષય, કષાય, રાગદ્વેષ અને મોહાદિકથી અજીત થઇએ."

આ પ્રમાણે સ્તુતિ કરીને ઈંદ્ર, વાસુદેવ અને બળભદ્ર જ્યારે વિરામ પામ્યા ત્યારે અનંતનાથ પ્રભુએ દેશના આપવી શરૂ કરી.

"અહો ભવ્ય જીવો! તત્ત્વને નહિ જાણનારા પ્રાણીઓ, માર્ગથી અજાણ્યા વટેમા-
"ર્ગુની જેમ આ દુસ્તર સંસારરૂપ અરણ્યમાં ભટક્યા કરે છે. જીવ, અજીવ, આશ્રવ,
"સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ, એ સાત તત્ત્વો વિદ્વાનો કહે છે.

"તેમાં પ્રથમ તત્ત્વ જે જીવ છે તે મુક્ત અને સંસારી એમ બે પ્રકારે છે. તેઓ સર્વે
"અનાદિનિધન[1] અને જ્ઞાન દર્શન લક્ષણવાળા છે. તેમાં જે મુક્ત જીવ છે તે એક સ્વ-
"ભાવી, જન્માદિ ક્લેશથી વર્જિત અને અનંત દર્શન, અનંત જ્ઞાન, અનંત વીર્ય તથા
"અનંત આનંદથી વ્યાપ્ત છે. સંસારી જીવ સ્થાવર અને ત્રસ એવા બે પ્રકારના છે. તે
"બંનેના પર્યાપ્ત અને અપર્યાપ્ત એવા બે ભેદ છે. તેમાં પર્યાપ્તપણાના કારણરૂપ પર્યા-
"પ્તિઓ છ છે. તેના આહાર, શરીર, ઈંદ્રિય, શ્વાસોશ્વાસ, ભાષા અને મન એવાં નામ છે.
"તે પર્યાપ્તિ એકેંદ્રિયને ચાર, વિકલેંદ્રિયને પાંચ અને પંચેંદ્રિયને છ એ પ્રમાણે અનુક્રમે
"છે. પૃથ્વીકાય, અપ્પકાય, તેજોકાય, વાયુકાય અને વનસ્પતિકાય એ પાંચ એકેંદ્રિય
"સ્થાવર જીવ કહેવાય છે. તેમાં પ્રથમના ચાર સૂક્ષ્મ અને બાદર એવા બે પ્રકારે છે.
"પાંચમા જે વનસ્પતિકાય છે તે પ્રત્યેક અને સાધારણ એવા બે પ્રકારે છે. તેમાં પ્રત્યેક
"બાદરજ છે અને સાધારણ સૂક્ષ્મ ને બાદર બે પ્રકારે છે.

"ત્રસ જીવો બેઇંદ્રિય, તેઈંદ્રિય, ચતુરિંદ્રિય અને પંચેંદ્રિય એમ ચાર પ્રકારે છે. તેમાં
"પંચેંદ્રિય સંજ્ઞી અને અસંજ્ઞી એવા બે પ્રકારના છે. જે શિક્ષા, ઉપદેશ અને આલાપને
"જાણે અને મન પ્રાણને પ્રવર્ત્તાવે તે સંજ્ઞી કહેવાય છે, અને તેથી વિપરીત—મન વિ-
"નાના તે અસંજ્ઞી કહેવાય છે. સ્પર્શના, રસના, નાસિકા, નેત્ર અને શ્રવણ એ પાંચ
"ઇંદ્રિયો કહેવાય છે. સ્પર્શ, રસ, ગંધ, રૂપ અને શબ્દ એ પાંચ તેના અનુક્રમે વિષય
"છે. કૃમિ, શંખ, ગંડૂપદ, જલો, કોડીઓ અને છીપ, વિગેરે વિવિધ જીવો દ્વીંદ્રિય છે.
"જુ, માકડ, મંકોડા અને લીખ વિગેરે ત્રીંદ્રિય જીવ છે, અને પતંગ, મક્ષિકા, ભ્રમ-
"ર અને ડાંસ વિગેરે ચતુરિંદ્રિય જીવો છે. પંચેંદ્રિય જીવોમાં જલ, સ્થલ અને આકા-
"શચારી એમ ત્રણ પ્રકારના તિર્યંચ જીવો, નારકી, મનુષ્ય અને દેવતાને ગણેલા છે.
"મનોબલ, ભાષાબલ અને કાયબલ એ ત્રણ બલ, પાંચ ઇંદ્રિયો અને શ્વાસોશ્વાસ તથા
"આયુ એ દશ પ્રાણ કહેવાય છે. કાયબળ, આયુષ્ય, ઉશ્વાસ અને સ્પર્શેંદ્રિય એ ચાર
"પ્રાણ સર્વ જીવોમાં છે, વિકલેંદ્રિયમાં ભાષા અને એકેક ઇંદ્રિય વધવાથી છ, સાત ને
"આઠ પ્રાણ છે, અસંજ્ઞીને એક ઇંદ્રિય વધવાથી નવ પ્રાણ હોય છે, અને પૂર્ણ સંજ્ઞીને
"મન સહિત દશ પ્રાણ હોય છે. દેવતા અને નારકી ઉપપાતપણે ઉત્પન્ન થાય છે, મનુ-
"ષ્યો ગર્ભમાંથી ઉત્પન્ન થાય છે, અને તિર્યંચો જરાયુ અને ઇંડામાંથી ઉત્પન્ન થાય છે.
"બાકીના સમૂર્છિમ પંચેંદ્રી, વિકલેંદ્રી તથા એકેંદ્રી સંમૂર્છિમ રીતે ઉત્પન્ન થાય છે.
"સર્વ સંમૂર્છિમ જીવો અને નારકીના પાપી જીવો માત્ર નપુંસકવેદીજ હોય છે, દેવતા

૧ જેની આદિ એટલે ઉત્પત્તિ અને નિધન એટલે અંત—નથી એવા.

"થવું જોઈએ. અરે પ્રાણી! જો તું કારણને અનુસરનારાંજ કાર્યો હોય એવું માનતો હો
"તો સંતોષના આનંદથીજ મોક્ષના અપાર આનંદની પ્રતીત કર. જે તીવ્રતપ કર્મને
"નિર્મૂલ કરનારૂં કહેવાય છે તે પણ જો સંતોષ રહિત હોય તો નિષ્ફળ છે. સુખાર્થી
"પુરૂષોને કૃષિ, સેવા, પશુપાળવૃત્તિ અને વ્યાપાર કરવાની શી જરૂરછે? કારણકે સંતો-
"ષનું પાન કરવાથી શું તેનો આત્મા નિવૃત્તિસુખને નથી પામતો ? તૃણની શય્યા ઉપર
"સુનારા પણ સંતોષીઓને જે સુખ થાય છે તે સુખ રૂની શય્યાપર સુનારા પણ સં-
"તોષ વગરના પુરૂષોને થતું નથી. અસંતોષી ધનવાન્ પુરૂષો સમર્થ પુરૂષોની પાસે તૃણ
"સમાન લાગે છે, અને સંતોષી પુરૂષોની પાસે સમર્થ પુરૂષો પણ તૃણ સમાન લાગે
"છે. ચક્રવર્તીની અને ઈંદ્રાદિકની સંપત્તિ પ્રયાસજન્ય અને નશ્વર છે; પરંતુ સંતોષથી
"થયેલું સુખ આયાસ રહિત અને નિત્ય છે. માટે સારી બુદ્ધિવાળા પુરૂષે સર્વ દોષના
"સ્થાન રૂપ લોભને દૂર કરવાને માટે અદ્વૈત સુખના ગૃહરૂપ સતોષનો આશ્રય કરવો.

"આ પ્રમાણે કષાયને જીતનાર પ્રાણી આ ભવમાં પણ શિવસુખને ભજનારો થાય
"છે અને પરલોકમાં અવશ્ય શાશ્વત શિવસુખને પ્રાપ્ત કરે છે."

આ પ્રમાણેની પ્રભુની દેશના સાંભળીને ઘણા પુરૂષોએ દીક્ષા લીધી, વાસુદેવે સમકિત સ્વીકાર્યું, અને બલભદ્રે શ્રાવકપણું અંગીકાર કર્યું. પ્રથમ પૌરૂષી પૂર્ણ થયા પછી પ્રભુ દેશનાથી વિરામ પામ્યા, એટલે પ્રભુના પાદપીઠ પર બેસીને અરિષ્ટ ગણધરે દેશના આપવા માંડી. બીજી પૌરૂષી પૂર્ણ થતાં ગણધરે પણ દેશના સમાપ્ત કરી. પછી ઇંદ્ર, વાસુદેવ અને બલભદ્ર વિગેરે શ્રી અર્હંત પ્રભુને નમસ્કાર કરી ત્યાંથી પોતપોતાને સ્થાનકે ગયા, અને સર્વ અતિશયથી શોભતા એવા શ્રી ધર્મનાથ ભગવાને પણ ત્યાંથી પૃથ્વીપર અન્યત્ર વિહાર કર્યો.

કેવળજ્ઞાન પામ્યા પછી બે વર્ષે ઊણા અઢીલાખ વર્ષ સુધી વિહાર કરતાં પ્રભુને ચોસઠ હજાર મહાત્મા સાધુઓ, બાસઠ હજાર ને ચારસો સાધ્વીઓ, નવસો ચૌદ પૂર્વધારી, ત્રણ હજાર ને છસો અવધિજ્ઞાની, ચાર હજાર ને પાંચસો મનઃપર્યવધારી, તેટલાજ કેવળજ્ઞાની, સાત હજાર વૈક્રિય લબ્ધિવાળા, બે હજાર ને આઠસો વાદલબ્ધિવાળા, બે લાખ ને ચાલીશ હજાર[1] શ્રાવકો અને ચાર લાખ ને તેર હજાર શ્રાવિકાઓ—આ પ્રમાણે પરિવાર થયો.

પોતાનો મોક્ષસમય નજીક જાણીને પ્રભુ સમેતશિખર ગિરિ પધાર્યા. ત્યાં એકસો ને આઠ મુનિઓની સાથે અનશન વ્રત ગ્રહણ કર્યું. એક માસને અંતે જ્યેષ્ઠ માસની શુક્લ પંચમીએ ચંદ્ર પુષ્પનક્ષત્રમાં આવતાં તે મુનિઓની સાથે પ્રભુ મોક્ષપદને પ્રાપ્ત થયા. તરતજ ઈંદ્રાદિક દેવોએ આવીને શ્રી ધર્મનાથ સ્વામીનો અને સાધુઓનો નિર્વાણમહિમાનો ઉત્સવ કર્યો. અનંતનાથ સ્વામીના નિર્વાણ પછી ચાર સાગરોપમ ગયા ત્યારે ધર્મનાથ સ્વામીનું નિર્વાણ થયું. કૌમારવયમાં અઢી લાખ વર્ષ, રાજ્યમાં

---

૧ અન્યત્ર બે લાખ ને ચાર હજાર શ્રાવકો કહ્યા છે.

પાંચલાખ વર્ષ અને વ્રતમાં અઢીલાખ વર્ષ—એ પ્રમાણે એકંદર દશલાખ વર્ષનું આયુષ્ય શ્રી ધર્મનાથ સ્વામીનું નિર્ગમન થયું.

પુરૂષસિંહ વાસુદેવ સિંહની જેવા પોતાના હિંસકકર્મથી આયુષ્ય પૂર્ણ કરીને મરણ પામી છઠ્ઠી નરકભૂમિમાં ગયા. કૌમારવયમાં ત્રણસો વર્ષ, મંડલીકપણામાં સાડાબારસો વર્ષ, દિગ્વિજયમાં સીત્તેર વર્ષ અને રાજ્યમાં નવલાખ, અઠાણું હજાર, ત્રણસો ને એંશી વર્ષ—એ પ્રમાણે પુરૂષસિંહ વાસુદેવનું દશલાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ થયું હતું. સત્તર લાખ વર્ષના આયુષ્યવાળા સુદર્શન બલભદ્રે પોતાના અનુજબંધુ વાસુદેવને વિરહે ભ્રાતૃ-સ્નેહને વશ થઈ મહા કષ્ટે જીવિતને ધારણ કર્યું. સુદર્શન ચક્રને ધારણ કરનારા પોતાના બંધુનું મૃત્યુ જોઇને આર્દ્ર શોકને વશ થઈ રહેલા સુદર્શન બલભદ્રે પ્રાંતે કીર્તિધર નામના સાધુની પાસે દીક્ષા ગ્રહણ કરી, અને આયુષ્ય પૂર્ણ કરીને મોક્ષપદને પામ્યા.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये
चतुर्थे पर्वणि धर्मनाथपुरुषसिंहसुदर्शननिशुंभचरित
वर्णनो नाम पंचमः सर्गः ॥ ५ ॥



# સર્ગ ૬ ઠ્ઠો.

## શ્રી મઘવા ચક્રવર્તી ચરિત્ર.

આ ભરતક્ષેત્રમાં **મહીમંડળ** નામે નગરમાં શ્રી વાસુપૂજ્ય સ્વામીના તીર્થને વિષે **નરપતિ** નામે રાજા હતો. એ ઉત્તમ રાજા અનાથ જનનો નાથ હતો અને ચારિત્રમાં સાધુની જેમ ન્યાયમાં નિરંતર સાવધાન હતો. તે કદિ એક પુષ્પના ડીંટથી પણ કોઇ જનને મારતો નહોતો, કેવળ નવીન પુષ્પની જેમ યત્નવડે સર્વનું પાલન કરતો હતો. એ વિવેકી રાજા પગના આભૂષણની પેઠે અર્થ તથા કામને અને મુગટની પેઠે ધર્મને અધરોત્તરપણે ( નીચાઊંચાપણે ) ધારણ કરતો હતો. અનુત્તર સુખને આપનારા અરિહંત દેવ, સુસાધુ ગુરૂ અને દયામયી ધર્મનું મંત્રાક્ષરની પેઠે તે ધ્યાન ધરતો હતો. એકદા બુદ્ધિમાન અને મહાશયવાળા એ રાજાએ રાજ્યને રોગની જેમ તજી દઇને વિશ્વને અભય આપનારી દીક્ષા ગ્રહણ કરી. પાંચ સમિતિવડે વિજય પ્રાપ્ત કરી તથા ત્રણ ગુપ્તિનું રક્ષણ કરવામાં તત્પર થઇ એ રાજમુનિએ રાજ્યની પેઠે ઘણા કાળ પર્યંત વિધિ યુક્ત દીક્ષાનું પ્રતિપાલન કર્યું. દિવ્ય રત્નાલંકારની જેમ નિર્દોષ મૂલ ગુણ અને ઉત્તર ગુણવડે તે અધિકપણે શોભવા લાગ્યો. ચિરકાલ વ્રત પાળી, પ્રાંતે કાળધર્મ પામીને એ મહાત્મા મધ્યમ ગ્રૈવેયકમાં અહમિંદ્ર દેવતા થયા.

અહીં જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રને વિષે સર્વ નગરીઓમાં શ્રેષ્ઠ **શ્રાવસ્તી** નામે નગરી હતી. અસંખ્ય ગુણરૂપ રત્નોવડે મૂર્તિમાન્ સમુદ્ર હોય તેવો **સમુદ્રવિજય** નામે ત્યાં વિજયી રાજા હતો. હમેશાં આનંદદાયકપણાથી મિત્ર અને અમિત્રના હૃદયથી તે કદિ પણ દૂર થતો નહી. સંગ્રામને વિષે ખેંચેલા નિર્મલ ખડ્ગરૂપ દર્પણમાં પ્રતિબિંબિત થયેલો તે બલવાન્ રાજાનો આત્મા હમેશાં સન્મુખજ રહેતો હતો. બળાત્કારે સર્વ દિશાઓને વશ કરીને પછી તેમને કાયમ વશ રાખવાને માટે તેણે પોતાનો યશરૂપી અલંકાર આપ્યો હતો. ગાયનું ગોવાળ રક્ષણ કરે તેમ યથાવિધિ પૃથ્વીનું પાલન કરી યોગ્ય સમયે દૂધની જેમ કાંઇ પણ પીડા કર્યા વગર તે કર લેતો હતો. પવિત્ર લાવણ્યથી ભદ્ર અંગવાળી અને સર્વ ભદ્રના સ્થાન રૂપ ભદ્રા નામે તેને ધર્મચારિણી સ્ત્રી હતી. ધર્મની અબાધાએ તેની સાથે વિષયસુખ ભોગવતાં સમુદ્રવિજય રાજાએ કેટલોક કાળ નિર્ગમન કર્યો. અનુક્રમે ગ્રૈવેયક દેવલોકમાં જે નરપતિ રાજાનો જીવ હતો તે ત્યાંનું ઉત્કૃષ્ટ આયુષ્ય પૂરૂ કરીને ભદ્રાદેવીની કુક્ષિમાં અવતર્યો. સુખે સુતેલા ભદ્રા દેવીએ ચક્રવર્તીના જન્મને સૂચવનારાં ચૌદ સ્વપ્ન મુખમાં પ્રવેશ કરતાં જોયાં. ગર્ભસ-

મય પૂર્ણ થતાં ઉત્તમ લક્ષણવાળા, સુવર્ણની જેવા વર્ણથી શોભતા અને સાડીબેતાલીશ ધનુષના શરીરવાળા પુત્રને તેણે જન્મ આપ્યો. આ પુત્ર પૃથ્વીમાં મઘવા ( ઇંદ્ર ) જેવો થશે એવું ધારીને સમુદ્રવિજયે તેનું **મઘવા** એવું નામ પાડ્યું.

સૂર્યની પછવાડે ચંદ્ર જેમ આકાશને અલંકૃત કરે, તેમ સમુદ્રવિજયની પછવાડે તેણે પૃથ્વીને અલંકૃત કરવા માંડી. એકદા મેઘમાં જ્યોતિની જેમ શસ્ત્રાગારમાં તેજથી દેદીપ્યમાન ચક્રરત્ન ઉત્પન્ન થયું. અનુક્રમે પુરોહિત વિગેરે બીજાં સર્વ રત્નો પણ સૌસૌના યોગ્ય સ્થાનમાં ઉત્પન્ન થયાં, અને ક્રમ પ્રમાણે તેમને આવીને મળ્યાં. પછી ચક્રરત્ન ચાલ્યું, એટલે તેની પાછળ દિગ્વિજય કરવાની ઇચ્છાએ મઘવાચક્રી પ્રથમ પૂર્વ સમુદ્રના આભૂષણરૂપ માગધતીર્થે ગયા. જાણે દૂત આવ્યો હોય તેમ તેમના નામથી અંકિત એવું બાણ જોઇને માગધપતિએ ત્યાં આવી તેમની સેવાનો આશ્રય કર્યો. પછી માગધપતિની જેમ દક્ષિણમાં વરદામદેવને અને પશ્ચિમમાં પ્રભાસપતિને જીતી લીધા. ત્યાંથી સમુદ્રના દક્ષિણ તટે જઇને સિંધુદેવીને સાધી. ત્યાંથી વૈતાઢ્ય પર્વતે આવી વૈતાઢ્યકુમારદેવને સ્વાધીન કરી, તેની ભેટ લઇ, તમિસ્રા ગુફા પાસે આવ્યા. તે ગુફામાં દ્વારપાળની પેઠે રહેલા **કૃતમાળ** નામના દેવને વિધિ પૂર્વક સાધી લીધો. ત્યાંથી ચક્રવર્તીની આજ્ઞાથી સેનાપતિ ચર્મરત્નવડે સિંધુને ઉતરીને તેના પશ્ચિમ નિષ્કૂટમાં ગયો, અને તે ભાગ સાધીને પાછો આવ્યો. પછી સેનાપતિએ દંડ રત્નવડે તે ગુફાનાં કમાડ ઉઘાડ્યાં, એટલે ચક્રવર્તીએ ગજરત્નપર બેસીને સૈન્ય સહિત તેમાં પ્રવેશ કર્યો. કાકિણી રત્નવડે અંદર પ્રકાશ આપનારા મંડળો કરી ગજરત્નના કુંભસ્થળ ઉપર મણિરત્ન રાખી, તેની કાંતિના પ્રસારવડે અંદર ચાલ્યા. ગુફાની મધ્યમાં વર્દ્ધકિ રત્ને રચેલા સેતુબંધવડે અત્યંત દુસ્તર એવી ઉન્મગ્ના અને નિમ્નગા નદી ઉતરી, પોતાની મેળે જેનાં કમાડ ઉઘડી ગયેલાં છે એવા ઉત્તર દ્વારને માર્ગે થઈ ચક્રવર્તી સેનાસાથે તે ગુફાની બહાર નીકળ્યા. ત્યાં આપાત નામના અતિ દુર્જય કિરાતોને, અસુરોને ઈંદ્ર જીતે તેમ મઘવા ચક્રવર્તીએ જીતી લીધા. પછી ત્યાંથી સેનાપતિએ જઇને સિંધુના પૂર્વ નિષ્કૂટને જીતી લીધો. ચક્રવર્તીએ પોતે જઇને હિમાલયકુમારને સાધ્યો અને ત્યાંથી ઋષભકૂટે જઇને ચક્રવર્તીએ કાકિણી રત્નવડે 'મઘવા ચક્રવર્તી' એવું પોતાનું નામ લખ્યું. ત્યાંથી પાછા ફરતાં સેનાપતિ પાસે ગંગા નદીનો પૂર્વ નિષ્કૂટ સધાવ્યો અને પોતે ગંગાદેવીને સાધ્યા પછી એ ત્રીજા ચક્રવર્તી મઘવાએ વૈતાઢ્ય પર્વતની બંને શ્રેણીના વિદ્યાધરોને લીલામાત્રમાં સાધી લીધા. વિધિ જાણવામાં ચતુર એવા ચક્રવર્તીએ ખંડપ્રપાતા ગુફાના દ્વારમાં રહેલા નાટ્યમાળ દેવને યથાવિધિ વશ કર્યો; અને સેનાપતિ પાસે જેનાં કમાડ ઉઘડાવ્યાં છે એવી ખંડપ્રપાતા ગુફામાં થઈ મઘવા ચક્રવર્તી સમુદ્રજલમાંથી વહાણની જેમ વૈતાઢ્યમાંથી બહાર નીકળ્યા. ત્યાં ગંગાના મુખમાં નિવાસ કરી રહેલા નૈસર્પ વિગેરે નવનિધિઓ તેને સુખે વશ થઇ ગયા. પછી સેનાપતિની પાસે ગંગાનો પશ્ચિમ

નિષ્કૂટ સધાવ્યો. આ પ્રમાણે મઘવાચક્રીએ ષટ્ખંડ ભરતક્ષેત્રને વશ કર્યું. આગળ ચાલતાં અનુક્રમે ચક્રવર્ત્તીપણાની સમગ્ર સામગ્રીથી પ્રકાશમાન થયેલા મઘવા ચક્રવર્ત્તી, અમરાવતીમાં ઇંદ્ર આવે તેમ પોતાની શ્રાવસ્તી નામની નગરીમાં આવ્યા. ત્યાં દેવતાઓ અને રાજાઓએ એકત્ર થઈને પૂર્ણ સંપત્તિવાળા મઘવાચક્રીને વિધિ પ્રમાણે ચક્રવર્ત્તીપણાનો અભિષેક કર્યો.

ચક્રવર્ત્તીપણામાં અભિષિક્ત થયા પછી એ મહારાજા બત્રીશ હજાર મુગટધારી રાજાઓથી નિરંતર સેવાતા હતા. સોળહજાર દેવતાઓથી આશ્રિત હતા, નવ નિધિઓથી તેમના મનોરથ પૂર્ણ થતા હતા, અને ચોસઠહજાર અંતઃપુરની સ્ત્રીઓની નયનકમળની માળાઓથી નિત્ય પૂજાતા હતા, આ શિવાય બીજા પણ અનેક પ્રમાદનાં સ્થાનો તેમને સુલભ હતાં, તથાપિ તે પોતાના પિતૃપરંપરાથી આવેલા શ્રાવકધર્મમાં કદિ પણ પ્રમાદી થતા નહીં. તેમણે સુવર્ણ અને રત્નોથી દેવતાઓના વિમાન જેવા વિવિધ પ્રકારનાં ચૈત્યો જિનબિંબ સહિત કરાવ્યાં. જેમ તે પૃથ્વીના એકજ પતિ હતા, તેમ તેના મનમાં અર્હત્ દેવ, સાધુ ગુરૂ અને દયામય ધર્મ એકજપણે હતા. ઈંદ્રિયોને નિયમમાં રાખનાર એ ચક્રવર્ત્તી, જેમ સર્વ રાજાઓ તેની પૂજાને છોડતા નહોતા તેમ પોતે દરરોજ ચૈત્યપૂજાને છોડતા નહીં. એવી રીતે દેશવિરતી શ્રાવકપણે પોતાના ઘણા આયુષ્યને નિર્ગમન કરી મઘવાચક્રીએ અંતકાળે વિધિ પ્રમાણે દીક્ષા ગ્રહણ કરી. પચવીશ હજાર કુમાર વયમાં, પચવીશ હજાર મંડળીકપણામાં, દશહજાર દિગ્વિજયમાં, ત્રણ લાખ ને નેવું હજાર ચક્રવર્ત્તીપણામાં અને પચાશહજાર વ્રતારાધનમાં—એમ એકંદર પાંચ લાખ વર્ષનું આયુષ્ય નિર્ગમન કરી, ઈંદ્રના જેવા વૈભવવાળા મઘવા ચક્રવર્ત્તી નિર્મળ આત્માવાળા પંચ પરમેષ્ઠીનું સ્મરણ કરતાં કરતાં પંચત્વ પામીને સનત્કુમાર દેવલોકમાં મહર્દ્ધિક દેવતા થયા.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते
महाकाव्ये चतुर्थे पर्वणि मघवाचक्रवर्त्तीचरित
वर्णनो नाम षष्ठः सर्गः ॥ ६ ॥



## સર્ગ ૭ મો.

### શ્રી સનત્કુમાર ચક્રવર્તી ચરિત્ર.

નાગલોકની નગરી ભોગાવતી, દેવનગરી અમરાવતી અને રાક્ષસપુરી લંકાથી પણ અધિક અને કાંચનની શોભાને ધારણ કરનારી **કાંચનપુરી** નામે નગરી છે. ત્યાં શત્રુની સ્ત્રીઓના અશ્રુજળના પ્રવાહમાં મેઘજ્યોતિ સમાન **વિક્રમયશા** નામે પરાક્રમી રાજા હતો. યુથપતિ ગજેંદ્રને હાથણીઓની જેમ તેના અંતઃપુરમાં પાંચસો પ્રેમની પાત્ર રમણીઓ હતી. તે નગરીમાં સંપત્તિનો જાણે ભંડાર હોય તેવો **નાગદત્ત** નામે એક ધણી સમૃદ્ધિવાળો સાર્થવાહ રહેતો હતો. સૌભાગ્યકારી, લાવણ્યવાળી અને અતિશય રૂપથી શોભતી, વિષ્ણુને લક્ષ્મીની જેમ તેને **વિષ્ણુશ્રી** નામે સ્ત્રી હતી. કાળાશ અને કેશની જેમ પરસ્પર પ્રેમ ધરતા તે દંપતી સારસ પક્ષીની જેમ નિરંતર સ્મરક્રીડામાં રસિકપણે વિહાર કરતા હતા.

એકદા એ સુંદર સ્ત્રી કાકતાલીય ન્યાયથી વિક્રમયશા રાજાની દૃષ્ટિએ પડી. તેને જોતાંજ ચોરની જેમ કામદેવે જેનું વિવેકરૂપી ધન હરી લીધું છે એવો તે રાજા વિચાર કરવા લાગ્યો કે "અહો! આ સ્ત્રીનાં મૃગલીનાં જેવાં મનોહર લોચન, મયૂરની કલા જેવો સુંદર કેશપાશ, પાકેલા બિંબફળના બે ભાગની જેવાં કોમળ અને અરૂણ હોઠ, જાણે કામદેવને ક્રીડા કરવાના બે પર્વતો હોય તેવા પીન અને ઉન્નત સ્તન, નવીન લતાની જેવી સરલ અને કોમળ ભુજા, વજ્રના મધ્યની જેવો કૃશ અને મુષ્ટિગ્રાહ્ય મધ્યભાગ, સેવાળની જેવી સ્નિગ્ધ રોમાવળી, આવર્તના જેવી નાભિ, લાવણ્યરૂપ સરિતાના તટ જેવા નિતંબ, કદળીના સ્તંભ સમાન ઉરૂ અને કમળ જેવા કોમળ ચરણ—એમ સર્વ અવયવો સુંદર છે, વધારે શું કહેવું એ સ્ત્રીનું સર્વ અંગ સંપૂર્ણ મનોહર છે. આવી સુંદર સ્ત્રીને જરાવસ્થાથી વિકળ ચિત્તવાળા વિધાતાએ યોગ્યતા જોયા વગર સ્મશાનમાં ઈંદ્રસ્તંભની જેમ કોઇક અપાત્રમાં સ્થાપન કરેલી છે; તેથી એનું હરણ કરીને તેને મારા અંતઃપુરમાં સ્થાપન કરી વિધાતાના અનુચિતપણાના દોષને હું ટાળી નાખું." આ પ્રમાણે મનમાં નિશ્ચય કરીને કામદેવથી વિધુર થયેલા વિક્રમયશાએ તેનું હરણ કર્યું અને પોતાના યશને મલીન કર્યો. પછી તેને અંતઃપુરમાં લઈ જઇને તેની સાથે વિચિત્ર પ્રકારની કામદેવની લીલાવડે એકતાને ક્રીડા કરવા લાગ્યો. તે સ્ત્રીના વિયોગથી સાર્થવાહ, જાણે ભૂત વળગ્યુ હોય, ધંતુરો ખાધો હોય, અપસ્મારનો વ્યાધિ થયો હોય, મદિરાનું પાન કર્યું હોય, સર્પે ડંશ્યો હોય, અથવા સન્નિપાત થયો હોય તેવો થઈ

ગયો. એ પ્રમાણે તેનાથી વિયોગ પામેલા સાર્થવાહનો કેટલોક કાળ દુઃખમાં અને તેનો સંયોગ પામેલા રાજાનો કેટલોક કાળ સુખમાં નિર્ગમન થયો. રાજા વિક્રમયશાને તે વિષ્ણુશ્રીની સાથેજ નિરંતર રમતો જોઈ, તેના અંતઃપુરની બીજી સ્ત્રીઓએ ઇર્ષ્યાથી કામણ કર્યું. તે કામણવડે ક્ષણે ક્ષણે ક્ષીણ થતી એ સાર્થવાહની સ્ત્રી, મૂળના ક્ષયવડે લતાની જેમ છેવટે જીવિતથી મુક્ત થઈ ગઇ. તેના મૃત્યુથી રાજા પણ જીવન્મૃતની[1] જેવો થઇ, નાગદત્તની પેઠે પ્રલાપ અને વિલાપ કરવા લાગ્યો. 'આ મારી પ્રિયા પ્રણયથી રીસાઇને ચુપ રહેલી છે' એમ બોલતા રાજાએ તે મૃત્યુ પામેલી સ્ત્રીને અગ્નિમાં નાખવાને ના પાડી. પરંતુ મંત્રીઓએ વિચારી, રાજાને છેતરીને, તે વિષ્ણુશ્રીના કલેવરને અરણ્યમાં નખાવી દીધું.

'હે પ્રિયા! તું હમણાંજ હતી, હવે કેમ મારા સામું જોતી નથી? સંતાઈ જવાની ક્રીડા કરવી રહેવા દે. વિયોગાગ્નિ મર્મને પીડા કરનાર હોવાથી મશ્કરીમાં પણ તેમ કરવું ઉચિત નથી. શું કૌતુકથી ક્રીડાસરિતામાં તો એકલી નથી ગઇ? અથવા ક્રીડાગિરિ કે ક્રીડોદ્યાનમાં તો નથી ગઈ? પણ તું મારા વિના શીરીતે ક્રીડા કરીશ? આ હું તારી પછવાડે આવું છું.' આ પ્રમાણે બોલતો બોલતો રાજા તે તે પ્રદેશમાં ઉન્મત્તની પેઠે ફરવા લાગ્યો. એમ ભમતાં ભમતાં ત્રણ દિવસ સુધી રાજાએ અન્નપાન લીધું નહીં. તે જોઈ મંત્રીઓએ તેના મૃત્યુની શંકાથી ભય પામીને તે સ્ત્રીના શરીરને અરણ્યમાં બતાવ્યુ. તે વખતે એ શરીર ઉપર રીંછની પેઠે બધા કેશ વિશીર્ણ થઈ ગયા હતા; શશલાની પેઠે વનના કંક પક્ષીઓએ તેનાં લોચન ખેંચી લીધાં હતાં, માંસના લોલુપી ગીધ પક્ષીઓએ તેનાં સ્તનને ચર્વિત કરી દીધાં હતાં, ફાઉડીઓએ તેના આંતરડાનો સાર આકર્ષિત કર્યો હતો, મધપુડાની જેમ તેને મક્ષિકાઓના સમૂહે આચ્છાદન કરી દીધું હતું, પડવાથી ભાંગી ગયેલા પક્ષીના ઇંડાની જેમ તેને ચારે બાજુએ કીડીઓ વળગી હતી, અને તેમાંથી દુર્ગંધ નીકળ્યા કરતી હતી. આવું વિષ્ણુશ્રીનું શરીર જોઈ, રાજા વિક્રમયશા વિરક્ત થઇ આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો.

"અહો! આ અસાર સંસારમાં કાંઇ પણ સાર વસ્તુ નથી. આવા અસાર સ્ત્રીદેહમાં સારબુદ્ધિ વડે ચિરકાલ મોહ પામેલા એવા મને ધિક્કાર છે! હળદરના રંગની જેવા આહાર્ય ગુણવાળી સ્ત્રીઓથી પરમાર્થવેત્તા પુરૂષનું મનજ હરણ થતું નહીં હોય, બાકી તો સર્વ પુરૂષોનાં મન હરણ થાય છે. વિષ્ટા, મુત્ર, મળ, શ્લેષ્મ, માંસ, મજ્જા અને અસ્થિથી પૂર્ણ તેમજ નસોથી ગુંથેલી એવી સ્ત્રીઓ ચર્મ ( ચામડી ) વડે મઢેલી હોવાથી માત્ર બહારથી રમણીય લાગે છે, પણ સ્ત્રીના શરીરનો જો અંદર અને બહાર વિપર્યાસ થઈ જાય અર્થાત્ અંદર છે તે બહાર આવે ને બહારનું અંદર જાય તો તે ગીધ અને શિયાળનેજ પ્રીતિવાળું થઈ પડે તેમ છે. કામદેવ જો સ્ત્રીરૂપ શસ્ત્રવડે આ

---

૧ જીવતાં છતા મરણ પામેલા જેવો.

જગત્‌ને જીતે છે, તો પછી જે તુચ્છ પીંછાનું શસ્ત્ર ગ્રહણ કરે તેને મૂઢ બુદ્ધિવાળો સમજવો. સંકલ્પમાંથી ઉત્પન્ન થનારા એ કામદેવે અહો ! આ બધા વિશ્વને હેરાન કરી દીધું છે. તેથી તેનું મૂળ જે સંકલ્પ તેનો હું ત્યાગ કરી દઉં."

આ પ્રમાણે વિચારી સંસારથી વિરક્ત થયેલા મોટા મનવાળા વિક્રમયશા રાજાએ સુવ્રતાચાર્ય પાસે જઇને દીક્ષા ગ્રહણ કરી. પછી પોતાના દેહ ઉપર નિઃસ્પૃહ થઈ, એક બે અને માસ ઉપવાસ વિગેરે તપસ્યા કરી. સૂર્યે જેમ કિરણોથી જલને શોષે તેમ તેણે પોતાના શરીરને શોષવી નાખ્યું. એ પ્રમાણે દુસ્તપ તપ આચરી કાલયોગે મૃત્યુ પામી તે સનત્કુમાર દેવલોકમાં શ્રેષ્ઠ આયુષ્યવાળા દેવતા થયા. દેવ સંબંધી આયુષ્ય પૂર્ણ થતાં ત્યાંથી ચ્યવી રત્નપુર નામના નગરમાં **જિનધર્મ** નામે શ્રેષ્ઠિપુત્ર થયા. એ શ્રેષ્ઠિકુમાર બાળપણાથીજ જેમ સમુદ્ર મર્યાદાને પાળે તેમ બાર પ્રકારના શ્રાવકધર્મને પાળતો હતો, આઠ પ્રકારની પૂજાવડે તીર્થંકરોની આરાધના કરતો હતો, એષણીય વિગેરે દાનથી મુનિરાજને પ્રતિલાભતો હતો, અને અસાધારણ વાત્સલ્યભાવથી સાધર્મિક જનોને દાનવડે પ્રસન્ન કરતો હતો. આ પ્રમાણે તેણે કેટલોક કાળ નિર્ગમન કર્યો.

આ તરફ નાગદત્ત પ્રિયાના વિરહથી દુઃખી થઈ, આર્ત્ત ધ્યાનવડે મૃત્યુ પામી તિર્યંચયોનિમાં પરિભ્રમણ કરવા લાગ્યો. અનુક્રમે ચિરકાળ સંસારમાં ભમી **સિંહપુર** નામના નગરમાં **અગ્નિશર્મા** નામે બ્રાહ્મણનો પુત્ર થયો. કેટલેક કાળે ત્રિદંડીપણું ગ્રહણ કરી અજ્ઞાન તપમાં તત્પર થઈ ફરતો ફરતો રત્નપુર નગરે આવ્યો. તે નગરમાં **હરિવાહન** નામે અન્યધર્મી રાજા હતો, તેણે તે ત્રિદંડી પરિવ્રાજકને નગરમાં આવેલા સાંભળીને પારણાને દિવસે પોતાને ત્યાં આવવા નિમંત્રણ કર્યું. ત્યાં આવેલા અગ્નિશર્મા સન્યાસીએ દૈવયોગે રાજદ્વારમાં આવી ચડેલા પેલા જિનધર્મ નામના વણિક્કુમારને જોયો. તેને જોતાંજ પૂર્વ જન્મના વૈરથી અગ્નિશર્મા ઋષિનાં નેત્રો રોષથી રાતાં થઈ ગયાં. તત્કાલ અંજલિ જોડી પાસે ઉભેલા હરિવાહન રાજા પ્રત્યે તે બોલ્યો—"હે રાજા ! આ શ્રેષ્ઠીના પૃષ્ઠભાગ ઉપર અતિ ઉષ્ણ દૂધપાકનું પાત્ર મૂકીને જો ભોજન કરાવશો તો હું ભોજન કરીશ, અન્યથા કરીશ નહીં." રાજાએ કહ્યું—"બીજા પુરૂષના પૃષ્ઠ ઉપર સ્થાળ મૂકીને હું તમને ભોજન કરાવીશ." આ પ્રમાણેનાં રાજાનાં વચન સાંભળીને તે ત્રિદંડી ક્રોધ કરીને ફરીવાર બોલ્યો—"આ પુરૂષનાજ પૃષ્ઠ ઉપર અતિ ઉષ્ણ દૂધપાકનું પાત્ર મૂકીનેજ હું ભોજન કરીશ, નહીં તો અકૃતાર્થપણે આવ્યો તેમ ચાલ્યો જઈશ." રાજા તેનો પરમ ભક્ત હતો, તેથી તે તેમ કરવાને કબુલ થયો. **જિનશાસનથી બાહ્ય એવા પુરૂષોને વિવેક ક્યાંથી હોય!** પછી રાજાની આજ્ઞા થવાથી તેણે પૃષ્ઠભાગ ધર્યો. તેની ઉપર ઉષ્ણ ભાજન મૂકીને તે ત્રિદંડી ભોજન કરવા લાગ્યો. દાવાનળને હાથી સહન કરે તેમ જિનધર્મ કુમારે પાત્રના તાપને સહન કર્યો; અને 'મારા પૂર્વ કર્મનું આ ફળ છે તે કર્મ આ મિત્રના યોગથી ત્રુટી જાઓ' એમ ચિરકાળ ચિંતવન કરતો તે કુમાર સ્થિર રહ્યો. જ્યારે તે ત્રિદંડી જમી

રહેવા આવ્યો તે વખતે તેની ઉષ્ણતાથી ઉછળેલા રૂધિર, માંસ અને ચરબીના રસથી તે પાત્ર કાદવ પરથી સરી પડે તેમ કુમારના પૃષ્ઠ ઉપરથી લપસી પડ્યું. ત્યાંથી પોતાને ઘેર આવીને પોતાના સંબંધવાળા સર્વ લોકોને બોલાવી જિનધર્મમાં વિચક્ષણ એવા જિનધર્મ કુમારે પોતાનું સર્વ દુષ્કૃત્ય ક્ષમાવ્યું. પછી ચૈત્યપૂજા કરી, મુનિ પાસે આવીને તેણે યથાવિધિ દીક્ષા ગ્રહણ કરી. પછી નગરમાંથી નીકળી, પર્વતના શિખર ઉપર ચડીને પૂર્વ દિશાની સામે પૃષ્ઠભાગ ખુલ્લો રાખીને તેણે કાયોત્સર્ગ કર્યો. તે વખતે રૂધિરમય તેના પૃષ્ઠને ગીધ અને કંક પક્ષીઓ ચાંચોથી ચુંથતા હતા, તથાપિ તેણે બીજી દિશાઓની સામે પણ કાયોત્સર્ગ ધારણ કર્યો. એ પ્રમાણે નવકારમંત્રના ધ્યાનમાં તત્પર રહી એવી પીડા સમ્યક્ પ્રકારે સહન કરતો જિનધર્મ કુમાર મૃત્યુ પામીને સૌધર્મ કલ્પને વિષે ઇંદ્ર થયો. પેલો ત્રિદંડી મૃત્યુ પામી આભિયોગિક કર્મવડે ઇંદ્રનો ઐરાવત નામે હાથી થયો, પછી આયુષ્ય પૂર્ણ થતાં ત્યાંથી ચ્યવીને તે ત્રિદંડીનો જીવ કેટલાક ભવમાં ભ્રમણ કરી **અસિત** નામે યક્ષરાજ થયો.

આ જંબૂદ્વીપમાં કુરૂજાંગલ દેશને વિષે **હસ્તિનાપુર** નામે નગર હતું. તે નગરમાં અશ્વોની સેનાથી પૃથ્વીમંડલને આચ્છાદન કરનાર અને મંગલવડે શત્રુઓના મંડલને જીતનાર **અશ્વસેન** નામે રાજા હતો. ગુણરૂપ રત્નોના રોહણાચળરૂપ તે રાજામાં દૂધમાં પુરાની જેમ દોષની એક કણી પણ ન હતી. " મને આ તૃણ સમાન ગણે છે' એવું ધારીને સૌભાગ્ય મેળવવાની ઇચ્છાએ લક્ષ્મી અસિધારા વ્રત કરવાને માટે તેની પાસે સ્થિર થઈ રહી હતી. યાચકોને આવતાં જોઈ તેને અતિશય હર્ષ થતો અને પોતાની આપવાની ઈચ્છાના અનુમાનથી જો તે થોડી યાચના કરે તો તેના મનમાં ખેદ થતો હતો. તેને **સહદેવી** નામે મહારાણી હતી. તે રૂપથી જાણે પૃથ્વીપર કોઈ દેવી આવેલ હોય તેવી જણાતી હતી. હવે પહેલા દેવલોકમાં ઈંદ્ર સંબંધી લક્ષ્મી ભોગવીને જિનધર્મ કુમારનો જીવ તે સહદેવીના ઉદરમાં અવતર્યો. તે વખતે સહદેવીએ હસ્તી વિગેરે ચૌદ મહા સ્વપ્ન મુખમાં પ્રવેશ કરતાં જોયાં. અનુક્રમે પ્રસવસમય આવતાં અદ્વિતીય રૂપ વૈભવવાળા, જાતિવંત સુવર્ણના જેવી કાંતિવાળા અને સર્વ લક્ષણે પરિપૂર્ણ એક કુમારને તેણે જન્મ આપ્યો. અશ્વસેન રાજાએ જગત્‌ને આનંદ આપનારા મોટા ઉત્સવથી તેનું **સનત્કુમાર** એવું નામ પાડ્યું. સુવર્ણના છેદ જેવા ગૌર અંગવાળો એ બાળક બાલ ચંદ્રની જેમ લોકોનાં નેત્રને પ્રસન્ન કરતો અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યો. એક રાજાના ઉત્સંગમાંથી બીજા રાજાના ઉત્સંગમાં—એમ સંચરતો તે કુમાર એક કમળથી બીજા કમળ ઉપર ફરતા હંસની જેવો શોભતો હતો. તે બાળક છતાં પણ અપ્રતિમ રૂપવડે જોતાંજ સ્ત્રીઓનાં નેત્રને અને મનને હરી લેતો હતો. સર્વાંગયુક્ત શબ્દશાસ્ત્ર અને બીજાં સર્વ જ્ઞાનનું માત્ર ગુરૂના મુખમાંથી નીકળતાંજ એક ગંડૂષની[1] લીલાએ તેણે પાન કરી લીધું. રાજ્યલક્ષ્મીના ભુવનના સ્તંભરૂપ એવાં શસ્ત્રશા-

૧ કોગળો.

ત્ર અને અર્થશાસ્ત્રો જાણે બીજા ભુજસ્તંભ હોય તેમ તેણે ગ્રહણ કરી લીધાં. નિર્મળ કલાનિધિ ( ચંદ્ર )ની પેઠે અનુક્રમે વધતા એવા તેણે એક લીલામાત્રમાં બીજી સર્વ કળાઓ પણ ગ્રહણ કરી લીધી.

પછી મર્ત્યલોકમાંથી જેમ સ્વર્ગને પ્રાપ્ત કરે, તેમ તે સાડીએકતાળીશ ધનુષ્ય ઉંચી કાયાવાળા થઈ શિશુવયમાંથી યૌવનવયને પ્રાપ્ત થયા.

તે સનત્કુમારને કાલિંદીસુરનો પુત્ર **મહેંદ્રસિંહ** નામે એક પરાક્રમે વિખ્યાત મિત્ર હતો. એક વખતે વસંતઋતુ પ્રાપ્ત થતાં સનત્કુમાર તે મહેંદ્રસિંહની સાથે **મકરંદ** નામના ઉદ્યાનમાં કૌતુકથી ક્રીડા કરવા ગયો. નંદનવનમાં દેવકુમારની જેમ તે ઉદ્યાનમાં સનત્કુમારે મિત્રની સાથે વિચિત્ર પ્રકારની ક્રીડાઓથી ક્રીડા કરી. તે વખતે અશ્વસેન રાજાને ભેટ તરીકે પાંચ ધારામાં ચતુર અને સર્વ લક્ષણે લક્ષિત એવા અનેક અશ્વો આવેલા હતા. તેમાંથી જલતરંગની જેવો ચપલ **જલધિકલ્લોલ** નામે એક અશ્વ તેમણે સનત્કુમારને અર્પણ કર્યો. તે અશ્વને જોતાંજ કુમાર બીજી ક્રીડા તજી દઇને તેના પર આરૂઢ થયો. કારણકે રાજપુત્રોને સર્વ કૌતુક કરતાં હાથી ઘોડા સંબંધી અધિક કૌતુક હોય છે. એક હાથમાં ચાબુક અને બીજા હાથમાં લગામ લઇને પલાણરૂપ આસનનો સ્પર્શ કર્યા વગર બે ઉરૂવડે પ્રેરીને તેણે અશ્વને ચલાવ્યો. તત્કાળ ચરણવડે પૃથ્વીને સ્પર્શ પણ કર્યા શિવાય આકાશમાંજ ચાલતો તે અશ્વ જાણે સૂર્યના ઘોડાને જોવા ઇચ્છતો હોય તેમ વેગથી દોડચો. જેમ જેમ કુમાર તેને લગામથી ખેંચવા લાગ્યો તેમ તેમ વિપરીત શિક્ષાવાળો તે અશ્વ અધિક અધિક દોડવા લાગ્યો. આસપાસ બીજા ઘોડેસ્વાર રાજપુત્રો અશ્વ દોડાવતા સાથે ચાલતા હતા. તેઓના મધ્યમાંથી જાણે અશ્વરૂપે રાક્ષસ હોય તેમ તે અશ્વ આગળ પડચો. સર્વ રાજાઓના જોતાં જોતાંમાં નક્ષત્રોમાંથી ચંદ્રની જેમ સનત્કુમાર સહિત અશ્વ અદૃશ્ય થઈ ગયો. વહાણને નદીનું પૂર ખેંચી જાય તેમ પોતાના કુમારને અશ્વે આકર્ષણ કરેલો જાણી, અશ્વસેન રાજા મોટી અશ્વસેના લઇને તેને પાછો લાવવા માટે પછવાડે ચાલ્યા. "આ અશ્વ ચાલ્યો જાય, આ તેનાં પગલાં છે, આ તેના ફીણ અને લાળ પડેલી છે." એ પ્રમાણે સાથેના લોકો કહેતા હતા, તેવામાં બ્રહ્માંડને પૂરનારી ધમણરૂપ જાણે અકાળે થયેલી કાળરાત્રિ હોય તેવી દૃષ્ટિને અંધ કરનારી મોટી પ્રચંડ વાવલી [ પવનની શ્રેણી ] ચડી આવી. વાદળાદિ વડે ગૃહની જેમ ઉડતી રજવડે દિશાઓ ઢંકાઈ ગઈ. સૈન્ય સર્વ સ્તંભિત થઇ ગયું. એક પગલું પણ ભરી શકવાને કોઈ સમર્થ થયું નહી. રજરૂપ તરંગની શ્રેણીવડે કુમારના અશ્વનાં પગલાં અને ફીણ વિગેરે સર્વ ચિન્હો ભંગ થઈ ગયાં. નીચે,ઊંચે, સમાન ભૂમિએ અને ફરતું વૃક્ષાદિ કાંઈ દેખાવા ન લાગ્યુ. જાણે સર્વ જન પાતાળમાં પેઠા હોય તેમ થઈ ગયુ. સર્વ સૈનિકો, સમુદ્રના જળમાં જેઓનાં વહાણ ભમવા માંડ્યાં હોય તેવા વહાણવટીઓની જેમ એનો ઉપાય કરવામાં મૂઢ થઈ આકુલ વ્યાકુલ થઈ ગયા.

આવો દેખાવ જોઈ કુમારના મિત્ર મહેંદ્રસિંહે નમસ્કાર કરી અશ્વસેન રાજાને વિજ્ઞપ્તિ કરી કે "હે દેવ! આ દૈવની દુર્ઘટ ઘટના[1] જુઓ. ક્યાં કુમાર! ક્યાં આ દૂરદેશી અશ્વ! ક્યાં શીલ[2] જાણ્યા વગરના તે અશ્વ ઉપર તેનું ચડવું! ક્યાં તે દુષ્ટ અશ્વથી કુમારનું હરણ! અને ક્યાં રજથી દૃષ્ટિમાર્ગને આચ્છાદન કરનારી આ વાવલ્ય! તથાપિ એક સામંતરાજાની પેઠે તેવા દૈવને જીતી આપ સ્વામીની જેવા તે મારા મિત્રને હું શોધી લાવીશ. હે પ્રભુ! પર્વતોની ગુફાઓમાં અને તેના ઊંચા શિખરોમાં, ઘાટી વૃક્ષઘટાથી દુર્ગમ એવી અટવીઓમાં, પાતાળની જેવા નદીઓના કાંઠાના કોતરોમાં, નિર્જળ પ્રદેશમાં અને બીજા દેશોમાં અલ્પ પરિવાર સાથે વા કોઇ વાર એકાકીપણે કુમારની શોધ કરવી મને સહેલ પડશે. આપ મહારાજા જ્યાં ત્યાં સૈન્ય લઇ શોધવા જશો તે નાની શેરીમાં ગજેંદ્રના પ્રવેશની પેઠે ઘણું મુશ્કેલ પડશે." આ પ્રમાણે વારંવાર કહી ચરણમાં પડી મહેંદ્રસિંહે અશ્વસેન રાજાને પાછા વાળ્યા; એટલે તે દુઃખીપણે પોતાના નગરમાં આવ્યા.

પછી સારસાર પરિમિત પરિવાર લઈ ગજેંદ્રની પેઠે દુર્વાર એવો મહેંદ્રસિંહ તત્કાળ મોટી અટવીમાં પેઠો. તે અટવીમાં ગેંડાઓએ શીંગડાથી ઉખેડેલા પાષાણોવડે સર્વ માર્ગ વિષમ થઇ ગયો હતો. ઘામથી પીડાતા ડુક્કરોએ પ્રવેશ કરીને નાના તળાવોને કાદવમય કરી નાખેલા હતા. પ્રૌઢ રીંછોના નાદથી ગુફાઓમાં પડછંદા પડતા હતા. ગુફામાં બેઠેલા કેશરીઓના નાદથી ભયંકર દેખાવ થઈ રહ્યો હતો. ઊંચી ફાળ ભરતા ચિત્રાઓના સમૂહથી મૃગોનાં ટોળાં આકુલવ્યાકુલ થઈ જતાં હતાં. પશુઓને ગળી જઈને અજગરો વૃક્ષોને વીંટાઈ રહ્યા હતા. ચમૂરૂ મૃગોનાં ટોળાં માર્ગમાં વૃક્ષોની છાંયામાં બેઠાં હતાં. સિંહણ સાથે જળપાન કરતા સિંહોએ માર્ગની સરિતાઓને રૂંધી હતી અને ઉન્મત્ત હાથીઓએ માર્ગનાં વૃક્ષોની ભાંગેલી શાખા વડે તે અટવી દુર્ગમ થઇ ગઇ હતી. આવી અટવીમાં સનત્કુમારની શોધ કરવા તેણે પ્રવેશ કર્યો. કાંટાવાળા વૃક્ષોથી, શીકારી પ્રાણીઓથી અને ખાડાઓથી વિકટ એવી તે મહાટવીમાં અટન કરતાં તેની સાથેનું સર્વ સૈન્ય છુટું પડી ગયું. અનુક્રમે ખેદ પામી ગયેલા સાથેના મંત્રી અને મિત્રાદિકે છોડી દીધેલો મહેંદ્રસિંહ સંગ રહિત મુનિની જેમ એકલોજ ફરવા લાગ્યો. મોટા મોટા લતાગૃહોમાં અને પર્વતોની ગુફામાં તે પલ્લીપતિની જેમ ધનુષ્ય લઈ એકલો ભમતો હતો. વનના હાથીઓના નાદમાં અને સિંહોના ધ્વનિમાં વીર સનત્કુમારના નાદની શંકાથી તે દોડવા લાગ્યો અને જ્યારે ત્યાં પોતાના મિત્રને જોયો નહીં, ત્યારે તે વળી પાછો ઉછળતા ઝરણાના ધ્વનિ ઉપર શંકા કરીને ત્યાં ઉતાવળો દોડી ગયો. પ્રેમની ગતિ એવીજ છે. નદી, હાથી અને સિંહને તેણે કહ્યું કે "મારા બંધુની જેવો ધ્વનિ અહીં થાયછે, તેથી તે તમારી પાસે હોય તેમ લાગે છે, કારણ કે એક અંશના દર્શનથી સર્વ

---

૧ ન ઘટે તેનું ઘટાવવાની—બનાવવાની શક્તિ ૨ અશ્વની ગતિ વિગેરે.

લભ્ય થાય છે." આ પ્રમાણે સર્વ જગ્યાએ પોતાના મિત્રને જ્યારે જોયો નહીં ત્યારે પછી વૃક્ષ ઉપર ચડી ભૂલા પડેલા વટેમાર્ગુની પેઠે તેણે વારંવાર દિશાઓ જોવા માંડી. તે વખતે વસંત ઋતુ હોવાથી અશોકમાં શોક ધરતો, બકુલમાં આકુલવ્યાકુલ થતો, આમ્ર વૃક્ષને નહીં સહન કરતો, મલ્લિકામાં દુર્બલ થતો, કર્ણિકારનો તિરસ્કાર કરતો, ગુલાબમાં લાલચોળ થતો, સિંદૂવારથી દૂર રહેતો, ચંબેલીથી કંપાયમાન થતો, દુર્જનની જેમ મલયાનિલથી વિમુખ રહેતો, કોકિલાના પંચમ સ્વરના ઉચ્ચારમાં કાન ફોડે છે એમ માનતો અને ચંદ્રનાં કિરણોથી પણ તાપને શાંત નહીં કરતો મહેંદ્રસિંહ, દરિદ્રીના પુત્રની જેમ એકાકીપણે મહા દુઃખમાં વસંતસમયને નિર્ગમન કરતો હવો. જાણે અગ્નિના ખોટારવા પાથરેલા હોય તેમ ચરણકમળને બાળતી એવી સૂર્યકિરણોથી તપેલી રજવડે પગે ભુંજાતા, તરતમાંજ બુઝાઇ ગયેલા દાવાનળની ભસ્મવડે દુઃસંચર એવા માર્ગમાં જાણે અગ્નિસ્તંભને રચતો હોય તેમ ચરણના તાપને નહીં જાણતા, અગ્નિની જ્વલા હોય તેવા ઉષ્ણ વાયુથી શરીરને લાગતા તાપને ગિરિમાં ફરનારા હાથીની જેમ નહીં ગણકારતા અને રોગી જેમ કવાથ પીએ તેમ સરિતાના કાદવવાળા અને ઉષ્ણ પાણીનું પાન કરતા તે મહેંદ્રસિંહે એકાકીપણે ભમી ભમીને ગ્રીષ્મ ઋતુને નિર્ગમન કરી. જેના મુખમાં વિદ્યુત્ છે એવા રાક્ષસની જેમ વિશ્વને વિક્ષોભ કરનારા મેઘથી હૃદયમાં ક્ષોભ નહીં પામતા, તીક્ષ્ણ બાણની જેમ અખંડ ધારાવડે વીંધાઈ જતા પણ સન્નદ્ધબદ્ધ થયેલા સુભટની જેમ જરા પણ નહીં મુંઝાતા, સ્થાને સ્થાને વેગથી વૃક્ષને ઉન્મૂલન કરનારી વનની દુસ્તર નદીઓને રાજહંસની પેઠે અનાયાસે ઉતરી જતા અને વરાહની જેમ કાદવવાળા માર્ગને લીલામાત્રમાં ઉલ્લંધન કરતા એ મહેંદ્રસિંહે મિત્રની શોધમાં વર્ષા ઋતુ પણ ઉલ્લંધન કરી. ત્યાર પછી મસ્તક પર ચિત્રાનક્ષત્રનો ઘોર તાપ અને પગમાં તપેલી રેતીને સહન કરવાથી અગ્નિના સરાવસંપુટની અંદર જાણે વસેલ હોય તેવો અનુભવ કરતા, સ્વચ્છ જલમાં, કમલોમાં અને હંસાદિક પક્ષિઓમાં અવિશ્રાંત હૃદયે 'રે મિત્ર! તું ક્યાં છે ?' એવી રીતે પોકારતા, મદગંધી સપ્તવર્ણની વાસથી ક્રોધ પામી દોડતા હાથીઓની વચમાં વનાંતરે આવેલા હાથીની જેમ ચાલતા અને મિત્રની પેઠે કમલના સુગંધી પવને પ્રેરેલા તે મહેંદ્રસિંહે શરદ ઋતુના મેઘની જેમ ભમી ભમીને શરદઋતુને ઉલ્લંધન કરી. ત્યાર પછી જાણે હિમાલયનો બંધુ હોય તેવા ઉત્તર દિશાના પવનવડે સરોવર અને નદીઓના હિમરૂપ થયેલા જળમાં, દાવાનળથી પણ અદાહ્ય છતાં જલમાં દહન થતી એવી પદ્મ, કલ્હાર, કૈરવ અને ઉત્પલની પંક્તિઓમાં અને શીતથી પીડિત હોવાથી દાવાનલની પણ ઇચ્છા કરતા કિરાત લોકોમાં દૃઢ નિશ્ચયથી ફરતા એવા તેણે હેમંતઋતુ પણ નિર્ગમન કરી. ત્યાર પછી વૃક્ષોના શીર્ણ થઇ પડી ગયેલા જાનુ સુધી જીર્ણ પત્રોમાં ગુપ્ત રીતે રહેલા સર્પ અને વીંછીઓની ઉપર નિઃશંકતાથી ચરણન્યાસ કરતા અને કર્ણના મર્મને વીંધતા હોય તેવા દુઃશ્રવ મર્મર શબ્દ વડે જાગ્રત થઈ ઊંચા કાન કરી રહે-

લા કેસરીસિંહોના નાદથી પણ નહીં કંપતા એવા તેણે નવીન પલ્લવના સ્વાદમાત્રથી ઉદરને ભરતા સતા શિશિર ઋતુને મિત્રની પીડા વડે અતિ ઠંડા થઈ જઈને નિર્ગમન કરી. એવી રીતે સનત્કુમારની શોધને માટે અટવીમાં ફરતાં મહેંદ્રસિંહને એક વર્ષ ચાલ્યુ ગયું.

એક વખતે તે અટવીમાં કેટલેક દૂર જઈને નિમિત્તિઆની જેમ ઊંચું મુખ કરી દિશાઓને જોતો હતો તેવામાં જલકુકડી, ક્રૌંચ, હંસ અને સારસપક્ષીઓનો હર્ષકોળાહલ તેના સાંભળવામાં આવ્યો અને કમળની ખુશબોને વહન કરતા પવનથી તેને આશ્વાસન મળ્યું; તેથી તે અનુમાન વડે 'અહીં નજીકમાં કોઈ સરોવર છે' એવો તેને નિશ્ચય થયો. તત્કાલ આનંદનાં અશ્રુ આવવાથી મિત્રનો સમાગમ થશે, એવો નિશ્ચય કરી રાજહંસની પેઠે તે સરોવરની સન્મુખ ચાલ્યો. આગળ જતાં ગાંધાર રાગમાં ગવાતું ગાયન, મધુર વેણુનો નાદ અને મનોહર વીણાનો ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો. એટલે હર્ષ સહિત આગળ ચાલતાં વિચિત્ર વેષધારી રમણીઓની વચમાં રહેલા અને પ્રિય છે દર્શન જેનું એવા પોતાના મિત્ર સનત્કુમારને તેણે દીઠો. તત્કાલ તેના મનમાં વિચાર થયો કે 'શું આ મારો પ્રિય મિત્ર સનત્કુમાર છે! વા શું કોઈ માયા છે! કે શું ઇંદ્રજાળ છે! અથવા શું મારા હૃદયમાંથી બહાર નીકળીને તે અહીં પ્રગટ થયો છે!' આવો વિચાર કરતો હતો, તેવામાં કોઈ વૈતાળિકના મુખમાંથી આ પ્રમાણે કર્ણમાં અમૃત જેવાં વાક્ય તેના સાંભળવામાં આવ્યાં-"કુરૂવંશ રૂપી સરોવરમાં હંસ સમાન, અશ્વસેન રૂપી સમુદ્રમાં ચંદ્ર સમાન અને સૌભાગ્યના કામદેવ સમાન હે સનત્કુમાર! તમે જય પામો. વળી વિદ્યાધરોની કન્યાઓની ભુજલતાને આલિંગન કરવાનું વૃક્ષ અને વૈતાઢ્ય ગિરિની બંને શ્રેણીની જયલક્ષ્મીવડે આઢ્ય એવા હે કુમાર! તમે જય પામો." આ પ્રમાણે સાંભળતાંજ ગ્રીષ્મથી તપેલો હાથી જેમ જલાશય સમીપે આવે તેમ તે સનત્કુમારની પાસે ગયો. અશ્રુધારાની સાથે ચરણકમળમાં પડતા મહેંદ્રસિંહને ઉભો કરીને સનત્કુમારે આલિંગન કર્યું. અતર્કિત થયેલ પરસ્પરના સમાગમથી વિસ્મય પામેલા બન્ને મિત્રો વર્ષાકાળના મેઘની જેમ હર્ષાશ્રુને વર્ષાવવા લાગ્યા. વિદ્યાધરોના કુમારોએ આશ્ચર્યથી જોયેલા બંને મિત્રો રોમે રોમે હર્ષિત થઇ મોટાં મૂલ્યવાળાં આસન ઉપર બેઠા. દૃષ્ટિ અને મન બીજે નહીં રાખતાં તે બંને પરસ્પર યોગીની જેમ રૂપસ્થ ધ્યાનની મુદ્રામાં પરાયણ થયા. સનત્કુમારના યોગથી મહેંદ્રસિંહનો શ્રમ દિવ્ય ઔષધથી રોગની જેમ ઉતરી ગયો. પછી સનત્કુમાર પોતાના નેત્રના હર્ષાશ્રુ લુંછી અમૃત જેવી વાણી વડે મહેંદ્રસિંહ પ્રત્યે બોલ્યો-"પ્રિયમિત્ર! અહીં શી રીતે આવ્યા? એકાકી કેમ છો? હું અહી છુ તે તમે શી રીતે જાણ્યું? આટલો વખત ક્યાં નિર્ગમન કર્યો? મારો વિયોગ થતાં પૂજ્ય પિતાએ શી રીતે પ્રાણ ધારણ કર્યા? અને માતાપિતાએ આવા દુર્ગમ પ્રદેશમાં તમને એકલા કેમ મોકલ્યા?" આ પ્રમાણે કુમારે પૂછ્યું, એટલે

મહેંદ્રસિંહે ગદ્ગદ્ વાણીએ પોતાનું પૂર્વ વૃત્તાંત યથાર્થ રીતે કહી આપ્યું. પછી સનત્કુમારે ચતુર એવી વિદ્યાધરોની રમણીઓ પાસે તેને સ્નાન અને ભોજનાદિ કરાવ્યું. પછી વિસ્મયથી પ્રફુલ્લિત લોચનવાળો મહેંદ્રસિંહ વિનયથી અંજલિ જોડી બોલ્યો–"પ્રિયમિત્ર! તે તુરગ પછી તમને કેટલી ભૂમિ સુધી લઈ ગયો? અને ત્યારથી થયેલા મારા વિયોગમાં તમને શું પ્રાપ્ત થયું? તેમજ આ સમૃદ્ધિ તમને ક્યાંથી પ્રાપ્ત થઈ? તે જો મારાથી ગોપવવા યોગ્ય ન હોય તો પ્રસન્ન થઈને કહેવાને યોગ્ય છો." આવાં તેનાં વચન સાંભળી સનત્કુમારે ચિત્તમાં વિચાર કર્યો કે "આ આત્મ સમાન મિત્રથી ગોપવી રાખવા યોગ્ય કાંઈ પણ નથી. પરંતુ જો કોઈ બીજો પણ પોતાનું વૃત્તાંત કહે તો તેથી પણ મહાત્માઓ લજ્જા પામે છે, તો હું મારૂં વૃત્તાંત સ્વમુખે શી રીતે કહું! માટે બીજા પાસે કહેવરાવું." આવી રીતે નિશ્ચય કરી તે અશ્વસેનના કુમારે પોતાના વામ પડખે રહેલી પ્રિયાને એવી આજ્ઞા કરી કે "વિદ્યાથી મારો વૃત્તાંત જાણનારી હે પ્રિયા બકુલમતિ! આ મારા મિત્ર મહેંદ્રસિંહને મારી કથા કહી સંભળાવો, કેમકે અત્યારે મારાં નેત્રકમળમાં નિદ્રા આવે છે." આ પ્રમાણે કહી સનત્કુમાર સુવાની ઇચ્છા દેખાડીને ઘરમાં ગયો.

હવે બકુલમતિ વિદ્યાધરી મહેંદ્રસિંહને કહે છે–"હે રાજા! તમો સૌના જોતજોતામાં તે અશ્વે તમારા મિત્રનું હરણ કર્યા પછી વેગવડે દોડતા તેણે યમરાજના રહસ્યક્રીડાસ્થાન જેવી એક મોટી અને ભયંકર અટવીમાં પ્રવેશ કર્યો. બીજે દિવસે પણ પંચમ ધારાથી તે અશ્વ ચાલવા લાગ્યો. પરંતુ પછી મધ્યાન્હકાલ થયો ત્યારે ક્ષુધા અને પિપાસાથી પીડિત થઈને જિહ્વા કાઢતો તે ઉભો રહ્યો; એટલે શ્વાસથી જેનો કંઠ પૂરાઈ ગયો છે અને જેના ચરણ અકડાઈ ગયા છે એવા તે અશ્વ ઉપરથી, પડતી દીવાલપરથી ઉતરી પડે તેમ તમારા મિત્ર ઉતરી પડ્યા. પછી અશ્વના ઉદર ઉપરથી બંધન અને લાંબો પટ્ટો છોડીને તેના પલાણ અને લગામ ઉતારી લીધા. તેજ વખતે તે અશ્વ ગતિ પૂર્ણ થવાથી પૃથ્વી ઉપર પડી ગયો અને જાણે પડવાના ભયથી હોય તેમ તત્કાળ તેના પ્રાણ નીકળી ગયા. પછી આર્યપુત્ર જલપાન કરવાની ઈચ્છાથી આમ તેમ જળ શોધવાને માટે તે ભૂમિમાં ફરવા લાગ્યા. તથાપિ મરૂ ભૂમિની જેમ ક્યાંઈ પણ જળ તેના જોવામાં આવ્યું નહીં. અંગની સુકુમારતાથી, અત્યંત દૂર આવવાના શ્રમથી અને અટવીના દાવાનળના દાહથી તમારા મિત્ર ઘણા આકુલવ્યાકુલ થઈ ગયા. તેથી નજીક રહેલા સપ્તપર્ણ વૃક્ષની નીચે જઈને બેઠા, તેવાજ નેત્ર મીંચીને પૃથ્વીપર પડ્યા. તે વખતે પુણ્યયોગે તે વનના અધિષ્ઠાયક યક્ષે આવીને અમૃતની જેવા શીતળ જળવડે તેના સર્વ અંગ ઉપર સિંચન કર્યું. તેનાથી સંજ્ઞા પ્રાપ્ત કરીને બેઠા થયા પછી તે દેવતાના આપેલા જળનું તેમણે પાન કર્યું. પછી તમારા મિત્રે ધીમેથી તેને પૂછ્યું–'તમો કોણ છો? અને આ જળ ક્યાંથી લાવ્યા છો?' યક્ષે કહ્યું–'હું અહીં વસનારો

યક્ષ છું અને આ જળ તમારે માટે માનસ સરોવરમાંથી લાવ્યો છું.' ફરી આર્યપુત્ર બોલ્યા–'આ મારા અંગમાં એટલો બધો સંતાપ થાય છે કે જે માનસસરોવરમાં નાહ્યા વગર શાંત થશે નહીં.' તે વખતે 'તમારી ઈચ્છા હું પૂરી કરીશ' એમ કહીને તે યક્ષરાજ તમારા મિત્રને કદલી વૃક્ષના સંપુટમાં બેસારી માનસસરોવરે લઈ ગયો. ત્યાં મહાવત જેમ હાથીને સ્નાન કરાવે તેમ શીતળ અને નિર્મલ જલવડે તેણે આર્યપુત્રને સ્નાન કરાવ્યું. એટલે નિપુણ પગચંપી કરનાર પુરૂષની જેમ સર્વ અંગે સુખસ્પર્શવાળા એ જલથી તેમનો શ્રમ દૂર થઈ ગયો. તે વખતે તમારા મિત્રના પૂર્વ જન્મનો શત્રુ અસિતાક્ષ નામે યક્ષ તમારા મિત્રને હણવાને માટે નવીન યમરાજ આવે તેમ ત્યાં આવ્યો. 'અરે! ઉભો રહે, ભુખ્યો સિંહ જેમ હાથીને જુએ તેમ મેં તને ઘણે કાળે જોયો છે, તો હવે તું કેટલેક દૂર જઈશ?' આ પ્રમાણે કહી તિરસ્કાર પૂર્વક તેણે એક લાકડી ફેંકે તેમ એક વૃક્ષ ઉખેડીને તમારા મિત્રની ઉપર ફેંક્યું. વૃક્ષને આવતું જોઇ તમારા મિત્રે હાથી જેમ ધમણને ઉછાળે તેમ હાથના પ્રહાર વડે તેને દૂર ફેંકી દીધું. પછી ક્રોધ પામેલા તે યક્ષે જાણે અકાલે કલ્પાંત કાલ થતો હોય તેમ રજ ઉડાડીને સર્વ જગત્‌ને અંધકારમય કરી દીધું અને ધૂમાડાના જેવા ધૂમ્રવર્ણી તેમજ ભયંકર આકૃતિને ધારણ કરનારા હોવાથી જાણે અંધકારના સહોદર હોય તેવા કેટલાએક પિશાચો વિકુર્વ્યા. જાણે જંગમ ચિતાગ્નિ હોય તેમ જ્વાળાઓથી વિકરાળ મુખવાળા, પડતા વજ્રના ધ્વનિ જેવો અટ્ટહાસ કરતા, પિંગાકાર કેશવાળા, દાવાનલ સહિત પર્વત હોય તેવાં પીળાં નેત્રવાળા, જેના કોટરમાં સર્પ રહ્યા હોય તેવા જાણે વૃક્ષો હોય તેમ લાંબી જિહ્વાઓને ધરનારા, અને તીક્ષ્ણ વાંકી તથા મોટી દાઢોથી જાણે મુખમાં કાતીને ધારણ કરી હોય તેવા તે પિશાચો, મક્ષિકાઓ જેમ મધ ઉપર દોડે તેમ આર્યપુત્ર ઉપર દોડ્યા. નટની જેમ શરીરથી અનેક પ્રકારની આકૃતિઓ બતાવી તેઓ તેમની આગળ આવી ફરવા લાગ્યા, તથાપિ તમારા મિત્ર તેઓને જોઈને જરા પણ ભય પામ્યા નહીં. એ બલવાન્ આર્યપુત્ર જ્યારે એવા પિશાચોથી ભય પામ્યા નહીં, ત્યારે તે યક્ષે અકાલે કાલપાસ જેવા નાગપાસથી તેમને બાંધી લીધા. પણ તત્કાળ ઉન્મત્ત હાથી જેમ પોતાના હસ્ત (સુંઢ) થી વલ્લીઓને તોડે તેમ આર્યપુત્રે તે સર્વ નાગપાસ તોડી નાખ્યાં. પછી વિલખો થયેલો યક્ષ, સિંહ જેમ પુંછવડે પર્વતના શિખરપર પ્રહાર કરે તેમ પોતાના હાથવડે પ્રહાર કરી કરીને આર્યપુત્રને મારવા લાગ્યો. તે વખતે ક્રોધ પામેલા મહાવત જેમ હાથીને લોઢાનો ગોળો મારે તેમ આર્યપુત્રે વજ્ર જેવી મુષ્ટિવડે તેની ઉપર પ્રહાર કર્યો. પછી પર્વત ઉપર વિદ્યુતવડે મેઘની જેમ યક્ષે લોઢાના મોટા મુદ્‌ગરથી આર્યપુત્રપર પ્રહાર કર્યો. એટલે તેમણે ચંદન વૃક્ષને ઉન્મૂલીને તેવડે યક્ષપર પ્રહાર કર્યો, જેથી મુરઝાઇ ગયેલા વૃક્ષની જેમ તે યક્ષ પૃથ્વીપર પડી ગયો. થોડીવારે બેઠા થઈ યક્ષે ક્રોધથી એક શિલાની માફક પર્વતને ઉપાડીને આર્યપુત્રની ઉપર નાખ્યો.

તે ગિરિના પ્રહારથી તમારા મિત્ર ક્ષણવાર સાયંકાલે દ્રહનું જળ જેમ નિશ્ચલ રહે તેમ નેત્રકમળને વીંચી નિશ્ચેતન થઈ ગયા. થોડીવાર પછી સંજ્ઞા મેળવી મેઘને જેમ મહાવાયુ વિખેરી નાખે તેમ તે પર્વતને દૂર કરી નાખીને આર્યપુત્ર પોતાના બાહુથી યુદ્ધ કરવા પ્રવર્ત્યા. પછી દંડ વડે યમરાજની જેમ તમારા મિત્રે ભુજદંડથી તેની ઉપર પ્રહાર કરીને તેના કણ કણ જેવા કટકા કરી નાખ્યા, તથાપિ અમરપણાને લીધે તે યક્ષ મૃત્યુ પામ્યો નહીં. પરંતુ મરવાને ઈચ્છતા ડુક્કરની જેમ મહા આકરી ચીસ પાડીને તે અસિતાક્ષ યક્ષ ત્યાંથી વાયુવેગે નાસી ગયો. તે વખતે રણકૌતુકને જોનારી દેવી અને વિદ્યાધરોની સ્ત્રીઓએ ષટ્ ઋતુઓની લક્ષ્મીની જેવી તમારા મિત્ર ઉપર પુષ્પવૃષ્ટિ કરી.

પછી વીર હૃદયવાળા તે આર્યપુત્ર દિવસના અપરાન્હ કાલે ત્યાંથી ચાલી ઉન્મત્ત હસ્તીની જેમ બાહ્ય ભૂમિમાં આવ્યા. ત્યાં કામદેવને જીવાડવાના ઔષધ જેવા તમારા મિત્રને આ ખેચરકન્યાઓ જે નંદન વનમાંથી ત્યાં આવેલી હતી તેમણે દીઠા. તેઓ તમારા મિત્રને જોઇને મનોહર હાવભાવ કરતી સ્વયંવર માળાની જેવી મદાલસ દૃષ્ટિઓ તેમના પર નાખવા લાગી; તેથી વક્તાઓમાં મુખ્ય એવા આર્યપુત્ર તેમનો ભાવ પ્રગટ કરવાની ઈચ્છાથી તેમની પાસે જઇને અમૃત જેવી મધુર વાણી વડે બોલ્યા—"તમે કયા મહાત્માની કુલભૂષણ પુત્રીઓ છો ? અને શા હેતુવડે તમે આ અરણ્યને અલંકૃત કરેલું છે ?" તેમણે કહ્યું—"હે મહાભાગ ! વિદ્યાધરોના રાજા શ્રીમાન્ ભાનુવેગની અમે આઠ કન્યાઓ છીએ અને અહીંથી નજીક અમારા પિતાની ઉત્તમ નગરી છે, માટે કમલિનીમાં રાજહંસની જેમ તમે વિશ્રાંતિ લેવાને માટે તેને અલંકૃત કરો." આવાં તેમનાં નમ્ર વચનથી તમારા મિત્ર તે નગરીમાં આવ્યા. તે વખતે જાણે સંધ્યાવિધિ કરવા જતો હોય તેમ સૂર્ય પશ્ચિમ સમુદ્રમાં મગ્ન થઈ ગયો. તે આઠ કન્યાઓને માટે વર શોધવાની ચિંતારૂપ શલ્યથી પીડાતા તેમના પિતાને વિશલ્ય કરવાની ઔષધિરૂપ તમારા મિત્રને તે કન્યાઓએ અંતઃપુરના પુરૂષોની સાથે તેમના પિતાની સમીપે મોકલ્યા. તેમને જોઈ ભાનુવેગ વિદ્યાધરે ઉભા થઈ આદર આપીને કહ્યું—"બહુ સારૂં થયું અને આજે અમારૂં ગૃહ પવિત્ર થયું, કે જેથી તમારા જેવા પુણ્યરાશિ પુરૂષ અમારા ભાગ્યવડે અહીં સ્વયમેવ પધાર્યા. તમે આકૃતિથીજ કોઈ મોટા વંશમાં ઉત્પન્ન થયેલા વીર પુરૂષ હો તેમ જણાઓ છો. કેમકે ક્ષીર સાગરમાંથીજ ચંદ્રનો જન્મ હોવો જોઈએ એવું તેની મૂર્ત્તિથીજ અનુમાન કરાય છે. આ કન્યાઓના તમે યોગ્ય વર છો, તેથી હું પ્રાર્થના કરૂં છું કે આ મારી આઠ કન્યાઓનું તમે પાણિગ્રહણ કરો. કારણકે સુવર્ણમાંજ રત્નજડાય છે."

આ પ્રમાણેની ભાનુવેગની પ્રાર્થનાથી આર્યપુત્ર આઠ દિશાઓની લક્ષ્મીની જેવી તે આઠ કન્યાઓને વિધિપૂર્વક પરણ્યા. પછી તેઓની સાથે રતિગૃહમાં જઇને કંકણબંધ સહિત રત્નપલંગપર નિદ્રાસુખ અનુભવવા લાગ્યા. તેવામાં તેમને નિદ્રાથી પરાજિત થયેલા જોઈ અસિતાક્ષ યક્ષે આવી ત્યાંથી ક્ષણવારમાં ઉપાડીને બીજા સ્થાને ફેંકી દીધા.

બલવાનોથી પણ છળ ઘણું બલવાન છે. જાગ્રત થયા પછી કંકણ સહિત પોતાના શરીરને અરણ્યમાં એકાકી ભૂમિપર પડેલુ જોયું એટલે 'આ શું થયું!' એમ તમારા મિત્ર આશ્ચર્ય પામીને વિચારવા લાગ્યા. પછી એકાકીપણે અટવીમાં પૂર્વવત્ અટન કરતાં સાત માલનો અને આકાશ સુધી ઊંચો એક પ્રાસાદ તેમના જોવામાં આવ્યો. 'શું આ કોઇ માયાવીનો માયાવિલાસ હશે?' એમ વિચાર કરતાં આર્યપુત્ર તે પ્રાસાદની નજીક આવ્યા. ત્યાં ટીટોડીની જેમ કરૂણ સ્વરે વનને પણ રૂદન કરાવતું કોઈ સ્ત્રીનું રૂદન તેમના સાંભળવામાં આવ્યું. તે સાંભળીને દયાવીર આર્યપુત્ર નક્ષત્રના વિમાનની ભ્રાંતિ આપતી એ પ્રાસાદની સાતમી ભૂમિકા સુધી ચડ્યા. ત્યાં 'હે કુરૂવંશી સનત્કુમાર! જન્માંતરમાં પણ તમેજ મારા ભર્ત્તા થજો.' આ પ્રમાણે વારંવાર કહેતી અને નેત્રમાં અશ્રુ લાવી નીચું મુખ કરી રહેલી એક લાવણ્યવતી કન્યા તમારા મિત્રના જોવામાં આવી. પોતાનું નામ સાંભળી 'મારી સાથે સંબંધ ધરાવનાર આ કોણ હશે?' એમ શંકા કરતા તે આર્યપુત્ર પ્રત્યક્ષ ઈષ્ટદેવતા હોય તેમ તે સ્ત્રીની આગળ આવીને બોલ્યા—"હે ભદ્રે! તું કોણ છે? તે સનત્કુમાર કોણ છે? તું અહીં કેમ આવી છે? અને તારે શું દુઃખ આવી પડ્યું છે કે જેથી તું તેનું સ્મરણ કરતી રૂદન કરે છે?" આવાં તેમનાં વચનથી તે બાલિકા તત્કાળ હર્ષ પામી અને જાણે અમૃત વર્ષાવતી હોય તેવી મધુર વાણીએ બોલી—"સાકેતપુર નગરના અધિપતિ સુરાષ્ટ્રરાજા અને દેવી ચંદ્રયશાની સુનંદા નામે હું પુત્રી છું; અને કુરૂવંશ રૂપી આકાશમાં સૂર્ય સમાન તેમજ રૂપથી કામદેવનો તિરસ્કાર કરનાર સનત્કુમાર નામે અશ્વસેનરાજાના પુત્ર છે. એ મહાભુજ મનોરથમાત્રવડેજ મારા ભર્ત્તાર થયા છે અને મારા માતાપિતાએ પણ જલ મૂકીને મને તેમનેજ આપી છે. મારો વિવાહ થયા પછી કોઇ એક વિદ્યાધર પરદ્રવ્યનું ચોર હરણ કરે તેમ મને મારા સ્થાનમાંથી ઉપાડીને અહીં લઇ આવ્યો છે. અહીં આવી, આ પ્રાસાદ વિકુર્વી, મને અહીં મૂકીને તે વિદ્યાધર કોઈ ઠેકાણે ચાલ્યો ગયો છે. હવે આગળ શું થશે તે હું જાણતી નથી." આર્યપુત્રે કહ્યુ—"અરે ભીરૂલોચના! હવે તું બીહીશ નહીં; જેનું તું સ્મરણ કરે છે તેજ હું કુરૂવંશી સનત્કુમાર છું." તે બોલી—"હે દેવ! તમે ચિરકાળે મારા દૃષ્ટિમાર્ગે આવ્યા છો. દૈવે મને આજે સુસ્વપ્નની જેમ તમારૂ દર્શન કરાવ્યું છે."

આ પ્રમાણે તે બંને વાર્ત્તાલાપ કરતા હતા તેવામાં ક્રોધથી રાતા નેત્રવાળો વજ્રવેગ નામે વિદ્યાધર વજ્રની જેવા વેગથી ત્યાં આવી પહોંચ્યો. તત્કાળ તે વિદ્યાધરે આર્યપુત્રને ઉપાડી ઉછળતા ખેચરના ભ્રમને આપે તેવી રીતે આકાશમાં ઉછાળ્યા. તે વખતે "હા નાથ! દૈવે મને મારી નાખી" એમ બોલતી તે બાળા સડી ગયેલા પાંદડા પેઠે પૃથ્વીપર પડી ગઈ; તેવામાં તો તત્કાળ આર્યપુત્રે ક્રોધ કરી વજ્રજેવા પરાક્રમથી મસ્તકની ઉપર મુષ્ટિ મારે તેમ મુષ્ટિપ્રહારવડે તે દુરાશય વજ્રવેગને મારી નાખ્યો; અને ચંદ્રની જેમ નેત્રરૂપ કુમુદને આનંદ આપતા આર્યપુત્ર કિંચિત્ પણ અંગભંગ વગર તે બા-

લાની પાસે આવ્યા. પછી તેને આશ્વાસન આપી એ બુદ્ધિમાન વીરે તરતજ તેની સાથે પાણિગ્રહણ કર્યું; તે વખતે નિમિત્તીઆઓએ 'આ સ્ત્રીરત્ન થશે' એવી સૂચના કરી.

તેવામાં વજ્રવેગની વંધ્યાવળી નામે એક સહોદર બેન પોતાના ભાઈના વધથી કોપ કરીને ત્યાં આવી, પણ 'જે તારા ભાઇનો વધ કરશે તે તારો ભર્ત્તા થશે' એવું જ્ઞાનીઓનું વચન સ્મરણ કરીને તે ક્ષણવારમાં શાંત થઈ ગઈ. "પોતાનો લાભ કયા કાર્યથી ન વધે? બધાથી વધી પડે." પછી જાણે બીજી જયલક્ષ્મી હોય તેમ સ્વયંવરમાં પરાયણ એવી તે કુમારીકા આર્યપુત્રને પતિ કરવાની ઇચ્છાએ ત્યાં ઉભી રહી. તેથી આનંદ પામીને સુનંદાએ આર્યપુત્રને કહ્યું, એટલે તમારા મિત્ર એ રાગી બાળાને ગાંધર્વ વિવાહથી ત્યાં તરતજ પરણ્યા. તે વખતેજ ત્યાં કોઈ બે વિદ્યાધરોએ આવી અશ્વસેનના કુમારને બખ્તર સહિત મહારથ આપીને કહ્યું કે "સર્પને ગરૂડ મારે તેમ તમે વજ્રવેગને મારી નાખ્યો, તે ખબર સાંભળીને તેનો પિતા અશનિવેગ કે જે દિગ્ગજના જેવા પરાક્રમવાળો અને સર્વ વિદ્યાધરોનો રાજા છે તે વિદ્યાધરોના સૈન્યથી દિશાઓને આચ્છાદન કરતો, ક્રોધ રૂપી ક્ષાર જલનો સાગર થઈને તમારી સાથે યુદ્ધ કરવાને માટે આવે છે. તેથી અમારા પિતા ચંદ્રવેગ અને ભાનુવેગે પ્રેરેલા અમે બંને તમારા શ્વસુર પક્ષના સબંધી હોવાથી તમને સહાય કરવાને અહીં આવ્યા છીએ. અમારા પિતાએ આ ઇંદ્રરથ જેવો રથ અને કવચ મોકલાવ્યાં છે, તે લઈને શત્રુના સૈન્યનો વિજય કરો. અમારા પિતા ચંદ્રવેગ અને ભાનુવેગ પણ પવન સરખા વેગવાળા વાહનોમાં બેસી સેના સહિત હમણાંજ સહાય કરવા આવશે તેમ જાણજો; અને અમને બનેને તેમની બીજી મૂર્ત્તિઓજ છીએ એમ સમજજો. આમ વાત કરે છે તેવામાં તો જાણે પૂર્વ અને પશ્ચિમના બે સમુદ્ર હોય તેમ ચંદ્રવેગ અને ભાનુવેગ મોટી સેના લઈને ત્યાં આવી પહોંચ્યા. તે વખતે આકાશ માર્ગે આવતા અશનિવેગના સૈન્યનો પુષ્કરાવર્ત્ત મેઘની જેવો મોટો કોલાહલ થઈ રહ્યો. તે સમયે વંધ્યાવળીએ આર્યપુત્રને પ્રજ્ઞપ્તિ નામે વિદ્યા આપી. કારણકે સ્ત્રીઓ ભર્ત્તારને વશ હોય છે. આર્યપુત્ર પણ તૈયાર થઈ તે રથ ઉપર બેસીને રણ કરવાને ઉત્કંઠિત થઈ ઉભા રહ્યા. કેમકે ક્ષત્રિયોને રણસંગ્રામ પ્રિય હોય છે. શત્રુઓના યશરૂપ ચંદ્રને રાહુરૂપ એવા ચંદ્રવેગ અને ભાનુવેગ વિગેરે વિદ્યાધરો પોતપોતાના સૈન્યથી આર્યપુત્રની ફરતા ફરી વળ્યા. એટલામાં તો 'પકડો, પકડો, મારો, મારો' એમ બોલતા બોલતા અશનિવેગના સૈનિકો અતિ વેગથી ત્યાં આવી પહોંચ્યા; તરતજ દીનતા રહિત બનેના સૈનિકો યુદ્ધ કરવા લાગ્યા અને કુકડાની જેમ ક્રોધથી ઉછળી ઉછળીને પ્રહાર કરવા લાગ્યા. તે વખતે તેમના સિંહનાદો શિવાય બીજું કાંઈપણ સાંભળવામાં આવતું નહોતું અને પ્રદીપ્ત આ યુદ્ધ શિવાય બીજું કાંઈ જોવામાં પણ આવતું નહોતું. યુદ્ધકળાને જાણનારા તે વીરો હસ્તીની જેમ સામા આવી, પાછા ખસી, વારંવાર પ્રહાર કરતા હતા અને પ્રહારોને ઝીલતા હતા. એ પ્રમાણે ચિરકાળ યુદ્ધ કરીને જ્યારે બંનેના સૈનિકો ભગ્ન થઇ ગયા, ત્યારે અશનિવેગ પવનવેગી રથમાં

બેસીને સામો આવ્યો. 'અરે! યમદ્વારનો નવીન અતિથિ અને મારા પુત્ર વજ્રવેગનો શત્રુ ક્યાં છે?' આ પ્રમાણે આક્ષેપ કરીને બોલતાં તેણે ધનુષ્ય ઉપર પણચ ચડાવી. તેજ વખતે 'યમરાજના દ્વારનો નવો અતિથિ અને તારા પુત્ર વજ્રવેગનો શત્રુ હું આ રહ્યો.' આ પ્રમાણે કહીને આર્યપુત્રે પણ ધનુષ્યને પણચ સહિત કર્યું. પ્રથમ મોટા પરાક્રમવાળા તે બંને વીરોનું સૂર્યના કિરણોને આચ્છાદન કરનારૂં બાણયુદ્ધ ચાલ્યું. પછી તે આર્યપુત્ર અને વિદ્યાધરપતિએ પરસ્પરને મારવામાં તત્પર થઈ ગદા વિગેરે અસ્ત્રોથી યુદ્ધ કર્યું, પણ પરસ્પર પરાજય પામ્યા નહીં. પછી તેઓ સર્પ ને ગારૂડ, આગ્નેય અને વારૂણ વિગેરે એક બીજાને બાધ કરનારાં દિવ્ય અસ્ત્રોવડે પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. ધનુષ્યનું આસ્ફાલન કરી બાણને છોડતા વિદ્યાધરપતિના ધનુષ્યની જીવા (પણછ)ને જીવની જેમ આર્યપુત્રે એક બાણથી છેદી નાખી, પછી મંડલાગ્રને આકર્ષીને દોડતા એવા અશનિવેગની અર્ધ [ એક ] ભુજાને અશ્વસેનના પુત્રે અર્ધ યશની જેમ છેદી નાખી, તે છતાં પણ જેનો એક દાંત ભંગ થયો હોય તેવા હાથીની જેમ અને એક દાઢે ભગ્ન થયેલા સિંહની જેમ એક ભુજદંડ જેનો છેદાયો છે એવો તે ક્રોધથી આર્યપુત્ર ઉપર દોડચો. તેથી દાંતવડે અધરને ડંશીને પ્રહાર કરવાને દોડ્યા આવતા તે અશનિવેગના મસ્તકને મારા પતિએ તેજ વખતે વિદ્યાએ અર્પેલા ચક્રવડે છેદી નાખ્યું. તત્કાળ અશનિવેગની રાજ્યલક્ષ્મી મારા પતિને પ્રાપ્ત થઈ. કારણકે **પરાક્રમી પુરૂષોજ લક્ષ્મીનું સ્થાન છે.** પછી અશ્વસેનના કુમાર, ચંદ્રવેગાદિક વિદ્યાધરોના સ્વામીઓ સાથે નિઃશંકપણે વૈતાઢ્ય ગિરિએ ગયા. ત્યાં સેવકપણાને પ્રાપ્ત થયેલા વિદ્યાધરપતિઓએ તમારા મિત્રને સર્વ વિદ્યાધરોના મહારાજાપણાનો અભિષેક કર્યો; અને નંદીશ્વર દ્વીપે ઇંદ્ર કરે તેમ તેણે શાશ્વત અર્હંત પ્રતિમાઓનો અતુલ સમૃદ્ધિથી ત્યાં અષ્ટાહ્નિકોત્સવ કર્યો.

એક વખતે વિદ્યાધરશિરોમણિ મારા પિતા ચંદ્રવેગે આર્યપુત્રને વિનય પૂર્વક કહ્યું કે "પૂર્વે એક સમયે જ્ઞાનના સમુદ્ર અને અપૂર્વ મહિમાવાળા એક ઉત્તમ મુનિ મારા જોવામાં આવતાં મેં તેમને પૂછ્યું હતું કે આ મારી પુત્રીઓનો સ્વામી કોણ થશે? એટલે તેઓ બોલ્યા કે 'આ બકુલમતિ વિગેરે તમારી સો કન્યાઓને **સનત્કુમાર** નામના ચોથા ચક્રવર્તી પરણશે.' ત્યારથી 'આ કન્યાઓ આપવાને તેની પાસે કેમ જવાય અને પ્રાર્થના પણ શી રીતે કરાય' એ પ્રકારે હું ચિંતા કર્યા કરતો હતો તેવામાં તો મારા ભાગ્યયોગે તમે અહીંજ આવ્યા છો, તેથી હે સ્વામી! હવે પ્રસન્ન થાઓ, અને આ કન્યાઓને પરણો." **મોટા પુરૂષોની યાચના અને મહર્ષિનું વચન સફળજ થાય છે.** આ પ્રમાણે મારા પિતાએ પ્રાર્થના કરવાથી અર્થીજનને ચિંતામણિરૂપ તમારા મિત્ર હું વિગેરે સો કન્યાઓને પરણ્યા. ત્યારથી કોઈવાર મધુર સંગીતથી, કોઇવાર ઉત્તમ નાટકો જોવાથી, કોઇવાર શ્રેષ્ઠ આખ્યાનો સાંભળવાથી, કોઈવાર સુંદર ચિત્રો જોવાથી,

કોઈવાર દિવ્ય વાપીકાઓમાં જલક્રીડાના મહોત્સવથી, કોઈવાર ઉદ્યાનમાં પુષ્પ ચુંટવાની ગમ્મતથી અને કોઈવાર તેવી બીજી કોઇ ક્રીડાઓ કરતાં, વિદ્યાધરીઓથી વીંટાઈને તમારા મિત્ર સુખે કાલ નિર્ગમન કરવા લાગ્યા. આજે ક્રીડા કરવાને માટે તમારા મિત્ર હમણાજ અહીં આવેલ છે તેવામાં તો તમે આવી મળ્યાથી દુર્દૈવનો મનોરથ વિનાશ પામ્યો અને તમારા મિત્ર હર્ષ પામ્યા."

આ પ્રમાણે બકુલમતિ કહેતી હતી, તેવામાં જલના દ્રહમાંથી જેમ હસ્તી નીકળે, તેમ સનત્કુમાર રતિગૃહમાંથી બહાર નીકળ્યા. વિદ્યાધરોથી વીંટાયેલા તે મહેંદ્રસિંહની સાથે મેરૂઉપર ઇંદ્ર જાય તેમ વૈતાઢ્ય ગિરિપર ગયા. ત્યાં મોટી સમૃદ્ધિવડે કેટલોક કાળ નિર્ગમન કર્યો પછી એક વખતે મહેંદ્રસિંહે આ પ્રમાણે યોગ્ય વિજ્ઞપ્તિ કરી—"હે સ્વામી! તમારી આ સમૃદ્ધિ જોઈને મારૂં મન ઘણું હર્ષ પામે છે પણ તમારા વિયોગથી પીડિત માતાપિતા જ્યારે સાંભરે છે ત્યારે તે વિશેષ ખેદ પામે છે. હું ધારૂંછું કે તે પુત્રવત્સલ માતાપિતા 'આ સનત્કુમાર, આ મહેંદ્ર' એવી રીતે સર્વ વિશ્વને તન્મય રૂપેજ જોતા હશે. માટે હવે પ્રસન્ન થઈને હસ્તીનાપુર ચાલો અને સમુદ્રને જેમ ચંદ્ર આનંદ પમાડે તેમ તમે પિતૃજનને આનંદ પમાડો."

મહેંદ્રસિંહનાં આવાં વચન સાંભળી તે તત્કાળ પિતા પાસે જવાને ઉત્કંઠિત થયા. એટલે સેના સહિત સેંકડો વિદ્યાધરપતિઓથી વીંટાયેલા અને પ્રકાશમાન વિમાનોથી આકાશને સેંકડો સૂર્યવાળું કરતા સનત્કુમાર હસ્તીનાપુર તરફ ચાલ્યા. તે વખતે કેટલાએક વિદ્યાધરો તેમનીપર છત્ર ધરતા હતા, કોઇ ચામર ઢોળતા હતા, કોઈ પાદુકા ઉપાડતા હતા, કોઇએ પંખા લીધા હતા, કોઈએ છડી ગ્રહી હતી, કોઈએ તાંબૂલકરંડ હાથમાં રાખ્યા હતા, કોઈ માર્ગ બતાવતા હતા, કોઈ વિનોદ બતાવતા હતા, કોઇ ગુણસ્તુતિ કરતા હતા, કોઈ તેમની આસપાસ હાથી ઉપર બેસીને ચાલતા હતા, કોઈ અશ્વારૂઢ થઈ ફરતા હતા, કોઈ રથ ઉપર ચઢ્યા હતા અને કોઈ પગે ચાલતા હતા—આ પ્રમાણે સર્વ પરિવાર લઈ શત્રુ રૂપી પર્વતને વજ્ર સમાન એવા સનત્કુમાર સ્ત્રીઓ અને મિત્રો સહિત હસ્તીનાપુર આવ્યા. ગ્રીષ્મના તાપથી પીડિતને મેઘની જેમ સનત્કુમારે પોતાના દર્શનથી દુઃખાર્ત્ત માતાપિતાને અને નગરજનોને આનંદિત કર્યા. તેજ વખતે મનમાં પ્રસન્ન થયેલા અશ્વસેન રાજાએ પોતાના રાજ્ય ઉપર સનત્કુમારને અને તેના સેનાપતિ તરીકે મહેંદ્રસિંહને સ્થાપિત કર્યો; અને પછી શ્રી ધર્મનાથ તીર્થંકરના તીર્થના કોઈ સ્થવિર મુનિની પાસે દીક્ષા લઇને અશ્વસેન રાજાએ પોતાનો સ્વાર્થ સાધ્યો.

રાજ્યને નીતિથી પાલન કરતા સનત્કુમારને અનુક્રમે ચક્ર વિગેરે ચૌદ મહારત્નો પ્રાપ્ત થયા. પછી તેણે ચક્રના માર્ગને અનુસરીને ષટ્ખંડ ભરતક્ષેત્ર અને નૈસર્પ વિગેરે નવ નિધિ સાધ્યા; અને એક હજાર વર્ષે ભરતક્ષેત્રને સાધીને હસ્તીરત્નપર આરૂઢ થઈ હસ્તીનાપુરમાં પ્રવેશ કર્યો. નગરમાં પેસતાં એ મહાત્માને અવધિજ્ઞાનવડે સૌધર્મ

ઇંદ્રે સૌહૃદપણાવડે જાણે સાક્ષાત્ પોતેજ હોય તેમ જોયા. 'પૂર્વ જન્મમાં આ સૌધર્મેંદ્ર હતા, તેથી તે મારા બંધુ છે' એવું વિચારી ઇંદ્રે સ્નેહવશ થઈને કુબેરને આ પ્રમાણે આજ્ઞા કરી કે "કુરૂવંશ રૂપી સાગરમાં ચંદ્રરૂપ અને અશ્વસેન રાજાના પુત્ર આ સનત્કુમાર ચક્રવર્ત્તી છે તે મહાત્મા મારે બંધુવત્ છે. તે ષટ્ખંડ ભરતને સાધી આજે પોતાના નગરમાં પ્રવેશ કરે છે, માટે તમે જાઓ અને તેમને ચક્રીપણાનો અભિષેક કરો." આ પ્રમાણે કહી ઇંદ્રે સનત્કુમારને માટે હાર, ચંદ્રમાળા, છત્ર, બે ચામર, મુગટ, બે કુંડળ, બે દેવ દૃષ્ય અને પ્રકાશમાન સિંહાસન, બે પાદુકા અને પાદપીઠ કુબેરને અર્પણ કર્યા તથા તિલોત્તમા, ઉર્વશી, મેના, રંભા, તુંબરૂ અને નારદને તથા તે શિવાય બીજાઓને ઇંદ્રે ચક્રવર્ત્તીના અભિષેકમહોત્સવમાં જવા માટે આજ્ઞા કરી. આ પ્રમાણે આજ્ઞા થતાં તરતજ કુબેર તેઓની સાથે હસ્તીનાપુરમાં આવ્યા અને ઈંદ્રનો સંદેશો સનત્કુમારને કહ્યો. પછી સનત્કુમારની આજ્ઞા લઈને કુબેરે એક ક્ષણમાં રોહણ ગિરિના તટ જેવી એક યોજનના વિસ્તારવાળી માણિક્યમય પીઠ વિકુર્વી, તેની ઉપર દિવ્ય મંડપ રચીને તેના મધ્યમાં મણિપીઠ બાંધી અને તેની ઉપર એક સિંહાસન રચ્યું; કુબેરના આદેશથી દેવતાઓ ક્ષીર સમુદ્રનું જલ લાવ્યા અને સર્વ રાજાઓ અમૂલ્ય ગંધ માલ્યાદિ લાવ્યા. પછી કુબેરે વિજ્ઞપ્તિ કરીને ચક્રવર્ત્તિને તે ઉત્તમ સિંહાસનપર બેસાર્યા અને ઇંદ્રે આપેલી ભેટો અર્પણ કરી. ઇંદ્રના સામાનિક દેવો વિગેરે પરિવારની જેમ સનત્કુમારનો સામંતાદિ પરિવાર મણિપીઠની ઉપર યોગ્ય સ્થાને બેઠો. પછી દેવતાઓએ નાભિરાજાના પુત્ર ઋષભદેવ ભગવાનની જેમ સનત્કુમારને પવિત્ર જલવડે ચક્રવર્ત્તીપણાનો અભિષેક કર્યો. તે વખતે તુંબુરૂ પ્રમુખ ગાયકોએ મંગલ ગીત આરંભ્યાં, દેવતાઓએ પટહાદિક વાજિંત્રો વગાડચાં, રંભા ઉર્વશી વિગેરે નર્ત્તકીઓએ નૃત્ય કર્યું અને ગંધર્વોએ વિચિત્ર પ્રકારનાં નાટકો ભજવી બતાવ્યાં.

આ પ્રમાણે સનત્કુમારને અભિષેક કરીને દેવતાઓએ દિવ્ય વસ્ત્ર, અંગરાગ, નેપથ્ય અને માલાવડે તેમને અલંકૃત કર્યા. પછી હર્ષ પામેલા કુબેરે તેમને મદગંધી ગજરત્ન ઉપર બેસારી હસ્તીનાપુરમાં પ્રવેશ કરાવ્યો અને પોતાની અલકાનગરીની જેમ હસ્તીનાપુરને સમૃદ્ધિથી પૂર્ણ કરી. ત્યાર પછી ચક્રવર્ત્તીએ વિદાય કરેલા કુબેર વિગેરે પોતપોતાને સ્થાનકે ગયા. દેવકૃત અભિષેક થઇ રહ્યા પછી બત્રીશ હજાર મુગટબદ્ધ રાજાઓએ તથા બીજા સામંતાદિકોએ પોતાની સંપત્તિરૂપ વલ્લીમાં નીક રૂપ ચક્રીપણાનો અભિષેક કર્યો. તે અભિષેકના બાર વર્ષ પર્યંત ઉત્સવથી આખું હસ્તીનાપુર બાર વર્ષ સુધી દંડ, દાણ અને રાજસુભટોના પ્રવેશથી રહિત થયું. કર વિગેરેથી જરાપણ નહીં પીડતા એવા અને ઋદ્ધિમાં ઇંદ્ર સમાન એવા સનત્કુમારે પોતાની પ્રજાનું પિતાની જેમ પાલન કર્યું. આ ત્રણ જગત્માં તેના જેવો પ્રતાપવાન અને અપ્રતિમ રૂપવંત કોઈ બીજો થયો નથી.

એક વખત સુધર્મા સભામાં રત્નમય સિંહાસનપર બેસી શક્ર ઇંદ્ર સૈદામની નામે નાટક કરાવતો હતો. તે વખતે સર્વેના રૂપને પરાભવ કરનારા એવા પોતાના નિર્દોષ રૂપથી પર્ષદામાં બેઠેલા દેવતાઓને વિસ્મય કરતો અને દેહની પ્રભાથી તે સ્વર્ગના વાસી સર્વ દેવોના તેજને ઢાંકી દેતો સંગમ નામે કોઈ દેવ ઈશાન કલ્પથી કાંઈ કાર્ય પ્રસંગે ત્યાં આવ્યો. ક્ષણવારે તેના ગયા પછી દેવતાઓએ શક્ર ઇંદ્રને પૂછ્યું-'આ દેવને આવું લોકોત્તર તેજ અને આવું અનુપમ રૂપ કેમ પ્રાપ્ત થયું હશે?' શક્રેંદ્ર બોલ્યા-'તેણે પૂર્વ જન્મમાં આચામ્લ વર્દ્ધમાન તપ કરેલું છે, તેથી તેને આવું રૂપ અને તેજ પ્રાપ્ત થયું છે.' દેવતાઓએ ફરીવાર પૂછ્યું-'આના જેવો કોઈ બીજો પુરૂષ આ જગત્માં હશે?' સૌધર્મપતિ બોલ્યા-'કુરૂવંશમાં શિરોમણિ સનત્કુમાર ચક્રવર્ત્તીનું જેવું રૂપ છે તેવું રૂપ કોઈ બીજે ઠેકાણે દેવમાં કે મનુષ્યમાં નથી.' તે સાંભળી વિજય અને વૈજયંત નામના બે દેવતાને તે રૂપની પ્રશંસાપર શ્રદ્ધા નહીં આવવાથી તેઓ પૃથ્વીપર આવ્યા અને તેમનું રૂપ જોવાને માટે તેઓ બ્રાહ્મણનું રૂપ ધરીને રાજદ્વારમાં આવી દ્વારપાલોની પાસે ઉભા રહ્યા. તે વખતે સનત્કુમાર સર્વ વેશ ઉતારી અંગપર અભ્યંગ કરાવી સ્નાન કરવાનો આરંભ કરતા હતા. તે સમયે દ્વારપાલે આવી દ્વાર ઉપર રહેલા તે બે બ્રાહ્મણોની ખબર આપી. એટલે ન્યાયવર્ત્તી ચક્રવર્તીએ તે વખતે પણ તેમને પ્રવેશ કરવાની આજ્ઞા આપી. તેઓ ત્યાં આવી રાજાને જોઈ મનમાં વિસ્મય પામી મસ્તકને ધુણાવી ચિંતવવા લાગ્યા-"અહો! શું સુંદર સ્વરૂપ છે! આનું લલાટ તો અષ્ટમીના ચંદ્રનો તિરસ્કાર કરે છે. નીલકમલની કાંતિને જીતનારાં નેત્રો કાન સુધી વિશ્રાંત થયાં છે. અધર પાકેલા બિંબફલની કાંતિનો પરાભવ કરે છે. કાન છીપની શોભાને લજાવે છે. કંઠ પાંચજન્ય શંખને જીતે છે. ભુજાઓ હસ્તીની સુંઢનો તિરસ્કાર કરે છે. ઉરસ્થળ સુવર્ણગિરિની શિલાની લક્ષ્મીને લુટે છે. મધ્ય કટીભાગ કેશરીસિંહના કુમારના ઉદર જેવો છે. વિશેષ શું કહેવું! એના સર્વ અંગની શોભા વાણીથી અગોચર છે. અહા! લાવણ્ય સરિતાનું પૂર કેવું ઉછળે છે કે જેથી ચંદ્રિકામાં તારાની કાંતિની જેમ શરીરપર કરેલુ અભ્યંગ તો કાંઈ જણાતું પણ નથી. જેવું ઇંદ્રે વર્ણન કર્યું તેવુંજ રૂપ છે તેમાં જરાપણ ફેર નથી. કેમકે મહાત્માઓ કદિપણ મિથ્યા ભાષણ કરતા નથી."

સનત્કુમારે પૂછ્યું-"હે ઉત્તમ દ્વિજો! તમે અહીં શા માટે આવ્યા છો?" તેઓ બોલ્યા-"હે નરકેશરી! આ સચરાચર જગત્માં લોકોત્તર ચમત્કારી તમારૂ રૂપ ગવાય છે; તેથી હે પૃથ્વીંદ્ર! દૂરથી તે હકીકત સાંભળી અમને કૌતુક થવાથી તે જોવાને અમે અહીં આવ્યા છીએ. હે રાજા! લોકોમાં તમારા રૂપનું અદ્ભુત વર્ણન અમારા સાંભળવામાં આવ્યું હતુ, તેનાથી પણ અહીંતો વિશેષ જોવામાં આવે છે." તે સાંભળી સ્મિત હાસ્યથી અધરને વ્યાપ્ત કરતા સનત્કુમાર બોલ્યા-"દ્વિજવરો! અત્યારે મારૂ અંગ અભ્યંગથી વ્યાપ્ત છે, તેથી અત્યારે તો તમને થોડી કાંતિ જણાય છે. પરંતુ ક્ષણવાર

એક તરફ ઉભા રહી રાહ જુઓ. મારે સ્નાન કરવાનો સમય છે તે થઈ રહ્યા પછી વિચિત્ર વેશ અને ઘણા આભૂષણોથી જ્યારે હું મારા શરીરને શણગારીશ ત્યાર પછી તે રત્ન સહિત કાંચન જેવું તમારા જોવામાં આવશે." આ પ્રમાણે કહી રાજા સ્નાન કરી, ઉત્તમ વેશ અને આભૂષણ પહેરી ગગન પર સૂર્યની જેમ મોટા આડંબરથી સભામાં આવીને બેઠા. પછી રાજાની આજ્ઞા થતાં તે બંને બ્રાહ્મણ રાજાની પાસે આવ્યા. તે વખત તેમનું વિકૃત થયેલું રૂપ જોઈ ખેદ પામીને તેઓ વિચાર કરવા લાગ્યા—"અહા ક્ષણવારમાં તે રૂપ, તે કાંતિ અને તે લાવણ્ય ક્યાં ચાલ્યું ગયુ! અથવા મનુષ્યોને સર્વ ક્ષણિકજ હોય છે." એ પ્રમાણે તેમને ખેદ પામતા જોઈ રાજાએ પૂછ્યું—"પ્રથમ મને જોઇને ખુશી થયા હતા અને અધુના અકસ્માત ખેદથી મલિન મુખવાળા કેમ થઇ ગયા છો?" તે વખત તે વિપ્રોએ અમૃત જેવી મધુર વાણીએ કહ્યું—"હે મહાભાગ! અમે સૌધર્મ દેવલોકના નિવાસી દેવતા છીએ. ત્યાં દેવતાઓની સભામાં શક્રેંદ્રે તમારા રૂપનું વર્ણન કર્યું, તે વાતપર અમને શ્રદ્ધા ન આવી, તેથી મનુષ્ય રૂપે અમે નજરે જોવાને અહીં આવ્યા; ત્યાં પ્રથમ તો ઇંદ્રે જેવું કહ્યું હતું તેવું જ રૂપ અમારા જોવામાં આવ્યું; પણ અત્યારે જાણે તદ્દન જુદુંજ હોય તેવું રૂપ જણાય છે. કેમકે અત્યારે તો નિઃશ્વાસોથી દર્પણની જેમ, કાંતિના સર્વસ્વને ચોરનારા વ્યાધિઓથી તમારો દેહ સર્વત્ર ઘેરાયેલો લાગે છે, તેથી તે ઘણો વિરૂપ થયેલો છે." આ પ્રમાણે કહી તે દેવતાઓ તરતજ અંતર્ધાન થઈ ગયા. પણ તેનાં વચનો સાંભળતાંજ રાજાએ બરફથી ગ્રસ્ત થયેલા વૃક્ષની જેમ પોતાનું શરીર કાંતિ રહિત અવલોક્યું. તે વિચાર કરવા લાગ્યો કે "રોગના સ્થાનરૂપ આ શરીરને ધિક્કાર છે! તુચ્છબુદ્ધિવાળા મુગ્ધજનો તેની ઉપર ફોગટ મૂર્છા રાખે છે. આ શરીર અંદરથી ઉત્પન્ન થતા વિવિધ વ્યાધિઓવડે દારૂણ ઉદ્દેહીના કીડાથી કાષ્ઠની જેમ વિદીર્ણ થઈ જાય છે. વડના ફલની જેમ કદિ તે બહારથી રૂચિકર હોય, તથાપિ અંદર કીડાઓથી આકુલ હોય છે. મોટા સરોવરના જલને સેવાળની જેમ રોગ શરીરની રૂપસંપત્તિને તત્કાળ બગાડી નાખે છે. શરીર શિથિલ થાય છે પણ આશા શિથિલ થતી નથી, રૂપ ચાલ્યું જાય છે પણ પાપબુદ્ધિ જતી નથી; જરા સ્ફુરે છે પણ જ્ઞાન સ્ફુરતું નથી—તેવા પ્રાણીઓના સ્વરૂપને ધિક્કાર છે! આ સંસારમાં રૂપ, લાવણ્ય, કાંતિ, શરીર અને દ્રવ્ય તે સર્વ કુશાગ્ર પર રહેલા જલબિંદુની જેમ ચપલ છે, તેથી આજકાલ વિનાશ પામનારા શરીરથી સકામ નિર્જરાને કરનાર તપ કરવો તેજ તેનું મોટું ફલ અને સાર છે." આ પ્રમાણે વૈરાગ્યભાવના પ્રાપ્ત થવાથી સનત્કુમાર ચક્રીએ તરતજ દીક્ષા લેવાની ઈચ્છા કરી અને તત્કાળ પોતાના પુત્રને રાજ્યપર બેસાર્યો. પછી પોતે ઉદ્યાનમાં જઇ વિનયંધર સૂરિની પાસે વિનય પૂર્વક સર્વ સાવદ્ય વિરતિ (ચારિત્ર) તથા પ્રધાન એવું તપ ગ્રહણ કર્યું.

મહાવ્રત ધારી, ઉત્તર ગુણને ધારણ કરનાર, ગામે ગામ વિહાર કરનાર અને સમતામાં એકાગ્ર ચિત્તવાળા એ સનત્કુમાર મુનિની પછવાડે, મહાયૂથપતિ હાથીની પાછલ હા-

થીના વૃંદની જેમ ગાઢ અનુરાગના બંધથી સર્વ પરિવાર ચાલ્યો. પરંતુ કષાય રહિત, ઉદાસી, મમતાત્યાગી અને પરિગ્રહ વર્જિત તે રાજમુનિની છ માસ સુધી ઉપાસના કરીને અંતે સર્વ પરિવાર પાછો વળ્યો. એકદા છઠને પારણે તે મુનિ ગોચરી લેવા કોઇના ઘરમાં ગયા; ત્યાં બકરીની છાશ અને ચીનકકુર[1] મળ્યા તેનો તેઓએ આહાર કરી લીધો. ફરીવાર પણ છઠ કરીને તેવી રીતેજ પારણું કર્યું તેથી જાણે વ્યાધિના દોહદ પૂરા થયા હોય તેમ તેમના શરીરમાં વ્યાધિઓ વૃદ્ધિ પામ્યા. ખસ, શોષ, સોઝા, શ્વાસ, અરૂચિ, ઉદરપીડા અને નેત્રપીડા એ સાત વ્યાધિઓને તે પુણ્યાત્માએ સમતાભાવે સાતસો વર્ષ સુધી સહન કર્યા. તે અને બીજા પણ દુઃસહ પરીસહોને સહન કરતાં છતાં ઉપાય કરવામાં તદ્દન અપેક્ષા રહિત એ મહાત્માને અનેક લબ્ધિઓ પ્રાપ્ત થઈ. તેમાં મુખ્ય કફ, વિપ્રુષ, જલ, મલ, વિષ્ટા, આમર્શ અને બીજું સર્વ ઔષધીમય થવા રૂપ સાત લબ્ધિઓ હતી.

તે સમયે હૃદયમાં ચમત્કાર પામી ઇંદ્રે દેવતાઓની પાસે તેમની પ્રશંસા કરવા માંડી–'અહા! બલતા ઘાસના પુલાની જેમ ચક્રવર્તીની લક્ષ્મીને છોડી દઇને આ સનત્કુમાર દુસ્તપ તપ કરે છે. તપના પ્રભાવથી તેમને સર્વ લબ્ધિઓ પ્રાપ્ત થઈ છે, છતાં પણ શરીરમાં અપેક્ષા રહિત આ મહાત્મા પોતાના રોગોની પણ ચિકિત્સા કરતા નથી.' ઇંદ્રે કરેલી આવી પ્રશંસા સાંભળીને વિજય અને વૈજયંત દેવને તેપર શ્રદ્ધા આવી નહીં, તેથી તેઓ વૈદ્યનું રૂપ કરી સનત્કુમારની સમીપે આવ્યા. તેઓ બોલ્યા–"મહાભાગ! શા માટે રોગથી પરિતાપ પામો છો? અમે બંને વૈદ્ય છીએ, અને પોતાનાજ ઔષધોથી સર્વની ઉત્તમ રીતે ચિકિત્સા કરીએ છીએ. તમારૂ શરીર રોગથી ગ્રસ્ત છે, તેથી જો આપની આજ્ઞા હોય તો તમારા વૃદ્ધિ પામેલા રોગનો અમે નિગ્રહ કરીએ." તેમનું આવું કથન સાંભળી મહા તપસ્વી સનત્કુમાર બોલ્યા–"અરે વૈદ્યો! પ્રાણીઓના શરીરમાં દ્રવ્યરોગ અને ભાવરોગ એમ બે પ્રકારના રોગ હોય છે. ક્રોધ, માન, માયા અને લોભ–એ પ્રાણીઓના ભાવ રોગ છે. તેઓ જન્માંતરમાં પણ પ્રાણીની પાછળ જનારા અને અનંત દુઃખના આપનારા છે, તેથી તે રોગની ચિકિત્સા કરવાને જો તમે સમર્થ હો તો ચિકિત્સા કરો. અને જો દ્રવ્યરોગની ચિકિત્સા કરતા હો તો આ તરફ જુવો"–આ પ્રમાણે કહીને તેમણે ગલત પતથી શીર્ણ થઇ ગયેલી પોતાની આંગળીને પોતાના કફના બિંદુથી લિપી એટલે તત્કાલ તે સુવર્ણ જેવી થઇ ગઇ! સુવર્ણ શલાકાની પેઠે પ્રકાશમાન તે અંગુલીને જોઈ તેઓ તેમના ચરણમાં પડચા. અને બોલ્યા-"પ્રથમ વિપ્ર રૂપે આવીને જે બે દેવતા તમારૂ રૂપ જોઈ ગયા હતા તેજ અમે બંને દેવતાઓ આજે વૈદ્ય થઇને આવ્યા છીએ. લબ્ધિ પ્રાપ્ત થયા છતાં પણ સનત્કુમાર ભગવાન વ્યાધિની બાધાને સહન કરીને તપ કરે છે, આ પ્રમાણે ઇંદ્રે તમારી પ્રશંસા

૧ ધાન્ય વિશેષ–તુચ્છ ધાન્ય.

કરી તે સાંભળી અમોએ અહીં આવી પ્રત્યક્ષ રીતે પરીક્ષા કરી." આ પ્રમાણે કહી, પ્રણામ કરી તે બંને દેવ અંતર્ધાન થયા. અર્ધ લાખ વર્ષ કુમારવયમાં, અર્ધ લાખ વર્ષ માંડલિકપણામાં, દશ હજાર વર્ષ દિગ્વિજયમાં, નેવું હજાર વર્ષ ચક્રવર્તીપણામાં અને લાખ વર્ષ વ્રતમાં–એમ સર્વ મળીને ત્રણ લાખ વર્ષનું આયુષ્ય–ચોથા ચક્રવર્તી સનત્કુમારે ભોગવ્યું. પોતાનો અવસાનસમય જાણવામાં આવતાં અનશનવ્રત ગ્રહણ કરી અને ત્રણ લાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી એ સનત્કુમાર ચક્રવર્તી પંચ પરમેષ્ટીનું ધ્યાન ધરતા કાલધર્મ પામી સનત્કુમાર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते
महाकाव्ये चतुर्थपर्वणि सनत्कुमारचरित
वर्णनो नाम सप्तमः सर्गः समाप्तः ॥



श्रीसंभवप्रभृतितीर्थकृतां तृतीये
ऽष्टानां चरित्रमदपर्ववरेऽष्ट सर्गे ।
ध्येयं पद्मस्यमिव वारिरुहेऽष्टपत्रे
ऽनुध्यायतो भवति सिद्धिरवश्यमेव ॥ १ ॥

॥ समाप्तं चेदं चतुर्थं पर्व ॥



॥ श्रीमद्र्हते नमः ॥

# श्री त्रिषष्टि शलाका पुरुष चरित्र.

## શ્રી શાંતિનાથ ચરિત્ર.

### પર્વ ૫ મું.

### सर्ग १ लो.

સર્વ જગતૂના પાપની શાંતિ કરનાર એવા સોળમા તીર્થંકર અને પાંચમા ચક્રવર્ત્તી શ્રી શાંતિનાથ ભગવંતને નમસ્કાર થાઓ. મોહરૂપી અંધકારનો નાશ કરવામાં સૂર્યરૂપ એવું તે ભગવંતનું અતિ પવિત્ર ચરિત્ર હું કહીશ.

ચંદ્રની પેઠે મંડલાકારધારી આ જંબૂદ્વીપનો સાતમો અંશ[1] આ ભરતક્ષેત્ર છે. તેના દક્ષિણ અર્ધમાં મધ્યખંડના આભૂષણરૂપ દેવનગર જેવું રત્નપુર નામે નગર છે. તે નગરમાં કમળના જેવા લોચનવાળો શ્રીષેણ નામે એક રાજા હતો. જે લક્ષ્મીદેવીનો વિકસ્વર કમળની જેમ નિવાસરૂપ હતો. તે રાજા જ્યેષ્ઠ બંધુની જેમ હમેશાં ધર્મને બહુ માન આપતો અને લઘુ બંધુની જેમ અર્થ અને કામને નિર્બાધપણે પાળતો હતો; ધર્મકર્મમાં તત્પર એવો તે રાજા નિરંતર અર્થી લોકોની પ્રાર્થના પૂરતો હતો. પણ કામાતુર સ્ત્રીઓની પ્રાર્થના પૂરતો નહોતો. તેવા તે રાજાનું રૂપ સર્વ ઉપમાઓથી એવું વિલક્ષણ હતુ કે જે ચિત્રકારોના ચિત્રવિષયમાં આવી શકતું નહીં. તે પોતાનું દંડપ્રધાન સામ્રાજ્ય પાળતો હતો છતાં સર્વ વાંછિત પૂરનાર દેવતાની જેમ દયાને આરાધતો હતો.

વાણીથી હૃદયને આનંદ આપનારી અને નેત્રરૂપ કુમુદને ચંદ્રિકા જેવી અભિનંદિતા નામે તેને શુદ્ધ શીલવાળી એક રાણી હતી. તે કદિ મનવડે પણ પોતાના શીળનું ખંડન કરતી નહીં, તેથી પોતાના આત્માને શોભાવતી હતી. પરંતુ બાહ્યમંડન તો તેના મનને નિઃસાર લાગતાં હતાં. પોતાના શરીર ઉપર આરોપણ કરેલાં આભૂષણોને તેણે દીપાવ્યાં હતાં. તેથી સ્વાભાવિક સુંદર એ બાલાને તે આભૂષણો માત્ર ભારરૂપ લાગતાં હતાં. તરંગની જેવા લાવણ્યમય પવિત્ર અવયવોથી સુંદર તેના સ્વરૂપની નકલ માત્ર દર્પણમાં જણાતી હતી, બીજી કોઈ ઉપમામાં જણાતી નહી. એ ગુણભૂષિત રમણી પોતે એક છતાં અનેકરૂપા હોય તેમ માતૃકુલ, પિતૃકુલ અને શ્વસુરકુલ એ ત્રણે કુલને શોભાવતી હતી. તે શ્રીષેણ રાજાને મેઘમાળાની જેમ હૃદયરૂપ મયૂરને આનંદ આપ-

---

૧ ભૂમિના પ્રમાણમાં સાતમો અંશ નહીં પણ સાત ક્ષેત્રમાંનું એક ક્ષેત્ર તે સાતમો અંશ સમજવો.

નારી **શિખિનંદિતા** નામે એક બીજી રાણી પણ હતી. પતિની સાથે અખંડ વિષયસુખ અનુભવ કરતી અભિનંદિતાને કેટલેક કાલે ગર્ભ રહ્યો. તે વખતે તેણે સ્વપ્નમા પોતાના ઉત્સંગમાં રહેલા સૂર્યચંદ્રને જોયા. તે સાંભળીને 'તમારે બે ઉત્કૃષ્ટ પુત્ર થશે' એમ રાજાએ કહ્યું. ગર્ભસ્થિતિ સંપૂર્ણ થતાં તેજવડે સૂર્યચંદ્રની જેવા બે કુમારને અભિનંદિતાએ જન્મ આપ્યો. શ્રીષેણ રાજાએ મોટા ઉત્સવથી **ઇંદુષેણ** અને **બિંદુષેણ** એવાં તેમનાં નામ પાડ્યાં. ધાત્રીમાતાએ પુષ્પની જેમ અતિ યત્નથી લાલનપાલન કરેલા તે બંને ભાઇઓ જાણે રાજાની બે ભુજા હોય તેમ અનુક્રમે વૃદ્ધિ પામ્યા. યોગ્ય વય થતાં રાજાએ ઉપાધ્યાયની પાસે પોતાના નામની જેમ વ્યાકરણાદિક શાસ્ત્રો તેમને ભણાવ્યાં. તેઓ શાસ્ત્ર, શસ્ત્ર અને બીજી કલાઓમાં પારંગત થયા; તેમજ વ્યૂહમાં પ્રવેશ કરવામાં અને તેમાંથી નીકળવામાં પણ કુશળ થયા. અનુક્રમે કામવિકારરૂપ સૂર્યના પ્રકાશમાં પ્રાતઃકાળરૂપ પવિત્ર યૌવનવયને તેઓ પ્રાપ્ત થયા.

આ ભરતક્ષેત્રમાં મગધદેશને વિષે મોટી સમૃદ્ધિથી સર્વ ગ્રામોમાં મુખ્ય **અચલગ્રામ** નામે એક ગામ હતું. તે ગામમાં સાંગ ચતુર્વેદ જાણનાર અને સર્વ દ્વિજોમાં શિરોમણિ **ધરણીજટ** નામે એક પૃથ્વીતળમાં વિખ્યાત બ્રાહ્મણ રહેતો હતો. વિહાર કરતી ગૃહલક્ષ્મી હોય તેવી, કુલીન અને પવિત્ર ભક્તિવાળી **યશોભદ્રા** નામે એક તેને પત્ની હતી. તેનાથી અનુક્રમે **નંદિભૂતિ** અને **શિવભૂતિ** નામે બે કુલદીપક પુત્રો થયા, તેમાં નંદિભૂતિ જ્યેષ્ઠ હતો. તે ધરણીજટના ઘરમાં **કપિલા** નામે એક દાસી હતી. તેની સાથે પણ તે બ્રાહ્મણ ઘણા કાળથી રતિક્રીડા કરતો હતો. કારણકે **જગતમાં વિષયો દુર્જય છે.** સ્વચ્છંદે ક્રીડા કરતાં તે દુષ્ટ દ્વિજને ક્રમે કરીને તે કપિલા દાસીથી **કપિલ** નામે એક પુત્ર થયો.

ધરણીજટે નમ્રતાથી શોભતા એવા યશોભદ્રાના ઉદરથી થયેલા બંને પુત્રોને રહસ્ય સહિત સાંગવેદ ભણાવ્યા. અતિ બુદ્ધિમાન કપિલ માત્ર મૌનપણે સાંભળી સાંભળીને વેદસાગરનો પારગામી થયો. કેમકે **બુદ્ધિને શું અગોચર છે ?**

વિદ્વાન્ થયેલો કપિલ પિતૃગૃહમાંથી નીકળીને દેશાંતરે ચાલ્યો, અને કંઠમાં બે યજ્ઞોપવીત ધારણ કરી હું ઉત્તમ બ્રાહ્મણ છુ એવું ડિંડિમ વગાડતો દેશાંતરમાં ફરવા લાગ્યો. **વિદ્વાનને કોઈ પરદેશજ નથી.** એ પ્રમાણે ભમતો અનુક્રમે રત્નપુર નગરમાં આવ્યો. ત્યાં વર્ષાઋતુના મેઘની જેમ પોતાનું પાંડિત્ય બતાવીને ગર્જના કરવા લાગ્યો. તે નગરમાં સર્વ નગરજનોનો ઉપાધ્યાય, કળાનો ભંડાર અને ઘણા બુદ્ધિમાન વિદ્યાર્થીઓથી શોભિત સત્યકિ નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તે સત્યકિની પાઠશાળામાં પ્રતિદિન જઇને કપિલ પ્રશ્ન કરનારા વિદ્યાર્થીઓના અને બીજા વિદ્વાનોના સંશયને છેદતો હતો. તે જોઇને વિસ્મય પામેલા સત્યકિએ પણ કૌતુકથી મંત્રની જેમ દુઃખે જાણી શકાય તેવા શાસ્ત્રોના રહસ્ય કપિલને પૂછ્યા. શ્રદ્ધાલુ શિષ્યોએ ઉપાધ્યાયની બુદ્ધિથી જોયેલ

કપિલે તે સર્વ રહસ્ય સવિશેષપણે કહી આપ્યા. તે સાંભળી પ્રસન્ન થયેલા સત્યકિ ઉપાધ્યાયે યુવરાજને રાજાની જેમ તેને પોતાના કાર્યનો ધુરંધર કર્યો. ઉજ્વલ ગુણોનું મૂલ્ય ક્યાં ન થાય? ત્યાર પછીથી હમેશાં કપિલ સર્વ શિષ્યોને વ્યાખ્યાન આપવા લાગ્યો અને સત્યકિ પોતાના પુત્રની જેમ તેનાથી નિશ્ચિંતપણે રહેવા લાગ્યો. કપિલે પણ પિતાની જેમ સત્યકિની અતિ ભક્તિ કરવા માંડી; 'તેથી આને માટે હું શું કરૂ?' તેમ સત્યકિ પ્રસન્ન મનથી વિચારવા લાગ્યો.

એક વખતે સત્યકિની જંબૂકા નામની પત્નીએ આ પ્રમાણે કહ્યું—"હે ભટજી! જો કે તમે સાવધાન છો, તથાપિ હું તમને સ્મરણ આપુંછું કે દેવકન્યાની જેમ નિઃસીમ રૂપ લાવણ્યથી શોભતી, નમ્ર, લજ્જાલુ, ક્ષમા, મૃદુતા અને સરળતાથી દીપતી સત્યભામા નામે મારા ઉદરથી થયેલી કન્યા યૌવનવયને પ્રાપ્ત થઈ છે, તથાપિ તેને યોગ્ય વર તમે કેમ શોધતા નથી? જેને ઘેર કન્યા, કરજ, વૈર અને વ્યાધિ વૃદ્ધિ પામતાં હોય તેને શી રીતે નિદ્રા આવે? અને તમે તો નિશ્ચિંત થઇને સુવોછો તે કેવી વાત?" સત્યકિ બોલ્યો—"પ્રિયા! તમે કહ્યું તે સત્ય છે. આટલા વખત સુધી મને સત્યભામાને લાયક વર મળ્યો નથી, પણ આ કપિલ કે જે રૂપસંપન્ન, ગુણીજનમાં મુખ્ય, યુવાન, વિનીત અને ઉત્તમ દ્વિજજાતિ છે તે સત્યભામાને ઉચિત વર છે." જંબૂકાએ તે વાત સ્વીકારી. પછી સત્યકિએ શુભ લગ્નમાં સત્યભામા અને કપિલનો વિધિ પૂર્વક વિવાહ કર્યો. કપિલ ભ્રાંતિ રહિત સત્યભામા સાથે પ્રતિદિન ભોગ ભોગવવા લાગ્યો અને સત્યકિની જેમ આખા નગરમાં પુરજનોથી પૂજાવા લાગ્યો.'આ કપિલ (જમાઈ હોવાથી) સત્યકિને પણ પૂજ્ય છે' એવું ધારીને સર્વ જનો પ્રત્યેક પર્વદિવસે ધન ધાન્યાદિ તેને આપવા લાગ્યા. વર્તમાન કાળે દ્વિજજાતિમાં ઉત્તમ થઈ પડેલો એ કપિલ એવી રીતે વર્ત્તવાથી ગુણોની જેમ ધનથી પણ વૃદ્ધ થઈ પડચો.

એક વખતે વર્ષાઋતુમાં રાત્રિને વિષે તે કપિલ કોઈ સ્થાનકે નાટક જોવાને ગયો. ત્યાં ઘણો કાળ રોકાયો. પછી ત્યાંથી ઘરે આવતાં અર્દ્ધ માર્ગમાં સોયથી ભેદાય તેવો ગાઢ અંધકાર કરતો અતિ વર્ષાદ આવવા લાગ્યો. તે સમયે માર્ગમાં કોઈ માણસ હતું નહીં, તેથી તેણે વસ્ત્ર ન પલળે તેટલા માટે નગ્ન થઈ પોતાનાં વસ્ત્રો કાખમાં લઈ ગૃહના દ્વાર પાસે આવીને પાછાં પહેર્યાં. 'વૃષ્ટિથી મારા સ્વામીનાં વસ્ત્રો ભીંજાઈ ગયાં હશે' એવુ ધારી સત્યભામા બીજાં વસ્ત્રો લઇને દ્વારપાસે સામી આવી.—'મુગ્ધા! વિદ્યાના પ્રભાવથી મારાં વસ્ત્રો ભીંજાઈ ગયાં નથી, માટે બીજાં વસ્ત્રો લાવવાની કાંઈ જરૂર નથી.' આ પ્રમાણે કપિલે પોતાની પ્રિયાને કહ્યું. તે સમયે તેનાં વસ્ત્ર અનાર્દ્ર[1] અને આખું શરીર આર્દ્ર[2] છે એમ સત્યભામાના જોવામાં આવ્યુ. તેથી તેણે મનમાં વિચાર્યું કે 'જો આણે વિદ્યાશક્તિવડે જળથી પોતાનાં વસ્ત્રની રક્ષા કરી હોય તો તે પોતાના અંગની કેમ રક્ષા ન કરે! તેથી જરૂર આ કપિલ નગ્ન થઈને આવેલ છે. તે ઉપરથી હું માનું છુ

૧ ભીંજાયેલ નહીં. ૨ ભીંજાયેલ

કે આ મારો પતિ કુલવાન નથી તેમ બુદ્ધિબળથી કાને સાંભળીનેજ વેદને ભણેલ હોય તેમ જણાય છે.' આ પ્રમાણે નિશ્ચય થતાં જ સત્યભામા તેનીપર મંદ રાગવાળી થઈ અને પકડી લાવેલા બાંદની જેમ ખેદ કરવા લાગી.

હવે તે સમયે અચળગ્રામમાં ધરણીજટ બ્રાહ્મણ દૈવયોગથી નિર્ધન થઈ ગયો. તેના સાંભળવામાં આવ્યુ કે 'કપિલ ધનાઢ્ય થયો છે,' તેથી પોતાનો ઉદ્ધાર કરવાને તે રત્નપુરમાં આવ્યો. કપિલે પાદ્ય સ્નાનાદિકથી તેનો સત્કાર કર્યો. સાધારણ અતિથિ પણ પૂજ્ય છે, તો આ પિતારૂપ અતિથિને માટે તો શું કહેવું! પિતા સ્નાન કરીને નિત્ય કર્મ કરવા પ્રવર્ત્યા,એટલે ભોજનનો અવસર થવાથી કપિલે પોતાની પ્રિયાને કહ્યું—"પ્રિયા! મારે શરીર સંબંધી કાંઇ કારણ છે, તેથી આ પિતાને માટે મારાથી ઉત્તમ ભોજન સ્થાન તૈયાર કરો." પિતા અને પુત્રનું જુદું જુદું આચરણ જોઈને સત્યભામાને અધિક શંકા થઈ, કારણ કે તે કુલીન હતી. અતિ નિર્મલ આચરણથી પોતાના સાસરાને કુલવાન્ જાણી તે સત્યભામા તેમનું પિતા, ગુરૂ અને દેવવત્ આરાધન કરવા લાગી.

એક વખતે એકાંતમાં સત્યભામા બ્રહ્મહત્યાના સોગન આપી પોતાના શ્વસુરને મોટા વિનયથી પૂછવા લાગી—"પૂજ્ય પિતા! આ કપિલ તમારો બને શુદ્ધ પક્ષથી ઉત્પન્ન થયેલો પુત્ર છે કે વિપરીત પક્ષમાંથી ઉત્પન્ન થયેલો છે? પ્રસન્ન થઈને જે સત્ય હોય તે કહો." ધરણીજટે જે યથાર્થ હતુ તે કહી આપ્યુ; કારણકે **મહાત્માઓ સોગનનો ભંગ કરવામાં ભીરૂ હોય છે.**

પછી કપિલે વિદાય કરેલો તે ધરણીજટ બ્રાહ્મણ ફરીને પોતાના અચલગ્રામમાં પાછો આવ્યો. તેમના ગયા પછી સત્યભામાએ શ્રીષેણ રાજાની પાસે જઈ વિજ્ઞપ્તિ કરી કે "દૈવયોગે આ કોઇ અકુલીન મારો ભર્ત્તા થયેલો છે, તો કેશરીસિંહ પાસેથી ગાયની જેમ, રાહુથી ચંદ્રકળાની જેમ અને બાજ પક્ષીથી ચકલીની જેમ મને તેની પાસેથી મૂકાવો. તેનાથી મુક્ત થઈ હું સતીપણે રહીને હવે નિરંતર સુકૃત કરીશ. પૂર્વના દુષ્કર્મયોગે ચિરકાળથી હું ઠગાયેલી છુ." તે સાંભળી શ્રીષેણરાજાએ કપિલને બોલાવીને કહ્યું, "ધર્માચરણ કરવાને માટે આ સત્યભામાને છોડી દે. તે તારાપર વિરક્ત છે, તો હવે બલાત્કારે હરેલી પરસ્ત્રીની જેવી તેનાથી તને શુ વિષયસુખ મળવાનું છે?" કપિલે કહ્યું—"રાજન્! હુ તેના વિના એક ક્ષણવાર પણ પ્રાણ ધારવાને સમર્થ નથી. તે પ્રિયા મારી જીવનઔષધી છે. પાણિગ્રહણ કરેલી તે મારી સ્ત્રીનો હું ત્યાગ કરીશ નહીં. ત્યાગ કરવો અને કરાવવો તે વેશ્યાઓમાંજ ઘટે છે." તે સાંભળી સત્યભામાએ ઉત્કટ થઇને કહ્યુ કે "જો તે મને છોડશે નહીં તો હું જલ કે અગ્નિમાં પ્રવેશ કરીશ." રાજા બોલ્યો—"હે કપિલ! આ બાલા પ્રાણનો ત્યાગ ન કરો, અને કેટલાક દિવસ સુધી તે મારા મંદિરમાં રહો." કપિલે તે વાત સ્વીકારી એટલે રાજાએ તેને રાણીઓને સોંપી. વિવિધ પ્રકારનાં તપ કરતી સત્યભામા રાજમંદિરમાં રહી.

તે સમયમાં કૌશાંબી નગરીમાં **બલ** નામે એક બલવાન રાજાને શ્રીમતી દેવીના ઉદરથી **શ્રીકાંતા** નામે એક કન્યા ઉત્પન્ન થઇ હતી. તે રૂપવતી બાળા યૌવનને પ્રાપ્ત થતાં શ્રીષેણરાજાના પુત્ર ઈંદુષેણને સ્વયંવરથી વરતાં તેને મોટી સમૃદ્ધિ સહિત તેણે રત્નપુર મોકલી. તેની સાથે **અનંતમતિકા** નામે એક વેશ્યા આવી હતી. તે ઉત્કૃષ્ટ રૂપવાળી ઈંદુષેણ અને બિંદુષેણના જોવામાં આવી. તેને જોતાંજ 'આ મારી છે, આ મારી છે' એમ બંને જણ વાદથી કહેવા લાગ્યા. પરસ્પર ઈર્ષ્યાથી તે બંને દેવરમણ નામના ઉદ્યાનમાં આવ્યા. ત્યાં એક કાંતાની સાથે રતિ કરવાની ઇચ્છાથી બે વૃષભની જેમ તે દુર્દાંત અને મહાભુજ સન્નદ્ધબદ્ધ થઈને યુદ્ધ કરવા લાગ્યા. તેમને યુદ્ધ કરતાં અટકાવવાને શ્રીષેણ રાજા સમર્થ થયા નહી. **દુર્મદ પુરૂષો પ્રિય સમજુતીથી સાધ્ય થતા નથી, તેઓ દંડથીજ સાધ્ય થાય છે.** બને પુત્રોની આ પ્રવૃત્તિ જોવાને અને અટકાવવાને અસમર્થ એવા શ્રીષેણરાજા અભિનંદિતા અને શિખિનંદિતાની સાથે વિચાર કરી 'આ કાળ પ્રાપ્ત થયો' એમ બોલતા બોલતા તાળપુટ ઝેરથી વ્યાપ્ત એવા કમળને સુંઘી ક્ષણવારમાં મૃત્યુ પામ્યા. બંને રાણીઓ પણ તેજ પ્રમાણે કમળ સુંઘીને મૃત્યુ પામી. **કુલીન કાંતાઓ પાત વિના જરાવાર પણ જીવિતવ્ય ધારણ કરી શકતી નથી.** આ ખબર સાંભળતાંજ 'હવે કપિલથી મને અનર્થ થશે' એવું ધારીને શરણ રહિત થયેલી સત્યભામા પણ તેજ પ્રમાણે વિષયુક્ત કમળ સુંઘીને તેમના માર્ગને અનુસરી. તે ચાર જણ અતિ મૃદુભાવથી મૃત્યુ પામીને જંબૂદ્વીપના ઉત્તર કુરૂક્ષેત્રમાં જુગલીઆપણે ઉત્પન્ન થયા. શ્રીષેણ તથા અભિનંદિતા પુરૂષસ્ત્રી થયાં, અને શિખિનંદિતા તથા સત્યભામા પુરૂષસ્ત્રી થયાં. ત્રણ પલ્યોપમ આયુષવાળા અને ત્રણ કોશ ઉંચા શરીરવાળા તેઓ અદ્વૈત સુખનો અનુભવ કરતા કાળ નિર્ગમન કરવા લાગ્યા.

અહીં દેવરમણ ઉદ્યાનમાં ઇંદુષેણ અને બિંદુષેણ યુદ્ધ કરતા હતા, ત્યાં વિમાનમાં બેસીને કોઈ વિદ્યાધર આવ્યો. પ્રતિકુલ દૈવનું નિવારણ કરનાર જાણે દ્વારપાળ હોય તેમ તે વિદ્યાધર તે બનેની વચમાં ઉભો રહી ઉંચા હાથ કરીને બોલ્યો—" અરે ! મૂઢો ! આ તમારી બહેન છે, તેને જાણ્યા વગર તમે સ્ત્રી કરવાની ઈચ્છાથી શામાટે યુદ્ધ કરો છો ? વિસ્તારથી મારાં વચન સાંભળો—આ જંબૂદ્વીપના મહાવિદેહ ક્ષેત્રમાં સીતા નદીના ઉત્તર તટ ઉપર **પુષ્કળાવતી** નામે એક વિસ્તારવાળો વિજય છે. તેની મધ્યમાં પૃથ્વીનો જાણે રૂપાનો મુગટ હોય તેવો વિદ્યાધરોનું નિવાસસ્થાન વૈતાઢ્ય નામે આકાશ સુધી ઉંચો એક પર્વત છે. તે પર્વતની ઉપર ઉત્તર શ્રેણીમાં **આદિત્યાભ** નામના નગરમાં લક્ષ્મીથી કુંડલીંદ્ર (શેષનાગ) જેવો **સુકુંડળી** નામે રાજા છે. તેને **અજિતસેના** નામે શીલવતી દયિતા છે. તેનો હું **મણિકુંડલી** નામે પુત્ર છું. એક વખતે ત્યાંથી ગરૂડની જેમ આકાશમાં ઉડતો શ્રી જિનેંદ્રને વાંદવાને પુંડરિકીણી નગરીમાં ગયો. ત્યાં અપરિમિત કીર્ત્તિવાળા અમિતયશ નામના શ્રી જિનેશ્વર ભગવંતને વંદના કરી, અંજલિ

જોડીને તેમની દેશના સાંભળી. દેશના પૂર્ણ થયા પછી મેં પૂછ્યું કે 'હે ભગવન્ ! હું કયા કર્મથી વિદ્યાધર થયો છુ?' તે સાંભળી પ્રભુ બોલ્યા—"મહાઋદ્ધિવાન પશ્ચિમ પુષ્કરવર દ્વીપાર્દ્ધમાં શીતોદા નદીના વિશાળ દક્ષિણ તીરે સલિલાવતી વિજય છે, તેમાં શોક રહિત લોકોથી ભરપૂર **વીતશોકા** નામે નગરી છે. પૃથ્વીનો સ્વસ્તિક હોય તેવી તે શોભે છે. તે નગરીમાં પૂર્વે રૂપથી કામદેવ જેવો અને બલથી ઇંદ્ર જેવો **રત્નધ્વજ** નામે ચક્રવર્ત્તી રાજા હતો. તેને મહા પ્રધાન **કનકશ્રી** અને **હેમમાલિની** નામે બે શીલવતી ભાર્યા હતી. તેમાંથી કનકશ્રીને સ્વપ્નમાં ઉત્સંગમાં રહેલી કલ્પલતાની સૂચનાથી બુદ્ધિ અને લક્ષ્મીની જેવી બે પુત્રીઓ ઉત્પન્ન થઈ. માતાપિતાએ જન્મોત્સવ જેવા ઉત્સવથી તેમનાં **કનકલતા** અને **પદ્મલતા** એવાં નામ પાડ્યાં. બીજી સ્ત્રી હેમમાલિનીએ સ્વપ્નમાં પદ્મલતાના દર્શનવડે સૂચવાએલી **પદ્મા** નામે કુલનંદની દુહિતાને જન્મ આપ્યો. તે ત્રણ પુત્રીઓ કલાકલાપને પ્રાપ્ત કરી પવિત્ર યૌવનવયમાં આવતાં જાણે વિધાતાએ ત્રણ લોકની લક્ષ્મીને એક ઠેકાણે આણેલી હોય તેવી દેખાવા લાગી. તેઓમાં જે પદ્મા હતી તે અજિતસેના આર્યાની પાસે રહેવાથી વૈરાગ્ય પામી. છેવટે તેની પાસે તેણે યથાવિધિ દીક્ષા ગ્રહણ કરી.

એક સમયે આર્યાની આજ્ઞાથી **પદ્મા** સાધ્વીએ ચતુર્થ તપ કરવા માંડ્યું. તે તપમાં ત્રણ રાત્રિના ક્રમે બાસઠ ચતુર્થ[1] થાય છે. આવું દુસ્તપ તપ યથાર્થ રીતે કરનાર તે સાધ્વી એક વખતે શરીરચિંતા (વડી નીતિ) ને માટે રાજમાર્ગે જતી હતી, તેવામાં **મદનમંજરી** નામે વેશ્યાને માટે બે કામલંપટ બલવાન રાજપુત્રો યુદ્ધ કરતાં તેના જોવામાં આવ્યા. તે અવલોકતાં પદ્માના મનમાં વિચાર થયો કે 'અહો ! આ સુંદર વેશ્યાનુ કેવુ ઉત્કૃષ્ટ સૌભાગ્ય છે કે જેને માટે આ બંને રાજપુત્રો યુદ્ધ કરે છે તો મને પણ આ તપના પ્રભાવથી ભવાંતરમાં આવું સૌભાગ્ય પ્રાપ્ત થજો.' આ પ્રમાણે તેણે નિયાણું બાંધ્યુ. અંતે અનશન કરી નિયાણાની આલોચના કર્યા વગર મૃત્યુ પામીને તે પદ્મા સૌધર્મ કલ્પમાં વિપુલ સમૃદ્ધિવાળી દેવી થઈ.

કનકશ્રી સંસારમાં ભમતાં કોઈ ભવમાં દાનાદિક ધર્મ કરવાથી હું વિદ્યાધરોનો ઈંદ્ર મણિકુંડલી નામે થયો છુ. કનકલતા અને પદ્મલતા ભવભ્રમણ કરી પૂર્વ ભવમાં બહુ પ્રકારે દાનાદિક ધર્મ આચરવાથી જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રના રત્નપુર નગરને વિષે ઇંદુષેણ અને બિંદુષેણ નામે શ્રીષેણ રાજાના પુત્ર રૂપે થયેલ છે. પદ્માનો જીવ સૌધર્મ દેવલોકમાંથી ચ્યવી ભરતક્ષેત્રમાં કૌશાંબી નગરીને વિષે અનંતમતિકા નામે વેશ્યા થયો છે. તે વેશ્યાને માટે હમણાં દેવરમણ ઉદ્યાનમાં ઇંદુષેણ અને બિંદુષેણ પરસ્પર યુદ્ધ કરે છે." આ પ્રમાણે પ્રભુને સુખેથી પૂર્વ ભવ સાંભળી, પૂર્વ જન્મના સ્નેહને લીધે તમને યુદ્ધ-

---

૧ એક ચતુર્થમા પહેલે દિવસ એકાસણુ, બીજે દિવસ ઉપવાસ અને ત્રીજે દિવસે ઉપવાસ એમ ત્રણ રાત્રિનો ક્રમ સમજાય છે પણ ૬૨ ચતુર્થ કેવી રીતે થાય છે તે સમજાતુ નથી.

માંથી નિવારવાને હું અહીં આવ્યો છું. હું તમારી પૂર્વ ભવની માતા છુ અને આ વેશ્યા તમારી બહેન છે. આ સંસારમાં મોહનો વિલાસ આવો છે, તે તમે સમજી લ્યો. જન્માંતર રૂપી પડદામાં ઢંકાઈ રહેલા પ્રાણીઓ પૂર્વ ભવના પિતા, માતા, ભગિની, ભ્રાતા અને અન્ય સંબંધીને જાણી શકતા નથી. પોતાની લાળની જાળથી કરોળીયાની જેમ પોતાના દેહમાંથીજ ઉત્પન્ન થતા રાગદ્વેષાદિક વડે આ જીવ પોતાના આત્માને યાવત્ જીવિત વીંટચા કરે છે. માટે રાગ, દ્વેષ અને મોહને દૂર તજી દઇને નિર્વાણ નગરના દ્વાર રૂપ દીક્ષાને તમે ગ્રહણ કરો." આવાં તેનાં વચન સાંભળી તેઓ બોલ્યા કે "અહો! ધિક્કાર છે અમને! શીકારી પ્રાણીઓની જેમ મોહથી ભગિનીના ભોગને માટે આ શો આરંભ કર્યો! તમે પૂર્વ ભવમાં અમારી માતા હતા તેમ આ ભવમાં ગુરૂ થયાછો, જેથી અમને બોધ કરીને આ ઉન્માર્ગમાંથી નિવૃત્ત કર્યા." આ પ્રમાણે કહી તેઓએ કવચ છોડી દઈ ધર્મરૂચિ નામના ગુરૂની પાસે ચાર હજાર રાજાઓની સાથે વ્રત ગ્રહણ કર્યું. તપ અને ધ્યાન રૂપ અગ્નિ વડે કર્મરૂપી માર્ગકંટકને દગ્ધ કરી તેઓ સરલ માર્ગે દુર્ગમ લોકાગ્ર ( મોક્ષ ) ને પ્રાપ્ત થયા; અને શ્રીષેણ વિગેરે ચાર યુગલીઆઓ મૃત્યુ પામીને પ્રથમ કલ્પમાં દેવપણાને પ્રાપ્ત થયા.

આ ભરતક્ષેત્રમાં મહા ઉત્તમ વૈતાઢચ ગિરિની ઉપર **રથનુપુર ચક્રવાળ** નામે નગર છે. તે નગરમાં ઇંદ્રનો અનુજ બંધુ હોય તેવો **જ્વલનજટી** નામે એક વિવિધ સમૃદ્ધિમાન્ વિદ્યાધરોનો રાજા હતો. તેને તેજથી પ્રૌઢ સૂર્ય જેવો અને શત્રુઓની રાજલક્ષ્મીને સ્વયંવરે વરેલો **અર્કકીર્તિ** નામે એક યુવરાજ પુત્ર હતો. તે પુત્રની પછવાડે ચંદ્રની પ્રભા જેવી નેત્રને આનંદ આપનારી **સ્વયંપ્રભા** નામે એક પુત્રી થઈ. તેને પ્રજાપતિ રાજાના પુત્ર અને અચળ બળદેવના નાના ભાઈ પોતનપુરના અધિપતિ **ત્રિપૃષ્ટ** નામે પ્રથમ વાસુદેવ પરણ્યા. તે સમયે હર્ષ પામેલા ત્રિપૃષ્ટ વાસુદેવે પોતાના સાસરા જ્વલનજટીને વિદ્યાધરોની બંને શ્રેણીનું અખંડિત રાજ્ય આપ્યુ. વિદ્યાધરના રાજા મેઘવનની **જ્યોતિર્માળા** નામની દુહિતા અર્કકીર્તિની પત્ની થઈ. શ્રીષેણ રાજાનો જીવ સૌધર્મ કલ્પથી ચવી કમળમાં હંસની પેઠે તે જ્યોતિર્માલાના ઉદરમાં અવતર્યો. તે સમયે જ્યોતિર્માળાએ સ્વપ્નમાં અતિ તેજથી આકાશને પ્રકાશિત કરતા સહસ્ર કિરણવાળા સૂર્યને પોતાના મુખમાં પ્રવેશ કરતો જોયો. ગર્ભસમય પૂર્ણ થતાં તેણે સામ્રાજ્ય રૂપ ભવનને દૃઢ આધાર આપનાર સ્તંભરૂપ અને સર્વ પવિત્ર લક્ષણોથી લક્ષિત એક પુત્રને જન્મ આપ્યો. દૃષ્ટ સ્વપ્નને અનુસારે મૂર્તિથી અમિત તેજવાળા તે પુત્રનું માતાપિતાએ **અમિતતેજ** નામ પાડયું. કુમાર અર્કકીર્તિને પોતાનું રાજ્ય સોંપી જ્વલનજટીએ જગન્નંદન અને અભિનંદન નામના ચારણઋષિની પાસે દીક્ષા ગ્રહણ કરી. સત્યભામાનો જીવ સૌધર્મ કલ્પથી ચવી જ્યોતિર્માલા અને અર્કકીર્તિની પુત્રીપણે ઉત્પન્ન થયો. તે જ્યારે ગર્ભમાં આવી ત્યારે માતાએ સ્વપ્નમાં સારા તારાવાળી રાત્રિ

જોઇ હતી તેથી માતપિતાએ તેનું **સુતારા** નામ પાડયું. અભિનંદિતાનો જીવ સૌધર્મ કલ્પથી ચવી ત્રિપૃષ્ટ અને સ્વયંપ્રભાના પુત્રપણે ઉત્પન્ન થયો. તે ગર્ભમાં આવતાં માતાએ સ્વપ્નમાં અભિષેક સહિત શ્રીદેવી જોયા, તેથી પિતાએ તેનું **શ્રીવિજય** એવું નામ પાડયું. સ્વયંપ્રભાને વિજય અને ભદ્ર ( કલ્યાણ ) ના કારણરૂપ **વિજયભદ્ર** નામે એક બીજો પુત્ર પણ થયો, અને શિખિનંદિતાનો જીવ પ્રથમકલ્પથી ચવી ત્રિપૃષ્ટ અને સ્વયંપ્રભાની **જ્યોતિઃપ્રભા** નામે પુત્રી થયો.

પૂર્વે સત્યભામાનો પતિ જે કપિલ હતો તે તિર્યંચાદિક યોનિમાં ચિરકાળ સંસારે ભમી ચમરચંચા નગરીમાં **અશનિઘોષ** નામે વિદ્યાધરોનો પ્રખ્યાત રાજા થયો. અર્કકીર્ત્તિએ વિસ્તારવંત લોચનવાળી પોતાની સુતારા નામે પુત્રીને ત્રિપૃષ્ટના પુત્ર શ્રીવિજયની સાથે પરણાવી. ત્રિપૃષ્ટે પોતાની અતિ સુંદર પુત્રી જ્યોતિઃપ્રભાનો અર્કકીર્ત્તિના પુત્ર અમિતતેજની સાથે વિવાહ કર્યો. શ્રીવિજય સુતારાની સાથે અને મહાભુજ અમિતતેજ જ્યોતિઃપ્રભા સાથે વિષયસુખ ભોગવવા લાગ્યા.

એકદા રથનુપુર ચક્રવાળ નગરની લક્ષ્મીવડે દેવવન જેવા વિશાળ ઉદ્યાનમાં અભિનંદન, જગન્નંદન અને જ્વલનજટી—એ ત્રણ મહાશય મુનિઓ જાણે મૂર્ત્તિમાન્ જ્ઞાનાદિક ત્રણ રત્નો હોય તેવા સમોસર્યા. પોતાના પિતા અને તેમના ગુરૂને આવેલા જાણી અર્કકીર્ત્તિએ તત્કાળ ઉદ્યાનમાં આવી વંદના કરી. **ઉત્કંઠા વિલંબને સહન કરી શકતી નથી.** અભિનંદન મુનિએ મહા મોહરૂપી હિમરાશિને ગાળવામાં સૂર્યપ્રભા જેવી દેશના આપી. તે દેશના સાંભળવાથી અર્કકીર્ત્તિને સંસારપર વૈરાગ્ય થયો તેથી અંજલિ જોડીને તેણે અભિનંદન મુનિને વિજ્ઞપ્તિ કરી કે 'હું મારા પુત્ર અમિતતેજને રાજ્યપર બેસારી વ્રત લેવાને માટે પાછો આવું ત્યાં સુધી તમે અહીં બિરાજવા કૃપા કરશો.' 'ધર્મકાર્યમાં પ્રમાદ કરવો નહી ' એમ મહર્ષિએ કહેલ વચન સાંભળી અર્કકીર્ત્તિ આર્દ્ર મને પોતાને ઘેર ગયો, અને વાર વાર આગ્રહ પૂર્વક પ્રાર્થના કરીને તેણે પોતાના પુત્ર અમિતતેજને રાજ્ય આપ્યું. **પિતા અને પુત્રનો આવોજ ક્રમ છે.** અમિતતેજે જેનો નિષ્ક્રમણોત્સવ કરેલો છે એવા અર્કકીર્ત્તિએ અભિનંદન મુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી. ત્યારથી રાજમુનિ અર્કકીર્ત્તિ શમરાજ્યને પાળતા ગુરૂજનની સાથે વિહાર કરવા લાગ્યા, અને વિદ્યાધરોના મુગટથી જેના ચરણકમલનું આસન ઘસાય છે એવા તેજસ્વી અમિતતેજે પિતાના રાજ્યની ધુરાને ધારણ કરી.

આ તરફ ત્રિપૃષ્ટના શોકથી વૈરાગ્યને વહન કરતા અચળ બળભદ્રે ત્રિપૃષ્ટના પુત્ર શ્રીવિજયને રાજ્યપર બેસારી દીક્ષા લીધી. રાજાઓથી પૂજાતો અને વિજયલક્ષ્મીએ સ્વયંવરે વરેલો શ્રીવિજય પિતાનું રાજ્ય પાળવા લાગ્યો. એક વખતે અમિતતેજ સુતારા અને શ્રીવિજયના દર્શનની ઉત્કંઠાથી પોતનપુરે આવ્યો. તે વખતે પોતનપુર નગર ઉંચી પતાકાઓથી અને માંચડાથી મંડિત અને અનુત્તર વિમાનની પેઠે આનં-

દના એક સામ્રાજ્ય રૂપ તેના જોવામાં આવ્યું. તેમાં પણ રાજકુલ-દરબારમાંતો વિશેષ ખુશાલી જોઈ. વિસ્મય પામેલો અમિતતેજ આકાશમાંથી સૂર્ય સમુદ્રમાં ઉતરે તેમ ત્યાં ઉતર્યો. તેને દૂરથી આવતો જોઈ શ્રીવિજય રાજા ઉભો થયો. સામાન્ય અતિથિ પણ પૂજાને યોગ્ય છે, તો આવા ઉત્તમ સંબંધી અતિથિને માટે તો શું ન હોય! પ્રૌઢ પ્રીતિથી ભરેલા અમૃતના દ્રહ જેવા તેઓ પોતપોતાની બહેનોને અને બનેવીઓને ગાઢ આલિંગન દઈને મળ્યા. પૂર્વ પશ્ચિમ પર્વતની ઉપર સૂર્યચંદ્રની જેમ તે બંને મોટા મૂલ્યવાળા સિંહાસન પર બેઠા. પછી સ્વચ્છ મનવાળા અમિતતેજે શ્રીવિજયને પૂછ્યું કે "હમણા કૌમુદીઉત્સવ, આગ્રહાયણી, નવી ગ્રીષ્મઋતુ કે વસંતોત્સવ નથી તેમજ તમારે ઘેર પુત્રજન્મ પણ થયો નથી, તથાપિ આ નગર ક્યા ઉત્સવથી આનંમય જણાય છે?" શ્રીવિજય બોલ્યો-"આજથી આઠમે દિવસે એક ભવિષ્યવાદી નિમિત્તિઓ અહીં આવ્યો હતો. તેને મેં પૃછ્યુ હતું કે 'તમે કાંઈ યાચવાને આવ્યાછો કે કાંઇ કહેવાને આવ્યાછો? આપ્રમાણે આદરથી પૂછતાં તેણે કહ્યું-" હે રાજા! જો કે અમે યાચનાથીજ જીવીએ છીએ, તથાપિ આ વખતે તમારી પાસે યાચવું ઉચિત નથી. જે કહી પણ શકાય નહીં તેવું કહેવાને હું અહીં આવેલછું, કારણ કે કહેવાથી ધર્મ વિગેરે સત્કૃત્ય વડે તેનો પ્રતિકાર થઇ શકે. આજથી સાતમે દિવસે મધ્યાન્હ સમયે પોતનપુરના રાજાની ઉપર ધ્વનિ કરતો વિદ્યુત્પાત થશે." આવી કટુવાણીથી ઝેરની પેઠે અતિ ઘુર્ણિત થયેલો મારો મુખ્ય મંત્રી બોલ્યો કે "ત્યારે તે સમયે તારી ઉપર શું પડશે?" નિમિત્તિએ કહ્યુ-"મંત્રી! મારા ઉપર કોપ શા માટે કરો છો? જે શાસ્ત્રથી જોવામાં આવે છે તે હું કહું છું, તેમાં મારો કાંઇ પણ દોષ નથી. તે દિવસે મારી ઉપર વસુધારા જેવી વસ્ત્ર, આભરણ, માણિક્ય અને સુવર્ણની વૃષ્ટિ પડશે." તે વખતે મેં મંત્રીને કહ્યું કે "હે મહામતિ! તેની ઉપર તમે કોપ કરો નહીં. કારણ કે આ નિમિત્તિઓ દૂતની જેમ યથાર્થ કહેવાથી ઉપકારી છે." પછી મેં નિમિત્તિઆને પૂછ્યું કે "હે નિમિત્તજ્ઞ! કહો, તમે આ જ્ઞાન ક્યાંથી શિખ્યાછો! કારણ કે આમ્નાય રહિત પુરૂષનાં વચન ઉપર પ્રતીતિ ન આવવાથી શ્રદ્ધા થતી નથી." નૈમિત્તિકે કહ્યુ-"હે રાજા! સાંભળો, જ્યારે બલદેવે દીક્ષા ગ્રહણ કરી, તે વખતે તેમની સાથે મારા શાંડિલ્ય નામના પિતાએ દીક્ષા લીધી અને પિતાવાત્સલ્યથી મોહિત થઇને તેની પછવાડે મેં પણ લઘુવય છતાં દીક્ષા લીધી હતી. તે સમયે આ સર્વ નિમિત્તજ્ઞાન હું શીખ્યો હતો. 'શ્રી જિનશાસન શિવાય બીજે અવ્યભિચારી જ્ઞાન હોતું નથી.' લાભ, અલાભ, સુખ, દુ:ખ, જીવિત, મરણ, જય અને પરાજય—એ આઠ પ્રકારનું નિમિત્ત હું જાણું છું. જ્યારે હું યૌવનવયને પ્રાપ્ત થયો, ત્યારે એક વખતે વિહાર કરતો કરતો પદ્મિનીખંડ નામના ઉત્તમ નગરમાં ગયો. તે નગરમાં હિરણ્યલોમીકા નામે મારી એક ફૂઇ રહેતી હતી અને તેને ચંદ્રયશા નામે એક યૌવનવતી દુહિતા હતી. તે બાળા બાલ્ય-

વયમાં મને વાગ્દાનથી આપી હતી, પણ મેં દીક્ષા લીધી તેથી અમારો વિવાહ થયો નહોતો. તે સુંદરીનું અવલોકન કરતાંજ મને અનુરાગ ઉત્પન્ન થયો, તેથી બાળની જેમ વ્રતને છોડી દઈને મેં તેની સાથે વિવાહ કર્યો. કામાતુરને ચિરકાલ વિવેક ક્યાંથી રહે ! હે રાજા ! તમારી ઉપર થવાનો આ મહા અનર્થ જાણીને સ્વાર્થ નિમિત્તે હું અહીં કહેવાને આવ્યો છું, તો હવે તમે જે જાણો તે કરો." આ પ્રમાણે કહીને તે મૌન રહ્યો. તે વખતે સર્વ કુળમંત્રીઓ બુદ્ધિમાન છતાં પણ રાજાનું રક્ષણ કરવાને આકુલવ્યાકુલ થઈ ગયા. તેઓમાંથી એક મંત્રીએ કહ્યું કે 'સમુદ્રમાં વિદ્યુત્પાત થતો નથી, માટે સાત દિવસ સુધી રાજાએ વહાણમાં બેસીને સમુદ્રમાં રહેવું.' બીજા મંત્રીએ કહ્યું કે 'તે વાત મને ગમતી નથી, જો ત્યાં વિજળી પડે તો પછી તેને કોણ વારી શકે ? તેથી આ અવસર્પિણી કાળમાં વૈતાઢ્ય ગિરિ ઉપર વિદ્યુત્પાત થતો નથી, માટે તે ગિરિ ઉપર કોઇક ગુફામાં આપણા સ્વામીએ સાત દિવસ સુધી રહેવું.' ત્રીજા મંત્રીએ કહ્યું કે "આ વાત મને રૂચતી નથી, કેમકે જે અવશ્ય બનાવ બનવાનો છે તે ગમે ત્યાં પણ થશે, તેમાં ફારફેર નહીં થાય. તે ઉપર એક કથા કહું તે સાંભળો—આ ભરતક્ષેત્રને વિષે વિજય નામના નગરમાં **રૂદ્રસોમ** નામે એક શ્રેષ્ઠ બ્રાહ્મણ રહેતો હતો. તેને કાંઈ પણ સંતાન નહોતું. ઘણી માનતાઓ તથા બાધાઓ કરવાથી છેવટે **જ્વલનશિખા** નામની સ્ત્રીથી **શિખી** નામે એક પુત્ર થયો. એક વખતે નઠારા દૈવયોગથી મનુષ્યના માંસપર પ્રીતિવાળો કોઈ દારૂણ રાક્ષસ તે નગરમાં આવીને વસ્યો. તે પ્રતિ દિવસ ઘણા મનુષ્યોને મારીને તેમનું અલ્પ માંસ ખાઈ બાકીનું ઠલીયાની જેમ નાખી દેતો હતો. તેની આવી ભયંકર હિંસા જોઈને રાજાએ તેને મીઠે વચને સમજાવીને કહ્યું—'અરે ! આવી રીતે થોડા માંસ માટે ઘણા મનુષ્યોને શા માટે હણે છે ? વ્યાઘ્રાદિક અજ્ઞ પ્રાણી છે, તે પણ ક્ષુધાની શાંતિમાં ઔષધરૂપ માત્ર એક જંતુનેજ મારે છે, માટે પ્રતિદિન તારે એક મનુષ્યનુંજ ભક્ષણ કરવું; અને તે મનુષ્ય નિર્ણય કરેલા વારા પ્રમાણે તારી પાસે સ્વયમેવ આવશે. રાક્ષસે આ વાર્ત્તા કબુલ કરી એટલે રાજાએ પોતાના નગરમાં રહેલા સર્વ મનુષ્યોના વારાને માટે સર્વના નામની ગોળીઓ કરી. તે નામની ગોળીઓમાંથી જેના નામની ગોળી નીકળે તે માણસે નગરની રક્ષા માટે રાક્ષસના ભક્ષણ થવા જવું, એમ ઠરાવ્યું. એમ કરતાં કરતાં એકદા દૈવયોગે તે રૂદ્રસોમા બ્રાહ્મણના પુત્રના નામની ગોળી નીકળી, અને યમરાજાએ જાણે તેના નામનું ચોપડાનું પાનું ઉઘાડ્યું હોય તેમ તે નામ વાંચવામાં આવ્યું. આ ખબર સાંભળી તેની માતા જ્વલનશિખા, 'હે પુત્ર ! હવે શું તું મારા ઘરમાં નહીં રહે ?' એમ કરૂણ સ્વરે રૂદન કરતી પશુઓને પણ રોવરાવવા લાગી. આવો કાને સાંભળી ન શકાય તેવો કરૂણામય તેની માતાનો પોકાર તે ઘર નજીક એક મોટા ભૂતના ઘરમાં રહેનારા ભૂતોએ સાંભળ્યો. તત્કાળ કરૂણા આવવાથી તેમણે તે માતાને કહ્યું—'હે બ્રાહ્મણી ! તું રૂદન કર નહીં, સ્વસ્થ થા, તારા પુત્રને રાક્ષસની પાસે જવા દે, અમે

તેને રાક્ષસની પાસેથી પાછો લાવીશું. જેથી રાજાએ કરેલી વ્યવસ્થાનું ઉલ્લંઘન નહીં થાય અને તે મરશે પણ નહીં.' જ્વલનશિખા બોલી—'હે દેવતાઓ! જો તેમ થાય તો ઘણું સારૂં.'—આ પ્રમાણે તે કહેતી હતી, તેવામાં તો પુરરક્ષકો આવી તે પુત્રને રાક્ષસની પાસે ખેંચીને લઈ ગયા. જેવો રાક્ષસ દ્વિજપુત્રને ગ્રહણ કરવા આવ્યો તેવામાં પેલા ભૂતો તેને તેની માતા પાસે હરીને લઈ ગયા. ભયને જોતી બ્રાહ્મણીએ ભય પામીને પોતાના પુત્રની રક્ષા થવાને માટે પર્વતની ગુફામાં તેને પૂરી દીધો. પરંતુ ત્યાં રહેલો કોઈ જાગતો અજગર તે પુત્રને ગળી ગયો. તેથી જે ભાવી છે તે અન્યથા થતું નથી માટે આ વિષે તપ કરવાનોજ ઉપાય કરો, કારણ કે નિકાચિત કર્મનો પણ તપથી ક્ષય થાય છે." પછી ચોથો મંત્રી બોલ્યો કે "આ નિમિત્તિઆએ પોતનપુરના રાજાની ઉપર વિદ્યુત્પાત થશે, એમ કહ્યું છે. કાંઈ શ્રીવિજયની ઉપર વિદ્યુત્પાત થશે એમ કહ્યું નથી. તો આજથી સાત દિવસ સુધી કોઈ બીજાને આ નગરનો રાજા કરો કે જેથી તેની ઉપર વિદ્યુત્પાત થાય. આમ કરવાથી આપણું દુરિત નાશ પામો." આ વિચાર સાંભળી હર્ષ પામેલા નિમિત્તિઆએ તે મંત્રીની પ્રશંસા કરી કે 'મારા નિમિત્તજ્ઞાનથી પણ તમારૂ મતિજ્ઞાન અધિક છે. માટે આ અનર્થનો પરિહાર કરવાને આ કાર્ય શીઘ્રતાથી કરો; અને આજથી સાત દિવસ સુધી રાજા ચૈત્યમાં શ્રી જિનપૂજામાં તત્પર થઇને રહો.' તે સમયે હું બોલ્યો—"જે કોઈ પુરૂષને આ રાજ્ય ઉપર અભિષેક કરશું તે નિરપરાધી પુરૂષનો પ્રાણ નાશ થશે, તો તે પણ ચિંતનીય છે, કારણ કે ઈંદ્રથી માંડીને કીડી સુધી સર્વ પ્રાણીઓને પ્રાણ તજવા બહુ મુશ્કેલ છે. તો મારા જોતાં છતાં બીચારો કોઈ રાંક પુરૂષ મૃત્યુ પામે તે કેવા ખેદની વાત છે! અમે બીજાના પ્રાણનું રક્ષણ કરવાનુંજ વ્રત લઈને બેઠા છીએ, તે અમેજ પોતાના જીવિતને માટે બીજાનો ઘાત કેમ કરી શકીએ?" રાજાનું આવું કથન સાંભળી મંત્રીઓ બોલ્યા—હે દેવ! આપણે બે કાર્ય કરવાનાં છે કે આપની ઉપર આવી પડેલો આ અનર્થ દૂર થાય અને કોઇ પ્રાણીનો વધ પણ ન થાય તો તેનો ઉપાય એ છે કે વૈશ્રવણની પ્રતિમાનો રાજ્ય ઉપર અભિષેક કરો, તમારી પેઠે સર્વ જન સાત દિવસ તેની સેવા કરશે. દિવ્ય શક્તિથી કદિ તેની ઉપર કાંઇ પણ ઉપસર્ગ ન થાય તો વધારે સારૂં છે અને કદિ થાય તો તેથી પ્રાણીવધનું પાપ લાગશે નહીં."આ વિચાર મને ઘટિત લાગવાથી હું જિનમંદિરમાં જઈ પૌષધ વ્રત ગ્રહણ કરીને દર્ભના સંસ્તારક ઉપર બેઠો. પછી સર્વ મંત્રીઓ વૈશ્રવણની પ્રતિમાને રાજ્યાભિષેક કરી રાજાની જેમ તેની પાસે વર્તવા લાગ્યા. **સ્વામીના હિતને માટે બુદ્ધિવંતજનો બીજા સાથે પણ સ્વામીની જેમ વર્તે છે.** અનુક્રમે સાતમો દિવસ આવ્યો, ત્યારે મધ્યાન્હ કાળે આકાશમાં ગર્જના કરતો પ્રલયકાલના જેવો દારૂણ મેઘ ચડી આવ્યો. થોડીવારમાં તે ઘોર મેઘમાંથી બ્રહ્માંડને ફોડે તેવો શબ્દ કરતો વિદ્યુત્પાત રાજ્યપર બેસારેલી પેલી યક્ષ પ્રતિમાની ઉપર પડયો. જે વખતે યક્ષ

ઉપર વિદ્યુત્પાત થયો, તેજ વખતે નિમિત્તિઆની ઉપર અંત પુરના લોકોએ કરેલી રત્નાદિકની વૃષ્ટિ થઈ. મેં પણ અખંડ સમૃદ્ધિવાળું પદ્મિનીખંડ નગર આપીને તે નિમિત્તિઆને વિદાય કર્યો, અને તે યક્ષની મૂર્ત્તિ દિવ્ય રત્નમય નવીન બનાવી આપી. કારણ કે તે મારે વિપત્તિમાં બંધુ થઈ હતી. મારા વિઘ્નની શાંતિ થવાથી આજે નગરજન અને અમાત્યો હર્ષથી સર્વોત્સવ શિરોમણિ આ મહોત્સવ કરે છે.”

આ વૃત્તાંત સાંભળીને અમિતતેજે હર્ષથી પોતાની બેન સુતારાની વસ્ત્રાલંકારના દાનવડે પૂજા કરી. સુતારા અને શ્રીવિજયની પાસે કેટલોક કાળ રહીને અમિતતેજ પોતાના નગરમાં ગયો. એક વખતે શ્રીવિજય રાજા ક્રીડા કરવાના કૌતુકથી સુતારાને લઈને જ્યોતિર્વન નામના વનમાં ગયો. તે વખતે કપિલને જીવ અશનિઘોષ વિપ્રતારણી વિદ્યા સાધીને આકાશમાર્ગે આવ્યો. ત્યાં પતિની સાથે ક્રીડા કરતી પોતાની પૂર્વે જન્મની સ્ત્રી સુલોચના સુતારા તેના જોવામાં આવી. પૂર્વે જન્મના સંસ્કારથી સંબંધને નહીં જાણતાં છતાં પણ અશનિઘોષે પોતાની સ્ત્રીની જેમ તે સુતારાની ઉપર જાગેલા અનુરાગથી તેને મેળવવાની ઉત્કંઠા કરી. પછી વિદ્યાના બલથી તે ક્રીડા કરતા સ્ત્રીપુરૂષની આગળ તેણે દિવ્ય કંદુકની જેમ છલંગ મારીને ક્રીડા કરતો એક નેત્રનું હરણ કરે તેવો મનોહર સુવર્ણનો મૃગ વિકુર્વ્યો. જાણે ઇંદ્રનીલમણિની હોય તેવી ખરીઓ અને શીગડાથી અને નીલકમળના જેવા વિલાસ કરતાં બે લોચનથી તે શોભતો હતો, દેહની પીળી કાંતિથી જાણે સુવર્ણમય હોય તેવો લાગતો હતો અને ફાળ ભરવાથી આકાશને તથા ચરણપાતથી ભૂમિતળને મંડિત કરતો હતો. તે સુંદર મૃગને જોઈ દેવી સુતારાએ પોતાના પતિને કહ્યુ–‘સ્વામી! આ મૃગ લાવો, તે મારે ક્રીડા કરવાને યોગ્ય છે.’ કાંતાના કહેવાથી જાણે વાયુનું જુદું પડેલુ વાહન હોય તેમ તે પવનવેગી મૃગની પાછળ રાજા વેગથી દોડયો. સરિતાના ઓઘની પેઠે કોઇ ઠેકાણે વક્ર અને કોઈ ઠેકાણે સરલ થઇને ચાલતો તે મૃગ જરાપણ સ્ખલના પામ્યા વગર રાજાને દૂર લઈ ગયો. ક્ષણવારે દૃશ્ય, ક્ષણવારે અદૃશ્ય, કોઇવાર પૃથ્વીપર અને કોઇવાર આકાશમાં ચાલતો તે મૃગ દેવકૃત માયાની જેમ પકડવાને અશક્ય થઈ પડયો. શ્રીવિજય દૂર ગયો એટલે અશનિઘોષ હળવે હળવે આવીને વનદેવીની પેઠે એકલી રહેલી સુતારાને હરી ગયો. પછી પ્રતારણી વિદ્યાના પ્રભાવે એ દુરાત્માએ બીજુ સુતારાનું રૂપ કરીને ‘મને કુર્કુટ સર્પે ડશી’ એવો કૃત્રિમ પોકાર કર્યો. તે પોકાર સાંભળતાંજ રાજા હરિણને છોડી પાછો વળ્યો. **વિદ્વાનો ક્ષેમ હોય તે છતાં યોગને માટે તત્કાળ તત્પર થાય છે.** પૃથ્વીપર આળોટતી અને શરીરે પીડાતી સુતારાને જોઈને રાજાએ મણિમંત્ર અને ઔષધીના અનેક ઉપચાર કર્યા. જેઓની પ્રથમ પ્રતીતિ જોયેલી હતી, તેવા પણ તે સર્વ ઉપચાર દુર્જન પુરૂષમાં ઉપકારની જેમ નિષ્ફલ થઈ ગયા. જેના નેત્રકમળ બીડાઈ ગયાં હતાં, વદનછબિ વિવર્ણ થઈ ગઈ હતી, ઉરૂયુગળ અને સ્તન-

યુગળ કંપતા હતા, અને જેનાં સર્વ અંગઉપાંગના સંધિ, અને અસ્થિબંધન શિથિલ થયા હતા—એવી સુતારા રાજાના જોતાં જોતાંમાં કાળધર્મ પામી. પોતાની પ્રિયાને ગતપ્રાણા જોઈ રાજા પણ ગતપ્રાણ થયો હોય તેમ નિઃસંજ્ઞ થઇ મૂર્છા પામીને પૃથ્વીપર પડચો. ચંદનનો રસ મસ્તકપર સિંચતાં પુનઃ ચૈતન્યને પ્રાપ્ત થયેલ તે આ પ્રકારે ઉંચે સ્વરે વિલાપ કરવા લાગ્યો—"અરે ! હે મનોરમા ! તને લઇ જનારા દૈવે મને લુંટી લીધો. હે પ્રિયા ! તારા પ્રાણથીજ મારૂં જીવિત હતું. વ્હાલી કાંતા ! તારા વિના હવે આ માણસ શોકના ભારથી આધારભૂત સ્તંભ વગરના જીર્ણ ગૃહની જેમ તત્કાળ પડી જશે. અરે ! મારી વલ્લભાને લોભાવનારા સુવર્ણ મૃગે વલ્લભાની આજ્ઞા પાળવામાં તત્પર આ જડ પુરૂષને ઠગી લીધો. મારી પ્રિયાને પ્રત્યક્ષ જોવાને તક્ષક નાગ પણ સમર્થ નથી, તો આ કુક્કુટ સર્પની શી બીશાત ! પરંતુ અહા ! દૈવ બલવાન્ છે. તો હવે દયિતાની પછવાડે જવા માટે અગ્નિમાં બળી મરી પ્રાણ છોડીને આ પ્રસરતા દુર્દૈવનું કાંઈ ઉણું હોય તે હું પૂર્ણ કરૂં." આ પ્રમાણે વિલાપ કર્યો પછી રાજાએ એક ચિતા રચી, અને રતિમંદિરની શય્યાની પેઠે એ ધીર વીરે સુતારાની સાથે પોતે બેસીને તેને અલંકૃત કરી. પછી જેવો તેમાં. અગ્નિ પ્રજ્વલિત કરીને બળવાનો આરંભ કરે છે તેવામાં બે વિદ્યાધરો ત્યાં આવ્યા. તેમાંથી એક જણે અભિમંત્રિત જલવડે ચિતાનું સિંચન કર્યું, ત્યાં તો તેમાંથી અટ્ટહાસ્ય કરતી પ્રતારણી વિદ્યા જે સુતારાનું રૂપ કરીને રહી હતી તે પલાયન કરી ગઈ. તે વખતે " પ્રજ્વલિત જ્વાળાવાળો અગ્નિ ક્યાં ? અને ગતપ્રાણા મારી પ્રિયા ક્યાં ! વળી અટ્ટહાસ્ય કરતી આ સ્ત્રી કોણ ! શુ આ દૈવનાટક તો નહીં હોય ! " આ પ્રમાણે ચિંતવન કરતો શ્રીવિજય સ્વસ્થ થયો, એટલે તેણે પોતાની આગળ સૌમ્ય આકૃતિવાળા બે પુરૂષોને ઉભેલા જોયા. 'આ શું ?' એમ રાજાએ તેમને પૂછ્યું, એટલે તેઓ પ્રણામ કરી વિનયથી બોલ્યા—'અમે વિદ્યાધરપતિ અમિતતેજના સેવક છીએ. **સંભિન્નશ્રોત** તથા **દીપશિખ** નામના અમે બે પિતાપુત્ર થઈએ છીએ. સ્વેચ્છાથી તીર્થના જિનબિંબોને વંદના કરવાને નીકળ્યા છીએ. અહીં નજીક આવતાં અમોએ શ્રવણમાં દુઃશ્રવ અને પશુઓના કર્ણને પણ કોતરી નાખે તેવી કરૂણાક્ષરવાળી આ પ્રમાણેની વાણી સાંભળી—' હે મારા પ્રાણનાથ શ્રીવિજય ! હે રાજાઓથી સેવિત નાથ ! અરે ! તેજથી સૂર્ય જેવા હે બાંધવ અમિતતેજ ! પરાક્રમવડે બલભદ્ર જેવા હે વત્સ વિજયભદ્ર ! સર્વદા સંનિહિત રહેનારા હે ત્રિપૃષ્ટ કુલના દેવતાઓ ! નાહાર પાસેથી મૃગલીની જેમ આ દુષ્ટ વિદ્યાધર પાસેથી સુતારાનું વગર વિલંબે રક્ષણ કરો, રક્ષણ કરો.' આવી વાણી સાંભળીને અમારા સ્વામીની બહેનને કોઈ દુરાત્મા હરી જાય છે તેવું જાણી શબ્દપાતી બાણની પેઠે અમે તે વાણીને અનુસરીને ચાલ્યા. તત્કાળ હાથીએ ગ્રહણ કરેલી પદ્મિનીની પેઠે અશનિઘોષે પકડેલી ચપલ નેત્રા સુતારાને અમે જોઈ. સ્વામીની બહેનના હરણની ઉપેક્ષા કરવાને અસમર્થ એવા અમોએ ભ્રુકુટી

ચડાવી તે શત્રુને કહ્યું—" હે હત્યારા વિદ્યાધર ! દેવપ્રતિમાનું ચંડાળ હરણ કરે તેમ આ સુતારાનું હરણ કરીને તું ક્યાં જાય છે ? અરે દુષ્ટ ! હવે તું જીવતો રહેવાનો નથી અમે તને મારી નાખીશું, માટે આયુધ ગ્રહણ કર. અમે વિદ્યાધરના પતિ અમિતતેજના સેવક છીએ." આ પ્રમાણે આક્ષેપ કરી સાપને રમાડનારાની જેમ બે કૃષ્ણ સર્પની જેવી બે તરવારને મ્યાનમાંથી ખેંચી કાઢી અમે તે અધમ પુરૂષને મારવાની ઈચ્છાથી તેની સામા થયા. તે વખતે દેવી સુતારાએ કહ્યું–'તમે યુદ્ધ કરવું છોડી દ્યો, અને અહીંથી જ્યોતિર્વનમાં જાઓ, ત્યાં શ્રીવિજય પ્રભુ રહેલા છે. તે પ્રતારણી વિદ્યાથી પ્રાણ ત્યાગ કરતા હશે, તો ત્યાં જઈને તેને બચાવો; તેમના જીવવાથીજ હું જીવું તેમ છું.' આવી સુતારાની આજ્ઞાથી અમે તત્કાળ અહીં આવ્યા અને અમોએ મંત્રિતજલથી તમારો ચિતાગ્નિ બુઝાવી દીધો. વેતાળની પેઠે ઉન્મત્ત થઇ અટ્ટહાસ્ય કરતી જે આ નાસી ગઇ તે સુતારાના રૂપને ધારણ કરનારી પ્રતારણી વિદ્યા હતી. પોતાની પ્રિયા સુતારાનું હરણ થયું, તે જાણવામાં આવતાં વિરહાગ્નિવડે ચિતાનળથી પણ અધિક પ્રજ્વલિત થયેલો શ્રીવિજય અતિ ખેદ પામ્યો. આ પ્રમાણે જોઈને તેઓ બોલ્યા— 'સ્વામી ખેદ કરો નહીં, દૈવની જેમ તમારાથી તે કેટલે દૂર જશે ! પછી તેઓ જાનુથી પૃથ્વીનો સ્પર્શ કરી પ્રણામ કરી ઘણી પ્રાર્થના કરી શ્રીવિજય રાજાને વૈતાઢ્ય પર્વતપર લઈ ગયા. તેને જોઈ સસંભ્રાંતપણે તરતજ જાણે મૂર્ત્તિમાન વિજય હોય, તેમ અમિત તેજ શ્રીવિજયની સામો આવ્યો અને તેને મોટા માનથી ઉચિત આસનપર બેસારી આગમનનું કારણ પૂછયું. શ્રીવિજયની પ્રેરણાથી તે બંને વિદ્યાધરોએ સુતારાના હરણનો વૃત્તાંત કહી બતાવ્યો. તે સાંભળી અર્કકીર્ત્તિના કુમારે ભ્રગુટીથી લલાટને વક્ર કરી અને રોષથી કપોળ તથા નેત્ર રાતાં કરી રાજાને કહ્યું—"જેમ ફણાધારી તક્ષકના મસ્તકને ખજવાળે અને સુઇ ગયેલા કેશરી સીંહના કેશવાળને ઉખેડે તેમ તમારી સ્ત્રી અને મારી બેન સુતારાનું હરણ કરીને હવે એ નરાધમ અશનિઘોષ કેટલું જીવશે !"આ પ્રમાણે કહીને અર્કકીર્ત્તિના પુત્રે શસ્ત્રાવરણી, બંધની અને મોક્ષણી વિદ્યા શ્રીવિજયને આપી. પછી શત્રુના કાળરૂપ અમિતતેજે રશ્મિવેગ, રવિવેગ, અર્કકીર્તિ, ભાનુવેગ, સૂર્યયશા, ભાનુ, ચિત્રરથ, અર્કપ્રભ, અર્કરથ, રવિતેજ, પ્રભાકર, કિર્ણવેગ અને સહસ્રકીર્ણ વિગેરે પોતાના પાંચશે પુત્રોને ત્રિપૃષ્ટના પુત્ર શ્રીવિજયની સાથે મહા શુરવીર સેના સહિત ચમરચંચા નગરીમાં અશનિઘોષની પાસેથી સુતારાને લેવા મોકલ્યા. વિદ્યાધરોના સૈન્યથી સર્વ ગગનમંડલને આચ્છાદન કરતો, સુભટોના શસ્ત્રોથી આકાશને સેંકડો દ્વજાવાળું કરતો, અસંખ્ય અશ્વોના શબ્દથી સૂર્યના અશ્વને બોલાવતો, હાથીઓની પંક્તિથી ગગનમાં બીજી મેઘમાળાને વિસ્તારતો અને પ્રકાશિત વિમાનોથી ઉત્પાતના સૂર્યોને બતાવતો, ત્રિપૃષ્ટનો પુત્ર શ્રીવિજય ચમરચંચા નગરીમાં આવ્યો. અહિં અર્કકીર્ત્તિનો પુત્ર અમિતતેજ અશનિઘોષને વિદ્યાવાળો જાણી પોતાના પૂર્ણ પરાક્રમી સહસ્રરશ્મિ

પુત્રની સાથે પારકી વિદ્યાનો છેદ કરનારી મહાજ્વાળા નામની વિદ્યાને સાધવા હિમવંત ગિરિપર ગયો. ત્યાં જયંત નામના મહર્ષિ કાઉસગ્ગ ધ્યાને રહ્યા હતા, તેમના અને ધરણેંદ્રના પવિત્ર ચરણમૂલમાં માસિક ભક્તવડે સાત રાત્રિની પ્રતિમા ધારણ કરીને તે વિદ્યા સાધવાના કર્મમાં પ્રવર્ત્યો. તેવી રીતે સાધવા બેઠેલા પિતાની રક્ષા કરવાને માટે સહસ્રરશ્મી તત્પર રહ્યો. તેમ રહેતાં તે પિતા પુત્રને કાંઈક ઉણો એક માસ વીતી ગયો.

આ તરફ ચમરચંચા નગરીની બહાર પડાવ નાખીને રહેલા શ્રીવિજયે અશનિઘોષની પાસે એક દૂત મોકલ્યો. તે દૂતે આવીને નિઃશંકપણે અશનિઘોષને કહ્યું કે "કાગડાની જેમ આવું લજ્જાકારી કર્મ કરનારા તને ધિક્કાર છે! ધૈર્ય અને વીર્ય રહિત પુરૂષોનું પરાક્રમ છળ કરવામાંજ હોય છે. આ દેવીનું હરણ કરીને તું તેવા છળધારી પુરૂષોમાં મુખ્ય થયો છે; વળી શ્રીવિજયની ઉપર પ્રતારણી વિદ્યા ચલાવીને દાઢી અને મૂછ ધરી રહેલા તેં કેવું પ્રેક્ષા પૂર્વક કામ કર્યું છે, તે પણ વિચારી જો. પ્રતાપ વડે સૂર્ય જેવા શ્રીવિજયને શું તું નથી જાણતો? જે પ્રતાપ રહિત હોય તેવા પુરૂષમાંજ તારૂં છલ ચાલે છે; તે વીર તારી વિદ્યાને નિષ્ફળ કરીને અહીં આવેલ છે અને હવે બલથી સુતારાને લઈ જશે. તો હે બુદ્ધિમાન્! તું પોતાની મેળેજ જઇને પ્રથમથી સુતારાને અર્પણ કર. જો પ્રણિપાત પૂર્વક સુતારાને સ્વયમેવ અર્પણ કરીશ તો તારા જીવિતનું કુશલ થશે, અન્યથા તો મૃત્યુ તૈયારજ છે." દૂતનાં આવાં વચન સાંભળી અશનિઘોષ મેઘના ગર્જારવ જેવી ઘોર ગિરાથી બોલ્યો—"અરે! દૂત! તું ઉદ્ધત અને નિર્લજ છે, આવો દૂત કોઈ ઠેકાણે મારા જોવામાં આવ્યો નથી. જો શ્રીવિજય અહીં આવ્યો છે, તો તે બિચારા તપસ્વીથી શુ થવાનું છે? કદિ પક્ષીઓ મેરૂપર્વત ઉપર જાય, તેથી શું તેમનામાં પરાક્રમ છે એમ સમજવું? મારા એક લેશ માત્ર પરાક્રમથી તે નષ્ટ શક્તિવાળો થઈને પાછો ચાલ્યો જશે. કેમકે રેતીનું દેવાલય નદીના વેગને સહન કરી શકતું નથી. તેથી જે માર્ગે આવ્યો તે માર્ગે તે પોતાને ઘેર ભલે ચાલ્યો જાય; પણ જો સુતારાને માગશે તો તે યમરાજાને ઘેર જશે. આ બે વાતને વિચારી તે જાય કે રહે, ગમે તે કરે. તું પણ અહીંથી તત્કાળ જા અને આ પ્રમાણે મારી વાણી તેને કહે."

આ પ્રમાણે અશનિઘોષનાં કહેલાં વચનો સાંભળીને તે દૂતે નગરમાંથી નીકળી શ્રીવિજય પાસે આવી તે ઠગારાનો સંદેશો તેમને કહ્યો. કોપાનલમાં પવન જેવો તે સંદેશો સાંભળી રાજા શ્રીવિજયે પોતાની સજ્જ રાખેલી સેનાને પણ ફરીને સજ્જ કરી. શ્રીવિજયની સેનાને યુદ્ધમાં ઉત્કંઠિત જોઇને અશનિઘોષે યુદ્ધનું આતિથ્ય કરવાને પોતાના પુત્રોને આજ્ઞા આપી. તત્કાલ અશ્વઘોષ, શતઘોષ, સહસ્રઘોષ, મહાઘોષ, ભીમઘોષ, ઘનઘોષ અને મેઘઘોષ વિગેરે સર્વ પુત્રો સર્વ સામગ્રી લઈ યુદ્ધ કરવા માટે ચમરચંચા નગરીના દ્વારમાંથી બહાર નીકળ્યા. તે વખતે બંને સૈન્યમાં મોટા ધ્વનિથી શરદ્ઋતુના મેઘ જેવાં રણવાજિત્રો વાગવા માંડ્યાં. પછી જેમાં બાણથી છેદાઈને ઉછળતાં છત્રોથી આકાશ

સો ચંદ્રવાળુ દેખાતું હતું, કપાઇ પડતા મસ્તકોથી જાણે ઘણા રાહુવાળું હોય તેમ જણાતું હતું, પડતા અને ચળકતા શલ્યોથી જાણે ઉલ્કાપાત થતા હોય તેવું દેખાતું હતું, મોટા મદગંધી ગજેંદ્રોના પરસ્પર અફળાવાથી જાણે પર્વતો અફળાતા હોય અને રૂધિરના કાદવથી જાણે ભૂમિપર સંધ્યાનાં વાદળાં વિશ્રાંત થયાં હોય તેવું જણાતું હતું. તેમાં મદ્યની જેમ રૂધિરના પાનથી ભૂત વેતાલ ઉન્મત્ત થઇને નાચતા હતા. મોટા સુભટો હુંકારા કરીને જાણે મંત્રાસ્ત્ર ભણતા હોય તેમ લાગતા હતા, બાણોથી હણાતા હસ્તીઓના કુંભસ્થલમાંથી નીકળતા મુક્તાફલવડે આકાશ બધું તારાવાળું દેખાતું હતું, અને સૈન્યના ઉડેલા રેણુથી જાણે સર્વત્ર પ્રદોષકાલ ઉત્પન્ન થયો હોય તેમ દેખાતુ હતું; એવું બંને સૈન્યમાં મોટું યુદ્ધ પ્રવર્ત્યું. ઘોર ગદાના પ્રહારથી અતિ મૂર્છા પામેલા યોદ્ધાઓને કોઈ તેમના બંધુઓ પોતાના વસ્ત્રના છેડાથી પંખો કરી પવન નાખતા હતા. કોઈ તૃપાતુર થયેલા વીરોને જલના ઘડા લઇને ફરતી પ્રિયાઓ વારંવાર જળપાન કરાવતી હતી. પોતાની પ્રિયાઓ જોતાં છતાં દેવાંગનાઓ આવીને 'આ મારો પતિ, આ મારો પતિ' એમ કહેતી કહેતી ઉત્કંઠાએ કોઈ વીરોને વરતી હતી. કોઈ શત્રુનો મુગટ લઇને નાચતો હતો અને તેની સ્પર્ધા કરતુ હોય તેમ તેના શત્રુનુ ધડ પણ તેને જોઈ નાચતું હતું. જેમ વાનર એક વૃક્ષ પરથી બીજે વૃક્ષે જાય, તેમ કોઈ પોતાના ભમી ગયેલા રથમાંથી ઠેકડો મારીને બીજા રથમાં જતો હતો. કોઈ વીર ચિરકાલ યુદ્ધ કરતાં અસ્ત્ર ખુટી જવાથી પોતાના મસ્તક પરથી શીરસ્ત્રાણ લઈ તે વડે પ્રહાર કરી શત્રુને મારી નાખતો હતો. કેટલાક યોદ્ધાઓ બધાં અસ્ત્રો ક્ષીણ થઈ જવાથી દાંત વડે જેમ હાથીઓ યુદ્ધ કરે તેમ ભુજાદંડથી યુદ્ધ કરતા હતા.

આ પ્રમાણે અસ્ત્રોથી, શસ્ત્રોથી અને માયાથી યુદ્ધ કરતાં બંને સૈન્યોને કાંઇક ઉણો એક માસ વીતી ગયો. તે અરસામાં પવન જેમ વૃક્ષોને ભાંગી નાખે, તેમ શ્રીવિજયના સૈન્યે અશનિઘોષના કુમારોને મારથી પીડિત કરીને ભગ્ન કરી દીધા. એ પ્રમાણે જોઇને વજ્રના જેવી ગદા ઉપાડી પોતાના ભગ્ન થયેલા કુમારોનો તિરસ્કાર કરતો અને શત્રુઓને ત્રાસ પમાડતો અશનિઘોષ, વરાહ જેમ નાના સરોવરમાં અને મંદરાચલ જેમ સમુદ્રમાં પેસે તેમ વિદ્યા અને ભુજાના પરાક્રમથી પ્રકાશિત થઇ શત્રુઓના સૈન્યમાં પેઠો. તત્કાલ તેણે અમતિતેજના પુત્રોને ભગ્ન કરી દીધા. **મનસ્વી જનો સામસામો બદલો તત્કાલ આપે છે.** સુતારાના ભ્રાતૃજો ( ભત્રીજાઓ ) ને ભગ્ન થયેલા જોઇને શ્રીવિજય "ઉભો રહે, ઉભો રહે" એમ બોલતો પોતે અશનિઘોષની સાથે યુદ્ધ કરવા આવ્યો. બંને વીરો પરસ્પર ગાજતા, તિરસ્કાર કરતા, પોતાની શસ્ત્રશક્તિ અને વિદ્યાશક્તિ બતાવતા, અતિ ચાલાકીથી એક બીજાના પ્રહારને વંચતા અને સુરઅસુરોએ જોવાતા મોટું યુદ્ધ કરવા લાગ્યા. પછી પરાક્રમી શ્રીવિજયે ક્રોધ કરીને ખડ્ગવતી કેળની જેમ અશનિઘોષના બે કટકા કરી નાંખ્યા. એટલે તો બંને કટકામાંથી વડમાંથી વડવાઇની

જેમ સૈન્યને ભયંકર એવા બે અશનિઘોષ થયા. તે બંને અશનિઘોષના બે બે ભાગ કર્યા, તો તેમાંથી ચાર ઉદ્ધત અશનિઘોષ થયા. તે ચારના બે બે ભાગ કર્યા, તો તેમાંથી આઠ અશનિઘોષ થયા. એ પ્રમાણે જેમ જેમ તેના ખંડ કર્યા તેમ તેમ શાળિના છોડની જેમ હજારો અશનિઘોષ થઈ ગયા. ઘણા અશનિઘોષથી વિંટાઈ રહેલો પોતનપુરનો રાજા વાદળાંવડે વિંટાઈ રહેલા વિંધ્યાદ્રિ પર્વતના જેવો દેખાવા લાગ્યો. જેવામ અશનિઘોષને છેદી છેદીને શ્રીવિજય શ્રાંત થઇ ગયો, તેવામાં મહાજ્વાળા વિદ્યાને સાધીને અમિતતેજ ત્યાં આવ્યો. પ્રતાપથી ઉગ્ર તેજવાળા અમિતતેજને આવતો જોઈ સિંહથી મૃગલાની જેમ અશનિઘોષના સૈનિકો જીવ લઇને નાઠા. 'દુષ્ટ શત્રુઓને નાસવા પણ દેવા નહીં' એવું ધારી તેણે સાધેલી મહાજ્વાળા વિદ્યા તેમની ઉપર યોજી. તે મહા વિદ્યાથી સદ્ય મોહ પામીને સર્વ શત્રુઓ અમિતતેજને શરણે આવ્યા. ગંધ હસ્તીના મદની ગંધથી બીજા હાથીઓ જેમ ભાગી જાય તેમ અમિતતેજને જોતાંજ અશનિઘોષ ઉચ્છૃંખલ થઇ નાઠો. અમિતતેજે મહાજ્વાળા વિદ્યાને કહ્યું કે 'આ દૂરાત્માને તારે દૂરથી પણ અહીં પકડી લાવવો.' તત્કાલ સર્વ વિદ્યાનો અંત કરનારી એ મહા વિદ્યા કોપ પામેલા કાળની જેમ અશનિઘોષની પછવાડે દોડી. તેનાથી પલાયન થતાં અશનિઘોષને કોઈ ઠેકાણે પણ શરણ મળ્યુ નહીં. છેવટ શરણની ઇચ્છાએ તે દક્ષિણ ભરતાર્દ્ધમાં પેઠો. તેના સિમાંતગિરિપર શ્રી ઋષભ દેવ પ્રભુના ચૈત્યમાં સમોસરણને ઠેકાણે એક ગજધ્વજ સ્થાપન કરેલો હતો. પૂર્વ સાગરને કાંઠે આવેલા તે ગિરિની ઉપર શુક્લ ધ્યાનને ધરનારા બલદેવ મુનિ એક રાત્રિની પ્રતિમા સ્વીકારીને રહ્યા હતા. તેજ રાત્રિએ ઘાતિકર્મનો છેદ થવાથી તે મહામુનિને વિશ્વસંક્રમમાં દર્પણરૂપ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હતું. તેમના કેવળજ્ઞાનનો મહિમા કરવાની ઈચ્છાએ જાણે નિમાયેલા અધિકારી હોય, તેમ સુરઅસુરો સત્વર ત્યાં આવ્યા હતા અને અભિનંદન, જગનંદન, જ્વલનજટી, વિજટી, અર્કકીર્તિ, પુષ્પકેતુ અને વિમલમતિ વિગેરે ચારણ મુનિઓ પણ ત્યાં આવી બલદેવ મુનિને પ્રદક્ષિણા કરી નમસ્કાર કરીને પાસે બેઠા હતા. તે સમયે મહાજ્વાળા વિદ્યા પાછળ આવવાથી ભય પામેલો અશનિઘોષ તત્કાલ સમતા રૂપ અમૃતના દ્રહરૂપ તે અચળ મુનીશ્વરને શરણે ગયો. મહાજ્વાળા અશનિઘોષને ત્યાં બેઠેલો જોઈ પાછી વળી ગઇ. કેમકે કેવળીની સભામાં ઇંદ્રના વજ્રની પણ સ્ફુર્તિ થતી નથી. પોતાના નિષ્ફળપણાથી લજ્જા પામેલી તે વિદ્યાએ આવી, અમિતતેજને સર્વ વૃત્તાંત કહી આપ્યું. તે વૃત્તાંત સાંભળી મેઘધ્વનિથી મયૂરની જેમ અમિતતેજ અને શ્રીવિજય રાજા ઘણા ખુશી થયા. પછી એ નગરીમાંથી સુતારાને શીઘ્ર લઇ આવવાની મરિચિને આજ્ઞા કરી અને ઉત્કંઠાથી પૂરાયેલા હૃદયવાળા અમિતતેજ અને શ્રીવિજય સૈન્ય સહિત પવનવેગી વિમાનવડે સીમાદ્રિપર સત્વર આવી પહોચ્યા. ત્યાં પ્રથમ ઋષભનાથ પ્રભુના બિંબને વાંદીને પછી બલદેવ મુનિને વંદના કરી તેમની આગળ તેઓ બેઠા.

અહીં મરિચિ ચમરચંચા નગરીમાં પ્રવેશ કરી અશનિઘોષને ઘેર તેની માતાની પાસે આવ્યો; ત્યાં હિમપીડિત નલિનીના જેવી, પંકગ્રસ્ત કમલિનીના જેવી, દાવાનલે દગ્ધ થયેલી લતા જેવી, પાશમાં બંધાયેલી મૃગલી જેવી, ઝાંખી પડેલી ચંદ્રલેખા જેવી, કિનારાપર પડેલી માછલી જેવી, બંધને પડેલી હાથિણી જેવી અને મરૂ દેશમાં રહેલી હંસલી જેવી અત્યંત દુઃખી, ઉપવાસ કરતી અને મંત્રની પેઠે પતિના નામનું સ્મરણ કરતી સુતારા તેના જોવામાં આવી. મરિચિએ અશનિઘોષની માતાને કહ્યું કે 'અમિતતેજે સુતારાને લાવવાને માટે મને આજ્ઞા કરી છે.' એટલે અશનિઘોષની માતા સુતારાને લઇને જ્યાં તેના પતિ હતા ત્યાં અચળ બળભદ્ર કેવળીની સભામ આવી અને જાણે થાપણ રાખેલી હોય તેમ તે નિર્દોષ સુતારા, શ્રીવિજય અને અમિતતેજને અર્પણ કરી. પછી તે પ્રસન્ન થઇ ભગવાન્ બળદેવ કેવળજ્ઞાનીને વાંદી યોગ્ય સ્થાને બેઠી. તે વખતે અશનિઘોષે નર અને વિદ્યાધરના ઇંદ્ર એવા શ્રીવિજય અને અમિતતેજને મીઠાં વચનથી ખમાવ્યા.

તે સભામાં એ પ્રમાણે સર્વે શાંત વૈરવાળા થઈ ગયા, પછી અચલ સ્વામીએ તેમની શુદ્ધિ કરનારી દેશના આપી. દેશનાને અંતે અશનિઘોષે લલાટે અંજલિ જોડીને બલભદ્રમુનિને વિજ્ઞપ્તિ કરી–"હે મુનિવર્ય ! પોતાના સ્થાનમાં રહેલી આ સુતારાને હાથી જેમ કમલિનીને હરે, તેમ મેં કાંઇ દુષ્ટ મનથી હરી નહોતી. પરંતુ પૂર્વે એકવાર હું ચમરચંચા નગરીથી ભગવાન જયંત મુનિના સ્થાનમાં ગયો હતો અને ત્યાં નિવાસ કરીને મેં ભ્રમરની પેઠે કાંઈક ગણગણતાં સાત ઉપવાસ કરીને ભ્રામરી વિદ્યા સાધી હતી. ત્યાંથી પાછા ફરતા જ્યોતિર્વનમાં શ્રીવિજયની પાસે રહેલી આ સુતારા જોવામાં આવી. તેને જોવા માત્રથીજ તેની ઉપર કોઇ હેતુવડે મને અકથ્ય સ્નેહ ઉત્પન્ન થયો. પછી મેં ચિંતવ્યુ કે આ રમણી વિના હું અહીંથી જઈ શકીશ નહીં, કેમકે મારૂં મન જાણે બંધાઈ ગયુ હોય તેમ તેને લઇ જવાને ઉત્કંઠિત થાય છે. પણ શેષનાગના મસ્તકપર રહેલા મણિની જેમ આ બલવાન્ શ્રીવિજયની પાસેથી આ સ્ત્રી હરી શકાય તેમ નથી. પછી પ્રતારણી વિદ્યાથી શ્રીવિજયને મોહિત કરી સમળી જેમ હારલતાને હરે તેમ મેં તેનું હરણ કર્યું તે અનિંદિત સુતારાને મેં મારી માતાની પાસે રાખી. ચંદ્રને પણ કલંક છે, પરંતુ આ સુતારામાં જરા પણ નથી. મેં કદિ પણ તેની પાસે કાંઇ કુવચન કહ્યું નથી. તો હે ભગવન્ ! તેની ઉપર મને આટલો બધો સ્નેહ થવાનું શું કારણ છે ? તે આપ કહો." પછી ભગવંતે સત્યભામા અને કપિલની તથા શ્રીષેણ અને શિખિનંદિતા તથા અભિનંદિતાની કથા કહી બતાવી. પછી એ મુનિવરે કહ્યું કે "શ્રીષેણ, અભિનંદિતા, શિખિનંદિતા અને સત્યભામા મૃત્યુ પામીને યુગલીઆ થયા હતા. ત્યાંથી મૃત્યુ પામી તે ચારે સૌધર્મ દેવલોકમાં દેવતા થયા હતા. ત્યાંથી ચવીને શ્રીષેણનો જીવ આ અમિતતેજ થયો. શિખિનંદિતાનો જીવ તેની પત્ની

જ્યોતિઃપ્રભા થયો. અભિનંદિતાનો જીવ આ શ્રીવિજય થયેલ છે અને સત્યભામાનો જીવ આ સુતારા થયો છે. કપિલ આર્ત્તધ્યાને મૃત્યુ પામી અનેક યોનિઓમાં ભમ્યો; અને આર્ત્તધ્યાનથી બાંધેલું કર્મ અકામ નિર્જરાવડે તિર્યંચ યોનિ અને નારકીમાં ઉત્પન્ન થઇને ખપાવ્યું. પછી ભૂતરત્ન નામની અટવીમાં ઐરાવતી નદીના કાંઠા ઉપર તાપસના અગ્રેસર જટિલ કૌશિક નામના તપસ્વીની પવનવેગા નામની પત્નીથી એ કપિલનો જીવ શમિલાયુગના ન્યાયે **ધર્મિલ** નામે પુત્રપણે ઉત્પન્ન થયો. આંગણાનાં વૃક્ષોની જેમ તપસ્વીઓએ લાલનપાલન કરેલો ધર્મિલ અનુક્રમે મોટો થયો એટલે માથે જટા રાખી પોતાના પિતાની પાસે તાપસી દીક્ષા લઇ તેણે બાલ તપ કરવાનો આરંભ કર્યો. કેમકે તે કાર્ય તેના પિતૃ પરંપરાએ ચાલ્યુ આવેલુ હતું. હેમંતઋતુમાં પર્વતના પથ્થરો જેમ ઝરણાને સહન કરે, તેમ હિમવડે ભયંકર એવી રાત્રિઓમાં ગળતા શીતળ જળના સંપાતને તે સહન કરવા લાગ્યો. ગ્રીષ્મઋતુમાં મધ્યાહ્નને માથે સૂર્ય અને આસપાસ પ્રજ્વલિત ધુણીઓ કરીને તે પંચાગ્નિના તાપ સહન કરવા લાગ્યો. ચોમાસામાં મેઘની વૃષ્ટિ વડે પૂરાયેલી ખીણો અને સરોવરોમાં કંઠ સુધી જલમાં રહી અઘોર મંત્રને જપવા લાગ્યો. અપ્પકાય અને પૃથ્વીકાય જીવોને પીડા કરવામાં ઉચ્છૃંખલ થયેલા ધર્મિલે વાપી, કૂપ અને સરોવરો ખોધા અને ખોદાવ્યા. બાલકની પેઠે અલ્પ બુદ્ધિવાળા તેણે દાતરડાં અને કુહાડા લઇ કૃષિકારની જેમ પોતાની મેળે ઘણા સમિધ અને દર્ભ છેદી નાખ્યા. વળી ઘુણ જાતના જીવોના દાહથી અને પતંગના પડવાથી થતા પાપમાં નિર્ભય થઇ તેણે ધર્મની સઘડીઓ કરી અને માર્ગમાં દીપદાન કરવા માંડ્યાં. ભોજનની પહેલાં અતિથિની જેમ કાગડા વિગેરે દુષ્ટ તિર્યંચોને તેણે પિંડદાન આપ્યાં. વડ, પિપળા અને અરિઠા વિગેરે વૃક્ષોને તેણે દેવની પેઠે પૂજ્યા અને વાંદ્યા. ગાયોની પૂજા કરી. પૂરા સહિત જલવડે વૃક્ષોનું સિંચન કર્યું, અને સ્થાને સ્થાને જલની પરબો બાંધી. આ પ્રમાણે એ મુગ્ધબુદ્ધિ ધર્મિલે પૂર્વોક્ત સર્વ કાર્ય ધર્મબુદ્ધિથી કરતાં કરતાં ઘણો કાલ નિર્ગમન કર્યો અને તેથી પ્રયાસ માત્ર ફળ મેળવ્યુ. એક વખતે મહર્દ્ધિકની જેમ વિમાનપર બેસીને આકાશમાર્ગે જતો એક વિદ્યાધર તેના જોવામાં આવ્યો; તેને જોઈ 'આ તપના ફલથી હું ભવાંતરે આવો થાઉં' એવું તેણે નિયાણું કર્યું અને અનુક્રમે મૃત્યુ પામ્યો. ત્યાંથી ચમરચંચા નગરીમાં વિદ્યાધરના રાજા ઇંદ્રાશનિની આસુરી નામની પત્નીથી તું પુત્રપણે ઉત્પન્ન થયો છે. પૂર્વ જન્મના સંબંધથી સુતારાની ઉપર તને ગાઢ સ્નેહ ઉત્પન્ન થયો. કેમકે પૂર્વ સંસ્કાર સેંકડો જન્મ સુધી ચાલ્યાં આવે છે." આ પ્રમાણે પોતાનો પૂર્વભવ સાંભળી સુતારા, અમિતતેજ, શ્રીવિજય અને અશનિવેગ પરમસંવેગ અને વિસ્મય પામ્યા. પછી અમિતતેજે પૂછ્યું-'હે મુનિવર્ય ! હું ભવ્ય છુ કે અભવ્ય છુ ?' બલભદ્ર મુનિ બોલ્યા-"આ ભવથી નવમા ભવને વિષે આ ભરતક્ષેત્રની અંદર બત્રીશ હજાર

મુગટબદ્ધ રાજાઓએ સેવન કરાતો, ચૌદ મહારત્નનો નાથ, નવનિધિનો ઇશ્વર, લવણ સમુદ્ર તથા ક્ષુદ્ર હિમાલય જેની મર્યાદા છે એટલી પૃથ્વીનો સ્વામી અને માગધાદિક દેવકુમારોએ સેવેલો એવો તું પાંચમો ચક્રવર્ત્તી થઇશ, અને તેજ ભવમાં ચોસઠ ઇંદ્રોએ જેના ચરણને સેવેલ છે એવા શાંતિનાથ નામે સોળમા તીર્થંકર પણ તમેજ થશો. તે વખતે આ શ્રીવિજય રાજા તે તમારા પહેલા પુત્ર અને પહેલા ગણધર થશે.' આ પ્રમાણે સાંભળી શ્રીવિજય અને અમિતતેજે અચળ મુનિને પ્રણામ કરીને શ્રાવકના બાર વ્રત ગ્રહણ કર્યાં. અશનિઘોષે બલભદ્ર મુનિને પ્રણામ કરી ભક્તિવડે નમ્ર થઈ વિજ્ઞપ્તિ કરી.—"હે સર્વજ્ઞ પ્રભુ! આપના મુખથી મેં પૂર્વ ભવોમાં ભોગવેલ દુઃખ સાંભળવાથી મારૂ મન તે આવેશથી અત્યારે પણ કંપે છે. હે ભગવન્! તમારા કહેવા પ્રમાણે કપિલના જન્મમાં પ્રિયાના વિયોગથી મેં જે આર્તધ્યાન કર્યું હતું, તેથી વિવિધ પ્રકારના વધ, છેદ અને ભેદ વડે ભયંકર યોનિમાં ઉત્પન્ન થઇ થઈ મને બહુ વાર તેનું ફળ મળ્યું. ત્યારપછી અકામ નિર્જરાએ માંડ માંડ તે દુષ્કર્મને જીર્ણ કરી હું પૂર્વ ભવમાં મનુષ્યપણાને પામ્યો. પરંતુ તેમાં પણ અભાગ્ય યોગે જિનધર્મ નહીં પામવાથી તાપસ થઇ અલ્પ ફળવાળું અને બહુ કષ્ટવાળું મેં બાળ તપ કર્યું; તેવા તપને પરિણામે પણ પાછુ નિયાણું કરી આ ચમરચંચા નગરીમાં હું વિદ્યાધરનો પતિ થયો. પણ હે પ્રભુ! તેવા નિદાનવાળા તપનું, પરસ્ત્રીહરણનું અને મહાજ્વાળા વિદ્યાના ભયનુ મને તો મહાશુભ ફળવાળુ પરિણામ આવ્યુ કે જેથી સર્વ દુઃખમાંથી છોડાવનારા આપ જેવા મહાત્માનુ શરણ મળ્યુ. પાસે રહેલી વસ્તુને પણ જેમ અંધ ન જાણી શકે તેમ જિનધર્મને નહીં જાણતો હું આટલા ભવ પર્યંત ભમ્યો પરંતુ હવે આપ મારી રક્ષા કરો. હે વિભુ! અત્યારપછી યતિધર્મ વિના મારી એક ક્ષણ પણ જશો નહીં માટે મને હમણાજ દીક્ષા આપો." 'તે યોગ્ય છે' એમ કહી મુનિએ અનુગ્રહ કરેલ અશનિઘોષ ઉત્તમ આશ્રયને પામીને વિનયથી અમિતતેજ પ્રત્યે બોલ્યો—"કર્મરૂપ ઘાસમાં અગ્નિ સમાન આ જ્વલનજટી પ્રત્યક્ષ વિજયી ધર્મ હોય તેવા તમારા પૂજ્ય પિતામહ છે, આ ભગવાન્ અર્કકીર્તિ કે જે તૃણની જેમ વૈભવનો ત્યાગ કરનાર અને તપના તેજવડે અર્ક ( સૂર્ય ) જેવા તમારા પિતા છે અને ભાવી ચક્રવર્તી તેમજ ભાવી તિર્થંકર એવા તમે છો તો તમને પ્રણિપાત કરતાં જો કે હું માની છું તે છતાં પણ મને કાંઈ લજ્જા નથી. માટે હવે આ ચમરચચા નગરીનું મારૂ રાજ્ય અને અશ્વઘોષાદિક આ મારા પુત્રો અને મારૂ બીજું જે કાંઈ છે તે બધું તમારૂજ છે એમ જાણજો, જુદું જાણશો નહી." આ પ્રમાણે કહી પોતાના મોટા પુત્ર અશ્વઘોષને ક્ષીરકંઠ બાલકની પેઠે અમિતતેજના ઉત્સંગમાં અર્પણ કર્યો. પછી ઇદ્રાશનિના કુમાર અશનિઘોષે ઘણા રાજાઓની સાથે અચળ સ્વામીની પાસે દીક્ષા લીધી. શ્રીવિજયની માતા સ્વયંપ્રભાએ પણ ત્યાં આવી અચળ સ્વામીની પાસે દીક્ષા ગ્રહણ કરી. પછી બલભદ્ર મુનિને નમીને અમિતતેજ, શ્રીવિજય અને અશ્વઘોષાદિક પોતપોતાને સ્થાનકે ગયા.

અપાર લક્ષ્મીવાળો શ્રીવિજય અને અમિતતેજ શક્ર અને ઈશાન ઈંદ્રની જેમ પુષ્કળ લક્ષ્મીવડે નિરંતર અર્હંતના મંદિરોમાં ઉત્કૃષ્ટ રીતે અઠ્ઠાઈ ઉત્સવાદિ આચરતા, એષણીય, કલ્પનીય અને પ્રાસુક પદાર્થોનું સાધુઓને દાન આપી પોતાની સમૃદ્ધિને કૃતાર્થ કરતા, અનેક ચિંતારૂપ ગ્રીષ્મઋતુથી આર્ત્ત પ્રાણીઓની પૂર્વ દિશાના પવન અને મેઘની જેમ સર્વ પીડાને હરતા, વળી સારી બુદ્ધિવાળા તેઓ રાતદિવસ આત્મગોષ્ઠીમાં રહેતા, ગુરૂની પાસેથી શાસ્ત્રના રહસ્યને ભાવથી સાંભળતા, બ્હીતો માણસ છાયાને પણ તજે તેમ કુતીર્થીની ગોષ્ઠીને છોડી દેતા, કુપથ્યની જેમ અખિલ વ્યસનોનો ત્યાગ કરતા, કોઈવાર ક્ષણ માત્ર વિષયસુખ અનુભવતા, યોગ્ય અવસરે રાજ્યની પાપ રહિત એવી ચિંતાને ચિંતવતા અને પોતપોતાના નગરમાં પણ એક મનવાળા થઈને રહેતા તેઓ કાળ નિર્ગમન કરવા લાગ્યા.

એકદા ચૈત્ય પાસે આવેલા પૌષધાગારમાં પોસહ ગ્રહણ કરીને વિદ્યાધરોને અર્હંત ધર્મ કહેતા હતા, તે સમયે શ્રી જિનબિંબને વાંદવાની ઇચ્છાએ જાણે ધર્મની બે ભુજા હોય તેવા બે ચારણ મુનિ તે ચૈત્યમાં ઉતર્યા. તેમને આકાશમાંથી ઉતરતાં જોઈને અમિતતેજ ઉભો થયો અને ઈષ્ટના દર્શનથી હર્ષ પામીને તેમને વંદના કરી. બંને મુનિઓએ જિનેંદ્રને ત્રણ પ્રદક્ષિણા કરી વંદના કરી, પછી અમિતતેજને કહ્યું—"મરૂસ્થળમાં જળની જેમ આ સંસારમાં માનુષ્યત્વ અતિ દુર્લભ છે, તે પ્રાપ્ત થાય તો કદિપણ તેને વ્યર્થ રીતે ગુમાવવું નહીં અને શ્રી જૈન ધર્મના આરાધનમાં જરાપણ પ્રમાદ કરવો નહીં. કેમકે તે ધર્મ વિના ઉત્તરોત્તર મનોરથને પૂરનાર બીજુ કોઈ નથી." આ પ્રમાણે કહી વિશ્વને ઈષ્ટ દર્શનવાળા તે બને ચારણ મુનિ વર્ષાકાળના મેઘની જેમ આકાશમાર્ગે ચાલ્યા ગયા. ત્યાર પછી શ્રીવિજય અને અમિતતેજ પ્રતિવર્ષે શ્રી અર્હંતના ચૈત્યોમાં ત્રણ મહોત્સવો કરવા લાગ્યા. તેમાં ચૈત્ર અને આશ્વિન માસની બે અઠ્ઠાઈઓના ઉત્સવ દેવતાઓ નંદીશ્વર દ્વીપે જઈને કરે છે અને બીજાઓ પોતપોતાના ચૈત્યમાં કરે છે તે પ્રમાણે ચૈત્ર અને આશ્વિન માસમાં પોતપોતાના ચૈત્યમાં કરતા હતા, અને ત્રીજો અશાશ્વત ( અનિયમીત વખતનો ) ઉત્સવ સીમાદ્રિ ઉપર જઈને શ્રી ઋષભનાથના ચૈત્યમાં બળદેવની જ્ઞાનભૂમિને સ્થાનકે કરતા હતા.

એક વખતે રાજા અમિતતેજ મેરૂપર સૂર્યની જેમ પોતાના મહેલપર પ્રધાનમંડળના પરિવાર સાથે બેઠા હતા; તેવામાં કાદવ અને જલ સુકાઇ ગયાં હોય એવા ગ્રીષ્મ ઋતુના સરોવરની જેમ તપથી જેનાં માંસ તથા રૂધિર સુકાઇ ગયાં હતાં, ઉદ્વેળ સાગરની જેમ જેના શરીરપર નસોનું જાળ દેખાતું હતું. જીર્ણ વાંસની જેમ જેના શરીરના સાંધાઓ કડકડ બોલતા હતા, પ્રગટ કરેલી પર્શુની જેવું જેમનું ઉદર દુર્બળ અને ભીષણ દેખાતું હતું, તેમજ નિર્દોષ તપ સંપદાના તેજથી જે પ્રકાશી રહ્યા હતા—એવા ધર્માદર્શ તુલ્ય માસક્ષપણક કોઈ મુનિ ભિક્ષાને માટે નગરમાં આવેલા તેમના જોવામાં

આવ્યા. એક જિનદર્શનજ જેને પ્રિય છે એવો અમિતતેજ તેમને જોતાંજ મહેલથી ઉતરી તેમની પાસે આવ્યો, અને ત્રણ પ્રદક્ષિણા કરી વાંદી નિર્દોષ અન્નાદિક વડે તેમને પ્રતિલાભિત કર્યા. તે વખતે સત્પાત્રને આપેલા અન્નાદિક દાનના પ્રભાવથી વસુધારા વિગેરે પાંચ દિવ્ય પ્રગટ થયા. એવી રીતે ધર્મચેષ્ટા કરતાં અને સુખમગ્ન રહેતાં શ્રીવિજય અને અમિતતેજને હજારો વર્ષ વીતી ગયાં.

એક સમયે અમિતતેજ અને શ્રીવિજય સાથે મળીને નંદન વનમાં રહેલા શાશ્વત અર્હંતને વંદના કરવા ગયા. વંદના કરીને કુતૂહલથી ભમતાં ભમતાં નંદન વનની રમણિક ભૂમિ જોવા લાગ્યા. તેવામાં વિપુલમતિ અને મહામતિ નામના બે ઉત્તમ ચારણ મુનિ સુવર્ણ શિલાપર બેઠેલા તેમના જોવામાં આવ્યા, એટલે તેમની પાસે જઈ પ્રદક્ષિણા કરી વાંદીને બંને શ્રાવક રાજા તેમની પાસે બેસી, આ પ્રમાણે ધર્મદેશના સાંભળવા લાગ્યા.

" આ જગતમાં મૃત્યુ સર્વે પ્રાણીઓની સમીપે હમેશાં રહેલું છે; તેથી કસાઈના " ઘરમાં રહેલા પશુઓની જેમ આ પ્રાણીઓનું જીવિત ચપલ છે. જે મનુષ્યો આયુ " ક્ષણિક છે એવું જાણે છે તથાપિ ધર્મમાં ઉદ્યમ કરતા નથી તે મોહનોજ વિલાસ છે. " જન્મથી માંડીને મૃત્યુ સુધી મોહ એવો મોટો શત્રુ છે કે તે મનુષ્યના હિતકારી " ધર્મને મૂલમાંથી છેદી નાંખે છે. તેથી માનવજન્મના ફલની ઈચ્છાએ મોહને છેદીને " નિરંતર ધર્મ કરવો કે જેથી ફરીને પણ મનુષ્યજન્મ પ્રાપ્ત થાય."

આ પ્રમાણે દેશના સાંભળી પોતાનું અવશેષ આયુષ્ય કેટલું છે ? એવો તેમણે પ્રશ્ન કર્યો. એટલે 'હવે માત્ર છવીશ દિવસનું આયુષ્ય બાકી છે' એવો મુનીશ્વરોએ પ્રત્યુત્તર આપ્યો. આવું મુનિવાક્ય અમોઘ જાણી તે નર અને વિદ્યાધરના રાજા નિર્વેદયુક્ત મહા પશ્ચાત્તાપ કરતા આ પ્રમાણે બોલ્યા–" અરે ! સદા નિદ્રાલુની જેમ, સદા મદ પીનારની જેમ, સદા બાળકની જેમ, સદા મૂર્છિતની જેમ અને સદા અપસ્મારીની જેમ અમોએ અરણ્યમાં ઉગેલા પુષ્પની માફક આ મનુષ્યજન્મ પ્રમાદમાંજ નિષ્ફળ ગુમાવી નાંખ્યો છે." ચારણમુનિ તેમને પ્રતિબોધ કરવાને બોલ્યા–" હે મહાનુભાવ ! ખેદ કરો નહીં. અદ્યાપિ તમારે પ્રવ્રજ્યા લેવી યુક્ત છે. જેમ નિશાને અંતે થયેલી ચંદ્રજ્યોતિ કુમુદવિકાશનું કારણ થાય છે તેમ જન્માંતે પણ ગ્રહણ કરેલી દીક્ષા કલ્યાણની હેતુ થાય છે. ચારણ મુનિના આવા પ્રતિબોધથી શ્રીવિજય અને અમિત-તેજ ધર્મક્રિયામાં ઉત્સુક થઈ પોતપોતાની રાજધાનીમાં આવ્યા. ત્યાં મુખ્ય જિન ચૈત્યમાં મોટો અઠ્ઠાઈઉત્સવ કર્યો અને દીન તથા અનાથ પ્રાણીઓને યથારૂચિ દાન આપ્યું. પછી પોતપોતાના પુત્રને રાજ્ય સોંપી બંને રાજાઓએ અભિનંદન અને જગન્નંદન મુનિની પાસે જઈ વ્રત કર્યું, અને તરતજ પાદપોપગમ નામે અનશન પણ અંગીકાર કર્યું. તે સમયે શ્રીવિજયે પોતાના પિતાનું સ્મરણ કર્યું; અને તેમની અધિક

સમૃદ્ધિ અને પોતાની હીન સમૃદ્ધિ વિચારીને 'હું તેમના જેવો થાઉં' એવું નિયાણું બાંધ્યું. નિયાણું કરનાર શ્રીવિજય અને નિયાણું નહીં કરનાર અમિતતેજ આયુક્ષયે મૃત્યુ પામી પ્રાણત નામના દશમા કલ્પમાં ઉત્પન્ન થયા. ત્યાં સુસ્થિતાવર્ત્ત અને નંદિતાવર્ત્ત વિમાનના સ્વામી મણિચુલ અને દિવ્યચુલ નામે દેવતા થઇ તેઓ સુખે રહેવા લાગ્યા. મનની ઇચ્છા પ્રમાણે વાંછિત અર્થને સિદ્ધ કરનારા તે દેવતાઓએ રતિસાગરમાં ગાઢ મગ્ન થઈ વીશ સાગરોપમનું આયુષ્ય સુખે નિર્ગમન કર્યું.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये पंचमे पर्वणि श्रीशांतिनाथदेवस्य श्रीषेणादिभवपंचकवर्णनो नाम प्रथमः सर्गः ॥ १ ॥



# સર્ગ ૨ જો.

આ જંબૂદ્વીપમાં પ્રાગ્વિદેહના આભૂષણ રૂપ રમણીય નામના વિજયમાં શીતા નદીના દક્ષિણ તટને વિષે પૃથ્વીના શુભ વ્યૂહને કરનારી પરમ સમૃદ્ધિ વડે શુભ અને શુભ લક્ષ્મીનું સ્થાન શુભા નામે એક નગરી છે. તેમાં સ્થિરતામાં મેરૂ જેવો અને ગાંભીર્યમાં સાગર જેવો સ્તિમિતસાગર નામે રાજા હતો. તેને અપ્સરાની સૌભાગ્ય સંપત્તિને પરાભવ કરનાર અને શીળની ધુરાને ધરનાર વસુંધરા અને અનુદ્ધરા નામે બે પત્ની હતી. નંદિતાવર્ત્ત વિમાનમાંથી ચવી અમિતતેજાનો જીવ વસુંધરા દેવીના ઉદરમાં અવતર્યો. સુખે સુતેલી વસુંધરા દેવીએ બલભદ્રના જન્મને સૂચવનારાં ચાર મહા સ્વપ્ન મુખમાં પ્રવેશ કરતાં જોયાં. તે સમયે તેને ઉત્પન્ન થયેલા પરમાનંદથી પરાભવ પામી હોય તેમ નિદ્રા દૂર ગઈ, એટલે રાણીએ રાજાને વિજ્ઞપ્તિ કરી કે "પ્રાણનાથ! મેં આજે સ્વપ્નમાં વાદલમાં ચંદ્ર પ્રવેશ કરે તેમ સ્ફટિકના ગિરિ જેવો ચાર દાંતવાળો હાથી મુખમાં પ્રવેશ કરતો જોયો; શરદઋતુના વાદળાનો બનાવેલો હોય તેવો નિર્મલ કાંતિવાળો, ઉંચી કાંઢવાળો અને સરલ પુંછવાળો ગર્જના કરતો વૃષભ મારા જોવામાં આવ્યો; દૂર પ્રસરતાં કિરણોના અંકુરોથી જાણે દિશાઓને કર્ણાભરણ રચતો હોય તેવો ચંદ્ર અવલોક્યો, અને ત્યાર પછી ગુંજારવ કરતા ભ્રમરાઓથી જાણે શતમુખે ગાતું હોય તેવુ અને વિકાશ પામેલા કમળોવડે પરિપૂર્ણ સરોવર જોયું. હે સ્વામી! આ સ્વપ્નનું શુ ફલ પ્રાપ્ત થશે તે મને કહો. ઉત્તમ સ્વપ્નને માટે સામાન્ય માણસને પૂછવુ અનુચિત છે." રાજાએ કહ્યું–'હે દેવી! લક્ષ્મીવડે દેવ જેવો અને લોકોત્તર બળવાળો તમારે બલભદ્ર પુત્ર થશે.' ત્યારથી જેમ રત્નગર્ભા પૃથ્વી નિધાનને અને વંશલતા મુક્તાફળને ધારણ કરે તેમ વસુંધરા દેવીએ ગર્ભને ધારણ કર્યો. તે મહાદેવીએ ગર્ભસમય પૂર્ણ થતાં શ્રીવત્સના ચિન્હવાળા, શ્વેતવર્ણવાળા, પૂર્ણ અવયવવાળા અને સંપૂર્ણ લક્ષણને ધરનારા એક સુંદર પુત્રને જન્મ આપ્યો. પુત્રના જન્મથી સ્તિમિતસાગર રાજા પાર્વણ ઈંદુના[1] ઉદયથી સાગરની જેમ હર્ષ પામ્યો. પિતાએ બારમે દિવસે બાર સૂર્ય જેવી કાંતિવાળા તે પુત્રનું **અપરાજિત** નામ પાડ્યું. પુત્રને જોતાં, ચુંબન કરતાં, આલિંગન કરતાં અને ઉત્સંગમાં બેસારતાં મહારાજા, ધનને પ્રાપ્ત કરનારા નિર્ધનની જેમ કદિપણ વિરામ પામતા નહોતા. ત્યાર પછી કેટલેક કાળે સુસ્થિતાવર્ત્ત વિમાનમાંથી ચવીને શ્રીવિજયનો જીવ અનુદ્ધરા દેવીની કુક્ષિમાં અવતર્યો. તે સમયે સુખે સુતેલી અનુદ્ધરાદેવીએ રાત્રિના શેષ ભાગે પોતાના મુખમાં પ્રવેશ કરતાં સાત સ્વપ્ન જોયાં.

---

૧ પૂર્ણિમાનો ચંદ્ર.

તેમાં પ્રથમ કુંકુમ જેવી અરૂણ કેસરા, ચંદ્રલેખા જેવા નખ અને ચમરના જેવા પુંછવાળો કિશોર કેશરીસિંહ જોયો. પછી સુંઢમાં પૂર્ણ કુંભને ધરનારા બે હાથીએ ક્ષીર જલથી અભિષેક કરાતાં પદ્માસના લક્ષ્મીદેવી જોયાં. પછી મોટા અંધકારને ટાળનાર, રાત્રિનો પણ દિવસ કરનાર અને પ્રચંડ તેજને પ્રસારનાર સૂર્ય અવલોક્યો. પછી સ્વચ્છ અને સ્વાદિષ્ટ જલથી પૂર્ણ, મુખ ઉપર પુંડરીક કમળથી અર્ચિત, સુવર્ણથી ઘડેલો અને પુષ્પમાળાથી શોભતો પૂર્ણ કુંભ જોયો. પછી વિવિધ જલચર પ્રાણીઓથી ભરપૂર, રત્નસમૂહથી પ્રકાશિત અને ગગન પર્યંત ઉછળતા તરંગોવાળો સમુદ્ર અવલોક્યો. પછી પંચવર્ણી મણિની જ્યોતિના પ્રસરવાથી ગગનાંગણમાં ઈંદ્રધનુષ્યની શોભાને ધરતો રત્નનો સંચય જોયો; અને છેલ્લે ધૂમ્ર રહિત, જ્વાળાઓથી આકાશને પલ્લવિત કરતો અને જોવા યોગ્ય સુખદાયક પ્રકાશવાળો અગ્નિ અવલોક્યો. આ પ્રમાણે સાત સ્વપ્ન જોઈ જાગ્રત થયેલી અનુદ્ધરા દેવીએ તે પતિની પાસે નિવેદન કર્યાં. તે સાંભળી રાજાએ કહ્યું—' તમારે વાસુદેવ પુત્ર થશે.' સ્વપ્નફળ સાંભળી દેવી ખુશી થયા. સમય આવતાં આકાશ જેમ મેઘને જન્મ આપે, તેમ દેવીએ નેત્રને ઉત્સવ આપનાર અને નીલ કમળના જેવા શ્યામ વર્ણવાળા કુમારને જન્મ આપ્યો. અનુદ્ધરાના ઉદરથી ઉત્પન્ન થયેલા એ મહાવીર્ય કુમારનું રાજાએ મોટા ઉત્સવથી **અનંતવીર્ય** એવું નામ પાડ્યું. હંસ જેમ એક કમલથી બીજા કમલપર જાય તેમ રાત્રિદિવસ ધાત્રીઓના ઉત્સંગમાં ફર્યા કરતો તે રાજકુમાર હળવે હળવે વૃદ્ધિ પામ્યો. અનુક્રમે વધેલા અને રમણીઓએ જોયેલા એ રમણીય આકૃતિવાળા વાસુદેવ પોતાના મોટાભાઇની સાથે મિત્રની જેમ રમવા લાગ્યા. જાણે વર્ષાઋતુ અને શરદઋતુના મેઘ એક ઠેકાણે મળ્યા હોય તેમ શ્વેત અને શ્યામ શરીરવાળા એ બંને ભાઇઓ શોભતા હતા. યોગ્યવયે તેમણે લીલામાત્રમાં સર્વ શાસ્ત્રો શીખી લીધાં. 'તેવા પુરૂષોને પૂર્વ ભવે અભ્યાસ કરેલી વિદ્યા સ્વયમેવ પ્રાપ્ત થાય છે.' તેમણે ગુરૂની પાસે એવો અભ્યાસ કર્યો કે જેથી તેઓ ગુરૂના જ્ઞાનને જીવાડનાર થઈ પડ્યા. અનુક્રમે તેઓ લક્ષ્મીનું વાસગૃહ અને મંત્રતંત્ર વગરનું કામિનીજનને કામણરૂપ યૌવનવય પામ્યા.

એકદા વિવિધ અતિશયવાળા **સ્વયંપ્રભ** નામે મુનિ ત્યાં પધાર્યા. તેમણે નગરની બહાર ઉપવનના કોઈ ભાગમાં નિવાસ કર્યો. તે સમયે અશ્વક્રીડામાં ચતુર રાજા સ્તિમિતસાગર અશ્વને ખેલાવવા માટે નગરની બહાર નીકળ્યો. ઉન્મત્ત અને શાંત અશ્વોને ખેલાવી અશ્વક્રીડામાં રેવંતકુમાર જેવો તે રાજા શ્રાંત થઇને તેજ વનમાં આવ્યો. ઘણા તરૂણ વૃક્ષોથી જાણે તેમાં મેઘ વિશ્રામ લેવા આવ્યા હોય તેવુ, નીકવડે ઝરણાવાળો ગિરિ હોય તેવું, કદલીના પત્રથી જાણે પાંથજનને પંખો કરતું હોય તેવું અને સર્વત્ર ઉગેલી લીલોતરીથી જાણે મરકત મણિથી તળ બાંધ્યુ હોય તેવું તે વન દેખાતું હતુ. એલાઈચી, લવીંગ, કંકોળ અને ચારોળીની ખુશબોને વહન કરતા સુખકારી

પવનો તેમાં માર્જન કરનારી દાસીનું કામ કરતા હતા. પૃથ્વીપર રહેલું જાણે નંદન વન હોય તેવા તે ઉદ્યાનમાં રાજા હર્ષથી નેત્રને સ્થિર કરતો બેઠા. ક્ષણવાર વિશ્રામ લઈ આગળ જોયું તો અશોકવૃક્ષની નીચે ધ્યાન ધરતા પ્રતિમાધારી મુનિને જોયા. તત્કાળ શીત લાગવાની જેમ ભક્તિથી તે રોમાંચિત થઈ ગયો. મુનિ પાસે જઈ ત્રણ પ્રદક્ષિણા દઇને વંદના કરી. મુનિએ પોતાનું ધ્યાન પારી ધર્મલાભ રૂપ આશિષ આપી. સત્પુરૂષો પોતાનું આરંભેલું કાર્ય બીજાના હિતને માટે છોડી દે છે. પછી સ્વયંપ્રભ મુનિએ જેવા જોઇએ તેવા ઉદાહરણોથી શ્રોતાને જાણે પ્રત્યક્ષ અનુભવ કરાવતી હોય એવી ધર્મદેશના આપી. તે દેશના સાંભળી રાજા ક્ષણવારમાં પ્રતિબોધ પામ્યો. ઘેર જઈ પોતાના પુત્ર અનંતવીર્યને રાજ્યાસને બેસાર્યો; અનંતવીર્યે તથા અપરાજિતે જેનો નિર્ગમોત્સવ કરેલો છે એવા રાજાએ સ્વયંપ્રભ મુનિની પાસે જઇ દીક્ષા ગ્રહણ કરી. એ મહાત્માએ દુઃસહ પરીસહોને સહન કરી મૂલ ગુણ અને ઉત્તર ગુણ ચિરકાલ પાલન કર્યો. છેવટે દૈવયોગે તેનાથી મનવડે ચારિત્રની વિરાધના થઈ ગઈ, તેથી મૃત્યુ પામી તે ભુવનપતિ નિકાયમાં ચમરેંદ્ર થયા. નિઃસીમ પરાક્રમ રૂપ ધનવાળો અને દેવતાથી પણ અપરાજિત એવો અનંતવીર્ય પોતાના ભાઇ અપરાજિતની સાથે પૃથ્વીનું રાજ્ય કરવા લાગ્યો. એક વખતે કોઈ વિદ્યાધરની સાથે તે બન્ને ભાઇઓને પવિત્ર મૈત્રી થઈ ગઈ. સત્પુરૂષોનો સંસર્ગ સત્પુરૂષોની સાથેજ થાય છે. તે વિદ્યાધરે તેમને મહાવિદ્યા આપી અને 'આ વિદ્યાનું તમે સાધન કરજો' એવો ઉપદેશ આપી તે વૈતાઢ્ય ગિરિપર પોતાને સ્થાનકે ગયો. અનંતવીર્યે અને અપરાજિતને બર્બરી અને કિરાતી નામે બે દાસીઓ હતી. તે ગીત, નાટ્ય વિગેરે કલામાં ઘણી કુશલતા ધરાવતી હતી. રંભાદિક અપ્સરાઓથી પણ સુંદર ગાયન અને નૃત્ય કરતી તે યુવતીઓ બલભદ્ર અને અનંતવીર્યના ચિત્તનું રંજન કરતી હતી.

એક વખતે બલભદ્ર અને વાસુદેવ તે રમણીઓની પાસે સભામાં ઉત્તમ નાટક કરાવતા હતા; તેવામાં ચંચળ શિખાને ધારણ કરનાર, સર્વ સ્થાનકે છુટથી ફરનાર, સર્વત્ર કલહ જોવામાં કૌતુકવાળા અને સ્થિરતામાં પારા જેવા અસ્થિર નારદ ફરતાં ફરતાં તે સભામાં આવી ચડ્યા. ત્રિદંડધારી નારદના હાથમાં વીણા હતી, અક્ષસૂત્ર, બ્રહ્મસૂત્ર અને કોપીન ધર્યા હતાં, વર્ણે શ્વેત હતા, હંસની જેમ આકાશમાં ચાલતા હતા, સુવર્ણની પાદુકા ઉપર પગ રાખેલ હતા અને હાથમાં કમંડલ હતું. તે વખતે બર્બરી અને કિરાતીનું મનોહર નાટક જોવામાં બંને ભાઈઓનાં મન વ્યાક્ષિપ્ત હોવાથી તેમણે નારદ ઋષિને માન આપ્યુ નહીં, તેથી નારદે કોપ કરીને વિચાર્યું કે 'આ મદ ભરેલા પુરૂષોની પાસે હું અભ્યાગત થઈને આવ્યો, તથાપિ તેઓ મને માન આપવાને ઉભા થયા નહીં. અરે ! આ નીચ ચેટીઓના નાટકને બહુ માન આપે છે, ને હું આવ્યોછુ છતાં તેઓ હીન જનની પેઠે મારી સામું પણ જોતા નથી ! તેથી દાસીપર પ્રીતિ રાખનારા આ

બંને અધમ પુરૂષોને તેની અવજ્ઞાનું ફળ હમણાજ હું બતાવું.' આ પ્રમાણે ચિંતવી નારદ પવનની પેઠે વૈતાઢ્યગિરિ ઉપર રહેલા દમિતારિ રાજાની પાસે ગયા. લક્ષ્મી વડે ઇંદ્રજેવો વિદ્યાધરોનો રાજા દમિતારિ સેંકડો વિદ્યાધરોના પરિવાર સાથે બેઠો હતો. તે દૂરથી નારદને આવતા જોઈ સિંહાસન અને પાદુકાનો ત્યાગ કરી સસંભ્રમપણે તેને માન આપવાને ઉભો થયો. તેમને બેસવાને સિંહાસન અપાવ્યું. 'તેવા ઋષિઓને જેટલુ માન આપે તેટલું થોડું છે.' નારદ તે સિંહાસનપર નહીં બેસતાં પોતાની સાથે લાવેલા દર્ભના આસનપરજ બેઠા. **તેવા મહાત્માઓ ભક્તિનેજ ઇચ્છે છે, વસ્તુને ઇચ્છતા નથી.** ત્રણ ખંડના વિજય કરનાર તે રાજાને નારદે કહ્યું–'વિદ્યાધરોના રાજા અને મોટા પરાક્રમવાળા હે ત્રિખંડેશ્વર! તમારૂં કલ્યાણ થાઓ. હે રાજા! રાજ્ય, દેશ, નગર, ગોત્ર, સંબંધી, પરિગ્રહ અને તે શિવાય જે જે તમારા સંબંધમાં હોય તે સર્વને કુશળ છે?' દમિતારિ બોલ્યો–"મુનિવર્ય! મારે સર્વત્ર કુશળ છે, તેમાં પણ તમારા અનુગ્રહથી વિશેષ કુશલ છે. મહાશય! આપને એક વાત પૂછું છું કે તમે નિરંતર સ્વચ્છંદપણે આકાશમાં ફરો છો, તો કોઇ ઠેકાણે પૂર્વે ન જોયેલુ હોય તેવું કાંઈ આશ્ચર્ય તમારા જોવામાં આવ્યું છે?" આ પ્રશ્ન સાંભળી 'હવે આપણો મનોરથ સિદ્ધ થઇ ચુક્યો' એવું મનમાં ચિંતવી હર્ષવડે કપોલ પ્રફુલ્લિત કરતા નારદ દમિતારિ રાજા પ્રત્યે બોલ્યા–"હે રાજા! આ પૃથ્વીમાં ભ્રમણ કરવાના ફળ રૂપ, દેવલોકમાં પણ ન સંભવે તેવું એક આશ્ચર્ય આજેજ મારા જોવામાં આવ્યું છે. શુભા નામની મોટી નગરીમાં આજેજ ક્રીડાને માટે હું ગયો હતો, ત્યાં અનંતવીર્ય રાજા સભામાં બેઠેલા હતા અને તેની પાસે બર્બરિકા અને કિરાતી નામની બે રમણીઓ આશ્ચર્ય પમાડે તેવું નાટક ભજવી બતાવતી હતી. હું કૌતુકથી સ્વર્ગમાં અને પૃથ્વીપર ફર્યા કરૂં છું, પણ એવુ અદ્ભુત નાટક કોઈ ઠેકાણે મારા જોવામાં આવ્યુ નથી. હે રાજા! સૌધર્મ દેવલોકમાં જેમ શક્રેંદ્ર તેમ આ વિજયાર્દ્ધમાં આશ્ચર્ય રૂપ વસ્તુ માત્રના તમેજ પાત્ર છો. તેથી જ્યાં સુધી તમે એ નાટક કરનારીને અહીં લાવશો નહીં, ત્યાં સુધી તમારે વિદ્યા, પરાક્રમ, તેજ, હુકમ અને રાજ્ય ગમે તેવાં હોય તો પણ તે શા કામનાં છે? કાંઈ કામનાં નથી." આ પ્રમાણે કહી નારદ મુનિ પૃથ્વીમાં જેમ બીજ વાવે તેમ સ્વાર્થ સિદ્ધ કરવા માટે ત્યાં ક્લેશબીજ વાવીને આકાશમાર્ગે ચાલ્યા ગયા. એમનાં વચનો સાંભળતાંજ ત્રણ ખંડના ઐશ્વર્યથી ગર્વ પામેલા દમિતારિ રાજાએ અપરાજિતના બંધુ અનંતવીર્યની પાસે દૂત મોકલ્યો. તે દૂત શુભા નગરીમાં આવી અગ્રજ બંધુ સહિત સભામાં બેઠેલા અનંતવીર્યને નમસ્કાર કરી વચનની વિશિષ્ટ રચનાથી આ પ્રમાણે બોલ્યો–" હે રાજન્! આ અર્દ્ધ વિજયમાં જે કાંઈ અદ્ભુત વસ્તુ ઉત્પન્ન થાય તે સર્વ રાજાધિરાજ દમિતારિ રાજાનીજ છે એમ સમજવું, તેમાં કાંઈ સંશય રાખવો નહીં. તેથી તમારી પાસે જે બર્બરી અને કિરાતી નામે બે પ્રખ્યાત

નાટકકારિકા છે તેને મહારાજા દમિતારિ તરફ મોકલી દો. જે સર્વ રાજ્યના સ્વામી થાય તેને રાજ્યમાં ચેટી વિગેરે જે કાંઇ ઉત્તમ પદાર્થ હોય તે સર્વ સ્વાધીન કરવાજ જોઇએ. કેમકે ઘર આપ્યું તો પછી શું તેમાંની સર્વ વસ્તુ જુદી રહી શકે?" આવાં દૂતનાં વચનો સાંભળી અનંતવીર્યે કહ્યું–'હે દૂત! તું હમણાચાલ્યો જા, હું જરા વિચારીને પછી તત્કાળ તે દાસીઓને મોકલી આપીશ.' આ પ્રમાણે વાસુદેવના કહેવાથી દૂત હર્ષ પામ્યો, અને સત્વર પાછા ફરીને દમિતારિ રાજાને સિદ્ધપ્રાય થયેલું પ્રયોજન કહી આપ્યું. પ્રચ્છન્ન અગ્નિવાળા બે કુંડ હોય તેવા ગુઢ ક્રોધવાળા અપરાજિત અને અનતવીર્ય બંને દૂતના ગયા પછી વિચાર કરવા લાગ્યા–"રાજા દમિતારિ આકાશગમન અને વિદ્યાસિદ્ધિના બલથી આપણી ઉપર આવું શાસન પ્રવર્ત્તાવે છે. તે શિવાય બીજુ તેની પાસે કાંઈ અધિક નથી. આપણને પણ મિત્ર વિદ્યાધરે જે વિદ્યા પૂર્વે આપેલી છે તેનું હમણાજ સાધન કરીએ, તો પછી એ વરાકનો શો ભાર છે!" આ પ્રમાણે બને ભ્રાતા ચિંતવતા હતા, તેવામાંજ જાણે સંકેત કરી રાખેલી હોય તેમ ત્યાં પ્રજ્ઞપ્તિ વિગેરે વિદ્યાઓ પ્રગટ થઈ; અને વિદ્યુતના તેજની જેવા ઉદ્યોતને ધરનારી, વિવિધ અલંકારે ભૂષિત અને વિચિત્ર દિવ્ય વસ્ત્રોથી અલંકૃત તે વિદ્યાઓ અંજલિ જોડી કહેવા લાગી–'જેને સાધવાની તમે ઇચ્છા કરો છો તેજ અમે વિદ્યાઓ છીએ. પૂર્વ જન્મમાં તમે અમને સિદ્ધ કરેલી હોવાથી અત્યારે તમારી આગળ વગર પ્રયાસે પ્રાપ્ત થયેલી છીએ. હે મહાભાગ! મંત્રાસ્ત્રમાં દેવતાની જેમ અમે તમારા શરીરમાં સંક્રમણ કરશું માટે હવે જે આજ્ઞા હોય તે બતાવો.' આવાં તે વિદ્યાઓનાં વચન સાંભળી તેમણે કહ્યું કે 'एवमस्तु'[1] એટલે તત્કાલ તે વિદ્યાઓ પૂર્વ પશ્ચિમ સમુદ્રમાં જેમ સરિતાઓ પ્રવેશ કરે તેમ તેમના અંગમાં પ્રવેશિત થઈ. તેઓ સ્વભાવથી બલવાન તો હતાજ, તેમાં આ વિદ્યાના પ્રભાવથી કવચધારી સિંહની જેમ અધિક બલવાન થયા. પછી ગંધ અને મનોહર પુષ્પોથી તેમણે વિદ્યાઓની પૂજા કરી. **વિવેકી જનો ક્યારે પણ પૂજ્યની પૂજાનો ક્રમ ઉલ્લંઘતા નથી.** આ અરસામાં દમિતારિ રાજાએ મોકલેલો દૂત પુનઃ વેગથી ત્યાં આવ્યો અને તિરસ્કારથી બોલ્યો– "અરે મૂર્ખની પેઠે અજ્ઞાનપણાને લીધે તમે બંને યુવાનોએ સ્વામી તરફ આવો અનાદર કેમ આરંભ્યો છે? 'અમે ચેટીઓને તરત મોકલી આપશું' આ પ્રમાણે કહીને અદ્યાપિ કેમ મોકલી નહીં? શું તમારે મરણ પામવાની ઈચ્છા છે? મને તો તમે ખરેખર મૂર્ખ લાગો છો. તે મહારાજાનો કોપ હજુ તમે જાણ્યો નથી. હું ધારૂ છું કે આ બે ચેટીને બહાને તમારા ઉપર બે કૃત્યા ( રિષ્ટ ) આવેલી છે. તે તમારૂં મૂલમાંથી ઉન્મૂલન કર્યા વગર જશે નહીં. તમે બીજું વિશેષ આપશો નહીં પણ બે ચેટિકા તો આપો. નહીં તો મહારાજા દમિતારિ તમને અને તમારી રાજ્યલક્ષ્મીને જપ્ત કરી લઈ

૧ એમજ થાઓ.

લેશે." જોકે વાસુદેવ અનંતવીર્ય સમર્થ છે, તથાપિ કોપને ગૂઢ રાખી હાસ્યવડે અધરપલ્લવને હસાવતા હસાવતા શાંતતાથી બોલ્યા—" મહારાજા દમિતારિ મોટા મૂલ્યવાળા રત્નોની, ઘણા દ્રવ્યની, ઘોડાઓ અને ગજેંદ્રોની ભેટો આપીને સંતુષ્ટ કરવા યોગ્ય છે; તે મહારાજા જો માત્ર આ બે ચેટીઓથીજ સંતુષ્ટ થતા હોય તો તેઓને લઇ હે દૂત ! તું આજે અપરાન્હે[1] કાળેજ જા." આ પ્રમાણે કહ્યું એટલે પોતાની દૂતકલાને કૃતાર્થ માનતો તે દૂત પોતાને આપેલા ઉતારામાં ગયો.

દૂતના ગયા પછી બને વીરોએ સ્તંભ ઉપર ગૃહના ભારની જેમ અને ધરી ઉપર ગાડાની જેમ પોતાના રાજ્યનો ભાર મંત્રીઓ ઉપર આરોપણ કર્યો. પછી દમિતારિ રાજા કેવો છે એમ તેને નજરે જોવાના કૌતુકથી પોતેજ વિદ્યાના પ્રભાવે બર્બરિકા અને કિરાતીનું રૂપ ધારણ કર્યું. એ પુરૂષ રૂપ ચેટીઓએ દૂતની પાસે આવી 'અનંતવીર્યે અને અપરાજિતે દમિતારિ રાજાને માટે અમને મોકલી છે' એમ કહ્યું. એટલે બને ચેટીઓની સાથે તે દૂત હર્ષ પામતો ત્યાંથી ચાલ્યો. તત્કાળ વૈતાઢ્ય ગિરિપર આવી તેણે દમિતારિ રાજાને વિજ્ઞપ્તિ કરી—"મહારાજા ! જેમ અસુરો ચમરેંદ્રની આજ્ઞાને, દેવતાઓ ઈંદ્રની આજ્ઞાને, નાગકુમારો ધરણેંદ્રની આજ્ઞાને અને પક્ષીઓ ગરૂડની આજ્ઞાને ઉલ્લંઘન કરતા નથી તેમ આ રમણીય વિજયાર્દ્ધમાં સર્વ રાજાઓ દુષ્ટને શિક્ષા કરનાર એવા તમારી આજ્ઞાને ઉલ્લંઘન કરતા નથી. તેમાં પણ અપરાજિત અને અનંતવીર્ય તો વિશેષપણે નમ્ર થઇ મસ્તકપર મુગટની જેમ તમારી આજ્ઞાને સદા ધારણ કરે છે. આ બર્બરિકા અને કિરાતી નામે નટીરત્ન તેમણે તમારે માટે ભેટ કરવા મને અર્પેલ છે." દમિતારિએ સૌમ્ય દૃષ્ટિથી બંને ચેટીનું અવલોકન કર્યું. 'જે ગુણ જનશ્રુતિએ સાંભળવામાં આવે છે, તે તેના જ્ઞાતાઓને અનુરાગ કરનારો થાય છે.' પછી તરતજ દમિતારિએ નાટકનો અભિનય કરવા તેમને આજ્ઞા કરી. **અપૂર્વ વસ્તુ જોવાની ઇચ્છા જરાપણ કાલક્ષેપ સહન કરી શકતી નથી.** મહારાજાની આજ્ઞા થતાં તે પાત્રરૂપ નટીઓ રંગભૂમિમાં આવી, અને પ્રત્યાહારાદિક અંગોથી પૂર્વ રંગ કરવા લાગી. રંગાચાર્યે પુષ્પાંજલિથી રંગપૂજા કરી. ગાયકાદિ પરિવાર યોગ્ય દિશાએ બેઠો. નટે આવી નાંદીવાદ પૂર્વક નાંદીપાઠ કર્યો. નાંદી થઇ રહ્યા પછી અંગ સહિત પ્રસ્તાવનાનો અભિનય શરૂ કર્યો. પછી ગાયિકાજન વિચિત્ર નેપથ્ય ધારણ કરી જાતિરાગ સહિત પાત્રના પ્રવેશને સૂચવનારી ધ્રુવાગીતિ ગાવા લાગ્યો. પછી પ્રકૃતિ, અવસ્થા, સંધિના અંગ અને સાંધિવડે ઉન્નત એવા રસ સાગર નાટકનો અભિનય શરૂ થયો. એકાંત સુખામૃતના સિંધુરૂપ સપ્રયોગ શૃંગારથી, તે તે દુઃખી અવસ્થાના કારણરૂપ વિપ્રયોગ શૃંગારથી, તે તે પરસ્પર સંઘટ્ટનના ઉપાયોથી અને સર્વ વિઘ્નના પરિહારથી કોઈ કોઈ પ્રસંગે કામદેવના સામ્રાજ્યની સંધિ અને વિગ્રહની કલ્પના થવા લાગી. નેપથ્યમાં આવેલા મોટા પેટવાળા, દાંતાળા,

---

૧ બપોર

લંગડા, કુબડા, ચીબલા, છુટા કેશવાળા, માથે તાલવાળા, કાણા, બેડોળા, અપાને ઘંટ બાંધનારા, અંગે ભસ્મ લગાવનારા, કાખ અને નાસિકા વગાડનારા, કાન અને ભ્રૂકુટી નચાવનારા, બીજાની ભાષાનો અનુવાદ કરનારા અને કપટવડે મુગ્ધ કરનારા કેટલાક વિદૂષક અને વિટપુરૂષો ગામડીઆ પુરૂષોની પેઠે આવી આવીને નગરના ચતુર પુરૂષોને હસાવતા હતા. આકાશવાણી, દૈવને ઉપાલંભ, અશ્રુપાત, અસ્થાને યાચના, ભૂમિપર આલોટન, રૂદન, ભૃગુપાત (ભૈરવજવ), ગલેફાંસો, જલ તથા અગ્નિમાં પ્રવેશ, વિષભક્ષણ, શસ્ત્રઘાત, હૃદયતાડન, સમૃદ્ધિનો નાશ અને ઇષ્ટનો વધ—ઇત્યાદિક અનેક દેખાવોથી ક્રૂર લોકોને પણ આર્દ્ર કરી અશ્રુપાત કરાવતા હતા. કોઈવાર દાંત તથા હોઠના પીડવાથી, નેત્રની રતાશથી, ભ્રૂકુટીના ચડાવવાથી, ગાલ વગાડવાથી, કરતલ પછાડવાથી, પૃથ્વી ફાડવાથી, આયુદ્ધ ખેંચવાથી, રૂધિર આકર્ષવાથી, વેગવડે દોડવાથી, પ્રહાર સહિત લડાઈઓથી, ગાત્રના કંપાવવાથી, અશ્રુપાત કરવાથી, સ્ત્રીના અપહરણથી અને સેવકોના તિરસ્કારથી ધીર પુરૂષોને પણ કંપાવતા હતા. કોઈવાર ગાંભીર્ય, સ્થૈર્ય, ચાતુર્ય તથા ત્યાગાદિક ઉજ્વળ ગુણ, હૃદયના જુસ્સા, પરાક્રમ, ન્યાય અને દૃઢ પ્રતિજ્ઞા વિગેરે દેખાવોથી, જે સ્વભાવથી ભીરૂ હતા તેઓમાં પણ પરાક્રમ પ્રગટ કરતા હતા. તાળવું, કંઠ અને હોઠના શોષવાથી, ચપળ નેત્રવડે અવલોકવાથી, કરકંપથી, સ્વરભેદથી, વિવર્ણ બતાવવાથી, સરલ ચિન્હોથી, પ્રેતાદિક વિકૃતરૂપ બતાવવાથી અને તેમના સ્વરને સંભળાવવા વિગેરેથી કોઈવાર સર્વ સભાજનોને ત્રાસ પમાડી દેતા હતા. કોઈવાર અંગનો સંકોચ, હૃદયનો ઉદ્વેગ, નાસિકા ને મુખનો વિષમ દેખાવ, થુંકવું, વારંવાર હોઠને મરડવા—તેથી અને દુર્ગંધ, વમન, વ્રણ, કીડાઓનું દર્શન અને શ્રવણ વિગેરે બીભત્સ દેખાવોથી સર્વ સામાજિક લોકો મનમાં અત્યંત દુઃખી થતા હતા. કોઇવાર લોચનના વિસ્તારથી, નિર્નિમેષ જોવાથી, સ્વેદ, અશ્રુ અને પુલકાવળીના દર્શનથી, સાધુવાદથી, દિવ્ય આલોકથી, ઈપ્સિત વસ્તુની પ્રાપ્તિથી અને ઈંદ્રજાળના દેખાવથી સહસા સભાસદોને વિસ્મય પમાડતા હતા. કોઈવાર મૂલોત્તર ગુણોથી, ધ્યાનથી, અધ્યાત્મ ગ્રંથના ચિંતનથી, સદ્ગુરૂની ઉપાસનાથી, દેવપૂજાદિકથી અને વૈરાગ્ય, સંસારભય અને તત્વજ્ઞાનાદિકના દેખાવોથી વિષયસ્વાદમાં લુબ્ધ પુરૂષોને પણ શાંતિ પમાડી દેતા હતા. એવી રીતે સર્વ નટો જે જે રસનો અભિનય કરતા, તે તે રસમાં સર્વ સભાજનો તન્મય થઈ જતા હતા. પ્રથમ કહી બતાવેલા સર્વ અભિનયો યથાર્થપણે કરી બતાવવાથી જાણે તે સર્વ પોતાની સમક્ષ ખરૂ બનેજ છે તેમ સભાજનો સમજતા હતા.

ચતુર જનોમાં અગ્રણી મહારાજા દમિતારિ આ નાટકનો વિધિ જોઈ આ બે ચેટી સંસારમાં રત્નરૂપ છે એમ માનવા લાગ્યો. પછી કપટથી નટી થયેલા તે બંને વીરોને રાજાએ પોતાની કનકશ્રી નામે પુત્રી નાટકશિક્ષાને માટે અર્પણ કરી. એ રમણીય રાજકન્યાનું પૂર્ણચંદ્ર જેવું મુખ હતું, ત્રાસ પામેલી હરિણીના જેવાં લોચન હતાં. પક્વ

બિંબ ફલ જેવા અધર[1] હતા. શંખના જેવી ગ્રીવા[2] હતી, કમળના જેવી ભુજાઓ હતી, સુવર્ણ કુંભની ઉપમાને પામેલાં સ્તનો હતાં, વજ્રના મધ્યભાગ જેવું કૃશ ઉદર હતું, વાપીકા જેવી ગંભીર નાભિ હતી, નદીતટ જેવો કટિપ્રદેશ હતો, કરભના જેવા ઉરૂ હતા, મૃગી જેવી જંઘાઓ હતી, કમલ જેવા હાથપગ હતા, સર્વ અંગ લાવણ્યજલમાં મગ્ન થયા હતા; કંઠમાં મધુર આલાપ શોભતો હતો અને તે શિરીષ પુષ્પના જેવી કોમલ હતી. આવી યૌવનવયને પ્રાપ્ત થયેલી મનોહર બાળાને જોઇ, તે કપટચેટી થયેલા વીરાએ તેને વારંવાર મધુર આલાપે બોલાવીને સર્વ પ્રકારના અભિનય સહિત સર્વ નાટકનો વિધિ નિર્બર્હણસંધિ સુધી શીખડાવી દીધો. તે કપટચેટીઓ નાટકના મધ્યમાં મહાભુજ અનંતવીર્યના ઉત્કૃષ્ટ રૂપ, શૌર્યાદિ ગુણોનું ગાન કરતી હતી. એક સમયે કનકશ્રીએ પૂછ્યું–'અરે યુવતીઓ! ક્ષણે ક્ષણે જેના ગુણ તમે ગાયા કરો છો તે પુરૂષોત્તમ અનંતવીર્ય કોણ છે?' માયાચેટી થયેલો અપરાજિત હાસ્ય કરી બોલ્યો–'હે શુભાનના! આ વિજયમાં શુભા નામે એક મોટી નગરી છે. તેમાં ગુણનો સાગર અને પ્રતાપે સૂર્યરૂપ સ્તિમિતસાગર નામે રાજા છે. તે મહાત્માને વિનયની ભૂમિરૂપ અને શત્રુઓથી અપરાજિત અ. પરાજિત નામે જ્યેષ્ટ પુત્ર છે અને નિર્મલ ગુણોથી અકનિષ્ટ એવો અનંતવીર્ય નામે કનિષ્ટ પુત્ર છે. એ અનંતવીર્ય રૂપથી કામદેવને જીતનાર, શત્રુઓની ગર્વગ્રંથીને તોડનાર, દાતાર, દૃઢ પ્રતિજ્ઞાવાન અને શરણાગતવત્સલ છે. તેની ભુજા શેષનાગ જેવી લંબાયમાન છે; ભુજાંતર ( હૃદય ) શિલા જેવું વિશાળ છે, તે લક્ષ્મીનો વાસાગાર અને પૃથ્વીનો આધારભૂત છે. આશ્રિતોરૂપ કમલોનો સૂર્ય અને દાક્ષિણ્યતાનો ક્ષીરસાગર છે. અમે અલ્પબુદ્ધિવાળા તે મહાત્માના કેટલા વખાણ કરીએ? સુર, અસુર અને મનુષ્યોમાં તેના જેવો બીજો કોઈ પુરૂષ નથી.' તે સાંભળી કનકશ્રી જાણે તે પોતાની આગળજ રહેલો હોય તેમ તેને જોવાને પવનથી હણાયેલી સરસીની જેમ ઉત્કંઠાવાળી થઇ ગઈ. રોમાંચના મિસથી જાણે સાક્ષાત કામદેવના બાણથી ભેદાએલી હોય અને નિસ્પંદ પુતળી હોય તેમ સ્તબ્ધ થઈ, ચિત્તમાં વિચાર કરવા લાગી કે 'જેના સદ્ગુણી અનંતવીર્ય ધણી છે તે દેશને, તે નગરીને, તે પ્રજાને અને તે સ્ત્રીજનને ધન્ય છે. દૂર રહેલો ચંદ્ર પણ પોયણીને આનંદ આપે છે અને આકાશમાં રહેલો મેઘ મયૂરીને નચાવે છે. તેમને તો દૈવની અનુકૂલતાથી તે ઘટિત રીતે થાય છે, પણ મારે ને અનંતવીર્યને તો કેવું દૈવ હશે? તેનો મારી સાથે પતિભાવ થવો તો દૂર રહ્યો પણ તેને હું દેખી પણ કેમ શકું? વળી આવા મનોરથની સિદ્ધિ કરી આપનાર મિત્ર પણ આ જગતમાં દુર્લભ છે.' આ પ્રમાણે ચિંતા કરતી કનકશ્રીને જોઈ ઈંગિતાકારથી તેનો મનોગતભાવ જાણનારો અપરાજિત બોલ્યો–"અરે મુગ્ધા! અપરાજિતના

---

૧ હોઠ. ૨ ડોક.

અનુજબંધુ અનંતવીર્યના ગુણ મારા મુખથી સાંભળી તમે શલ્યપીડિત હો તેમ શામાટે ખેદ પામો છો? તમારી શું તેને જોવાની ઈચ્છા છે?" હિમપીડિત પદ્મિનીની પેઠે ગ્લાન થયેલી કનકશ્રી દીન કરતાં પણ દીન થઈ સ્વરભેદથી ભાંગેતુટે અક્ષરે બોલી—"બ્હેન ચેટી ! અનંતવીર્યને જોવાની જે મારી ઇચ્છા તે કરવડે ચંદ્રને ગ્રહણ કરવાની ઇચ્છા જેવી છે, પગવડે આકાશમાં ચાલવાની ઈચ્છા જેવી છે અને બે ભુજાવડે સમુદ્ર તરવાની ઈચ્છા જેવી છે. એ સુંદર શુભાનગરીના અધિપતિ હું મંદભાગ્યાને દૃષ્ટિગોચર શી રીતે થાય? મારે તેવો મનોરથ કરવો તે પણ કષ્ટ રૂપ છે." જ્યેષ્ઠા માયા નટીએ કહ્યું–' ભદ્રે ! જો તેને જોવાને તમારી ઇચ્છા હોય તો ખેદ કરો નહીં. હું હમણાજ તેમને બતાવીશ. મુગ્ધા ! મારી વિદ્યાશક્તિથી વનમાં જેમ વસંત અને મલયાનિલ આવે તેમ તે અનંતવીર્ય અને અપરાજિતને હું અહીં લાવીશ.' કનકશ્રી હર્ષથી બોલી–"પ્રિય બ્હેન ! તમારામાં સર્વ વાત સંભવે છે. કારણકે તે ગુણસમુદ્ર બંને વીરરત્નના તમે પાર્શ્વવર્ત્તી છો. તમારા આવા ભાષણથી મારૂં દૈવ અનુકૂળ છે એમ હું માનું છું. જરૂર કોઈ મારી કુલદેવતા તમારા મુખમાં ઉતર્યા છે. હે કલાવતી ! તમે હમણાજ તમારી વાણી સફળ કરો. તેવા નરરત્નનો પરિવાર પણ મિથ્યા ભાષણ કરતો નથી." જાણે દેવ સંતુષ્ટ થયા હોય તેમ રૂપથી કામદેવ જેવા અનંતવીર્ય અને અપરાજિતે આ પ્રમાણે વાર્ત્તાલાપ થતો હતો તેવામાં પોતપોતાનું સ્વરૂપ પ્રગટ કર્યું. પછી અપરાજિત બોલ્યો–' ભદ્રે ! જેના ગુણો હું કહેતો હતો તે મારો ભ્રાતા આ અનંતવીર્ય છે. જુઓ, તે બરોબર છે કે નહીં ? મેં તેનો રૂપવૈભવ થોડો વર્ણવ્યો હતો. કારણકે તે વાણીથી અગોચર હતો. હવે તેને નેત્રગોચર કરો.' તેને જોતાંજ દમિતારિ રાજાની કન્યામાં એકીસાથે જુસ્સો, વિસ્મય, લજ્જા, પ્રમોદ, મદ અને ચપળતા પ્રગટ થયાં; અને અપરાજિતને શ્વસુર તુલ્ય માની તે બાળા ઉત્તરીય વસ્ત્રથી ઘુંઘટો વાળી મર્યાદા કરી ઉભી રહી. તત્કાળ કામદેવરૂપ મેઘના મહોદયથી અનંતવીર્ય પણ પુષ્પિત કદંબની જેમ રોમાંચિત થઈ ગયો. મૃગેક્ષણા કનકશ્રી સહજવારમાંજ માન અને લજ્જા છોડી પોતેજ દૂતીપણું સ્વીકારી આ પ્રમાણે બોલી–" આ વૈતાઢ્ય પર્વત ક્યાં! શુભા નગરી ક્યાં ! નારદ પાસેથી પિતાએ સાંભળેલું ચેટીનાટક ક્યાં ! તમારી પાસેથી ચેટી માટે પિતાશ્રીનું માગવું ક્યાં ! ચેટીરૂપે તમારા બંનેનું અહીં આવવું ક્યાં ! નાટકશિક્ષા માટે તમને મારૂં સોંપવું ક્યાં ! આર્યપુત્રે કરેલું તમારૂ ગુણકીર્ત્તન ક્યાં ! અને છેવટ તમોએ પ્રત્યક્ષ કરેલું આત્મ સ્વરૂપ ક્યાં! આ સર્વ અસંભવિત છતાં પણ મારા ભાગ્યથીજ થયેલું છે. જેવી રીતે તમે મારા નાટચાચાર્ય થયા હતા, તેવી રીતેજ હવે મારા પતિ થયા છો. તેથી જો સંપ્રતિ કામદેવથી મને બચાવશો નહીં, તો તમને મારી હત્યા લાગશે. પ્રથમ શ્રવણ માત્રથી તમે મારૂ હૃદય ગ્રહણ કરેલું હતું, હવે મારા પાણિનું ગ્રહણ કરો, પ્રસન્ન થાઓ અને મારીપર અનુગ્રહ કરો. આ વૈતાઢ્ય પર્વતની

દક્ષિણ અને ઉત્તર શ્રેણીમાં વસતા યુવાન વિદ્યાધરોમાં તમારા જેવા વરનો અભાવ છે. મારા સારા ભાગ્યે જીવલોકના ચંદ્રભૂત અને જીવનૌષધરૂપ તમે પ્રાપ્ત થયાછો." અનંતવીર્યે હર્ષથી કહ્યું—'હે સુભ્રુ! હે સુભગે! જો તમારી એવી ઈચ્છા હોય તો ચાલો, ઉઠો, આપણે શુભા નગરીએ જઇએ.' કનકશ્રી બોલી—'હવે આ મારા પ્રાણ ઉપર તમારૂંજ રાજ્ય છે. પણ વિદ્યાના સામર્થ્યથી દુર્મદ થયેલો મારો પિતા ઘણો દુષ્ટ છે, તેથી તે મોટો અનર્થ કરે અને તે અનર્થનું સ્થાન હું થાઉં તેનો મને ભય છે; જો કે તમે બલવાન છો પણ એકાકી અને અસ્ત્ર રહિત છો.' અનંતવીર્યે હાસ્ય કરીને કહ્યું—'કાતરે[1]! ભય પામશો નહીં. સર્વ રીતે બલવાન એવો પણ તમારો પિતા મારી સાથે યુદ્ધ કરવામાં શા હિસાબમાં છે? હે પ્રિયા! કદિ કોઈ બીજો પછવાડે યુદ્ધ કરવાની ઇચ્છાએ આવશે, તો અમે તેને મૃત્યુ પમાડી દઇશું, તેથી નિશંક થઇને ચાલ્યા આવો.'

આ પ્રમાણે અનંતવીર્યે કહ્યું, એટલે તે બાળા તે ભુજવીર્યશાળી વીરની સાથે સાક્ષાત સ્વયંવરા લક્ષ્મી હોય તેવી રીતે ચાલી નીકળી. તે વખતે જાણે ધ્વજાસહિત પ્રાસાદ હોય તેમ અનંતવીર્ય ઉંચા હાથ કરી મેઘના જેવી ગંભીર વાણીથી બોલ્યો—"હે સર્વે પુરાધ્યક્ષો! સેનાપતિઓ! મંત્રીઓ! કુમારો! સામંતો! સુભટો! અને જે કોઇ બીજા દમિતારિના પક્ષ કરનારા હોય તેઓ! સર્વે તમે સાવધાન થઇને મારૂ વચન સાંભળો. આ હું અપરાજિત વડે શોભતો અનંતવીર્ય દમિતારિ રાજાની પુત્રીને મારે ઘેર લઈ જાઉં છું તે 'ચોરી કરીને લઇ ગયો' એવો પાછળ અપવાદ આપશો નહીં; માટે ઉપેક્ષા ન કરો અને જો ઇચ્છા હોય તો શસ્ત્રધારી થઈ મારી સામે આવી મારી શક્તિ જુઓ." આ પ્રમાણે ઉદ્દ્ઘોષણા કરી અનંતવાર્યે કનકશ્રી અને અપરાજિતને સાથે લઇ વૈક્રિય વિમાનવડે આકાશમાં ચાલ્યો. અનંતવીર્યનાં આ પ્રમાણેનાં વચનો સાંભળી દમિતારિએ 'આ પૃથ્વીપર મરવાની ઇચ્છાવાળો આ તપસ્વી કોણ છે?' એમ કહી સુભટોને આજ્ઞા કરી કે 'ભ્રાતા સહિત તે દુષ્ટને મારીને અથવા પકડીને કનકશ્રી પુત્રીને લઇ આવો અને તે દુષ્ટને તેના દુર્નયનું ફળ આપો.' દમિતારિની આજ્ઞા થતાંજ સર્વ સુભટો મનોવૃત્તિમાં જુસ્સો લાવી, ઉંચા દાંત કરીને ધસી આવતા હાથીઓની પેઠે ઉંચા હથિયાર કરી અનંતવીર્યની પછવાડે દોડ્યા. તે સમયે વીર્યભૂષિત અપરાજિત અને અનંતવીર્યને હલ અને શાર્ઙ્ગ ધનુષ્ય વિગેરે દિવ્ય રત્નો સ્વતઃ પ્રાપ્ત થયાં. તેવામાં તો અનેક શત્રુઓને દમન કરનારા દમિતારિના સુભટો એક સાથે મેઘની જેમ શસ્ત્રધારા વર્ષાવવા લાગ્યા. ક્ષણવારમાં તે બંને પુરૂષવ્યાઘ્રોએ ક્રોધવડે આયાસ વગર યુદ્ધ કરવા માંડ્યું, જેથી હરિણની પેઠે તે સર્વ સુભટો તત્કાળ ત્રાસ પામીને પલાયન કરી ગયા. તેમને પલાયન થતાં જોઈ ક્રોધ કરતો દમિતારિ શસ્ત્રોવડે અધિક વૃક્ષવાળા વનની જેવું આકાશ કરતો યુદ્ધ કરવા ચાલ્યો. તે સમયે 'અરે યુદ્ધ કર, યુદ્ધ કર, ઉભો રહે, ઉભો રહે,

---

૧ હે બીકણ સ્ત્રી!

આયુધ છોડી દે, છોડી દે, મરી જઈશ, મરી જઈશ, અમારા સ્વામીની કન્યાને છોડી દે, અમે તારા પ્રાણ બચાવશું' આવા વિકટ આટોપવડે ભયંકર અને કાનમાં કટુ લાગે તેવા સુભટોના આલાપ સાંભળી કનકશ્રી મોહવિહ્વલ થઇને 'હે આર્ય પુત્ર ! હે આર્ય પુત્ર!' એમ કહેવા લાગી. તેને અનંતવીર્યે કહ્યું–'હે મુગ્ધા ! દેડકાના અવાજની જેમ આકાશમાં થતા તે માનવધ્વનિથી તું વ્યર્થ શા માટે બીએ છે ? ઈંદ્રથી મૈનાકની જેમ મારાથી ત્રાસ પામતા અને હણાતા આ સૈન્ય સહિત દમિતારિને હમણાજ જોઈ લે.' આ પ્રમાણે કનકશ્રીને આશ્વાસન આપી અનંતવીર્ય વાસુદેવ અપરાજિત બળદેવની સાથે તિરસ્કાર કરેલા સિંહની જેમ યુદ્ધ કરવા પાછો ફર્યો. તે વખતે વૈરીઓને કુટનારા દમિતારિના કોટીગમે સુભટોએ દીવાને પતંગીઆઓ ઘેરી લે તેમ વાસુદેવને ઘેરી લીધા. એટલે સ્થિરતામાં મેરૂ સમાન અનંતવીર્યે ક્રોધ કરીને વિદ્યાશક્તિથી પોતાની સેના તેની સેનાથી દ્વિગુણી ઉત્પન્ન કરી. દમિતારિના સુભટો ધાતુસહિત પર્વતોની જેમ રૂધિરપંક્તિથી આર્દ્ર શરીરવાળા થયા છતાં પણ યુદ્ધ કરવા લાગ્યા. તે વખતે "જેનું આ ધડ રણભૂમિમાં નાચે છે તે મારો પતિ થાઓ, જે આ ભાલામાં પરોવાઇને ચાલે છે તે વીરને પતિ કરવા હું ઉત્સુક છુ, જે આ હણનારનું વર્ણન કરેછે તેની સાથે હું ક્યારે રમીશ ? જે આ મુખમાં પ્રવેશ કરતા ભાલાને દાંત વડે ધરી રાખે છે તે મારો પતિ થાઓ, જે આ હાથીના કુંભસ્થલ ઉપર ચડી જાય છે તે મારા સ્વામી છે. જે આ અસ્ત્ર ભગ્ન થતાં ફક્ત મસ્તકપર રહેલા ટોપવડે યુદ્ધ કરે છે તેની હું દાસી છું. જે આ હાથીનો દાંત ઉખેડીને શસ્ત્રધારી થયેલ છે તે મારા પ્રિય છે." આ પ્રમાણે આકાશમાં રહેલી દેવાંગનાઓના મુખમાંથી અનુરાગવચનો નીકળતાં હતાં. દમિતારિ રાજાની વિદ્યાશક્તિવડે અતિ દુર્મદ થયેલા સૈનિકો રણભૂમિમાં ભદ્રહસ્તીની જેમ જરા પણ ભગ્ન થયા નહીં, એટલે યુદ્ધરૂપ નાટકના અભિનય કરવામાં નટરૂપ વાસુદેવે નાદથી ભૂમિ અને આકાશના અંતરાલને પૂરે તેવો પંચજન્ય શંખનો શંખનાદ કર્યો. જગદ્વિજયી વિષ્ણુએ કરેલા શંખનાદના વ્યાપવાથી સર્વ શત્રુઓ જાણે અપસ્માર રોગી હોય તેમ મુખે ફીણ કાઢતા ભૂમિપર પડી ગયા. તેથી દમિતારિ રાજા પોતે રથપર બેસી અનંતવીર્યની સાથે દિવ્ય શસ્ત્રઅસ્ત્રથી યુદ્ધ કરવા લાગ્યા. છેવટે કનકશ્રીના પિતાએ વાસુદેવને દુર્જય જાણી વિધુરપણામાં પ્રિય મિત્રની જેવા ચક્રનું સ્મરણ કર્યું. તત્કાળ સેંકડો જ્વાળાથી આકુલ એ ચક્ર સમુદ્રમાં વડવાગ્નિની જેમ દમિતારિ રાજાના કરમાં આવીને સ્થિત થયું. તેને આવેલુ જોઈ દમિતારિ બોલ્યો–'અરે દુર્મતિ ! હવે અહીં ઉભો રહેવાથી મૃત્યુ પામીશ, માટે હજુ પણ મારી પુત્રીને છોડી દઇને જીવતો ચાલ્યો જા.' અનંતવીર્યે કહ્યું–'તારી કન્યાની સાથે તારા ચક્રને અને તારા પ્રાણને લઇને હું જઈશ; તે શિવાય જવાનો નથી.' આ પ્રમાણે કહેવાથી અગ્નિ જેવાં રાતાં લોચનવડે પ્રજ્વલિત થતા દમિતારિએ ચક્ર ભમાડીને અપરાજિતના બંધુ અનંતવીર્ય ઉપર છોડ્યું. વાસુદેવના

હૃદયપર તુંબાગ્રની પેઠે તે ચક્રનો પ્રહાર લાગવાથી તે ક્ષણવાર મૂર્છિત થયા. પરંતુ અપરાજિત પવન નાખે છે તેવામાં તો તે પાછા ઉભા થયા અને તે પાર્શ્વસ્થ ચક્રને પકડી લીધું. સો આરાવાળું તે ચક્ર તેમના હાથમાં આવવાથી હજાર આરાવાળું થઈ ગયું. પછી અર્ધચક્રીએ હાસ્ય કરી પ્રતિવાસુદેવને કહ્યું—'તું કનશ્રીનો પિતાછે એમ ધારીને હું છોડી મુકું છું માટે ચાલ્યો જા.' દમિતારિ બોલ્યો—'અરે દુર્મતિ! લેણદારના પૈસાથી જેમ કરજદાર ધનવાન થાય, તેમ તું મારા અસ્ત્રથી અસ્ત્રવાળો થયો છે માટે તે ચક્રને છોડી દે, તેમજ તારો પુરૂષાર્થ પણ છોડી દે, અથવા મારા વીર્ય રૂપ વારિધિમાં તું ઢેફા રૂપ થઈ જા.' આ પ્રમાણેનાં તેનાં વચનોથી ક્રોધ પામેલા અનંતવીર્યે યમરાજ જેવા થઇ તે ચક્રને છોડયું, તેથી તે ચક્રે તત્કાળ કમળની જેમ દમિતારિનું મસ્તક છેદી નાંખ્યું. તેનું વીર્ય જોઈ હર્ષ પામેલા દેવતાઓએ આકાશમાંથી પંચવર્ણના પુષ્પોની વૃષ્ટિ કરી. પછી તેઓ કહેવા લાગ્યા કે "હે વિદ્યાધરોના રાજાઓ! સર્વે તત્પર થઇ સાંભળો. આ અનંતવીર્યે વિષ્ણુ છે અને આ અપરાજિત બલભદ્ર છે; માટે તેમના ચરણની ઉપાસના કરો અને રણાંગણમાંથી નિવૃત્ત થાઓ. સૂર્ય અને ચંદ્રની જેમ જેનો ઉદય હોય તે વંદનીય છે." આવાં દેવતાનાં વચન સાંભળી સર્વ વિદ્યાધરોના રાજાઓ મુગટ નમાવીને તે શરણ કરવા યોગ્ય બલદેવ અને વાસુદેવને શરણે ગયા. પછી વિદ્યાધરોના રાજાઓ, પોતાનો જ્યેષ્ઠ બંધુ અપરાજિત અને પ્રિયા કનકશ્રીને સાથે લઈ અનંતવીર્યે વાસુદેવ વિમાનમાં બેસી શુભાપુરી તરફ ચાલ્યા. કનકગિરિ ( મેરૂ ) ની પાસે નીકળતાં વાસુદેવને વિદ્યાધરોએ કહ્યું કે "અહીં રહેલા શ્રી અર્હંત ભગવંતની આશાતના કરો નહીં. આ કનકગિરિ ઉપર અનેક જિન ચૈત્યો છે, તેમને યથાયોગ્ય વંદના કરીને પછી આપ પૂજ્યપાદ અહીંથી આગળ ચાલો." તે સાંભળી વાસુદેવે પરિવાર સાથે વિમાનપરથી ઉતરી, નેત્રને શીતળતા આપનારા તે ચૈત્યોની યથાવિધિ વંદના કરી. પછી કૌતુકથી તે ગિરિવરની શોભા જોતા હતા. ત્યાં એક બાજુના પ્રદેશમાં વર્ષોપવાસની પ્રતિમાએ રહેલા કીર્તિધર નામના મુનિને દીઠા. તેજ વખતે તેમનાં ઘાતિકર્મનો નાશ થવાથી તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થતાં દેવતાઓએ તેનો મહિમા આરંભ્યો. તે જોઈ અનંતવીર્યે વાસુદેવ ઘણા ખુશી થયા. પછી તે કેવળીભગવંતને ત્રણ પ્રદક્ષિણા દઈ નમસ્કાર કરીને પરિવાર સહિત અંજલિ જોડી આગળ બેઠા અને તેમની દેશના સાંભળવા માંડી. દેશના પૂર્ણ થયા પછી કનકશ્રીએ નમસ્કાર કરી પૂછ્યું—'ભગવન્! મારે પિતાનો વધ અને આવો બંધુવર્ગનો વિરહ કેમ થયો હશે?' મુનિવર બોલ્યા—"ધાતકીખંડ નામના દ્વીપમાં પૂર્વ ભરતને વિષે શંખપુર નામે એક સમૃદ્ધિવાન ગામ છે, તેમાં પારકા કામ કરવા વડે આજીવિકા ચલાવવાથી જીવિતને ધરનારી દારિદ્ર્યદુ:ખથી પીડિત શ્રીદત્તા નામે એક ગરીબ સ્ત્રી હતી. તે આખો દિવસ ખાંડવું, દળવું, પાણી ભરવું, ઘર વાળવુ અને ઘર લીંપવું વિગેરે પારકા કામ કરતી

હતી. એ પ્રમાણે બધો દિવસ વીતે ત્યારે ઘુવડની સ્ત્રીને આલોકનની જેમ તેને માંડમાંડ ભોજન મળતું હતું. અહા! કેવી તેની મંદભાગ્યતા!

એક વખતે તે ફરતી ફરતી શોભાથી દેવગિરિ-મેરૂ જેવા શ્રીપર્વત નામના ગિરિ ઉપર આવી ચડી. ત્યાં નિર્મલ શિલાપર બેઠેલા, ત્રિવિધ ગુપ્તિથી પવિત્ર, ભૂતની જેવા દુઃસહ પરીસહોથી અપરાજિત, અખંડ પંચવિધ સમિતિવાળા, તપની અમિત શોભાને ધરનારા, નિ:સંગ, નિર્મળ, શાંત, કાંચન અને પથ્થરપર સમદૃષ્ટિવાળા, શુક્લ ધ્યાનમાં વર્ત્તનાર અને ગિરિશિખરની પેઠે સ્થિર, **સત્યયશા** નામે એક મહામુનિ તેના જોવામાં આવ્યા. કલ્પવૃક્ષ જેવા તેમના દર્શન કરી શ્રીદત્તાએ પ્રીતિથી પ્રણામ કર્યો. એટલે તેમણે કલ્યાણ રૂપ વૃક્ષના દોહદરૂપ 'ધર્મલાભ' આશિષ આપી. શ્રીદત્તા બોલી– "આવી દુઃસ્થિતિના અનુમાનથી હું ધારૂં છું કે મેં પૂર્વ જન્મમાં જરાપણ ધર્મ કર્યો નથી. નિત્યે દુષ્કર્મથી દગ્ધ થયેલી એવી મને, ગ્રીષ્મમાં તપેલી ગિરિભૂમિને મેઘવૃષ્ટિની જેમ તમારી ધર્મલાભ રૂપ આશિષ શીતળ કરે છે. જો કે હું મંદભાગ્યા તમારા ઉપદેશને યોગ્ય નથી તથાપિ તમારૂં વચન અમોઘ છે એમ હું જાણું છું, તેથી મને કાંઈ પણ કલ્યાણને માટે આજ્ઞા કરો. હે ભગવન્! હું ભવાંતરે આવી સ્થિતિવાળી ન થાઉં તેમ કરો. હે ત્રાતા! તમારા જેવા રક્ષક હોય તો શું શું વાંચ્છિત ન મળે?" આવાં તેનાં વચન સાંભળી તેની યોગ્યતાનો વિચાર કરીને મુનિએ તે દુઃખી અબલાને **ધર્મ ચક્રવાલ** નામનો તપ બતાવ્યો. "હે દુઃખી સ્ત્રી! દેવગુરૂના આરાધનમાં લીન થઈને તારે બે અને ત્રણ રાત્રિના ક્રમથી સાડત્રીશ ઉપવાસ કરવા. આ તપના પ્રભાવથી કાગડીને બચ્ચાંની જેમ ફરીવાર તને આવો ભવ પ્રાપ્ત થશે નહીં." મુનિ મહારાજનાં વચનને માન્ય કરીને શ્રીદત્તા પોતાને ગામ ગઈ; અને ત્યાં જઇને ધર્મ ચક્રવાળ તપનો આરંભ કર્યો. તે તપના પ્રભાવથી તેણે પારણામાં પૂર્વે સ્વપ્નમાં પણ કદિ નહીં જોયેલું અને સારી દશારૂપ નાટકની પ્રસ્તાવના રૂપ સ્વાદિષ્ટ ભોજન પ્રાપ્ત કર્યું. ત્યારથી ધનાઢ્ય લોકોના ઘરમાં સારૂં કામ કરવાનું મળતાં તેને દ્વિગુણ અને ત્રિગુણ મૂલ્ય અને ઉત્તમ વસ્ત્રો પ્રાપ્ત થવા માંડ્યાં. જેથી થોડા સમયમાં શ્રીદત્તા કાંઇક સકિંચના[1] થઈ, એટલે દેવગુરૂની પૂજા યથાશક્તિ વિશેષ કરવા લાગી. એક દિવસે તેના ઘરની ભીંતનો એક જીર્ણ પ્રદેશ પવન વિગેરેના વેગથી પડી ગયો. તેમાંથી સુવર્ણાદિક ધન નીકળી આવ્યું. તે ધનથી તેણે તપની સમાપ્તિમાં ચૈત્યપૂજા અને સાધુસાધ્વીને પ્રતિલાભિત કરવા પૂર્વક મોટું ઉદ્યાપન (ઉજમણું) કર્યું. તપસ્યાને છેલ્લે દિવસે તેણીએ કોઈ સાધુના યોગને માટે દિશાઓમાં જોવા માંડ્યું, ત્યાં માસક્ષપણના પારણાને માટે ફરતા **સુવ્રતમુનિ** તેના જોવામાં આવ્યા. પોતાના આત્માને ધન્ય માનતી શ્રીદત્તાએ પ્રાસુક અન્નાદિક વડે તેમને પ્રતિલાભિત કર્યા; અને પછી નમસ્કાર કરીને આ-

---

૧ દ્રવ્યવાળી.

ર્હત ધર્મ વિષે પૃચ્છા કરી. મુનિએ કહ્યું–"હે શુભા ! ભિક્ષાને માટે ગયેલા મુનિઓ કોઇ ઠેકાણે પણ ધર્મદેશના કરે એવો અમારો આચાર નથી. તેથી હે ભદ્રે ! જો તારે ધર્મ સાંભળવાની ઈચ્છા હોય તો મારા ઉપાશ્રયમાં ગયા પછી યોગ્ય સમયે ત્યાં આવજે." આ પ્રમાણે કહીને મુનિ પોતાને સ્થાનકે ગયા. લાવેલા આહાર વડે માસક્ષમણનું પારણું કરી તે મુનિવર્ય સ્વાધ્યાય કરતા હતા, ત્યાં નગરના લોકો અને શ્રીદત્તા વંદના કરવાને આવ્યા. વાંદીને સર્વે યોગ્ય સ્થાને બેઠા, એટલે મુનિએ પ્રસન્ન વાણીથી આ પ્રમાણે ધર્મદેશના આપી.

"આ સંસારમાં ચોરાશી લાખ યોનિમાં ભટકતો ભવી પ્રાણી, દૈવયોગે અંધ જેમ "ઇચ્છિત સ્થાનને પ્રાપ્ત કરે, તેમ માનુષ્ય જન્મને પ્રાપ્ત કરે છે. તેમાં સર્વ જ્યોતિષમાં "ચંદ્રની જેમ સર્વ ધર્મમાં પ્રધાન શ્રીસર્વજ્ઞકથિત ધર્મ પ્રાપ્ત થવો ઘણો દુર્લભ છે. તેથી તે "ધર્મમાં સમકિત પૂર્વક યત્ન કરવો કે જેથી સંસારી જીવ લીલામાત્રમાં આ સંસાર-"વારિધિને તરી જાય." આ પ્રમાણેની દેશના સાંભળી શ્રીદત્તાએ સુવ્રતમુનિને નમસ્કાર કરી સમકિત પૂર્વક સર્વજ્ઞોક્ત ધર્મને સ્વીકાર્યો. પછી સુવ્રતમુનિને વંદના કરી સર્વ પુરલોક અને શ્રીદત્તા હર્ષ પામતા પોતપોતાને સ્થાનકે ગયા.

કેટલાક કાળ સુધી આર્હત ધર્મને સારી રીતે પાળતી શ્રીદત્તાને કોઈ કર્મના પરિણામથી મનમાં આવો સંકલ્પ ઉત્પન્ન થયો કે 'અગર જો આ શ્રીજિનધર્મનું ફળ મોટું કહેવાય છે પણ મને તેવું ફળ મળશે કે નહીં, તે મારા જાણવામાં આવતું નથી.' સુવ્રતમુનિ જેવા સદ્ગુરૂનો ઉપદેશ છતાં શ્રીદત્તાએ આવા સંકલ્પવિકલ્પ કર્યો તેથી ખરેખર ભવિતવ્યતા અતિ દુર્વાર છે. એક વખતે તે સત્યયશા મુનિરાજને વાંદવા જતી હતી, ત્યાં તેણે આકાશમાર્ગે વિમાનમાં બેસીને જતા બે વિદ્યાધરોને જોયા. શ્રીદત્તા તેના રૂપથી મોહ પામીને ઘેર આવી. પછી પૂર્વે કરેલી વિચિકિત્સાની[1] આલોચના કર્યા વિના મૃત્યુ પામી.

આ જંબૂદ્વીપમાં પ્રાગ્વિદેહના આભૂષણ રૂપ રમણીય નામના વિજયમાં વૈતાઢ્ય નામે પર્વત છે. તેમાં ઈંદ્રનગરીનું સહોદર હોય તેવું સર્વ કલ્યાણના મંદિર રૂપ શિવમંદિર નામે નગર છે. તેમાં મોટી સમૃદ્ધિવાળા વિદ્યાધરોના રાજાઓને પૂજવા યોગ્ય કનકપૂજ્ય નામે રાજા છે. તેની વાયુવેગા નામે પત્નીથી હું કીર્તિધર નામે પુત્ર થયો. મારે અનિલવેગા નામે એક અંતઃપુરપ્રધાન પત્ની હતી. એક વખતે સુખશય્યામાં સુતેલી તે સ્ત્રીએ રાત્રિએ કૈલાશ જેવો શ્વેત હાથી, મેઘની જેમ ગર્જના કરતો વૃષભ અને નિધિકુંભ જેવો કુંભ આ પ્રમાણે અનુક્રમે ત્રણ સ્વપ્ન જોયાં. તત્કાલ પ્રાતઃકાલે પદ્મિનીની જેમ જાગ્રત થયેલી અનિલવેગાએ પ્રફુલ્લિત વદને તે સ્વપ્નો મારી આગળ નિવેદન કર્યાં. તે સાંભળી મેં કહ્યું કે 'ત્રિખંડવિજયનો સ્વામી અર્ધચક્રવર્તી તારે પુત્ર

૧ ધર્મના ફળનો સંદેહ

થશે.' સમય આવતાં ખાણની ભૂમિ જેમ રત્નને જન્મ આપે તેમ અનિલવેગાએ સર્વ લક્ષણસંપૂર્ણ દેવ જેવા કુમારને જન્મ આપ્યો. જ્યારે કુમાર ગર્ભમાં હતો, ત્યારે મેં શત્રુઓને દમન કર્યા હતા, તેથી મેં તેનું દમિતારિ એવું નામ પાડયું. અનુક્રમે કુમાર મોટો થયો, સર્વ કલા ગ્રહણ કરી, અને રૂપપાવન યૌવનવયને પ્રાપ્ત થયો. એક સમયે એ વિજયમાં વિજયીપણે વિહાર કરતા, શાંતિના કરનાર મહાત્મા શ્રી શાંતિનાથ ભગવાન અમારા નગરની બહાર સમોસર્યા. તેમની પાસે જઈ વાંદીને મેં ધર્મદેશના સાંભળી. તેથી તત્કાળ વૈરાગ્ય પામી કુમાર દમિતારિને રાજ્ય ઉપર બેસાર્યો, અને મેં શાંતિનાથ ભગવાનની પાસે દીક્ષા લીધી. તે વખતે ચારિત્રને ઉચિત એવી ગ્રહણા અને આસેવના રૂપ બંને પ્રકારની શિક્ષા મેં અંગીકાર કરી. અનુક્રમે આ પર્વત ઉપર મેં વાર્ષિકી પ્રતિમા અંગીકાર કરી, તેથી મારા ઘાતિકર્મનો ક્ષય થતાં મને હમણાજ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. ચક્ર ઉત્પન્ન થતાં તે વડે ત્રણ ખંડનો વિજય કરી દમિતારિ રાજા મહા બળવાન પ્રતિવાસુદેવ થયો. દમિતારિની મદિરા નામની પ્રિયાની કુક્ષિથી શ્રીદત્તાનો જીવ તું કનકશ્રી નામે પુત્રી થઇ. પૂર્વ ભવે શ્રી જિનધર્મના ફળ સંબંધી તેં વિપરીત સંકલ્પ કર્યો અને તેની આલોચના પ્રતિક્રમણ કર્યા વગર મૃત્યુ પામી, તેથી આ ભવમાં તને બંધુનો વિરહ અને પિતાનો વધ પ્રાપ્ત થયો. માટે ધર્મસંબંધી કિંચિત્ પણ કલંક અસંત દુઃખ આપે છે. જેમ થોડું કે ઘણું ઉગ્ર વિષ ભક્ષણ કરવામાં આવ્યું હોય તો પ્રાણનો નાશ કરે છે. હવે ફરીવાર એ પ્રમાણે કરવું નહીં કે જેથી ફરીવાર તેવુંજ ફળ મળે. ભવ્યજીવે પાંચ દોષે[1] કરી વર્જિત એવું સમકિત ગ્રહણ કરવું."

આ પ્રમાણે સાંભળતાંજ કનકશ્રીને વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેથી તેણે વાસુદેવ અને બલભદ્રને વિજ્ઞપ્તિ કરી કે "આવા અલ્પ દુષ્કૃત વડે પણ જો આવું દુઃખ પ્રાપ્ત થાય છે તો હવે મારે દુષ્કૃતની ખાણ રૂપ કામભોગવડે સર્યું. જેમ નાનાં છિદ્રવડે પણ જળમાં મોટું વહાણ ડુબી જાય છે, તેમ આ પ્રાણી થોડા દુષ્કૃતવડે પણ દુઃખમાં ડુબી જાય છે. પૂર્વ ભવમાં દારિદ્રપીડિત એવી મને મહા ઉત્તમ તપ કરતાં કરતાં પણ ફળની શંકા ક્યાંથી થઈ! અહા! કેવી મારી મંદભાગ્યતા! હવે ઐશ્વર્યમાં નિમગ્ન રહેતાં અને ઈચ્છિત ભોગ ભોગવતાં મને કેટલી બધી વિપરીત કલ્પનાઓ અને બીજા દોષો થવાનો સંભવ છે? માટે પ્રસન્ન થઇને મને સદ્ય દીક્ષા લેવાની આજ્ઞા આપો. આવા અનેક પ્રકારના છળ કરનાર ભવ રૂપ રાક્ષસથી હું ભય પામી છું." તે સાંભળી વિસ્મયથી વિકસિત નયને તેઓ બોલ્યા કે 'ગુરૂચરણના પ્રસાદથી તમારૂં એ કાર્ય નિર્વિઘ્ને થાઓ; પણ હે બુદ્ધિમતી! આપણે અહીથી સૌભાગ્યશાળી શુભા નગરીમાં જઇએ. ત્યાં જઇને અમે તમારો મોટી સમૃદ્ધિએ નિષ્ક્રમણોત્સવ કરશું; અને ત્યાં સ્વયંપ્રભ પ્રભુની પાસે સં-

---

૧ શંકા, આકાંક્ષા, વિચિકિત્સા, પ્રશંસા અને સંસ્તવ–આ પાંચ દોષ તજવા.

સાર સમુદ્રને તરવામાં વહાણ રૂપ વ્રતનું તમે ગ્રહણ કરજો. 'તથાસ્તુ' એમ કહી કનકશ્રીએ તે વાત અંગીકાર કરી. પછી બંને જણ તેને સાથે લઈ મહર્ષિને વાંદી શુભા નગરીમાં આવ્યા. ત્યાં દમિતારિએ પ્રથમ યુદ્ધ કરવાને મોકલેલા વીરોની સાથે મોટું યુદ્ધ કરતો **અનંતસેન** પુત્ર જોવામાં આવ્યો. પોતાના બંધુ અનંતવીર્યના પુત્રને શ્વાનોની પેઠે અનેક સુભટોથી વીંટાયેલો જોઈ હળને ભમાડતા બલભદ્ર કોપથી દોડ્યા. બલભદ્રરૂપ પવનના વેગને નહીં સહન કરતા દમિતારિના સુભટો રૂની પૂણીની જેમ કાંદિશિક[1] થઈને દશે દિશાએ નાસી ગયા. પછી વાસુદેવે સર્વ પરિવાર સાથે તે નગરીમાં પ્રવેશ કર્યો. શુભ દિવસે સર્વ રાજાઓએ મળીને તેમને અર્ધચક્રીપણાનો અભિષેક કર્યો. તે અરસામાં પૃથ્વીપર વિહાર કરતા સ્વયંપ્રભ ભગવાન સ્વેચ્છાએ ત્યાં આવીને સમોસર્યા. નગરના દ્વારપાળોએ આવીને 'હે સ્વામી! સ્વયંપ્રભપ્રભુના અત્રે પધારવાથી તમે આજ સર્વ પ્રકારે વૃદ્ધિ પામો છો.' એવું કહીને અનંતવીર્યને વધામણી આપી. તેને સાડાબાર કોટી રૂપીઆ વધામણીમાં આપી અનંતવીર્યે અગ્રજ બંધુ અને કનકશ્રીને સાથે લઈ પ્રભુને વાંદવા ગયા. ભગવાન સ્વયંપ્રભે ભવ્યજનના અનુગ્રહની ઈચ્છાથી સર્વ ભાષાનુગામિની વાણીથી દેશના આપી. પછી કનકશ્રીએ કહ્યું–'હે જગત્ગુરૂ! હું ઘેર જઈ વાસુદેવની આજ્ઞા લઈ દીક્ષા લેવાને આવું છું, માટે મારી ઉપર કૃપા કરશો.' તીર્થંકરે કહ્યું–'પ્રમાદ કરવો નહીં.' આ વાક્ય સાંભળી કનકશ્રી, વાસુદેવ અને બલભદ્ર પોતાને સ્થાને આવ્યા. પછી પોતાના સ્વામી વાસુદેવની આજ્ઞા લઈ મોટી સમૃદ્ધિએ જેનો નિષ્ક્રમણોત્સવ કરેલો છે એવી કનકશ્રીએ સ્વયંપ્રભ પ્રભુની પાસે દીક્ષા ગ્રહણ કરી. તેણે એકાવળી, મુક્તાવળી, કનકાવળી, ભદ્ર અને સર્વતોભદ્ર ઈત્યાદિ તપ કર્યા. અનુક્રમે શુક્લ ધ્યાનરૂપ અગ્નિવડે ઘાતિકર્મરૂપ ઈંધણાં દગ્ધ થતાં કનકશ્રીને અમ્લાન કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ. પછી બાકી રહેલા ભવોપગ્રાહી કર્મને ખપાવી કનકશ્રી મોક્ષપદને પ્રાપ્ત થઈ.

વિવિધ ભોગ ભોગવતા વાસુદેવ અને બલભદ્ર દેવતાની પેઠે સુખે કાળ નિર્ગમન કરવા લાગ્યા. બલદેવ અપરાજિતને **વિરતા** નામે એક સ્ત્રી હતી, તેનાથી **સુમતિ** નામે એક પુત્રી થઈ. એ બાળા બાલ્યવયથીજ સર્વજ્ઞકથિત ધર્મની અનુરાગી, જીવાજીવાદિ તત્વને જાણનારી, વિવિધ પ્રકારનાં તપઅનુષ્ઠાનને આચરનારી, અખંડ દ્વાદશવિધ શ્રાવકવ્રતને ધરનારી અને શ્રી જિનપૂજા તથા ગુરૂની ઉપાસનામાં તત્પર થઈ. એક વખતે સુમતિ ઉપવાસના પારણાને માટે બેસતી હતી, તેવામાં દ્વાર તરફ દૃષ્ટિ કરતાં એક મુનિને આવતાં જોયા. ત્રણ ગુપ્તિ અને પાંચ સમિતિવાળા તેમજ જાણે સાક્ષાત્ ધર્મ હોય તેવા તે મુનિને પોતાના સ્થાળમાં રહેલા અન્નથીજ પ્રતિલાભિત કર્યા. તે સમયે

---

૧ ક્યાં જવું, ક્યાં જવું એવા વિચારમાં ભ્રમિત થઈ ગયેલા.

તત્કાળ ત્યાં વસુધારાદિ પાંચ દિવ્ય પ્રગટ થયા. **મહાત્માને આપેલું દાન કોટાનકોટીગણું થાય છે.** મુનિએ તે સ્થાનથી અન્યત્ર વિહાર કર્યો. **નિઃસંગ સાધુઓ પવનની જેમ એક ઠેકાણે રહેતા નથી.** રત્નવૃષ્ટિના ખબર સાંભળી બલભદ્ર અને વાસુદેવ ત્યાં આવ્યા, અને તે જોઇને બંને વિસ્મય પામ્યા. 'આ સુમતિનું ચરિત્ર આશ્ચર્ય રૂપ છે' એમ તેઓ કહેવા લાગ્યા; અને 'આ પ્રભાવિક બાલિકાને યોગ્ય વર કોણ થશે ?' એમ ચિંતા કરવા લાગ્યા. પછી પોતાના ઇહિાનંદ મંત્રીની સાથે વિચાર કરી તે બાલિકાનો સ્વયંવર કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. વાસુદેવની આજ્ઞાથી વિજયાર્દ્ધમાં રહેનારા સર્વ વિદ્યાધર અને મનુષ્યોના રાજાઓ સ્વયંવરમાં આવવા લાગ્યા. વાસુદેવના સેવકોએ તેમની આજ્ઞાથી ઇંદ્રનું સભાગ્રહ હોય તેવો એક સહસ્ર રત્નસ્તંભવાળો ક્ષિતિના મંડનભૂત મંડપ રચ્યો. તેમાં ફણીપતિની ફણાના માણિક્યની શ્રેણી હોય તેવી ભ્રાંતિ આપનારાં રત્નમય સિંહાસનો રચાવ્યાં. વાસુદેવની આજ્ઞાથી તે ઉપર રાજાઓ અને શરીરની શોભાથી કામદેવ જેવા વિદ્યાધરના કુમારો આવીને બેઠા. પછી દિવ્ય વસ્ત્રો અને રત્નનાં અલંકારોને ધારણ કરનારી, વિચિત્ર રચનાથી રચેલા ખુશબોદાર વિલેપનથી અલંકૃત થયેલી, મસ્તકપર ચંદ્રના બિંબ જેવું શ્વેત છત્ર ધરનારી, સમાન વયની સખીઓથી પરવરેલી અને સુવર્ણ દંડવાળી પ્રતિહારીએ બતાવેલ માર્ગે ચાલતી બલભદ્રની કન્યા વરમાળા હાથમાં લઇને ત્યાં આવી. આસપાસ દેવતાઓની પેઠે બેઠેલા વિદ્યાધર રાજાઓની વચ્ચે આવીને સુમતિએ સમુદ્રને લક્ષ્મીની જેમ સ્વયંવરમંડપને અલંકૃત કર્યો. જાણે નીલકમળની માળાને રચતી હોય તેમ એ મૃગાક્ષીએ મુગ્ધ દૃષ્ટિવડે સ્વયંવરમંડપનું અવલોકન કર્યું. તે સમયે રત્નમય માણિક્યસ્તંભથી શોભિત, ગગનમાં સૂર્યમંડલની જેમ લટકતું અને રત્નમય સિંહાસનપર વિરાજિત દેવીએ અધિષ્ઠિત એક સુંદર વિમાન અકસ્માત્ મંડપના મધ્યમાં પ્રગટ થયુ. રાજકન્યા સુમતિ, આવેલા રાજાઓ અને વિદ્યાધરના પતિઓ અતિ વિસ્મયથી વિકસિત નેત્રે તેને જોવા લાગ્યા. તેઓના જોતાજોતામાં તો તે વિમાનમાંથી ઉતરી મંડપના મધ્યમાં એક સિંહાસનપર તે દેવી અધિષ્ઠિત થયા. તેમણે દક્ષિણ ભુજા ઉચી કરી સુમતિ કન્યાને કહ્યું—"મુગ્ધે ધનશ્રી ! પ્રતિબોધ પામ, પ્રતિબોધ પામ, પૂર્વભવનું સ્મરણ કર. સાંભળ ! પુષ્કરવર દ્વીપાર્દ્ધમાં પૂર્વ ભરતક્ષેત્રના મધ્ય ખંડને વિષે વિશાળ સમૃદ્ધિવાળું શ્રીનંદન નામે નગર છે. તે નગરમાં શરણાર્થી જનોને રક્ષણ કરવામાં અહર્નિશ આલસ્ય રહિત મહેંદ્રના જેવો મહેંદ્ર નામે રાજા હતો. તે રાજાને પ્રાણથી પણ અતિવલ્લભ **અનંતમતિ** નામે એક અનંત ગુણપાત્ર રાણી હતી. એક વખતે અનંતમતિ રાણીએ સુખે સુતાં સુતાં રાત્રિના શેષભાગે પોતાના ઉત્સંગમાં બે સુગંધી અને નિર્મળ માળા અવલોકી, તે સ્વપ્નનું વૃત્તાન્ત રાજાને જણાવતાં રાજાએ કહ્યુ કે 'હે દેવિ! આ સ્વપ્નના સૂચવનથી તમારે નિર્દોષ બે દુહિતા થશે.' અનુક્રમે સમય આવતાં તેણે બે પુત્રીઓને જન્મ આપ્યો. તેમાં પહેલી

હું કનકશ્રી અને બીજી તું ધનશ્રી એવા નામની આપણે બે બહેનો હતી. આપણે બંને પરસ્પર પ્રીતિથી સાથે મોટા થયા, સાથે કલાકલાપ ભણ્યા અને સાથે યૌવનવયને પ્રાપ્ત થયા. એક વખતે આમતેમ ક્રીડા કરતાં આપણે સ્વેચ્છાએ દેવતાની વિશ્રામ ભૂમિરૂપ ગિરિપર્વત નામના પર્વતપર આવી ચઢ્યા. ત્યાં સ્વાદિષ્ટ ફલ અને સુગંધી પુષ્પોને ચુંટતી આપણે બંને વનગિરિની દેવીઓ હોય તેમ ફરવા લાગી. એમ ફરતાં ફરતાં એક મનોહર એકાંત પ્રદેશમાં અતિ શમતાથી શોભિત નંદનગિરિ નામના મુનિ આપણા જોવામાં આવ્યા. મુનિના દર્શનથી હર્ષ પામીને મુનિને ત્રણ પ્રદક્ષિણા કરી ભક્તિ પૂર્વક આપણે વંદના કરી. મુનિએ 'ધર્મ લાભ' આશિષ આપીને આપણને બંનેને હૃદયને આનંદકારક દેશના આપી. તે ધર્મદેશના સાંભળીને આપણે બંનેએ અંજલિ જોડી વિજ્ઞપ્તિ કરી કે 'જો અમારામાં યોગ્યતા હોય તો અમને યોગ્યતા પ્રમાણે ધર્મોપદેશ આપો.' નંદનમુનિએ આપણી યોગ્યતા વિચારી આપણ બંને રમણીઓને બાર પ્રકારનો શ્રાવકનો ધર્મ સંભળાવ્યો; એટલે આપણે તે સ્વીકારી લીધો. મુનીંદ્રને વંદના કરીને આપણે બંને પોતાને ઘેર આવી તે ધર્મને સાવધાનપણે પાળવા લાગી.

એક દિવસે આપણે બંને કૌતુકથી ક્રીડાપર્વત, સરિતા, વાપીકા અને વિવિધ વૃક્ષોથી વ્યાપ્ત એવા અશોક વનમાં ગઈ. ત્યાં સરિતાને તીરે આપણે વિવિધ ક્રીડા કરતી હતી, તેવામાં ત્રિપુર નગરનો સ્વામી વીરાંગ નામનો એક યુવાન વિદ્યાધર આપણને હરી ગયો. પરંતુ તેની વજ્રશ્યામલિકા નામની શુભાશયવાળી સ્ત્રીએ કેશરીસિંહથી મૃગલીની જેમ આપણને બંનેને છોડાવી મૂકી. ત્યાંથી ભીમાટવીમાં નદીને કાંઠે વંશની જાળમાં આપણે શાપભ્રષ્ટ દેવીની પેઠે આકાશમાંથી પૃથ્વીપર પડી. પોતાની આવી મરણાંત આપત્તિ જાણીને શુભ ભાવનાવાળી આપણે નવકારમંત્ર પરાયણ થઈ અનશન વ્રત ગ્રહણ કર્યું. ત્યાંથી હું કનકશ્રી મૃત્યુ પામીને સૌધર્મ દેવલોકના પતિની નવમિકા નામે અગ્ર મહિષી થઈ. તું ધનશ્રી મૃત્યુ પામીને કુબેર લોકપાળની મુખ્ય દેવી થઈ, અને ત્યાંથી ચવીને અહીં બળભદ્રની સુમતિ નામે પુત્રી થઇ છે. જ્યારે આપણે દેવલોકમાં હતા, ત્યારે આપણે સંકેત કરેલો હતો કે જે અહીંથી પ્રથમ ચવે તેણે આવીને બીજીને અર્હંત ધર્મનો બોધ કરવો. તેથી હું તારી બેન તને બોધ કરવાને અહીં આવી છું, માટે સંસારને તારનાર શ્રીજૈનધર્મનો પ્રતિબોધ પામ. નંદીશ્વર મહાદ્વીપમાં જઇને કરેલા શાશ્વત અર્હંત ભગવંતના અષ્ટાન્હિક મહોત્સવ, જંગમ પ્રભુના જન્મસ્નાત્રાદિ ઉત્સવ અને પૂર્વ ભવમાં અનુભવ કરેલી દેશનાની વાણીને યાદ કર. જન્માંતર રૂપ નિદ્રાથી તે બધું શામાટે ભૂલી જાય છે? હવે તો તું દેવતાને પણ દુર્લભ, માનવ જન્મરૂપ વૃક્ષનું ફળ અને જાણે સિદ્ધિની પ્રિય સખી હોય તેવી દીક્ષા ગ્રહણ કર." આ પ્રમાણે કહીને તે ઈંદ્રાણી વિદ્યુતની જેમ પોતાની કાંતિથી આકાશમાં ઉદ્યોત કરતી વિમાનમાં બેસીને પોતાના સ્વર્ગમાં ગઈ, તરતજ

तेनी वाणीथी जेने जातिस्मरण थयुं छे एवी सुमति जाणे संसारनो भय लाग्यो होय तेम मूर्छित थइने पृथ्वीपर पडी गइ. ज्यारे चंदनना जळथी तेने सिंचन कर्युं अने पंखाना पवनथी पवन नांख्यो त्यारे ते बाळाने पाछी संज्ञा आवी अने रात्रि जवाथी थयेला प्रातःकालनी जेम बेठी थइ. पछी ते अंजलि जोडीने बोली के—" अरे ! सर्व कुलिन राजाओ ! अत्यारे मने जातिस्मरण थयुं छे. तमने मारे माटे अहीं बोलावेला छे, तेथी हुं तमारी प्रार्थना करुं छुं के तमे सर्व मने आज्ञा आपो के जेथी हुं संसारभ्रमणरूप रोगनी औषधीरूप दीक्षा ग्रहण करुं." ते सांभळी सर्व राजाओ बोल्या—" हे अनघे[1] ! 'तथास्तु' अमे तने आज्ञा आपीए छीए के तारुं इच्छित निर्विघ्नने थाओ." पछी वासुदेव अने बळभद्रे हर्षित थईने मोटी समृद्धिथी तेनो सर्व उत्सवोमां शिरोमणि एवो निष्क्रमणोत्सव कर्यो. देवराज (इंद्र) अने यक्षराज (कुबेर) नी मुख्य देवीओए आवीने तेनी पूजा करी. 'तेवी साध्वी स्त्रीओ इंद्रने पण पूज्य छे.' पछी सुव्रत मुनिनी पासे सातसो कन्याओनी साथे तेणे मोक्षवृक्षनी नीक रूप दीक्षा ग्रहण करी. संवेगथी भावित अने आत्मा रूप कमलना ध्यानमां भमरी रूप ते सुमतिए बे प्रकारनी शिक्षा ग्रहण करी अने विविध प्रकारनो तप आचर्यो. ए प्रमाणे केटलोक काळ व्यतीत थया पछी क्षपक श्रेणीपर आरूढ थई मोक्षलक्ष्मीना दूत जेवुं केवळज्ञान प्राप्त कर्युं. पछी अनेक भव्य जीवोने बोध पमाडी भवोपग्राही कर्मनो क्षय करी ते सुमति साध्वी अव्ययपदने प्राप्त थई.

सम्यक्त्ववडे शोभता अपराजित अने अनंतवीर्य अश्विनीकुमारनी जेम साथे मळीने राज्य पाळवा लाग्या. प्रांते चोराशी लाख पूर्वनुं आयुष्य भोगवी अनंतवीर्य वासुदेव निकाचित कर्मथी प्रथम नरकमां गया. त्यां बेतालीश हजार वर्ष नरकनी विविध वेदना तेमणे सहन करी. उपार्जित कर्मनो कदिपण नाश थतो नथी. त्यां वासुदेवना जन्मना पिता चमरेंद्रे आवीने वेदनानी शांति करी. अपत्यस्नेह घणो बलवान छे. संवेगवंत अनंतवीर्यना जीवे अवधिज्ञान वडे पोताना पूर्व कर्मने संभारीने नरकनी दुःसह वेदनाने सम्यक् भावे सहन करी.

बंधुना शोकथी उद्वेग पामी बलभद्रे त्रण खंड पृथ्वीनुं राज्य पोताना पुत्रने सोंपी जयधर गणधरनी पासे व्रत[2] ग्रहण कर्युं. तेनी साथे सोळ हजार राजाओए दीक्षा लीधी. महत् पुरुषने अनुसरनार पुरुषो महत् फलने मेळवे छे. अनेक परीसहोने सहन करतां बलभद्रे चिरकाल पर्यंत तप कर्युं. छेवटे अनशन करी मृत्यु पामीने अच्युत देवलोकमां इंद्र थया.

अनंतवीर्यनो जीव नरकमां दुष्कर्मनुं फल भोगवी अग्निमांथी सुवर्णनी जेम शुद्ध थइ नरकमांथी नीकळ्यो; अने जंबूद्वीपना भरतक्षेत्रमां वैताढ्य पर्वतनी उत्तर श्रे-

१ पाप विनानी. २ दीक्षा.

ણીમાં ગગનવલ્લભપુરને વિષે વિદ્યાધરપતિ મહાત્મા **મેઘવાહનની મેઘમાલિની** પત્નીથી **મેઘનાદ** નામે પુત્રપણે ઉત્પન્ન થયો. અનુક્રમે યૌવનવયને પ્રાપ્ત થતાં તેને રાજ્યપર બેસારી મેઘવાહને પરલોકનું કાર્ય સાધ્ય કર્યું. મેઘનાદ અનુક્રમે ભૂમિપર અને અંતરિક્ષમાં જેમ સૂર્ય પ્રકાશ કરે તેમ વૈતાઢ્યની બંને શ્રેણીનો એક તેજસ્વી અધિપતિ થયો.

એક દિવસે મેઘનાદ પોતાના પુત્રોને બંને શ્રેણીપર રહેલા એકસો દશ નગરો વહેંચી આપી પ્રજ્ઞપ્તિ વિદ્યા વડે મંદર ગિરિપર[1] ગયો. ત્યાં નંદન વનમાં રહેલા સિદ્ધાયતનમાં શાશ્વતી પ્રતિમાનું પૂજન કર્યું. તે સમયે કલ્પવાસી દેવતાઓ ત્યાં આવ્યા. અચ્યુતેંદ્રે તેને જોઈ પૂર્વ ભવના ભ્રાતૃસ્નેહથી ગુરૂની જેમ બોધ કર્યો કે 'આ સંસારનો ત્યાગ કર.' તેવા સમયમાં વિદ્યાધરપતિની જાણે શરીરધારી સ્વાર્થસિદ્ધિ હોય તેવા **અમરગુરૂ** નામે કોઈ મુનીંદ્ર ત્યાં પધાર્યા. મેઘનાદે તેમના ચરણમૂળમાં રહી ચારિત્ર અંગીકાર કર્યું, અને અપ્રમાદીપણે નિયમ પૂર્વક તેનું પરિપાલન કર્યું. એકદા મેઘનાદ મુનિ નંદનગિરિ નામના પર્વતપર આરૂઢ થઇ, એક રાત્રિની પ્રતિમા અવલંબીને ધ્યાનસ્થ થયા હતા, તે વખતે પૂર્વ જન્મનો વૈરી, અશ્વગ્રીવ પ્રતિવાસુદેવનો પુત્ર જે ચિરકાલ ભવભ્રમણ કરી દૈત્યપણાને પામ્યો હતો, તેણે તેવી રીતે રહેલા મેઘનાદ મુનિને જોયા. પૂર્વના વૈરથી મોટા વૃક્ષને પાડાની જેમ તે સ્વભાવધીર મહામુનિને ક્રોધથી તેણે ઉપસર્ગ કરવા માંડયા. તથાપિ તેને ચલિત કરવાને તે જરાપણ શક્તિમાન થયો નહીં. 'દંતીના[2] દંતઘાતથી શું પર્વત જરાપણ કંપાયમાન થાય ?' પ્રાંતે થાકીને તે અસુર લજ્જાથી મલિન મુખવાળો થયો સતો નિષ્ફળ થઈને ચાલ્યો ગયો. પછી મહામુનિ મેઘનાદ ધ્યાનથી વિરામ પામ્યા. ઉપસર્ગ અને પરીસહોથી નહીં કંપતા મેઘનાદ મુનિ ચિરકાલ તીવ્ર તપ આચરી, અંતે અનશન કરી મૃત્યુ પામીને અચ્યુત દેવલોકમાં ઈંદ્રના સામાનિક દેવપણાને પામ્યા.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये
पंचमपर्वणि श्रीशांतिनाथदेवीयषष्ठसप्तमभववर्णनो
नाम द्वितीयः सर्गः ॥

---

૧ મેરૂપર્વત. ૨ હાથીના

વજ્રાયુધના જેવો કોઈ દૃઢ સમ્યક્ત્વધારી નથી. આ વચનપર ચિત્રચૂળ નામના એક દેવને શ્રદ્ધા આવી નહીં. તેથી તત્કાળ વિચિત્ર રત્નમુકુટ અને કુંડલને ચલિત કરતો તે મિથ્યાત્વથી મોહિત અને દુર્મતિ નાસ્તિક દેવતા વિવાદ કરવાની ઇચ્છાથી ક્ષેમંકર રાજાની પર્ષદામાં આવ્યો; તે વખતે પર્ષદામાં વિચિત્ર આલાપ સંલાપ ચાલતા હતા. તે સાંભળી આસ્તિકતાના ઉદ્યોતપર આક્ષેપ કરતો તે દેવ ગર્વથી આ પ્રમાણે બોલ્યો—" આ જગત્માં પુણ્ય, પાપ, જીવ અને પરલોક કાંઇ પણ નથી; પ્રાણીઓ આસ્તિકતાની બુદ્ધિથી ફોગટ ક્લેશ પામે છે." તે સાંભળી નિષ્કપટ સમ્યક્ત્વને ધરનારા વજ્રાયુધે કહ્યું—" અરે આવું પ્રત્યક્ષ પ્રમાણથી વિરૂદ્ધ વચન કેમ બોલો છો ? તમેજ અવધિજ્ઞાનવડે તમારા પૂર્વ જન્મના સુકૃતના ફળરૂપ તમારો વૈભવ જુવો. તમનેજ પૂર્વ ભવમાં માનુષત્વ અને આ ભવમાં દેવત્વ પ્રાપ્ત થયેલું છે તો જો જીવવસ્તુ ન હોય તો તે કેવી રીતે ઘટે ? હે ધીમાન્ ! આ લોકમાં મનુષ્યપણું પ્રાપ્ત કરી પરલોકમાં તમે દેવપણું પ્રાપ્ત કર્યું, તેથી આલોકની જેમ પરલોક પણ પ્રત્યક્ષજ છે." ક્ષેમંકરના પુત્ર વજ્રાયુધે આ પ્રમાણે પ્રતિબોધ કરવાથી ચિત્રચૂળ બોલ્યો—" તમે બહુ સારૂ કર્યું, બહુ સારૂ કર્યું. આ સંસારમાં પડતા એવા મારો તમે કૃપા કરીને ઉદ્ધાર કર્યો છે. અથવા જેના પિતા સાક્ષાત્ તીર્થંકર હોય તેની શી વાત ! હું ચિરકાલ થયા મિથ્યાત્વી છું, પરંતુ સારે ભાગ્યે ઇર્ષાથી પણ તમારા દર્શન થયા છે, તો હવે મને સમ્યક્ત્વ રત્ન આપો. કેમકે સત્પુરૂષોનું દર્શન નિષ્ફળ થતું નથી." બુદ્ધિમાનમાં શ્રેષ્ઠ એવા વજ્રાયુધે તેનો ભાવ જાણીને તેને સમ્યક્ત્વ આપ્યું. ' સર્વજ્ઞના પુત્ર તેવાજ હોય છે. ' ફરી ચિત્રચૂળે કહ્યું—' હે કુમાર ! આજથી નિરંતર હું તમારો આજ્ઞાકારી છુ. તોપણ આજે કાંઈક માગી લ્યો. ' વજ્રાયુધે કહ્યું—' હું તમારી પાસે એટલુ માગું છુ કે તમારે આજથી દૃઢ સમ્યક્ત્વધારી થવું. ' દેવે કહ્યું— ' આ તમારી કેવી પ્રાર્થના ! તેમાં તો મારો સ્વાર્થ છે. પણ એવું કાંઇ માગો કે જેથી હું તમારા ઋણથી મુક્ત થાઉં. ' તેના ઉત્તરમાં ' મારૂ એટલુંજ કાર્ય છે ' એમ વજ્રાયુધે કહ્યું એટલે તે દેવે દેવની જેવા નિસ્પૃહ વજ્રાયુધને દિવ્ય અલંકારો આપ્યાં. પછી ચિત્રચૂળે ઇશાનેંદ્રની સભામાં આવીને કહ્યું કે ' તમે દૃઢ સમ્યક્ત્વધારી વજ્રાયુધની જે પ્રશંસા કરી હતી તે ઘટિતજ છે.' તે વખતે ' એ વજ્રાયુધ મહાત્મા ભગવાન તીર્થંકર થશે' એવું કહેતો ઈશાનપતિ વજ્રાયુધની સ્તુતિ કરવા લાગ્યો.

આવી રીતે વિચિત્ર ગોષ્ઠી અને સુંદર ક્રીડા કરતા વજ્રાયુધ મહર્દ્ધિમાન દેવની પેઠે સુખમગ્ન રહેવા લાગ્યા. એક વખતે વસંતસમયમાં પુષ્પના પડાને ધરનારી સુદર્શના નામની એક વેશ્યાએ આવી વજ્રાયુધને કહ્યું—" સ્વામી ! યુવાન પુરૂષોનો ક્રીડામિત્ર અને કામદેવનો વિજયમિત્ર વસંતઋતુ આજ એક છત્રવાળો થઈ વૃદ્ધિ પામે છે આ ઋતુરાજમાં હીંચકા ઉપર બેઠેલી નવીન યૌવનવતી સ્ત્રીઓને તેમની સખીઓ હાથમાં યષ્ટિઓ લઈ પતિઓનાં નામ પૂછે છે. યુવાન રમણીઓ પોતાની મેળે પુષ્પ ચુંટે છે,

માળા ગુંથે છે, કામદેવને પૂજે છે અને પોતાનું માન છોડી દેછે. તેમજ કેટલીક મનસ્વી કાન્તાઓ પણ સ્વયંદૂતી થાય છે, આ ઋતુરાજનો એવો કોઇ અપૂર્વ પ્રભાવ વિજય પામે છે. આ રમણીય ઋતુમાં કોકિલાના કૂજિત અને ભ્રમરીઓના ગુંજારવ સુતેલા કામદેવ રાજાને જાગ્રત કરવા માટે બંદિજનોના કોલાહલ જેવા થઇ પડે છે. પુષ્પના મુકુટ, પુષ્પના હાર અને પુષ્પના બાહુભૂષણ તથા કંકણને ધરનારા યુવાન પુરૂષો જાણે પુષ્પધન્વાનો પાખંડ માર્ગ ચલાવતા હોય તેવા દેખાય છે. આવા વસંતનો મિત્ર કામદેવ જેવો વસંત ઋતુ ઉપસ્થિત થવાથી દેવી લક્ષ્મીવતી મારા મુખે આપને વિજ્ઞપ્તિ કરે છે કે "હે પ્રભુ! આવા મનોહર વસંતમાં નંદન વન જેવા સુરનિપાત નામના ઉદ્યાનમાં જઇને નવીન વસંતની શોભા જોવાનું અમોને કૌતુક થયું છે." 'જેવી તમારી ઈચ્છા' એમ કહી કુમાર પરિવાર સાથે તે કામદેવના ધામ રૂપ ઉદ્યાનમાં આવ્યો. ચંદ્રની પછવાડે તારાઓની જેમ લક્ષ્મીવતી વિગેરે સાતસો દેવીઓ[1] તેની પછવાડે ત્યાં આવી. એ સુંદર ઉદ્યાન અતિ વિસ્તારવાળા છાયાદાર વૃક્ષોથી જાણે એક છત્રવાળું હોય અને પુષ્પિત વૃક્ષોથી અદ્વૈત સુગંધનું તેને સામ્રાજ્ય પ્રાપ્ત થયું હોય તેવું દેખાતું હતુ. વૃક્ષોની આસપાસના ક્યારાઓ પુષ્પમાંથી ઝરતા પરાગની કણિકાથી કાદવવાળા થઇ ગયા હતા અને ફૂલના ભારથી નમેલા વૃક્ષોની શાખાઓ ભૂતળને સ્પર્શ કરતી હતી. તે ઉદ્યાનમાં કુમાર વજ્રાયુધ અંતઃપુર સાથે કોઇ ઠેકાણે ઉત્કંઠિત મને અને કોઈ ઠેકાણે યોગીની જેમ ગુહામાં પેસીને ક્રીડા કરવા લાગ્યો. પછી ઉદ્યાનના વિહારથી શ્રાંત થઈ ગયેલી રમણીઓને લઇને તે પ્રિયદર્શન કુમાર જલક્રીડા કરવાને માટે એક વાપિકામાં ગયો. નંદીશ્વર દ્વીપની વાપિકા જેવી મનોહર વાપિકામાં શ્રમ નાશ કરવાને કુમારે પ્રિયા સહિત પ્રવેશ કર્યો. પછી ગિરિનદીમાં હસ્તીની જેમ પોતાની પ્રિયાઓની સાથે તે જલક્રીડા કરવા પ્રવર્ત્યો. જલક્રીડામાં થતા કરના આઘાતવડે ઉડેલા હારના મોતી અને જલબિંદુઓમાં કાંઇ પણ અંતર જણાતું નહોતું. જલમાં રમતી અંતઃપુરની રમણીઓના મુખનો અને સુવર્ણ કમળોનો મિત્રોની જેમ ઘણે કાળે પરસ્પર યોગ્ય સંગમ થઈ ગયો. મૃગાક્ષીઓની ઉપર અંજલિ, શીગડી[2] અને ગંડૂષ[3] વડે થતા જલપ્રહારથી કામદેવ જલના આયુધને ધરનારો થઇ પડયો હોય તેમ જણાવા લાગ્યું. આસપાસ પથરાઈ ગયેલી કામિનીઓની કેશવેણી જાણે કામદેવે ધ્વજાને માટે તૈયાર કરેલા મીન હોય તેવી દેખાવા લાગી. જલક્રીડાથી શ્રાંત થઈ જલતીરે વિશ્રામ લેવા જતી કેટલીક ગૌરાંગી રામાઓ જાણે જલદેવીઓ હોય તેવી દેખાતી હતી. સુંદર ભ્રકુટીવાળી બાલાઓનાં નેત્રો પોતાના સાપત્ન[4] કમળના સંઘર્ષણથી જાણે રોષિત થયાં હોય તેમ જળના છાંટાથી આતામ્ર[5] થઈ ગયાં. મદગંધી વનહસ્તીના મદથી નદીના જલની જેમ વાપિકાનું જલ મૃગાક્ષિઓના અંગરાગથી સુગંધી થઇ ગયું.

---

૧ રાણીઓ. ૨ પીચકારીઓ ૩ કોગળાઓ. ૪ સરખા. ૫ કાંઇક રાતા

આ પ્રમાણે શત્રુઓના ભયના અસ્થાનરૂપ વજ્રાયુધ કુમાર ભરપૂર જલક્રીડામાં વ્યગ્ર થઈ ગયા હતા. તે સમયે પૂર્વ જન્મના રિપુ દમિતારિ પ્રતિવાસુદેવનો જીવ ચિરકાલ ભવભ્રમણ કરી દેવપણાને પ્રાપ્ત થઇને વિદ્યુદ્દંષ્ટ્ર નામે વિખ્યાત થયો હતો, તે ત્યાં આવ્યો. વજ્રાયુધને જોઈ પરસ્પર દાઢને ઘસતો તે દેવ 'અરે ! આ જીવતો ક્યાં જાય !' એમ ક્રોધથી ચિંતવવા લાગ્યો. પછી તેણે ચણાની મુષ્ટિની જેમ પરિવાર સહિત વજ્રાયુધને ચૂર્ણ કરવાને તે વાપિકા ઉપર એક પર્વતને ઉપાડીને નાખ્યો; અને તે અધમ અસુરે મહાવત જેમ પગમાં સાંકળ નાંખીને હાથીને બાંધે તેમ વરૂણના પાશ જેવા નાગપાશથી વજ્રાયુધને બાંધી લીધો. પરંતુ વજ્રાયુધે ઇંદ્ર જેમ વજ્રથી પર્વતને દળી નાંખે, તેમ મુષ્ટિથી ગિરિને ભાંગી નાંખ્યો અને કમલના તંતુની જેમ પાશને તોડી નાંખ્યો; પછી એ મહાભુજ જેમ પાતાળમાંથી શેષનાગ નીકળે તેમ તે વાપિકામાંથી અંતઃપુર સહિત અક્ષતાંગે બહાર નીકળ્યો. એ સમયે શક્રઇંદ્ર મહાવિદેહક્ષેત્રના જિનેશ્વરને નમીને નંદીશ્વર દ્વીપની યાત્રા કરવાને જતા હતા. તેણે વાપિકામાંથી નીકળતા વજ્રાયુધને જોયા. એટલે 'આ વજ્રાયુધ આ ભવમાં ચક્રવર્તી અને આગલા ભવમાં અર્હંત થશે' એમ ધારી ઈંદ્રે તેની પૂજા કરી. ભવિષ્ય કાલનો પણ ભૂતકાલની પેઠે ઉપચાર થાય છે. પછી 'તમે ધન્ય છો. કારણકે જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં શાંતિ નામે સોળમા તીર્થંકર તમે થશો.' આ પ્રમાણે કહી ઇંદ્ર નંદીશ્વર દ્વીપે ગયા; અને વજ્રાયુધે સ્વેચ્છાથી વિવિધ પ્રકારની ક્રીડા કરીને અંતઃપુરના પરિવાર સહિત પોતાના પુરમાં પ્રવેશ કર્યો.

રાજા ક્ષેમંકર લોકાંતિક દેવતાએ સ્મરણ આપવાથી પ્રતિબોધ પામી દીક્ષા લેવાની ઇચ્છાવાળા થયા. તેથી તેણે વજ્રાયુધ કુમારને પોતાનો રાજ્યાધિકાર સોંપ્યો, અને વાર્ષિકદાન આપી તેમણે દીક્ષા ગ્રહણ કરી. વિવિધ અભિગ્રહમાં તત્પર થઈ દુસ્તપ તપસ્યા આચરતાં ઘાતિકર્મનો ઘાત થવાથી તે ભુવનભર્ત્તા ક્ષેમંકર જિનને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તત્કાળ દેવતાઓએ આવીને કેવળજ્ઞાનનો મહિમા કર્યો. ઈંદ્ર અને વજ્રાયુધ યોગ્ય સ્થાને બેઠા પછી સમવસરણમાં રહેલા સર્વજ્ઞ પ્રભુએ દેશના આપી. તે દેશના સાંભળી ઘણા લોકોએ દીક્ષા લીધી, અને ઇંદ્ર તથા વજ્રાયુધ વિગેરે પોતપોતાને સ્થાનકે ગયા.

તે સમયે અસ્ત્રાગારના અધિપતિએ હર્ષ ભર્યા આવી વજ્રાયુધને મોટે સ્વરે કહ્યું કે 'અસ્ત્રાગારમાં ચક્ર રત્ન ઉત્પન્ન થયુ છે. વજ્રાયુધે ચક્રરત્નની મોટી પૂજા કરી. તે શિવાય બીજાં તેર રત્નો પણ અનુક્રમે તેમને પ્રાપ્ત થયાં. પછી તેણે ચક્રરત્નની પછવાડે ચાલી વૈતાઢ્ય પર્વત સહિત મંગળાવતી વિજયના છ ખંડ જીતી લીધા; અને પોતાની જાણે બીજી મૂર્ત્તિ હોય તેવા પૃથ્વીને ધારણ કરવામાં સમર્થ સહસ્રાયુધ નામના કુમારને યુવરાજપદે સ્થાપિત કર્યો.

એક વખતે સામાનિકદેવથી વીંટાયેલા ઇંદ્રની જેમ રાજા, સામંતો, મંત્રીઓ અને સેનાપતિઓથી વીંટાયેલો વજ્રાયુધ સભામંડપમાં બેઠો હતો. તે સમયે આકાશમાંથી પૃથ્વી ઉપર આવતો અને હસ્તીએ હણેલા વૃક્ષની જેમ શરીરને કંપાવતો એક યુવાન વિદ્યાધર મૈનાક પર્વત જેમ સમુદ્રને શરણે આવે તેમ વજ્રાયુધને શરણે આવ્યો. તેની પછવાડે જાણે મૂર્ત્તિમાન વિદ્યાદેવી હોય તેવી **સુરેખા** નામે એક સુંદર વિદ્યાધરી હાથમાં ઢાલ અને ખડ્ગ લઈને આવી; તેણે વજ્રાયુધને કહ્યું–' હે દેવ! તમે આ દુરાત્માને છોડી દ્યો, જેથી હું તેને તેના દુર્નયનું ફળ તત્કાળ બતાવું.' થોડીવારે તેની પછવાડે યમદૂતના જેવો ભયંકર કોઇ વિદ્યાધર હાથમાં સુંદર ગદા રાખીને ક્રોધ કરતો આવ્યો. તેણે પણ વજ્રાયુધને કહ્યું કે "આ દુષ્ટનો દુર્નય સાંભળો કે જેથી હું અને આ સ્ત્રી તેનો વધ કરવાને અહીં આવ્યા છીએ. આ જંબૂદ્વીપમાં વિદેહક્ષેત્રના આભૂષણ જેવા **સુકચ્છ** નામના વિજયમાં વૈતાઢ્ય નામે પર્વત છે. તેની ઉપર દેવલોકની શોભાનું જાણે મૂલ્ય હોય તેવું સર્વપુરશ્રેણીમાં શિરોમણિ રૂપ **શુક્લ** નામે એક સુંદર નગર છે. તેમાં **શુક્લદત્ત** નામે વિદ્યાધરોનો રાજા છે, અને તેને બન્ને કુલના યશને ધરનારી **યશોધરા** નામે પત્ની છે. તેનો **પવનવેગ** નામે હું પુત્ર છું. હું અનુક્રમે કલાકલાપમાં કુશળતા સાથે યૌવનવયને પ્રાપ્ત થયો. તે વૈતાઢ્ય ગિરિ ઉપર ઉત્તર શ્રેણીમાં તેના આભૂષણ રૂપ **કિન્નરગીત** નામના નગરમાં **દીપચૂલ** નામે રાજા છે. તેને **ચંદ્રકીર્તિ** નામે પત્ની છે. તેનાથી **સુકાંતા** નામે સર્વ લક્ષણસંપૂર્ણ પુત્રી થઈ, અને તેની સાથે મારો વિવાહ થયો. અમો બંને દંપતીને રૂપશીલે વિરાજિત **શાંતિમતી** નામે પુત્રી થઈ, જે આ તમારી પાસે ઉભી છે. આ બાળો **મણિસાગર** નામના પર્વત ઉપર ભગવતી **પ્રજ્ઞપ્તિકા** નામની મહાવિદ્યાને સાધતી હતી. તે વખતે આ દુષ્ટ વિદ્યાધરે આવીને તે વિદ્યા સાધવામાં તત્પર બાળાને આકાશમાં ઉચકી લીધી. પરંતુ તત્કાળ તેને વિદ્યા સિદ્ધ થઈ. એટલે તેને તજી દઈ સદ્ય આ અધમ વિદ્યાધર ત્યાંથી પલાયન કરી ગયો. તેને કોઈ ઠેકાણે શરણ નહીં મળવાથી છેવટે તે દુરાત્મા તમારા ચરણમૂળમાં પ્રાપ્ત થયો છે. હું પ્રજ્ઞપ્તિ વિદ્યાની પૂજાને માટે બળિ લઇને મણિસાગર પર્વતપર જ્યારે આવ્યો ત્યારે તે ગિરિ ઉપર મારી પુત્રીને દેખી નહી, તેથી તેને પગલે પગલે તેની પછવાડે હું અહીં આવ્યો છુ. માટે દુષ્ટોને શિક્ષા કરનારા હે સ્વામી! દોષોની ખાણ રૂપ આ અધમને છોડી દ્યો, કે જેથી આ ગદાવડે નાળીયેરના ફલની પેઠે તેને ચૂર્ણ કરી નાંખીને યમરાજના સ્થાનમાં પહોંચાડી દઉં."

આ પ્રમાણે વૃત્તાંત સાંભળી અવધિજ્ઞાનવડે તેમનો પૂર્વ સંબંધ જાણી વજ્રાયુધ ચક્રવર્તી બોલ્યા–"અરે વિદ્યાધર! આ સર્વનો પૂર્વ સંબંધ સાંભળ. આ જંબૂદ્વીપના ઐરાવત ક્ષેત્રમાં **વિંધ્યપુર** નગરમાં **વિંધ્યદત્ત** નામે એક રાજા હતો. તેની **સુલક્ષણા** નામે પત્નીથી નરલક્ષણોથી પૂર્ણ **નલિનકેતુ** નામે એક પુત્ર થયો. તે નગરમાં મિત્રરૂપ

કમલમાં સૂર્ય સમાન ધર્મમિત્ર નામે એક સાર્થવાહ શિરોમણિ રહેતો હતો. તેને શ્રીદત્તા નામની સ્ત્રીથી દત્ત નામે પુત્ર થયો; અને તે દત્તને દિવ્ય રૂપવાળી પ્રભંકરા નામે પત્ની થઇ. એક દિવસે વસંત ઋતુમાં રતિ સાથે કામદેવની જેમ તે દત્ત પોતાની દયિતા સાથે ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયો. તે સમયે નલિનકેતુ પણ ત્યાં આવી ચડ્યો. તે પ્રભંકરાને જોતાંજ કામબાણથી વીંધાઇ ગયો. 'અહા! શું શ્લાઘનીય રૂપ છે! જે આ સ્ત્રીની સાથે ક્રીડા કરે તે પણ શ્લાઘ્ય છે.' આ પ્રમાણે ચિંતવી તે કામાતુરે તત્કાલ તેનું હરણ કર્યું; અને ક્રીડા કરવાના ઉદ્યાનમાં, સરિતા અને વાપીકા વિગેરેમાં તે નલિનકેતુ તેની સાથે કામદેવની જેમ સ્વચ્છંદે ક્રીડા કરવા લાગ્યો. કુમાર દત્ત પોતાની પ્રિયાના વિયોગાગ્નિથી પીડિત થઇ નિરંતર પ્રભંકરાનુંજ ધ્યાન ધરતો ઉદ્યાનમાં ભટકવા લાગ્યો; ત્યાં ફરતાં ફરતાં દૃષ્ટિમાં અમૃતાંજન સમાન જેનું દર્શન છે એવા સુમન નામે એક મુનિ તેના જોવામાં આવ્યા. તે સમયે ઘાતિકર્મના ક્ષયથી સુમન મુનિને અજ્ઞાન રૂપ અંધકારમાં દિવસ સમાન કેવળજ્ઞાન ઉત્પન્ન થયું.

દેવતાઓએ આવીને કેવળજ્ઞાનનો મહિમા કર્યો. તે વખતે દત્ત કુમારે પણ આવીને મુનિના ચરણકમળમાં વંદના કરી. મુનિના મુખથી ધર્મદેશના રૂપ સુધાનું પાન કરી દત્ત કુમારે પૂર્વ તાપની ગ્લાનિ ક્ષણવારમાં છોડી દીધી. પછી નિરંતર દાનધર્મમાં તત્પર અને શુભ ધ્યાન ધરનારો દત્ત શાંતપણે ઉત્કૃષ્ટ આયુષ્ય પૂર્ણ કરી, જંબૂદ્વીપના પૂર્વ વિદેહમાં સુકચ્છ વિજયને વિષે વૈતાઢ્ય ગિરિપર આવેલા સ્વર્ણતિલક નામના નગરમાં વિદ્યાધરના રાજા મહેંદ્રવિક્રમની અનિલવેગા પત્નીથી પુત્રપણે ઉત્પન્ન થયો. પિતાએ તેનું અજિતસેન એવું નામ પાડ્યું અને વિધિથી વિદ્યાઓ આપી.'વિદ્યાધરોનું મૂળ ધન વિદ્યાજ હોય છે.' યૌવન પ્રાપ્ત થતાં તે વિદ્યાધરોની અનેક કન્યાઓને પરણ્યો. તેમની સાથે આકાશમાર્ગે ફરતો ગિરિવનાદિકમાં અનેક પ્રકારે રમવા લાગ્યો.

વિંધ્યદત્ત મૃત્યુ પામ્યા પછી વિંધ્યપુરમાં વાસુદેવના જેવો ઉદ્ભટ નલિનકેતુ રાજા થયો. તે હરણ કરેલી દત્તની પત્ની પ્રભંકરા સાથે કાંદર્પિક દેવની પેઠે વિષયસુખ ભોગવવા લાગ્યો. એક વખતે જેમ વૈમાનિક દેવ દેવીની સાથે પ્રકાશમાન વિમાનપર ચડે, તેમ નલિનકેતુ પ્રભંકરાની સાથે પોતાના મહેલ ઉપર ચડ્યો. તે વખતે પર્વતના શિખર જેવા, અંજનાચળ જેવા ભાસ્વર કાંતિવાળા, ગર્જનાથી દિશાઓનો તિરસ્કાર કરનારા, ઉદ્ભ્રાંત થયેલા દિગ્ગજની જેવા, વિદ્યુતથી આકાશને પ્રકાશિત કરતા અને ઇંદ્રધનુષને ધરનારા મેઘ અકસ્માત્ આકાશમાં ચડી આવ્યા. તેમને જોઈ નલિનકેતુ ખુશી થયો. પાછા ક્ષણવારમાં પ્રચંડ પવનથી જાણે ખોટી રીતે ઉત્પન્ન થયા હોય તેમ તેઓ દશે દિશામાં વિખરાઈ ગયેલા જોવામાં આવ્યા. એ પ્રમાણે એક ક્ષણાર્ધમાં મેઘની ઉત્પત્તિ અને વિનાશ જોઈ નલિનકેતુ વૈરાગ્યથી વિચાર કરવા લાગ્યો કે ' જેમ આ મેઘ આકાશમાં ક્ષણમાં ઉદય અને ક્ષણમાં અસ્ત પામ્યા તેમ આ સંસારમાં સર્વ પદાર્થો

તેવી સ્થિતિમાંજ રહેલા છે. એક જન્મમાં આ પ્રાણી યુવાન, વૃદ્ધ, ધનાઢ્ય, નિર્ધન, પતિ, પેદલ, નીરોગી અને રોગી થાય છે. તેથી સંસારમાં સર્વ ક્ષણિક છે. માટે તેવા સંસારને ધિક્કાર છે!' આ પ્રમાણે વિચારી તત્કાળ પુત્રને રાજ્યપર બેસારી તેણે ક્ષેમંકર તીર્થંકર પાસે દીક્ષા ગ્રહણ કરી. કેટલેક કાલે ઉગ્ર તપસ્યા કરવાથી અને શુભ ધ્યાન ધ્યાવાથી ઘાતિકર્મનો ક્ષય થઇને તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. પછી ક્રમે કરી ભવોપગ્રાહી ચાર કર્મને પણ હણી નલિનકેતુ મહર્ષિ અવ્યયપદને પામ્યા. સરલ અને ભદ્રિક સ્વભાવવાળી પ્રભંકરા રાણીએ સુવ્રતા ગણિની[1]ની પાસે ચાંદ્રાયણ તપ આચર્યું. સમકિત વગરના તે તપના ફળથી તે પ્રભંકરા મૃત્યુ પામી આ શાંતિમતી નામે તારી પુત્રી થઈ છે. દત્તનો જીવ આ અજિતસેન વિદ્યાધર થયો છે. તેણે પૂર્વના સ્નેહથી આ શાંતિમતીને ઉપાડી હતી માટે તેનાપર કોપ કરીશ નહીં. તેની ઉપરનો કોપ છોડી બંધુની પેઠે તેને ક્ષમા કર. કારણ કે જે અનંતાનુબંધી કષાય છે તે નરકને માટેજ થાય છે." આવી રીતે વજ્રાયુધની વાણી સાંભળવાથી ત્રણે જણા વૈરમુક્ત થઈ, સંવેગ પામીને પરસ્પર ખમાવવા લાગ્યા. ફરીવાર વળી ચક્રવર્ત્તી વજ્રાયુધે કહ્યું કે "તમે ત્રણ જણ થોડા કાળમાં ક્ષેમંકર પ્રભુની પાસે દીક્ષા ગ્રહણ કરશો. ત્યાં આ શાંતિમતી રત્નાવળી તપ કરશે અને અનશનવડે મૃત્યુ પામીને ઈશાનેંદ્ર થશે. તેજ વખતે હે પવનવેગ અને અજિતસેન! તમને ઘાતિકર્મના ક્ષયથી કેવળજ્ઞાન ઉત્પન્ન થશે. તેથી તરતજ તમારા કેવળજ્ઞાનનો મહિમા મોટા ઉત્સવથી તે ઇશાનેદ્ર આવીને કરશે અને પોતાના પૂર્વ જન્મના દેહની પૂજા કરશે. પછી કાળે કરી ઈશાન ઈંદ્ર ચવી મનુષ્યપણું પ્રાપ્ત કરી કેવળજ્ઞાન ઉપજાવીને સિદ્ધિપદને પામશે." આ પ્રમાણે ચક્રવર્ત્તી વજ્રાયુધનું ત્રિકાલ વિષયી જ્ઞાન સાંભળી સર્વે સભાસદ વિકસિત નેત્રે વિસ્મય પામી ગયા. પછી રાજા પવનવેગ, તેની પુત્રી શાંતિમતી અને અજિતસેન વિદ્યાધર વજ્રાયુધને પ્રણામ કરીને આ પ્રમાણે બોલ્યા—"હે જગત્પતિ! તમે અમારા પિતા, સ્વામી, ગુરૂ અને દેવ છો. કેમકે પરસ્પર પાપ કરવાને પ્રવર્ત્તેલા અમોને તમારા શિવાય બીજો કોણ રક્ષણકર્ત્તા થાત? જો તમારાં વચનરૂપ નરકદ્વારની અર્ગલા વચ્ચે આવી પડી ન હોત તો અમે પરસ્પર મૃત્યુ પામી આજેજ નરકમાં જાત, માટે હે સ્વામી! અમને આજજ આજ્ઞા આપો, કે જેથી સંસારથી ભય પામેલા અમે હમણાજ શ્રીક્ષેમંકર પ્રભુને શરણે જઇએ." આ પ્રમાણેની તેમની વિજ્ઞપ્તિ સાંભળી ચક્રવર્ત્તીએ આજ્ઞા આપી એટલે તરતજ તેઓએ ક્ષેમંકર પ્રભુની પાસે જઈને દીક્ષા લીધી. પછી તેમણે શાંત મન રાખીને વિનાશના ભયથી કૃશ થયા હોય તેવા શરીરોથી ઉગ્ર તપસ્યા કરી. તેમાંથી શાંતિમતી મૃત્યુ પામી ઈશાન કલ્પમાં ઇંદ્ર થઈ અને બીજા બન્નેને તેજ સમયે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. ઇશાનેંદ્રે આવી તેમના

---

૧ સાધ્વીસમુદાયની અધિકારિણી.

કેવળજ્ઞાનનો મહિમા અને પોતાના દેહનું પૂજન કર્યું. ઇશાનેંદ્ર ત્યાંથી ચવી બીજા જન્મમાં સિદ્ધિ પામ્યા અને તેઓ બન્ને આયુષ્ય પૂર્ણ થતાં તેજ ભવમાં મોક્ષે ગયા.

વજ્રાયુધ ચક્રી જયંત[1] સહિત ઇંદ્રની જેમ સહસ્રાયુધ પુત્રની સાથે પૃથ્વીનું પાલન કરતા હતા. એવામાં એકદા સહસ્રાયુધની પત્ની **જયના**એ એક સમયે સ્વપ્નમાં કિરણોથી પ્રકાશમાન સુવર્ણ શક્તિ જોઈ. પ્રાતઃકાલે તેણે સ્વપ્નની વાર્ત્તા પોતાના પતિને કહી, ત્યારે તેણે કહ્યું કે 'હે દેવી! મોટી શક્તિવાળો તારે પુત્ર થશે.' ત્યારથી તે દેવીએ દુર્વહ ગર્ભ ધારણ કર્યો. પછી સમય આવતાં પૃથ્વી જેમ ધાન્યને જન્મ આપે તેમ તેણે એક પુત્રરત્નને જન્મ આપ્યો. જયનાદેવીએ જોયેલા સ્વપ્નને અનુસારે પિતાએ તે બાલકનું **કનકશક્તિ** એવુ નામ પાડ્યું. અનુક્રમે જ્યારે તે બાલ્યવય ઉલ્લંઘન કરી યૌવનને પ્રાપ્ત થયો, ત્યારે **સુમંદિરપુર**ના રાજા **મેરૂમાલી**ની **મલ્લદેવી** રાણીના ઉદરથી ઉત્પન્ન થયેલી **કનકમાળા** નામે રૂપલાવણ્યવતી કન્યાની સાથે યથાવિધિ પરણ્યો.

**શ્રીસાર** નામના નગરમાં **અજિતસેન** નામે રાજા હતો. તેની **પ્રિયસેના** નામે રાણીના ઉદરથી **વસંતસેના** નામે એક પુત્રી થઈ હતી. તે કનકમાળાની પ્રિય સખી હતી. તેનો પિતા **અજિતસેન** તેને માટે કોઈ યોગ્ય વર શોધતો હતો, તેથી તેણે તે સ્વયંવરા કન્યા કનકશક્તિની પાસે મોકલી. એટલે કનકશક્તિ તેને પણ યથાવિધિ પરણ્યો. આ વિવાહથી વસંતસેનાની ફુઈના પુત્રને મનમાં ઘણો ક્રોધ ઉત્પન્ન થયો. એક વખતે કનકશક્તિ ઉદ્યાનમાં ફરતો હતો, તેવામાં કુકડાની પેઠે ઉંચો ઉછળતો અને પડતો એક પુરૂષ તેના જોવામાં આવ્યો. કનકશક્તિએ તેને પૂછ્યું–'અરે ભાઈ! તમે પતંગની પેઠે આમ કેમ પડો છો અને ઉછળો છો? તે જો રહસ્ય[2] ન હોય તો કહો.' તેણે કહ્યું–"તમારા જેવા મહાત્માઓની પાસે રહસ્ય કહેવામાં કાંઈપણ હરકત નથી. કેમકે તે કહેવાથી ગુણ થાય છે; હું વિદ્યાધર છું. કોઈ કાર્યને માટે વૈતાઢ્ય પર્વત ઉપરથી અન્યત્ર જતાં વચમાં આ ઉદ્યાનમાં હું આવી ચડ્યો. ઉદ્યાનની રમ્યતા જોવાને ક્ષણવાર રોકાયો. પછી અહીંથી ઉડવાને આકાશગામીની વિદ્યાનુ મેં સ્મરણ કર્યું. પણ તે વિદ્યાનું એક પદ હું ભૂલી ગયો છુ. તેથી જેની પાંખો બાંધેલી હોય તેવા પક્ષીની જેમ ઉછળું છુ અને પાછો પડી જાઉં છુ." કુમારે કહ્યું–'હે મહાપુરૂષ! જો બીજાની પાસે તે વિદ્યા ભણાતી હોય તો ભણો.' તેણે કહ્યું–'સામાન્ય પુરૂષોની આગળ તે વિદ્યા ભણાય નહી; પણ તમારા જેવા મહાત્માને તો તે વિદ્યા આપી શકાય તો ભણવામાં શી હરકત હોય!' પછી વિદ્યાધર તે એક પદ રહિત વિદ્યા ભણી ગયો; એટલે જેને પદાનુસારી બુદ્ધિ છે એવા કુમારે તે ન્યૂન પદ કહી આપ્યુ. તેથી તત્કાળ જેને પૂર્ણ વિદ્યાશક્તિ પ્રગટ થઈ છે એવા વિદ્યાધરે તે વિદ્યા કુમારને આપી. વિવેકી જનો

૧ લૌકિકશાસ્ત્રમાં ઇંદ્રના પુત્રને જયંત કહે છે. ૨ છાનું રાખવા જેવું.

**કૃતજ્ઞજ હોય છે.** પછી વિદ્યાધર ત્યાંથી સ્વસ્થાનકે ગયો; અને કુમાર કનકશક્તિ તે વિદ્યાનું યથાવિધિ સાધન કરી મોટો વિદ્યાધર થયો.

વસંતસેનાની ફુઈનો પુત્ર જે પ્રથમ રોષ ધરી રહ્યો હતો તે કનકશક્તિનો કાંઇ પણ અપકાર કરવા સમર્થ થયો નહીં. તેથી લજ્જાવડે અન્નપાન છોડી મૃત્યુ પામી **હિમચૂલ** નામે દેવતા થયો. કુમાર કનકશક્તિ, વસંતસેના અને કનકમાળા સાથે વિદ્યાશક્તિથી પવનની જેમ પૃથ્વીપર સ્વેચ્છાએ ફરવા લાગ્યો. એકદા તે કનકશક્તિ હિમવંતગિરિપર જઇ ચડ્યો. ત્યાં **વિપુલમતિ** નામે એક ચારણમુનિ તેના જોવામાં આવ્યા. તપેલા સુવર્ણ જેવા અંગવાળા, કૃશ થઈ ગયેલા અને કામદેવને જીતનારા તેમજ જાણે મૂર્ત્તિમાન તપતેજ હોય તેવા તે મુનિને કુમારે ભક્તિથી વંદના કરી. પછી મુનિ પાસેથી 'ધર્મલાભ' આશિષ મેળવીને બે દેવીઓ સાથે ત્યાં બેસી સંસારરૂપ દાવાનલમાં વર્ષાઋતુ જેવી ધર્મદેશના તેણે સાંભળી. મહામતિ કનકશક્તિએ પ્રતિબોધ પામી રાજ્યશ્રીની પેઠે બંને દેવીઓને છોડી દઈને દીક્ષા લીધી. વિવેક અને શુભ હૃદયવાળી બને દેવીઓએ પણ સંવેગ પામી **વિમલમતિ** નામે આર્યાની પાસે વ્રત ગ્રહણ કર્યું. મુનિ કનકશક્તિ વિહાર કરતાં કરતાં સિદ્ધિના સ્થાનરૂપ તેજ ગિરિ ઉપર એક શિલાને વિષે એક રાત્રિની પ્રતિમા અંગીકાર કરીને કાઉસગ્ગ ધ્યાને રહ્યા.

અહી સ્તંભની પેઠે સ્થિર રહેલા કનકશક્તિને જોઈ પેલા દુરાશય હિમચૂલ દેવતાએ તેમને ઉપસર્ગ કરવા માંડ્યા. તે અધમદેવને ઉપસર્ગ કરતો જોઈ વિદ્યાધરોએ આવી ક્રોધથી તેને ત્રાસ પમાડ્યો. **સર્વ જનો સત્પુરૂષના પક્ષમાંજ રહે છે.** તપસમૂહના ગિરિરૂપ તે મુનિ પ્રતિમા પારી ત્યાંથી વિહાર કરી **રત્નસંચયા** નગરીએ આવ્યા; અને તે નગરીની બહાર **સૂરનિપાત** નામના ઉપવનમાં આવી તેમણે પર્વતની જેમ સ્થિર થઇને એક રાત્રિની પ્રતિમા ધારણ કરી. તેજ રાત્રિએ ક્ષપકશ્રેણીમાં આરૂઢ થયેલા તેમને ક્ષણવારમાં ઘાતિકર્મના ક્ષયથી ઉજ્વળ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું દેવતાઓએ આવી તે મહાશયનો કેવળજ્ઞાનનો મહિમા કર્યો. હિમચૂલ તે જોઈ ભય પામીને તેમને શરણે આવ્યો. વજ્રાયુધે પણ તે મહર્ષિનો કેવળજ્ઞાનનો ઉત્સવ કર્યો, અને તેમની દેશના સાંભળી પાછો નગરીમાં ગયો.

એકદા ક્રોડોગમે દેવતાઓએ અને રાજાઓએ સેવેલા ક્ષેમંકર પ્રભુ ત્યાં આવીને સમોસર્યા. સેવકોએ આવી વજ્રાયુધને કહ્યું—'હે સ્વામી ! ક્ષેમંકર પ્રભુ ઉદ્યાનમાં સમોસર્યા છે.' તેઓને સાડાબાર કોટી સોનૈયા આપી વજ્રાયુધ પરિવાર સાથે ક્ષેમંકર પ્રભુની પાસે ગયા. પછી પ્રભુને ત્રણ પ્રદક્ષિણા કરી વાંદી ભક્તિથી પાસે બેસી ધર્મદેશના સાંભળી દેશનાને અંતે વજ્રાયુધ ચક્રી બોલ્યા—'હે સ્વામી ! આ દુસ્તર સંસારસાગરથી હું ભય પામ્યો છું, માટે કુમાર સહસ્રાયુધને રાજ્યપર બેસારી જ્યાં સુધીમાં આવું ત્યાં સુધી મને દીક્ષા આપવાને આપ અહીં રહેવા કૃપા કરો.' પ્રભુએ કહ્યું—' ધર્મકા

યેમાં પ્રમાદ કરવો નહીં.' તે સાંભળી વજ્રાયુધે તત્કાળ પોતાની નગરીમાં આવી સહસ્રાયુધને રાજ્યપર બેસાર્યો. પછી સહસ્રાયુધે જેમનો નિષ્ક્રમણોત્સવ કરેલો છે એવા વજ્રાયુધ ચક્રી શિબિકાપર બેસી ક્ષેમંકર પ્રભુની પાસે આવ્યા. ત્યાં ચારહજાર રાણીઓ, ચારહજાર મુગટધારી રાજાઓ અને સાતસો પોતાના પુત્રોની સાથે વજ્રાયુધે વ્રત ગ્રહણ કર્યું. વિવિધ પ્રકારના અભિગ્રહને ધારણ કરતા અને પરીસહોને સહન કરતા વજ્રાયુધ મુનિ વિહાર કરતાં કરતાં સિદ્ધિ પર્વતે આવ્યા. 'હું ઉપસર્ગોને સહન કરીશ' એવી શુદ્ધ બુદ્ધિથી તેણે ત્યાં **વિરોચન** નામના સ્તંભ ઉપર વાર્ષિકી પ્રતિમા ધારણ કરી. હવે અશ્વગ્રીવ પ્રતિવાસુદેવના પુત્ર **મણિકુંભ** અને **મણિકેતુ** ચિરકાલ ભવાટવીમાં ભમી, અંતે બાલ તપ કરી અસુરકુમાર થયા હતા, તેઓ સ્વેચ્છાએ ફરતાં ફરતાં ત્યાં આવી ચડ્યા. એટલે તેમણે મહર્ષિ વજ્રાયુધને જોયા. પૂર્વના અમિતતેજના ભવના વૈરથી તે બંને જણ વૃક્ષને બે મહિષો ઉપદ્રવ કરે તેમ તે મુનિને ઉપદ્રવ કરવા લાગ્યા. પ્રથમ સિંહ થઈને વજ્રાંકુર જેવા તીક્ષ્ણ નખથી બે પડખે રહી તેમના દેહને ઉઝરડવા લાગ્યા. પછી થોડીવારે બે હાથી થઈ અંતર્વેદીની જેમ શુંઢના આઘાતથી, દાંતના પ્રહારથી અને પગના દુ:સહ પાતથી તેમને મારવા લાગ્યા. પછી સર્પ થઇને તે મહર્ષિના પડખામાં શકટના પાશની પેઠે દૃઢ બંધે ભરડો લઈ લટકવા લાગ્યા. પછી રાક્ષસ થઈને પોતાની દાઢ જેવી તીક્ષ્ણ કાતીથી તે મુનિને મોટો ઉપદ્રવ કરવા લાગ્યા. એવી રીતે તેઓ મુનિને વિવિધ ઉપસર્ગો કરતા હતા, તેવામાં ઈંદ્રની રંભા તિલોત્તમા વિગેરે અપ્સરાઓ અને બીજી દેવાંગનાઓ અર્હંતને વાંદવા જતી હતી. તેમણે મુનિને ઉપસર્ગ કરતા તે બંને દેવતાઓને દીઠા. એટલે 'અરે પાપીઓ! તમે આવા ઉત્તમ મુનિ ઉપર આ શું આરંભ્યું છે?' એમ કહેતી તેઓ વેગવડે આકાશમાંથી નીચે ઉતરી. તેમને ઉતરતી જોતાંજ તે બંને દેવતાઓ ક્ષોભ પામીને ત્યાંથી નાસી ગયા. 'સૂર્યનો પ્રકાશ થતાં ઘુવડ પક્ષી કેટલીવાર ટકી શકે?' પછી રંભાદિક દેવાંગનાઓએ ઈંદ્રની જેમ તે મુનિની આગળ ભક્તિથી નૃત્ય કરવા માંડ્યું. પછી દર્શનથી પોતાના આત્માને પવિત્ર થયેલો માની તે દેવીઓ પરિવાર સાથે મુનિને વાંદી પોતપોતાને સ્થાનકે ગઈ.

વજ્રાયુધ મુનિએ વાર્ષિકી પ્રતિમા પૂર્ણ કરી અનુપમ યમનિયમ ધારણ કરી ત્યાંથી પૃથ્વીપર વિહાર કર્યો. રાજા સહસ્રાયુધ રાજશ્રેણીવડે શોભિત થઈ વિવાહિત રાજપુત્રીની જેમ પ્રાપ્ત થયેલી રાજ્યલક્ષ્મીને ભોગવવા લાગ્યો. એક વખતે તે નગરીમાં મુનિગણથી વીંટાયેલા **પિહિતાશ્રવ**[1] નામે ગણધર મહારાજ સમોસર્યા. એટલે સહસ્રાયુધે તેમની પાસે આવી ભક્તિવડે તેમને વંદના કરી અને કર્ણમાં અમૃતવૃષ્ટિ જેવી તેમની દેશના સાંભળી. તે દેશનાથી આ સંસારને ઈંદ્રજાળની જેવો અસાર જાણી તેમણે પોતાના પુત્ર શતબલિને રાજ્યપર બેસારી પિહિતાશ્રવ ગણધરની પાસે દીક્ષા ગ્રહણ કરી પછી

૧ જેમણે આશ્રવ ઢાંકી દીધા છે એવા.

ગુરૂ પાસેથી દ્વિવિધ શિક્ષા ગ્રહણ કરીને તેમણે પૃથ્વીપર વિહાર કરવા માંડયો. એક વખતે સહસ્રાયુધ મુનિ વિહાર કરતાં કરતાં ચંદ્રને બુધ મળે તેમ વજ્રાયુધ રાજર્ષિને અકસ્માત્ મળી ગયા; પછી બંને પિતાપુત્ર સંયુક્તપણે સદા તપધ્યાનમાં તત્પર થઈ પરીસહને સહન કરી, પોતાના શરીરની પણ અપેક્ષા છોડી દઈ ક્ષમારૂપ ધનને ધારણ કરી, પુર ગ્રામ અને અરણ્ય વિગેરેમાં વિહાર કરતાં ઘણો કાળ એક દિવસની જેમ સુખે નિર્ગમન કરવા લાગ્યા. પ્રાંતે બંને મુનિઓએ ઇષત્પ્રાગ્ભાર નામના ગિરિ ઉપર ચડી 'પાદપોપગમ' નામે અનશન ગ્રહણ કર્યું. આયુષ્યનો ક્ષય થતાં તે મહા મુનિવરોએ પરમ સમૃદ્ધિવાળા ત્રીજા ગ્રૈવેયકમાં અહમિંદ્રપણાનું અદ્ભુત પદ પ્રાપ્ત કર્યું, અને પચવીશ સાગરોપમની સ્થિતિ ત્યાં નિર્ગમન કરી.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिपष्टिशलाकापुरुपचरिते महाकाव्ये
पंचमपर्वणि श्रीशांतिनाथदेवीयपष्ठसप्तमभववर्णनो
नाम तृतीयः सर्गः ॥



# સર્ગ ૪ થો.

આ જંબૂદ્વીપના પૂર્વ મહાવિદેહમાં વિસ્તારવાળા **પુષ્કળાવતી** વિજયને વિષે સીતા નદીને કાંઠે મધ્ય ખંડની વચ્ચે સરોવરમાં પુંડરીક કમળની જેમ લક્ષ્મીનું નિધાન **પુંડરીકિણી** નામે નગરી છે. તે નગરીમાં પૃથ્વીમાં રહેલો ઇંદ્ર હોય તેવો, શત્રુઓના મનોરથને ખંડન કરનાર **ઘનરથ** નામે મહારથી રાજા હતો. સમુદ્રને ગંગા અને સિંધુની જેમ તેને **પ્રિયમતી** અને **મનોરમા** નામે બે પત્નીઓ હતી. **વજ્રાયુધનો** જીવ ગ્રૈવેયકમાંથી ચવી મહાદેવી **પ્રિયમતીના** ઉદરમાં ઉત્પન્ન થયો. તે સમયે અવશેષ રાત્રિએ સ્વપ્નમાં વર્ષતો, ગાજતો અને વિદ્યુતને પ્રકાશતો મેઘ મુખમાં પ્રવેશ કરતો તેના જોવામાં આવ્યો. તેણે પ્રાતઃકાલે તે સ્વપ્નનું વૃત્તાંત રાજા પાસે કહ્યું. તે સાંભળી રાજાએ કહ્યું–'તમારે મેઘની પેઠે પૃથ્વીના સંતાપને હરનારો પુત્ર થશે.' **સહસ્રાયુધનો** જીવ ગ્રૈવેયકમાંથી ચવીને મહાદેવી **મનોરમાની** કુક્ષિમાં અવતર્યો. તે સમયે તેણે સ્વપ્નમાં સુવર્ણની ઘુઘરીઓવાળો, ધ્વજપતાકાથી શોભતો અને લોઢાની ચક્રધારાવાળો એક રથ મુખમાં પ્રવેશ કરતો જોયો. પ્રાતઃકાળે પતિને વૃત્તાંત જણાવતાં તેમને કહ્યું કે 'હે દેવી ! તમારે મહારથીઓમાં અગ્રેસર પુત્ર થશે.' બન્ને દેવીઓએ સમય આવતાં જાણે બીજી મૂર્ત્તિને પ્રાપ્ત થયેલા સૂર્યચંદ્ર હોય તેવા બે કુમારને જન્મ આપ્યો. પિતાએ શુભ દિવસે પ્રિયમતીના પુત્રનું સ્વપ્નને અનુસારે **મેઘરથ** એવું નામ પાડયું, અને મનોરમાના પુત્રનું સ્વપ્નને અનુસારે **દૃઢરથ** એવું નામ પાડયું. મેઘરથ અને દૃઢરથ કુમાર દૃઢ ભ્રાતૃભાવ ધારણ કરતાં અનુક્રમે બલભદ્ર અને વાસુદેવની જેમ મોટા થવા લાગ્યા. થોડા કાળમાં તેઓ કામદેવનું રાજ્યસ્થાન, કામિનીજનને કામણરૂપ અને રૂપના ઉત્કર્ષને પ્રગટ કરનાર યૌવનવયને પ્રાપ્ત થયા. એક વખતે **સુમંદિરપુરના** રાજા **નિહતશત્રુના** પ્રધાને આવી પ્રણામ કરી ઘનરથ રાજાને વિજ્ઞપ્તિ કરી કે–"હે પ્રભુ ! ડોલરના પુષ્પ જેવી ઉજ્વળ અને તે તે ઉત્તમ ગુણોથી પ્રકાશિત તમારી કીર્ત્તિ ચંદ્રપ્રભાની જેમ કોને હર્ષ આપતી નથી ? અમારા રાજા નિહતશત્રુ અહીંથી દૂર રહેલા છે તે છતાં પણ તે તમારી સાથે નિર્મળ સૌહૃદપણાને ધરાવે છે, અને હમણા તો નવો સંબંધ બાંધવાવડે સાન્નિધ્યમાં આવી તમારી સાથે વિશેષ સ્નેહ કરવાને ઈચ્છે છે. તે નિહતશત્રુ રાજાને ત્રણ જગતની સ્ત્રીઓથી જુદી તેમના સ્વામીપણામાં રહી હોય તેવી ત્રણ કન્યાઓ છે. તેમાંથી બે કન્યા મેઘરથને અને એક કન્યા દૃઢરથને આપવાને ઈચ્છે છે, તેથી તેમ કરવાથી તમારા જેવાની સાથે તેનું પૂર્ણ સૌહૃદ થાઓ." રાજા ઘનરથે મેઘની જેવા ધ્વનિથી કહ્યું–'હે મંત્રી ! આ સંબંધવડે અમારા બન્નેનો ગાઢો સ્નેહ થાઓ. પ્રવાહોથી પર્વતોની નદીઓની જેમ સત્પુરૂષોનો સ્નેહ વારંવાર બંધાતા

સંબધોથી હમેશાં વૃદ્ધિ પામે છે.' મંત્રી બોલ્યો–'હે દેવ! કોઈ ઉત્તમ જોષીને બોલાવી માંગલિક કાર્યમાં ઉચિત એવું લગ્ન બતાવો, અને શરીરશોભાથી કામદેવ જેવા તમારા બન્ને કુમારોને તે કન્યાના વિવાહના મિષથી ત્યાં મોકલો. અમારા સ્વામી ઉપર એટલો અનુગ્રહ કરો.' તેજ વખતે જોષીને બોલાવી લગ્નનો નિશ્ચય કરી બન્ને કુમારોને ત્યાં જવાની આજ્ઞા આપીને રાજાએ મંત્રીને વિદાય કર્યો. મંત્રી ખુશી થતો શીઘ્ર સુમંદિરપુરમાં આવ્યો, અને નિહતશત્રુ રાજાને એ વૃત્તાંત કહીને હર્ષિત કર્યો.

પછી રાજા ધનરથે મૂર્ત્તિમાન કામદેવ હોય તેવા દૃઢરથ સહિત મેઘરથને સુમંદિરપુર તરફ રવાને કર્યા. સામંત, મંત્રી, સેનાપતિ અને સેનાથી વિંટાએલા બન્ને ભાઈ સરિતાના પુરની જેમ નિર્વિઘ્ને ચાલ્યા. કેટલાક પ્રયાણે કરી મર્યાદા પાળવામાં સાગરરૂપ તેઓ સુરેંદ્રદત્ત રાજાના દેશના સીમાડામાં આવ્યા. તે વખતે રાજા સુરેંદ્રદત્તે શિક્ષા આપીને મોકલેલા એક દૂતે આવી મેઘરથને ગર્વિષ્ટ વચનોવડે આ પ્રમાણે કહ્યું–"અમારા સ્વામી સુરેંદ્રદત્ત સુરેંદ્રના જેવા પરાક્રમી છે. તેઓએ કહ્યું છે કે તમારે અમારા દેશની મધ્યમાં થઇને જવું નહી. તેથી આ દેશનો સીમાડો છોડી બીજે માર્ગે જાઓ. કેમકે મૃગપતિના માર્ગમાં મૃગની ગતિ ક્ષેમકુશલ થતી નથી." આવાં દૂતનાં વચન સાંભળી વાચાળ પુરૂષોમાં શ્રેષ્ઠ એવા મેઘરથે કહ્યું–"અમારે આ માર્ગ સરલ પડે છે, તો તેનો કેમ ત્યાગ થાય? નદી ખાડા પૂરે, વૃક્ષ ઉન્મેલે, ઉંચી ભૂમિ ખોદી નાખે તથાપ પોતાનો માર્ગ છોડતી નથી. માટે અમે આ સરલ માર્ગથીજ જઈશું, તેથી જો તારો સ્વામી સરલ નથી તો ભલે પોતાની શક્તિ બતાવે." મેઘરથનાં આ સર્વ વચનો દૂતે જઇને સુરેદ્રદત્ત રાજાને કહ્યાં. તે સાંભળી જેણે હાકોટા સાંભળ્યા હોય તેવા હાથીની જેમ ધમેલા તાંબાની જેવા રાતાં નેત્ર કરી સુરેદ્રદત્તે યુદ્ધને માટે ભંભાનાદ કરાવ્યો. હાથીસ્વારો, ઘોડેસ્વારો, પેદલો અને રથીકાનું મોટું સૈન્ય યુદ્ધ કરવાને એકઠું થયું. સુભટોની ભુજાના આસ્ફોટથી, ધનુષ્યના ટંકારોથી, ઘોડાના હેષારવથી, રથના ચિત્કારથી, હાથીઓની ગર્જનાથી, ઉંટના ઘોંઘાટથી, ખચ્ચરોના અવાજોથી અને રણવાદ્યના નાદથી ક્ષણમાં સર્વ જગતને બધિર કરતો સુરેંદ્રદત્ત રાજા સર્વ બલથી મેઘરથનું રણાતિથ્ય કરવાની ઈચ્છાએ સામો આવ્યો. અંધકારનો નાશ કરવા સૂર્યની જેમ મેઘરથ અને દૃઢરથ કુમાર યુદ્ધને માટે જૈત્રરથમાં આરૂઢ થયા. શંકુ, શલ્ય, ચક્ર, પ્રાસ, દંડ, ગદા, તીર, મુદ્ગલ, નારાચ અને વિશિખ તેમજ પાષાણ અને લોહના ગોળા, કરથી અને યંત્રોથી સર્વ સૈનિકો અસ્ત્રોના જાણે મેઘ હોય તેમ બંને સૈન્યમાં વર્ષાવવા લાગ્યા; તે વખતે બન્ને સૈન્યમાં એવો ઘાટો શસ્ત્રપાત થયો કે ખેચરોની સ્ત્રીઓને યુદ્ધદર્શન કરવામાં વિઘ્નકારી થઇ પડચો. સમુદ્રમાં જલજંતુઓથી જલજંતુની જેમ યુદ્ધમાં અસ્ત્રોથી અસ્ત્રો અને રથોથી રથો ભાંગવા લાગ્યા. જેમના વેગ અસ્ખલિત છે એવા શત્રુઓએ પવનથી વનની જેમ બન્ને કુમારનું સૈન્ય ભગ્ન કરી દીધું. પછી અદ્વૈત ભુજપરાક્રમ-

વાળા બન્ને વીરો ક્રોધ કરી મોટા સરોવરમાં હાથી પેસે તેમ શત્રુના સૈન્યમાં પેઠા. તે વખતે ઉછળેલા સમુદ્રની જેમ અસ્ત્રરૂપ ઊર્મિવડે શોભતા તે બંને વીરોને સ્ખલના કરવાને શત્રુઓના કોઈપણ સૈનિકો ઉભા રહી શક્યા નહીં. બે હાથીવડે શેરડીના વાડાની જેમ તેઓએ સૈન્યરૂપ વનનું મથન કરવા માંડ્યું. તે જોઈને સુરેંદ્રદત્ત યુવરાજ સહિત તેમની સામે યુદ્ધ કરવાને દોડચો. સુરેંદ્રદત્ત મેઘરથ સાથે અને યુવાન યુવરાજ દૃઢરથની સાથે યુદ્ધ કરવા લાગ્યા. તેઓ પરસ્પર એક બીજાનાં શસ્ત્રો છેદવા લાગ્યા અને અસ્ત્રો બાધિત કરવા લાગ્યા. તે વખતે તે ચારે જણા રણાંગણમાં લોકપાળની જેવા શોભવા લાગ્યા. પછી કરાસ્ફોટ કરતા અને પરસ્પર તિરસ્કાર કરતા તેઓ બંધને જાણનારા સર્પની જેમ ભુજાયુદ્ધથી યુદ્ધ કરવા લાગ્યા. તે મહા પરાક્રમી ચારે વીર ભુજારૂપ શિખરને તિરછી રીતે ઉંચા કરવાથી જાણે ગજદંતવાળા પર્વત હોય તેવા ક્ષણવાર યુદ્ધભૂમિમાં દેખાવા લાગ્યા. એમ યુદ્ધ કરતાં છેવટે મેઘરથ અને દૃઢરથ કુમારોએ ક્ષણવારમાં તેમને ખેદ પમાડીને વનના હાથીની જેમ બાંધી લીધા. પછી તે દેશમાં સ્વદેશની પેઠે પોતાની આજ્ઞા ફેલાવીને બન્ને કુમાર પ્રસન્નપણે ત્યાંથી ચાલી સુમંદિરપુર સમીપે આવ્યા. તેમના આવવાની ખબર સાંભળી રાજા નિહતશત્રુ તત્કાળ સામો આવ્યો. 'બીજા સાધારણ અતિથિને પણ જે માન આપે તેને આવા અતિથિને માટે તો શું કહેવું!' રાજાએ તેમને આલિંગન કરી શિર ઉપર ચુંબન કર્યું, અને અહમિંદ્રની જેમ સુખાદ્વૈતને અનુભવવા લાગ્યો. પછી શુભ લગ્નમાં **પ્રિયમિત્રા** અને **મનોરમા** નામે પોતાની બે મોટી કન્યાઓને મેઘરથની સાથે વિધિપૂર્વક પરણાવી, અને રાજાએ જેનાં ચરણકમલ ધોયાં છે એવા દૃઢરથની સાથે ત્રીજી નાની કન્યા **સુમતિને** પરણાવી. મોટી સમૃદ્ધિથી યથાર્થ વિવાહ કર્યા પછી રાજાએ મોટા માન પૂર્વક વિદાય કરેલા તેઓ પોતાની નગરી તરફ ચાલ્યા. માર્ગમાં સુરેંદ્રદત્ત રાજાને તેના યુવરાજ સહિત પૂર્વવત્ તેના રાજ્યપર બેસારીને પોતાની નગરીમાં આવ્યા. તે મહાભુજ વીરો જાણે ઈંદ્ર અને ઉપેંદ્ર પ્રીતિયોગથી એક ઠેકાણે મળ્યા હોય તેમ પોતાની પ્રિયાઓ સાથે અનેક પ્રકારના ભોગ ભોગવવા લાગ્યા. કેટલોક કાળ ગયા પછી મેઘરથની પત્ની પ્રિયમિત્રાએ **નંદિષેણ** નામે અને બીજી પત્ની મનોરમાએ **મેઘસેન** નામે પુત્રને જન્મ આપ્યો. દૃઢરથની પત્ની સુમતિએ પણ ઉત્તમ ગુણરત્નના રોહણાચળ રૂપ **રથસેન** નામના એક પુત્રને જન્મ આપ્યો.

એક વખતે રાજા ધનરથ અંતઃપુરમાં યૂથપતિ હાથીની જેમ સ્ત્રીઓ, પુત્રો અને પૌત્રોથી વીંટાઈ વિવિધ વિનોદ કરતો હતો, તેવામાં **સુસેના** નામે એક ગણિકા હાથમાં કુકડો લઈ ત્યાં આવીને વિજ્ઞપ્તિ કરવા લાગી કે "હે દેવ! આ મારો કુકડો પોતાની જાતિમાં મુગટરત્ન સમાન છે. તે કોઈ બીજાના કુકડાથી કદિપણ જીતાતો નથી. જો કોઈ બીજાનો કુકડો આ કુકડાને જીતે તો હું તેને તેના પણમાં એક લાખ

દીનાર આપું. હે પ્રભુ! જો કોઈ બીજાની પાસે આવો કુકડો હોય તો તે મારી પ્રતિજ્ઞા પણ ભલે તોડી પાડે." તે વખતે દેવી મનોરમાએ કહ્યું—'આ પ્રમાણેના પણથી મારા કુકડાની સાથે આ કુકડાનું યુદ્ધ થાઓ.' રાજાએ તે વાત સ્વીકારી, એટલે દેવી મનોરમાએ વજ્રતુંડ નામના પોતાના કુકડાને દાસીની સાથે મંગાવ્યો. પછી બન્ને કુકડાને પેદલની જેમ મેદાનમાં ખડા કર્યા, એટલે વિચિત્ર ગતિ કરતા અને નાચતા તે બન્ને પરસ્પર પ્રહાર કરવા લાગ્યા. ઉછળતા, પડતા, ખસી જતા અને કુદતા તેમજ પ્રહાર દેતા અને ઝીલતા તેઓ પરસ્પર લડવા લાગ્યા. તે ઉત્તમ કુકડાની કલગી જોકે સ્વભાવથી રાતી હતી તથાપિ પ્રચંડ ચંચુ અને ચરણના પ્રહારવડે નીકળતા રૂધિરથી વિશેષ રાતી થઇ ગઈ. જાણે પક્ષીરૂપે બે આયુધધારી મનુષ્ય હોય તેવા તે બન્ને કુકડા વારંવાર પોતાના તીક્ષ્ણ નખ પરસ્પરના અંગમાં મારવા લાગ્યા. 'આ મહાદેવી મનોરમાનો કુકડો જીતે છે; અરે આ સુસેનાનો કુકડો જીતે છે' એવી રીતે ક્ષણેક્ષણે જયની ભ્રાંતિ થવા લાગી; પણ કોઈનો જય થયો નહીં. આ પ્રમાણે ઘણીવાર સુધી બન્નેનું યુદ્ધ ચાલેલું જોયા પછી રાજા ધનરથ બોલ્યા કે 'આ બન્ને કુકડામાંથી કોઈ કોઇથી જીતાશે નહીં.' ત્યારે મેઘરથે પૂછ્યું કે 'આ પ્રમાણે યુદ્ધ થતાં આમાંથી એકનો જય અને એકનો પરાજય કેમ નહીં થાય?' એટલે ત્રિકાળજ્ઞાની રાજા ધનરથ બોલ્યા—"આ બંને કુકડાના પૂર્વ ભવનો વૃત્તાંત સાંભળો—

આ જંબૂદ્વીપના ઐરવત ક્ષેત્રને વિષે વિવિધ રત્નોના રાશિથી ભરપૂર રત્નપુર નામે નગર છે. તે નગરમાં ધનવસુ અને દત્ત નામે બે પરસ્પર ગાઢ મૈત્રીથી શોભતા વણિક હતા. તેઓને ધનની આશા નિવૃત્ત થઈ નહોતી, ચાતક પક્ષીની જેમ અત્યંત તૃષ્ણાવાળા હતા; તેથી તે બંને સાથે નાના પ્રકારના કરિયાણાંનાં ગાડાં અને ગાડીઓ ભરી ગામ, ખાણ, નગર અને દ્રોણમુખ વિગેરેમાં દારિદ્રના જાણે માતાપિતા હોય તેમ વ્યાપારને માટે ફરતા હતા. તેઓ તર્ષ્યા, ભુખ્યા, થાકેલા, મંદ, શિથિલ, કૃશ અને ટાઢતડકા તથા વરસાદથી પીડિત એવા બલદોની ઉપર અતિ ભાર ભરી ચાબુક, લાકડીના ઘા કરી અને પુંછડા મરડી પરમાધાર્મિકની પેઠે તેમને હાંકતા હતા. તીક્ષ્ણ આરોથી તેમના સૂઝી ગયેલા પૃષ્ઠ ભાગને વ્યથા કરતા હતા. નાસિકાનો પ્રથમનો વેધ જો તુટી જાય તો ફરીવાર નાસિકાને વીંધતા હતા. ઘણો કાળ થાય તોપણ શીઘ્રતાથી ધારેલે ઠેકાણે જવાની ઈચ્છાએ બલદને છોડતા નહોતા. વિલંબ થાય તેને નહીં સહન કરતા તેઓ ચાલતાં ચાલતાં ખાઈ લેતા હતા. હમેશાં કૂટ તોલ, કૂટ માન, કૂટ નાણાં અને કૂટ અર્થવાળાં વચનોથી માણસોને મોહિત કરતા હતા. શિયાળની જેવા તે કપટી વણિક બધા જગતને ઠગતા, અને એક દ્રવ્યની અભિલાષાથી ઘણાઓની સાથે લડાઇ કરતા હતા. મિથ્યાત્વવડે જેમની બુદ્ધિ મોહિત થઇ છે અને જેઓ હમેશાં લોભથી ભરેલા છે એવા તે નિર્દય અને કઠોર પુરૂષો ધર્મની તો વાર્ત્તા પણ કરતા નહોતા. આવી રીતે આર્ત્ત-

ધ્યાનમાં પડેલા તેઓએ હાથીનું આયુષ્ય બાંધ્યું. **આર્તધ્યાનનું ફળ તિર્યંચ યોનમાં જન્મ થવો તેજ છે.**

એક વખતે શ્રીનદી તીર્થમાં રાગદ્વેષને વશ થયેલા તેઓ પરસ્પર કલહ કરતાં કરતાં યુદ્ધ કરીને મૃત્યુ પામ્યા. ત્યાંથી મૃત્યુ પામી તેજ ઐરવત ક્ષેત્રમાં સુવર્ણકૂલા નદીને કાંઠે **તામ્રકલશ** અને **કાંચનકલશ** નામે બે હાથી થયા. અનુક્રમે યૌવનવયને પ્રાપ્ત થયેલા અને સાતે પ્રકારે મદને ઝરતા તે બંને ગજેંદ્ર કાંઠાનાં વૃક્ષોને ભાંગી નાખતા નદીતીરે વિહાર કરવા લાગ્યા. એક વખતે તે જુદા જુદા યૂથના યૂથપતિ હાથી ફરતાં ફરતાં બિંબ-પ્રતિબિંબની જેમ પરસ્પરને જોતાં જોતાં એકઠા થઇ ગયા. તે સમયે પૂર્વ જન્મના રોષથી દાવાનળવાળા બે પર્વતો હોય તેમ તેઓ વેગથી પરસ્પરનો વધ કરવાને દોડ્યા. ઘણીવાર સુધી દાંતે દાંતે અને શુંઢે શુંઢે યુદ્ધ કરી જન્માંતરમાં યુદ્ધ કરવા માટે હોય તેમ તે બંને એકી સાથે મૃત્યુ પામ્યા.

ત્યાંથી મરણ પામીને જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં અયોધ્યા નગરીને વિષે ઘણી મહિષી-રૂપ ધનવાળો **નંદિમિત્ર** નામે એક પુરૂષ હતો, તેના અતિપ્રિય એવા મહિષીના યૂથમાં તેઓ હાથીના બચ્ચાંની જેવા પુષ્ટ અંગવાળા બે ઉત્તમ મહિષ થયા. તે મહિષ તે નગરીના **શત્રુંજય** રાજાની **દેવાનંદા** રાણીના ઉદરમાં ઉત્પન્ન થયેલા **ધનસેન** અને **નંદિષેણુ** નામના બે કુમારોના જોવામાં આવ્યા. એટલે તે અયોધ્યાના રાજકુમારોએ કૌતુકથી તે ગર્વિષ્ટ અને યમરાજના વાહન જેવા મહિષોને પરસ્પર બઝાડ્યા. ત્યાં ચિરકાળ યુદ્ધ કરી તેઓ મૃત્યુ પામીને તે નગરીમાં કાળ અને મહાકાળ નામે દૃઢ અંગ-વાળા મેંઢા થયા. દૈવયોગે એક ઠેકાણે મળવાથી તે પૂર્વના વૈરી ચિરકાળ યુદ્ધ કરી મૃત્યુ પામીને આ સમાન બળવાળા બે કુકડા થયેલા છે. પૂર્વે પણ તેઓમાંથી કોઈ એકએકથી જીતાયો નથી, કારણકે તેઓ સમાન પરાક્રમી છે. તેવી રીતે હમણા પણ કોઇનાથી કોઈ જીતાશે નહીં." તે વખતે મેઘરથે કહ્યું—"આ કુકડા કેવળ પૂર્વ વૈરવાળા છે, એટલુંજ નહીં પણ તેઓ વિદ્યાધરોથી અધિષ્ઠિત છે, તેથી પરસ્પર આમ યુદ્ધ કરે છે." પછી રાજા ધનરથે ભ્રકુટી નમાવીને તે કહેવાની પ્રેરણા કરી, એટલે મેઘરથે અંજલિ જોડી આ પ્રમાણે તે વૃત્તાંત કહી બતાવ્યું.

"આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં વૈતાઢ્ય પર્વતની ઉત્તર શ્રેણીમાં સ્વર્ણનાભ નામના નગરને વિષે ગરૂડની જેવા પરાક્રમવાળો **ગરૂડવેગ** નામે રાજા છે. તેને પાપ વિનાની **ધૃતિષેણા** નામે રાણી છે. તેણે પોતાના ઉત્સંગમાં રહેલા સૂર્યચંદ્રના સ્વપ્નાએ સૂચિત **ચંદ્રાતલક** અને **સુરતિલક** નામના બે કુમારને જન્મ આપ્યો. યૌવનવયને પ્રાપ્ત થતાં તે કુમારો એક વખત મેરૂપર્વતના શિખર ઉપર શ્રીમાન શાશ્વત અર્હતની પ્રતિમાને વંદન કરવા ગયા. ત્યાં જિનવંદન કરીને કૌતુકથી ફરતા હતા, તેવામાં સુવર્ણની શિલા ઉપર બેઠેલા **સાગરચંદ્ર** નામે એક ચારણમુનિ તેમના જોવામાં આવ્યા. પ્રદક્ષિણા

પૂર્વક તે મુનિને વંદના કરીને અંજલિ જોડી તેમની આગળ બેસીને તેઓ ધર્મદેશના સાંભળવા લાગ્યા. દેશનાને અંતે નમસ્કાર કરીને તેઓ બોલ્યા—"ભગવાન્! સારે ભાગ્યે અજ્ઞાન રૂપ અંધકારવડે પીડિત એવા અમોને આપ દીપકની પેઠે પ્રાપ્ત થયા છો, માટે હે પ્રભુ! અમારા પૂર્વ ભવોનું સ્વરૂપ કહો. તમારા જેવા મહાત્માનું જ્ઞાન સૂર્યના ઉદયની જેમ પરોપકારને માટેજ છે." મુનિવર્ય બોલ્યા—"ધાતકીખંડ દ્વીપમાં પૂર્વ ઐરવત ક્ષેત્રને વિષે વજ્રપુર નામે નગર છે. તેમાં સર્વ જીવને અભય આપવાનો ઘોષ કરનાર અભયઘોષ નામે રાજા હતો. તેને સુવર્ણતિલકા નામે પ્રિયા હતી. તેનાથી વિજય અને વૈજયંત નામે બે પુત્રો થયા. તેઓ અનુક્રમે કલાકલાપ ભણીને યૌવનવયને પ્રાપ્ત થયા. તે અરસામાં તેજ ઐરવત ક્ષેત્રમાં સ્વર્ણદ્રુમ નામના નગરને વિષે શંખના જેવા ઉજ્વળ ગુણવાળો શંખ નામે રાજા હતો. તેની પૃથ્વી નામે રાણીને ઉત્સંગમાં રહેલી પુષ્પમાલાના સ્વપ્નાએ સૂચવેલી પૃથ્વીસેના નામે એક પુત્રી થઇ. રૂપના ઉત્કર્ષને અને વિશેષ ચાતુર્યને પોષણ કરનાર યૌવન અને કલાકલાપ તેણે સંપાદન કર્યા. 'આ પુત્રીને યોગ્યવર આજ છે' એવું ચિંતવી શંખરાજાએ તે કન્યા અભયઘોષને આપી. રાજા અભયઘોષ તે નવોઢા પૃથ્વીસેનાની સાથે રમા સાથે વિષ્ણુની જેમ ક્રીડા કરવા લાગ્યો.

એક દિવસે વસંતઋતુમાં વસંતનાં પુષ્પોને ધારણ કરનારી કોઇ એક દાસી અભયઘોષની પાસે આવી. તેને જોઇ દેવી સ્વર્ણતિલકાએ રાજાને કહ્યું—"સ્વામી! વસંતઋતુએ આપણા ષડ્ઋતુક નામના ઉદ્યાનને મંડિત કર્યું છે; માટે હે પ્રાણવલ્લભ! એ નવીન વસંતલક્ષ્મીનો અનુભવ કરવાને આપણે ઉચિત પરિવાર લઇ તે ઉદ્યાનમાં જઇએ.' તે સમયે હાથમાં કોટી મૂલ્યવાળા યુક્તિનાં પુષ્પો લઈ પૃથ્વીસેના રાજા પાસે આવી. તે જોઇ રાજાએ પ્રફુલ્લિત નેત્રે તેની માગણી કરી. પછી ઉચિત પરિવાર લઇ ઉદ્યાનમાં ગયો, અને ત્યાં અનેક પ્રકારની ક્રીડા કરી. પછી દેવી પૃથ્વીસેના રાજાની આજ્ઞા લઇ આમતેમ ફરતી હતી, તેવામાં એક તરફ દંતમથન નામે એક વિશિષ્ટ જ્ઞાની મુનિ તેના જોવામાં આવ્યા. ભક્તિએ ભરપૂર અને હર્ષિત થઇને તેણે મુનિને વંદના કરી. ત્યાં સંસારપર નિર્વેદ ઉત્પન્ન કરે તેવી મુનિપાસે દેશના સાંભળી. તે સાંભળતાંજ તેણે તત્કાળ ભવથી ભય પામી રાજાની આજ્ઞા લઈ તે દંતમથન મુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી. દેવી પૃથ્વીસેનાનું અદ્ભુત ચરિત્ર વખાણતો રાજા અભયઘોષ પોતાને ઘેર ગયો.

એક વખતે તે રાજા અભયઘોષ પોતાના મંદિરની અગાશી ઉપર વિશ્રામ લેતો સૂર્યની જેમ રત્નસિંહાસનપર બેઠો હતો, તેવામાં તીર્થંકરના લિંગને ધરનારા અને છદ્મસ્થપણે વિચરતા શ્રી અનંત નામે અર્હંત પોતાના દ્વારદેશમાં પ્રવેશ કરતાં તેના જોવામાં આવ્યા. તત્કાળ રાજા સંભ્રમથી ઉભો થયો અને ઉચિત આહાર લઇ ભગવંતની પાસે આવી નમસ્કાર કર્યો.ભગવંતે તેની આપેલી ભિક્ષાથી ત્યાંજ પારણું કર્યું. દેવતાઓએ અભયઘોષના મંદિરમાં વસુધારાદિ પાંચ દિવ્ય પ્રગટ કર્યાં. પારણું કર્યા

પછી પ્રભુએ અન્યત્ર વિહાર કર્યો. **છદ્મસ્થ પ્રભુ બીજા મુનિની જેમ કોઇ ઠેકાણે સ્થિર રહેતા નથી.** ત્યારપછી જેને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે એવા તે અનંતપ્રભુ વિહાર કરતાં કરતાં તે વજ્રપુર નગરે આવીને સમોસર્યા. તે ખબર જાણી રાજા અભયઘોષે ત્યાં આવી ભક્તિથી ત્રણ પ્રદક્ષિણા દઇને વંદના કરી, અને સંસારને છેદનારી ધર્મદેશના સાંભળી. દેશનાને અંતે રાજાએ પ્રણામ કરીને કહ્યું કે "ભવી પ્રાણીઓના પુણ્યથીજ કલ્પવૃક્ષની જેમ તમે અહીં પધાર્યા છો. હે સ્વામી! આ તમારી પ્રવૃત્તિ પરના ઉપકારને માટેજ છે, માટે હું તમને વિજ્ઞપ્તિ કરૂં છું કે હે વિશ્વપૂજ્ય કરૂણાનિધિ! જ્યાં સુધીમાં મારા પુત્ર ઉપર સર્વ પૃથ્વીનો ભાર મૂકી તમારા ચરણકમલમાં દીક્ષા લેવાને હું પાછો આવું ત્યાં સુધી અહીં બીરાજશો." 'ધર્મકાર્યમાં પ્રમાદી થવું નહી' એમ પ્રભુએ કહ્યું એટલે રાજા અભયઘોષે ઘેર આવી પોતાના બંને પુત્રોને જુદું જુદું કહ્યું—"હે વત્સ વિજય! આ ક્રમાગત રાજ્યને તું ગ્રહણ કર; અને હે વત્સ વૈજયંત! તું વિજયનું યૌવરાજ્ય સ્વીકાર. હું શ્રી અનંતનાથ પ્રભુની પાસે દીક્ષા લઈશ કે જેથી મારે ફરીવાર આ અતિગહન સંસારમાં આવવું પડે નહીં." પુત્રો બોલ્યા—"પૂજ્ય પિતા! જેમ તમે આ સંસારથી ભય પામ્યા છો, તેમ અમે પણ તમારા પુત્રો આ સંસારથી ભય પામ્યા છીએ; માટે અમો પણ દીક્ષા ગ્રહણ કરશું, કારણકે દીક્ષા લેવાથી આ લોકમાં તમારી સેવા અને પરલોકમાં મોક્ષપ્રાપ્તિ એ બે ફળ અમોને પ્રાપ્ત થશે." 'પુત્રો! તમને સાબાશ છે' એમ બોલતા રાજાએ મોટી ઉદારતાથી પોતાનું વિસ્તારવાળું રાજ્ય કોઇ બીજાને આપી દીધું, અને પોતાના બંને પુત્રોને સાથે લઈ પોતે શ્રી અનંતનાથ પ્રભુની પાસે ગયા. ત્યાં સર્વ સંઘની સમક્ષ તેમણે દીક્ષા ગ્રહણ કરી. તે ત્રણે રાજમુનિઓમાં અભયઘોષે અતિઉગ્ર તપ કરી વીશ સ્થાનકને આરાધી તીર્થંકરનામગોત્ર ઉપાર્જન કર્યું. આયુ પૂર્ણ થતાં તે ત્રણે કાળ કરી અચ્યુતદેવલોકે બાવીશ સાગરોપમના આયુષ્યવાળા દેવતા થયા.

આ જંબૂદ્વીપના પૂર્વ મહાવિદેહના આભૂષણ જેવા પુષ્કલાવતી નામના વિજયમાં પુંડરીકિણી નામે નગરી છે. તે નગરીમાં હેમાંગદ નામે રાજા છે. ઈંદ્રની જેમ તેને **વજ્રમાલિની** નામે પ્રિયા છે. અચ્યુત દેવલોકમાંથી ચવી અભયઘોષનો જીવ તે વજ્રમાલિનીના ઉદરમાં અવતર્યો. સમય આવતાં વજ્રમાલિનીએ ચૌદ મહાસ્વપ્નોએ જેનો તીર્થંકરમહિમા સૂચવ્યો છે એવા એક પુત્રને જન્મ આપ્યો. ઈંદ્રાદિકે આવી તેમનો જન્માભિષેક કર્યો. પિતાએ **ધનરથ** નામ પાડયું. તે ધનરથ તીર્થંકર થઈ અદ્યાપિ ગૃહવાસમાં રહી પૃથ્વીને પાવન કરે છે. તમે વિજય અને વૈજયંતના જીવ દેવલોકથી ચવીને ચંદ્રતિલક અને સૂર્યતિલક નામે વિદ્યાધર થયા છો. આ પ્રમાણે પોતાના પૂર્વ ભવને સાંભળી તેઓ ઘણા પ્રસન્ન થયા. પછી તે મુનિને નમસ્કાર કરી પોતાના પૂર્વ જન્મના પિતા જે તમો તેને જોવાને તેઓ ભક્તિથી અહીં આવેલા છે. હે સ્વામી! તેમણે કૌતુકથી

આ કુકડામાં પ્રવેશ કરીને તેનું યુદ્ધ કરાવ્યું છે, તે તમાશ દર્શનના ઉપાય રૂપ છે. અહીંથી તેઓ **ભાગવર્દ્ધન** નામે ગુરૂની પાસે જઈ દીક્ષા લઇ કર્મનો ક્ષય કરીને મોક્ષપદને પામશે." આ પ્રમાણેનો વૃત્તાંત સાંભળી પૂર્વની જેમ પોતાને પુત્રપણે માનનારા તેઓ પ્રગટ થઇ ધનરથ રાજાને નમી પોતાના ઘર તરફ ગયા.

આ સર્વ વૃત્તાંત સાંભળી તે કુકડાઓ જાતિસ્મરણ પામવાથી વિચાર કરવા લાગ્યા કે "અહો! આ સંસાર આવા કલેશોનું કારણ છે. પૂર્વે જન્મમાં વણિક થઇને આપણે કાંઈ પણ ઉપાર્જન કર્યું નહીં. બીજુ તો દૂર રહ્યું, પણ જે મનુષ્યજન્મ પુનઃ મળવો અતિ દુર્લભ છે તે આપણે નિષ્ફળ ખોઈ નાંખ્યો. અહા! તે જન્મમાં લુબ્ધકની[1] જેવા લુબ્ધ થઈ અનેક ઉપાયોથી આપણે ઘણા પ્રાણીઓને છેતર્યા. ચિરકાળ અસંતોષી થઈ ખોટા માન અને ખોટા તોલ વિગેરેથી લોકોને ઠગી છેવટે માંહોમાંહી કલહ કરનારા આપણને ધિક્કાર છે! તેને પરિણામે આર્ત્ત ધ્યાનમાં પડેલા આપણે એક બીજાને પરસ્પર હણી મૃત્યુ પામ્યા અને અનેકવાર તિર્યંચયોનિમાં ઉત્પન્ન થઇને પાપનું ફલ પ્રાપ્ત કર્યું." આ પ્રમાણે વિચારી રાજાને પ્રણામ કરી તેઓ પોતાની ભાષામાં બોલ્યા—'હે દેવ! આજ્ઞા કરો. અમે હવે અમારા આત્માનું હિત શી રીતે કરીએ" ધનરથ રાજાએ અવધિજ્ઞાનથી જાણીને કહ્યું—'તમોને અર્હંતદેવ, સાધુ ગુરૂ અને જીવ દયારૂપ ધર્મનું શરણ થાઓ.' ધનરથનું એ વચન સ્વીકારી તે બંને કુકડા તરતજ અણશણ અંગીકાર કરી મૃત્યુ પામ્યા. ત્યાંથી મૃત્યુ પામીને તેઓ ભૂતરત્ના નામે મોટી અટવીમાં **તામ્રચૂલ** અને **સ્વર્ણચૂલ** નામે બે મહર્દ્ધિક ભૂતનાયક દેવ થયા. પછી અવધિજ્ઞાનથી પૂર્વે જન્મને જાણી વિમાન વિકુર્વીને તેઓ પોતાના પૂર્વ જન્મના ઉપકારી મેઘરથની પાસે આવ્યા, અને ભક્તિથી મેઘરથને પ્રણામ કરી તેઓ બોલ્યા—"હે સ્વામી! તમારા પ્રસાદથી અમે હાલ વ્યંતરેશ્વર થયા છીએ. અમે અમારા કરેલાં પાપકર્મથી મનુષ્યમાંથી હાથી, મહિષ, મેંઢા અને પછી કુકડા એવી રીતે ઉત્પન્ન થઈ હાલ પાછા ઉત્કૃષ્ટ જન્મવાળા થયા છીએ. હે નાથ! જો તમે કુકડાના જન્મમાં શરણરૂપ ન થયા હોત તો પ્રતિદિન અસંખ્ય કીડાનું ભોજન કરનારા અમે કેવીએ ગતિમાં જાત! માટે હવે પ્રસન્ન થાઓ, અમારી ઉપર અનુગ્રહ કરો, અને જોકે તમે જ્ઞાનથી પૂર્વે જાણ્યું છે તથાપિ આ વિમાનપર આરૂઢ થઈ બધી પૃથ્વીનું અવલોકન કરો." આવી રીતે તેમણે પ્રાર્થના કરી, એટલે દાક્ષિણ્યતાના ક્ષીરસાગર જેવા મેઘરથ પરિવાર સહિત તેના વિમાનમાં આરૂઢ થયા. વિમાન આકાશમાર્ગે મનની જેવા વેગથી ચાલવા લાગ્યું. તે વખતે તેઓ પૃથ્વીપર જે જે દર્શનીય વસ્તુ આવે તે તે આંગળીથી બતાવી કહેવા લાગ્યા—'જુઓ, આ પોતાની વૈડુર્ય મણિમય પ્રભાથી દિશાઓના મુખને દૂર્વાંકુરિત કરતી જણાય છે તે ચાલીશ યોજન ઉંચી મેરૂગિરિની ચૂલિકા છે. તેની ચારે દિશાઓમાં જે આ અર્ધ ચંદ્રકાર શિલાઓ છે

૧ જાળ નાખનાર–પાસ પાથરી પશુ પક્ષીઓને પકડનાર.

તે અર્હંતના જન્માભિષેકજલથી પવિત્ર અને સિંહાસનથી અંકિત થયેલી છે. આ શાશ્વત અર્હંતનાં ઉંચાં ચૈત્યો છે અને તેમાં રહેલા અર્હંતબિંબના પૂજનમાં જેનાં પુષ્પ કૃતાર્થ થાય છે તે આ પાંડક નામે વન છે. આ છ વર્ષધર પર્વતો છે. તેની ઉપર આ છ પવિત્ર જળવાળા દ્રહો છે; જેમાંથી નીકળેલી પૃથ્વીતળના સેંથા જેવી આ ચૌદ મહા નદીઓ છે. વિદ્યાધરોની સમૃદ્ધિવડે ભરપૂર અને પોતપોતાના ક્ષેત્રાર્ધની મર્યાદાની શિલાભીંત જેવા આ વૈતાઢચ પર્વતો છે. તેઓના કુટ ઉપર શાશ્વત પ્રભુની પ્રતિમા સહિત આ સિદ્ધચૈત્યો છે. ઉંચા જાલકટક વડે શોભતી અને વિદ્યાધરોની વિલાસભૂમિ આ જંબૂદ્રીપની વળયાકારે રહેલી જગતી[1] છે. મઘર અને જુડ વિગેરે જળચર જીવોનું મોટું નિવાસસ્થાન આ લવણોદધિ છે. કાલા સમુદ્રથી વીંટાયેલો આ ધાતકીખંડ નામે દ્વીપ છે. તેમાં અર્હંતના સ્નાત્રની શિલાઓથી અંકિત આ બે ક્ષુદ્ર મેરૂગિરિ[2] છે. શાશ્વત અર્હંત વડે પવિત્ર આ ઇષ્વાકાર[3] નામે બે પર્વતો છે. ધાતકીખંડના જેવો આ અર્ધ પુષ્કર દ્વીપ છે. ત્યારપછી માનુષોત્તર પર્વત છે. તેનાથી આગળ મનુષ્યભૂમિ નથી. આ પ્રમાણે આખ્યાન પૂર્વક પૃથ્વીને બતાવીને તેઓ મેઘરથને પાછા પુંડરીકિણી નગરીમાં લાવ્યા. પછી તેમને રાજમંદિરમાં મૂકી, પ્રણામ પૂર્વક રત્નવૃષ્ટિ કરીને તેઓ પોતાને સ્થાનકે ગયા. અન્યદા લોકાંતિક દેવતાઓએ આવી ધનરથ રાજાને કહ્યું કે 'હે સ્વામી! તીર્થ પ્રવર્ત્તાવો.' તે સાંભળતાંજ સ્વયંબુદ્ધ છતાં તેઓ બોધ પામ્યા, એટલે રાજ્ય ઉપર મેઘરથને અને યૌવરાજ્ય ઉપર દૃઢરથને બેસારી વાર્ષિક દાન આપી તરતજ તેમણે દીક્ષા ગ્રહણ કરી. થોડા કાલમાં તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. ભવિ પ્રાણીઓને બોધ કરતા ધનરથ તીર્થંકર અનુક્રમે પૃથ્વીપર વિહાર કરી આઠ કર્મોનો ક્ષય કરીને મોક્ષે જશે.'

નિરંતર અનેક રાજાઓના મુગટો વડે જેના ચરણકમલની પીઠ ઘસાયા કરે છે એવો મેઘરથ રાજા દૃઢરથ સાથે પૃથ્વીપર રાજ્ય કરવા લાગ્યો. એક વખતે પૌરજનના આગ્રહથી રાજા મેઘરથ ક્રીડા કરવાની ઇચ્છાએ દેવરમણ નામના ઉદ્યાનમાં ગયા. ત્યાં એક અશોકવૃક્ષની નીચે પોતાની પ્રિયમિત્રા પ્રિયા સહિત બેસીને તેમણે મધુર સંગીત કરાવવાનો આરંભ કર્યો. તે સમયે તેમની આગળ હજારો ભૂત અપૂર્વ સંગીત કરવાની ઇચ્છાથી પ્રગટ થયા. કોઇ વિશાળ ઉદરવડે લંબોદર (ગણેશ) જેવા લાગતા હતા, કોઈ કૃશ ઉદરથી જાણે પાતાળને ધારણ કરતા હોય તેવા દેખાતા હતા, કોઇ લાંબા અને કઠોર ચરણથી તાડપર ચડ્યા હોય તેવા લાગતા હતા, અને કોઈ લાંબી ભુજાઓથી અજગર સહિત વૃક્ષ જેવા જણાતા હતા; કોઈએ સર્પનાં આભૂષણ પહેર્યાં હતાં, કોઇએ નોળનાં ઘરેણાં ધર્યાં હતાં, કોઇએ ચિત્તાનાં ચર્મ ઓઢચાં

---

૧ કોટ. ૨ જંબૂદ્રીપમા રહેલા લાખ યોજન ઉંચા મોટા મેરૂની અપેક્ષાએ આ ૮૪૦૦૦ યોજન ઉંચા હોવાથી નાના મેરૂ કહેવાય છે. ૩ અર્ધ અર્ધ ધાતકીખંડ રૂપ ધનુષ્યની મધ્યમાં તેટલાજ લાંબા બાણને આકારે હોવાથી ઇષ્વાકાર કહેવાય છે. ૪ આની પછીની હકીકત તેમના મોક્ષે પધાર્યા અગાઉની છે.

હતાં, કોઇએ વ્યાઘ્રચર્મનાં વસ્ત્ર ધર્યાં હતાં, કોઇએ અંગરાગ લગાવ્યો હતો, કોઇએ રૂધિરના વિલેપન કર્યાં હતાં, કોઇએ ધુવડનાં કર્ણાભરણ પહેર્યાં હતાં, અને કોઇએ ગીધના મુગટ ધર્યા હતા, કોઇએ ઉંદરની માળા, કોઇએ કાકીડાની માળા અને કોઇએ મુંડમાળા પહેરી હતી, કોઇએ હાથમાં ખોપરીઓ રાખી હતી, કોઇ અટ્ટહાસ્ય કરતા હતા, કોઈ કોલાહલ કરતા હતા, કોઇ ઘોડાના અવાજ કરતા હતા, કોઈ હાથીના જેવી ગર્જના કરતા હતા, કોઈ ભુજાના આસ્ફોટ કરતા હતા, કોઇ તાલ આપતા હતા, કોઇ મુખવાદ્ય વગાડતા હતા, અને કોઈ કક્ષા વગાડતા હતા. આ પ્રમાણે સર્વ ભૂત એકઠાં મળી જાણે પૃથ્વીને ફાડતા હોય અને આકાશને તોડતા હોય તેમ મોટા આડંબરથી પ્રચંડ તાંડવ કરવા લાગ્યા. એવી રીતે રાજાને સંતોષ આપવા તેઓ તાંડવ કરતા હતા, તેવામાં આકાશમાં એક ઉત્તમ વિમાન પ્રગટ થયું. તેમાં રતિ સાથે કામદેવ હોય તેવો સુંદર આકૃતિવાળો પુરૂષ એક યુવતીની સાથે રહેલો જોવામાં આવ્યો. તેને જોઈ પ્રિયમિત્રા દેવીએ રાજાને પૂછ્યું–'પ્રભો ! આ પુરૂષ અને આ સ્ત્રી કોણ છે અને અહીં તે શામાટે આવેલ છે ?' મેઘરથે કહ્યું–'આ જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રને વિષે વૈતાઢ્ય પર્વતની ઉત્તર શ્રેણીમાં **અલકા** નામે ઉત્તમ નગરી છે, ત્યાં **વિદ્યુદ્રથ** નામે વિદ્યાધરોનો રાજા છે. તેને **માનસવેગા** નામે પ્રિયંવદા દેવી છે. સિંહના રથના સ્વપ્નથી સૂચિત **સિંહરથ** નામે તેને એક પરાક્રમવડે પ્રફુલ્લિત ભુજવૃક્ષવાળો પુત્ર થયો, અને તે રોહિણીને ચંદ્રની જેમ ઉત્કૃષ્ટ કુલમાં જન્મેલી સ્વાનુરૂપા **વેગવતી** નામે એક કન્યાને પરણ્યો. રાજા વિદ્યુદ્રથે તેને યુવરાજપદ આપ્યું. 'જ્યારે પુત્ર કવચધારી થાય ત્યારે રાજાઓને તેમ કરવું ઉચિત છે.' રાજા સિંહરથ લીલોદ્યાન અને ક્રીડાવાપી વિગેરે સ્થાનોમાં લલનાને સાથે રાખી વનમાં સિંહની જેમ સ્વેચ્છાએ સુખે રમવા લાગ્યો.

એકદા વિદ્યુદ્રથ રાજા સંસારમાં સર્વ પદાર્થ વિદ્યુતની જેવા ચલિત ધારી પરમ વૈરાગ્યને પ્રાપ્ત થયો. તેથી તરતજ સિંહરથને રાજ્યે બેસારી તેમણે ગુરૂની પાસે જઈ 'સર્વ સાવદ્ય વિરતિ' ગ્રહણ કરી. અનુક્રમે અતિ સંવેગને પામી સંયમ નિયમ અને ધ્યાનવડે અષ્ટ કર્મનો ક્ષય કરી તે મોક્ષે ગયા. સૂર્યની જેવા પ્રતાપી રાજા સિંહરથે અતિ મુશ્કેલીથી મળે તેવું વિદ્યાધરોનું ચક્રવર્તીપણું પ્રાપ્ત કર્યું. એક વખતે રાત્રિમાં યોગીની જેમ નિદ્રા રહિત થઇ સિંહરથ વિચાર કરવા લાગ્યો–"અહા! અરણ્યમાં માલતીના પુષ્પની જેમ મેં મારો જન્મ ફોગટ ગુમાવ્યો. કેવળજ્ઞાનધારી અને સંસારસાગરથી તારવામાં વહાણ જેવા સમોસરેલા અર્હંત પ્રભુઓના મેં દર્શન કર્યા નહીં અને તેમની પૂજા પણ કરી નહીં. હવે સાક્ષાત શ્રી જિનેશ્વરને જોઇ મારા આત્માને પવિત્ર કરૂં. એકવાર પણ થયેલું તેમનું દર્શન સારા સ્વપ્નની જેમ ઈચ્છિત મનોરથને આપેછે." આ પ્રમાણે વિચારી સિંહરથ રાજા પત્ની સહિત ધાતકીખંડ

દ્વીપના પશ્ચિમ વિદેહમાં સીતા નદીના ઉત્તર તીરે આવેલા સૂત્ર નામના વિજયમાં ખડ્ગપુર નામના નગરે ગયો. ત્યાં શ્રી અમિતવાહન તીર્થંકરના દર્શન કર્યા. ભગવંતને પ્રણામ કરી રાજાએ સંસારસાગરમાં નાવિકા જેવી ધર્મદેશના સાંભળી. દુ:ખરૂપ અગ્નિમાં જલના છંટકાવ જેવી તે દેશના સાંભળી અર્હંત પ્રભુને નમી તે પાછો પોતાની નગરી તરફ વળ્યો. તે સમયે ઘાટા બરૂના વૃક્ષવડે જેનો ભાગ વ્યાપ્ત છે એવા સમુદ્રમાં વહાણની જેમ અહીં ઉર્ધ્વ ભાગે જતાં તેની ગતિ સ્ખલિત થઇ ગઈ. 'આ મારી ગતિ કોણે સ્ખલિત કરી' એ જાણવાને તેણે નીચી દૃષ્ટિ કરી, તેવામાં અહીં રહેલો હું તેના જોવામાં આવ્યો. એટલે તે કોપથી મને ઉપાડીને ઉડાડવાને મારી પાસે આવ્યો. એટલે મેં મારા ડાબા હાથથી તેના ડાબા હાથપર આક્રમણ કર્યું. તેથી સિંહે આક્રાંત કરેલા હાથીની જેમ તે અતિ વિરસ પોકાર કરવા લાગ્યો. પોતાના પતિને કષ્ટમાં દેખીને તેની ભાર્યા પરિવાર સહિત મારે શરણે આવી, એટલે મેં તેને છોડી મૂક્યો. મેં છોડ્યા પછી તે આવા વિવિધરૂપ વિકુર્વી મારી પાસે સંગીત કરવા લાગ્યો." પ્રિયમિત્રાએ ફરીવાર પૂછ્યું—'પ્રિય ! પૂર્વ ભવમાં એણે શું શુભ કર્મ કર્યું છે, જેથી તેને આવી મોટી સમૃદ્ધિ પ્રાપ્ત થઇ છે?' મેઘરથ બોલ્યા—"પુષ્કરાર્ધ દ્વીપમાં પૂર્વ ભરતક્ષેત્ર વિષે સંઘપુર નામે એક મોટું નગર છે. તે નગરમાં રાજ્યગુપ્ત નામે એક ગરીબ કુલપુત્ર રહેતો હતો, તે પારકાં કામ કરીને પોતાનો ભોજનનિર્વાહ ચલાવતો હતો. તેને શંખિકા નામે એક અનુરાગી અને પતિભક્તા સ્ત્રી હતી. બંને દંપતી હમેશાં પારકા ઘરનાં કામ કરતાં હતાં. એક દિવસે તે સ્ત્રીપુરૂષ એકઠાં મળીને ફળ લેવાને માટે વિવિધ વૃક્ષોથી આકુલ સંઘગિરિ નામના મોટા પર્વતપર ગયાં. ત્યાં પક્વ ફલને માટે તેઓ ફરતાં હતાં, તેવામાં સર્વગુપ્ત નામે એક મહામુનિને દેશના આપતાં તેમણે જોયાં. વિદ્યાધરોની સભા વચ્ચે બેઠેલા તે મહાત્માની પાસે આવી તેઓ ભક્તિથી નમસ્કાર કરીને બેઠાં. મુનીશ્વરે તેમને વિશેષ ધર્મદેશના આપી. દુ:ખીની ઉપર મહાન્ પુરૂષોનું અધિક વાત્સલ્ય હોય છે. દેશનાને અંતે તેઓ બોલ્યા–'હે પ્રભુ! અમે પાપી છીએ તે છતાં અમારૂં કોઇક પૂર્વ પુણ્ય હશે, કે જેથી અમને તમારૂં દર્શન થયું. હે જગત્પૂજ્ય ! તમે સર્વ વિશ્વના હિતકારી છો, તથાપિ પીડાને લીધે અમે તમારી પ્રાર્થના કરીએ છીએ કે અમારા ઉદ્ધારને માટે કાંઈપણ તપ બતાવો.' તેમની યોગ્યતા જોઈ મહામુનિ સર્વગુપ્તે 'બત્રીશ કલ્યાણક' નામે એક તપ તેમને બતાવ્યો. તેનો અંગીકાર કરી તેઓ પોતાને ઘરે આવ્યા અને બત્રીશ દિવસે બત્રીશ ઉપવાસ કરવા વડે તે તપ કર્યો. પારણાને સમયે દ્વાર ઉપર દૃષ્ટિ કરીને કોઈ અતિથિમુનિની શોધ કરવા માંડી. તેવામાં ધૃતિધર નામે એક સાધુને પોતાના ઘરમાં પ્રવેશ કરતાં જોયા. તેમને બંને જણે ભક્તિથી ભાતપાણીવડે પ્રતિલાભિત કર્યા. અન્યદા પેલા સર્વગુપ્ત મુનિ વિહાર કરતાં કરતાં પુન: ત્યાં આવી ચડ્યા. એટલે તેઓ

પૂર્વ જન્મનું દુષ્કૃત આવી અધમ યોનિનું કારણભૂત થઈ પડેલું છે. હે નાથ ! તે વખતે અતિ લોભથી પરાભવ પામેલા અમોએ યુદ્ધ કરીને કેવળ રત્ન ગુમાવ્યું નથી પણ અમૂલ્ય મનુષ્યજન્મ પણ ગુમાવ્યો છે. અત્યારે પણ અમારે તો નારકીપણાનો જન્મ નજીક પ્રાપ્ત થયેલ હતો, પણ તમે કૂવામાં પડતા અંધની જેમ અમને નર્કમાં પડતાં બચાવ્યા છે. હે સ્વામી ! હવે ઉન્માર્ગથી અમારી રક્ષા કરો અને સન્માર્ગને બતાવો કે જેથી અમને શુભ સ્થાન પ્રાપ્ત થાય." અવધિજ્ઞાનરૂપ તરંગના સમુદ્ર મેઘરથ રાજાએ તેમની યોગ્યતા વિચારીને યથાકાળે પ્રાપ્ત થયેલ અનશન અંગીકાર કરવાની આજ્ઞા કરી. તેજ પ્રમાણે અનશન અંગીકાર કરી શુભ ચિત્તવાળા તેઓ મૃત્યુ પામીને ભુવનવાસી દેવતાઓમાં દેવપણે ઉત્પન્ન થયા.

પછી રાજા મેઘરથ પોસહ પારી જાણે મૂર્ત્તિમાન ન્યાય હોય તેમ પૃથ્વીનું યથાયોગ્ય રીતે પાલન કરવા લાગ્યા. અન્યદા કપોત અને બાજ પક્ષીનું વૃત્તાંત સ્મરણ કરતાં રાજા શમતારૂપ વૃક્ષના બીજભૂત પરમ વૈરાગ્યને પ્રાપ્ત થયા, એટલે અષ્ટમ તપ કરી ઉપસર્ગ અને પરીસહોને સહન કરવાને શૈલની પેઠે સર્વાંગે નિશ્ચલ થઈ કાયોત્સર્ગમાં સ્થિત થયા. તે સમયે ઈશાનેંદ્રે અંતઃપુરમાં બેઠા બેઠા "नमो भगवते तुभ्यं" એમ બોલીને તેમને નમસ્કાર કર્યો. તે સમયે તેની ઈંદ્રાણીઓએ પૂછ્યું કે 'હે સ્વામી ! તમો સર્વ જગતને નમવા યોગ્ય છો, તે છતાં અત્યારે અતિ ભક્તિથી કોને નમસ્કાર કર્યો ?' ઈશાનેંદ્ર બોલ્યા–"અહો દેવીઓ! માનવ લોકમાં સરસીમાં કમળની જેમ પુંડરીકિણી નગરી વિષે ધનરથ તીર્થંકરના પુત્ર મેઘરથ નામે રાજા અષ્ટમ તપ કરી શુદ્ધ ધ્યાનમાં લીન થઇ મહા પ્રતિમા ધારણ કરીને રહેલા છે. તેઓ આ ભરતક્ષેત્રના આભૂષણરૂપ તીર્થંકર થવાના છે, તેથી તેમને દેખીને મેં અહીં બેઠા બેઠા તેમને નમસ્કાર કરેલો છે. એ ધીર મહાત્માને આ ધ્યાનમાંથી ચલિત કરવાને ઈંદ્ર સહિત સુરાસુરના સમૂહ પણ સમર્થ નથી તો મનુષ્યો તો કોણ માત્ર છો!" તે સાંભળી ઈશાનેંદ્રની સુરૂપા અને અતિરૂપા નામે બે મુખ્ય ઈંદ્રાણીઓ તે પ્રશંસા સહન ન થવાથી મેઘરથ રાજાને ક્ષોભ કરવાને માટે તેમની પાસે આવી. તેમણે પ્રથમ લાવણ્યજલની સરિતા જેવી અને જગતને જીતનાર કામદેવના જંગમ કિલ્લા જેવી તેમજ વિજય કરનાર અસ્ત્ર જેવી કેટલીક યુવતીઓને વિકુર્વી. પછી કામદેવને ઉત્પન્ન કરનાર જીવનૌષધરૂપ વિવિધ વિકારોથી અનુકૂલ ઉપસર્ગો કરવા માંડ્યા. કોઇ રમણી મિથ્યા છોડી નાખેલા કેશપાશને બાંધવાના મિષથી કામદેવના સ્થાનરૂપ ભુજામૂલ બતાવવા લાગી. કોઇ અધો વસ્ત્ર શિથિલ કરી ગલેફમાંથી કાઢેલું દર્પણ હોય તેવું જઘન દેખાડવા લાગી. કોઈ સખી જનને બોલાવવાના બાનાથી વારંવાર કામદેવના અસ્ત્રને ઉગામ્યા જેવી ભ્રૂલતાનો ઉત્ક્ષેપ કરવા લાગી. કોઇ બાલા અનુરાગિણી થઈ ગાંધારગ્રામ સાથે મુખદૃષ્ટિના વિકાર કરી કામદેવના વૃત્તાંતને મધુરાલાપે ગાવા લાગી. કોઇ લીલાવતી સુંદરી વારંવાર અનુ-

ભવ કરેલી સંભોગક્રીડાને વખાણતી કામશાસ્ત્રની કથાનો આલાપ કરવા લાગી. કોઇ કામિની પિત્તાદિક પ્રકૃતિઓને યોગ્ય એવા રતિ સંબંધી સાધનો ધાતુરસથી આલેખવા લાગી. કોઇ વારંવાર આલાપ, કોઈ કરસ્પર્શ, કોઈ દૃષ્ટિપ્રસાદ અને કોઇ આલિંગન યાચવા લાગી. તે શિવાય બીજા વિવિધ કલાકલાપ તેઓ પ્રકાશ કરવા લાગી. એવી રીતે તે દેવીઓએ રાજાની તરફ રાત્રિથી માંડીને પ્રાતઃકાલ સુધી વિકૃતિઓ કરી. પણ તે વજ્ર ઉપર ટાંકણાના પ્રહારની જેમ રાજા ઉપર નિષ્ફલ થઇ પડી. પછી દેવીઓએ સર્વે વિકૃતિઓ સંહરી લીધી, અને મેઘરથને ખમાવી નમસ્કાર કરી પશ્ચાત્તાપ કરતી તે ઇશાનેદ્રની બે ઇંદ્રાણીઓ પોતાને સ્થાનકે ગઈ.

પ્રાતઃકાળે રાજા મેઘરથે પ્રસન્ન થઈ પ્રતિમા પારી પોસહ પણ પાર્યો, અને રાત્રિનું વૃત્તાંત સંભારી સંભારી પરમ સંવેગને પ્રાપ્ત થયો. પ્રિયમિત્રા દેવી પણ પોતાના પ્રિયને તેવા સંવેગી જોઈ સંવેગને પામી. **સતી સ્ત્રીઓ પતિના માર્ગનેજ અનુસરે છે.** એકદા અર્હંત શ્રી ધનરથ પ્રભુ વિહાર કરતાં કરતાં ત્યાં આવીને પૂર્વોત્તર (ઇશાન) દિશામાં સમોસર્યા. સેવકોએ આવી રાજાને પ્રભુનું આગમન જણાવ્યું. તેમને પારિતોષિક[1] આપી મેઘરથ રાજા દૃઢરથ સહિત પ્રભુ પાસે આવ્યા. એક યોજન સુધી પ્રસરતી-સગ્રામરાગી[2] સર્વભાષાનુસારી વાણીવડે પ્રભુએ દેશના આપી. દેશનાને અંતે રાજા પ્રભુને નમસ્કાર કરી બોલ્યો–"હે નાથ ! તમે વિશ્વનું રક્ષણ કરવાને ઉદ્યુક્ત થયા છો, તો મારૂં પણ રક્ષણ કરો. હે જગત્પતિ ! તમે સર્વ જાણો છો અને સર્વના હિતકારી છો, તથાપિ હું એક પ્રાર્થના કરૂં છું.' કેમકે 'સ્વાર્થમાં કોણ ઉત્સુક ન થાય ?' હે નાથ ! જ્યાં સુધી હું ઘેર જઈ રાજ્ય ઉપર કુમારને બેસારી અહીં આવું, ત્યાં સુધી મને દીક્ષા આપવાને માટે તમે અહીં બીરાજશો." પ્રભુ બોલ્યા–'પ્રમાદ કરવો નહીં' આવી અર્હંતની શિક્ષા લઇ મેઘરથ પોતાને ઘેર આવ્યા અને દૃઢરથને કહ્યું–'હે વત્સ ! તું આ પૃથ્વીનો ભાર ગ્રહણ કર, કે જેથી હું દીક્ષા લઉં. આ સસારમાં પરિભ્રમણ કરી વટેમાર્ગુની જેમ હું નિર્વેદ[3] પામી ગયો છું.' તે સાંભળી દૃઢરથે અંજલિ જોડી કહ્યું–"પૂજ્યબંધુ ! આ સંસાર દુઃખરૂપજ છે, અને વિવેકી જનોએ તજવા યોગ્યજ છે; તો આવા સાગર જેવા દુસ્તર અને અપાર સંસાર સમુદ્રમાં મારે માથે પૃથ્વીનો ભાર તમે કેમ મૂકી જાઓ છો ? હે ઈશ ! આજ સુધી આત્માથી અભેદ દૃષ્ટિએ મને જોઈ હમણા પૃથક્ કેમ કરો છો ? મારી ઉપર તો પ્રસન્ન થાઓ અને આત્મવત્ મારો પણ ઉદ્ધાર કરો. હે સ્વામી ! આજે તમારી સાથે હું પણ પિતાજી પાસે દીક્ષા લઇશ; આ પૃથ્વી બીજા કોઈને આપો." આ પ્રમાણે તેનું કહેવું સાંભળી મેઘરથે પોતાના પુત્ર મેઘસેનને રાજ્ય અને દૃઢરથના પુત્ર રથસેનને યુવરાજપદ સોંપ્યુ. પછી મેઘસેને જેમનો નિષ્ક્રમણોત્સવ કરેલો છે એવા રાજા મેઘરથે દૃઢરથ, સાતસો પુત્રો અને ચાર હજાર રાજાઓની સાથે ભગવંતની પાસે આવી સર્વ સાવદ્ય વિરતિ

---

૧. સંતોષ પામે તેટલું દાન. ૨ ગ્રામ–રાગ સહિત. ૩ ખેદ.

આત્માથી અભેદ દૃષ્ટિએ મને જોઈ હમણા પૃથક્ કેમ કરો છો? મારી ઉપર તો પ્રસન્ન થાઓ અને આત્મવત્ મારો પણ ઉદ્ધાર કરો. હે સ્વામી! આજે તમારી સાથે હું પણ પ્રભુ પાસે દીક્ષા લઇશ; આ પૃથ્વી બીજા કોઈને આપો." આ પ્રમાણે તેનું કહેવું સાંભળી મેઘરથે પોતાના નાના પુત્ર મેઘસેનને રાજ્ય અને દૃઢરથના પુત્ર રથસેનને યુવરાજપદ સોંપ્યું. પછી મેઘસેને જેમનો નિષ્ક્રમણોત્સવ કરેલો છે એવા રાજા મેઘરથે દૃઢરથ વિગેરે સાતસો પુત્રો અને ચાર હજાર રાજાઓની સાથે ભગવંતની પાસે આવી સર્વ સાવદ્ય વિરતિ ગ્રહણ કરી. દુઃસહ પરીસહ અને ઉપસર્ગોને સહન કરતા, ત્રણ ગુપ્તિ તથા પંચ સમિતિને ધારણ કરતા; પોતાના શરીરમાં પણ આકાંક્ષા નહીં રાખતા, વિવિધ અભિગ્રહ તથા તપને આચરતા અને એકાદશ અંગને ધારણ કરતા મેઘરથ મુનિ દૃઢરથની સાથે પૃથ્વીપર વિહાર કરવા લાગ્યા. અનુક્રમે અર્હત્-ભક્તિ વિગેરે શુભ વીશ સ્થાનકોના આરાધનથી તેમણે અતિ દુષ્કર એવું અર્હન્નામ-ગોત્ર ઉપાર્જન કર્યું. તે મહાત્મા મેઘરથ મુનિએ સિંહનિક્રીડિત નામે દુસ્તપ તપ કરી એક લાખ પૂર્વ સુધી અખંડિત સાધુપણું પાળી, અંબર તિલક નામના પર્વતપર ચડી પર્વતની જેમ સ્થિર રહી, અનશન ધારણ કર્યું. અનુક્રમે આયુષ્ય પૂર્ણ કરી મેઘરથ મુનિ સર્વાર્થસિદ્ધ નામે વિમાનમાં ઉત્પન્ન થયા, અને તેમના લઘુ ભ્રાતા દૃઢરથ પણ ત્યાંજ ઉત્પન્ન થયા. ત્યાં તે બંનેએ તેત્રીશ સાગરોપમ પર્યંત કાળ અવ્યયપદ પામવાના વિસામા રૂપ મહાસુખમાં વ્યતીત કર્યો.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये
पंचमपर्वणि श्रीशांतिदेवीयदशमैकादश भववर्णनो
नाम चतुर्थ सर्गः ॥



# સર્ગ ૫ મો.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં ઋદ્ધિવાન કુરૂદેશને વિષે હસ્તીનાપુર નામે નગર છે. તે નગરમાં આવેલા મહેલોને માથે રહેલા કનકકુંભ નવા ઉત્પન્ન થયેલા સ્થળકમળના વનની શોભાને ધારણ કરે છે. ત્યાં આસપાસ વલયાકારે રહેલી વાપીકાઓ તેના સ્વચ્છ અને નિર્મળ જળમાં કિલ્લાનું પ્રતિબિંબ પડવાને લીધે જાણે નગરના કિલ્લાનું દર્પણ હોય તેવી શોભે છે. ઉદ્યાનોમાં વહેતી નીકાને કાંઠે કાંઠે રહેલા સ્નિગ્ધ દ્રુમો જલ લેવાને ઉતરેલા મેઘ હોય તેવા જણાય છે. ધનાઢચોનાં મંદિરોની રત્નમય ભીંતોમાં રાત્રિએ પ્રતિબિંબરૂપે પડેલા ચંદ્રને માર્જારો દધિપિંડ ધારીને ચાટ્યા કરે છે. જિનચૈત્યોમાં બળતી અગરૂધૂપની લતાઓ ( ધૂમ્ર શિખાઓ ) ખેચરીઓને યત્ન વગર પટવાસની શોભાને આપે છે. ચૌટામાં દુકાનોની શ્રેણીમાં લટકતી રત્નની માળાઓથી જાણે રત્નાકરથી રત્ન સર્વસ્વ અહીં આણેલું હોય તેમ દેખાય છે. પવનથી હાલતી ચૈત્યોની ધ્વજાઓની પૃથ્વીપર પડતી ચપળ છાયા જાણે ધર્મનિધાનની રક્ષા કરનારા સર્પો હોય તેવી જણાય છે, અને જેમની ભૂમિ ઇંદ્રનીલ મણિઓથી જડેલી છે એવા નિવાસગૃહો જલપૂર્ણ ક્રીડાવાપીકાની જેવા દેખાય છે.

તે નગરીમાં ઈક્ષ્વાકુ વંશરૂપ સાગરમાં ચંદ્રરૂપ હોવાથી નેત્રને ઉત્સવ આપનાર અને કીર્ત્તિરૂપ ચંદ્રિકાથી જગતનું પ્રક્ષાલન કરનાર **વિશ્વસેન** નામે રાજા હતો. તે રાજા શરણ્ય જનને વજ્ર મંદિર જેવો, યાચકોને કલ્પવૃક્ષ જેવો અને લક્ષ્મી તથા સરસ્વતીને મિત્રતાની સંકેતભૂમિ હતો. જાણે બીજો સમુદ્ર હોય તેવો તેનો યશોરાશિ નદીઓની જેમ શત્રુઓની કીર્ત્તિને ગળી જતો હતો. પ્રભાવથી શત્રુઓને સાધનારા તે રાજાનાં અસ્ત્રો નિધાનરૂપે કરેલા વિત્તની જેમ વગર વપરાયે પડ્યા રહેતાં હતાં. જાણે બંનેમાં સરખી રીતે વર્ત્તતો હોય તેમ તે યુદ્ધ કરનારના ગળા ઉપર ચરણ અને શરણાર્થીના પૃષ્ઠ ભાગ ઉપર હાથ મૂકતો હતો. તેણે રણાંગણમાં મ્યાનમાંથી ખેંચેલી તરવાર સ્વેચ્છાએ આવેલી વિજયલક્ષ્મી સહિત પાછી કોશમાં દાખલ થતી હતી. તેને ન્યાય બંધુ હતો, કીર્ત્તિ પ્રિયા હતી, નિર્મલ ગુણો સુહૃદ ( મિત્રો ) હતા અને પ્રતાપ પેદલરૂપ હતો. ઈત્યાદિક સર્વ પરિવાર તેના અંગમાંથીજ ઉત્પન્ન થયેલો હતો. ઉન્નતિને પામેલા અને જગતને આનંદ આપનારા તે રાજાને મેઘને વિદ્યુતની જેમ **અચિરા** નામે એક પત્ની હતી. જેવી રીતે તે દેવી સર્વ સ્ત્રીજનમાં શિરોમણિ હતી, તેવી રીતે તેના વિનયાદિક ગુણોમાં શીલ પણ શિરોમણિ હતું. તે શ્રેષ્ઠ સતી હૃદય બહાર જેમ મુક્તાહાર હોય તેમ અહર્નિશ તેના પતિના હૃદયના અંતરંગ આભૂષણરૂપ હતી. તેનું રૂપ જોતાં દેવતાની સ્ત્રીઓ તેના નિર્માણના બહિર્ભૂત પરમાણુઓથી રચેલી હોય તેવી દેખાતી

હતી. એ જગદંબા સાધ્વી પ્રવાહવડે ગંગાની જેમ ચરણન્યાસથી પૃથ્વીને પવિત્ર કરતી ફરતી હતી. તે કુલીન રમણી લજ્જાથી ગ્રીવાને નમાવીને 'આ પૃથ્વી મારા પતિને પાલનીય છે' એવી પ્રીતિથીજ હોય તેમ પૃથ્વીપરજ દૃષ્ટિ રાખતી હતી. જેમ સૌમનસ વનની પુષ્પવાટિકામાં પુષ્પોની જાતિ ખીલી રહે, તેમ તેનામાં સ્ત્રીજાતિ યોગ્ય સર્વે ગુણો ઉજ્વળતાથી ખીલી રહ્યા હતા.

એવી રીતે સદા સામ્રાજ્યસુખમાં લીન એવા રાજા વિશ્વસેન અને અચિરા દેવીનો કેટલોક કાળ ઇંદ્ર અને ઇંદ્રાણીની જેમ વ્યતીત થયો. તે સમયે અનુત્તર વિમાનોમાં મુખ્ય સર્વાર્થસિદ્ધિ નામના વિમાનમાં મેઘરથના જીવે સુખમગ્નપણે પોતાનું આયુષ્ય પૂર્ણ કર્યું. ત્યાંથી ચવીને ભાદ્રપદ માસની કૃષ્ણ સપ્તમીએ ચંદ્ર ભરણી નક્ષત્રમાં આવતાં તે અચિરા દેવીની કુક્ષીમાં અવતર્યો. તે વખતે સુખે સુતેલા દેવીએ રાત્રિના શેષભાગે અનુક્રમે મુખમાં પ્રવેશ કરતાં ચૌદ મહાસ્વપ્ન જોયાં. પ્રથમ સ્વપ્ને ઝરતા મદજલના સુગંધથી મત્ત થયેલા ભ્રમરાઓના શબ્દોવડે જાણે મુખપ્રવેશની આજ્ઞા માગતો હોય તેવો ગજેંદ્ર અવલોક્યો. બીજે સ્વપ્ને કૈલાશ પર્વતનો છુટો પડેલો એક મોટો શિલાભાગ હોય તેવો નિર્મળ અને શરીરની કાંતિથી પુંડરીક ગિરિની ઉત્કૃષ્ટ સમૃદ્ધિને લુંટનારો વૃષભ જોયો. ત્રીજે સ્વપ્ને ઉંચા નાળવાવાળી કળિયુક્ત રાતા કમળ જેવા ઉંચા પુંછવડે શોભતો કેશરીસિંહ દીઠો. ચોથે સ્વપ્ને બંને બાજુ બે હાથી જેને અભિષેક કરી રહ્યા છે એવા દીવ્ય રૂપવાળા મહાલક્ષ્મી જાણે પોતાનું બીજું રૂપ હોય તેવા જોયા. પાંચમે સ્વપ્ને આકાશલક્ષ્મીના આભૂષણ જેવી, ઋજુ રોહિત ધનુષ્ય સમાન પંચવર્ણી દિવ્ય પુષ્પોથી ગુંથેલી વિસ્તારવાળી માળા અવલોકી. છઠ્ઠે સ્વપ્ને અખંડ આકાશમંડલમાં ઉદ્યોત કરતો પૂર્ણિમાનો ચંદ્ર જાણે દિશાઓનું નિર્મલ રૂપાનું દર્પણ હોય તેવો દીઠો. સાતમે સ્વપ્ને રાત્રિ છતાં દિવસની શોભા બતાવતો કિરણરૂપ અંકુરના ઉદ્ભવમાં કંદરૂપ સૂર્ય જોયો. આઠમે સ્વપ્ને નૃતકીઓ રૂપ પતાકાઓના નૃત્યમંદિર જેવો અને દૃષ્ટિના વિશ્રામગૃહ જેવો મહા ધ્વજ જોવામાં આવ્યો. નવમે સ્વપ્ને જાણે લક્ષ્મીને રહેવાનું સ્થાન હોય તેવો અને સુગંધી વિકસિત કમળવડે ઢાંકેલા મુખવાળો વિશાળ પૂર્ણ કુંભ દીઠો. દશમે સ્વપ્ને જાણે બીજો પદ્મદ્રહ હોય તેવું વિકસિત સુગંધી કમલોથી મનોહર જળપૂર્ણ સરોવર જોયું. અગ્યારમે સ્વપ્ને આકાશની અભ્રમાલાને આલિંગન કરવા ઈચ્છતો હોય તેમ તરંગરૂપ કરને ઉછાળતો અપાર સાગર અવલોક્યો. બારમે સ્વપ્ને આકાશમાં રહેલો મહેલ હોય તેવું, વિચિત્ર રત્નમય કલશવાળું અને પતાકાના ભારથી શોભિત અપ્રતિમ વિમાન જોયું. તેરમે સ્વપ્ને પ્રકાશમય કિરણોથી આકાશને લિંપતો હોય તેવો અને સૂર્યાદિ જ્યોતિષીને બનાવવાના પુદ્ગલોનો જાણે સમૂહ હોય તેવો રત્નપુંજ જોવામાં આવ્યો. ચૌદમે સ્વપ્ને જાણે ઘણી જિન્હા હોય તેવી આકાશને ચાટતી જ્વાળાઓથી અંધકારના પૂરનો ગ્રાસ કરતો નિર્ધૂમ અગ્નિ જોયો.

આ પ્રમાણે ચૌદ સ્વપ્ન જોઈને અચિરા દેવીએ જાગ્રત થઇ શય્યામાંથી ઉઠી વિશ્વસેન રાજાને કહ્યાં. તે સાંભળી રાજાએ કહ્યું—'હે મહાદેવી! આ સ્વપ્નથી લોકોત્તર ગુણવાળો અને ત્રણ લોકનું રક્ષણ કરવામાં તત્પર એવો તમારે પુત્ર થશે.' પ્રાતઃકાલે નિમિત્તિયાઓને બોલાવીને પૂછતાં તેઓએ પણ કહ્યું કે 'આ સ્વપ્નોથી તમારે ચક્રી અથવા ધર્મચક્રી (તીર્થંકર) પુત્ર થશે.' રાજાએ તે સ્વપ્નાર્થ જાણનારા નિમિત્તિયાઓને સત્કાર કરીને વિદાય કર્યા. તે દિવસથી દેવીએ રત્નગર્ભાની જેમ તે ગર્ભરત્નને ધારણ કર્યો. તે સમયમાં પ્રથમથી કુરૂદેશમાં ઉદ્વેગ અને મહામારી વિગેરે અનેક અશિવ ઉત્પાતો પ્રવર્ત્તતા હતા. તેઓની શાંતિને માટે ઉપાય જાણનારા લોકોએ અનેક ઉપાયો કર્યા, તથાપિ જલવડે વડવાનળની જેમ તે જરા પણ શાંત થયા નહોતા; પણ જ્યારે ભગવંત શ્રી અચિરા દેવીના ઉદરમાં ગર્ભરૂપે આવ્યા, તે વખતથીજ તે સર્વે અશિવકારી ઉત્પાત શમી ગયા. **અર્હંત પ્રભુનો પ્રભાવ નિરવધિ છે.**

પછી નવ માસ અને સાડા સાત દિવસ જતાં જ્યેષ્ઠ માસની કૃષ્ણ ત્રયોદશીને દિવસે ચંદ્ર ભરણી નક્ષત્રમાં આવ્યો હતો અને સર્વ ગ્રહો ઉચ્ચ સ્થાને રહ્યા હતા; તે સમયે મૃગાંક[1]ને પૂર્વ દિશા પ્રસવે તેમ અચિરાદેવીએ મૃગના અંકવાળા[2] કનકવર્ણી એક કુમારને જન્મ આપ્યો. તે સમયે ત્રણ જગતમાં ઉદ્યોત થઈ રહ્યો, ક્ષણવાર નારકી જીવોને પણ અપૂર્વ સુખ થયું, અને દિક્કુમારીઓનાં આસન કંપાયમાન થયાં; એટલે તેઓ અવધિજ્ઞાનથી પ્રભુનો જન્મ થયો જાણીને હર્ષ પામી. પ્રથમ અધોલોકથી આઠ દિક્કુમારીઓ વિશ્વસેન રાજાના મંદિરમાં આવી અને વિધિથી પ્રભુને અને તેમની માતાને પ્રણામ કર્યો. અચિરા દેવીને તેમણે પોતાનો આત્મા ઓળખાવી 'તમે બીશો નહીં' એમ કહ્યું, અને સંવર્ત્તક પવન વિકુર્વીને એક યોજન પર્યંત પૃથ્વીની રજ દૂર કરી. પછી પ્રભુથી અને માતાથી અતિ દૂર નહીં તેમ અતિ નજીક નહીં તેવી રીતે રહીને ગાયન કરનારીઓની જેમ પ્રભુના ગુણ ગાવા લાગી. ઉર્ધ્વ લોકમાંથી આઠ દિક્કુમારીઓ આવી. તેઓ વિધિ પૂર્વક પૂર્વવત્ સર્વ કર્યો પછી મેઘ વિકુર્વીને યોજન પર્યંત પૃથ્વીપર જળ સિંચન કરી પ્રભુના ગુણ ગાતી ઉભી રહી. પૂર્વ રૂચક થકી હાથમાં દર્પણ લઈ આઠ દિક્કુમારીઓ આવી; તેઓ પ્રભુને અને માતાને પ્રણામ કરી પ્રભુના ગુણગાન કરતી પૂર્વ દિશામાં ઉભી રહી. દક્ષિણ રૂચકથી હાથમાં ઝારીઓ લઈ આઠ દિક્કુમારીઓ આવી, અને પ્રભુને તથા માતાને નમી પ્રભુના ગુણ ગાતી દક્ષિણ દિશામાં ઉભી રહી. પશ્ચિમ રૂચકમાંથી હાથમાં પંખા લઇને આઠ દિક્કુમારીઓ આવી; તેઓ પ્રભુને અને અચિરા દેવીને નમી પ્રભુના ગુણ ગાતી પશ્ચિમ દિશામાં ઉભી રહી. ઉત્તર રૂચકથી હાથમાં ચામર લઇને આઠ દિક્કુમારીઓ આવી; તેઓ પૂર્વવત્ પ્રણામ કરી પ્રભુના ગુણ ગાતી ઉત્તર દિશામાં

૧ ચંદ્ર. ૨ ચિન્હ (લંછન.)

ઉભી રહી. ચાર વિદિશાઓના રૂચક ગિરિથી ચાર દિક્કુમારીઓ હાથમાં દીપક લઈને આવી, અને પૂર્વની પેઠે પ્રણામ કરી પ્રભુના ગુણ ગાતી વિદિશાઓમાં ઉભી રહી. રૂચક દ્વીપમાંથી બીજી ચાર દિક્કુમારીઓએ આવીને પ્રભુને અને માતાને પ્રણામ કરી પ્રભુનું ચાર અંગુળ ઉપરાંત નાળ છેદન કર્યું, પછી એક ખાડો ખોદી તેમાં દ્રવ્યનિધિની જેમ નાળ પધરાવી રત્ન અને હીરાવડે ખાડો પૂરી દઈ દૂર્વાથી તેની ઉપર પીઠ બાંધી લીધી. પૂર્વ, ઉત્તર અને દક્ષિણ દિશાઓમાં તેમણે ચતુઃશાળ સહિત ત્રણ કદલીગૃહ વિકુર્વ્યાં. પ્રથમ દક્ષિણ દિશાના કદલીગૃહમાં પ્રભુને અને માતાને લાવી ચતુઃશાળના મધ્ય ભાગમાં રચેલા રત્નસિંહાસનપર બેસાર્યા. ત્યાં બંનેને દિવ્ય સુગંધી તૈલથી અભ્યંગન કરીને સુગંધી દ્રવ્યથી અંગનું ઉદ્વર્તન કર્યું. પછી પૂર્વ દિશાના કદલીગૃહમાં લઈ જઈ સિંહાસનપર બેસારી સુગંધી શુદ્ધોદકવડે તેમને સ્નાન કરાવ્યું. પછી દિવ્ય વસ્ત્રાલંકાર ધરાવી બંનેને ઉત્તર દિશાના રંભાગૃહમાં લઈ જઇને રત્નસિંહાસનપર બેસાર્યા. પછી આભિયોગિક દેવતાની પાસે ક્ષુદ્ર હિમાલય પર્વતથી ગોશીર્ષચંદન મંગાવી તેને બાળીને બન્નેને રક્ષાગ્રંથી બાંધી. પછી 'તમારૂં પર્વતના જેટલું આયુષ્ય થાઓ' એવું પ્રભુના કાનમાં કહી બે રત્નમય પાષાણના ગોળાનું આસ્ફાલન કર્યું. પછી પ્રભુને અને માતાને પાછા તેઓ સૂતિકાગૃહમાં લઈ જઈ પલંગપર બેસારી ભગવંતના ગુણ ગાતી ગાતી ઉભી રહી.

તે સમયે સૌધર્મ ઇન્દ્રનું આસન કંપવાથી પ્રભુનો જન્મ જાણી પાલક વિમાનમાં બેસી પરિવાર સાથે તે પ્રભુ પાસે આવ્યો. 'કુક્ષિમાં રત્નને ધારણ કરનારા હે દેવી! તમને નમસ્કાર છે' એમ કહી અચિરા દેવીપર અવસ્વાપિની નિદ્રા મૂકી, તથા તેમની પાસે પ્રભુનું પ્રતિબિંબ મૂકી પોતે ચાર દર્પણની જેમ[1] પાંચ રૂપે થયા. તેમાંથી એક રૂપે પ્રભુને બે હાથમાં ધારણ કર્યા, બે રૂપે બે બાજુ ચામર વીંજવા લાગ્યા, એક રૂપે માથે ઉજ્વળ છત્ર ધર્યું અને એક રૂપે વજ્ર ઉછાળતો આગળ ચાલ્યો. ક્ષણવારમાં મેરૂપર્વતપર જઈ અતિપાંડુકબલા નામે શિલાપર આવ્યા. ત્યાં પ્રભુને ઉત્સંગમાં લઈ સિંહાસન ઉપર બેઠા. તે વખતે આસનપ્રકંપથી પ્રભુના જન્મને જાણીને અચ્યુત વિગેરે ત્રેસઠ ઈંદ્રો પણ જાણે પ્રથમથી સંકેત કર્યો હોય તેમ ત્યાં આવ્યા. પછી સમુદ્રો, નદીઓ અને દ્રહો વિગેરેમાંથી લાવેલા જલવડે ભરેલા કુંભોથી પ્રથમ અચ્યુતેંદ્રે પ્રભુને સ્નાન કરાવ્યું. બીજા બાસઠ ઇંદ્રોએ પણ હાથમાં તીર્થજલના કુંભો લઈ તે સોળમા તીર્થંકરને સ્નાન કરાવ્યું. પછી ઇશાનેંદ્ર પાંચરૂપે થયા. એક રૂપે પ્રભુને ખોળામાં લીધા, એક રૂપે છત્ર અને બે રૂપે ચામર ધારણ કર્યા, અને એક રૂપે ત્રિશૂળ લઈ આગળ ઉભા રહ્યા. પછી શક્ર ઇંદ્રે પ્રભુની ચારે બાજુ જાણે ચાર દિશાઓના નિર્મળ હાસ્ય

---

૧ ચાર દર્પણ ચાર બાજુ મૂકયા હોય તો તેમાં ચાર પ્રતિબિંબ પડે અને એક પોતે હોય તે મળીને જેમ પાંચ રૂપ થાય તેમ.

હોય તેવા સ્ફટિકમય ચાર વૃષભ વિકુર્વ્યા, અને ધારા યંત્રની જેમ તેના શીંગડાના અગ્ર ભાગમાંથી નીકળતા જળવડે પ્રભુને સ્નાન કરાવ્યું. પછી ઇંદ્રે દેવ દૂષ્ય વસ્ત્રથી અંગ લુછી, ગોશીર્ષચંદનનું વિલેપન કરી. દિવ્ય અલંકારથી અને પુષ્પમાળાઓથી પ્રભુનું અર્ચન કર્યું. પછી વિધિ પૂર્વક સ્વામીની આરતી ઉતારી. ઈંદ્ર હર્ષ ગદ્ગદ્ ગિરાવડે પ્રભુની સ્તુતિ કરવા લાગ્યો.

"હે ભગવાન્! વિશ્વજનના હિતકારી, અદ્ભુત સમૃદ્ધિવાળા અને આ સંસારરૂપ "મરૂદેશના માર્ગમાં છાયાવાળા વૃક્ષ જેવા તમોને નમસ્કાર છે. હે પરમેશ્વર! આજે "સારે ભાગ્યે તમારૂં દર્શન થવાથી મારે પૂર્વસંચિત પાપ રૂપ રાત્રિનો પ્રભાતસમય "થયો છે. હે જગત્પતિ! જેનાવડે તમારા દર્શન થયા તે નેત્રને ધન્ય છે, અને જેનાવડે "તમારો સ્પર્શ થયો તે હાથને તે કરતાં વિશેષ ધન્ય છે. હે પ્રભુ! કોઇ વાર તમે "વિદ્યાધરોના મોટી ઋદ્ધિવાળા ચક્રવર્ત્તી થયા છો, કોઈવાર ઉત્કૃષ્ટ બળવાળા બળદેવ "થયા છો, કોઈવાર અચ્યુતેંદ્ર થયા છો, કોઈવાર મહાજ્ઞાની ચક્રવર્ત્તી થયા છો, કોઈવાર "ગ્રૈવેયકના આભૂષણભૂત અહમિંદ્ર થયા છો, કોઈવાર મહાસત્વવાન અને અવધિજ્ઞાની "થયા છો, અને કોઈવાર સર્વાર્થસિદ્ધ વિમાનના અલંકારરૂપ અહમિંદ્ર થયા છો. હે "પરમેશ્વર! કયા કયા જન્મમાં તમે ઉત્કૃષ્ટ નથી થયા! છેવટે આજે તિર્થંકરના "જન્મથી તમારા વર્ણનની વાણી પરિપૂર્ણ થઈ ગઈ છે. તમારા ગુણનું વર્ણન કરવાને "હું સમર્થ નથી, તેથી માત્ર હું મારો સ્વાર્થજ કહી બતાવું છું કે હે નાથ! પ્રત્યેક ભવને "વિષે તમારા ચરણકમળમાં મારી પૂર્ણ ભક્તિ હજો."

આ પ્રમાણે સ્તુતિ કરીને શક્ર ઈંદ્રે ઇશાનપતિ પાસેથી પ્રભુને લઇ સત્વર અચિરા દેવીની પાસે યોગ્ય રીતે પાછા મૂક્યા. પ્રભુને દૃષ્ટિવિનોદ આપવા ચંદ્રુઆ ઉપર શ્રીદામ ગંડક[1] અને પ્રભુને ઓશીકે દેવદૂષ્ય વસ્ત્ર અને બે કુંડળ મૂક્યાં. પછી ઇંદ્રે અમોઘ વાણીથી દેવતાની પાસે આઘોષણા કરાવી કે દેવતાઓમાંથી, દૈત્યોમાંથી કે મનુષ્યોમાંથી જે કોઇ અર્હત પ્રભુનું કે તેમની માતાનું અશુભ ચિંતવશે તેનું મસ્તક અર્જક વૃક્ષની મંજરીની જેમ સાત પ્રકારે ભેદ પામશે, અર્થાત્ સાત કડકા થઇ જશે. પછી ઇંદ્રની આજ્ઞાથી કુબેરે હસ્તીનાપુર નગરમાં રત્ન તથા સુવર્ણની મહાવૃષ્ટિ કરી. પછી પદ્મિનીની નિદ્રા જેમ સૂર્ય હરે તેમ ઇંદ્રે અચિરાદેવીની અવસ્વાપિની નિદ્રા અને અર્હતનું પ્રતિબિંબ હરી લીધું. પછી પ્રભુને માટે પાંચ અપ્સરાઓને ધાત્રીરૂપે રહેવાની આજ્ઞા કરીને શક્ર ઇંદ્ર ત્યાંથી અને બીજા ઇંદ્રો મેરૂપર્વતથી નંદીશ્વર દ્વીપે ગયા; ત્યાં શાશ્વત અર્હતનો વિધિ પૂર્વક અઠ્ઠાઈઉત્સવ કરી પ્રસન્ન થઈને સર્વે પોતપોતાને સ્થાનકે ગયા.

---

૧ ચંદરવાની મધ્યમાં લટકતો પુષ્પમાળના સમૂહનો ગુચ્છો.

અચિરાદેવી નિદ્રા રહિત થયા તે વખતે તેમને દિવ્ય વસ્ત્રાલંકાર તથા દિવ્ય અંગરાગવડે યુક્ત અને તેજનો પ્રસાર કરતો પુત્ર પોતાની પાસે જોવામાં આવ્યો. દેવીના પરિજને આનંદથી સંભ્રમ પામી રાજા પાસે આવીને પુત્રજન્મ અને દિક્કુમારીનું સર્વ કૃત્ય નિવેદન કર્યું. રાજાએ હર્ષથી તેમને પારિતોષિક આપ્યું, અને મોટી સમૃદ્ધિથી પુત્રનો જન્મમહોત્સવ કર્યો. જ્યારે આ ગર્ભ તેની માતાના ઉદરમાં આવ્યો, ત્યારે દેશમાંથી સર્વ અશિવ ઉત્પાત શાંત થયા હતા એવું ધારી રાજાએ પુત્રનું **શાંતિનાથ** એવું નામ પાડ્યું. ઇંદ્રે જેમાં અમૃત સંક્રમાવેલ છે એવા પોતાના અંગુઠાને ધાવી ક્ષુધા સમાવતા અને ધાત્રીઓથી લાલિત થતા પ્રભુ અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યા. જો કે પ્રભુ જન્મથીજ જ્ઞાનવૃદ્ધ છે, તથાપિ તે વિવિધ પ્રકારની બાલક્રીડા કરવા લાગ્યા. કારણકે સર્વત્ર સમયોચિતજ શોભે છે. પ્રભુની સાથે રજક્રીડા કરી પોતાના આત્માને મહા મૂલ્ય કરવાને ઈચ્છતા દેવતાઓ આશાતનાથી બીતા બીતા પ્રભુને રમાડતા હતા. ક્રીડામાં પણ પ્રભુ તેમને નિઃશંક પાદપ્રહાર કરતા નહીં. કારણકે **મહાત્માઓ ગમે તે અવસરે પણ દયાવીર હોય છે.** એવી રીતે વિવિધ ક્રીડાઓથી ક્રીડા કરતા શાંતિનાથ પ્રભુ ચાલીશ ધનુષ્ય પ્રમાણ શરીરથી લક્ષ્મીના ક્રીડાગૃહરૂપ યૌવનવયને પ્રાપ્ત થયા. પછી વિશ્વસેન રાજાએ શાંતિકુમારનો અનેક રાજકન્યાઓની સાથે વિવાહ કર્યો. 'મોટી સમૃદ્ધિવાળા પિતાઓ પુત્રના વિવાહોત્સવ વિના તૃપ્તિ પામતા નથી.' પચીશ હજાર વર્ષની વયે શાંતિકુમારને રાજ્યપર બેસારી વિશ્વસેન રાજાએ પોતાનું કાર્ય સાધવા માંડ્યું. પછી શાંતિકુમાર યથાવિધિ પૃથ્વીનું પાલન કરવા લાગ્યા. **મહાત્માઓનો અવતાર વિશ્વના પાલનને માટેજ હોય છે.**

અચિરાદેવીના કુમાર શાંતિનાથ પોતાની વિવાહિત સ્ત્રીઓની સાથે ક્રીડા કરવા લાગ્યા. **અર્હત પ્રભુને પણ નિકાચિત ભોગનીય કર્મ અવશ્ય ભોગવવું પડેછે.** સર્વ અંતઃપુરમાં મુખ્ય **યશોમતી** નામે તેમને પટ્ટરાણી હતી. એક વખતે તેમણે સ્વપ્નમાં અભ્રમાં સૂર્યની જેમ મુખમાં પ્રવેશ કરતું ચક્ર જોયુ. તે સમયે દૃઢરથ મુનિનો જીવ સર્વાર્થસિદ્ધ વિમાનમાં આયુષ્ય પૂર્ણ કરી ચવીને યશોમતીના ઉદરમાં ઉત્પન્ન થયો. નિદ્રામાંથી જાગ્રત થઈ યશોમતીએ તે સ્વપ્નની વાત પોતાના સ્વામી શાંતનાથને કહી. ત્રણ જ્ઞાનને ધરનાર શાંતિનાથ પ્રભુએ કહ્યું કે 'હે દેવી! પૂર્વ જન્મમાં દૃઢરથ નામે એક મારે અનુજ બંધુ હતો. તે સર્વાર્થસિદ્ધ વિમાનમાંથી ચવીને તારા ઉદરમાં અવતરેલો છે. સમય આવતાં તે પુત્રને તમે જન્મ આપશો.' પ્રાતઃકાલમાં મેઘની ગર્જના જેવું પતિનું અમોઘ વચન સાંભળી દેવી યશોમતી હર્ષ પામ્યા, અને ત્યારથી તેમણે ગર્ભ ધારણ કર્યો. સમય આવતાં જાણે પતિનું પ્રતિબિંબ હોય તેવા સર્વલક્ષણ સંપન્ન પુત્રને તેણે જન્મ આપ્યો. તે ગર્ભમાં હતો તે વખતે દેવી યશોમતીએ ચક્ર જોયેલું હતું, તેથી તેનું ચક્રાયુધ એવું પિતાએ નામ પાડ્યું. ત્રણલોકમાં તિલકરૂપ એ

ચક્રાયુધ ધાત્રીઓથી લાલિત થઇ હાથીના શિશુની જેમ વધવા લાગ્યો. અનુક્રમે યુવતિવર્ગના લોચનને મોહકારી અને કામદેવના ક્રીડોદ્યાનરૂપ યૌવનવયને પ્રાપ્ત થયો. પિતા શાંતિનાથે સ્વયંવરા થઇને આવેલી લક્ષ્મી જેવી રૂપલાવણ્યવડે મનોહર અનેક રાજપુત્રીઓની સાથે તેનો વિવાહ કર્યો.

નીતિથી રાજ્યનું પાલન કરતાં શ્રીમાન શાંતિનાથને પચીશ હજાર વર્ષો વીતી ગયા. એકદા ઉપપાદ શય્યામાં જેમ દેવ ઉત્પન્ન થાય, તેમ શ્રી શાંતિનાથની અસ્ત્રશાળામાં વિશાળ જ્યોતિએ વ્યાપ્ત એવું ચક્રરત્ન ઉત્પન્ન થયું. પ્રભુએ તેનો અઠ્ઠાઈ ઉત્સવ કર્યો. પૂજ્ય મહાશયો પણ જે આચારથી પૂજ્ય હોય તેની પૂજા કરે છે. પછી સાગરમાંથી સૂર્યની જેમ દિગ્વિજયની લક્ષ્મીના મુખરૂપ તે ચક્ર અસ્ત્રશાળામાંથી નીકળી પૂર્વદિશાની સન્મુખ ચાલ્યું. હજાર આરાઓની જેમ સહસ્ર યક્ષોથી અધિષ્ઠિત એવા, તે ચક્રની પછવાડે સૈન્યવડે ભૂતળને આચ્છાદન કરતા શાંતિનાથ રાજા વેગથી ચાલ્યા. પ્રતિદિન એક એક યોજન ચાલી તે ચક્ર સ્થિર રહેતું, એટલે પ્રભુ ત્યાં બાર યોજન વિસ્તારવાળી છાવણી નાખીને મુકામ કરતા હતા. એવી રીતે દિવસે દિવસે ખેદ રહિત પ્રયાણ કરતા વિશ્વસેનના કુમાર પૂર્વ દિશાના મુખના મંડનરૂપ માગધ તીર્થે સમીપે આવ્યા. જેનો મધ્ય ભાગ લબ્ધ થતો નથી એવા સમુદ્રની જેવો પોતાનો સ્કંધાવાર તેના કાંઠા ઉપર સ્થાપન કર્યો. પછી માગધ તીર્થની સન્મુખ વિજયેચ્છુ એવા પ્રભુ નિર્વિકારપણે ઉત્તમ સિંહાસનપર બેઠા. તે સમયે કાંઠાથી દ્વાદશ યોજન ઉપર દૂર રહેલા માગધપતિનું સિંહાસન લુલા પગની જેમ કંપાયમાન થયું. માગધપતિ વિચારમાં પડ્યો કે 'એવું અપૂર્વ શું થયું કે જેથી મારૂં દૃઢ આસન ચલિત થયુ? અથવા શુ મારે ચવવાનો સમય આવ્યો કે કોઈ મારી સમૃદ્ધિને નહીં સહન કરનારાએ મારા આસનને કંપાવ્યુ?' આ પ્રમાણે સંદેહ ઉત્પન્ન થતાં અવધિજ્ઞાન પ્રયુજ્યું, એટલે ધર્મચક્રી અને ચક્રવર્ત્તી શાંતિનાથ પ્રભુ ત્યાં આવેલા તેના જાણવામાં આવ્યા. તેથી માગધપતિએ વિચાર્યું કે 'અહો! બાળકની જેમ મેં આવા અજ્ઞાન ભરેલા વિચાર કર્યા તેથી મને ધિક્કાર છે! આ સોળમા તીર્થંકર અને પાંચમા ચક્રવર્ત્તી મારી ઉપર અનુકંપા લાવીને બેઠા છે. ત્રણ જગતની રક્ષા અને સંહાર કરવામાં જેમની ભુજા સમર્થ છે એવા તે પ્રભુની પાસે હું સૂર્ય પાસે ખદ્યોત જેવો છું. અચ્યુતેંદ્ર વિગેરે ઇંદ્રો જેની પદાતિની માફક સેવા કરે છે તે પ્રભુની હું કેવી રીતે ભક્તિ કરી શકીશ? તથાપિ અહીં આવેલા આ જગન્નાથની વસ્ત્રને બદલે તાંતણાથી ચંદ્રની જેમ હું મારી સંપત્તિવડે પૂજા કરૂં.' આવો મનમાં નિશ્ચય કરી મોટી ભેટ લઈ માગધપતિ શાંતિનાથની પાસે આવ્યો. પછી આકાશમાં રહી પ્રણામ કરીને તે બોલ્યો—'હે નાથ! એક પત્તિ માત્ર એવા મારા ઉપર સારે ભાગ્યે તમે અનુગ્રહ કર્યો છે. હે સ્વામી! હું તમારો પૂર્વ દિશાનો દિગ્પાળ આપની આજ્ઞાનો ધારણ કરનાર

છું, માટે દુર્ગપાળની જેમ અહર્નિશ મને આજ્ઞા કરજો.' આ પ્રમાણે કહી નમસ્કાર કરી તેણે શય્યાપાળની જેમ પ્રભુને ભક્તિથી દિવ્ય વસ્ત્રાલંકાર અર્પણ કર્યાં. શ્રી શાંતિનાથે પણ સત્કાર કરીને તે દેવને વિદાય કર્યો. ત્યાંથી ચક્રરત્ન દક્ષિણ દિશા તરફ ચાલ્યું. અગાધ ભુજપરાક્રમવાળા પ્રભુ ચક્રના માર્ગે અનુસરતા અપ્રતિરુદ્ધ વેગે દક્ષિણ સમુદ્રના કિનારા પાસે આવ્યા. ત્યાં આક્ષેપરહિતપણે વરદામ દેવને ઉદ્દેશીને સમુદ્રતીરે રત્નસિંહાસન ઉપર બેઠા. વરદામપતિ અવધિજ્ઞાને પ્રભુને આવેલા જાણી પોતાની રક્ષાના ઉપાયરૂપ ભેટ લઈ સામો આવ્યો. તેણે પ્રભુને નમી તેમની સેવા સ્વીકારી દિવ્ય અલંકારાદિ ભેટ આગળ ધરી. પ્રભુએ પ્રસન્નતાથી તેને બોલાવી વિદાય કર્યો. પછી ચક્રરત્ન ત્યાંથી પશ્ચિમ દિશા તરફ ચાલ્યું. શાંતિનાથજી તેની પછવાડે ચાલ્યા. અનુક્રમે નાગરવેલના વન સાથે સોપારીનાં વૃક્ષો જેમાં મળેલાં છે એવા પશ્ચિમ સમુદ્રને કાંઠે પ્રભુએ છાવણી નાખી. આસન ચલિત થતાં પ્રભાસપતિએ ત્યાં આવી શાંતિનાથ પ્રભુની સેવા કરી તેમના શાસનને અંગીકાર કર્યું. ત્યાંથી સિંધુ દેવીને ઉદ્દેશી ચક્રરત્ન પશ્ચિમોત્તર ( વાયવ્ય ) દિશાને માર્ગે ચાલ્યું. શાંતિનાથજી તેના માર્ગને અનુસરી પછવાડે ચાલ્યા. સિંધુ દેવીના સ્થાનની નજીક દક્ષિણ સમુદ્રને તીરે પ્રભુએ ચલિત નગરના જેવી છાવણી નાંખી. પછી સિંધુદેવીને મનમાં ધારી યોગીની જેમ તેનું આકર્ષણ કરવામાં તત્પર એવા પ્રભુ તેની સન્મુખ સિંહાસનપર બેઠા. અવધિજ્ઞાનથી પ્રભુને આવેલા જાણી સિંધુદેવી ભેટ લઇ ભક્તિથી તત્કાળ તેમની પાસે આવી. પછી શાંતિનાથને નમી અંજલિ જોડીને બોલી—' હે સ્વામી! આ દેશમાં સેનાનીની જેમ હું તમારી આજ્ઞાકારી થઈને રહેલી છુ.' આ પ્રમાણે કહીને તે ભક્તિવડે નમ્રદેવીએ રત્નસુવર્ણમય સ્નાનપીઠ અને કલશો તથા આભૂષણાદિક પ્રભુને ભેટ કર્યાં. ત્યાંથી સેના સહિત ચક્રરત્નની પછવાડે ચક્રવર્ત્તી ચાલ્યા. તે ઉત્તર પૂર્વ ( ઇશાન ) દિશાએ ચાલતાં વૈતાઢ્ય પર્વતની સમીપની ભૂમિએ આવ્યા. ત્યાં વૈતાઢ્યાદ્રિકુમાર નામના દેવે પ્રભુ પાસે આવી ભેટ આપી અને પોતે વશ થઇને રહ્યો. ત્યાંથી ચક્રના માર્ગને અનુસરી પ્રભુ તમિશ્રા ગુહાની નજીક આવ્યા. ત્યાં રહેલા કૃતમાળ દેવને તત્કાળ વશ કરી લીધો. ત્યાંથી શાંતિનાથની આજ્ઞાથી સેનાપતિએ ચર્મરત્નવડે સિંધુ નદી ઉતરી તેના દક્ષિણ નિષ્કૂટને ક્ષણમાં સાધી લીધું. ત્યાંથી આવી સેનાપતિએ અમોઘ શક્તિવાળા દંડરત્નથી કપાટને તાડન કરી તમિશ્રા ગુફા ઉઘાડી. પછી પ્રૌઢ પરાક્રમવાળા પ્રભુએ ગજરત્નપર ચડી સિંહની જેમ તે ગુહામાં સૈન્યસહિત પ્રવેશ કર્યો. વિશ્વસેનના કુમાર શાંતિનાથે ગુહામાં રહેલા અંધકારને છેદવા માટે ઉદયગિરિપર સૂર્યની જેમ ગજેંદ્રના દક્ષિણ કુંભ ઉપર મણિરત્ન સ્થાપિત કર્યું; અને હાથમાં કાંકણી રત્ન લઇ ગુહાની બંને બાજુ અનુક્રમે ઓગણપચાસ માંડલા આલેખતાં ચાલ્યા. આગળ ચાલતાં ગુહાના મધ્યમાં આવેલી ઉન્મગ્ના અને નિમગ્ના નામની નદી ઉપર પ્રભુએ વર્ધકિરત્ન પાસે

એક પદ્યા ( સેતુ ) બંધાવી, તે સેતુથી શાંતિનાથ સૈન્ય સહિત તે દુસ્તર નદીઓ ઉતર્યા. **ભુજપરાક્રમી પુરૂષોને સર્વ કાર્ય સરલ છે.** પછી પ્રાતઃકાલે સૂર્યના દર્શનથી કમળ કોશની જેમ પ્રભુના દર્શનથી ગુહાનું ઉત્તર દ્વાર પોતાની મેળેજ ઉઘડી ગયું. તત્કાળ દ્વારથી પ્રભુ સૈન્યસહિત બહાર નીકળ્યા. **પ્રવાહની જેમ મહાત્માઓને સર્વ ઠેકાણે અસ્ખાલત માર્ગજ હોય છે.** ગુહામાંથી ચક્રવર્તીને સૈન્ય સહિત નીકળેલા જોઇ ત રહેલા મ્લેચ્છો ઉપહાસ્યથી આ પ્રમાણે કહેવા લાગ્યા—" અરે ! જુઓ, સિંહોના યૂથથ ભરેલા અરણ્યમાં જેમ હાથી આવે, તેમ આપણા દેશમાં અપ્રાર્થિત ( મૃત્યુ ) ને પ્રાર્થનાર આ કોણ આવ્યો છે ? ધૂળીવડે ધુંસરા અગવાળા અને પોતાના આત્માને સુભટ માન નારા આ પદાતિજનો ગધેડાની જેમ ઈચ્છા પ્રમાણે કુદી રહ્યા છે તે કોણ છે ? કેટલા વૃક્ષપર વાનરો ચડે તેમ હાથીપર ચડી બેઠેલા, કેટલાક તરંગપર રહેલા વહાણની જે ઘોડાપર ચડેલા અને કેટલાક લુલા હોય તેમ રથપર આરૂઢ થયેલા આ સર્વે કોણ છે આ અંગારાની શગડી જેવો લોઢાનો* ખંડ શું હશે ! અહા ! આ બુદ્ધિ વગરના લો કોનું કેવુ અવિચારિત કામ છે કે જેઓએ શિયાળની જેમ એકઠા થઇને આ ઉજાગરાન આરંભ કર્યો છે ? હવે આપણે તેઓની ઉપેક્ષા કરવી યોગ્ય નથી. ઉપેક્ષા કરેલો શત્રુ વિષ રૂપ છે. માટે કંકોલ પક્ષીઓ જેમ ટીડાને હણે તેમ આપણે તેમને હણી નાખીએ." આ પ્રમાણે પરસ્પર કહી હાથમાં વિવિધ હથીઆરો લઈ તેઓ શાંતિનાથ ચક્રીના અગ્ર સૈન્યન સાથે યુદ્ધ કરવાને પ્રવર્ત્યો. કોઈ મુદ્‌ગરોથી રાફડાની જેમ હાથીઓને મારવા લાગ્યા કોઈ ગદાથી ઘડાની ઠીબની જેમ રથોને ભાંગવા લાગ્યા, કોઈ બાણ અને ત્રિશૂલથ કુતરાની જેમ અશ્વોને વીંધવા લાગ્યા, કોઇ મંત્રવડે શબની જેમ શલ્યથી પેદલ ખીલી લેવા લાગ્યા.

આ પ્રમાણે વિચિત્ર રીતે મારતા અને મોટું યુદ્ધ વધારતા તે સર્વ વીરો સિંહનાદ કરીને વારંવાર ભુજાસ્ફોટ કરવા લાગ્યા. તે દુર્લલિત કિરાત લોકોએ વાનરોની જેમ ઉછળતા થકા ચક્રવર્તીના અગ્રસૈન્યને વનની જેમ ભાંગી નાખ્યું. પોતાના અગ્રસૈન્યને ભંગ થયેલો જોઈ શાંતિનાથનો સેનાપતિ આહુતિવડે અગ્નિની જેમ ભયંકર પ્રજ્વલિત થયો. તત્કાળ યમરાજની જેમ તૈયાર થઈ, હાથમાં ખડ્ગ રત્ન ધારણ કરી અને અશ્વ રત્નપર બેસી તે કિરાત લોકોની સામે દોડયો. તે વખતે સંયુક્ત થયેલા સેનાપતિરત્ન, અશ્વરત્ન અને ખડ્ગરત્ન—એ ત્રણે રત્નો જાણે ત્રણે પ્રકારના અગ્નિઓ એકત્ર મળ્યા હોય તેવા દેખાવા લાગ્યા. પાદચારી ગરૂડની જેમ પૃથ્વીને ફાડતો અશ્વરત્ન સેનાપતિના મનની સાથે કિરાત સૈન્યમાં પેઠો. તે વખતે નદીના ઓઘની પાસે વૃક્ષોની જેમ સ્વાર કે પેદલ કોઇ પણ કિરાત તેની આગળ ઉભો રહેવાને પણ સમર્થ થઇ શક્યો નહીં. કોઇ ખાડામાં ઝંપાપાત કરવા લાગ્યા, કોઈ વનની કુંજમાં સંતાઈ ગયા, કોઈ ગિરિ-

* આગળ ચાલતું ચક્ર.

ઓની ગુફામાં પેસી ગયા, કોઇ પાણીમાં ડુબી ગયા, કોઇએ હથીઆરો છોડી દીધા, કોઇએ વસ્ત્ર ઉતારી નાખ્યાં અને કોઇ મુડદાના જેવા નિશ્ચેષ્ટ થઇને પૃથ્વીપર લોટવા લાગ્યા. વૃક્ષોની શાખાની જેમ કોઈના હાથ, ફળની જેમ મસ્તક અને પત્રની જેમ હાથનાં કાંડાં પૃથ્વીપર તુટી પડ્યાં. કોઈના દાંત, કોઇના પગ અને કોઇની તુંબપાત્રની જેમ માથાની ખોપરી તુટી પડી. સેનાપતિ અશ્વરત્નવડે રણસાગરમાં પ્રવેશ કરતાં જલજંતુઓની જેમ શત્રુઓને શી શી વિપત્તિ ન પ્રાપ્ત થઈ? આ પ્રમાણે સેનાપતિએ ક્ષોભ પમાડેલા કિરાત લોકો ક્ષણવારમાં પવને ઉડાડેલા રૂની જેમ દશે દિશાઓમાં નાસી ગયા. તેઓ ઘણા યોજન સુધી દૂર ગયા પછી એક ઠેકાણે એકઠા મળી ક્રોધ અને લજ્જાથી પીડિત થઇને વિચાર કરવા લાગ્યા—" અહો ! આપણને અકસ્માત્ શું થયું, કે જેથી આ કોઈક વૈતાઢ્ય પર્વતને ઉલ્લંઘન કરીને અહીં આવ્યો ! તેમાં પણ એ અસમાન પુરૂષે ઉદ્વેલ સમુદ્ર જેમ પૃથ્વીને આચ્છાદન કરે તેમ અત્યંત સૈન્યથી આપણી પૃથ્વીને આચ્છાદન કરી લીધી ! વળી તે સેનાના અંગરૂપ માત્ર કોઇ એક પેદલ જેવા ઉદ્ભટ પુરૂષે આપણી જેવા સુભટમાની અનેક પુરૂષોને ક્ષણવારમાં કુટી નાખ્યા ! આપણે કે જેઓની ભુજાઓ પરાક્રમથી ઉપસેલી છે તેઓ એક બીજાથી લજ્જા પામીને હવે પરસ્પર પણ મુખ બતાવવાને સમર્થ થઇ શકતા નથી; હવે આપણે શું બળતા અગ્નિમાં પેસવું ! ઉંચા પર્વતના શિખરપરથી મરવાને માટે ઝંપાપાત કરવો! અથવા શું પોતાની મેળેજ ઉગ્ર કાળકૂટ ઝેર ખાવું ! વા વૃક્ષોની ઉપર ગળાફાંસો બાંધી હીંચકાની જેમ શરીરને લટકાવવું ! વા જીર્ણ વસ્ત્રની જેમ છરીઓથી પોતાનું પેટ ફાડવું ! વા કાકડીના ખંડની જેમ દાંતવડે જિહ્વાને કરડવી ! ઇત્યાદિ કોઇપણ પ્રકારથી અત્યારે મરણજ આપણું શરણ છે. આવો પરાભવ થાય ત્યારે કયો માની પુરૂષ જીવવાને સમર્થ થાય ! પરંતુ હજુ શત્રુઓને સાધવા માટે એક ઉપાય છે. આપણે આપણા કુળદેવતા મેઘકુમારોને બોલાવીએ. કેમકે જેઓને ઉપાય માત્ર ક્ષીણ થયા હોય, પુરૂષાર્થની સંપત્તિ ક્ષય પામી હોય અને જેઓ શત્રુઓથી દબાઇ ગયા હોય તેઓને કુળદેવતાનુંજ શરણ છે." આવો નિશ્ચય કરી તે સર્વે કિરાતલોકો ચક્રવર્ત્તીના પ્રતાપથી તપ્ત થઇ જલમાં મગ્ન થવાને ઇચ્છતા હોય તેમ સિંધુના તીર ઉપર આવ્યા. ત્યાં સર્વસ્વ હારી ગયેલા દ્યૂતકારની પેઠે તે સર્વે દીન અને દિશા માત્ર વસ્ત્રવાળા ( નગ્ન ) થઇ ચત્તા સુઇ ગયા. એ પ્રમાણે એકઠા થઇને મેઘકુમારને પ્રસન્ન કરવા માટે તેમણે અષ્ટમ તપ આચર્યું. દેવતાઓ તપ અને ભક્તિથી ગ્રાહ્ય છે. અષ્ટમ તપને અંતે મેઘકુમાર પ્રગટ થયા અને કહ્યું કે ' વત્સો ! બ્હીશો નહીં, તમારે શી પીડા છે તે કહો.' મ્લેચ્છો બોલ્યા—'કોઇ ચક્રવર્ત્તી અમોને મારી નાખે છે. તેના ભયથી કાગડાની જેમ નાસીને અમે અહીં આવ્યા છીએ. હે ભગવંત મેઘકુમારો ! અમારી રક્ષા કરો; અમારા ત્રાતા તમેજ છો, કેમકે પાછી ગયેલી છીંકવાળાને પ્રાયઃ એક સૂર્યજ શરણરૂપ છે.' મેઘકુમારોએ કિરાતોને કહ્યું—' આજેજ અમે તમારા શત્રુઓને જળમાં ડુબાવી દઇ

શીતળ મૃત્યુથીજ મારી નાખીશું.' પછી તે મેઘકુમારો જાણે પૃથ્વીને એકાર્ણવ કરવાને ધારતા હોય તેમ લોઢાના મુશલ જેવી જળધારાઓથી શાંતિનાથના સૈન્યમાં વર્ષવા લાગ્યા. જ્યારે પોતાની સર્વ છાવણી જળવડે વ્યાપ્ત જોવામાં આવી, ત્યારે એ પાંચમા ચક્રવર્તીએ કરવડે ચર્મ રત્નનો સ્પર્શ કર્યો. તેથી પાણીમાં જેમ સેવાળ, જાગ અને ફીણનો પિંડ વધે તેમ ચર્મરત્ન બાર યોજન સુધી વિસ્તાર પામ્યું. શ્રી શાંતિનાથની આજ્ઞાથી જાણે લાંગર નાંખેલું સ્થિર વહાણ હોય તેવા તે ચર્મરત્નની ઉપર બધું સૈન્ય ચઢી ગયું. પછી ચર્મરત્નની જેમ છત્રરત્નને કરથી સ્પર્શ કરી તેને સૈન્યની ઉપર બાર યોજન સુધી વિસ્તાર્યું. પુરૂષોમાં શિરોમણિ પ્રભુએ છત્રરત્નના દંડના મૂળમાં, ગોખમાં દીપકની જેમ અંધકારનો નાશ કરવાને માટે મણિરત્ન સ્થાપિત કર્યું. પછી તેમાં રહી સર્વ સૈન્ય પ્રાતઃકાલે વાવેલા અને મધ્યાન્હે પાકીને તૈયાર થયેલા શાળિ વિગેરે ખાવા લાગ્યું, એ ગૃહી રત્નનો મહિમા છે. જેમ સમુદ્રમાં વહાણવટી રહે તેમ શાંતિનાથ ચક્રી સૈન્ય સાથે તે જળમાં સાત દિવસ રહ્યા. પછી પ્રભુના સેવકદેવતાઓ કોપ કરી શસ્ત્ર ધારણ કરીને મેઘકુમારોને કહેવા લાગ્યા—" અરે મેઘકુમારો ! તમે વિચાર્યા વગર આ શું આરંભ્યું છે ? રે અભાગીઆઓ ! તમે આત્મશક્તિ કે પરશક્તિને જાણતા નથી. જેના શિખરો આકાશ સુધી ઉંચા છે એવો સુવર્ણનો મેરૂગિરિ ક્યાં અને મૃત્તિકાના કે વેળુના બનેલા જાનુ સુધી ઉંચા રાફડા ક્યાં ! બધા જગતને પ્રકાશ કરનાર સૂર્ય ક્યાં અને ખજુઆના નાનાં બચ્ચાં ક્યાં ! બલનું ધામ ગરૂડ ક્યાં અને સાર વગરના ટીડ ક્યાં ! પૃથ્વીને ધારણ કરનાર શેષનાગ ક્યાં અને બીચારા નાના સાપનાં પઠકાં ક્યાં ! સ્વયંભૂરમણ સમુદ્ર ક્યાં અને ઘરની ખાળો ક્યાં ! તેમજ ત્રૈલોક્યે વંદના કરેલા આ તીર્થંકર અને ચક્રવર્તી ક્યાં અને અમારાથી જીતી શકાય તેવા બીચારા રાંકડા તમે ક્યાં ! માટે તમે શીઘ્ર હવે અહીંથી ચાલ્યા જાઓ. નહીંતો તમારો અપરાધ અમે સહન કરશું નહી." આ પ્રમાણે તેઓએ આડંબરથી કહ્યું, એટલે તે મેઘકુમારોએ કિરાતોને સમજાવ્યા કે 'આ શાંતિનાથ પ્રભુજ તમારૂ શરણ છે.' મેઘકુમારની શિક્ષાથી તે મ્લેચ્છો નિશ્વાસ મૂકી મદ રહિત થયેલા હાથીઓની જેમ ક્રોધ છોડીને શાંત થઈ ગયા. પછી વિચિત્ર વાહનો, અદ્‌ભુત આભૂષણો અને ઘણા મૂલ્યવાળાં વસ્ત્રો તથા સુવર્ણ અને રૂપાના રાશિઓ ભેટ આપવા માટે લઇને તે શરણાર્થી કિરાતો સર્વ અંગે આલોટી પૃથ્વીનું માર્જન કરતાં ત્યાં આવ્યા. શાંતિનાથને ભેટ અર્પણ કરી નમીને તેઓ બોલ્યા—" હે પ્રભુ ! અરણ્યના વૃષભની જેમ અમે સદા ઉન્મત્ત છીએ, તેથી તમે અમારા સ્વામી અહીં આવ્યા છો તેમ નહી જાણતા એવા અમોએ સાહસથી જે અપરાધ કર્યો છે તે ક્ષમા કરો, અને અમારાપર પ્રસન્ન થાઓ. આજથી આ પૃથ્વીને સાધનાર એવા તમેજ અમારા સ્વામી છો; અમોને આજ્ઞા કરો; વધારે શું કહીએ ! હવેથી તમારા સેવક થઇને અમે અહીં રહીશું."

આ પ્રમાણે બોલતા તે મ્લેચ્છોનો સત્કાર કરી, ભેટ સ્વીકારીને પ્રભુએ તેમનો અનુગ્રહ કર્યો. પછી શાંતિનાથે સેનાપતિ પાસે સિંધુનો ઉત્તર નિષ્કૂટ સધાવ્યો. ત્યાંથી મોટી સેવાવાળા પ્રભુ પોતાના બહોલા સૈન્યથી ગંગા અને સિંધુ નદીના અંતરને આચ્છાદન કરતા ત્યાંથી ક્ષુદ્ર હિમાલય પર્વત પાસે આવ્યા. ત્યાં તે પર્વતના અધિષ્ઠાયક હિમવત્કુમારે ગોશીર્ષચંદનથી, પદ્મદ્રહના જળથી અને બીજાં રત્નોથી શ્રી શાંતિનાથનુ પૂજન કર્યું. ત્યાંથી ઋષભકૂટાદ્રિએ જઇ કાંકણી રત્ન હાથમાં લઈ ચક્રવર્ત્તીના કલ્પ પ્રમાણે **'પાંચમા ચક્રવર્ત્તી શાંતિનાથ'** એવા અક્ષરો લખ્યા. શત્રુઓના પરાક્રમને શાંત કરનાર શાંતિનાથ ત્યાંથી પાછા ફરી અનુક્રમે વૈતાઢ્ય પર્વતની પાસેની ભૂમિમાં આવ્યા. ત્યાં બને શ્રેણીમાં રહેનારા વિદ્યાધરોના રાજાઓએ આલોક અને પરલોકના સુખને માટે ચક્રવર્ત્તીનો સત્કાર કર્યો. ત્યાંથી ગંગાને તીરે જઈ પોતે ગંગાદેવીને સાધ્યા, અને સેનાપતિ પાસે ગંગાનો ઉત્તર નિષ્કૂટ સધાવ્યો. ત્યાંથી વૈતાઢ્ય નીચેની ખંડપ્રપાતા નામની ગુફા પાસે આવ્યા, અને ત્યાં રહેલા નાટ્યમાલ દેવને વશ કર્યો. સેનાનીએ દંડરત્નથી તે ગુહાને ઉઘાડી, એટલે શાંતિનાથ ચક્રીએ ચક્રરત્નને અનુસરીને તેમાં પ્રવેશ કર્યો; અને પૂર્વની પેઠે મણિરત્ન હાથીના કુંભસ્થળપર રાખીને દીપકની જેમ કાંકણીરત્નવડે મંડલ આળેખી ગુહાગૃહનું અંધકાર શાંત કરી દીધું. પછી સૈન્ય સહિત પ્રભુ વાર્દ્ધકી રત્ને બાંધેલી પાજથી ઉન્મગ્ના અને નિમગ્ના નદીના જલને ઉતરી ગયા. **પરાક્રમી પુરૂષોને કાંઇપણ દુષ્કર નથી.** પ્રાંતે પોતાની મેળે ઉઘડી ગયેલા તે ગુહાના દક્ષિણ દ્વારથી પ્રભુ સિંહની જેમ સેના સહિત બહાર નીકળ્યા. પછી ગંગા નદીના વિપુલ તટની ઉપર ગંગાના તરંગ જેવા ચપલ અશ્વોથી અલંકૃત એવી પોતાની છાવણી નાખી. ત્યાં ગંગાના મુખપર નિવાસ કરીને રહેલા નૈસર્પ વિગેરે નવનિધિ શાંતિપ્રભુ પાસે આવીને તેમને વશ થયા. પછી પ્રભુએ સ્વચ્છંદી મ્લેચ્છ લોકોથી ભરપૂર એવું ગંગાનું દક્ષિણ નિષ્કૂટ એકપાળ સાધે તેની પેઠે સેનાપતિ પાસે સધાવી લીધું.

આ પ્રમાણે શાંતિનાથ ચક્રવર્ત્તી ષટ્ અરિવર્ગની જેમ ષટ્ ખંડ ભરતને સાધી આઠસો વર્ષે પાછા આવ્યા. પ્રતિદિન અવિચ્છિન્ન પ્રયાણવડે માર્ગે ચાલતાં એ લક્ષ્મીના ધામ નરહસ્તી પ્રભુ અનુક્રમે હસ્તીનાપુર આવી પહોંચ્યા. નગરમાં પ્રવેશ કરીને ચિરકાળના ઉત્કંઠિત મંત્રીજન અને પૌરજનોએ દેવની જેમ અનિમેષ દૃષ્ટિએ જોયેલા પ્રભુ પોતાના મહેલમાં આવ્યા. ત્યાં દેવતાઓએ અને બીજા મુગટબદ્ધ રાજાઓએ શાંતિનાથને ચક્રવર્ત્તીપણાનો અભિષેક કર્યો. તે અભિષેકનો ઉત્સવ કોઈપણ પ્રકારના દંડ, કર અને સુભટપ્રવેશ વિના બાર વર્ષ સુધી હસ્તીનાપુરમાં પ્રવર્ત્યો.

ચક્રવર્ત્તી શાંતિનાથ, જેની દરેકની હજાર હજાર યક્ષો રક્ષા કરેછે એવાં ચૌદ રત્ન અને નવનિધિએ આશ્રિત કરેલા હતા. ચોસઠ હજાર અંતઃપુરની સ્ત્રીઓથી પરવરેલા હતા.

ચોરાશીલાખ હાથી, ચોરાશીલાખ ઘોડા અને તેટલાજ રથોથી વિભૂષિત હતા. છન્નુંક્રોડી ગ્રામ, છન્નુંક્રોડી પાયદળ, બત્રીશ હજાર દેશ અને તેટલા રાજાઓના તે સ્વામી હતા. ત્રણસો ને ત્રેસઠ રસોઇઆ તેમની સેવા કરતા હતા. અઢાર શ્રેણી પ્રશ્રેણીવડે તેમની ભૂમિ શોભતી હતી. બોંતેરહજાર મોટા નગરોના રક્ષક હતા. એકહજારે ઉણા એક લાખ દ્રોણ મુખ ઉપર તેમનું શાસન ચાલતું હતું. અડતાળીશ હજાર પત્તન અને ચોવીશહજાર કર્બટ તથા મંડબના તે અધીશ્વર હતા. વીશહજાર રત્નાદિકની ખાણોના અને સોળહજાર ખેટ ગ્રામના તે ઈશ હતા. ચૌદહજાર સંબાધના તથા છપ્પન અંતર દ્વીપના તે પ્રભુ હતા, અને ઓગણપચાશ કુરાજ્યોના નાયક હતા. વિશેષ બીજું શું કહેવું! તેઓ ષટ્ખંડ ભરતને ભોગવતા હતા. હમેશાં ગીત, નૃત્ય, તાંડવ, નાટકના અભિનય, પુષ્પચય અને જલક્રીડા વિગેરેથી ઉત્તમ સુખ અનુભવતા હતા. ચક્રવર્ત્તીપણાના અભિષેકથી આરંભીને આઠસો વર્ષે ઉણા પચીશહજાર વર્ષો તેમણે રાજ્ય કરવામાં નિર્ગમન કર્યાં.

તે સમયે બ્રહ્મ દેવલોકમાં રહેનારા લોકાંતિક દેવતાઓનાં આસનો કોઈએ ચલાવ્યાં હોય તેમ કંપાયમાન થયાં. તે વખતે 'આ શું થયું' એમ સારસ્વતાદિ નવે પ્રકારના તે દેવતાઓ સંભ્રાંત થઈ ગયા, પછી ક્ષણવારે અવધિ જ્ઞાનવડે તેનું કારણ જાણી તેઓ માંહોમાંહે કહેવા લાગ્યા–"અરે! આ જંબૂદ્વીપના ભરતાર્દ્ધમાં શાંતિનાથ અર્હંતનો દીક્ષાસમય નજીક આવ્યો છે. તેના પ્રભાવથી જાણે સચેતન થયા હોય તેમ આ આસનો આપણને તે પ્રભુની દીક્ષાકાળની ઉચિત ક્રિયા કરવાને સૂચવે છે. જોકે ભગવંત ત્રિવિધ જ્ઞાનવડે પોતાની મેળે જાણે છે તથાપિ આપણો આ કલ્પ છે, માટે ચાલો આપણે તે પ્રભુને વ્રતનો સમય જણાવીએ." આ પ્રમાણે પરસ્પર આલાપ સંલાપ કર્યો પછી તત્કાળ વિમાનમાં બેસી તે સારસ્વતાદિ દેવતાઓ ભગવાન શાંતિનાથની પાસે આવ્યા. પ્રભુને ત્રણ પ્રદક્ષિણા પૂર્વક પ્રણામ કરી અંજલિ જોડીને કહ્યું–'હે સ્વામી! તીર્થ પ્રવર્ત્તાવો.' આ પ્રમાણે કહી નમસ્કાર કરીને લોકાંતિકદેવો પાછા સ્વર્ગમાં ગયા. પછી જૃંભક દેવતાઓએ પૂરેલા દ્રવ્યવડે પ્રભુએ વાર્ષિક દાન આપ્યું. વર્ષાંતે પોતાની જેવા **ચક્રાયુધ** નામના પુત્રને રાજ્ય સોંપી પોતે સંયમસામ્રાજ્ય લેવા તત્પર થયા. તે વખતે ઇંદ્ર પ્રમુખ દેવતાઓએ અને ચક્રાયુધાદિ રાજાઓએ મળીને ચક્રવર્તીપણા જેવો પ્રભુને દીક્ષાભિષેક કર્યો. પછી **સર્વાર્થ** નામની શિબિકામાં રત્નસિંહાસન ઉપર જગત્પતિ આરૂઢ થયા. તે શિબિકાને પ્રથમ મનુષ્યોએ ઉપાડી અને પછી પૂર્વ તરફ વૈમાનીક દેવોએ, દક્ષિણ તરફ અસુરકુમારોએ, પશ્ચિમ તરફ સુપર્ણકુમારદેવોએ અને ઉત્તર તરફ નાગકુમારોએ વહન કરવા માંડી. તે શિબિકામાં બેસી અચિરાના કુમાર શાંતિનાથ **સહસ્રામ્રવણ** નામના ઉદ્યાનમાં ગયા. એ મનોહર ઉદ્યાન દિશાઓના સુખને સંધ્યાકાળના વાદળાના જેવા ગુલાબનાં પુષ્પોથી રક્તવર્ણી કરતું હતું. શીરીષનાં

પુષ્પોથી જાણે ગ્રીષ્મ ઋતુની શોભાવડે પુલકિત થયું હોય તેવું દેખાતું હતું. જાણે ઘર્મજલના બિંદુઓ હોય તેવા મલ્લિકાનાં પુષ્પો તેમાં શોભતાં હતાં. કામદેવનાં બાણ જેવા સુવર્ણ કેતકીના કોશથી તે અંકિત હતું. જેની નવીન કળિઓમાં ભમી ભમરાની શ્રેણી ગુંજારવ કરતી હતી એવા ધાતકીનાં વૃક્ષો જાણે ગ્રીષ્મ ઋતુની લક્ષ્મીના ગાયક હોય તેમ ત્યાં શોભી રહ્યાં હતાં. વનલક્ષ્મીના સ્તન જેવા પુષ્પગુચ્છોની સંપત્તિવડે ખજૂરનાં વૃક્ષોથી જર્જર થયેલી વસંતલક્ષ્મીને તે હસી કાઢતું હતું. પાકેલા ફલ ઉપર ઉડી રહેલા પોપટોના ઘાટા પિંછાઓથી દ્વિગુણ થયેલી તામ્રપલ્લવની સમૃદ્ધિવડે તે ઘણું સુંદર લાગતું હતું. તેમાં રહેલી વાપિકાઓને વિષે જલક્રીડા કરવાના રસમાં નગરજનો અતિ આકુલવ્યાકુલ થઈ ગયા હતા.

એ ઉદ્યાનમાં આવી પ્રભુ શિબિકા ઉપરથી ઉતર્યા. પછી રાજ્યની પેઠે પુષ્પમાલ્ય અને રત્નાલંકારાદિક તજી દીધાં; અને જયેષ્ઠ કૃષ્ણ ચતુર્દશીને દિવસે ભરણી નક્ષત્રમાં દિવસના પાછલા પહોરે સિદ્ધને નમસ્કાર કરી છઠ્ઠ તપવાળા પ્રભુએ એક હજાર રાજાઓની સાથે દીક્ષા ગ્રહણ કરી, તે સમયેજ તેમને મનપર્યવજ્ઞાન ઉત્પન્ન થયું. ત્યારપછી બીજે દિવસે મંદિરપુરમાં **સુમિત્ર** રાજાને ઘેર પ્રભુએ પરમ અન્નથી પારણું કર્યું. તે વખતે દેવતાઓએ તે રાજાના મંદિરમાં વસુધારાદિ પાંચ દિવ્ય પ્રગટ કર્યાં. સુમિત્ર રાજાએ પ્રભુના ચરણને ઠેકાણે એક રત્નમય પીઠ કરાવી.

આસન અને શયનને બીલકુલ તજી દઈ મૂલોત્તર ગુણના આધારરૂપ પ્રભુ નિઃસંગ અને નિર્મમ થઈ પૃથ્વીપર વિહાર કરવા લાગ્યા. અનુક્રમે એક વર્ષને અંતે વિહાર કરતાં કરતાં પાછા હસ્તીનાપુરના સહસ્રામ્રવણ વનમાં આવ્યા. ત્યાં છઠ્ઠ કરીને નંદી વૃક્ષની નીચે શુક્લ ધ્યાન ધરતા પ્રભુના ઘાતિકર્મ તુટી ગયાં. પોષ માસની શુક્લ નવમીએ ચંદ્ર ભરણી નક્ષત્રમાં આવતાં શાંતિનાથ પ્રભુને ઉજ્જ્વલ કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ. આસનકંપથી પ્રભુના કેવળજ્ઞાનની વાર્ત્તા જાણીને ઇંદ્રાદિક દેવતાઓ પ્રભુએ પવિત્ર કરેલા તે પ્રદેશમાં આવ્યા. સાવર્ણીના ધરનારા હોય તેમ દેવતાઓએ સંવર્ત્તક પવન વિકુર્વીને એક યોજન સુધી કાષ્ઠતૃણાદિક તથા રજને દૂર કરી નાખી. પછી રજને શમાવવાને પ્રથમ ગંધોદકની અને પછી પંચવર્ણી દિવ્ય પુષ્પોની જાનુ સુધી વૃષ્ટિ કરી. પછી સુવર્ણ શિલાઓથી તે ભૂમિને સાંધેસાંધ મેળવીને બાંધી લીધી, અને પૂર્વાદિ ચારે દિશાઓમાં રમણીક તોરણો બાંધ્યાં. મધ્યમાં મણિમય પીઠ કરી ચાર ગોપુર[1]વડે સુંદર એવા રૂપ્ય સુવર્ણ અને રત્નના ત્રણ પ્રાકાર[2] વિકુર્વ્યા. તેની ઉપર રત્નવપ્રની મધ્યમાં ચારસો ને એંશી ધનુષ ઉંચું એક ચૈત્યવૃક્ષ કર્યું. તેની નીચે દેવતાઓએ અનુપમ દેવચ્છંદ રચ્યો. તેની ઉપર પૂર્વાદિ ચારે દિશાની સન્મુખ ચાર રત્નમય સિંહાસન રચ્યાં. ચોત્રીશ અતિશયોથી પ્રકાશિત ભગવંત શાંતિનાથે પૂર્વ

૧ દરવાજા. ૨ ગઢ.

દ્વારથી સમોસરણમાં પ્રવેશ કર્યો અને ચૈત્ય વૃક્ષને પ્રદક્ષિણા કરી 'તીર્થાયનમઃ' એમ કહ્યું. **પરંપરાથી અર્હંતોની એ સ્થિતિ છે.** પછી પ્રભુ પૂર્વ સિંહાસન ઉપર પૂર્વાભિમુખે બેઠા; એટલે બીજી ત્રણ દિશાઓમાં દેવતાઓએ તેમના ત્રણ પ્રતિબિંબ વિકુર્વ્યાં. પછી શ્રી ચતુર્વિધ સંઘ[1] યથાયોગ્ય દ્વારે પ્રવેશ કરી પ્રભુના મુખ સામું જોતો યોગ્ય સ્થાનકે બેઠો. પરસ્પર વિરોધી એવા તિર્યંચો મધ્ય વપ્રમાં આવીને બેઠા, અને નીચલા પ્રાકારમાં બધાં વાહનો રાખવામાં આવ્યાં.

તે સમયે સહસ્રામ્રવનના ઉદ્યાનપાલકોએ હર્ષથી પ્રફુલ્લિત લોચને નગરમાં આવી ચક્રાયુધ રાજાને ખબર આપ્યા કે 'મહારાજ! આપ હમણા સારે ભાગ્યે વૃદ્ધિ પામો છો. કેમકે આપણા સહસ્રામ્રવનમાં સ્થિતિ કરી રહેલા શ્રી શાંતિનાથ પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે.' આ પ્રમાણે સાંભળી ચક્રાયુધ ઘણો હર્ષ પામ્યો. તત્કાળ તેમને પારિતોષિક આપી પ્રભુની પાસે આવ્યો, અને પ્રભુને પ્રદક્ષિણા પૂર્વક પ્રણામ કરી વિનયથી ઇંદ્રની પછવાડે બેઠો. પછી ફરીવાર પ્રભુને નમી ચક્રાયુધ અને ઇંદ્ર બંને હર્ષથી ગદ્ગદ્ એવી ગિરાવડે આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.

"હે જગત્પતિ! દિનના[2] ઉત્સવને કરનાર જ્ઞાનસૂર્યરૂપ તમારા ઉદયથી આજે "જગતનો કલ્યાણદશામાં પ્રવેશ થયો છે. હે જગદ્ગુરૂ! અમારી જેવાને પૂર્વ પુણ્યના "યોગથીજ કલ્યાણપ્રાપ્તિના ચિંતામણિ રૂપ તમારા કલ્યાણકના ઉત્સવો પ્રાપ્ત થાય "છે. હે જગન્નાથ! તમારા દર્શનરૂપ જલના તરંગો સર્વ પ્રાણીઓના કષાયાદિ મલથી "ભરેલા મનને ધોઈ નાખે છે. કર્મને છેદવાને મોટા યત્ન કરી તમે જે પૂર્વે તીર્થંકરનામ"કર્મ ઉપાર્જન કર્યું તેજ તમારૂં નિઃસ્વાર્થ પરોપકારીપણું છે. આ જગતમાં ઘોર સંસા"રથી ભય પામેલા પ્રાણીઓને તમારૂં આ સમોસરણ મોટા કિલ્લાની પેઠે શરણ રૂપ "છે. હે પ્રભુ! તમે સર્વ જીવોના સર્વ ભાવ જાણો છો અને સદા હિતકારી છો, તેથી "તમારી પાસે કાંઈપણ પ્રાર્થના કરવાની જરૂર નથી. તથાપિ એટલી પ્રાર્થના કરૂં છું "કે જેમ તમે પૃથ્વીમાં વિહાર કરી ગામ, આકર અને નગર વિગેરેને ક્ષણેક્ષણે છોડી "દો છો, તેમ કોઈ વખત પણ મારા હૃદયને છોડશો નહીં; અને હે ભગવન્! તમારા "પ્રસાદથી નિરંતર તમારા ચરણકમલમાં મારૂં ચિત્ત ભ્રમરરૂપ થયેલું રહે એવી રીતે "મારો સર્વ કાલ નિર્ગમન થજો."

આ પ્રમાણે ઇંદ્ર અને ચક્રાયુધ ભગવંતની સ્તુતિ કરીને મૌન રહ્યા; એટલે ભગવંત શાંતિનાથે દેશના આપવા માંડી.

"અહો! આ ચાર ગતિવાળો સંસાર દાવાનળની જેમ અનેક દુઃખોની પરંપરાનું "મૂળ કારણ છે. મોટા મંદિરને આધારભૂત જેમ સ્તંભ હોય તેમ તે સંસારને ક્રોધ,

---

૧ શ્રી સંઘમાં સમ્યક્દૃષ્ટિ દેવીદેવતાઓનો સમાવેશ શ્રાવકશ્રાવિકામાં થાય છે. ૨ દિવસ; બીજે પક્ષે સંસારદુઃખમાં દબાયેલા દીન એવા સંસારી જનો.

"માન, માયા અને લોભ એ ચાર કષાય ચાર સ્તંભરૂપ છે. તે કષાય ક્ષીણ થતાં સંસાર "પોતાની મેળે ક્ષીણ થઈ જાયછે. જેમ 'મૂળીઆં સુકાઈ જતાં વૃક્ષ એની મેળેજ સુકાઈ "જાયછે.' પણ ઇંદ્રિયોનો જય કર્યા વગર તે કષાયને જીતવાને કોઈપણ સમર્થ થતું "નથી. કેમકે પ્રજવલિત અગ્નિ વિના સુવર્ણનું જાડ્ય હણાતું નથી; ચપળ અને ઉન્માર્ગે "ચાલનારા એ ઇંદ્રિયરૂપ અદાંત[1] અશ્વો પ્રાણીને ખેંચીને તત્કાળ નરકરૂપ અરણ્યમાં "લઇ જાય છે. ઈંદ્રિયોથી જીતાએલો પ્રાણી કષાયોથી પણ પરાભવ પામેછે. 'વીર "પુરૂષોએ જેની વચમાંની ઇંટો ખેંચી લીધી હોય તેવો કિલ્લો પછી કોનાથી ખંડિત "ન થાય?' પ્રાણીઓની નહીં જીતાએલી ઇંદ્રિયો તેને ધાત, પાત, બંધ અને વધને "માટેજ થાય છે. સ્વાર્થે પરવશ એવી ઇંદ્રિયોથી કયો પુરૂષ નથી હેરાન થતો? "કદિ તે શાસ્ત્રાર્થને જાણનારો હોય તથાપિ ઇંદ્રિયોને વશ થવાથી બાળકની પેઠે "ચેષ્ટા કરે છે. આ કરતાં વધારે તે ઇંદ્રિયોનું લજ્જાવાળું સ્થાનક કયું બતાવીએ "કે જેનાવડે ભરત રાજાએ પણ બાહુબળ જેવા બંધુ ઉપર ચક્ર મુક્યું? બાહુબળિનો "જય અને ભરતનો પરાજય એ જયપરાજયને વિષે પણ સર્વે ઇદ્રિયોનું ચેષ્ટિતજ છે. "ચરમ ભવમાં રહેલા પુરૂષો પણ જેનાવડે શસ્ત્રાશસ્ત્રિ યુદ્ધ કરે છે તેવા ઈંદ્રિયોના "દુરંત મહિમાથી લજ્જાવા જેવું છે. કદિ પ્રચંડ ચરિત્રવાળી ઈંદ્રિયોથી પશુઓ અને "સામાન્ય મનુષ્યો દંડાય પણ જે મોહને શાંત કરનારા[2] અને પૂર્વવેત્તા[3] હોય છે "તેઓ પણ દંડાય છે, તે અતિ અદ્ભુત વાર્ત્તા છે. ઇંદ્રિયોએ જીતી લીધેલા દેવ, "દાનવ, મનુષ્ય અને તપસ્વીઓ પણ નિંદિત કર્મ કરે છે, તે કેવી ખેદની વાત છે! "ઇંદ્રિયોને વશ થયેલા પ્રાણીઓ અખાદ્ય[4] વસ્તુ ખાય છે, અપેય[5] વસ્તુ પીવે છે અને "અગમ્ય[6] સાથે ગમન કરે છે. નિર્દય ઇંદ્રિયોથી હણાઇ ગયેલા પ્રાણીઓ કુલશીલથી "રહિત થઇ વેશ્યાઓનાં પણ નીચ કામ અને દાસત્વ કરે છે. મોહાંધ મનવાળા પુરૂ-"ષોની પરદ્રવ્ય અને પરસ્ત્રીમાં જે પ્રવૃત્તિ થાય છે તે જાગ્રત ઇદ્રિયોનોજ વિલાસ છે. "જે ઇંદ્રિયોના વશપણાને લીધે હાથ, પગ અને ઇંદ્રિયોનો છેદ તેમજ મરણ પણ "થાય છે તે ઇંદ્રિયોની વાતજ શી કરવી! જેઓ પોતે ઇંદ્રિયોથી જીતાઈ ગયેલા છે "અને બીજાને વિનયનું ગ્રહણ કરાવે છે તેવા પુરૂષોને જોઈ વિવેકી પુરૂષો હાથવડે મુખ "ઢાંકીને હસે છે. શ્રી વિતરાગ પ્રભુ વિના ઇંદ્રથી માંડીને એક કીડા સુધી સર્વ જંતુઓ "ઇંદ્રિયોથી જીતાઈ ગયેલાજ છે. હાથિણીના સ્પર્શથી ઉપજતા સુખને આસ્વાદન કર-"વાની ઈચ્છાથી સુઢને પ્રસારતો હસ્તી તત્કાલ આલાન (ખીલો) બંધના ક્લેશમાં "આવી પડે છે. અગાધ જળમાં વિચરનાર મીન ગળગતમાંસને[7] ગળતાં ઢીમરના હા-"થમાં દીનપણે આવી જાય છે. મત્ત માતંગના ગંડસ્થલ ઉપર ગંધને લોભે ભમતો

૧ દમન કર્યા વિનાના. ૨ ઉપશાત મોહ નામના અગિયારમે ગુણસ્થાનકે પહોંચેલા. ૩ ચૌદ પૂર્વના જ્ઞાનવાળા. ૪ બાવીશ અભક્ષ બત્રીશ અનંતકાયાદિ. ૫ મદિરાદિક. ૬ માતા, બેન, પુત્રી, ગુરૂની સ્ત્રી, શેઠાણી, યતીની વિગેરે. ૭ માછીઓએ જાળમાં લોઢાના કાંટાપર લગાડેલ માંસ.

" ભમરો કર્ણતાલના આઘાતવડે તત્કાળ મૃત્યુ પામી જાય છે. સુવર્ણના છેદ જેવી દીપ-
" શિખાના દર્શનથી મોહિત થયેલો પતંગ સહસા દીપમાં પડીને મરણ પામે છે. મનો-
" હર ગીતિને સાંભળવામાં ઉત્સુક એવા હરિણ કાન સુધી ધનુષ્યને ખેંચીને રહેલા
" શીકારીના વેધ્ય થઈ પડે છે. એવી રીતે એક એક વિષય સેવવાથી પંચત્વ[1] પમાય
" છે તો એક સાથે પાંચે વિષયો સેવવાથી કેમ પંચત્વ ન પમાય ? તે માટે મહામતિ
" પુરૂષે મનઃશુદ્ધિવડે ઇંદ્રિયોનો જય કરવો. કેમકે તેના વિના યમનિયમથી કાયાને ક્લેશ
" પમાડવો તે વૃથા છે. જે ઇંદ્રિયોના ગ્રામને જીતતો નથી તે દુઃખે પ્રતિબોધ પામી શકે
" છે, માટે સર્વ દુઃખમાંથી મુક્ત થવાને ઇંદ્રિયોનો જય કરવો. ઇંદ્રિયોની સર્વથા પ્રવૃત્તિ
" કરવી નહીં તેથી કાંઇ તેનો વિજય થતો નથી; પણ તેનાવડે ઉપજતા રાગદ્વેષથી
" મુક્ત થવું, જેથી તેની પ્રવૃત્તિ પણ તેના જય રૂપ થાય છે. પછી તે ઇંદ્રિયોના વિષય
" તેની પાસે રહ્યા હોય તોપણ ઇંદ્રિયોથી સ્પર્શ કરવાને અશક્ય થાય છે, માટે બુદ્ધિ-
" માન પુરૂષે તેમાં જે રાગદ્વેષ ઉપજે છે તેને તજી દેવા. સદા સંયમી યોગીઓની
" ઇંદ્રિયો હણાયેલીજ હોય છે, તેથી તેઓના નિહિત અર્થ[2] હણાયેલા હોતા નથી અને
" અહિતકારી વસ્તુઓ હણાયેલ હોય છે. જીતેલી ઇંદ્રિયો મોક્ષને માટે થાય છે અને
" નહીં જીતેલી સંસારને માટે થાય છે, માટે તેમાં જે તફાવત છે તેને સમજીને જે
" યોગ્ય લાગે તે કરવું. રૂ વિગેરેના કોમળ સ્પર્શમાં અને પાષાણ વિગેરેના કઠોર સ્પ-
" ર્શમાં જે પ્રીતિ અને અપ્રીતિ થાય છે તે મિથ્યા છે, એવું ધારી તેનો ત્યાગ કરવાવડે
" સ્પર્શ ઇંદ્રિયનો જય કરવો. ભક્ષ્ય પદાર્થોના સ્વાદિષ્ટ રસમાં અને કટુ રસમાં પ્રીતિ
" ને અપ્રીતિ બંનેને તજીને જિંન્હા ઇંદ્રિયને જીતી લેવી. સુગંધ અને દુર્ગંધ ઘ્રાણેંદ્રિ-
" યમાં પ્રાપ્ત થતાં તેને વસ્તુ પરિણામરૂપ વિચારીને ઘ્રાણ ઇંદ્રિયનો જય કરવો. મનોહર
" કે નઠારૂ રૂપ જોઇને તેનાવડે ઉપજતા હર્ષ અને જુગુપ્સાનો ત્યાગ કરી ચક્ષુ ઇંદ્રિયને
" જીતી લેવી. વીણાદિકના શ્રાવ્ય–મધુર સ્વરમાં અને ગધેડા વિગેરેના દુઃશ્રાવ્ય સ્વ-
" રમાં રતિ અને જુગુપ્સાને જીતવાથી શ્રોત્રેંદ્રિયનો જય થાય. કોઇપણ સારો કે નઠારો
" એવો વિષય નથી કે જે ઇંદ્રિયોએ અનેક વખત ભોગવ્યો ન હોય, તો શામાટે હવે
" સ્વસ્થપણાને ન સેવવું ? કોઇવાર શુભ વિષયો અશુભ થઈ જાય છે અને અશુભ
" વિષયો શુભ થઈ જાય છે, તો ઇંદ્રિયોથી કોનામાં રાગ ધરવો કે કોનામાં વિરાગ ધરવો?
" કદિ કોઈ કારણથી તે વિષય રૂચિકર કે અરૂચિકર થાય પણ તત્ત્વથી જોતાં કદિપણ
" પદાર્થોમાં શુભ કે અશુભપણું હોતું નથી, તેથી જે પ્રાણી મનની શુદ્ધિથી ઇંદ્રિયોને
" જીતી કષાયને ક્ષીણ કરે છે-તે થોડા કાળમાં અક્ષીણ સુખવાળા મોક્ષમાં જાય છે."

આ પ્રમાણે કર્ણમાં અમૃતવૃષ્ટિ જેવી પ્રભુની દેશના સાંભળીને ચક્રાયુધે સંવેગ યુક્ત થઇ ભગવંતને કહ્યું—" હે સ્વામી ! માત્ર ક્લેશનાજ સ્થાનરૂપ એવા આ સંસા-

---

૧ મરણ. ૨ હિતકારક અર્થ.

રથી હું ભય પામ્યો છું. બલવાન અને વિવેકી પુરૂષનું પણ પુરૂષાભિમાન તેમાં રહેતું નથી. ઘરમાં જ્યારે અગ્નિ લાગે અને વહાણ જ્યારે ફુટી જાય તે વખતે તેનો નાયક તેમાં જે કાંઈ સારવસ્તુ હોય તે લઇને બીજે જાય છે. તેમ જન્મ, જરા અને મરણાદિકથી વિકરાળ એવા આ સંસારમાંથી સારભૂત એવા એક આત્માને લઈને હું તમારે શરણે આવ્યો છું. હે પ્રભુ! આ ભવસાગરમાં પડતા એવા મારી ઉપેક્ષા કરશો નહીં. મને તો તે સંસારસમુદ્રથી ઉતરવાને નાવરૂપ દીક્ષા હમણાજ આપો." પ્રભુએ કહ્યું કે 'તમારા જેવા વિવેકીને તેમજ ઘટે છે.' આ પ્રમાણે કહેવાથી તરતજ ચક્રાયુધે પોતાના કવચધારી પુત્ર કુરૂચંદ્રને રાજ્ય સોંપ્યું અને પોતે બીજા પાંત્રીશ રાજાઓની સાથે પ્રભુ પાસે સંઘની સાક્ષીએ દીક્ષા ગ્રહણ કરી.

ચક્રાયુધ વિગેરે છત્રીશ ગણધરોને પ્રભુએ ઉત્પાદ, વિગમ અને ધ્રૌવ્ય એ ત્રિપદીનો ઉપદેશ કર્યો. તે ત્રિપદીને અનુસારે તેમણે દ્વાદશાંગી રચી. પછી પ્રભુએ તેમને અનુયોગઅનુજ્ઞા અને ગણાનુજ્ઞા આપી. તે સમયે ઘણા નર અને નારીઓએ પ્રભુની પાસે દીક્ષા લીધી, અને કેટલાકે સમકિત પૂર્વક શ્રાવકપણું સ્વીકાર્યું. પ્રથમ પૌરૂષી પૂર્ણ થયા પછી પ્રભુ ઉઠીને મધ્ય પ્રાકારના મંડનરૂપ દેવચ્છંદા ઉપર વિશ્રામ લેવા બેઠા. પછી પ્રભુના ચરણપીઠ ઉપર બેસી મુખ્ય ગણધર ચક્રાયુધે સંઘની આગળ દેશના આપવા માંડી. બીજી પૌરૂષી પૂર્ણ થતાં તેમણે પણ દેશના સમાપ્ત કરી. પછી દેવતા વિગેરે સર્વે પ્રભુને નમી પોતાને સ્થાનકે ગયા. તેમના તીર્થમાં સુવરના વાહનવાળો, શ્યામવર્ણ ધરનારો, ડુક્કરના જેવા મુખવાળો, બે દક્ષિણ કરમાં બીજોરૂં અને કમલ, ને બે વામ કરમાં નકુલ અને અક્ષસૂત્રને ધરનારો ગરૂડ નામે શાંતિનાથ પ્રભુનો શાસનદેવતા થયો; અને ગૌર અંગવાળી, કમલના આસનપર બેસનારી, બે દક્ષિણ ભુજામાં પુસ્તક અને ઉત્પલ અને વામ ભુજામાં કમંડલ અને કમળને ધરનારી નિર્વાણી નામે પ્રભુની શાસનદેવી થઈ. તે બંને સાશનદેવતા નિરંતર જેમની સાંનિધ્યમાં રહેતા હતા એવા શાંતિનાથ પ્રભુએ ભવ્ય પ્રાણીઓને પ્રતિબોધ કરવા માટે ત્યાંથી અન્યત્ર વિહાર કર્યો.

એકદા વિહાર કરતા પ્રભુ પાછા હસ્તીનાપુર નગરે આવ્યા. કરૂણાનિધિ ભગવાન ત્યાં સમોસર્યાના ખબર સાંભળી કુરૂચંદ્ર પુરજન અને દેશજનને સાથે લઈ અમાવાસ્યાને દિવસે સૂર્યની પાસે જેમ ચંદ્ર આવે તેમ પ્રભુની પાસે આવ્યો. ચતુર્વિધ સંઘ યોગ્ય સ્થાને બેઠો, એટલે પ્રભુએ સંસારમાં વૈરાગ્ય ઉત્પન્ન કરનારી દેશના આપી. દેશનાને અંતે પ્રભુને નમી કુરૂચંદ્ર બોલ્યો—" હે સ્વામી! પૂર્વે જન્મના કયા શુભ કર્મથી હું અહીં રાજ્ય પામ્યો છુ? પ્રતિદિન અદ્ભુત એવાં પાંચ વસ્ત્ર અને ફલાદિક મને પૂર્વના કયા કર્મથી ભેટ મળે છે? અને તે ભેટની વસ્તુઓ હું ઇષ્ટ જનને આપીશ એવું ધારીને હું કયા કર્મથી તેનો ઉપભોગ પણ કરતો નથી, તેમ બીજાને આપતો પણ નથી?" પ્રભુ બોલ્યા—" જે તને આ રાજ્યલક્ષ્મી મળી છે અને પ્રતિદિન પાંચ વસ્તુની ભેટ મળે છે તે પૂર્વે દીધેલા મુનિદાનના પ્રભાવથી મળે છે, અને જે તેનું દાન કે ઉપ-

ભોગ થઇ શકતાં નથી તે સાધારણ પુણ્યને લીધે છે. કેમકે 'જે વસ્તુ બહુને આધીન હોયછે તે, એકથી ભોગવી શકાતી નથી.' તેથીજ 'આ વસ્તુ હું ઈષ્ટ જનને આપીશ' એવો તને વિચાર થયા કરે છે. પ્રાણીઓને પૂર્વ કર્મને અનુસારેજ બુદ્ધિ ઉત્પન્ન થાય છે. હવે તારૂં વિશેષ ચરિત્ર સાંભળ.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રને વિષે કોશળ નામે દેશમાં શ્રીપુર કરીને એક નગર છે. તેમાં સુધન, ધનપતિ, ધનદ અને ધનેશ્વર નામે ચાર સરખી વયના વણિકપુત્રો સહોદર હોય તેમ મિત્રપણે રહેતા હતા. એક વખતે તે ચારે મિત્ર એકઠા થઈ ધન ઉપાર્જન કરવાને માટે દ્રોણ નામના પુરૂષની પાસે ઘણું ભાતું ઉપડાવી રત્નદ્વીપ પ્રત્યે ચાલ્યો. માર્ગમાં એક મહાટવી આવી. તે અટવી ઘણી ખરી ઉતરી ગયા પણ તે વખતે જોડે ભાતું ઘણું હતું તે છતાં પણ ખુટી જવા આવ્યું. આગળ ચાલતાં કાઉસગ્ગ ધ્યાને રહેલા એક મુનિ તેમના જોવામાં આવ્યા; તે ક્ષણે તેમણે વિચાર્યું કે 'આ મુનિને કાંઈક વહેરાવીએ તો સારૂં.' પછી તેઓએ ભાતું વહન કરનારા દ્રોણને કહ્યું કે 'હે ભદ્ર ! આ મહર્ષિને કાંઈક ભાતું આપ.' એટલે તેણે અધિક શ્રદ્ધાથી મુનિને પ્રતિલાભિત કર્યા. તેથી તેણે મહા ભોગફળકર્મ ઉપાર્જન કર્યું. ત્યાંથી સર્વે રત્નદ્વીપે આવ્યા. ત્યાં સારો વ્યાપાર કરી પુષ્કળ ધન ઉપાર્જન કરી પુનઃ પોતાને નગરે આવ્યા, અને તે પુણ્યના બીજથી સર્વે આનંદ પામવા લાગ્યા. સ્વાતી નક્ષત્રનું જલ એકવાર મળે તો પણ ધાન્ય ઉત્પન્ન થાય છે. ચાર શ્રેષ્ઠિપુત્રમાં ધનેશ્વર અને ધનપતિ જરા માયાવી હતા, અને દ્રોણની વૃત્તિ તે ચારેથી શુદ્ધ હતી. તે દ્રોણ આયુષ્યનો ક્ષય થતાં પ્રથમ મૃત્યુ પામી મુનિદાનના પ્રભાવથી હસ્તીનાપુરના રાજાનો તું પુત્ર થયો છે. તારા ગર્ભસમયે તારી માતાએ સ્વપ્નમાં મુખ વિષે ચંદ્રને પ્રવેશ કરતાં જોયો હતો, તેથી પિતાએ તારૂં કુરૂચંદ્ર એવું નામ પાડ્યું છે. જે સુધન અને ધનદ હતા. તેઓ મૃત્યુ પામીને વણિકપુત્રો થયેલા છે, તેમાં સુધન કાંપિલ્યપુરમાં વસંતદેવ નામે વણિકપુત્ર થયો છે અને ધનદ કૃત્તિકાપુરમાં કામપાળ નામે થયો છે. પેલા માયાવી ધનપતિ અને ધનેશ્વર કાળયોગે મૃત્યુ પામી મદિરા અને કેસરા નામે કોઈ વણિકની પુત્રીઓ થયેલ છે. ધનપતિ શંખપુરમાં મદિરા નામે અને ધનેશ્વર જયંતી નગરીમાં કેસરા નામે ઉત્પન્ન થયેલ છે.

તે ચારે જણ અનુક્રમે મોટા થઇ શિશુવયને ઉલ્લંઘન કરી નવીન યૌવનવયને પ્રાપ્ત થયા; તેમાં સુધનનો જીવ જે વસંતદેવ થયેલો છે તે અન્યદા કાંપિલ્યપુરથી વ્યાપારને માટે જયંતી નગરીએ આવ્યો, ત્યાં તેણે ધન ઉપાર્જન કર્યું. એક વખતે અષ્ટમીનો ચંદ્રોત્સવ હતો, તેથી વસંતદેવ રતિનંદન નામે ઉદ્યાનમાં ગયો. ત્યાં દૈવયોગે ધનેશ્વરનો જીવ જે કેસરા થયેલો હતો તે કેસરા વસંતદેવના જોવામાં આવી. તેણીએ પણ સ્નિગ્ધ દૃષ્ટિથી વસંતદેવની સામું જોયું; એટલે તે બંનેને પરસ્પર પૂર્વજન્મનો સ્નેહ પ્રગટ

ગયો. ત્યાં જયંતીનગરીનો નિવાસી પ્રિયંકર નામે વણિકપુત્ર હતો, તેને વસંતદેવે પૂછ્યું કે 'આ સ્ત્રી કોણ છે? અને કોની પુત્રી છે?' પ્રિયંકરે કહ્યું કે 'આ પંચનંદી નામે શેઠની પુત્રી, જયંતિદેવની બેન છે અને એનું નામ કેસરા છે. ત્યારથી વસંતદેવે કેસરાના ભાઈ જયંતીદેવની સાથે સ્નેહ કરવા માંડ્યો, અને એક બીજાને ઘેર જવા આવવા માંડ્યું. એક વખતે જયંતિદેવે વસંતદેવને જમવાનું નિમંત્રણ કર્યું. એ પ્રકાર મૈત્રીરૂપ વૃક્ષનો દોહદ છે. ત્યાં નેત્રરૂપ કુમુદને કૌમુદી સમાન કેસરા પુષ્પવડે કામદેવની પૂજા કરતી તેના જોવામાં આવી, અને તેજ વખતે જયંતિદેવના હાથમાંથી પુષ્પની માળા લેતાં વસંતદેવને પણ તેણે સાનુરાગ દૃષ્ટિએ અવલોક્યો. તે સમયે આ અનુકૂલ શુકન થયું, એમ બંનેને હર્ષ થયો. કેમકે પરસ્પર જે શુભ ચેષ્ટા થાય તે બંનેને સારૂં પરિણામ આપે છે. તે વખતે કેસરા અને વસંતદેવનો ભાવ ત્યાં રહેલી પ્રિયંકરા નામે ધાત્રીપુત્રીના જાણવામાં આવ્યો. ચેષ્ટા ઉપરથી બીજાના હૃદ્ગત ભાવને જાણનારા માણસોને પરહૃદય જાણવું સહેલું છે. પછી કેસરાના ભાઈએ વસંત જેમ કામદેવની પૂજા કરે, તેમ પોતાના મિત્ર વસંતદેવની પૂજા કરી. તે સમયે ધાત્રીસુતા પ્રિયંકરાએ કેસરાને કહ્યું—'કેસરા! તારા ભાઈ મિત્રની પૂજા કરે છે, તો તું પણ કાંઈ યોગ્ય લાગે તે કર.' તેનાં આવાં વચનથી એક સાથે લજ્જા, ભય અને હર્ષને ધારણ કરતી કેસરા બોલી—'તું ઉચિત જાણે છે, તો જે યોગ્ય લાગે તે તુંજ કર.' પછી પ્રિયંકરા તેના આંગણામાં રહેલી પ્રિયંગુ વૃક્ષની મંજરી અને કંકોલ વિગેરે લઇ વસંતદેવ પ્રત્યે બોલી—'હે સુંદર! લ્યો, આ મારા સ્વામિની પોતાને હાથે ચુંટીને ઇષ્ટને આપવા લાયક પુષ્પ અને ફળો તમને આપે છે.' 'હું તે બાલાને અભિષ્ટ છું' એમ વિચારી હર્ષ પામતા વસંતદેવે પોતાના હાથે તે પુષ્પ અને ફળ ગ્રહણ કર્યાં. પછી પોતાના નામની મુદ્રિકા તેને આપીને વસંતદેવે કહ્યું કે તમે તેને કહેજો કે 'આ કાર્ય તમે બહુ સારૂં કર્યું, હવેથી સદા ઇષ્ટને અનુકૂળ વર્તજો.' પ્રિયંકરાએ આવું દૃઢ અનુરાગરૂપ અંકુરને ઉત્પન્ન કરવામાં મેઘજળ જેવું વચન કેસરાને કહ્યું. તે રાત્રિએ કેસરાએ પાછલે પહોરે સ્વપ્નમાં પોતાનું પાણિગ્રહણ કરતા એવા વસંતદેવને જોયો, અને વસંતદેવ પણ સ્વપ્નમાં તેને પરણ્યો. તેઓનું સ્વપ્નદર્શન પણ તેમને વિવાહથી અધિક હર્ષદાયક થઈ પડ્યું. તત્કાળ શરીર રોમાંચિત કરી કેસરાએ એ સ્વપ્નની વાત પ્રિયંકરાને જણાવી. તેજ વખતે નજીક રહેલા પુરોહિતે અકસ્માત કહ્યું કે 'એ પ્રમાણે અવશ્ય થશે.' તે સાંભળી પ્રિયંકરાએ કેસરાને કહ્યું—'આ સ્વપ્ન અને શકુનવડે જોતાં વસંતદેવ અવશ્ય તમારો ભર્તાર થશે' માટે આ શુકનગ્રંથી બાંધો. પછી પ્રિયંકરાએ જઇને વસંતદેવને સ્વપ્નની વાત કહી. એટલે તે પોતાના સ્વપ્ન પ્રમાણેજ તેને સ્વપ્ન આવેલું જાણી પોતાનો અર્થ સિદ્ધ થયેલો માનવા લાગ્યો. પછી પ્રિયંકરા બોલી—'મારી સ્વામિનીએ પોતાનો આત્મા તમનેજ અર્પ્યો છે, તો હવે તમે સંકલ્પવિકલ્પ છોડી દઈ વિવાહની સર્વ તૈયારી કરો.' વસંતદેવે કહ્યું—'વિધિએ

( દૈવે ) જ તૈયારી કરી મૂકેલી છે, કારણકે મનુષ્યઘટિત કાર્ય કદિ વિઘટિત થઈ જાય છે; પણ તેનું કરેલું ફરતું નથી.' આ પ્રમાણે કાર્યચતુર વસંતદેવે આલાપે અને સત્યંકાર કરી જાણે મૂર્ત્તિમાન નિયતિ (ભવિતવ્યતા) હોય તેવી પ્રિયંકરાને વિદાય કરી. આ પ્રમાણે પ્રતિદિન એક બીજાના સંદેશારૂપ અમૃતનું પાન કરતા તે વસંતદેવ અને કેસરાનો કેટલોક કાળ ગયો, પણ તે શત વર્ષના નિર્ગમન જેવો થઈ પડચો. એક વખતે પોતાને ઘેર રહેલા વસંતદેવે પંચનંદી શેઠના ઘરમાં માંગલિક વાજીત્રો વાગતાં સાંભળ્યાં. તત્કાળ વસંતદેવે પોતાના પુરૂષોને તેની તપાસ કરવા મોકલ્યા. તેઓએ આવીને કહ્યું કે 'કન્યકુબ્જ (કનોજ) દેશના નિવાસી સુદત્તશેઠનાં **વરદત્ત** નામના પુત્રને પંચનંદી શેઠે પોતાની પુત્રી કેસરાને આપી. તે વધામણી માટે આ માંગળિક વાજાં વાગે છે.' આ ખબર સાંભળતાંજ જાણે મુદ્‌ગરથી તાડિત થયો હોય તેમ વસંતદેવ મૂર્છા પામી ગયો. તે વખતે તત્કાળ પ્રિયંકરાએ આવી આશ્વાસન આપ્યુ કે "હે ભદ્ર ! અમારી સ્વામિની કેસરાએ તમને સંદેશો કહાવ્યો છે કે તમારે કાંઇપણ ખેદ કરવો નહીં. મારા વડીલ જનનો ઉપક્રમ સાંભળ્યાં છતાં પણ મારે જે પ્રિય હશે તેની સાથેજ હું વિવાહિત થઈશ. માતાપિતા મારા અભિપ્રાયને જાણ્યા વગર આ કાર્ય કરવાને ઇચ્છેછે તો તે ભલે ઇચ્છે; હું તો મારૂં ઇચ્છિત છે તેજ કરીશ. હે નાથ ! ક્યાં તો તમે મારા ભર્ત્તા થશો અથવા તો મારૂ મરણ થશે; બીજું કાંઇપણ તમારે સમજવું નહીં. કુલીનની વાણી કદિપણ મિથ્યા થતી નથી." તે સાંભળી સંતોષ પામી વસંતદેવે કહ્યુ–' પૂર્વોક્ત પ્રકારના અમને બંનેને સ્વપ્ન આવેલાં છે તેથી અને કુલીનોની પ્રતિજ્ઞા કદિ પણ વ્યર્થ થતી નથી તેથી મારી પણ એવી પ્રતિજ્ઞા છે કે ગમે તે ઉપાયથી કેસરાને પરણવું અથવા તો યમદ્વારમાં જવું.' આ પ્રમાણે કહી પ્રિયંકરાને વિદાય કરી. એટલે તેણે કેસરાની પાસે આવી સર્વ વાર્ત્તા કહી; તે સાંભળી કેસરા ખુશી થઇ. આ પ્રમાણે પરસ્પર સંબંધ જોડવાના ઉપાયની ચિંતા કરતાં તે બંનેનો ચક્રવાક પક્ષીઓને રાત્રિની જેમ કેટલોક કાળ દુઃખમાં વ્યતીત થયો. પરંતુ અનેક ઉપાય કરતાં પણ તેમનો ઈરાદો પાર પડચો નહીં. તેવામાં કેસરાના વિવાહને માટે એક દિવસ પ્રાતઃકાલે જાન આવી. તે સાંભળી વસંતદેવ પવનની જેમ ઉતાવળો નગરની બહારના ઉદ્યાનમાં ગયો. ત્યાં જઇને તેણે વિચાર્યું કે 'અંગુલિવડે બતાવવાથી કોળાની જેમ તે કેસરા બીજાની સાથે વિવાહ થવાથી જરૂર મૃત્યુ પામશે; અથવા તો યથાયોગ્ય કૃત્યને નહીં સમજનારા તેના માતાપિતાથી ઘણા કાળથી ખેદ પામેલી અને મારી સાથેના વિવાહમાં નિરાશ થયેલી એ બાળા પરણ્યા વગરજ પંચત્વ પામશે. તેથી હું તેની અગાઉજ મૃત્યુ પામી મારા દુઃખને શાંત કરૂં. કેમકે દાઝ્યા ઉપર ફોલ્લા થયા જેવું પ્રિયાનું મરણ કોણ સાંભળવા ઇચ્છે ?' આ પ્રમાણે ચિંતવી વસંતદેવ એક અશોકવૃક્ષની ઉપર ચડી પોતાનાં ભાથાની જેમ ગળે ફાંસી ખાવાની તૈયારી કરવા લાગ્યો. પાસને જરા બાંધ્યો તેવામાં

લતાગ્રહમાંથી કોઇ પુરૂષ 'અરે ! સાહસ કર નહીં' એમ બોલતો બોલતો નીકળ્યો, અને અશોક વૃક્ષની ઉપર ચડી તેણે ફાંસીની ગાંઠ તોડી નાંખી. પછી કહ્યું કે 'તેં આ કાર્ય તારી આકૃતિથી વિરૂદ્ધ કર્યું છે.' વસંતદેવે કહ્યું કે ' હે સુંદર ! ઇંદ્રવરૂણના નિઃસાર ફળની જેમ દૈવથી દગ્ધ થયેલા એવા મારી આકૃતિવડે તમે શા માટે ભ્રાંત થાઓ છો? હે ભદ્ર ! પ્રિયાના વિરહદુઃખનો અંત કરવાના કારણ રૂપ મૃત્યુને ઇચ્છતા એવા મને પાશગ્રંથી તોડીને તમે શા માટે વિઘ્ન કર્યું?' પછી તેના પૂછવાથી વસંતે પોતાનું કેસરા સાથેના વિવાહ સંબંધી બધું વૃત્તાંત કહી સંભળાવ્યું. **પ્રાયઃ બીજાને કહેવાથી દુઃખ કાંઇક શાંત થાય છે.** તે પુરૂષે કહ્યું–" જોકે આ મહા દુઃખ પ્રાપ્ત થયું છે, તોપણ તેથી વિવેકી પુરૂષને પ્રાણત્યાગ કરવો યુક્ત નથી; પણ ઇચ્છિત અર્થની પ્રાપ્તિ થાય એવા ઉપાયો કરવા યુક્ત છે. કેમકે આ ઉપેય તો તને મળે તેમ છે. માટે તું પશુની પેઠે વૃથા શા માટે મરે છે ? કદિ કોઈ ઉપાદેય વસ્તુમાં ઉપાય ચાલે તેવું ન હોય તોપણ તેથી મરવુ ઉચિત નથી, કારણકે કાંઈ મરવાથી તે વસ્તુ પ્રાપ્ત થતી નથી. મર્યા પછી તો માત્ર પોતાના કર્મને ઉચિત એવી ગતિમાંજ જવું પડેછે. હું પોતેજ ઇષ્ટ વસ્તુ પ્રાપ્ય છતાં પણ તેના ઉપાયનો અભાવ હોવાથી આ જગતમાં પર્યટન કરતો જીવું છું, કેમકે જીવતો નર કોઈ વખત પણ ભદ્ર જુવેછે."

" હું કૃત્તિકાપુરનો નિવાસી છું. મારૂ નામ **કામપાલ** છે. મારી યૌવનવયમાં ઉન્મત્ત થઇને હું દેશાંતર જોવાને માટે નીકળ્યો હતો. ફરતો ફરતો **શંખપુર** નગરે પહોંચ્યો; ત્યાં શંખપાળ નામે યક્ષનો મહોત્સવ થતો હતો તે જોવા હું ગયો. ત્યાં કામદેવના અંતઃપુર જેવા આમ્રકુંજમાં એકાંત શુભ દર્શનવાળી એક સુંદર કન્યા મારા જોવામાં આવી. તેને જોઈ હું તેનાપર અનુરાગી થયો. તેણીએ પણ મને અનુરાગથી જોયો. તેના પ્રેમપાશથી બદ્ધ થયેલો હું ઘણીવાર સુધી ત્યાં ઉભો રહ્યો. એ અનિંદિતા બાળાએ સખી દ્વારા મને તાંબૂલ આપ્યું. જે હોઠના રાગની જેમ તેનાપર મનોરાગનું પણ કારણ થયું. તાંબૂલને લેતાં તેનો બદલો કાંઈ આપવો જોઇએ એવી ઇચ્છાથી હું વિચાર કરતો હતો, તેવામાં આલાનસ્તંભને ઉખેડી સાંકળને તોડીને કોઈ બળવાન હાથી છુટીને અમારી તરફ આવતો દેખાયો. પ્રતિકાર નહીં ચાલવાથી છોડી દીધેલો, અતિ આકુલવ્યાકુલ થયેલા મહાવતો જેની પાછળ દોડી રહ્યા છે એવો અને ઉપર ચડેલા ભયભીત મહાવતોને ક્ષોભ કરતો તે હાથી એક ક્ષણમાં તે નિકુંજ પાસે આવ્યો. તે વખતે કન્યાનો સર્વ પરિવાર નાસી ગયો. **પ્રાયઃ ભય પ્રાપ્ત થતાં પોતાનો આત્માજ સર્વોપરિ રહે છે.** એટલામાં હાથી નજીક આવી ગયો, એટલે તે કન્યા ત્યાંથી નાસી શકી નહીં. તેથી સિંહ પાસે હરિણીની જેમ તે કંપતી ઉભી રહી. જેવી હાથીએ સુંઢથી તેને પકડવા માંડી તેવોજ મેં લાકડીવડે હાથીના પેચકમાં ઘા કર્યો. તેથી પુચ્છે અડકેલા સર્પની જેમ હાથી કન્યાને મુકી મારી ઉપર ધસ્યો. પણ હું તત્કાળ હાથીને છેતરી તે કન્યાને લઇને બીજી

તરફ નાસી ગયો, અને ઉપદ્રવ ન થાય તેવા પ્રદેશમાં મેં તેને મૂકી દીધી; પણ તે સતી સ્ત્રીએ પોતાના હૃદયમાંથી મને મૂક્યો નહીં. થોડીવારે તેનો પરિવાર ત્યાં આવ્યો. તે મદિરાને મેં બચાવેલી છે એમ જાણીને ચારણભાટની જેમ મારી સ્તુતિ કરવા લાગ્યો. સખીઓ પાછી તેને આંબાના વનમાં લઇ ગઈ. પણ દૈવયોગે પવનથી ખેંચાઇને હાથીની સુંઢના જળકણો ત્યાં આવી પડ્યા. તેથી તે મદિરા અને તેની સખીઓ ભય પામી દશે દિશામાં નાસી ગઈ. મદિરા ક્યાં ગઈ, તે નહીં જણાવાથી હું તેને જોવાની ઇચ્છાથી ફરવા લાગ્યો. ઘણે સ્થાનકે ફરતાં છતાં ચિરકાળ સુધી તેને જોઇ નહીં. એટલે હું શૂન્યહૃદયે અહીં આવ્યો છું. તેને મેળવવાને નિરૂપાય છું; તથાપિ હું મરતો નથી; જુવો આ જીવું છુ. કેસરાની પ્રાપ્તિમાં તો ઉપાય પણ છે, માટે તને તુલ્ય દુઃખવાળો મિત્ર જાણીને કહું છું કે તું અજ્ઞાનથી મરીશ નહીં. પ્રાતઃકાલે વિવાહ થવાનો છે તેથી આજે કેસરા એકલી આવીને રતિ સહિત કામદેવની પૂજા કરશે, કારણ કે એવો આચાર છે. તેથી તેની અગાઉ આપણે બંને કામદેવના મંદિરમાં જઇ સાધકની જેમ પ્રવેશ કરીને ગુપ્તપણે રહીએ. જ્યારે કેસરા મંદિરમાં આવશે, તે વખતે હું તેનો વેષ પહેરીને તેના પરિવારને ભૂલાવો ખવરાવી તેને ઘેર જઇશ. હું જ્યારે દૂર જાઉં, ત્યારે તેને લઇને તું અહીંથી સ્વચ્છંદે બીજે ચાલ્યો જજે; આવી રીતે કરવાથી તારી ઈચ્છા અખંડિત સિદ્ધ થશે." વસંતદેવ તેનાં વચનથી હર્ષ પામી બોલ્યો—' મિત્ર ! આ પ્રમાણે કરવામાં મને તો યોગ અને ક્ષેમ બંને જોવામાં આવે છે, પણ તને કષ્ટ જોવામાં આવે છે. તે સમયે ઈષ્ટ દેવની જેમ કોઇ બ્રાહ્મણીએ છીંક ખાધી, તે સાંભળી કામપાળે કહ્યું કે ' એમાં મારે કાંઈ પણ કષ્ટ પડવાનું નથી, પણ તારા કાર્યમાં જોડાવાથી ઉલટો મારો અભ્યુદય થવાનો સંભવ છે.' **સાત્વિક પુરૂષોને દૈવ પણ અનુકૂલ થાય છે.** તે વખતે એક વૃદ્ધ બ્રાહ્મણે મનમાં હર્ષ લાવીને અકસ્માત્ તેના સ્વાર્થને અનુકૂલ વચન કહ્યું કે ' તમે કહો છો તે એમજ છે.' પછી તે શુકનગ્રંથી બાંધી તેનું વચન સ્વીકારી વસંતદેવ તેની સાથે નગરીમાં પેઠો. પછી બંને જણ સાયંકાલે ઘેરથી નીકળ્યા, અને કામદેવના મંદિરમાં આવી કામદેવની મૂર્ત્તિની પછવાડે સંતાયા. ત્યાં રહ્યા રહ્યા તેમણે મંગળિક વાજિત્રનો ધ્વનિ સાંભળ્યો, એટલે જરૂર કેસરા આવે છે એવું જાણી તેઓ હર્ષ પામ્યા. કેસરા પણ સ્મરણમાત્રથી સાધ્ય પ્રિયસમાગમ નામના સાધ્યમંત્રનું વારંવાર સ્મરણ કરતી ત્યાં આવી. વિમાન ઉપરથી દેવી ઉતરે તેમ શિબિકામાંથી ઉતરીને કેસરાએ પ્રિયંકરાના હાથમાંથી સુવર્ણમય પૂજા ગ્રહણ કરી. પછી તે એકલી કામદેવના મંદિરમાં પેઠી. એવો આચાર હોવાથી પોતાને હાથે મંદિરનું દ્વાર બંધ કર્યું. પછી ભૂમિતળ ઉપર કામદેવને ઉદ્દેશીને પુષ્પ, પત્ર અને અર્ધ્ય નાંખી હૃદયમાં કામાસક્ત થઇ અંજલિ જોડીને આ પ્રમાણે બોલી—" હે ભગવાન મકરધ્વજ ! તમે સર્વના ચિત્તમાં ઉત્પન્ન થાઓ છો અને તેમાં રહો છો, તેથી તેનો સર્વ ભાવ જાણો છો; માટે હે પ્રભુ !

તમે મારો સર્વ ભાવ જાણો છો, તે છતાં મને આ અનભીષ્ટ[1] પતિ સાથે બલાત્કારે કેમ જોડો છો? શું એ તમને ઘટિત છે? વસંતદેવ વિના મારૂં મન બીજા પુરૂષમાં રમતું નથી, તેથી વિષકન્યાના પતિની જેમ બીજો પતિ મારે મરણને માટેજ છે. માટે હવે તો ફરીવાર જન્માંતરમાં એ વસંતદેવજ મારા પતિ હજો. હું તમને ચિરકાળથી નમસ્કાર કરૂં છું, તેમાં આ છેલ્લો નમસ્કાર છે." આ પ્રમાણે કહીને જેવામાં પોતાના મસ્તકને તોરણની ફાંસી કરી બાંધવા માંડયું, તેવામાં વસંતદેવે દોડી પાશગ્રંથીને તોડી નાખી. 'આ અહીં ક્યાંથી?' એમ જાણી કેસરા અકસ્માત આશ્ચર્ય, લજ્જા અને ભય પામી ગઇ. પછી વસંતદેવે એ કુસુદેક્ષણા કેસરાને કહ્યું—"હે પ્રિયા! હું તારો પ્રાણપ્રિય વસંતદેવ છું, કે જેની તમે કામદેવની પાસે પરલોકમાં પણ સ્વામી તરીકે યાચના કરી છે. હે કૃશોદરિ! આ મારા નિષ્કારણ મિત્રમહાત્માની બુદ્ધિથી તમને હરી જવાની ઈચ્છાએ હું અહીં અગાઉથી આવીને પેઠો હતો. તમારો જે વેષ છે તે આ મારા મિત્રને આપો. તે વેષ પહેરીને તમારા પરિજનને મોહિત કરતો આ મિત્ર તમારે ઘેર જશે; અને હે શ્યામ કેશવાળી કાંતા! આ મિત્ર કામપાળ તમારા પરિવાર સાથે જરા આગળ જશે, એટલે પછી આપણે ધારેલા દેશાંતરમાં ચાલ્યા જઇશું. વસંતદેવનાં આવાં વચનથી તે સ્ત્રીએ પોતાનો વેષ ઉતારીને કામપાળને આપ્યો. વસંતદેવ કામદેવની પછવાડે સંતાઈ રહ્યો. કામપાળે પુષ્પાદિકથી કામદેવની પૂજા કરીને પછી કેસરાનો વેષ ધારણ કર્યો, અને લજ્જાવડે મુખને ઢાંકી દીધું. તે સ્ત્રીવેશી કામપાળ કામદેવના મંદિરનું દ્વાર ઉઘાડી, પ્રિયંકરાને ટેકો દઈ શિબિકા ઉપર ચડયો. તેના ઉપાડનારાઓએ શિબિકા વહન કરી. એટલે કામપાળ પરિજનથી અલક્ષિત[2] પંચનંદી શેઠને ઘેર આવ્યો. **સારી રીતે યોજેલા દંભના અંતને બ્રહ્મા પણ પામતા નથી.** પ્રિયંકરાએ વાહનપરથી ઉતારી, વધૂગૃહમાં લાવી, એક સુવર્ણમય વેત્રાસન ઉપર તેને બેસાર્યો, અને 'હે કેસરા! પ્રિય સમાગમના મંત્રનું સ્મરણ કરતી રહેજે.' આ પ્રમાણે કહી તેનું પ્રિય કરનારી પ્રિયંકરા ત્યાંથી અન્યત્ર ગઇ. પ્રિયંકરાનાં વાક્યોનો ભાવાર્થ લઇ મહામતિ કામપાળ વારંવાર કામરતિ સમાગમના મંત્રનું સ્મરણ કરવા લાગ્યો.

તે વખતે શંખપુરનિવાસી કેસરાના મામાની દીકરી મદિરા જાન સાથે નિમંત્રણ કરેલું હોવાથી ત્યાં આવી, તે કામપાળની પાસે બેસી કાંઈક નીસાસો મૂકીને બોલી—"બહેન કેસરા! વાંચ્છિતની સિદ્ધિ દૈવને આધીન છે તો તેમાં તું શામાટે ખેદ કરે છે? હે સુંદરી! તારી ઇચ્છા વસંતદેવની સાથે સંગમ કરવાની હતી, એવું મેં શંખપુરમાં સાંભળ્યું હતું. હે સખી! હું મારા અનુભવથી પ્રિય પતિના વિરહની વેદના જાણું છું, તેથી તને આશ્વાસન આપવાને કહું છું કે જેમ પ્રતિકૂલ વિધિ અનભીષ્ટ કરે છે, તેમ ભાગ્યદશાના વશથી તે અનુકૂળ થાય તો અભીષ્ટ પણ તેજ કરે છે. પ્રિય

---

૧ અણગમતો ૨ ઓળખાયા વિના.

સખિ ! તું ધન્ય છે, જે તારે તારા પ્યારાની સાથે દર્શન, આલાપ વિગેરે તો વારંવાર થયા છે, પણ મારો ભયંકર વૃત્તાંત તો સાંભળવા જેવો છે, તે સાંભળ—એક વખતે હું શંખપાળ યક્ષનો ઉત્સવ જોવાને પરિવાર સાથે ગઇ હતી. ત્યાં અશોકવૃક્ષની નીચે જાણે પ્રત્યક્ષ કામદેવ હોય તેવો હૃદયનું સર્વસ્વ ચોરનાર એક યુવાન પુરૂષ મારા જોવામાં આવ્યો. મેં સખીની સાથે તેને તાંબૂળ મોકલાવ્યું. થોડી વારમાં એક તોફાની હાથી ત્યાં આવ્યો. યમરાજની જેમ તે હાથી પાસેથી તે પુરૂષે મને બચાવી. પછી ફરીવાર તે હાથીની શંકા થતાં હું સખીજન સાથે ત્રાસ પામી આઘી પાછી જતી રહી; એટલામાં તે યુવાન નર ક્યાં ચાલ્યા ગયા તે શોધ કરતાં પણ પાછા જોવામાં આવ્યા નહીં. ત્યારથી ભ્રમરે ડશેલી મર્કટીની જેમ સર્વ ઠેકાણે જેને અપ્રીતિ ઉપજે છે એવી હું કોઇક રીતે દીનપણે જીવું છું. ગઇ રાત્રે એ મનોહર યુવાનને મેં સ્વપ્નમાં જોયા હતા, તેથી જો દૈવ અનુકૂળ હશે તો તે પ્રત્યક્ષ થશે. પ્રિયબહેન ! તારૂં દુઃખ હલકું કરવાને મેં આ મારી રહસ્ય વાર્ત્તા કરી છે, કેમકે બીજાને દુઃખી જોઈને દુઃખી માણસ આશ્વાસન પામે છે. હે સખી ! હવે ખેદ કરીશ નહીં, જ્યારે વિધિ અનુકૂળ થશે ત્યારે સ્વયમેવ પ્રિયસમાગમ થઇ જશે, માટે કાયર ન થતાં ધીરજવાન થા."

મદિરાનું આ વૃત્તાંત સાંભળી કામપાળે મુખ ઉપરથી નીરંગી[1] દૂર કરીને કહ્યું કે- 'શંખપાળ યક્ષના ઉત્સવમાં તમે જે પુરૂષ જોયો હતો તે તમારો પ્રિય હુંજ છુ. રે કાંતા ! દૈવની અનુકૂળતાથી આપણો અત્યારે સમાગમ થયો છે. તેવીજ રીતે વસંતદેવ અને કેસરાનો પણ સમાગમ થયો છે. હે સુદર્શના ! હવે આલાપરૂપ વિઘ્ન કરો નહીં, વિઘ્નકારી ભયને છોડી દો અને જરા નીકળવાનું દ્વાર બતાવો.' આ પ્રમાણે કહેવાથી મદિરાએ ગૃહોદ્યાનનો પશ્ચિમ બાજુનો માર્ગ બતાવ્યો, એટલે કામપાળ મદિરાની સાથે ત્યાંથી નીકળી ગયો; અને એ નગરમાં જ્યાં વસંતદેવ અને કેસરા પ્રથમથી રહેલાં હતાં ત્યાં તેમને મદિરા સાથે કામપાળ પણ આવી મળ્યો.

હે રાજા ! તેઓ પૂર્વના સ્નેહથી નિત્ય આવીને તમને અદ્ભુત પાંચ વસ્તુઓ ભેટ કરે છે તે તત્વથી જાણી લેજો. તે સર્વ વસ્તુ એ ઇષ્ટ જનની સાથે તમે ભોગવી શકવાને સમર્થ થશો. આટલા વખત સુધી એ અભીષ્ટ જનને નહીં જાણવાથી તમે તે ભોગવી શક્યા નથી. પ્રભુનાં આવાં વચન સાંભળી રાજાને અને તેમને પૂર્વ સ્નેહનો ઉદ્યોત કરવામાં દીપક સમાન જાતિસ્મરણ ઉત્પન્ન થયુ. પછી કુરૂચંદ્ર રાજા ભગવંતને નમીને તેઓને સહોદરની જેમ સ્નેહથી પોતાને ઘેર લઈ ગયો. દેવતાઓ પણ પ્રભુને નમી પોતપોતાને સ્થાનકે ગયા, અને ભગવંતે વિશ્વનો અનુગ્રહ કરવા માટે ત્યાંથી અન્યત્ર વિહાર કર્યો.

---

૧ બુરખા જેવું વસ્ત્ર અથવા લાજ કાઢેલો વસ્ત્રનો છેડો.

બાસઠ હજાર આત્મનૈષ્ટિક[1] મુનિઓ, એકસઠ હજાર ને છસો સાધ્વીઓ, આઠસો ચૌદ પૂર્વધારી માહાત્મા, ત્રણ હજાર અવધિજ્ઞાની, ચારહજાર મનઃપર્યયજ્ઞાની, ચાર હજાર ને ત્રણસો કેવળજ્ઞાની, છ હજાર વૈક્રિય લબ્ધિવાળા, બે હજાર ને ચારસો વાદલબ્ધિવાળા, બે લાખ ને નેવું હજાર શ્રાવકો અને ત્રણ લાખ ને ત્રાણું હજાર શ્રાવિકાઓ, આ પ્રમાણે કેવળજ્ઞાનથી આરંભી ચોવીશ હજાર નવસો ને નવાણું વર્ષ સુધી વિહાર કરતાં પ્રભુનો પરિવાર થયો. પોતાનો નિર્વાણસમય નજીક જાણી શાંતિનાથ પ્રભુ સમેતશિખર પધાર્યા, અને ત્યાં નવસો મુનિઓની સાથે અનશનવ્રત ગ્રહણ કર્યું. એક માસને અંતે જયેષ્ઠ માસની કૃષ્ણ ત્રયોદશીએ ચંદ્ર ભરણી નક્ષત્રમાં આવતાં શાંતિનાથ ભગવાન તે મુનિઓની સાથે મોક્ષે ગયા. કૌમારપણામાં, મંડલિકપણામાં, ચક્રવર્ત્તીપણામાં અને વ્રતમાં પ્રત્યેકે પચીશ હજાર વર્ષો વ્યતીત થયેલાં હોવાથી શ્રી શાંતિનાથ પ્રભુનું એક લક્ષ વર્ષનું આયુષ્ય પૂર્ણ થયુ. શ્રી ધર્મનાથ પ્રભુના નિર્વાણ પછી શાંતિનાથ પ્રભુનો નિર્વાણકાલ પુણા પલ્યોપમે ઉણા ત્રણ સાગરોપમ ગયા પછી થયેલો છે. પછી ઇંદ્રાદિક દેવોએ આવી શાંતિનાથ પ્રભુનો નિર્વાણમહિમા કર્યો. કેટલેક કાલે ચક્રાયુધ ગણધર કેવળજ્ઞાન પ્રાપ્ત કરી ભવિ પ્રાણીઓને બોધ કરવા ચિરકાલ વિહાર કરી આયુષ્યનો ક્ષય થતાં કોટિશિલા નામે તીર્થે ઉપર ઘણા સાધુઓની સાથે મોક્ષે ગયા.

ષટ્ખંડ પૃથ્વીતલનો જય કરવામાં પણ જેને પ્રયાસ થયો નથી, તૃણની પેઠે રાજ્યલક્ષ્મીને છોડી જેમણે વ્રત ગ્રહણ કરેલુ છે અને ચક્રવર્તી તથા તીર્થંકરપણાથી જેમનો યશ જગતમાં વિખ્યાત છે એવા શ્રી શાંતિનાથ ભગવંતનુ આ ધીરોદાત્ત અને ધીરશાંત ચરિત્ર સદા જય પામે છે.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये
पंचमपर्वणि श्रीशांतिनाथचरमभववर्णनो
नाम पंचमः सर्गः ॥



1 આત્મામાંજ સ્થિતિ કરનાર—પુદ્ગળીક સુખથી વિમુખ.

# श्री त्रिषष्टि शलाका पुरुष चरित्र.

## પર્વ છઠ્ઠું.

### સર્ગ ૧ લો.

### શ્રી કુંથુનાથ ચરિત્ર.

જગત્‌માં જયવંત એવા કુંથુસ્વામીની દેશનાવાણી જય પામે છે, જે વાણી મહા મોહરૂપ પાષાણને ભેદવામાં સરિતાના મોટા પૂર જેવી છે. સંસારસાગરને મથન કરવામાં મંદરાચલ જેવું ત્રૈલોક્યપતિ શ્રી કુંથુસ્વામીનું પવિત્ર ચરિત્ર હવે કહું છું.

આ જંબૂદ્વીપના પૂર્વવિદેહ ક્ષેત્રમાં શોભાથી સ્વર્ગનો પણ વિજય કરનાર **આવર્ત્ત** નામે વિજય છે. તેમાં **ખડ્ગી** નામે એક મોટી નગરી છે. ત્યાં સર્વ ગુણનું પાત્ર અને ધર્મધુરંધર જનોની સીમા જેવો **સિંહાવહ** નામે રાજા હતો; તે ધર્મનો આધાર, પાપનો કુઠાર, ન્યાયનું કુલગૃહ અને સુબુદ્ધિઓની જન્મભૂમિ જેવો હતો; તેનો વિચાર મનની જેમ વિદ્વાનોને પણ દુર્લક્ષ હતો, તેનું પ્રભુપણું ઇંદ્ર જેવું હતું અને ઉત્સાહ વિષ્ણુના જેવો હતો. સમુદ્રની પેઠે તેની મર્યાદા ઉલ્લંઘન થતી નહોતી, પરંતુ એ શક્તિમાન રાજા સ્વયમેવ આ જગત્‌ને મર્યાદામાં રાખતો હતો. તેના ધનુષ્યનો ધ્વનિ લક્ષ્મીઓનો આકર્ષણ મંત્ર, શત્રુઓનો ભેદમંત્ર અને પૃથ્વીનો રક્ષામંત્ર હોય તેવો શોભતો હતો. તે ધર્મને માટેજ પૃથ્વીનું રાજ્ય કરતો, દ્રવ્યને માટે નહીં. **સર્વદા ધર્મનિષ્ઠ પુરૂષોને દ્રવ્યપ્રાપ્તિ તે આનુષંગિક ( અવાંતર ) ફળરૂપ હોય છે.** તત્ત્વવેત્તાઓમાં અગ્રેસર એ સિંહાવહ રાજાએ ભોજનને યોગીની જેમ અનાસક્તપણે ભોગને ભોગવતાં કેટલોક કાળ નિર્ગમન કર્યો.

એકદા સમુદ્રની વેલા ( ભરતી ) ની જેમ અધિક વૈરાગ્ય ધારણ કરી તેણે **સંવરાચાર્ય** પાસે જઈને દીક્ષા ગ્રહણ કરી. તીવ્ર વ્રતને પાળતા અર્હત આરાધનાદિ કેટલાક સ્થાનકોની આરાધનાવડે તેણે તીર્થંકરનામકર્મ ઉપાર્જન કર્યું. કાળયોગે મૃત્યુ પામી એ સમદૃષ્ટિ અને સમાધિસ્થ મહાશય સર્વાર્થસિદ્ધ નામના અનુત્તર વિમાનમાં દેવતા થયા.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં હસ્તીનાપુર નામે મોટું નગર છે. તેમાં આવેલા ચૈત્યોની ઉજ્વળ પતાકાના મિષથી જાણે ધર્મ નિત્ય નૃત્ય કરતો હોય તેમ જણાય છે. સર્વ ગૃહોની અંદર ચારે બાજુ રત્નોથી બાંધેલી આંગણાની ભૂમિમાં કર્દમનું નામ ફક્ત

યક્ષકર્દમમાંજ[1] હતું. રત્નોથી જડેલા તે નગરીના કિલ્લામાં પડેલા પોતાનાં પ્રતિબિંબોની ઉપર મદગંધી હાથીઓ બીજા હાથીની બુદ્ધિથી દંતઘાત કરતા હતા. રાજમંદિરોમાં, પ્રજાના ગૃહોમાં, દરવાજાઓમાં અને બીજા સર્વ સ્થાનોમાં આકાશમાં ગ્રહોની જેમ અર્હંતનાં પ્રતિબિંબો વ્યાપી રહ્યાં હતાં. તે નગરમાં, અલકાપુરીમાં કુબેરની જેમ તેજવડે નવીન સૂર્ય જેવો **શૂર** નામે રાજા હતો; તેના હૃદયમાં બીજો અંતરાત્મા હોય તેવી રીતે ધર્મ વસી રહ્યો હતો; અને અર્થ અને કામ તો બહિરાત્માની જેમ બાહેરજ રહ્યા હતા. પ્રતાપથી દિશાઓને દબાવતા એવા તે રાજાને સર્વ શાસ્ત્રો બાજુબંધ અને કડાં વિગેરેની જેમ ભુજાઓમાં આભૂષણને માટેજ હતાં. તે કોઇવાર કોપ કરતો નહીં, તથાપિ પૃથ્વીને સારી રીતે પાલતો હતો. **ચંદ્ર તીવ્રતા વિના પણ વિશ્વને પ્રકાશિત કરેછે.** રૂપલાવણ્યથી સુંદર અંગવાળી અને નિર્મળ શીળવડે શોભતી હરિને લક્ષ્મીની જેમ શ્રી નામે તેને પત્ની હતી. જાણે અમૃતની નીક હોય અથવા ચંદ્રની અધિદેવતા હોય તેમ વચનવડે અમૃતને ઝરતી એ સુંદરમુખી રમણી અતિશય શોભતી હતી. નિર્દોષ અંગવાળી તે શ્રીદેવી મંદ મંદ ચાલતી હતી અને મંદ સ્વરે બોલતી હતી. રાજહંસને હંસલીની જેમ શૂર રાજાને તે પ્રાણવલ્લભા હતી. વૈમાનિક દેવની જેમ શૂરરાજ નિર્વિઘ્ન સુખમાં મગ્ન થઇ તેની સાથે ઉત્તમ ભોગ ભોગવતો હતો.

અહીં સર્વાર્થસિદ્ધ વિમાનમાં તેત્રીશ સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કરી સિંહાવહ રાજાનો જીવ શ્રાવણ માસની કૃષ્ણ નવમીએ ચંદ્ર કૃત્તિકા નક્ષત્રમાં આવતાં ત્યાંથી ચવી શ્રીદેવીના ઉદરમાં અવતર્યો. તે સમયે ચાર દાંતવાળો શ્વેત હાથી, કુમુદ પુષ્પના જેવી કાંતિવાળો વૃષભ, ઉંચી કેશવાળવાળો કેસરી, અભિષેકવડે મનોહર લક્ષ્મી, પંચવર્ણી પુષ્પની માળા, પૂર્ણિમાનો ચંદ્ર, ઉદ્યોત કરતો સૂર્ય, પતાકા સહિત મહાધ્વજ, સુવર્ણનો પૂર્ણ કુંભ, કમળોથી ભરપૂર સરોવર, તરંગવડે ઉછળતો સમુદ્ર, રત્નમય વિમાન, આકાશ સુધી ઉંચો રત્નપુંજ અને નિર્ધૂમ અગ્નિ આ પ્રમાણે ચૌદ સ્વપ્નો શ્રીદેવીએ જોયાં. તેમણે રાજાને સ્વપ્નની વાર્ત્તા કહી. રાજાએ પ્રાતઃકાળે કહ્યું કે 'દેવિ ! આ સ્વપ્નના પ્રભાવથી તમારે ચક્રવર્તી અને તીર્થંકર પુત્ર થશે.' અનુક્રમે નવમાસ અને સાડાસાત દિવસ જતાં વૈશાખ માસની કૃષ્ણ ચતુર્દશીએ ચંદ્ર કૃત્તિકામાં આવતાં અને બીજા સર્વ ગ્રહો ઉંચના થતાં છાગના ચિન્હથી અંકિત સુવર્ણના જેવી કાંતિવાળા અને સર્વ લક્ષણોથી સંપૂર્ણ એવા એક પુત્રને શ્રીદેવીએ જન્મ આપ્યો. તે સમયે ક્ષણવાર નારકીને સુખ થયું. ત્રણ જગત્‌માં ઉદ્યોત થઈ રહ્યો, અને ઈંદ્રાદિકનાં આસનો કંપાયમાન થયાં. પ્રથમ આસનકંપથી આવીને દાસીઓની જેમ છપ્પન દિક્કુમારીઓએ સૂતિકર્મ કર્યું. પછી શક્રેંદ્ર પાંચરૂપે થઈ પ્રભુને મેરૂગિરિપર લઇ ગયા. ત્યાં ત્રેસઠ ઇંદ્રોએ તીર્થજળથી

---

૧ યક્ષકર્દમ તે ચંદન, કેસર, બરાસ, કસ્તુરી, અંબર, અગર, રક્તચંદન, સોનાનો વર્ક વિગેરે પદાર્થોનો એકરસ.

વિદ્યાધરોએ વિવિધ ભેટ ધરીને પ્રભુની પૂજા કરી. ગંગાદેવી અને નાટ્યમાલ દેવને પોતે સાધી ગંગાનું મ્લેચ્છ લોકોએ ભરપૂર એવું નિષ્કુટ સેનાપતિ પાસે સધાવ્યું. પછી સેનાપતિએ ઉઘાડેલા ખંડપ્રપાતા ગુહાના દ્વારવડે વૈતાઢ્ય ગિરિમાં પેસી પરિવાર સાથે સામી બાજુ નીકળ્યા. ત્યાં ગંગાના મુખ ઉપર રહેનારા નૈસર્પ વિગેરે નવ નિધિઓ પ્રભુને પોતાની મેળે સિદ્ધ થયા, અને ગંગાનું બીજું નિષ્કુટ સેનાપતિ પાસે સધાવ્યું. એવી રીતે આખા ભરતક્ષેત્રને કુંથુનાથ પ્રભુએ છસો વર્ષે સાધી લીધું. ચક્રવર્તીની સંપત્તિથી સંપૂર્ણ મનુષ્ય તથા દેવતાએ સેવેલા કુંથુનાથ ભગવાન્ દિગ્વિજય કરીને પાછા હસ્તીનાપુરમાં આવ્યા. પછી દેવ અને મનુષ્યોએ મળીને પ્રભુને ચક્રવર્તીપણાનો અભિષેક કર્યો. તેનો મહોત્સવ તે નગરમાં બાર વર્ષ સુધી પ્રવર્ત્યો. કુંથુસ્વામીને ચક્રવર્તીપણાના વૈભવમાં ત્રેવીશહજાર ને સાડાસાતસો વર્ષ નિર્ગમન થયાં. પછી લોકાંતિક દેવતાઓએ આવીને કહ્યું કે 'સ્વામી! તીર્થ પ્રવર્ત્તાવો.' તે વિજ્ઞપ્તિ સાંભળતાંજ પ્રભુએ પુત્રને રાજ્ય આપી વાર્ષિક દાન આપવા માંડ્યું. પછી દેવ અને રાજાઓએ જેનો નિષ્ક્રમણોત્સવ કરેલો છે એવા પ્રભુ **વિજયા** નામની શિબિકામાં બેસી સહસ્રામ્ર વનમાં પધાર્યા.

જે મનોહર વનમાં યુવાન પુરૂષની જેમ ચંપક લતાને ચુંબન કરતો, આમ્રયષ્ટિને કંપાવતો, વાસંતી લતાને નચાવતો, નિર્ગુંડીને મર્દન કરતો, ચારોળીને આલિંગન કરતો, નવમલ્લિકાને સ્પર્શ કરતો, ગુલાબીને ચતુર કરતો, કમલિનીની પાસે જતો, અશોકલતાને દબાવતો અને કદલીપર અનુગ્રહ કરતો, એવો યુવાન પુરૂષની જેવો દક્ષિણ પવન વાતો હતો; જેમાં લલિત લલનાઓ હિંચકા ખાવામાં આસક્ત હતી; જેમાં નગરના ધનાઢ્ય શ્રેષ્ઠીકુમારો પુષ્પ ચુંટવાની ક્રીડામાં વ્યગ્ર થયા હતા; અને ઉન્મત્ત કોકિલાના મધુર આલાપથી તેમજ ભ્રમરાઓના ગુંજારવથી જાણે આવકાર આપતુ હોય તેમ જે જણાતું હતું એવા સુંદર ઉદ્યાનમાં પ્રભુએ પ્રવેશ કર્યો. પછી શિબિકામાંથી ઉતરી, અલંકારાદિકનો ત્યાગ કરી, વૈશાખ માસની કૃષ્ણ પંચમીએ કૃત્તિકા નક્ષત્રમાં દિવસના પાછલે પહોરે એક હજાર રાજાઓની સાથે છઠ તપયુક્ત પ્રભુએ દીક્ષા અંગીકાર કરી. તત્કાળ મનઃપર્યય નામે ચોથું જ્ઞાન પ્રભુને પ્રાપ્ત થયુ. બીજે દિવસે ચક્રપુરમાં વ્યાઘ્રસિંહ રાજાને ઘેર પ્રભુએ પરમ અન્નવડે પારણું કર્યું. દેવતાઓએ ત્યાં વસુધારાદિ પાંચ દિવ્ય કર્યાં. વ્યાઘ્રસિંહે પ્રભુના ચરણસ્થાને રત્નમય પીઠ કરાવી. પવનની જેમ નિઃસંગ અને પ્રતિબંધ રહિત એવા પ્રભુએ છદ્મસ્થપણે સોળ વર્ષ સુધી પૃથ્વીપર વિહાર કર્યો.

અન્યદા કુંથુનાથ સ્વામી વિહાર કરતાં કરતાં પાછા સહસ્રામ્ર વનમાં આવ્યા. ત્યાં તિલકના વૃક્ષની નીચે છઠ તપ કરીને કાઉસગ્ગ ધ્યાને રહ્યા. ચૈત્ર માસની શુક્લ તૃતીયાને દિવસે ચંદ્ર કૃત્તિકા નક્ષત્રમાં આવતાં ઘાતિકર્મનો ક્ષય થતાં પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન

થયું. તત્કાળ ઇંદ્ર સહિત ચતુર્વિધ દેવનિકાયે આવી ત્રણ પ્રાકારથી મંડિત એવું સમવસરણ રચ્યું; દેવતાઓએ સંચાર કરેલા સુવર્ણના કમલ ઉપર ચરણ મૂકતા પ્રભુએ પૂર્વ દ્વારથી સમવસરણમાં પ્રવેશ કર્યો. ત્યાં ધર્મચક્રી અને જગદ્ગુરૂ એવા કુંથુનાથ સ્વામીએ ચારસો ને વીશ ધનુષ્ય ઉંચા ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા કરી, અને તેની નીચે દેવછંદક ઉપર રહેલા પૂર્વ સિંહાસન ઉપર 'તીર્થાયનમઃ' એમ કહીને પૂર્વાભિમુખે બેઠા. એટલે વ્યંતર દેવતાએ પ્રભુના પ્રભાવથી બીજી ત્રણ દિશાઓમાં પ્રભુની જેવાજ પ્રભુનાં પ્રતિબિંબો વિકુર્વ્યાં; પછી યોગ્ય સ્થાને ચતુર્વિધ સંઘ બેઠો, મધ્ય વપ્રમાં તિર્યંચો બેઠા, અને નીચેના વપ્રમાં સર્વ વાહનો રહ્યાં. પ્રભુને સમોસરેલા જાણી કુરૂવંશી રાજા ત્યાં આવ્યો, અને પ્રભુને નમસ્કાર કરી ઇંદ્રની પછવાડે અંજલિ જોડીને બેઠો. સૌધર્મેંદ્ર અને કુરૂવંશી રાજા ફરીવાર પ્રભુને નમી હૃદયમાં હર્ષ ધરતા આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.

"ચતુર્વિધ ધર્મનો ઉપદેશ કરનાર, ચાર શરીરવાળા, ચાર મુખવાળા અને ચોથા "પુરૂષાર્થ ( મોક્ષ ) ના સ્વામી એવા તમારી અમે સ્તુતિ કરીએ છીએ. હે જગદી- "શ્વર! તમે નિઃસંગપણાથી ચૌદ મહારત્નોનો ત્યાગ કરી ત્રણ નિર્દોષ રત્નોને ધારણ "કરોછો. હે નાથ! તમે આખા વિશ્વના મનને હરો છો, તે છતાં તમે મન રહિત "છો; અને ઉત્તમ સુવર્ણના જેવા વર્ણવાળા છતાં ચંદ્રની જેવું શીતળ તમારા સ્વરૂપનું "ધ્યાન થાય છે. હે પ્રભુ! તમે નિઃસંગ થતાં મોટી ઋદ્ધિવાળા છો, ધ્યાન કરવા "યોગ્ય છતાં ધ્યાતા છો, કોટિ દેવોથી વીંટાયેલા છતાં કૈવલ્યનેજ[1] ભજો છો. પોતે "વીતરાગ છતાં વિશ્વનો તમારા પર રાગ વધારો છો, અને અકિંચન છતાં જગત્‌ને "પરમ સમૃદ્ધિને માટે થાઓછો. હે અર્હન્! જેનો પ્રભાવ જાણી શકાતો નથી અને "જેનું રૂપ કળવામાં આવતું નથી એવા આપ દયાળુ સત્તરમા ભગવંતને અમારો "નમસ્કાર છે. હે વિભુ! તમને પ્રણામ કરવો તે પણ મનુષ્યોને અચિંત્ય ચિંતામ- "ણિરૂપ થાય છે, તો તમારૂ મનથી, ધ્યાનથી અને વચનથી સ્તવન કરતાં શું ન થાય? "હે પ્રભુ! તમારા સ્તવનમાં, પ્રણામમાં, ધ્યાનમાં અને તમારાજ વિષયમાં અમારી "પ્રવૃત્તિ સદા રહો, બીજા મનોહર પદાર્થોની અમારે કાંઈ જરૂર નથી."

આ પ્રમાણે ઇંદ્ર અને કુરૂરાજ સ્તુતિ કરી રહ્યા પછી શ્રી કુંથુનાથ ભગવંતે ધર્મદેશના આપવા માંડી.

"મોટા દુઃખનું કારણ એવો આ સંસારરૂપ સાગર ચોરાશીલાખ યોનિરૂપ જલભ્રમ- "રીઓમાં પડવા વડે અતિ ભયંકર છે. તે ભવસાગરને તરવામાં સમર્થ એવી નાવિકા "વિવેકી જનોને ઇંદ્રિય રૂપ ઉર્મિઓના જય સાથે મનઃશુદ્ધિ કરવી, તે છે. વિદ્વાનોએ "મનઃશુદ્ધિ નિર્વાણમાર્ગને બતાવનારી અને કદિપણ નહિ બુઝે તેવી એક દીપિકા

---

૧ કૈવલ્ય એટલે કેવલજ્ઞાન અને વિરાધપક્ષે કૈવલ્ય એટલે એકલા છો.

જ્ઞાન થયા પછી ત્રેવીશહજાર સાતસો ને ચોત્રીશ વર્ષ ગયા ત્યારે પોતાને નિર્વાણસમય નજીક આવેલો જાણી પ્રભુ સંમેતશિખરે પધાર્યા અને ત્યાં એક હજાર મુનિઓની સાથે અનશન કર્યું. માસને અંતે વૈશાખ માસની કૃષ્ણ પ્રતિપદાને દિવસે કૃત્તિકા નક્ષત્રમાં તે સર્વ મુનિઓની સાથે કુંથુનાથ પ્રભુ મોક્ષે ગયા. કૌમારપણામાં, રાજ્ય કરવામાં, ચક્રવર્ત્તીપણામાં અને વ્રતમાં સરખા ભાગે આયુષ્ય ગાળી, પંચાણુ હજાર વર્ષનું આયુષ્ય તેમણે પૂર્ણ કર્યું હતું. શ્રી શાંતિનાથ પ્રભુના નિવાર્ણ પછી અર્દ્ધપલ્યોપમ કાળ ગયો ત્યારે શ્રી કુંથુનાથ ભગવાનનું નિર્વાણ થયુ. તે અવસરે ઇંદ્રોએ દેવો સહિત આવી ત્યાં પ્રભુનો નિર્વાણ મહોત્સવ કર્યો અને પ્રભુની દાઢ તથા દાંત વિગેરે પવિત્ર વસ્તુ પૂજન કરવાને માટે ક્રમ પ્રમાણે પોતાના સ્થાનમાં લઈ ગયા.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते
महाकाव्ये षष्ठे पर्वणि श्रीकुंथुनाथचरितवर्णनो
नाम प्रथमः सर्गः ॥



# સર્ગ ૨ જો.

## શ્રી અરનાથ ચરિત્ર.

ઈક્ષ્વાકુ વંશમાં તિલક રૂપ, ગોરોચના ચંદન જેવી સુંદર કાંતિવાળા અને ચોથા આરારૂપ સરોવરમાં હંસ સમાન એવા શ્રી અરનાથ પ્રભુ તમારૂં રક્ષણ કરો. ત્રણ જગતરૂપ કુમુદને આનંદ આપવામાં ચંદ્ર સમાન એવા પરમેષ્ઠી શ્રી અરનાથ અર્હંતનું ઉજ્વલ ચરિત્ર હવે કહેવામાં આવશે.

આ જંબૂદ્વીપના પૂર્વ વિદેહક્ષેત્રમાં સીતા નદીના વિસ્તારવાળા તટ ઉપર વત્સ નામે વિજય છે. તેમાં સુસીમા નામે મોટી નગરીમાં શૌર્ય સંપત્તિની સીમારૂપ ધર્મ અને કીર્ત્તિરૂપ ધનવાળો ધનપતિ નામે રાજા હતો. તે રાજા સારભૂત આજ્ઞાથી પૃથ્વીપર રાજ્ય કરતે છતે કોઈને બંધન, તાડન, અંગખંડન કે દંડ કાંઇપણ થતું નહોતું. પરસ્પર રાજ્યકલહ વગરના અને વાત્સલ્યભાવથી વર્ત્તતા લોકોથી બધી પૃથ્વી મુનિના આશ્રમ જેવી લાગતી હતી. તેના દયા રૂપ જળતરંગવાળા મનરૂપ સરોવરમાં હંસની જેમ શ્રીજિનોક્ત ધર્મ સદા ક્રીડા કરતો હતો. અનુક્રમે આ અસાર સંસારથી વિરક્ત થઈને સાર ગ્રહણ બુદ્ધિવાળા તેણે સંવરને ગ્રહણ કરી સંવર મુનિની પાસે દીક્ષા લીધી. વિવિધ અભિગ્રહને ધારણ કરીને તે રાજમુનિ વ્રતને પાળતાં, તીવ્ર તપસ્યા કરતાં પૃથ્વીપર વિહાર કરવા લાગ્યા. એકવાર તેમણે ચાતુર્માસ્યના ઉપવાસ કર્યા. પારણાને દિવસે જિનદાસ નામે શ્રેષ્ઠીપુત્રે શ્રદ્ધાથી તેમને પ્રતિલાભિત કર્યા. અનુક્રમે અર્હંત આરાધનાદિ કેટલાએક સ્થાનકોના આરાધનવડે તે ધનપતિ મુનિએ કર્મના દ્વેષ કરતાં તીર્થંકરનામકર્મ ઉપાર્જન કર્યું. કાળયોગે મનઃસમાધિએ પંચત્વ પામી તે ધનપતિ મુનિ નવમા ગ્રૈવેયકમાં પરમ મહર્દ્ધિક દેવતા થયા.

જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં પરમ સમૃદ્ધિવાળું હસ્તીનાપુર નામે નગર છે. ત્યાં સેવાને માટે આવેલા રાજાઓ પ્રજા જેવા લાગેછે અને દિવ્ય વાહન અને વેષ પહેરનારી પ્રજાઓ રાજા જેવી લાગે છે. નગરની આસપાસ આવેલી વલયાકાર ખાઈ, જાણે તેમાં લક્ષ્મીને સ્થિર રાખવાને માટે વિધાતાએ તેને આજ્ઞાલેખ ( આણ્ય ) દીધેલ હોય તેવી જણાય છે. તે નગરીમાં સુવર્ણ, સ્ફાટિક અને નીલમણિનાં અનેક ચૈત્યો છે, તે મેરૂ, કૈલાશ અને અંજનગિરિનાં શિખરો હોય તેવાં દેખાય છે. તે નગરમાં દેવતાઓમાં ઇંદ્રની જેવો શ્રેષ્ઠ અને ચંદ્રની પેઠે સુદર્શન[1] સુદર્શન નામે રાજા હતો. તેના આસનમાં, શયનમાં, ગ્રહમાં અને બહાર નિરંતર સાનિધ્યે રહેતો ધર્મ જાણે તેનો પ્રિય મિત્ર હોય તેવો લાગતો હતો. સિદ્ધ મંત્રની જેમ તેનો પ્રતાપ એવો પ્રસરતો હતો કે

---

૧ સારા દર્શનવાળો.

તેની ચતુરંગ સેના માત્ર આચાર તરીકે રહેલી હતી. રાજાઓએ ભેટ કરેલા ગજેંદ્રોના ઘાટા મદજલની ધારાઓથી તેના ઘરના આંગણાની રજ હમેશાં શમી જતી હતી. તેના અંતઃપુરમાં શિરોમણિ જાણે કોઈ દેવી આવેલી હોય તેવી મહાદેવી નામે તેને એક પ્રિયા હતી. તે કદિ પણ પતિની સાથે પ્રણયકોપ કરતી નહીં અને પ્રકૃતિથી આર્ય એવી એ રમણી સપત્નીઓમાં પણ ઈર્ષ્યા ધરતી નહીં. તેનામાં રહેલો પતિનો પ્રસાદ અને ઉત્તમ સૌભાગ્ય તેને જરા પણ મદ ઉત્પન્ન કરતાં નહીં. તથાપિ તે પ્રમદાઓમાં શિરોમણિ કહેવાતી હતી. નિર્દોષ અંગવાળી અને લાવણ્યની સરિતારૂપ તે દેવીના જેવી બીજી પ્રતિમા માત્ર દર્પણમાંજ દેખાતી હતી, બીજે ઠેકાણે દેખાતી નહોતી. તેની સાથે ભોગ ભોગવતો બલવાન સુદર્શન રાજા સ્વર્ગમાં રહેનારા દેવતાની જેમ કાલ નિર્ગમન કરતો હતો.

ગ્રૈવેયક દેવલોકમાં રહેલા અને એકાંત સુખમાં મગ્ન એવા ધનપતિના જીવે ત્યાં પોતાનું આયુષ્ય પૂર્ણ કર્યું; અને ફાલ્ગુણ માસની શુક્લ દ્વિતીયાને દિવસે ચંદ્ર રેવતી નક્ષત્રમાં આવતાં ત્યાંથી ચવીને તે મહાદેવીના ઉદરમાં અવતર્યો. સુખે સુતેલા મહાદેવીએ રાત્રિના શેષ ભાગે તીર્થંકરના જન્મને સૂચવનારાં ચૌદ મહા સ્વપ્ન જોયાં. માતાને નહીં પીડતો, શોભાને વધારતો અને ત્રણ જ્ઞાન ધરતો એ ગર્ભ ગૂઢ રીતે વધવા લાગ્યો. અનુક્રમે માર્ગશીર્ષ માસની શુક્લ દશમીએ ચંદ્ર રેવતી નક્ષત્રમાં આવતાં નંદાવર્ત્તના લાંછનવાળા અને સર્વ લક્ષણોએ પૂર્ણ એવા એક કનકવર્ણી પુત્રને માતાએ જન્મ આપ્યો. તે સમયે છપ્પન દિક્કુમારીઓએ આવીને સૂતિકર્મ કર્યું અને ચોસઠ ઇંદ્રોએ મેરૂ ઉપર લઈ જઇને જન્માભિષેક કર્યો. પછી ચંદનના વિલેપનાદિકથી પૂજા કરી, આરતી ઉતારીને સૌધર્મેંદ્રે આ પ્રમાણે સ્તુતિ કરી.

"અઢાર દોષ રહિત, અને અઢાર પ્રકારના બ્રહ્મચર્યને ધારણ કરનારા પુરૂષોને "ધ્યાન કરવા યોગ્ય એવા અઢારમા તીર્થંકરને મારો નમસ્કાર થાઓ. હે તીર્થનાથ ! "જેવી રીતે તમે ગર્ભમાંથીજ ત્રણ જ્ઞાન ધારણ કરોછો, તેવી રીતેજ આ ત્રણ જગ- "તને પણ ધારણ કરોછો. હે સ્વામી ! રાગ દ્વેષાદિ તસ્કરો મોહરૂપ અવસ્વાપિની "નિદ્રા મૂકીને આ ત્રણ જગત્‌ને લાંબા વખતથી લુટી લેછે, માટે હવે સત્વર તેની "રક્ષા કરો. હે નાથ ! જેમ શ્રાંત થઈ ગયેલાઓ રથને, તૃષાતુરો નદીને, તાપથી "તપેલાઓ વૃક્ષની છાયાને, ડુબી જતાઓ વહાણને, રોગીઓ ઔષધને, અંધકારથી "અંધ થયેલાઓ દીપકને, હિમથી પીડિત થયેલાઓ સૂર્યને, માર્ગ ભૂલી ગયેલાઓ "ભોમીઆને અને વ્યાઘ્રથી ભય પામેલાઓ અગ્નિને પ્રાપ્ત કરે તેમ અનાથપણાને "લીધે ઘણા કાળથી વિધુર થઈ ગયેલા અમોએ અત્યારે તમારા જેવા તીર્થપતિ "નાથને પ્રાપ્ત કરેલા છે. તમારા જેવા સ્વામીને પ્રાપ્ત કરી આ સુર, અસુર અને "મનુષ્યો હર્ષથી ન સમાતા હોય તેમ પોતપોતાના સ્થાનથી અહીં આવે છે. હે નાથ !

"હું તમારી પાસે બીજું કાંઈ પણ માગતો નથી, માત્ર એટલું માગું છું કે તમે ભવે-"ભવ મારા નાથ થજો."

આ પ્રમાણે સ્તુતિ કરી પ્રભુને લઈને ઇંદ્ર ગજપુરમાં આવ્યો અને ત્યાં દેવીના પડખામાં પ્રભુને પધરાવ્યા. પ્રભાતે રાજા સુદર્શને પ્રભુનો જન્મમહોત્સવ કર્યો અને સ્વપ્નમાં દેવીએ અર ( ચક્રના આરા ) દીઠેલા હતા તેથી પ્રભુનું અર એવું નામ પાડ્યું. દેવાંગના રૂપ ધાત્રીઓથી, સમાન વયના થઈને આવેલા દેવતાઓથી અને ક્રીડાના સાધનો ( રમકડાંઓ ) થી ક્રીડા કરતા પ્રભુ અનુક્રમે મોટા થયા. ત્રીશ ધનુષની કાયાવાળા અરનાથ પ્રભુ પિતાના શાસનની ગૌરવતાને માટે યોગ્ય સમયે અનેક રાજકન્યાઓ સાથે પરણ્યા, અને જન્મથી એકવીશ હજાર વર્ષો ગયાં પછી પ્રભુએ પિતાની આજ્ઞાથી રાજ્યધુરા ધારણ કરી. પ્રભુને માંડલિકપણામાં તેટલાજ વર્ષ ગયા પછી શસ્ત્રાગારમાં ગગનચારી ચક્રરત્ન ઉત્પન્ન થયું. પછી પ્રાપ્ત થયેલા બીજા તેર રત્નોને પણ સાથે લઈ અરનાથ પ્રભુ ચક્રરત્નની પાછવાડે દિગ્વિજય કરવા નીકળ્યા. ચારસો વર્ષ સુધી ફરીને આખા ભરતક્ષેત્ર ઉપર પોતાનું શાસન પ્રવર્ત્તાવ્યું. ચક્રવર્ત્તી-પણામાં પણ તેટલોજ કાળ ( ૨૧૦૦૦ વર્ષ ) ગયો ત્યારે લોકાંતિક દેવતાઓએ આવીને કહ્યું કે 'સ્વામી તીર્થ પ્રવર્ત્તાવો.' એટલે પ્રભુ વાર્ષિક દાન આપી, પોતાના પુત્ર અરવિંદને રાજ્ય સોંપી, વૈજયંતી શિબિકામાં બેસીને સહસ્રામ્રવનમાં ગયા. તે વનનાં વૃક્ષો મુનિઓની જેમ મૌન રહેલા કોકિલ પક્ષીઓએ આશ્રિત કર્યા હતા, તેમાં આવેલી કૃષ્ણવર્ણી શેલડીના વાઢની રક્ષણ કરનારી સ્ત્રીઓના મધુર ગીત સાંભળી વટેમાર્ગુ ઉભા રહેતા હતા. ત્યાં ક્રીડા કરતી નગર સ્ત્રીઓના કેશપાસને જોતાં મયૂરના છુટા પડેલાં પીંછાઓએ તેનું શરણ કર્યું હોય એમ જણાતું હતું. પુંનાગના પુષ્પોની ખુશબોથી મધુકરો પ્રમોદ ધરતા હતા, બીજોડી અને નારંગીના ફલથી આકાશ પીળુ થઈ ગયું હતું, જાણે હેમંતના હાસ્ય હોય તેવા ચારોળી, ફુલી, ડોલર અને મુચકુંદની કલીઓથી તે શોભી રહ્યું હતું અને રોહડાનાં પુષ્પોની રજથી તેણે દિશાઓને નિર્મલ કરી હતી. આવા સુંદર ઉદ્યાનમાં નંદ્યાવર્ત્તથી લાંછિત એવા અરનાથ પ્રભુએ પ્રવેશ કર્યો.

પછી તે વનમાં વૈજયંતી શિબિકામાંથી ઉતરી, માર્ગશીર્ષ માસની શુક્લ એકાદશીએ ચંદ્ર રેવતી નક્ષત્રમાં આવતાં દિવસના પાછલે પહોરે એક હજાર રાજાઓની સાથે પ્રભુએ છઠ્ઠ તપ કરીને દીક્ષા લીધી. તત્કાળ તેમને મનઃપર્યયજ્ઞાન પ્રાપ્ત થયું. બીજે દિવસે રાજપુર નગરમાં અપરાજીત રાજાને ઘેર પ્રભુએ પરમ અન્નથી પારણું કર્યું. દેવતાઓએ ત્યાં વસુધારાદિ પાંચ દિવ્ય કર્યાં અને પ્રભુના ચરણને સ્થાને રાજાએ રત્ન-પીઠ રચાવી. આસન અને શયનને બીલકુલ તજી દઈ વિવિધ અભિગ્રહને ધારણ કરતા પ્રભુએ છદ્મસ્થપણે ત્રણ વર્ષ સુધી પૃથ્વીપર વિહાર કર્યો. એકદા પાછા તેજ સહસ્રામ્ર-

વનમાં આવી આમ્ર વૃક્ષની નીચે પ્રતિમા ધરીને ઉભા રહ્યા. ત્યાં કાર્તિક માસની શુક્લ દ્વાદશીએ ચંદ્ર રેવતી નક્ષત્રમાં આવતાં પ્રભુને ઘાતિકર્મના ક્ષયથી કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. દેવતાઓએ આવી તત્કાળ સમોસરણ રચ્યું, તેમાં પ્રભુએ પૂર્વદ્વારથી પ્રવેશ કર્યો, અને ત્રણસો ને સાઠ ધનુષ ઉંચા ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા કરી 'તીર્થાય નમઃ' એમ બોલી પૂર્વાભિમુખે પૂર્વ સિંહાસનપર આરૂઢ થયા. વ્યંતરોએ તરતજ બીજી ત્રણ દિશાઓમાં તેમના પ્રતિબિંબો વિકુર્વ્યાં, ચતુર્વિધ સંઘ પણ આવીને યોગ્ય સ્થાને બેઠો. પ્રભુને સમોસર્યા જાણી રાજા કુરૂદ્રહ પણ તરત ત્યાં આવ્યો અને ભગવંતને નમીને તે ઈંદ્રની પછવાડે બેઠો. પછી ઈંદ્ર અને કુરૂદ્રહ રાજા ઉભા થઇને આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.

"ત્રણ ભુવનના અધીશ, સર્વ વિશ્વપર વાત્સલ્ય ભાવના ધરનાર, કરૂણાના સાગર, "અને અતિશયોથી શોભિત એવા હે પ્રભુ ! જય પામો. હે નાથ ! જેમ નિષ્કારણ જગ- "તના ઉપકારને માટે સૂર્ય પોતાના સકલ કિરણોથી વિશ્વને પ્રકાશ કરે છે, જેમ ચંદ્ર "પોતાની જ્યોત્સનાથી વિશ્વનો સંતાપ હરે છે, જેમ વર્ષાઋતુ મેઘના જલથી જગતને "જીવન આપે છે, જેમ વાયુ પોતાની નિરંતરની ગતિથી જગતને આશ્વાસન કરે છે, "તેવી રીતે નિષ્કારણ ત્રણ લોકના ઉપકારને માટે જ તમારી પ્રવૃત્તિ જય પામે છે. "હે સ્વામી ! જે આ જગત્ અત્યાર સુધી અંધકારમય અને અંધ થઇ રહ્યું હતું, "તે તમારાથી હવે પ્રકાશમય અને નેત્રવાળું થયેલું છે. હે નાથ ! હવેથી નરકનો માર્ગ "ખીલાઈ જશે, તિર્યંચ યોનિમાં પણ થોડી ગતિ પ્રવર્ત્તશે, સ્વર્ગ લોક એક સીમાડાના "બીજા ગામડા જેવું થશે, અને મુક્તિ જે ઘણી દૂર છે તે પણ નજીક થશે. હે પ્રભો ! "વિશ્વના ઉપકારને માટે તમે વિહાર કરતાં પ્રાણીઓને અસંભવિત કલ્યાણ પણ શું શું "પ્રાપ્ત નહીં થાય ? અર્થાત્ સર્વ કલ્યાણ પ્રાપ્ત થશે."

આ પ્રમાણે ઇંદ્ર અને કુરૂરાજ સ્તુતિ કરી રહ્યા પછી અરનાથ ભગવાને ધર્મ-દેશના દેવાનો આરંભ કર્યો.

" ધર્મ, અર્થ, કામ અને મોક્ષ—એ ચાર પુરૂષાર્થમાં એકાંત સુખનો સાગર એવો " મોક્ષ પુરૂષાર્થ મુખ્ય છે, તેને સાધનારૂં ધ્યાન છે; તે સદા મનને આધીન છે. તે મનને " યોગીઓ આત્માધીન કરે છે, પણ રાગાદિ શત્રુઓ પાછા દબાવીને તે મનને પરાધીન " કરી દે છે. એ મનને સારી રીતે રક્ષણ કરીને રાખ્યું હોય તોપણ સહજ " માત્ર મિષ પામીને પિશાચની જેમ રાગાદિ તેને વારંવાર છળે છે. રાગાદિરૂપ તિમિ- " રથી જ્ઞાનનો નાશ કરનાર અજ્ઞાન અધની જેમ ખેંચીને પ્રાણીને નરકના ખા- " ડામાં પાડી દે છે. દ્રવ્યાદિકમાં જે રતિ અને પ્રીતિ તે રાગ અને તેમાં જે અરતિ " અને અપ્રીતિ તે દ્વેષ એમ વિદ્વાનો કહે છે. એ રાગ અને દ્વેષ સર્વ પ્રાણીઓના દૃઢ " બંધનરૂપ છે અને સર્વ દુઃખરૂપ વૃક્ષોના મૂલ અંકુર છે. જો એ રાગદ્વેષ જગતમાં " ન હોત તો સુખમાં કોણ વિસ્મય પામત ? દુઃખમાં કોણ કૃપણ થાત ? અને મોક્ષને

"કોણ ન પામત ? રાગ વિના દ્વેષ અને દ્વેષ વિના રાગ રહેતોજ નથી, તેઓ બંનેમાંથી "એકનો ત્યાગ કરતાં બંનેનો ત્યાગ થાય છે. કામાદિ સર્વ દોષો રાગનો પરિવાર છે "અને મિથ્યાભિમાન પ્રમુખ દ્વેષનો પરિવાર છે. તે રાગ દ્વેષનો પિતા, બીજ, નાયક કે "પરમેશ્વર, મોહ છે અને તે તેમનાથી અભિન્ન છે; તેથી સર્વ દોષોના પિતામહ એવા "તે મોહથી ઘણી સંભાળ રાખીને રહેવું યોગ્ય છે. સંસારમાં આ ત્રણ ( રાગ, દ્વેષ ને "મોહ ) દોષજ છે, તે શિવાય બીજો કોઈ દોષ નથી. તે ત્રણ દોષથીજ આ સંસાર- "વારિધિમાં સર્વ પ્રાણીઓ ભમ્યા કરે છે. જીવ સ્વભાવે સ્ફાટિક મણિ જેવો નિર્મળ "છે પણ તે ત્રણ દોષની ઉપાધિથી તદ્રુપપણે જણાય છે. અહા ! આ આખું વિશ્વ "રાજા વગરનું છે કે જેથી તેમાં રહેલા પ્રાણીઓનું જ્ઞાનસર્વસ્વ અને સ્વરૂપ તે લુંટા- "રાઓ જોતાં જોતામાં લુંટી લે છે. જે પ્રાણીઓ નિગોદમાં છે અને જેઓ નજદીકમાં "મુક્તિ જવાવાળા છે તે સર્વની ઉપર તેમની નિર્દય સેના આવીને પડે છે. શું તેમને "મુક્તિ સાથે વૈર છે કે મુમુક્ષુ સાથે વૈર છે કે જેથી તે બંનેનો થતો યોગ તેઓ "અટકાવે છે ?"

"ઉત્તમ મુનિ બંને લોકમાં અપકાર કરનારા એ ત્રણ દોષથી જેવા ભય પામે છે તેવા "વ્યાઘ્ર, સર્પ, જલ અને અગ્નિથી ભય પામતા નથી. આવો આ મહા સંકટવાળો માર્ગ "મહા યોગીઓએ આશ્રિત કરેલો છે, કે જેની બને બાજુએ રાગ દ્વેષરૂપ વ્યાઘ્ર અને "સિંહ ઉભા છે. નિર્વાણપદની ઇચ્છા કરનારા પ્રમાદ રહિત પુરૂષોએ સમભાવને "અંગીકાર કરીને એ રાગદ્વેષ શત્રુનો જય કરવો."

આ પ્રમાણે પ્રભુની દેશના સાંભળીને ઘણા લોકોએ દીક્ષા લીધી. પ્રભુને કુંભ વિગેરે તેત્રીશ ગણધરો થયા. પ્રથમ પૌરૂષી પૂર્ણ થઇ એટલે પ્રભુએ દેશના સમાપ્ત કરી. પછી તેમના પાદપીઠપર બેસીને કુંભ ગણધરે દેશના આપવા માંડી. બીજી પૌરૂષી પૂર્ણ થઇ ત્યારે તેમણે પણ દેશના સમાપ્ત કરી. એટલે ઈદ્રાદિક દેવતાઓ પ્રભુને નમીને પોતપોતાને સ્થાનકે ગયા. એ પ્રભુના તીર્થમાં ત્રણ નેત્રવાળો, શ્યામવર્ણી, શંખના વાહનપર બેસનારો, છ દક્ષિણ ભુજાઓમાં બીજોરૂ, બાણ, ખડ્ગ, મુદ્ગર, પાશ અને અભય તથા છ વામ ભુજાઓમાં નકુલ, ધનુષ્ય, ઢાલ, શૂલ, અંકુશ અને અક્ષસૂત્રને ધારણ કરનારો ષણ્મુખ નામે યક્ષ શાસન દેવતા થયો અને નીલવર્ણવાળી, કમળપર બેસનારી, બે દક્ષિણ ભુજામાં બીજોરૂ અને કમળ તથા બે વામ ભુજામાં પદ્મ અને અક્ષસૂત્ર ધરનારી ધારિણી નામે શાસનદેવી થઈ. એ બંને શાસનદેવતા નિરંતર અરનાથ ભગવંતની સમીપેજ રહેતા હતા.

એ શાસન દેવતાઓથી અધિષ્ઠિત અરનાથ પ્રભુ પૃથ્વીપર વિહાર કરતાં અન્યદા પદ્મિનીખંડ નામે નગરની બહાર સમોસર્યા. ત્યાં પ્રભુ દેશના આપીને વિરામ પામ્યા. પછી કુંભ ગણધરે સંશયનો છેદ કરે તેવી દેશના આપી તે સમયે એક વામન પુરૂષ

ત્યાં આવી ધર્મ સાંભળવા બેઠો હતો. દેશનાને અંતે **સાગરદત્ત** નામના એક શેઠે કુંભ ગણધરને નમસ્કાર કરીને કહ્યું કે-"હે ભગવન્! આ સંસારની પ્રકૃતિથીજ સર્વ પ્રાણીઓ દુ:ખી તો હોય છે, પણ તેમાં હું સર્વથી વિશેષ દુ:ખી છું; મારે લેશ માત્ર સુખ નથી. મારે **જિનમતી** નામે સ્ત્રી છે, તેના ઉદરથી રૂપવડે દેવાંગનાને પણ તિરસ્કાર કરનારી **પ્રિયદર્શના** નામે એક પુત્રી થઈ છે. તે પુત્રીએ સર્વ કલાઓમાં અસમાન કુશલતા મેળવી છે અને વય, સ્વરૂપ તથા ચાતુર્ય સંબંધી વિશેષ પ્રકારની શોભા પ્રાપ્ત કરી છે. તેને માટે યોગ્ય વર નહીં મળવાથી એકદા હું દુ:ખી થઇને ચિંતા કરતો હતો તે વખતે મારી પત્ની જિનમતીએ કહ્યું કે, 'હે નાથ! શી ચિંતા કરો છો?' મેં કહ્યું-'હે સુંદરિ! પુત્રી પ્રિયદર્શનાને યોગ્ય વર શોધતાં કોઈ મળતો નથી તેથી મને ચિંતા થાય છે.' મારી સ્ત્રીએ કહ્યું-'હે પ્રિય! તેને માટે તમારે કોઇ શ્રેષ્ઠ વર શોધવો કે જેથી આપણને પછી પશ્ચાત્તાપ થાય નહીં.' મેં કહ્યું-'પ્રિયા! તે વિષે તો દૈવજ પ્રમાણ છે. કેમકે સર્વ લોકો પોતાના હિતમાં તત્પર રહે છે, કોઇ પોતાને માટે થોડું ઇચ્છતો નથી પરંતુ સૌને પોતપોતાના ભાગ્ય અનુસારેજ મળે છે, વધારે મળતું નથી.'

આ પ્રમાણે કહી હું બજારમાં ગયો. ત્યાં માર્ગમાં **તામ્રલિપ્તી** નગરીથી આવેલા **ઋષભદત્ત** નામના એક મહર્દ્ધિક સાર્થવાહને મેં દીઠો. સાધર્મીપણાને લીધે તે મારો પૂર્વે મિત્ર થયો હતો તેથી તેની સાથે સ્નેહ ભરેલા અને વ્યાપારના વૃત્તાંતે ગર્ભિત એવા કેટલાક વાર્ત્તાલાપ થયા. પછી એક દિવસે કોઇ કારણને લઇને તે મારે ઘેર આવ્યો. ત્યાં મારી પુત્રી પ્રિયદર્શનાની સામું ઘણીવાર સુધી તે જોઇ રહ્યો. પછી તેણે કહ્યું-'આ કોની કન્યા છે?' મેં કહ્યું-'તે મારી કન્યા છે, પણ તમે ઘણીવાર સુધી તેની સામું કેમ જોયું?' તે બોલ્યો-"**વીરભદ્ર** નામે એક યુવાન અને નીતિમાન્ મારે પુત્ર છે. તે રૂપથી કામદેવને, કાવ્ય શક્તિથી કવિ (શુક્ર) ને, વક્તૃત્વ શક્તિથી ગુરૂને, વિજ્ઞાન શક્તિથી વર્દ્ધકીને, ગીતથી હૂહુ ગંધર્વને, વિણાથી તુંબરૂને, નાટચકલાથી ભરતને અને વિનોદ ક્રિયાથી નારદને ઉલ્લંઘન કરે તેવો છે. ગુટિકાદિ પ્રયોગથી દેવની જેમ કામરૂપિ[1] છે. જગત્માં એવી કોઇ કળા નથી કે જે મારો પુત્ર વિધાતાની પેઠે જાણતો નથી. આજ સુધી તેને યોગ્ય એવી કોઇપણ કન્યા મારા જોવામાં આવી નથી, પણ આ તમારી કન્યા તેને યોગ્ય છે તે ચિરકાળે મારા જોવામાં આવી છે." તે સાંભળી હું બોલ્યો-"આ મારી કન્યા કલાકૌશલ્યવડે શોભિત છે અને તેને યોગ્ય વર મેળવવા માટે લાંબો કાળ થયાં હું પણ ચિંતાગ્રસ્ત છું. અનુકૂળ દૈવના યોગથી આપણ બંનેનો સુહૃદ સંબંધ છે. તો આ બંને આપણા અપત્યનો વરવધૂપણે સંબંધ ચિરકાળ પર્યંત જોડાઓ." પછી આવી યોગ્ય પુત્રવધૂના લાભથી હર્ષ પામી ઋષભદત્ત પોતાની નગરીએ ગયો અને ત્યાંથી તેણે મોટી જાન સાથે પોતાના પુત્ર વીરભદ્રને પરણવા મોકલ્યો. વર નરીક્ષ

---

૧ ઇચ્છીતરૂપ કરનારો.

આવેલા વીરભદ્રમાં તેના પિતાએ કહેલા સર્વે રૂપ અને ગુણ જોઈ હું ઘણો આનંદ પામ્યો. પછી શુભ દિવસે કુલસ્ત્રીઓએ કરેલા માંગલિક આચાર પૂર્વક વીરભદ્ર મારી પુત્રી પ્રિયદર્શનાને પરણ્યો. કેટલાએક દિવસ મારે ત્યાં રહી પછી વધુ સહિત તે પોતાની નગરીએ ગયો. **માની પુરૂષો લાંબો કાળ કદિપણ સાસરાને ઘેર રહેતા નથી.**

કેટલોએક કાળ ગયા પછી મારા સાંભળવામાં આવ્યું કે રાત્રિના છેલા પહોરે પ્રિયદર્શનાને સૂતી મુકીને તે વીરભદ્ર એકાકી ક્યાં પણ ચાલ્યો ગયો છે. હમણા તેના ખબર આ વામન પુરૂષ લાવેલો છે, પણ તે સ્ફુટ રીતે કહેતો નથી. માટે હે પ્રભુ ! તમે સ્ફુટ રીતે કહો." આ પ્રમાણે સાગરદત્ત શેઠે ભગવાન્ કુંભ ગણધરને વિજ્ઞપ્તિ કરી, એટલે કૃપાળુ મુનિ બોલ્યા—"હે શ્રેષ્ઠિન્ ! તારા જમાતા વીરભદ્રને તે રાત્રે એવો વિચાર થયો કે 'હું કળાઓનો પારદર્શી છું, મારે ઘણા મંત્રો સિદ્ધ થયેલા છે, મેં દિવ્ય ગુટિકાના વિસ્મયકારી પ્રયોગો જાણેલા છે, સર્વ પ્રકારના વિજ્ઞાનમાં મેં સંપૂર્ણ ચાતુર્ય મેળવ્યું છે. પરંતુ આ સર્વ મારૂં ચાતુર્ય અપ્રકાશિત હોવાથી નિરર્થક છે, કારણ કે અહીં વડિલોના સાનિધ્યપણાથી લજ્જાને લીધે હું નિયંત્રિત થયેલો છું. કુવાના દેડકાની પેઠે અહીંજ પડચો રહેવાથી હું કાપુરૂષ જેવો થઇ ગયો છું; માટે અહીંથી બીજા દેશમાં જઈ મારા ગુણોને પ્રકાશિત કરૂં.' આ પ્રમાણે વિચારી તે ઉભો થયો. ફરી તેને વિચાર થયો કે આ પ્રિયદર્શના જો કૃત્રિમ નિદ્રા લેતી હશે તો મારા ગમનમાં વિઘ્ન કરશે. એવું ધારી તેણે પોતાની પ્રિયાને ક્રીડા કરવા માટે ઉઠાડવા માંડી. તે સમયે પ્રિયદર્શનાએ કહ્યું—' હે પ્રિય ! મને માથામાં પીડા થાય છે, શા માટે મને કદર્થના કરોછો ?' વીરભદ્રે કહ્યું—'કોના દોષથી મસ્તકપીડા થાય છે?' પ્રિયદર્શનાએ કહ્યું—' તમારા દોષથી.' વીરભદ્રે કહ્યું—' મારો શો દોષ છે?' પ્રિયદર્શના બોલી—' આ સમયે પણ તમે આવી ચાતુર્ય ભરેલી વાણી બોલો છો તે.' વીરભદ્રે કહ્યું—' હે કાંતા ! કોપ કરશો નહીં, હવે ફરીવાર હું આવું નહીં કરૂં.' આ પ્રમાણે સાભિપ્રાય વચનો કહીને તેણે પ્રિયદર્શના સાથે અધિક વિષયક્રીડા કરી. પછી રતિશ્રાંત થયેલી અને પોતાના પતિની વક્રોક્તિ નહીં જાણતી પ્રિયદર્શના ગાઢ નિદ્રાથી સુઇ ગઇ. જ્યારે તે સાચી રીતે ઉંઘી ગઇ ત્યારે દૃઢ રીતે દબાયેલુ અંતરીય વસ્ત્ર છોડાવ્યા વગર તેને ઉંઘતી મુકીને વીરભદ્ર વીરની જેમ પોતાના ઘરમાંથી બહાર નીકળી આવ્યો. પછી ગુટિકાના પ્રયોગથી તે શ્યામવર્ણ થઇ ગયો. **વર્ણના ફારફેરથી કાવ્યની[1] જેમ રૂપ પણ બદલાઈ જાય છે.**

વીરભદ્ર કુમાર વિદ્યાધરની જેમ ગ્રામ શહેર વિગેરેમાં પોતાના કળાકલાપને અને અતિશય વિજ્ઞાનને બતાવતો ફરવા લાગ્યો. પતિના જતા રહેવાથી પ્રિયદર્શના સાસુ સસરાની રજા લઇને તમારે ઘેર આવી. '**પતિ વિના કુલીન સ્ત્રીઓએ બીજે નિવાસ કરવો ઉચિત નથી.**' અનુક્રમે ફરતો ફરતો વીરભદ્ર સિંહલદ્વીપમાં રત્નાકર નામના રાજાથી

૧ કાવ્યપક્ષે વર્ણ એટલે અક્ષર લેવા.

અધિષ્ઠિત એવા રત્નપુર નગરમાં આવ્યો. ત્યાં શંખની જેવા ઉજ્વલ ગુણવાળા શંખ નામના શેઠની દુકાને જઇને બેઠો. તેને જોઈને હર્ષ પામેલા શેઠે પૂછ્યું કે 'ભદ્ર! તમે ક્યાંથી આવોછો?' વીરભદ્રે કહ્યું–'તાત! તામ્રલિપ્તી નગરીથી મારે ઘેરથી રીસાઈને નીકળ્યો છું અને ફરતો ફરતો અહીં આવ્યો છું.' શંખ શેઠ બોલ્યા–'કુમાર! તમે સુકુમાર છતાં આવી રીતે વિદેશગમન કર્યું તે સારૂં કર્યું નહીં. હે વત્સ! તું કાંઈ પણ અડચણ પામ્યા શિવાય અહીં મારી પાસે આવ્યો, તેથી એમ જણાય છે કે તારૂં વાંકું કર્મ પણ દૈવે સરળ કર્યું છે.' આ પ્રમાણે કહી શંખશેઠ તેને પોતાને ઘેર લઈ ગયો; અને પુત્રની પેઠે સ્નાનભોજન કરાવીને પછી સ્નેહથી કહ્યું–'હે પુત્ર! મારે પુત્ર નથી, તો તુંજ મારો પુત્ર છે. માટે આ મારા વૈભવનો સ્વામી થઈ તેને ઇચ્છા પ્રમાણે ભોગવ અને દાનવિલાસથી દેવ સમાન સમૃદ્ધિને ભોગવતાં મારાં નેત્રને પ્રસન્ન કર. હે વત્સ! આ જગત્માં ધન સુલભ છે પણ તેનો ભોક્તા પુત્ર દુર્લભ છે.' તે સાંભળી વીરભદ્રે નમ્રતાથી કહ્યું–'પિતાના ઘરમાંથી નીકળીને પાછો હું પિતાના ઘરમાંજ આવ્યો છુ, હું તમારી આજ્ઞામાં વર્તનાર અને સર્વદા તમારો શિષ્ય છું. ઔરસપુત્ર પાપપુત્ર કહેવાય છે અને હું તો તમારો ધર્મપુત્ર છું.'

પછી વીરભદ્ર શંખ શેઠને ઘેર સુખે રહીને પોતાની કળાવિજ્ઞાનની કુશળતાથી નગરજનોને વિસ્મય પમાડવા લાગ્યો. ત્યાંના રાજા રત્નાકરને સર્વ વિશ્વમાં સુંદર અનંગસુંદરી નામે એક પુરૂષદ્વેષિણી પુત્રી છે. તેની પાસે શંખશેઠની વિનયના સ્થાન જેવી વિનયવતી નામની પુત્રી પ્રતિદિન જતી હતી. એકદા વિનયવતીને વીરભદ્રે પૂછ્યું કે 'બેન! તમે નિત્ય ક્યાં જાઓછો?' એટલે વિનયવતીએ ભ્રાતૃસ્નેહથી જે યથાર્થ હતું તે કહી આપ્યુ. વીરભદ્રે પૂછ્યું–'બેન! તારી સખી કેવા વિનોદથી પોતાનો કાળ નિર્ગમન કરે છે?' વિનયવતી બોલી–'વીણા વિગેરે વાજિત્રોના વિનોદથી.' વીરભદ્ર બોલ્યો–'ત્યારે હું ત્યાં આવીશ.' વિનયવતીએ કહ્યું–'એક નાના બાળક પુરૂષનો પ્રવેશ પણ ત્યાં થતો નથી તો તમારો પ્રવેશ ત્યાં શી રીતે થાય? વીરભદ્રે કહ્યું–'હું વધૂનું સ્વરૂપ ધારણ કરીશ.' પછી વિનયવતીની તેમાં સંમતિ થઈ, એટલે વીરભદ્રે સદ્ય સ્ત્રીવેષ ગ્રહણ કર્યો. તેવી રીતે અંતઃપુરમાં જતાં અનંગસુંદરીએ પૂછ્યું–'સખિ! આ તારી સાથે બીજી સ્ત્રી કોણ છે?' વિનયવતી બોલી–'એ મારી બેન છે.' પછી અનંગસુંદરીએ નવીન સુંદર વર્ણથી એક ફલક ઉપર વિરહપીડિત હંસલી ચિતરવા માંડી. તે વખતે સ્ત્રી રૂપ વીરભદ્રે કહ્યું–'તમે આ વિરહ પીડિત હંસલીને ચિતરવાનો આરંભ કર્યો છે, પણ તેની દૃષ્ટિ વિગેરે બરાબર જોઇએ તેવી થતી નથી.' 'ત્યારે લ્યો આ ચિત્ર તમે આલેખો.' એમ કહી અનંગસુંદરીએ વિવિધ વર્ણ સાથે તે ફલક (પાટીયું) વીરભદ્રને આપ્યું. એટલે વીરભદ્રે તત્કાળ બરાબર તાદૃશ હંસલી આલેખીને અનંગસુંદરીને આપી. તેને બરાબર નીરખી જોઈને અનંગસુંદરી બોલી–'અહો! અંદરના ભાવને

પ્રકાશ કરે તેવી આ ચિત્રમાં કુશળતા ઘણી સારી વાપરી છે. જુવો, આ તેની દૃષ્ટિ અશ્રુજળના બિંદુને વર્ષી રહી છે, વદન ગ્લાનિ પામેલું છે, ચંચુ કમળનાળને શિથિલપણે રાખી રહેલ છે, ગ્રીવા શિથિલ થઇ ગઇ છે અને પાંખો ઉડવાને અસમર્થ લાગે છે. આ શૂન્ય સ્થિતિ કહ્યા વગરજ તેની વિરહ અવસ્થાને સ્પષ્ટ રીતે સૂચવે છે.

પછી અનંગસુંદરીએ વિનયવતીને કહ્યું—'સખિ ! આવી કળા જાણનારી આ તારી બેનને તું આટલા વખત સુધી અહીં કેમ લાવી નહોતી ? ઘરમાં ગુપ્તરીતે શામાટે રાખી હતી ?' વીરભદ્રે કહ્યું—'ગુરૂજનની શંકાને લીધે મારી બેન મને અહીં લાવતાં નહીં. તે વિના બીજું કાંઈ કારણ નથી.' અનંગસુંદરીએ વિનયવતીને કહ્યું—'હવે પ્રતિદિન તમારી બેનને તમારે સાથે લઇને આવવું. હે સુંદરી ! આનું નામ શું છે ?' વીરભદ્ર સત્વર બોલ્યો કે 'મારૂં નામ **વીરમતી** છે.' રાજપુત્રીએ ફરીથી પૂછ્યું—'તમે બીજી કોઇ કળા જાણો છો?' વિનયવતી બોલી—'થોડા કાળમાં જે હશે તે તમારા જાણવામાં આવશે. બીજાના માત્ર કહેલા અદ્ભુત ગુણમાં તત્કાળ પ્રતીતિ થતી નથી.' '**एवमस्तु**' એમ કહી અનંગસુંદરીએ ખુશી થઇ સત્કાર કરીને વિનયવતી અને વીરમતીને વિદાય કરી.

ઘેર આવી વેષ બદલી પિતૃભક્તિમાં બંધાયેલો વીરભદ્ર શેઠની દુકાને ગયો. શેઠે પૂછ્યું 'વત્સ ! આટલીવાર ક્યાં રહ્યો હતો ? અહીં તારે માટે પૂછનારા પુરૂષોને ઉત્તર આપીને હું કંટાળી ગયો છુ.' વીરભદ્ર બોલ્યો—'પિતાજી ! હું ઉદ્યાનમાં ગયો હતો.' શેઠે કહ્યું—'ત્યારે તો બહુ સારૂ કર્યું.'

બીજે દિવસે પાછો કલાનિધિ વીરભદ્ર સ્ત્રીવેષ લઇ અંતઃપુરમાં ગયો. ત્યાં અનંગસુંદરીને વીણા વગાડતી જોઇ વીરભદ્રે કહ્યું—'હે સુંદરી ! આ વીણા બરાબર સ્વર આપતી નથી, તેમાં કોઈ મનુષ્યનો વાળ ભરાઇ ગયોછે.' અનંગસુંદરીએ પૂછ્યું—'તમે કેવી રીતે જાણ્યું?' વીરભદ્રે કહ્યું—'તમે તેને વજાવો છો ત્યારે તેમાં જે રાગનો નિર્વાહ જોવામાં આવે છે, તે ઉપરથી મારા જાણવામાં આવ્યું છે.' પછી રાજપુત્રીએ તે વીણા વીરભદ્રને આપી. એટલે તત્કાળ તેને જાણનારા વીરભદ્રે તે ઉખેળી નાખી અને મનુષ્યના હૃદયમાંથી શલ્યની જેમ તેમાંથી મનુષ્યનો વાળ કાઢીને બતાવ્યો. એટલે તે આશ્ચર્ય પામી. પછી તેને સારી રીતે ગોઠવી દંડ સાથે બાંધી તૈયાર કરીને પ્રવીણતાથી તુંબરૂ ગંધર્વને જીતનારા વીરભદ્રે તે વીણા વગાડવા માંડી. સારણીવડે શ્રુતિઓને સ્ફુટ કરનારા સ્વરો અને ધાતુ તથા વ્યંજનને સ્પષ્ટ કરનારા તાન ઉત્પન્ન કર્યા. વાદ્યના સર્વ પ્રકારને આશ્રયીને શ્રવણમાં અમૃતરૂપ સર્વ સકલ અને નિષ્કલ રાગો વીણામાં જણાવી દીધા. તે સાંભળી અનંગસુંદરી અને સર્વ સભા હર્ષોત્કર્ષને ધારણ કરીને મૃગોની જેમ ચિત્ર લિખિત હોય તેમ સ્થિર થઇ ગઇ. તે વીણાગીત સાંભળી રાજપુત્રી વિચારમાં પડી કે આવું ગુણવાન્ દેવતાને પણ દુર્લભ છે. આ સ્ત્રી વિના મારો જન્મ નિરર્થક છે. 'સકળા પણ

પ્રતિમા પુષ્પમાળાથીજ શોભે છે.' આ પ્રમાણે અવસરે અવસરે બીજી પણ કળાઓમાં વીરભદ્રે પોતાની પ્રવીણતા બતાવી તેના મનરૂપ વિત્તને ચોરી લીધું.

એક વખતે અનંગસુંદરીને પોતામાં અનુરક્ત થયેલ જાણી વીરભદ્રે એકાંતમાં શંખ શ્રેષ્ઠીને આ પ્રમાણે કહ્યું—"પૂજ્ય પિતાજી! બેન વિનયવતીની સાથે હું સ્ત્રીનો વેષ લઇ પ્રતિદિન અનંગસુંદરીની પાસે જાઊં છું. પણ તેથી તમે ભય રાખશો નહી. હું જે કરીશ તે એવી રીતે કરીશ કે જેથી કોઈ જાતનો અનર્થ નહીં થાય પણ તમારી મ્હોટાઈ વધશે. જો રાજા પોતાની કન્યા મને આપવાને આપની પ્રાર્થના કરે તો પ્રથમ તમે તે માન્ય કરશો નહીં. જ્યારે આત આગ્રહ કરે ત્યારે માન્ય કરજો." શેઠે કહ્યું—'વત્સ! તું બુદ્ધિથી અધિક છે, તેથી સર્વ સમજે છે; અમે તો એટલુ કહીએછીએ કે તારે પોતાનું કુશળ થાય તેમ કરવું.' પછી વીરભદ્રે કહ્યું—'પિતા! તમે ઉદ્વેગ કરશો નહીં. હવે થોડા કાળમાં તમારા પુત્રનું શુભ પરિણામવાળું શુભ કાર્ય જોશો.' શેઠે કહ્યું—'તે બાબત તું જાણે.' એમ કહી શંખશેઠ મૌન ધરીને રહ્યા.

તે સમયે રત્નાકર રાજાની સભામાં વાર્ત્તા થઈ કે "તામ્રલિપ્તી નગરીથી કોઈ યુવાન પુરૂષ શંખશેઠને ઘેર આવેલો છે, તે પ્રતિદિન નગરમાં વિચિત્ર કળાઓ બતાવી સર્વને વિસ્મિત કરે છે. તે વિદેશી છે, 'તેથી તેની જ્ઞાતિ જણાતી નથી પણ તેની આકૃતિ તે મ્હોટા કુળમાં ઉત્પન્ન થયો છે એમ કહી આપે છે." રાજા વિચારવા લાગ્યો કે 'રૂપમાં કામદેવ જેવો, સદાચારવાળો, સારી આકૃતિવાળો, કળાનો રત્નાકર અને સદ્બુદ્ધિવાળો એ યુવાન પુરૂષ જો મારી પુત્રીને રૂચે તો તેનો સંબંધ જોડનાર વિધાતાનું તે કાર્ય દોષવાળું ન ગણાય.'

અહીં એક વખતે વીરભદ્રે અનંગસુંદરીને એકાંતમાં કહ્યું—'હે સખિ! તમારી પાસે આવી સામગ્રી છતાં તમે ભોગથી વિમુખ કેમ છો?' અનંગસુંદરી બોલી—'બેના ભોગ કોને વહાલા ન હોય? પણ પોતાને યોગ્ય કુલીન પતિ મળવો દુર્લભ છે. મણિ એકલો સારો, પણ કાચની મુદ્રિકા સાથે જડાએલો સારો નહીં; નદી જળ રહિત સારી, પણ ઘણા જળજંતુઓથી આકુળ સારી નહીં; શાળા શૂન્ય સારી, પણ તસ્કર લોકોથી ભરપૂર સારી નહી; વાડી વૃક્ષવગરની સારી, પણ વિષવૃક્ષવાળી સારી નહીં; તેમ રૂપ યોવનવાળી સ્ત્રી પરણ્યા વગરની સારી પણ અકુલીન અને કળા રહિત પતિથી વિડંબિત થયેલી સારી નહી. હે સખિ! આટલા વખત સુધી હજુ કોઇ યોગ્ય વર મારા જોવામાં આવ્યો નથી, તો અલ્પ ગુણવાળા પતિને વરીને હું ઉપહાસ્યનું પાત્ર કેમ થાઉ?' વીરભદ્ર બોલ્યો—'સખિ! યોગ્ય વર મળે તેજ સારૂં, પણ 'યોગ્ય કોઇ વર નથી' એવું બોલશો નહીં; કેમકે આ પૃથ્વી બહુ રત્નવાળી છે. તમારે માટે યોગ્ય વર હું હમણાંજ શોધી લાવું, પણ તમે અરોચક થઇ ગયા છો, તેથી તમને ભોગ રૂચશે નહીં.' અનંગસુંદરી એ કહ્યું—'સખી! આવી આશા આપી મારી જીંહાને શા માટે ખેંચે છે? અને આવું મિથ્યા કેમ બોલે છે? જો તારૂં કહેતું સાચું હોય તો મને યોગ્ય એવો વર બતાવ કે જેથી મારાં કળા, યૌવન, રૂપ વિગેરે સર્વ કૃતાર્થ

થાય.' આ પ્રમાણે વીરભદ્રને કહ્યું, એટલે તેણે પોતાનું રૂપ બતાવ્યું. તત્કાળ અનંગસુંદરી બોલી કે 'હવે હું તમારે આધીન છું, તમે મારા પતિ છો.' વીરભદ્રે કહ્યું– " તથાસ્તુ " પણ તમને અપવાદ ન લાગે માટે હવેથી હું અહીં આવીશ નહીં, તમારે તમારા પિતાને આ વાર્ત્તા જણાવવી. જેથી રાજા શંખશ્રેષ્ઠીનો અપરાધ ન ગણે અને ઉલટો તેને બોલાવી અનંગસુંદરી વીરભદ્ર માટે ગ્રહણ કરો એમ આગ્રહસાથે કહે." અનંગસુંદરીએ તેમ કરવા કબુલ કર્યું, એટલે વીરભદ્ર પોતાને ઘેર ગયો.

પછી અનંગસુંદરીએ તત્કાળ પોતાની માતાને બોલાવીને આ પ્રમાણે કહ્યું કે–' હે માતા ! આટલો વખત યોગ્ય વરના અભાવથી કેવલ માતપિતાને હૃદયમાં શલ્યની જેમ ખેદને માટેજ હું થઇ પડી હતી, પણ હવે કળા, રૂપ પ્રમુખ ગુણોથી મારે યોગ્ય એવો શંખશેઠનો પુત્ર વીરભદ્ર નામે એક ઉત્તમ વર મેં શોધ્યો છે માટે આજને આજ એ ગુણીવર મને આપો. તમે પોતે મારા પિતાને વિજ્ઞપ્તિ કરો કે તે મારે માટે તેના પિતા શંખશેઠની પ્રાર્થના કરે.' આવાં વચન સાંભળતાંજ રાણી ખુશી થઈ. તત્કાળ રાજા પાસે આવી કહ્યું કે 'સ્વામી! વધામણી છે, સારે ભાગ્યે આપણી પુત્રીને યોગ્ય વરનો લાભ થયો છે. અનંગસુંદરીએ પોતાની મેળે પરીક્ષા કરીને શંખશેઠના યુવાન પુત્ર વીરભદ્રને યોગ્ય વર તરીકે પસંદ કર્યો છે.' રાજાએ કહ્યું–' આ વિષેજ હું ચિંતવન કરતો હતો, ત્યાં ચિંતામણિ કે કામધેનુ હોય તેમ તમે આવી ચડ્યાં; અહા ! પુત્રીનું વરની પરીક્ષા કરવામાં કેવું સ્થૈર્ય અને ડાહાપણ છે? કે જેણે આટલો કાળ ખમીને છેવટે આવા યોગ્ય વરને પસંદ કર્યો !' તત્કાલ રાજાના આમંત્રણથી ઘણા ધનાઢ્ય વણિકોથી પરવરેલો શંખશેઠ ત્યાં આવ્યો. તેણે રાજાને પ્રણામ કર્યો. રાજા રત્નાકરે શંખશેઠને કહ્યું–' તામ્રલિપ્તિ નગરીથી કોઈ યુવાન પુરૂષ તમારે ઘેર આવ્યો છે તે સર્વ કળાસાગરના પારને પામેલો, અદ્વૈત સૌંદર્યવાળો અને ગુણગણથી ઉત્તમ છે એમ સાંભળવામાં આવ્યું છે.' શંખશેઠે કહ્યું–' હે દેવ ! તેના ગુણો લોકો જાણે છે.' રાજાએ કહ્યું–'તે તમારી આજ્ઞામાં છે કે નહીં ?' શંખશેઠે કહ્યું–' સ્વામી ! તે વિષે વધારે શું કહું, સર્વે જન તેના ગુણથી ખરીદ થઇ તેનેજ વશ રહે છે.' રાજાએ કહ્યું– 'શેઠજી ! મારી પુત્રી અનંગસુંદરી છે, તેને વીરભદ્રને માટે તમે આજેજ ગ્રહણ કરો; તે બને યોગ્ય વરવધુનો ચિરકાળે યોગ થાઓ.' શેઠ બોલ્યા–' હે પ્રભુ ! તમે અમારા સ્વામી છો, અને અમે તમારી પાળવા યોગ્ય પ્રજા છીએ; તેથી આપ કહો છો તે સંબંધ અઘટિત છે. સંબંધ અને મિત્રતા સરખે સરખામાંજ શોભે છે.' રાજાએ કહ્યું–' શેઠજી! શું યુક્તિવડે મને ના કહો છો ? જાઓ મારી આજ્ઞા નિર્વિચારે કરો. અહીંથી જઇને સત્વર સજ્જ થાઓ.' રાજાની આજ્ઞા માન્ય કરી શંખશેઠ ઘેર આવ્યા, અને રાજાના શાસનનો સર્વે વૃત્તાંત વીરભદ્રને કહ્યો. પછી શુભ દિવસે શુભ લગ્નમાં અનંગસુંદરી અને વીરભદ્રનો મોટી સમૃદ્ધિથી વીવાહોત્સવ થયો. એ સ્વયંવર વધુવર સરખે

સરખા હોવાથી તેમની પરસ્પર પ્રીતિ દિવસે દિવસે અધિક વધવા લાગી. વીરભદ્રે નિત્ય જૈન ધર્મનો ઉપદેશ આપી અનંગસુંદરીને શ્રાવિકા કરી દીધી. **સત્પુરૂષોનો સંગ આલોકમાં તો શું પણ પરલોકમાં પણ સુખને માટે થાય છે.** એક વસ્ત્ર ઉપર શ્રી અર્હંતની પ્રતિમા અને ચતુર્વિધ સંઘના ચિત્ર આળેખી વીરભદ્રે રાજકુમારીને અર્પણ કર્યાં અને પછી સારી રીતે તેની સમજુતી આપી.

એક વખતે વીરભદ્રને વિચાર થયો કે "આ સ્ત્રી મારીપર સ્નેહ ધરે છે એમ દેખાય છે, પણ પ્રકૃતિએ ચપળ એવી સ્ત્રીઓની સ્થિરતાને માટે નિશ્ચય સમજવો નહીં. ભવતુ, હું આ સ્ત્રીનો આશય કોઇ યુક્તિએ જાણીશ." આવો વિચાર કરી એ ચતુર સુંદર વણિક્કુમારે અનંગસુંદરીને કહ્યું—"હે પ્રિયતમા! મને તમારા શિવાય બીજું કાંઇ પણ પ્રિય લાગતું નથી, તથાપિ હવે સ્વદેશમાં જવાને માટે તમારી રજા લઉં છું. કારણ કે મારા માતાપિતા મારા વિયોગથી પીડિત થઇ અતિ દુઃખી થતાં હશે, માટે હું જઇને તેમને આશ્વાસન આપું. હે સુંદર ભ્રગુટીવાળી સ્ત્રી! તમે અહીંજ રહેજો, હું જઈને તત્કાળ પાછો આવીશ. કેમકે તમારા વિના બીજે ઠેકાણે રહેવાને હું સમર્થ નથી." અનંગસુંદરી ગ્લાન વદને બોલી—"સ્વામી! તમે બહુ સારૂં કહ્યું, જે સાંભળતાંજ મારા પ્રાણ જાણે જવાને ઈચ્છતા હોય તેમ લાગે છે. તમે આવું કહેવાને શક્તિમાન થયા, તે ઉપરથી એમ જણાય છે કે તમે કઠિન હૃદયવાળા છો. જો હું તમારા જેવી હોત, તો તમારાં આવાં વચન સાંભળવાને શક્તિવાન થાત." આ પ્રમાણેનાં તેનાં વચન સાંભળી વીરભદ્રે કહ્યું—'પ્રિયા! કોપ કરશો નહી, તમને સાથે લઈ જવાને માટેજ મેં આ ઉપાય કર્યો છે.'

પછી વીરભદ્રે અનંગસુંદરી સાથે સ્વદેશ પ્રત્યે જવાને માટે રત્નાકર રાજાની આગ્રહ પૂર્વક રજા માગી. રાજાએ પ્રિયા સહિત વીરભદ્રને માંડમાંડ વિદાયગિરી આપી. 'પુત્રી અને જામાતાનો વિરહ કોને દુઃસહ નથી?' પછી તે દંપતી વહાણમાં બેસીને જળમાર્ગે ચાલ્યા. **સાહસીક પુરૂષોની ગતિ જળમાર્ગમાં અને સ્થલમાર્ગમાં સરખીજ હોય છે.** જેમ ધનુષ્યથી છુટેલું બાણ હોય અને માળામાંથી ઉડેલું પક્ષી હોય તેમ અનુકૂળ પવને પ્રેરિત વહાણ સમુદ્રમાં ચાલ્યુ. વહાણ કેટલેક દૂર ગયું તેવામાં એકદા કલ્પાંત કાળની જેવો મહા પવન વાવા લાગ્યો. કલ્પાંત કાળની જેમ અતિ ભયંકર થઇને ઉછળતા સમુદ્રે હાથી જેમ તૃણના પૂળાને ઉછાળે તેમ વહાણને ઉછાળવા માંડયું. વારંવાર ઉછળતું તે વહાણ ત્રણ દિવસ પર્યંત ભમી ભમીને છેવટે પથ્થરપર પડી ગયેલા પક્ષીના ઈંડાની જેમ ભાંગી ગયું. તત્કાળ અનંગસુંદરીને તેનું એક પાટીયું મળ્યું. 'આયુષ્ય તુટ્યા વગર મૃત્યુ થતું નથી.' તેથી હંસલીની જેમ કલ્લોલથી ઉછાળા ખાતી ખાતી અનંગસુંદરી પાંચ રાત્રે એક વનવાળા સમુદ્રના કાંઠા ઉપર નીકળી. પોતાનાં સંબંધીઓના વિયોગથી, વિદેશ ગમનથી, પ્રિયના વિયોગથી, વહાણના ભાગવાથી, ધનના

ક્ષયથી, તરંગ સાથે અથડાવાથી અને ક્ષુધા તથા તૃષાથી વિધુર થઈ ગયેલી અનંગસુંદરી જાણે જળ બહાર નીકળેલી જળમાનુષી હોય તેમ સંજ્ઞા રહિત થઇ મૂર્છા પામી કિનારા પર પડી ગઇ. તેને કોઇ સ્વભાવિક દયાળુ તાપસકુમારે આર્દ્ર દૃષ્ટિએ જોઇ. પછી તેને ઉઠાડી બ્હેનની જેમ તે પોતાને આશ્રમે લઈ ગયો. ત્યાં તેને કુળપતિએ કહ્યું કે 'પુત્રી ! અહીં વિશ્વાસ ધરીને રહો' તાપસીઓએ પાલન કરેલી તે કેટલાક દિવસસુધી પિતાના ઘરની પેઠે ત્યાં રહીને સ્વસ્થ થઈ. તેના અતિશય રૂપથી તાપસે વિચાર કર્યો કે 'જો આ સુંદર સ્ત્રી નિત્ય અહીં રહેશે, તો તાપસોની સમાધિનો ભંગ થશે.' આવું ધારી વૃદ્ધ તાપસે અનંગસુંદરીને કહ્યું–'હે વત્સે ! અહીંથી નજીક એક પદ્મિનીખંડ નામે શહેર છે, ત્યાં પ્રાયઃ ધનાઢ્ય લોકો વસે છે, તેથી ત્યાં રહેવાથી તમને વિશેષ સ્વસ્થતા થશે, અને તમને ત્યાં તમારા ભર્ત્તારનો સમાગમ પણ અવશ્ય થશે; માટે વૃદ્ધ તાપસોની સાથે ત્યાં જાઓ.' આવી કુળપતિની આજ્ઞાથી અનંગસુંદરી વૃદ્ધ તાપસોની સાથે પદ્મિનીના ખંડમાં જેમ હંસલી આવે તેમ પદ્મિનીખંડ નગર પાસે આવી. 'આપણે નગરમાં પ્રવેશ કરવો યોગ્ય નથી' એવું ધારી તાપસો તેને નગરની પાસે મૂકીને પાછા ગયા. તે વખતે દૃષ્ટિપાતથી આકાશને કુમુદવાળી કરતી હોય તેમ દિશાઓને જોતી અનંગસુંદરી યુથમાંથી ભ્રષ્ટ થયેલી મૃગલી હોય તેવી દેખાવા લાગી. તે સમયે દેહચિંતાર્થે આવતા, સાધ્વીઓથી પરવરેલા સુવ્રતા નામે ગણિની[1] જાણે પોતાની માતાને દેખે તેમ તેના જોવામાં આવ્યા. તેને જોતાંજ તેને સ્મરણ થયું કે 'આવા નિર્દોષ અને જગદ્વંદ્ય સાધ્વીઓ મારા પતિ વીરભદ્રે પટમાં ચીતરીને બતાવ્યા હતા.' પછી પૂર્વ વિધિના અભ્યાસથી તેમની પાસે આવીને સુવ્રતા ગણિનીને અને બીજી સાધ્વીઓને તેણે વંદના કરી. પછી અંજળિ જોડીને કહ્યું કે 'માતા ! મારાં વચનથી સિંહલદ્વીપના ચૈત્યને વંદના કરો, તે ચૈત્યો બહુ સુંદર અને વિસ્તારવાળાં છે.' સુવ્રતા ગણિની બોલ્યા.–'શું તમે સિંહલદ્વીપથી આવ્યા છો ? અહીં એકલા કેમ છો ? તમારી આકૃતિ પરિવાર રહિત મનુષ્ય જેવી નથી.' 'હું સ્વસ્થ થયા પછી સર્વ વૃત્તાંત કહીશ' એમ તેણે કહ્યું, એટલે સુવ્રતા ગણિની તેને સાથે લઈ તરતજ પોતાને ઉપાશ્રયે ગયા. ત્યાં અસાધારણ ભક્તિથી સાધ્વીઓને વંદના કરતી અનંગસુંદરીને તમારી પુત્રી પ્રિયદર્શનાએ દીઠી. પછી સુવ્રતા અને પ્રિયદર્શનાના પૂછવાથી તેને સુવ્રતાનું દર્શન થયું ત્યાં સુધીનો પોતાનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. પછી પ્રિયદર્શનાએ કહ્યું–'હે સુંદરિ ! તારા પતિ વીરભદ્રના સર્વ કળા વિગેરે ગુણો તો મારા પતિ વીરભદ્ર સાથે મળતા છે પણ તેનો વર્ણ કેવો છે?' અનંગસુંદરીએ કહ્યું–'તેનો શ્યામવર્ણ છે.' પ્રિયદર્શના બોલી–'હે વર્ણિની ! મારા પતિનો ફક્ત વર્ણ જુદો પડે છે, બાકી સર્વ મળતું છે.' ગણિની બોલ્યા–'વત્સે ! આ પ્રિયદર્શના તારી ધર્મભગિની થાય છે, તેથી ધર્મક્રિયામાં તત્પર

---

૧ સાધ્વી ગણ ( સમુદાય ) મા મુખ્ય.

થઇ તેની સાથે રહે.' આ પ્રમાણે સુવ્રતા અને પ્રિયદર્શનાના કહેવાથી, દર્શન કરતાંજ અતિ વાત્સલ્ય બતાવેલ હોવાને લીધે અનંગસુંદરી ત્યાંજ રહી.

અહીં વીરભદ્ર વહાણ ભાંગી ગયા પછી સમુદ્રના તરંગોએ અનેક પ્રકારે તાડિત કર્યા છતાં પણ એક પાટીયા ઉપર લગ્ન થઈ રહ્યો. સાતમે દિવસે તે **રતિવલ્લભ** નામે એક વિદ્યાધરના જોવામાં આવ્યો. તેથી તે વિદ્યાધરે તેને તરતજ સમુદ્રમાંથી કાઢ્યો, અને વૈતાઢ્યગિરિ ઉપર લઇ ગયો. તે અપુત્ર હોવાથી હર્ષ પામીને તેણે **મદનમંજુકા** નામની પોતાની પ્રિયાને પુત્ર તરીકે અર્પણ કર્યો. તેઓના પૂછવાથી વીરભદ્રે પોતાની સ્ત્રીનો અને પોતાનો સમુદ્રમાં વહાણ ભાંગવા સુધીનો સર્વ વૃત્તાંત પ્રથમથી કહી બતાવ્યો. પછી તેણે કહ્યું—' હે પિતાજી ! યમરાજના મુખમાંથી ખેંચી લાવે તેમ તમે મને સમુદ્રમાંથી ખેંચી લાવ્યા, પણ મારી સાથે ડુબેલી અનંગસુંદરીનું શું થયુ તે તમે કહો.' તે સાંભળી રતિવલ્લભ વિદ્યાધરે આભોગિની વિદ્યાથી જાણી લઇને કહ્યું—' વત્સ ! તારી પ્રિયા અનંગસુંદરી અને પ્રિયદર્શના પદ્મિનીખંડ નગરને વિષે સુવ્રતા સાધ્વીના ઉપાશ્રયમાં બે બ્હેનો હોય તેમ સાથે રહીને ધર્મ આચરે છે.' બંને પત્નીઓની આવી કલ્યાણ વાર્ત્તા સાંભળી જાણે સર્વ અંગમાં અમૃત સિંચન થયું હોય તેમ વીરભદ્ર ખુશી થયો. સમુદ્રમાંથી બહાર નીકળતાંજ તેણે શ્યામવર્ણ કરનારી ગુટિકા દૂર કરી હતી એટલે તેનો સહજ ગૌરવર્ણ થઈ ગયેલો હતો. પછી રતિવલ્લભે **વજ્રવેગવતી** નામની પોતાની પત્નીના ઉદરમાંથી જન્મેલી **રત્નપ્રભા** નામની પોતાની પુત્રી વીરભદ્ર સાથે પરણાવી. વીરભદ્ર પોતાનું **બુદ્ધદાસ** એવું નામ જણાવી રત્નપ્રભાની સાથે વિષયસુખ અનુભવવા લાગ્યો.

એક વખતે વિદ્યાધરોને એકઠા થઇને કાંઇક જતાં જોઈ, વીરભદ્રે રત્નપ્રભાને પૂછ્યુ કે 'આ સર્વે વેગથી ક્યાં જાય છે?' રત્નપ્રભાએ કહ્યું—' હે પ્રિય ! આ વિદ્યાધરો આ ગિરિ ઉપર રહેલા શાશ્વત અર્હંતની યાત્રા કરવા માટે વેગથી જાય છે.' આ પ્રમાણે સાંભળતાંજ શ્રાવક બુદ્ધદાસ રત્નપ્રભા પ્રિયાની સાથે વૈતાઢ્ય ગિરિના શિખર ઉપર ગયો અને ત્યાં ભક્તિથી શાશ્વત અર્હંતના ચૈત્યોને વંદના કરી. રત્નપ્રભાએ પણ દેવની આગળ ગીત નૃત્યાદિ કર્યું. બુદ્ધદાસે કહ્યું—' હે પ્રિયા ! આ દેવ મને તો અપૂર્વ લાગે છે, કારણ કે હું સિંહલદ્વીપનો નિવાસી છું, તેથી મારા કુલદેવતા તો બુદ્ધ છે. રત્નપ્રભા બોલી— ' હે નાથ ! તેવા હેતુથીજ હું આ પ્રમાણે કહું છું કે આ દેવાધિદેવ પ્રભુ અમારા અપૂર્વ દેવ છે, અને તે અરિહંત પ્રભુ સર્વજ્ઞ, રાગાદિ દોષને જીતનાર, ત્રૈલોક્યપૂજિત અને યથાસ્થિત અર્થના કહેવાવાળા છે. બીજા જે બુદ્ધ અને બ્રહ્માદિક છે તે દેવ નથી. કારણ કે તે સંસારના આવર્ત્તમાં પાડનારા છે અને પોતાને મોહાદિ દોષ રહેલા છે એમ સૂચવનારા અક્ષસૂત્ર વિગેરેને ધારણ કરનારા છે.' આ પ્રમાણે પ્રતિદિન વિચિત્ર ક્રીડાવડે ક્રીડા કરતા અને રતિસાગરમાં મગ્ન થયેલા બુદ્ધદાસ અને રત્નપ્રભાને કેટલોક કાળ વ્યતીત થયો.

એક વખતે રાત્રિના શેષ ભાગે વીરભદ્રે રત્નપ્રભાને કહ્યું–'હે પ્રિયે ! ચાલો આજે દક્ષિણ ભરતાર્દ્ધમાં ક્રીડા કરવા જઈએ.' રત્નપ્રભાએ તેમ કરવા હા પાડી એટલે તે દંપતી વિદ્યાવડે આકાશમાર્ગે થઈ પદ્મિનીખંડ નગરમાં સુવ્રતા સાધ્વીને ઉપાશ્રયે આવ્યા. ઉપાશ્રયના દ્વારે ઉભા રહી વીરભદ્રે રત્નપ્રભાને કહ્યું–'હું જરા દિશા જઇને આવું ત્યાં સુધી તું અહીંજ રહેજે.' એમ કહી કેટલીક ભૂમિ ચાલી તેનું રક્ષણ કરવાને માટે રાજાના બાતમીદારની જેમ સંતાઈને ઉભો રહ્યો. ક્ષણવાર પતિ વગર એકલી રહેતાંજ તેણે ચક્રવાકીની જેમ તાર સ્વરે રૂદન કરવા માંડયું. 'સ્ત્રીઓનો એવો સ્વભાવજ છે.' તેના કરૂણસ્વરને સાંભળીને કરૂણાની સરિતારૂપ ગણિની સુવ્રતાએ પોતેજ ઉપાશ્રયનાં દ્વાર ઉઘાડ્યાં એટલે તેને રોતી જોઇ સાધ્વીએ પૂછયું–'વત્સે ! તું કોણ છે ? ક્યાંથી આવી છે ? એકાકી કેમ છે ? અને શા માટે રૂદન કરે છે ?' રત્નપ્રભાએ નમસ્કાર કરીને કહ્યું–"વૈતાઢય પર્વત ઉપરથી મારા પતિની સાથે હું અહીં આવી છું. મારા પતિ દિશા જવાને માટે અહીંથી ગયા છે તેને ઘણીવાર થઇ. તે મારા વિના એક મુહૂર્ત્તવાર પણ રહી શકતા નથી. તેથી હે માતા ! આ વિશે હું આતુર થઈને તેમાં મ્હોટું કારણ હોય એવી આશંકા કરૂ છુ. આ વખતે મારૂ મન તપેલા સ્થાનમાં રહેલા નકુલ ( નોળીઆ ) ની જેવું તલખે છે, તેથી હવે પ્રાણ ધારણ કરવાને પણ હું સમર્થ નથી." તે સાંભળી સુવ્રતા ગણિનીએ અનુકંપા લાવીને કહ્યું–'હે પતિવ્રતા ! તું બીહીશ નહીં, સ્વસ્થ થા, અને જ્યાં સુધી તારો પતિ આવે ત્યાં સુધી આ ઉપાશ્રયમાં રહે.' ગણિનીના કહેવાથી રત્નપ્રભા ઉપાશ્રયમાં પેઠી. પોતાની પ્રિયાને યોગ્ય સ્થાનમાં ગયેલી જોઇને ગુપ્તપણે જોતો વીરભદ્ર ત્યાંથી ખસી ગયો. પછી સ્વેચ્છાએ વામન રૂપ લઈ, નગરમાં ક્રીડા કરતાં અને વિચિત્ર કળાઓ બતાવતાં તેણે સર્વ નગરજનનાં મન હરી લીધાં. તેમજ રાજા ઈશાનચંદ્રને પણ અતિશય રંજિત કર્યો. 'એક કળા પણ ચિત્ત હરી લે તો સર્વ કળાને માટે શું કહેવું !'

અહીં ઉપાશ્રયમાં રહેલી રત્નપ્રભાને અનંગસુંદરી અને પ્રિયદર્શનાએ પૂછયું કે 'તારો પતિ કેવો છે અને કોણ છે ?' રત્નપ્રભા બોલી–'સિંહલદ્વીપનો નિવાસી, ગૌરવર્ણી, સર્વ કળાનો ભંડાર અને રૂપે કામદેવ જેવો બુદ્ધદાસ નામે મારો પતિ છે.' પ્રિયદર્શના બોલી–'બધી રીતે મારા પતિને મળતો છે પણ સિંહલદ્વીપમાં નિવાસ અને બુદ્ધદાસ નામ એ મળતાં નથી.' અનંગસુંદરી બોલી–'મારા પતિ સાથે પણ તે મળતો છે પણ તેનો આ વર્ણ, સિંહલદ્વીપમાં નિવાસ અને બુદ્ધદાસ નામ એ મળતાં નથી.' પછી તે ત્રણે બ્હેનો હોય તેમ સંપથી સાથે રહી, સુવ્રતા ગણિનીના ઉપાશ્રયમાં તપ સ્વાધ્યાયમાંજ તત્પરપણે પુરૂષની વાર્ત્તા પણ નહીં કરતી રહેવા લાગી. માયાથી વામન થયેલો વીરભદ્ર પ્રતિદિન પોતાની ત્રણ પ્રિયાને જોવા આવે છે અને તેમના મનોહર શીલથી ખુશી થાય છે.

એક વખતે ઇશાનચંદ્ર રાજાની સભામાં કોઈ પ્રસંગે વાર્ત્તા થઇ કે આપણા નગરમાં સુવ્રતા સાધ્વીના ઉપાશ્રયે ત્રણ રૂપવતી માહાત્મા યુવતિઓ રહે છે. તે ત્રણે સ્ત્રીરત્નો આ પૃથ્વીના પવિત્રપણાનું કારણ છે. ઉત્તમ કુલોચિત માર્ગે ચાલનારી તે મહા સતીઓને કોઈ પુરૂષ બોલાવવાને પણ સમર્થ થઈ શકે તેમ નથી. તે વખતે તે કપટ વામન વીરભદ્ર બોલ્યો—'તેઓને અનુક્રમે બોલાવવાને હું સમર્થ છું. આવાં દુષ્કર કાર્યમાં પણ મારૂ સામર્થ્ય જુવો.' પછી પ્રધાન રાજપુરૂષો અને મુખ્ય નગર જનોથી વીંટાઇ તે સુવ્રતા ગણિનીને ઉપાશ્રયે ગયો. પ્રથમ ઉપાશ્રયના દ્વારે રહી સાથે આવેલા લોકોને તેણે શિખવ્યું કે તમારે મને પ્રથમ એમ કહેવું કે 'કોઈ કથા કહો.' પછી થોડા પરિવાર સાથે ઉપાશ્રયમાં પ્રવેશ કરી વામન વીરભદ્રે નિર્મળ વ્રતવાળા સુવ્રતા ગણિનીને અને બીજી સાધ્વીઓને વંદના કરી. ત્યાંથી પાછો ફરી વીરભદ્ર ઉપાશ્રયના દ્વારમંડપમાં બેઠો. તેને જોવાના કૌતુકથી પેલી ત્રણે સ્ત્રીઓ સાધ્વીઓની સાથે ત્યાં આવી, એટલે વામને કહ્યું—'જ્યાં સુધી અમારે રાજાની પાસે જવાનો અવસર થશે નહીં, ત્યાં સુધી જેનું હૃદય વિનોદ કરવા તરફજ ખેંચાયેલું છે એવા અમે અહીંજ રહીશું.' તે વખતે લોકોએ કહ્યુ—'હે રાજપુરૂષ! કોઈ કૌતુકવાળી કથા કહો.' વામન બોલ્યો—'કથા કહું કે વૃત્તક કહું?' ત્યારે તેઓએ પૂછ્યું કે 'કથા અને વૃત્તકમાં શો ભેદ છે?' વામને કહ્યું કે—'જે અનુભવેલું વૃત્તાંત તે વૃત્તક કહેવાય અને જે પ્રાચીન પુરૂષોનું ચરિત્ર તે કથા કહેવાય છે.' ત્યારે તેઓ બોલ્યા—'વૃત્તક કહો.' વામને નીચે પ્રમાણે વૃત્તક કહેવાનું શરૂ કર્યું.

"આ ભરતક્ષેત્રમાં **તામ્રલિપ્તી** નામે મોટી નગરી છે. તેમાં ગુણવડે શ્રેષ્ઠ **ઋષભદત્ત** નામે એક શેઠ રહે છે. એક વખતે વ્યાપાર નિમિત્તે તે **પદ્મિનીખંડ** નામના નગરે ગયા. ત્યાં **સાગરદત્ત** શેઠની **પ્રિયદર્શના** નામે કન્યા જોઇ. તે કન્યાને યોગ્ય જાણી તેની સાથે પોતાના **વીરભદ્ર** નામના પુત્રને પરણાવ્યો. તેની સાથે વીરભદ્ર વિષયસુખ અનુભવવા લાગ્યો. એક વખતે રાત્રિએ **પ્રિયદર્શના** કપટનિદ્રાએ સુતી હતી, તેને વીરભદ્રે જગાડવા માંડી. તે વખતે તેણે કહ્યું—'અત્યારે મને હેરાન કરો નહીં, મારા મસ્તકમાં પીડા થાય છે.' વીરભદ્રે કહ્યું—'કોના દોષથી?' તેણીએ કહ્યું—'તમારા દોષથી.' વીરભદ્રે પૂછ્યું—'મારો શો દોષ છે?' પ્રિયદર્શના બોલી—'પ્રિય! આવે સમયે પણ તમે આવા ચાતુર્યવચન બોલો છો તે.' વીરભદ્ર બોલ્યો—'હવે ફરીવાર એવું કહીશ નહીં.' એમ કહી તેની સાથે વિષયક્રીડા કરી. પછી જ્યારે તે ખરેખરી સુઇ ગઈ ત્યારે તેને છોડી તેનો પતિ વિદેશમાં ચાલ્યો ગયો. અહીં સુધી કહીને પછી વામને કહ્યુ—'હવે મારે રાજદ્વારમાં રાજસેવાનો સમય થઇ ગયો.' એવું કહી તે ઉભો થયો. વામનને ઉભો થતો જોઈ **પ્રિયદર્શના** આદરથી બોલી—'ભદ્ર! પછી તે વીરભદ્ર ક્યાં ગયો? તે કહો.' વામન બોલ્યો—'હું સદા કુળકલંકથી ભય પામું છું, તેથી પરસ્ત્રીની સાથે બોલીશ નહીં.'

પ્રિયદર્શના બોલી—'તમારા કુળને યોગ્ય એવું શીલ શું છે? કુલીનોનો તો પ્રથમ ગુણ દાક્ષિણ્યતા છે, તો દાક્ષિણ્યતાથી કહો.' 'તે હું આવતી કાલે કહીશ.' આ પ્રમાણે કહી વામન ચાલ્યો ગયો. રાજપુરૂષોએ તે વૃત્તાંત રાજાને કહ્યું, તે સાંભળી રાજા પણ વિસ્મય પામ્યો. બીજે દિવસે તેવી રીતેજ વીરભદ્ર ગણિનીના ઉપાશ્રયમાં આવ્યો અને તેની તેમજ બાકી રહેલી પ્રિયાઓની કથા આ પ્રમાણે કહેવા લાગ્યો.

પછી વીરભદ્ર મંત્ર ગુટિકાવડે કૃષ્ણવર્ણ થઇ તે નગરીમાંથી નીકળ્યો અને વિવિધ દેશમાં ફરી **સિંહલદ્વીપે** આવ્યો. ત્યાં **રત્નપુર** નગરમાં **શંખ** શેઠની દુકાને બેઠો. શંખશેઠ તેના વૃત્તાંતથી માહિતગાર થઈ તેને પોતાને ઘેર લઈ ગયા. શેઠે તેને પુત્ર કરીને રાખ્યો. કળાવડે સર્વને વિસ્મય પમાડતો વીરભદ્ર તે નગરમાં સુખે રહ્યો. એક વખત શેઠની પુત્રી **વિનયવતી**ની સાથે સ્ત્રીનો વેશ લઈને તે રાજપુત્રી **અનંગસુંદરી**ની પાસે ગયો. પોતાની કળાથી તેના ચિત્તનું હરણ કરી, આત્મસ્વરૂપ જણાવી છેવટે તેના સાથે ચિરકાળ ભોગ ભોગવ્યા. કેટલાક દિવસ ત્યાં રહી પછી તેને સાથે લઈને તામ્રલિપ્તી નગરી તરફ જળમાર્ગે ચાલતાં દૈવયોગે સમુદ્રમાં વહાણ ભાંગી ગયું. આટલી વાર્ત્તા કહી વામન વીરભદ્રે કહ્યું—'હવે રાજસેવાનો અવસર થયો છે, માટે હું જઈશ. સેવકોની સેવા કર્યા વગર રહેવાથી આજીવિકા ભાંગી જાય છે.' તે વખતે **અનંગસુંદરી**એ આગ્રહથી કહ્યું—'ભદ્ર! તે વીરભદ્ર ક્યાં છે તે હાલ હાલ કહો.' 'આવતી કાલે તે વૃત્તાંત કહીશ' એમ કહી તે રાજ મંદિરમાં ગયો. રાજાના પુરૂષોએ આ સર્વ વૃત્તાંત પણ રાજાની પાસે નિવેદન કર્યો.

પછી ત્રીજે દિવસે પણ ઉપાશ્રયે આવી વામને તે વાર્ત્તા આગળ ચલાવી. સમુદ્રમાં વહાણ ડુબી ગયું, તે વખતે દૈવયોગે એક પાટીયું વીરભદ્રના હાથમાં આવ્યું. સાતમે દિવસે **રતિવલ્લભ** નામના એક વિદ્યાધરે સમુદ્રમાં તણાતા વીરભદ્રને જોયો. તેથી તેને બહાર કાઢી વૈતાઢ્ય ગિરિપર પોતાના મકાનમાં તે લઇ ગયો. જ્યારે વીરભદ્ર સમુદ્રમાંથી બહાર આવ્યો, ત્યારે શ્યામતા કરનારી ગુટિકા તેણે મુખમાંથી કહાડી નાંખી, એટલે તામ્રલિપ્તી નગરીની જેમ તે ગૌરવર્ણો થઈ રહ્યો. વિદ્યાધર રતિવલ્લભના પૂછવાથી તેણે પોતાનો સિંહલદ્વીપમાં નિવાસ અને **બુદ્ધદાસ** એવું નામ જણાવ્યું. તે વિદ્યાધરને અતિ પ્રિય થઈ પડયો. પછી તે વિદ્યાધરની **રત્નપ્રભા** નામની પુત્રી સાથે પરણ્યો, અને વિલાસ ઉપવનાદિકમાં તેની સાથે સુખે રમવા લાગ્યો. એક વખતે તેની સાથે ક્રીડા કરવાની ઈચ્છાએ તે અહીં આવ્યો અને આચમન કરવા જવાનું બાનું બતાવી તેને અહીં એકલી મૂકી તે બીજે સ્થાનકે ચાલ્યો ગયો. આટલી વાર્ત્તા કહીને 'હવે હું પણ અહીંથી જઈશ' એમ કહી તે ઉભો થયો, એટલે **રત્નપ્રભા**એ પૂછ્યું કે—'તે **બુદ્ધદાસ** અત્યારે ક્યાં છે?' 'બાકીની કથા સવારે કહીશ' એમ કહી તે ત્યાંથી ચાલ્યો ગયો. પછી તે ત્રણે સ્ત્રીઓ પોતાનો ત્રણેનો એક પતિ છે, એવું ધારી ઉંચે પ્રકારે ઉલ્લાસ પામવા લાગી."

કુંભ ગણધરે આટલુ વૃત્તાંત કહીને શેઠને કહ્યું કે–'હે સાગર શેઠ! તે આ વામન પુરૂષ તારો જમાતા છે. તેણે ત્રણ સ્ત્રીઓના પતિ થઈને છેવટે તેઓને માત્ર કુતુહળથી વિરહ આપ્યો છે.' તે વખતે વામને ગણધરને વંદના કરીને કહ્યું કે 'તમે જ્ઞાનદૃષ્ટિએ જોઇને જે કહ્યું તે બરાબર છે,' તેમાં જરાપણ ફેર નથી.' બીજી પોરપી પૂર્ણ થઇ એટલે કુંભ ગણધરે દેશના સમાપ્ત કરી. તેમની દેશના ત્યાં સુધીજ હોય છે. પછી સાગરશ્રેષ્ઠી ગણધરને નમી તે વામનની સાથે હર્ષ સહિત સુવ્રતા ગણિનીને ઉપાશ્રયે આવ્યા.

વામનને આવલો જોઈ તે ત્રણે સ્ત્રીઓ તત્કાળ તેની પાસે આવી. 'પ્રિયની વાર્ત્તા કહેનાર કોને વહાલો ન લાગે?' સાગરદત્તે કહ્યું–'હે વત્સો! તમારા ત્રણેનો આ પતિ છે.' તેઓ બોલી–'શી રીતે?' ત્યારે શેઠે બધી વાર્ત્તા કહી સંભળાવી. તે સાંભળી ગણિની સહિત સર્વે પરમ વિસ્મય પામ્યા. અંદર જઈને વામને પોતાનું વામન સ્વરૂપ છોડી દીધું. જેવો પ્રથમ અનંગસુંદરીએ જોયો હતો તેવો થઇને તેમની આગળ ઉભો રહ્યો. શ્યામપણું છોડીને ગૌરવર્ણો થઇ રહ્યો. સર્વ સ્ત્રીઓએ ઉત્કંઠા પૂર્વક તેને ઓળખ્યો. ગણિનીએ વીરભદ્રને પૂછ્યું કે 'તમારે આવું શા માટે કરવું પડ્યું?' વીરભદ્રે કહ્યું–'ભગવતિ! હું ક્રીડા કરવાને માટેજ ઘેરથી નીકળ્યો હતો અને ક્રીડાને લીધેજ સ્ત્રીઓના વિરહ તરફ મારી ઉપેક્ષા હતી. સુવ્રતા ગણિની તાત્વિક વચન બોલ્યા કે "દૂરે, દેશાંતરે, અરણ્યમાં, પર્વતમાં, સમુદ્રમાં, વાટે કે બીજે ગમે ત્યાં દુ:ખના સ્થાનમાં પણ જો ધાર્મિક પુરૂષો જાય તો ત્યાં પણ પોતાના ઘરની જેમ તે અતુલ સુખ પ્રાપ્ત કરે છે. 'સત્પાત્ર દાનના પ્રભાવથીજ ભોગ પ્રાપ્ત થાય છે' એવું આર્હત વચન છે, તો આ વીરભદ્રે કોને એવું દાન આપ્યું હતુ, તે આપણે શ્રીઅરનાથ પ્રભુની પાસે જઇને પૂછીએ."

પછી સુવ્રતા ગણિની, સાગરદત્ત શેઠ અને ત્રણે પ્રિયાઓ સહિત વીરભદ્ર અરસ્વામી પાસે આવ્યા, અને યથાવિધિ પ્રભુને નમસ્કાર કર્યો. સુવ્રતા ગણિનીએ પ્રભુને પૂછ્યું–'આ વીરભદ્રે પૂર્વે ભોગફળવાળું શુ કર્મ કરેલુ છે તે કહો.' પ્રભુ બોલ્યા–"આ ભવથી ત્રીજા ભવે પૂર્વ વિદેહક્ષેત્રમાં મોટું રાજ્ય છોડી વ્રત લઈને હું પૃથ્વીપર વિહાર કરતો હતો. એકદા ચાર માસના ઉપવાસને પારણે રત્નપુર નગરમાં આવતાં જિનદાસ નામના શ્રેષ્ઠીકુમારે મને ભક્તિપૂર્વક ભિક્ષા આપી. તે પુણ્યથી તે જિનદાસ બ્રહ્મદેવલોકમાં દેવતા થયો.ત્યાંથી ચ્યવીને જંબૂદ્વીપના ઐરવત ક્ષેત્રમાં કાંપિલ્ય નગરને વિષે તે મ્હોટો ધનાઢ્ય શ્રેષ્ઠી થયો. ત્યાં પણ પરમ સમૃદ્ધિવડે શ્રાવકપણું પાળી મરણ પામીને અચ્યુત દેવલોકમાં દેવ થયો. ત્યાંથી ચવીને આ વીરભદ્ર થયો છે. પૂર્વના પુણ્યાનુબંધી પુણ્યથી આ ભવમાં પણ તે ભોગ ભોગવે છે." પ્રાણીઓને જ્યાં ત્યાં પણ **પુણ્ય અનુચર છે.** આ પ્રમાણે કહી બહુ જનને બોધ પમાડી, જગતના મોહને

હરનાર ભગવાન અરનાથે અન્યત્ર વિહાર કર્યો. વીરભદ્ર ચિરકાળ ભોગ ભોગવી દીક્ષા લઇ અનુક્રમે પુણ્યના દૃઢ રથ ઉપર બેસી દેવલોકમાં ગયો.

પચાસ હજાર મહાત્મા સાધુઓ, સાઠ હજાર તીવ્ર વ્રતધારી સાધ્વીઓ, છસો ને દશ ચૌદ પૂર્વ ધારીઓ, બે હજાર ને છસો અવધિજ્ઞાની, પચીસો ને એકાવન મનઃપર્યાયજ્ઞાની, બેહજાર ને આઠસો કેવલજ્ઞાની, સાત હજાર ને ત્રણસો વૈક્રિય લબ્ધિવાળા, એક હજાર ને છસો વાદ લબ્ધિવાળા, એકલાખ ને ચોરાશી હજાર શ્રાવકો અને ત્રણલાખ ને બહોંતેર હજાર શ્રાવિકાઓ—આટલો પરિવાર કેવલજ્ઞાન થયા પછી ત્રણ વર્ષે ઉણા એકવીશ હજાર વર્ષ સુધી પૃથ્વીમાં વિહાર કરતાં અરનાથ પ્રભુને થયો. પોતાનો નિર્વાણ સમય નજીક જાણી પ્રભુ સમેતશિખરે પધાર્યા. ત્યાં એકહજાર મુનિની સાથે પ્રભુએ અનશન ગ્રહણ કર્યું. એક માસને અંતે માર્ગશીર્ષ માસની શુદ દશમીએ, ચંદ્ર રેવતી નક્ષત્રમાં આવતાં, તે મુનિઓની સાથે પ્રભુ અવ્યયપદને (મોક્ષને) પ્રાપ્ત થયા. અરનાથ પ્રભુને કૌમારપણામાં, માંડળીકપણામાં, ચક્રવર્ત્તીત્વમાં અને વ્રતમાં સરખે ભાગે ચોરાશી હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ થયું હતુ. શ્રી કુંથુનાથ પ્રભુ મોક્ષે ગયા પછી કોટી હજાર વર્ષે ઉણો પલ્યોપમનો ચોથો અંશ ગયો ત્યારે શ્રી અરનાથ પ્રભુ મોક્ષે ગયા. હજાર મુનિઓની સાથે શ્રી અરનાથ પ્રભુને મોક્ષે પામેલા જાણીને ઇંદ્રોએ ત્યાં આવી ભક્તિવડે શરીરસંસ્કાર પૂર્વક તેમનો નિર્વાણમહોત્સવ કર્યો.

**इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते**
**महाकाव्ये षष्ठे पर्वणि श्रीअरनाथचरितवर्णनो**
**नाम द्वितीयः सर्गः ॥**



# સર્ગ ૩ જો.

## છઠ્ઠા આનંદ બલભદ્ર, પુરૂષપુંડરીક વાસુદેવ અને બલિ પ્રતિવાસુદેવ ચરિત્ર.

હવે શ્રી અરનાથ પ્રભુના તીર્થમાં થયેલા છઠ્ઠા વાસુદેવ, બલદેવ અને બલિ નામના પ્રતિવાસુદેવનું ચરિત્ર કહીએ છીએ.

વિજયપુર નામના નગરમાં ચંદ્રની જેમ સુદર્શન અને જગતને આનંદ આપનાર સુદર્શન નામે રાજા હતો. દમધર નામના મુનિ પાસેથી જૈનધર્મ સાંભળીને વિરક્ત બુદ્ધિવાળા તે રાજાએ દીક્ષા લીધી અને મોટી તપસ્યા કરીને સહસ્રાર દેવલોકમાં દેવતા થયો.

આ ભરતક્ષેત્રને વિષે પોતનપુર નામના નગરમાં મિત્રરૂપ કમળમાં મિત્ર ( સૂર્ય ) ના ઉદય જેવો પ્રિયમિત્ર નામે રાજા હતો. તેની પ્રિયાને સુકેતુ નામના કોઇએક રાજાએ હરણ કરી. તે પરાભવથી વિરક્ત થઈ પ્રિયમિત્રે વસુભુતિ મુનિની પાસે દીક્ષા લીધી. પ્રિયાના હરણથી થયેલા દુ:ખવડે પીડિત એવા તેણે મહા આકરી તપસ્યા કરી. પ્રાંતે એવું નિયાણું બાંધ્યું કે 'આ તપના પ્રભાવથી હું મારી પત્નીનું હરણ કરનારનો વધ કરનાર થાઉં.' આવા નિયાણાની આલોચના કર્યા વગર અનશન કરી મૃત્યુ પામીને તે માહેંદ્ર કલ્પમાં મહર્દ્ધિક દેવતા થયો.

વૈતાઢયગિરિ ઉપર અરિંજય નામના નગરમાં સુભૂમ ચક્રીએ જેને બંને શ્રેણીનો વૈભવ આપ્યો છે એવો મેઘનાદ નામે વિદ્યાધરોનો રાજા હતો. તે સુભૂમ ચક્રવર્ત્તીની સ્ત્રી પદ્મશ્રીનો પિતા થતો હતો. પેલો સુકેતુ ભવભ્રમણ કરી અરિંજય નગરમાં તે મેઘનાદના વંશમાં બલિ નામે પ્રતિવાસુદેવ થયો. તે પચાસ હજાર વર્ષના આયુષ્યવાળો, કૃષ્ણવર્ણી અને છવીશ ધનુષની કાયાવાળો ત્રિખંડ પૃથ્વીનો ભોક્તા થયો.

આ જંબૂદ્વીપમાં દક્ષિણ ભરતાર્દ્ધમાં પૃથ્વીમંડલના મંડન રૂપ ચક્રપુર નામે નગર હતું. તેમાં રાજાઓના મોટા મસ્તકોને નમ્ર કરાવનાર અને જાણે બીજો લોકપાલ હોય તેવો મહાશિર નામે રાજા હતો. અદ્ભુત ચરિત્રવાળા અને સર્વ રાજાઓમાં શિરોમણિ તે રાજાને અનુક્રમે બુદ્ધિ અને લક્ષ્મી વિવેકથી વિભૂષિત હતી. સ્વયંભૂરમણ સમુદ્રમાં જળજંતુની જાતિની જેમ કોઈ એવી કળા નથી કે જે તે રાજામાં ન હતી. તે પૃથ્વીપર રાજ્ય કરતાં કોઇ ચોરની વાર્ત્તા પણ જાણતું નહી, માત્ર તે રાજા સત્પુરૂષોના મનને ચોરી લેતો હતો. એકને પ્રીતિ અને બીજાને ભય ઉત્પન્ન કરતો એ રાજા સારા અને નઠારા પુરૂષોના હૃદયમાંથી કદિ પણ દૂર રહેતો નહી. તે રાજાને રૂપથી સ્વર્ગની સ્ત્રીઓને જીતનારી એક વૈજયંતી અને જાણે અપરા લક્ષ્મી હોય તેવી બીજી લક્ષ્મી-

વતી નામે બે પત્નીઓ હતી. સુદર્શનનો જીવ જે સહસ્રાર દેવલોકમાં દેવતા થયો હતો, તે ત્યાંથી ચવીને વૈજયંતી દેવીના ઉદરમાં અવતર્યો. બલભદ્રના જન્મને સૂચવનારાં ચાર મહાસ્વપ્ન જોઇ હર્ષ પામેલા વૈજયંતી દેવીએ તે ઉત્તમ ગર્ભ ધારણ કર્યો. ગર્ભસમય પૂર્ણ થતાં પૂર્ણ ચંદ્રની જેવા નિર્મળ આનંદ નામના પુત્રને તેણે જન્મ આપ્યો. તે યૌવનમાં આવતાં ઓગણત્રીશ ધનુષની કાયાવાળો થયો.

પ્રિયમિત્રનો જીવ ચોથા દેવલોકમાંથી ચવી મહાદેવી લક્ષ્મીવતીના ઉદરમાં અવતર્યો. વાસુદેવના જન્મને સૂચવનારાં સાત મહા સ્વપ્નો જોઈ હર્ષ પામેલા લક્ષ્મીવતીએ ગર્ભ ધારણ કર્યો. પ્રસવસમય થતાં પુરૂષપુંડરીક નામે એક શ્યામવર્ણી પુત્રને તેણે જન્મ આપ્યો. તે પુત્ર પણ ઓગણત્રીશ ધનુષની ઉંચી કાયાવાળો થયો. ગરૂડ અને તાડ વૃક્ષના ચિન્હવાળા અને નીલ તથા પીત વસ્ત્ર ધરનારા તે બંને ભાઇ માતાપિતાના મનોરથની સાથે મોટા થયા. લીલામાત્ર ચાલતાં તેઓ પૃથ્વીને કંપાવતા હતા; અને તે બંને બાળક છતાં તેમને બાળધારક પુરૂષો તેડી શકતા નહોતા. અનુક્રમે તેઓ પવિત્ર યૌવનવયને પ્રાપ્ત થઈ સર્વ કળા રૂપ સાગરના પારગામી થયા. રાજેંદ્રપુરના ઉપેંદ્રસેન નામના રાજાએ પદ્માવતી નામની કન્યા પુંડરીક વાસુદેવને આપી. રૂપલક્ષ્મીથી નાગકન્યાને પણ દાસી કરનાર તે પદ્માવતીના રૂપ સંબંધી સાંભળી બલિ પ્રતિવાસુદેવ તેનું હરણ કરવા આવ્યો. સર્વ જગતના બલવાન પુરૂષોની અવજ્ઞા કરનાર અને ભુજાના બળથી ધમધમી રહેલા બલિની સામે આનંદ અને પુંડરીક તત્કાળ ચડી આવ્યા. તે વખતે દેવતાઓએ શસ્ત્રાગારમાં નીમેલા પુરૂષોની જેમ શાર્ઙ્ગ ધનુષ્ય અને હળ વિગેરે શસ્ત્રો તેમને અર્પણ કર્યાં. પ્રથમ બલિ પ્રતિવાસુદેવની બલવાન સેનાએ આનંદ અને પુંડરીકની સેનાને ભાંગી નાંખી, અને પોતાના સ્વામીના જયને સૂચવે તેવા તેના સુભટોએ સિંહનાદ કર્યો. તે વખતે આનંદ અને પુંડરીક રથમાં બેસી હર્ષ ધરતા રણ કરવાને માટે આગળ આવ્યા. વીર પુરૂષો યુદ્ધથી હર્ષ પામેછે. પુંડરીકે તાર સ્વરે પાંચજન્ય શંખનો નાદ કર્યો; તેથી સમુદ્રમાં જલજંતુસમૂહની જેમ શત્રુઓનું ઘણું લશ્કર નાસી ગયું. પછી જાણે શંખનો અનુવાદ કરતો હોય તેમ તરતજ તેમણે શાર્ઙ્ગ ધનુષ્યનો ટંકાર કર્યો, તેના મોટા નાદથી બાકી રહેલા શત્રુઓ નાસી ગયા. તે વખતે મેઘ જેમ જલધારા વર્ષાવે તેમ બાણોને વર્ષાવતો તીવ્ર પરાક્રમી બલિ પોતે યુદ્ધ કરવાને આવ્યો. વિષ્ણુએ તેના બાણ છેદ્યા, અને તેણે વિષ્ણુના બાણ છેદ્યા; એવી રીતે ઘણી વાર બાણ છેદવાથી ક્રોધ પામેલા બલિએ ચક્ર ધારણ કર્યું. 'હવે તું રહેવાનો નથી' એમ કહેતાં બળવાન બલિએ તે ચક્ર ભમાડીને પુંડરીક વાસુદેવ ઉપર છોડચું. લપડાકની જેવા લાગેલા તેના પ્રહારથી મૂર્છા પામી ક્ષણવારમાં પાછી સંજ્ઞા મેળવીને વાસુદેવે તે ચક્ર પોતે ગ્રહણ કર્યું. 'અરે ! હવે તું રહેવાનો નથી' એમ બોલતા વાસુદેવે તે ચક્ર ભમાડીને છોડચું, જેથી તત્કાળ બલિનું મસ્તક છેદાઇ ગયું.

પછી પુંડરીક વાસુદેવ આનંદ બલભદ્રને સાથે લઈ શત્રુ રાજાઓને હણી દિગ્યાત્રા કરી અર્દ્ધ ચક્રવર્તી થયા. વાસુદેવે મગધ દેશમાં રહેલી કોટી શિલા નામની મહા શિલાને એક તાજવાની કોટિની જેમ લીલાવડે ઉપાડી. પાંસઠ હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી પુંડરીક વાસુદેવ પોતાના ઉગ્ર કર્મથી છઠ્ઠી નરકમાં ગયા. પુંડરીક વાસુદેવે અઢીસો વર્ષ કૌમારવયમાં, તેટલાજ માંડલિકપણામાં, સાઠ વર્ષ દિગ્વિજયમાં અને ચોસઠ હજાર ચારસો ને ચાલીશ વર્ષ રાજ્યમાં એવી રીતે સર્વ આયુષ્ય પૂર્ણ કર્યું. પંચાશી હજાર વર્ષના આયુષ્યવાળા આનંદ બલભદ્રે પોતાના અનુજ બંધુ વિના નિરાનંદપણાથી કેટલોક કાળ નિર્ગમન કર્યો. અન્યદા પોતાના ભાઈના વિયોગથી વૈરાગ્ય થતાં સુમિત્ર મુનિની પાસે દીક્ષા લઇ આનંદ બલભદ્ર આત્મારામ થઇ કેવલજ્ઞાન પામી સુખના ધામ રૂપ શાશ્વત સ્થાન ( મોક્ષ ) ને પ્રાપ્ત થયા.

**इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते**
**महाकाव्ये षष्टे पर्वणि आनंदपुरुषपुंडरीकवलि-**
**चरितकीर्त्तनो नाम तृतीयः सर्गः ।**



# સર્ગ ૪ થો.

## શ્રી સુભૂમ ચક્રવર્તી ચરિત્ર.

હવે અરનાથ પ્રભુના તીર્થમાંજ થયેલા આઠમા ચક્રવર્તી સુભૂમનું અનુક્રમે આવેલુ ચરિત્ર કહેવાય છે. આ ભરતક્ષેત્રમાં આવેલા વિશાલ નગરને વિષે ક્ષત્રિયવ્રતને પાળનાર **ભૂપાલ** નામે રાજા હતો. એક વખતે સંગ્રામમાં ઘણા શત્રુઓએ એક થઈને તેને જીતી લીધો. 'હમેશાં સમૂહ અતિ બલવાન હોય છે.' વૈરીઓના પરાભવથી મલિન મુખવાળો થઇને તે રાજાએ સંભૂતમુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી. ચિરકાળ તપસ્યા કરી અંતકાળે ઘણા ભોગવિષયની પ્રાપ્તિ થવા નિયાણું બાંધી મૃત્યુ પામીને મહાશુક્ર દેવલોકમાં તે દેવતા થયો.

શ્રી ઋષભદેવને કુરૂ નામે એક પુત્ર હતો, જેના નામથી કુરૂ દેશ પ્રખ્યાત થયો છે. તેનો પુત્ર **હસ્તી** નામે થયો હતો, જેના નામથી અનેક તીર્થંકર અને ચક્રવર્તીની જન્મભૂમિ **હસ્તીનાપુર** પ્રસિદ્ધ થયેલું છે. તેના વંશમાં **અનંતવીર્ય** નામે મહા પરાક્રમી રાજા થયો હતો. ભરતક્ષેત્રમાં આવેલા વસંતપુર નગરમાં વંશનો ઉચ્છેદ કરનાર **અગ્નિક** નામે એક છોકરો હતો. તે એક વખતે પોતાના સ્થાનથી દેશાંતરે ચાલ્યો. આગળ જતાં સાર્થ વગરનો તે જ્યાં ત્યાં ભમતો ભમતો તાપસોને આશ્રમે આવી ચડચો. ત્યાંના કુલપતિએ ( વૃદ્ધ તાપસે ) તે અગ્નિકને પુત્ર કરીને રાખ્યો. તે લોકમાં **જમદગ્નિ**ના નામથી પ્રખ્યાત થયો. તીક્ષ્ણ તપસ્યા કરતો તે પ્રત્યક્ષ અગ્નિની જેમ પોતાના દુઃસહ તેજથી પૃથ્વીમાં વિશેષ વિખ્યાત થયો.

તે સમયે પૂર્વ જન્મમાં શ્રાવક હતો એવો **વૈશ્વાનર** નામે એક દેવ અને તાપસનો ભક્ત **ધન્વંતરિ** દેવ તે બંનેને આ પ્રમાણે પરસ્પર વાદ થયો. એક કહે કે અર્હત ધર્મ પ્રમાણ છે અને બીજો કહે કે તાપસ ધર્મ પ્રમાણ છે. આ વિવાદમાં તેઓએ એવો નિર્ણય કર્યો કે 'અર્હંત ધર્મમાં જે જઘન્ય હોય તેની અને તાપસમાં જે ઉત્કૃષ્ટ હોય તેની આપણે પરીક્ષા કરવી કે બેમાં ગુણોથી અધિક કોણ થાય છે?' તે વખતે અભિનવ ધર્મ પામેલો **પદ્મરથ** નામે રાજા મિથિલા નગરીથી નીકળીને ભાવયતિ થયેલો, તે શ્રી વાસુપૂજ્ય પ્રભુની પાસે દીક્ષા લેવાને ચંપાપુરી જતો હતો. તે વૈશ્વાનર અને ધન્વંતરિ દેવના જોવામાં આવ્યો. તેની પરીક્ષા કરવાને તે દેવતાઓએ તેની પાસે અન્નપાન લાવી મૂક્યાં. તેને તૃષા અને ક્ષુધા ઘણી લાગી હતી, તથાપિ તે અગ્રાહ્ય જણાવાથી તેણે અંગીકાર કર્યાં નહીં. **વીર પુરૂષો કદિપણ સત્વથી ચલિત થતા નથી.** પછી તે દેવતાઓ માર્ગમાં કરવત જેવા કઠોર કાંકરા, કાંટા વિકુર્વી તે રાજાના

કોમળ ચરણકમળમાં પીડા કરવા લાગ્યા. તેવે માર્ગે ચાલતાં તેના ચરણમાંથી રૂધિરની ધારાઓ ચાલતી હતી, તથાપિ રૂની તળાઈની જેમ તે સુંદર પગલાં ભરીને ચાલતો હતો. પછી તેને ક્ષોભ કરવા માટે તે દેવતાઓએ નૃત્યગીત થતાં બતાવ્યાં, પરંતુ ગોત્રજમાં દિવ્ય અસ્ત્રની જેમ તે સર્વે નિષ્ફલ થયાં. પછી સિદ્ધપુત્રનું રૂપ ધરી તેની આગળ આવીને તેઓ બોલ્યા—'હે મહાભાગ! હજુ તમારૂં મોટું આયુષ્ય છે અને તમે યુવાન છો, માટે સ્વચ્છંદપણે ભોગ ભોગવો. યૌવનવયમાં તપ કરવું તે કેવી બુદ્ધિ કહેવાય? કયો ઉદ્યોગી પુરૂષ પણ અર્દ્ધ રાતનું કામ સવારમાંથી કરે? હે તાત! યૌવન ગયા પછી દેહને દુર્બલ કરવાનું કારણ અને જાણે બીજી વૃદ્ધવય હોય તેવું તપચારિત્ર ગ્રહણ કરજો.' રાજા પદ્મરથે કહ્યું—'જો મારૂં બહુ આયુષ્ય હશે તો મને પુણ્ય પણ ઘણું થઇ શકશે. કેમકે જલ પ્રમાણે કમળનું નાળ વધે છે; જેમાં ઇંદ્રિયો ચપળ થાય છે એવા યૌવનમાં જે તપ કરવું; તેનું નામજ તપ કહેવાય છે. દારૂણ અસ્ત્રનું યુદ્ધ ચાલતું હોય તેવા રણમાં શૂરવીર જણાય તેજ ખરો શૂરવીર કહેવાય છે.' જ્યારે રાજા પદ્મરથ તેઓની પરીક્ષામાં ચલિત થયો નહીં, ત્યારે તેમને સાબાશી આપતા તે બંને દેવતાઓ ત્યાંથી તાપસોમાં ઉત્કૃષ્ટ એવા જમદગ્નિની પરીક્ષા કરવાને ગયા.

વડના વૃક્ષની જેવી વિસ્તારવાળી જટાથી પૃથ્વીનો સ્પર્શ કરતા અને જેના ચરણ રાફડાથી વ્યાપ્ત થયેલા છે એવા તે દાંત તાપસને તેમણે જોયા. પછી બંને દેવતા માયાથી ચટક પક્ષી (ચકલા ચકલી) નું જોડલું બની જમદગ્નિની દાઢીમાં માળો રચી તેમાં નિવાસ કરીને રહ્યા. તે સમયે ચકલે પોતાની સ્ત્રી ચકલીને કહ્યું—'હું હિમાલય ઉપર જઇશ.' ચકલી બોલી—'ત્યાં ગયા પછી બીજી ચકલીમાં આસક્ત થઇ તું પાછો આવે નહીં, માટે તને જવા દઈશ નહીં.' ચકલે કહ્યું—'હે પ્રિયા! જો હું પાછો ન આવું તો મને ગોહત્યાનું પાપ છે.' આવા સોગન લેતા ચકલાને ચકલીએ ફરીવાર કહ્યું—"હે પ્રિય! તું એવા સોગન લે કે 'જો હું પાછો ન આવું તો આ તાપસ મુનિનું પાપ મને લાગે' તો તે સોગન ઉપર હું તને જવા દઉં." ચકલાએ એપ્રમાણે સોગન લીધા એટલે ચકલીએ કહ્યું—'તારો માર્ગ સુખદાયક થાઓ.' આવાં તે પક્ષીનાં વચનો સાંભળી જમદગ્નિ કોપ પામ્યો અને બે હાથે તે બંને પક્ષીઓને પકડી લીધા અને કહ્યું—'અરે પક્ષીઓ! સૂર્યમાં અંધકારની જેમ આવું દુષ્કર તપ કરતા એવા મારામાં ક્યાંથી પાપ હોય?' ચકલી બોલી—"હે તાપસ! કોપ કરો નહીં, તમારૂં તપ વ્યર્થ છે. 'અપુત્રની ગતિ થતી નથી' એ શ્રુતિ શું તમે નથી સાંભળી?" તે શ્રુતિને માનનારા જમદગ્નિ મુનિ વિચારમાં પડ્યા કે 'પુત્ર અને સ્ત્રી વગર મારૂં આ સઘળું તપ પ્રવાહમાં વહી ગયું.' આ પ્રમાણે જમદગ્નિને ધ્યાનથી ક્ષોભ પામેલા જોઈ 'મને ધિક્કાર છે કે જે હું તાપસોથી ભરમાઇ ગયો' એવો વિચાર કરતો ધન્વંતરિ શ્રાવક થઈ ગયો. 'ખરી પ્રતીતિ થતાં કોને વિશ્વાસ ન આવે!' પછી બંને દેવતા અદૃશ્ય થઇ ગયા. મિથ્યા વિચારમાં ભમાએલો જમદગ્નિ તાપસ

નેમિકકોષ્ટક નામના નગરમાં આવ્યો. તે નગરના રાજા જિતશત્રુને ઘણી કન્યાઓ હતી. ગૌરીને મેળવવા ઇચ્છતા શંકરની જેમ, તેમાંથી એક કન્યા મેળવવાની ઈચ્છાએ તે રાજા પાસે આવ્યો. તાપસને આવેલા જાણી રાજા જિતશત્રુ ઉભો થઇ અંજળિ જોડીને બોલ્યો—'તમે શા માટે આવ્યા છો અને મારે શું કાર્ય કરવાનું છે તે કહો.' જમદગ્નિ બોલ્યો—'હું કન્યાને માટે આવેલો છું.' રાજાએ કહ્યું—'મારે સો કન્યાઓ છે, તેમાં જે તમને ઇચ્છે તેને તમે ખુશીથી ગ્રહણ કરો.' જમદગ્નિએ અંતઃપુરમાં જઈ રાજકન્યાઓને કહ્યું કે 'તમારામાંથી કોઈ એક મારી ધર્મપત્ની થાઓ.' તે સાંભળીને 'અરે! જટાધારી, માથે પળિઆવાળો, દુર્બળ અને ભીખ માગીને જીવનારો તું આવું બોલતાં લજ્જા કેમ પામતો નથી?' આ પ્રમાણે કહીને તે સઘળીએ થુથુકાર કર્યો. તત્કાળ જમદગ્નિએ ક્રોધ કરીને ચડાવેલા ધનુષની યષ્ટિ જેવી તે બધી કન્યાઓને કુબડી કરી દીધી. તે સમયે એક કન્યા રેણુના પુંજની[1] સાથે રાજાના આંગણામાં રમતી હતી, તેને જોઈ જમદગ્નિએ રેણુકા એવા નામથી બોલાવી, અને 'આ લેવાની ઇચ્છા છે?' એવું કહી તેને એક બીજોરાનું ફળ બતાવ્યું. તે સમયે તે બાળાએ પાણિગ્રહણને સૂચવે તેવો પોતાનો પાણિ (હાથ) પ્રસાર્યો. નિર્ધન જેમ ધનને ગ્રહણ કરે, તેમ મુનિ જમદગ્નિએ હૃદયથી તેનું ગ્રહણ કર્યું; એટલે રાજાએ ગાય વિગેરેની સાથે તેને વિધિથી ધારણ કરાવી. પછી જમદગ્નિએ તપની શક્તિવડે બીજી નવાણું કન્યાઓને પોતાની શાળીના સ્નેહસંબંધથી પાછી સજ્જ કરી. તપસ્વીના આવા વ્યર્થ તપના વ્યયને ધિક્કાર છે! એ મધુરાકૃતિ મુગ્ધાને પોતાના આશ્રમમાં લાવી તેની ઉપર જમદગ્નિ મોહિત થયા. હરિણીના જેવી એ લોલાક્ષી બાલાને તેણે પ્રેમથી ઉછેરવા માંડી. તાપસ જમદગ્નિ આંગળીઓથી દિવસ ગણતા હતા. એમ કરતાં કરતાં રેણુકા કામદેવના લીલાવન જેવા સુંદર યૌવનવયને પ્રાપ્ત થઇ. પછી સાક્ષાત્ અગ્નિને જ્વળાયમાન કરીને તેની સાક્ષીએ જમદગ્નિ મુનિ પાર્વતીને શિવ પરણે તેમ રેણુકાને વિધિથી પરણ્યા.

ઋતુકાલ પ્રાપ્ત થતાં મુનિએ રેણુકાને કહ્યું કે 'તારે માટે એવો ચરૂ સાધું કે જેથી સર્વ બ્રાહ્મણોમાં અગ્રેસર એવો એક પુત્ર તને થાય.' રેણુકા બોલી—'હસ્તીનાપુરમાં અનંતવીર્ય રાજાની જે પત્ની છે તે મારી બેન થાય છે, તેથી તેને માટે પણ એક ક્ષત્રિય ચરૂ સાધો.' પછી પોતાની સ્ત્રીને માટે બ્રાહ્મણ ચરૂ અને શાળીને માટે ક્ષત્રિય ચરૂ પુત્રપ્રાપ્તિ માટે તેણે સાધ્યા અને તે બંને ચરૂ રેણુકાને આપ્યા. રેણુકાએ વિચાર કર્યો કે 'હું તો અરણ્યની મૃગલી જેવી છું, તો પુત્ર પણ તેવો ન થાઓ.' આવું વિચારી તેણે ક્ષત્રિય ચરૂનું ભક્ષણ કર્યું, અને પોતાનો બ્રાહ્મ ચરૂ તે બેનને આપ્યો. તેથી તે બંનેને એક એક પુત્ર થયો. રેણુકાને રામ નામે અને તેની બેનને કૃતવીર્ય નામે પુત્ર થયો.

---

૧ ધૂળનો ઢગલો.

એક વખતે અતિસાર ( ઝાડા ) ના રોગવાળો કોઈ વિદ્યાધર ત્યાં આવ્યો. અતિસાર રોગની પીડાથી તે આકાશગામી વિદ્યા ભૂલી ગયો હતો. રેણુકાના પુત્ર રામે ઔષધોપચારથી પોતાના બંધુની જેમ તેની બરદાસ કરી, તેથી પ્રસન્ન થઇ તેણે રામને પરશુ વિદ્યા આપી. શરકટના વનમાં જઇને રામે તે વિદ્યા સાધી, ત્યારથી રામ **પરશુરામ** એવા નામથી પ્રખ્યાત થયો.

એક વખતે પોતાની બેનને મળવાને ઉત્કંઠિત રેણુકા પતિની રજા લઇ હસ્તીનાપુર ગઇ. **પ્રેમને કાંઇપણ દૂર નથી.** પોતાની શાળી તરીકે લાડ કરાવતાં અનંતવીર્યે ચપળ લોચનવાળી રેણુકા સાથે એકદા રતિક્રીડા કરી. **કામદેવ અત્યંત નિરંકુશ છે.** પછી તો અહલ્યા સાથે ઇંદ્રની જેમ તે ઋષિપત્નીની સાથે રાજા નિરંતર ઈચ્છાનુસાર રતિસુખ અનુભવવા લાગ્યો. કેટલેક કાળે ઉતથ્ય મુનિની સ્ત્રી **મમતાને** બૃહસ્પતિથી થયો હતો તેમ અનંતવીર્ય થકી રેણુકાને એક પુત્ર ઉત્પન્ન થયો. જમદગ્નિ તે પુત્ર સહિત રેણુકાને પોતાને ઘેર તેડી લાવ્યા. 'પ્રાયઃ સ્ત્રીલુબ્ધ જનો તેના દોષને જોતા નથી.' પોતાની માતાને પુત્ર સહિત જોતાં પરશુરામને કોપ ચડચો. તેથી અકાળે ફલિત થયેલી વલ્લીની જેમ તેને તેણે પુત્ર સહિત ફરશીથી છેદી નાખી. તેની બેને આ વૃત્તાંત અનંતવીર્યને કહ્યો. એટલે પવનથી અગ્નિની જેમ તેનો કોપ ઉદ્દીપન થયો. તેથી અવાર્ય ભુજવીર્યવાળા અનંતવીર્યે જઇને ઉન્મત્ત હાથીની જેમ જમદગ્નિના આશ્રમને ભાંગી નાંખ્યો, અને તાપસોને ત્રાસ પમાડી તેના ગાય વિગેરે પદાર્થો લઈ કેશરીસિંહની જેમ મંદમંદ ગતિએ તે ત્યાંથી પાછો વળ્યો. ત્રાસ પામેલા તપસ્વીઓનો કોલાહલ અને તે વૃત્તાંત સાંભળી જાણે સાક્ષાત્ યમરાજ હોય તેમ પરશુરામ ક્રોધ કરીને ત્યાં દોડી આવ્યો. સુભટોના સમૂહ વચ્ચે સંગ્રામ કરવાને કૌતુકી એવા અનંતવીર્યના, જમદગ્નિના પુત્ર પરશુરામે પોતાની દારૂણ ફરશીથી દારૂ [ કાષ્ટ ] ની જેમ ખંડ ખંડ કરી નાંખ્યા. પછી પ્રધાન પુરૂષોએ મળીને લઘુ વય છતાં પણ મહા વીર્યવાન કૃતવીર્યને રાજ્યપર બેસાર્યો. તેને **તારા** નામે વિશાળ લોચનવાળી એક રાણી હતી. તે દંપતી દેવતાની જેમ નિર્વિઘ્ને ભોગ ભોગવવા લાગ્યા.

ભૂપાલ રાજાનો જીવ મહાશુક્ર દેવલોકમાં પોતાનું આયુષ્ય પૂર્ણ કરી ત્યાંથી ચવીને તારા રાણીની કુક્ષિમાં અવતર્યો. એક વખતે કૃતવીર્યે માતાના મુખથી પિતાના મૃત્યુની વાર્ત્તા સાંભળીને આદેશ કરેલા સર્પની જેમ તાપસોના આશ્રમમાં જઇ જમદગ્નિને મારી નાખ્યો. પિતાના વધથી ક્રોધ પામેલા પરશુરામે શીઘ્ર હસ્તીનાપુરમાં જઈ કૃતવીર્યને માર્યો. 'યમરાજને શું દૂર છે ?' તેના રાજ્યપર પરશુરામ સ્વયમેવ પોતે બેઠો. 'રાજ્ય પરાક્રમને આધીન છે, તેમાં ક્રમાક્રમ જોવાતો નથી.' જ્યારે પરશુરામે રાજ્ય દબાવ્યું, ત્યારે તે નગરમાંથી કૃતવીર્યની સ્ત્રી તારા જે ગર્ભિણી હતી તે વ્યાઘ્રવાળા વનમાંથી મૃગલીની જેમ કોઇ તાપસના આશ્રમમાં નાસી આવી. કૃપાળુ તાપસોએ તેને

નિધાનની પેઠે ભૂમિગ્રહ [ભોંયરા] માં ગુપ્ત રાખીને ક્રૂર પરશુરામથી બચાવી લીધી. ત્યાં ચૌદ મહા સ્વપ્નોએ સૂચિત એવો તે રાણીએ પુત્ર પ્રસવ્યો. તેણે ભૂમિગ્રહમાં જન્મ લીધો, તેથી તેનું **સુભૂમ** એવું નામ પાડ્યું.

હવે જ્યાં જ્યાં ક્ષત્રિય હતા ત્યાં ત્યાં પરશુરામની પરશુ મૂર્ત્તિમાન કોપાગ્નિ હોય તેમ પ્રદીપ્ત થતી હતી. એક વખતે પરશુરામ ફરતો ફરતો આશ્રમમાં આવી ચડ્યો, ત્યાં પ્રદીપ્ત થયેલી પરશુએ, ધૂમ અગ્નિને જણાવે તેમ 'અહીં કોઇ ક્ષત્રિય છે' એમ સૂચવી દીધું. પરશુરામે તાપસોને પૂછ્યું કે 'શુ અહીં કોઇ ક્ષત્રિય છે?' તાપસો બોલ્યા– 'અમે તાપસ રૂપે થયેલા ક્ષત્રિયો છીએ.' પછી પરશુરામે ક્રોધથી દાવાનળ જેમ પર્વતના તટને તૃણ રહિત કરે તેમ પૃથ્વીને સાતવાર નક્ષત્રિયા કરી, અને હણેલા ક્ષત્રિયોની દાઢોથી વાંચ્છિત પૂર્ણ યમરાજના પૂર્ણ પાત્રની શોભા આપતો એક થાલ ભરી દીધો.

એક વખતે પરશુરામે કોઈ નિમિત્તિયાને પૂછ્યું કે 'મારો વધ કોનાથી થશે?' 'સદા વૈર કરનારા પુરૂષો બીજાથી પોતાની શંકા કર્યા કરે છે.' તે સાંભળી નિમિત્તિયો બોલ્યો કે 'જે પુરૂષ સિંહાસન ઉપર બેસીને ક્ષીરરૂપ થઇ ગયેલી આ દાઢોનું ભક્ષણ કરશે તેનાથી તમારો વધ થશે.' તે સાંભળી પરશુરામે ત્યાં એક અવારિત દાનશાળા કરાવી અને તેની આગળ એક સિંહાસન મૂકાવી તેની ઉપર દાઢોનો થાળ રખાવ્યો. હવે તાપસોના આશ્રમમાં કૃતવીર્યની સ્ત્રીથી જે સુભૂમ નામે પુત્ર ઉત્પન્ન થયો હતો, તે આંગણામાં ઉગેલા વૃક્ષની જેમ વૃદ્ધિ પામી સુવર્ણવર્ણી અને અઠચાવીશ ધનુષ ઉચી કાયાવાળો થયો.

વૈતાઢ્યપર રહેનારા મેઘનાદ વિદ્યાધરે એક વખતે નિમિત્તિયાઓને પૂછ્યું કે 'મારી પદ્મશ્રી નામે કન્યા હું કોને આપું?' તેઓએ તેનો યોગ્ય વર સુભૂમ છે એમ કહ્યું એટલે તેણે ત્યાં આવી સુભૂમને કન્યા પરણાવીને પોતે તેનો સેવક થઇને રહ્યો. એક વખતે કૂવાના દેડકાની જેમ ભૂમિગ્રહમાં રહેલા જેની સમાન કોઈ રાજા નથી એવા સુભૂમે પોતાની માતાને પૂછ્યું–'શું આ લોક આટલો છે કે આથી અધિક છે?' માતાએ કહ્યું–"વત્સ! આ લોક તો અનંત છે. તેના મધ્યમાં આ આશ્રમ એક મક્ષિકાના પગ જેટલો છે. આ લોકમાં હસ્તીનાપુર નામે એક નગર છે, તેમાં કૃતવીર્ય નામે તારા પ્રખ્યાત અને પરાક્રમી પિતા રાજા હતા. તારા પિતાને મારી પરશુરામે તે રાજ્ય ખુંચાવી લીધું, અને બધી પૃથ્વીને તેણે નિઃક્ષત્રિયા કરી દીધી છે. તેના ભયથી આપણે અહીં છાના રહીએ છીએ." તે સાંભળતાંજ સુભૂમ મંગલગ્રહની પેઠે ક્રોધથી પ્રજ્વલિત થઈ શત્રુ સાથે લડવા હસ્તીનાપુર તરફ ચાલ્યો. **ક્ષાત્રતેજજ દુર્ધર છે.** ભૂમિગ્રહમાંથી નીકળી પરભાર્યો દાનશાળામાં જઇ સિંહની જેમ સિંહાસનપર બેઠો; અને તે વખતે ક્ષીરરૂપે થઈ ગયેલી પેલી ક્ષત્રિયોની દાઢોને તે ખાઈ ગયો. તરતજ દાઢની રક્ષા કરનારા બ્રાહ્મણો યુદ્ધ કરવાને ઉઠ્યા, પરંતુ હરિણોને વાઘની જેમ મેઘનાદે તે સર્વને મારી

નાંખ્યા. તે ખબર સાંભળી પરશુરામ ક્રોધથી દાંતવડે હોઠને પીસતો કાળપાશથી જાણે ખેંચાયો હોય તેમ સત્વર ત્યાં આવ્યો. પરશુરામે રોષથી સુભૂમ ઉપર પોતાની ફરશી નાખી, પરંતુ જળમાં અગ્નિના તણખાની જેમ તે તત્કાળ બુઝાઇ ગઈ. સુભૂમની પાસે કાંઈ શસ્ત્ર હતું નહીં એટલે તેણે દાઢનો થાળ ફેંક્યો, તે સદ્ય ચક્રરૂપ થઈ ગયો. 'પુણ્ય સંપત્તિવાળાને શું ન થાય?' પછી આઠમા ચક્રવર્તી સુભૂમે તે પ્રકાશમાન ચક્રવડે પરશુરામના મસ્તકને કમળની જેમ છેદી નાંખ્યું. જેવી રીતે પરશુરામે પૃથ્વીને સાત વાર નિઃક્ષત્રિયા કરી હતી, તેવી રીતે સુભૂમ ચક્રીએ પૃથ્વીને એકવીશ વાર નિર્બ્રાહ્મણી કરી.

ક્ષય પામેલા રાજાઓના હસ્તી, અશ્વ અને પેદલના રૂધિરની નવી સરિતાને વહન કરતા સુભૂમે પ્રથમ પૂર્વ દિશા સાધી. પછી અનેક સુભટોના કપાએલા મસ્તકથી છીપ અને શંખની જેમ પૃથ્વીને મંડિત કરતા એવા તેણે દક્ષિણ દિશાના પતિ ( યમ ) ની જેમ દક્ષિણ દિશાને સાધી. સુભટોના અસ્થિવડે સમુદ્રના તીરને દાંતવાળું કરતા તેણે પશ્ચિમ દિશા સાધી. પછી બળના ગિરિરૂપ સુભૂમ વૈતાઢ્ય પર્વતની ગુહાના દ્વારને હેલામાત્રમાં ઉઘાડી મ્લેચ્છોને જીતવાને ભરતક્ષેત્રના ઉત્તર ખંડમાં પેઠા. મોટો ગજેંદ્ર જેમ ઇક્ષુદંડને ભાંગે તેમ ઉછળતા શોણિત રસથી પૃથ્વીને છાંટતા એવા તેણે મ્લેચ્છ લોકોને ભાંગી નાંખ્યા. પછી સુભૂમ ચક્રવર્તીએ પોતાના સસરા મેઘનાદને વૈતાઢ્ય ગિરિની બંને શ્રેણીઓના અધિપતિની પદવી આપી.

સાઠ હજાર વર્ષના આયુષ્યવાળા સુભૂમ ચક્રવર્તીએ એવી રીતે ચારે દિશામાં ફરી અનેક સુભટોને મારી ષટ્ખંડ પૃથ્વીને સાધી લીધી. અનેક પ્રાણીઓની હિંસા કરતા અને નિત્ય રૌદ્ર ધ્યાનરૂપી અગ્નિવડે જેનો અંતરાત્મા બળ્યા કરે છે એવા સુભૂમ ચક્રવર્તી કાલપરિણામના વશથી મૃત્યુ પામી સાતમી નરકભૂમિમાં ગયા. પાંચ હજાર વર્ષ કુમારપણામાં, તેટલાજ મંડલિકપણામાં, પાંચસો દિગ્વિજયમાં અને પાંચસે ઉણા અર્ધલક્ષ ચક્રવર્તીપણામાં એવી રીતે સાઠ હજાર વર્ષનું આયુષ્ય તેણે પૂર્ણ કર્યું.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते
महाकाव्ये षष्ठे पर्वणि सुभूमचरितवर्णनो
नाम चतुर्थः सर्गः ॥

---

# સર્ગ ૫ મો.

## નંદન બલભદ્ર, દત્તવાસુદેવ અને પ્રલ્હાદ પ્રતિવાસુદેવનું ચરિત્ર.

હવે શ્રી અરનાથ પ્રભુના તીર્થમાં થયેલા દત્ત, નંદન અને પ્રલ્હાદ નામે વાસુદેવ, બલભદ્ર અને પ્રતિવાસુદેવનું ચરિત્ર કહેવામાં આવશે. આ જંબૂદ્વીપના પૂર્વ વિદેહ-ક્ષેત્રમાં તેના આભૂષણ જેવી **સુસીમા** નામે નગરી છે. તેમાં **વસુંધર** નામે રાજા હતો. તે ચિરકાલ પૃથ્વીનું પાલન કરી **સુધર્મ** મુનિની પાસે વ્રત લઈ મૃત્યુ પામીને બ્રહ્મદેવલોકમાં દેવતા થયો.

આ જંબૂદ્વીપના દક્ષિણ ભરતાર્દ્ધમાં **શીલપુર** નગરને વિષે **મંદરધીર** નામે એક રાજા હતો. તેને ગુણરત્નનો સાગર, પરાક્રમી અને મિત્રરૂપ કમલમાં સૂર્ય સમાન **લલિતમિત્ર** નામે પુત્ર હતો. **ખલ** નામના મંત્રીએ, કુમાર લલિતમિત્ર ગર્વિષ્ટ છે એવું જણાવી તેના ભાઈને યુવરાજપદ ઉપર બેસારી દીધો. આ પરાભવથી વિરક્ત થયેલા લલિતમિત્રે **ઘોષસેન** મુનિની પાસે દીક્ષા લીધી. તે દુર્મદ કુમારે તપસ્યા કરતાં એવું નિયાણું બાંધ્યું કે 'આ તપના પ્રભાવવડે તે ખલ મંત્રીનો વધ કરનાર થાઉં.' આવા નિયાણાની આલોચના કર્યા વગર તે કાલધર્મને પામી સૌધર્મ દેવલોકમાં પરમ મહર્દ્ધિક દેવતા થયો.

પેલો ખલમંત્રી ચિરકાલ ભવાટવીમાં ભમી આ જંબૂદ્વીપમાં વૈતાઢ્યગિરિ ઉપર ઉત્તર શ્રેણીમાં **તિલકપુર** નામના નગરમાં વિદ્યાધરોનો ઈંદ્ર પ્રલ્હાદ નામે પ્રતિવાસુદેવ થયો.

આ જંબૂદ્વીપના દક્ષિણ ભરતાર્દ્ધમાં **વારાણસી** નામે નગરી છે. તે જાણે પોતાની સખી હોય તેમ ગંગા નદીથી આશ્રિત થયેલી છે. તે નગરીમાં તેજવડે અગ્નિ સમાન અને પરાક્રમથી સિંહ સમાન **અગ્નિસિંહ** નામે ઈક્ષ્વાકુવંશી રાજા હતો. તેનો યશરૂપી હંસ શૌર્ય અને વ્યવસાય રૂપ બે પાંખોવડે જગતમાં નિરંતર પરિભ્રમણ કરવાથી વિરામ પામતો નહીં. રણભૂમિમાં લીલામાત્રમાં તેણે નમાવેલું ધનુષ્ય જોઈને જાણે તેની મર્યાદા ધરતા હોય તેમ સર્વ શત્રુરાજાઓ નમી જતા હતા. તેના બલવાન ભુજરૂપ સ્તંભ સાથે દૃઢ ગુણવડે બંધાએલી લક્ષ્મી હાથિણીની જેમ સ્થિરતાને પામી હતી. રૂપસંપત્તિથી અશેષ ભુવનની સ્ત્રીઓને જીતનારી **જયંતી** અને **શેષવતી** નામે તેને બે પત્નીઓ હતી. વસુંધર રાજાનો જીવ જે દેવતા થયો હતો તે પાંચમા દેવલોકથી ચવીને મહાદેવી જયંતીના ઉદરમાં અવતર્યો. અનુક્રમે ચાર સ્વપ્નાએ સૂચવ્યો છે રામાવતાર જેનો એવો **નંદન** નામે તેણે પુત્ર પ્રસવ્યો. લલિતમિત્રનો જીવ સૌધર્મદેવલોકમાંથી ચવી શેષવતીના ઉદરમાં અવતર્યો. સાત સ્વપ્ને સૂચવેલો છે વાસુદેવ અવતાર જેનો એવો **દત્ત** નામે તેણે પુત્ર પ્રસવ્યો. અનુક્રમે શ્વેત અને શ્યામ

વર્ણવાળા તે બંને ભાઈ ક્ષીરોદધિ અને કાલોદધિ સમુદ્રની જેવા દેખાવા લાગ્યા. છવીશ ધનુષ ઉંચી કાયાવાળા તેઓ યૌવનવયને પ્રાપ્ત થયા. નીલ અને પીત વસ્ત્રને ધારણ કરતા અને ગરૂડ તથા તાડના ચિન્હને રાખતા તે બંને ભાઇઓ જ્યેષ્ઠકનિષ્ઠ છતાં જાણે સમાન વયના હોય તેમ સાથે ને સાથે ફરતા હતા.

એકદા ભરતાર્દ્ધના સ્વામી અને સમર્થ એવા પ્રલ્હાદ પ્રતિવાસુદેવે, નંદન અને દત્તની પાસે ઐરાવણ જેવો હાથી છે એવું સાંભળીને તેની માગણી કરી. જ્યારે તેમણે એ ગજેંદ્રને આપ્યો નહીં ત્યારે પ્રતિવાસુદેવ પ્રલ્હાદ તિરસ્કાર કરેલા સિંહની જેમ અતિશય કોપાયમાન થયો. પછી જેમ વનના બે ગજેંદ્રો હોય તેમ વાસુદેવ અને પ્રતિવાસુદેવ ક્રોધ કરી સર્વ યુદ્ધસામગ્રી લઇને પરસ્પર યુદ્ધ કરવા માટે સામસામા ચડી આવ્યા. પ્રલ્હાદના સૈન્યે સામા સૈન્યને ક્ષણવારમાં દીન દશાને પમાડી દીધું, એટલે નંદન અને દત્ત બંને રથમાં બેસી યુદ્ધ કરવાને ચાલ્યા. દત્તે શત્રુઓના બલને હણનારા પાંચજન્ય શંખને ફુંક્યો અને જયકુંજરના વાજીત્ર રૂપ શાર્ઙ્ગ ધનુષ્યનો ટંકાર કર્યો. તે સાંભળી પ્રલ્હાદ પણ ધનુષ્યના ટંકારથી દિશાઓને ગજાવતો અને યમરાજની જેમ ભુજદંડને દૃઢ કરતો રણભૂમિમાં આવ્યો. હરિ અને પ્રતિહરિ બંને રાષથી બાણને છોડવા લાગ્યા, અને પરસ્પર વિજયની ઈચ્છાએ એક બીજાના બાણને છેદવા લાગ્યા. છેદ કરવામાં ચતુર એવા બંને વીર પરસ્પરનાં ગદા, મુદ્ગર અને દંડ વિગેરે બીજાં આયુધોને પણ છેદવા લાગ્યા. પછી ક્રોધ પામેલા પ્રલ્હાદે પ્રલયકાલના સૂર્યની જેવું તેજપુંજથી ભરપૂર અને સેંકડો જ્વાળાઓની માળાવડે વ્યાપ્ત એવું ચક્ર આકાશમાં ભમાડીને વાસુદેવ ઉપર મૂક્યું. પરંતુ તેની સમીપ આવતાં તે ચક્ર નિષ્ફળ થયું, એટલે વાસુદેવે તે ચક્ર હાથમાં લઇ પ્રલ્હાદ ઉપર મૂક્યું, જેથી તેનું મસ્તક તત્કાળ છેદાઈ ગયું. પછી દત્તવાસુદેવે દિગ્વિજય કરી ભરતાર્દ્ધને સાધી લીધું, અને કોટી શિલા ઉપાડીને તે આ ભરતમાં સાતમા અર્દ્ધચક્રી થયા. કૌમારવયમાં નવસો વર્ષ, મંડલિકપણામાં અને દિગ્વિજયમાં પ્રત્યેકે પચાસ પચાસ વર્ષ અને વાસુદેવપણામાં ૫૫૦૦૦ વર્ષ—એમ બધા મળી છપ્પન હજાર વર્ષનું આયુષ્ય નિર્ગમન કરી દત્તવાસુદેવ પાપકર્મના વશપણાથી પાંચમી નરકભૂમિમાં ગયા.

પોતાના લઘુભાઈ દત્તવાસુદેવનો અવસાનકાળ થયા પછી પાંસઠ હજાર વર્ષના આયુષ્યવાળા નંદન બળભદ્રે બાકીનો કાળ માંડમાંડ પૂરો કર્યો. પ્રાંતે ભાઈના મૃત્યુથી અને ઘણી ભવભાવનાથી વૈરાગ્યવાન થયેલા નંદન બલભદ્ર દીક્ષા લઇ, નિરતિચાર તીવ્ર વ્રત પાળીને સિદ્ધિપદમાં પ્રતિષ્ઠા પામ્યા, અર્થાત્ મોક્ષે ગયા.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते महाकाव्ये षष्ठे पर्वणि
नंदनदत्तप्रल्हादचरितवर्णनो नाम पंचमः सर्गः ॥

---

# સર્ગ છઠ્ઠો.

## શ્રી મલ્લીનાથ ચરિત્ર.

મલ્લિકાના પુષ્પની જેવી નિર્મળ અને ભવ્યપ્રાણીરૂપ ભમરાઓએ ઉત્કંઠાથી પાન કરેલી શ્રી મલ્લીનાથભગવાનની વાણી જય પામે છે. હવે શ્રોતાઓના શ્રવણમાં અમૃતના સ્રોત જેવું તે **શ્રી મલ્લીસ્વામીનું** અદ્ભુત ચરિત્ર કહેવામાં આવશે.

જંબૂદ્વીપના અપરવિદેહમાં સલિલાવતી વિજયનેવિષે **વીતશોકા** નામે નગરી છે. તેમાં શત્રુઓના બલરૂપ વનને વિનાશ કરવામાં કુંજર ( હાથી ) જેવો અને બલથી બલભદ્ર જેવો **બલ** નામે એક દેવાકૃતિ રાજા હતો. તે રાજાને **ધારણી** નામે પત્નીથી કેશરીસિંહના સ્વપ્નથી સૂચિત **મહાબલ** નામે એક પૂર્ણ પરાક્રમી પુત્ર થયો. અનુક્રમે તે મહાબલ કુમાર ઉત્કટ યૌવનવયવાળી **કમલશ્રી** વિગેરે પાંચસો રાજકન્યા સાથે એક દિવસે પરણ્યો. તે મહાબળને **અચળ, ધરણ, પૂરણ, વસુ, વૈશ્રવણ,** અને **અભિચંદ્ર** નામે છ રાજાઓ બાલમિત્રો હતા. એકદા તે નગરની બહાર ઇશાન દિશામાં આવેલા ઈંદ્રકુબ્જ નામના ઉદ્યાનમાં કેટલાક મુનિઓ આવ્યા. બળરાજા તેમની પાસે ગયો. ત્યાં ધર્મ સાંભળી વૈરાગ્ય પ્રાપ્ત થતાં મહાબળને રાજ્ય ઉપર બેસારી દીક્ષા લઇને તે રાજા મોક્ષે ગયો.

મહાબલને **કમલશ્રી** નામે મુખ્ય રાણીથી સિંહના સ્વપ્નવડે સૂચિત **બલભદ્ર** નામે એક પુત્ર થયો. અનુક્રમે યૌવનવયને પ્રાપ્ત થતાં જાણે પોતાની બીજી મૂર્તિ હોય તેવા બલભદ્રને તેણે યુવરાજપદવી આપી, અને પોતે પોતાના છ બાલમિત્રો સાથે સૌહાર્દના એક ભાવથી નિત્યે આર્હત ધર્મને સાંભળવા લાગ્યો. એકદા મહાબલે પોતાના મિત્રોને કહ્યું–' હે મિત્રો ! હું આ સંસારથી ભય પામ્યો છુ માટે હવે દીક્ષા ગ્રહણ કરીશ. પછી તમારે શો માર્ગ લેવો છે?' તેઓ બોલ્યા–' જેવી રીતે આપણે એકઠા રહીને આજ સુધી સાંસારિક સુખ ભોગવ્યુ તેવીજ રીતે એકઠા રહીને હવે મોક્ષસુખ ભોગવશું.' મહાબલે પોતાના રાજ્ય ઉપર બલભદ્રને બેસાર્યો અને બીજા મિત્રોએ પોતપોતાના પુત્રોને બેસાર્યા. પછી મહાબલે પોતાના છ મિત્રો સાથે મહાત્મા **વરધર્મ** મુનિની પાસે દીક્ષા લીધી. તે સાતે મહાત્માઓની એવી પ્રતિજ્ઞા હતી કે ' આપણામાંથી જો એક તપસ્યા કરે તો તે પ્રમાણે સર્વેએ કરવી.' આવો સંકેત કરી મોક્ષને માટે સરખી ઉત્કંઠા ધારણ કરી તેઓ ચતુર્થાદિ તપસ્યા કરવા લાગ્યા. તેમાં મહાબલ સર્વથી પોતાને અધિક ફળ મળે તેવી ઇચ્છાથી ' આજ મારૂ મસ્તક દુ:ખે છે, આજે પેટમાં પીડા થાય છે, આજે ક્ષુધા લાગી નથી' આવા ખોટા બાના બતાવી પારણાને દિવસે પણ આહાર કરતા નહીં અને તેવી રીતે માયા ( કપટ ) થી તે છ મિત્રોને છેતરીને

અધિક તપસ્યા કરતા હતા. તેવા માયામિશ્ર તપ કરવાવડે સ્ત્રીવેદ અને અર્હંત ભક્તિ પ્રમુખ સ્થાનકોને આરાધવાવડે તીર્થંકરનામકર્મ મહાબળે ઉપાર્જન કર્યું. ચોરાશી લાખ પૂર્વના આયુષ્યવાળા તે સાતે મિત્રમુનિઓ ચોરાશી હજાર વર્ષ સુધી વ્રત પાળી આયુષ્યનો ક્ષય થતાં બે પ્રકારની સંલેખના કરી, અનશન વ્રત લઇ કાળધર્મ પામીને વૈજયંત નામના અનુત્તર વિમાનમાં દેવતા થયા.

આ જંબૂદ્વીપના દક્ષિણ ભરતાર્દ્ધમાં ધર્મમાં તત્પર એવા લોકોથી ભરપૂર મિથિલા નામે નગરી છે. ત્યાં આવેલા પ્રાસાદો તેની ઉપર રહેલા સુવર્ણના કુંભોથી ઉપર ઉદય પામેલા સૂર્યવાળા ઉદયગિરિનો વિભ્રમ ધારણ કરે છે. આ નગરીને સર્વ રત્નમય દેખીને અમરાવતી અને અલકાદિક નગરી રત્નમયી છે, એવી કથાઓમાં લોકોને શ્રદ્ધા થતી હતી. તેની રમણીયતાથી અતૃપ્ત રહેતા દેવતાઓ ક્ષણવાર સ્વર્ગમાં અને ક્ષણવાર તે નગરીમાં એમ વારંવાર રહ્યા કરતા હતા. ઈક્ષ્વાકુવંશરૂપ ક્ષીરસાગરમાં અમૃત કુંભ જેવો અને નિધિ કુંભની પેઠે લક્ષ્મીના નિવાસરૂપ કુંભ નામે ત્યાં રાજા હતો. તે સરિતાઓનો જેમ સમુદ્ર તેમ સંપત્તિઓનો એક આશ્રય હતો, અને મણિઓનો જેમ રોહણગિરિ તેમ નીતિઓની ઉત્પત્તિભૂમિ હતો. એ મહામતિ રાજા શાસ્ત્રોનો અને શસ્ત્રોનો જાણ હતો અને પૃથ્વીના કર લઈ દીન જનોને આપી દેતો હતો. તે ધીમાન મહારાજાને યશમાં લોભ હતો, લક્ષ્મીમાં નહીં; દ્રવ્યમાં ત્યાગ ( દાન ) બુદ્ધિ હતી, પણ સીમાડામાં નહિ; અને ધર્મમાં વ્યસન હતું, પણ પાસક્રીડામાં નહતું.

ઇંદ્રને ઇંદ્રાણીની જેમ મુખની પ્રભાથી ચંદ્રનો પરાભવ કરનારી પ્રભાવતી નામે તેને એક મહારાણી હતી. તે પૃથ્વીની આભૂષણરૂપ હતી અને તેનું આભૂષણ શીલ હતું, બાજુ અને કડાં વિગેરે આભૂષણો માત્ર પ્રક્રિયારૂપ હતાં. પોતાના નિર્મળ સતીપણાથી સર્વ જગતને પવિત્ર કરતી તે પ્રભાવતી જંગમતીર્થ હોય તેમ કલ્યાણના હેતુપણે શોભતી હતી. દક્ષસુતા રોહિણીની સાથે ચંદ્રની જેમ એ હૃદયહારિણી રમણીની સાથે કુંભ રાજા ઉત્તમ ભોગ ભોગવતા હતા.

સ્વર્ગવાસી મહાબલનો જીવ આયુષ્ય પૂર્ણ કરી વૈજયંત વિમાનમાંથી ચવી ફાલ્ગુન શુક્લ ચતુર્થીએ ચંદ્ર અશ્વની નક્ષત્રમાં આવતાં ચૌદ મહા સ્વપ્નોએ જેનો આર્હંત વૈભવ સૂચવેલો છે એવો તે મહાદેવી પ્રભાવતીની કુક્ષીમાં અવતર્યો. તેમના ગર્ભમાં આવ્યા પછી ત્રીજે માસે દેવીને માલ્ય ( પુષ્પ ) ની શય્યામાં સુવાનો દોહદ ઉત્પન્ન થયો. દેવતાએ તે દોહદ પૂર્ણ કર્યો. પછી પૂર્ણ સમયે માર્ગશીર્ષ માસની શુક્લ એકાદશીએ ચંદ્ર અશ્વિની નક્ષત્રમાં આવતાં પૂર્વ જન્મમાં માયાવડે સ્ત્રીવેદકર્મ બાંધેલું હોવાથી કુંભના લાંછનવાળા નીલકાંતિને ધરનારા અને સર્વ શુભલક્ષણવાળા ઓગણીશમા આશ્ચર્યકારી તીર્થંકરરૂપ એક કન્યાને પ્રભાવતીએ જન્મ આપ્યો. દિક્કુમારીઓએ આવી તેનું સૂતિકાકર્મ કર્યું, અને ઇંદ્રોએ મેરૂગિરિપર લઈ જઇને તેમને સ્નાન કરાવ્યું. સ્નાન

કરાવ્યા. પછી તેમનું અર્ચન કરી, આરતી ઉતારીને શક્રઇંદ્રે આ પ્રમાણે ભક્તિનિર્ભર હૃદયથી સ્તુતિ કરવા માંડી.

"ત્રણ જ્ઞાનના નિધિ અને ત્રણ જગતમાં પ્રધાન એવા ઓગણીશમા તીર્થંકરને હું "નમસ્કાર કરૂં છું. હે નાથ! સારે ભાગ્યે તમારા દર્શનથી હું ચિરકાળે પણ અનુગ્રહીત "થયો છું. કેમકે સાધારણ પુણ્યથી અર્હત પ્રભુનું સાક્ષાત દર્શન થતું નથી. હે દેવ! "આજે તમારા જન્મોત્સવના દર્શનથી દેવતાઓનું દેવત્વ સફળ થયું છે. એક તરફ "અચ્યુત ઇંદ્રની ઉપર અને બીજી તરફ અન્ય પ્રાણીઓની ઉપર સમાન અનુગ્રહ કર- "વાની બુદ્ધિવાળા હે પ્રભુ! સંસારમાં પડતા એવા અમારૂં રક્ષણ કરો. પૃથ્વીના સુવર્ણ "મુગટ જેવા તમે ઇંદ્રનીલમણિની જેમ અતિશય શોભો છો. ઇચ્છા કર્યા વગર "માત્ર સ્મરણ કરવાથી પણ તમે મોક્ષને માટે થાઓછો, તો દર્શન અને સ્તુતિ કરીને "તમારી પાસે તેથી અધિક ફળ શું માગીએ? એક તરફ બધાં ધર્મકાર્યો અને એક તરફ "તમારૂં દર્શન તે બંનેની ફળપ્રાપ્તિ તરફ જોતાં તમારૂં દર્શન અધિક ફળપ્રાપ્તિના સાધ- "નરૂપ જણાય છે. તમારા ચરણકમળમાં આલોટતાં જેવું સુખ મને થાય છે તેવું સુખ "ઇંદ્રપણામાં, અહમિંદ્રપણામાં કે મોક્ષમાં પણ મને થતું નથી એમ હું માનું છું."

આ પ્રમાણે સ્તુતિ કરી ઇંદ્રે ઓગણીશમા અર્હતને પાછા મિથિલાપુરીમાં લઈ જઇ માતાની પાસે મૂક્યા. જ્યારે પ્રભુ ગર્ભમાં હતા, ત્યારે માતાને માલ્યપર શયન કરવાનો દોહદ થયો હતો, તેથી પિતાએ તેમનું **મલ્લી** એવું નામ પાડ્યું. ઇંદ્રે મોકલેલી પાંચ ધાત્રી-ઓએ પ્રતિદિન પુષ્પની પેઠે લાલન કરાતા મલ્લી કુમારી અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યા.

અચલરાયનો જીવ વૈજયંત વિમાનથી ચવી આ ભરતક્ષેત્રના સાકેતપુર નામના નગરમાં **પ્રતિબુદ્ધિ** નામે રાજા થયો. રૂપથી સાક્ષાત પદ્મા[1] હોય તેવી **પદ્માવતી** નામે તેને સર્વ અંતઃપુરમાં શિરોમણિ રાણી હતી. તે નગરને વિષે ઇશાન દિશામાં એક નાગદેવના મંદિરની અંદર નાગદેવની પ્રતિમા હતી, તેની અનેક લોકો માનતા કરતા હતા. એક વખતે પદ્માવતી રાણીએ તે નાગદેવની યાત્રાને માટે જવા સારૂ પ્રતિબુદ્ધિ રાજાની આજ્ઞા માગી. રાજાએ તેમ કરવા સંમતિ આપી અને તેની સાથે રાજા પણ પુષ્પાદિ સામગ્રી લઇ યાત્રાને દિવસે તે નાગપ્રતિમાના મંદિરમાં આવ્યો. પુષ્પનો મંડપ, પુષ્પનો મુદ્ગર અને પોતાની પ્રિયાને જોઈ રાજાએ સ્વબુદ્ધિ નામના ઉત્તમ મંત્રીને પૂછ્યું–'હે મંત્રીવર્ય! મારી પ્રેરણાથી તમે અનેક રાજાઓના મંદિ-રમાં ગયા છો, તો તેમાં કોઇ ઠેકાણે આવું સ્ત્રીરત્ન કે આવો પુષ્પનો મુદ્ગર તમારા જોવામાં આવ્યો છે?' સ્વબુદ્ધિ મંત્રી બોલ્યો–"તમારી આજ્ઞાથી એકદા હું કુંભ રાજાની પાસે ગયો હતો, ત્યાં તેની મલ્લી નામે એક કન્યા મારા જોવામાં આવી. સ્ત્રીરત્નમાં મુખ્ય એવી તે રાજકન્યાની આયુષ્યગ્રંથીમાં એવો પુષ્પમુદ્ગર કરવામાં

1 પદ્મદ્રહમાં નિવાસ કરનારી. લક્ષ્મી.

આવ્યો હતો કે તેવો સ્વર્ગમાં પણ અસંભવિત છે. તેના સ્વરૂપની આગળ ચક્રવર્તીનું સ્ત્રીરત્ન, કામદેવની પત્ની રતિ અને ઇંદ્રાણી પ્રમુખ દેવસ્ત્રીઓ તે સર્વ તૃણતુલ્ય છે. એ કુંભરાજની કુમારી એકવાર પણ જેના જોવામાં આવી હોય તે અમૃત રસના સ્વાદની જેમ તેના રૂપને ભૂલી જતો નથી. મનુષ્યોમાં અને દેવતાઓમાં તે મલ્લી કુમારીના જેવી કોઇ નારી નથી. તેનું અદ્વૈતરૂપ વાણીથી પણ અગોચર છે." તે સાંભળી પૂર્વ જન્મના અનુરાગથી પ્રતિબુદ્ધિ રાજાએ તેને વરવા માટે કુંભ રાજાની પાસે એક દૂત મોકલ્યો.

તે અરસામાં ધરણનો જીવ પણ વૈજયંત વિમાનથી ચવી ચંપાપુરીમાં ચંદ્રછાય નામે રાજા થયો. તે ચંપાપુરીનો નિવાસી અર્હન્નય નામે એક શ્રાવક વ્યાપાર કરવાને માટે વહાણમાં બેસી સમુદ્રયાત્રા કરવા નીકળ્યો હતો. તે વખતે ઇંદ્રે દેવસભામાં એવી પ્રશંસા કરી કે 'અર્હન્નયના જેવો કોઇ દૃઢ શ્રાવક નથી.' તે સાંભળી ઇર્ષાવાન થયેલા એક દેવતાએ સમુદ્રમાં આવી ક્ષણવારમાં મેઘાડંબર સાથે ઉત્પાતના જેવો પવન ઉત્પન્ન કર્યો. વહાણ ડુબવાના ભયથી તેમાં બેઠેલા વેપારીઓ પોતપોતાના ઇષ્ટદેવની માનતા કરવા લાગ્યા. તે વખતે અર્હન્નયે સમાધિસ્થ થઈ પચ્ચખાણ કર્યું કે 'જો આ વિઘ્નમાં મારૂ મૃત્યુ થાય તો હવે મારે અનશન વ્રત ( ચારે આહારનો ત્યાગ ) છે.' તે વખતે પેલા દેવે રાક્ષસને રૂપે આકાશમાં રહીને કહ્યું કે 'હે અર્હન્નય! તું તારો ધર્મ છોડી દે અને મારૂ વચન માન જો તું માનીશ નહીં તો આ વહાણને ઘડાની ઠીબની જેમ ફોડી નાખી તને પરિવાર સાથે આ જલજંતુઓનું ભક્ષ્ય કરીશ.' આટલું કહેતાં પણ જ્યારે અર્હન્નય ધર્મથી ચલિત થયો નહી, ત્યારે તે દેવે તેને ખમાવ્યો અને ઇંદ્રે કરેલી પ્રશંસા સંબંધી વાર્ત્તા કહી સંભળાવી. પછી તે શ્રાવકને બે મનોહર દિવ્ય કુંડલની જોડી આપી, ઘોર મેઘ અને પવનાદિ દૂર કરી તે દેવ અંતર્હિત થઈ ગયો. અનુક્રમે અર્હન્નય સમુદ્રના તીરની ભૂમિપર ઉતર્યો અને બધું કરીયાણું લઇ મિથિલાપુરીમાં ગયો. યોગ્યતાના જાણનાર અને ઉદાર મનવાળા અર્હન્નયે ત્યાં કુંભરાજાને એક કુંડલની જોડી ભેટ કરી. રાજાએ તે કુંડલની જોડી પોતાની પ્રિય દુહિતા મલ્લીને આપી અને નીતિ જાણનારા રાજાએ અર્હન્નયનો સત્કાર કરી તેને વિદાય કર્યો. ત્યાં જુનાં કરીયાણાં વેચી અને નવાં લઈ અકંપ બુદ્ધિવાળો અર્હન્નય ફરતો ફરતો ચંપાપુરીમાં આવ્યો. ત્યાંના રાજા ચંદ્રછાયને બીજી કુંડલની જોડી ભેટ કરી. રાજાએ પૂછ્યું—'હે શ્રેષ્ઠી! આ કુંડલની જોડી ક્યાંથી લાવ્યા છો?' તે સાંભળી તેણે કુંડલ સંબંધી સર્વ વાર્તા કહી બતાવી. તે પ્રસંગે પ્રથમ એક કુંડલની જોડી મલ્લી કુમારીને આપેલી, તે વાત નીકળતાં તેણે મલ્લી કુમારીનું ઉત્કર્ષ સ્વરૂપ વર્ણન કરવા માંડયું.—'એ મલ્લીકુમારીનું મુખ જો ઉદિત હોય તો ભલે ચંદ્ર અસ્ત થઈ જાય. જો તેના અંગની કાંતિ હોય તો પછી મરકતમણિનું કાંઇ જરૂર નથી. તેના

લાવણ્યનું પૂર હોય તો ગંગાના જળની શી જરૂર છે? અને તેની રૂપલક્ષ્મી હોય તો પછી દેવાંગના ભલે દૂર રહે. હે રાજા! જેઓએ તે રમણીને નિરખી નથી તે પુરૂષોનાં નેત્ર વૃથા છે. કેમકે જેઓ કદિ પણ વિકાશિત પદ્મિનીને જોતા નથી, તે હંસ શા કામના છે?' તે સાંભળી ચંદ્રછાય રાજાએ પૂર્વ જન્મના સ્નેહયોગથી મલ્લી કુમારીને વરવાને માટે કુંભરાજાની પાસે પોતાના એક દૂતને મોકલ્યો.

હવે પૂરણનો જીવ વૈજયંત વિમાનમાંથી ચવી શ્રાવસ્તીપુરીમાં રૂકમી નામે રાજા થયો. તેને ધારણી નામે પત્નીથી સુબાહુ નામે એક નાગકન્યા જેવી અતિ સ્વરૂપવાન કન્યા થઈ. રાજાને તે ઘણી વ્હાલી હતી, તેથી ચાતુર્માસમાં સર્વ પરિવાર સહિત આદર પૂર્વક વિશેષ પ્રેમવડે તેને સ્નાનવિધિ કરાવતો હતો; એક વખતે અંતઃપુરીઓએ વિશેષ પ્રકારે સ્નાન કરાવેલી તે બાળા દિવ્યાલંકાર ધારણ કરીને પોતાના પિતાને પ્રણામ કરવા ગઇ. તેને ઉત્સંગમાં બેસારી પિતાએ અંતઃપુરના સેવક (નાજર) ને કહ્યું–' આ કન્યાના જેવો સ્નાનવિધિ તેં કોઇ ઠેકાણે જોયો છે?' તે સેવક બોલ્યો–" તમારી આજ્ઞાથી એકવાર હું મિથિલાપુરીમાં ગયો હતો. ત્યાં કુંભરાજાની પુત્રી મલ્લીકુમારીની આયુષ્યગ્રંથીમાં આથી પણ વિશેષ સ્નાનવિધિ મારા જોવામાં આવ્યો હતો. હે પ્રભુ! તે રાજકુમારીનું સ્વરૂપ પણ નિરૂપમ છે. હું જો કહીશ તો તમને અસંભવિત લાગશે, પણ તમારે મારાં વચનપર વિશ્વાસ રાખવો. તેવું સ્ત્રીરત્ન પૂર્વે મારા જોવામાં કાંઈપણ આવ્યું નથી. જ્યારથી તે જોવામાં આવેલ છે, ત્યારથી બીજી સ્ત્રીઓનું વર્ણન કરવામાં મારી જિવ્હાએ મૌનવ્રત ગ્રહણ કર્યું છે; તેની આગળ બીજી સ્ત્રીઓ નિર્માલ્ય જેવી જણાય છે. કલ્પલતાની આગળ આમ્રલતા શા હિસાબમાં હોય?" તે સાંભળી રૂકમી રાજાને તેનાપર અનુરાગ ઉત્પન્ન થયો, તેથી મલ્લી કુમારીની માગણી કરવાને તેણે પણ કુંભરાજા પાસે એક દૂતને મોકલ્યો.

વસુનો જીવ પણ વૈજયંત વિમાનથી ચવી વારાણસી પુરીમાં શંખ નામે રાજા થયો. એક વખતે અર્હન્નયે આપેલું મલ્લી કુમારીનું દિવ્ય કુંડલ ભાંગી ગયું, તેથી તેને સુધારવાને રાજાએ સ્વર્ણકારો (સોની) ને હુકમ કર્યો. સ્વર્ણકારોએ જોઈને કહ્યું કે–' હે દેવ! અમે આવું દિવ્ય કુંડલ સુધારવાને સમર્થ નથી.' તે સાંભળતાંજ ક્રોધ પામીને રાજાએ તેઓને નગરમાંથી બહાર કાઢી મૂક્યા. તેઓ ત્યાંથી વારાણસી નગરીમાં આવ્યા અને ત્યાં શંખરાજાની પાસે પોતાને કાઢી મૂકવાના કારણમાં જે વૃત્તાંત બન્યું હતું તે સર્વ તેમણે કહી બતાવ્યું. તેમાં કુંડળને પ્રસંગે મલ્લી કુમારીના અદ્દભુત રૂપનું વર્ણન કરવા માંડ્યું. જે પદાર્થો બીજે ઉપમાન[1] ગણાય છે એ આ બાળાની પાસે ઉપમેય[2] તરીકે ગણાય છે; જેમ ચંદ્ર તેના મુખનો ઉપમેય છે, બિંબફલ તેના હોઠનું ઉપમેય છે, શંખ તેના કંઠપ્રદેશનો ઉપમેય છે, બિસલતા બે ભુજાની

૧ ઉપમા આપવા યોગ્ય. ૨ ઉપમા પામવા યોગ્ય.

ઉપમેય છે, વજ્રનો મધ્ય ભાગ તેના મધ્ય ભાગ ( કટિ ) નો ઉપમેય છે, હાથીની સુંઢ તેના ઉરૂની ઉપમેય છે, નદીની ભ્રમરી તેની નાભિની ઉપમેય છે, દર્પણ તેના જઘનનું ઉપમેય છે, મૃગલીની જંઘા તેની જંઘાનું ઉપમેય છે, અને કમળ તેના હાથ પગનું ઉપમેય છે." તેવું રૂપ સાંભળી પૂર્વના સ્નેહાનુબંધવડે શંખરાજાએ મલ્લીકુમારીની યાચના કરવા માટે એક દૂત કુંભરાજા પાસે મોકલ્યો.

વૈશ્રવણનો જીવ પણ વૈજયંત વિમાનથી ચવી **અદીનશત્રુ** નામે હસ્તીનાપુરમાં રાજા થયો હતો. અહીં મલ્લીકુમારીનો **મલ્લકુમાર** નામે એક ભાઈ હતો, તેણે કુતૂહલથી ચિત્રકારો પાસે એક વિચિત્ર ચિત્રશાળા કરાવવા માંડી હતી. તેમાં ચીતરનારા ચિત્રકારોમાં એક ચિત્રકાર ઘણો ચતુર હતો. ફક્ત એક અંગ જોવામાં આવે તોપણ તેને અનુસારે સર્વ અંગનું યથાસ્થિત ચિત્ર કરવાની તેને લબ્ધિ પ્રાપ્ત થયેલી હતી. એક વખતે પડદામાંથી મલ્લીકુમારીના પગનો અંગુઠો તેના જોવામાં આવ્યો, તેને અનુસારે તેણે અંગોપાંગ સહિત મલ્લીકુમારીનું યથાર્થ રૂપ આળેખી લીધું. અન્યદા મલ્લકુમાર તે ચિત્રશાળામાં ક્રીડા કરવાને ગયો, અને તેમાં કરેલાં ચિત્રો જોવા લાગ્યો. તેવામાં ચિત્રમાં રહેલી મલ્લીકુમારીને જોઇ તે સાક્ષાત મલ્લીકુમારી છે, એવું ધારી લજ્જાથી તરત પાછો ફર્યો. તે વખતે ધાત્રીએ કહ્યું—'કેમ પાછા ફર્યા?' ત્યારે કુમાર બોલ્યો—'અહીં મારી બેન મલ્લીકુમારી છે, તો ત્યાં શી રીતે ક્રીડા કરાય?' ધાત્રીએ બરાબર જોઇને કહ્યું—'કુમાર! આ સાક્ષાત મલ્લીકુમારી નથી પણ એ તો ચિત્રમાં આળેખેલ છે, માટે પાછા આવો.' તેમ જાણી મલ્લકુમારને ક્રોધ ચડ્યો. તેથી પેલા ચિત્રકારનો દક્ષિણ હસ્ત છેદી નાખ્યો અને તેને પોતાના નગરમાંથી કાઢી મૂક્યો. તેણે હસ્તીનાપુરમાં જઈ અદીનશત્રુ રાજાને તે વૃત્તાંત કહ્યો અને પછી મલ્લીકુમારીનું વર્ણન કરવા માંડ્યું—"હે રાજા! આ સર્વ જગતરૂપ આકાશમાં ચંદ્રલેખા સદૃશ તે મલ્લીકુમારી જેવી કોઇ બીજી સુંદર સ્ત્રી કોઇ ઠેકાણે છે નહીં, થઇ નથી અને થશે પણ નહીં. જે કોઇ તે સુંદર કન્યાને જોઇ પછી અન્ય કન્યાને જુએ છે, તે મહા નીલમણિને જોઇ કાચના કટકાને જુએ છે. આ જગતમાં રૂપ, લાવણ્ય, ગતિ અને બીજી ચેષ્ટાઓથી તે બાળા નદીઓમાં ગંગાની જેમ સર્વ સ્ત્રીઓમાં મુખ્ય છે." આ પ્રમાણે તેનું વર્ણન કરીને પછી ચિત્રકારે ચિત્રનું ફલક આકર્ષી રાજાને બતાવ્યું. તેને જોઈ વિસ્મય પામેલા અને પૂર્વ સ્નેહથી ઉત્કંઠિત થયેલા રાજાએ તેની યાચના કરવાને કુંભરાજાની પાસે પોતાનો દૂત મોકલ્યો.

અભિચંદ્રનો જીવ પણ વૈજયંત વિમાનથી ચવી કાંપિલ્યપુર નગરમાં જિતશત્રુ નામે રાજા થયો હતો. તેના પુણ્યથી આકર્ષાઇને દેવલોકમાંથી અપ્સરાઓનું વૃંદ આવ્યુ હોય તેમ ધારણી વિગેરે તેને એક હજાર રાણીઓ હતી. અહીં મિથિલા નગરીમાં ચોક્ષા નામે એક વિચક્ષણ પરિવ્રાજિકા હતી. તે રાજાના અને

ધનાઢચ પુરૂષોના ઘરમાં ફરતી ફરતી આ પ્રમાણે કહેતી હતી કે "દાન કરવાથી અને તીર્થના અભિષેકથી થયેલો ધર્મ સ્વર્ગ અને મોક્ષનો હેતુ છે. એ અમારૂં તત્ત્વવચન છે." આ પ્રમાણે કહેતી તે પરિવ્રાજિકા નગરના અને દેશના લોકોને ધર્મમાં પ્રવર્તાવતી હતી. એક વખતે ફરતી ફરતી તે કુંભરાજાના દરબારમાં જ્યાં મલ્લીકુમારી રહેતી હતી તે મહેલમાં આવી ચડી. ત્યાં પ્રથમ હાથમાં ત્રિદંડ રાખી, કષાયલાં વસ્ત્ર ધરીને તે ઉભી રહી. પછી દર્ભવડે કમંડલુમાંનું જળ પૃથ્વીપર છાંટી તેનાપર પોતાનું આસન પાથરીને બેઠી. બીજા માણસની જેમ મલ્લીકુમારીને પણ તે ધર્મોપદેશ કરવા લાગી. તે સાંભળી ત્રણ જ્ઞાન ધરનારા મલ્લીકુમારી બોલ્યા–"જેટલાં દાન છે તે સર્વ ધર્મને માટે નથી; જો સર્વે દાન ધર્મ માટેજ થતાં હોય તો બિલાડા અને કૂતરાનું પોષણ પણ ધર્મને માટે થાય. જીવહિંસા જેમાં રહેલ છે એવા તીર્થાભિષેકથી શી રીતે પવિત્રતા થાય? રૂધિરવડે લીંપાએલું વસ્ત્ર શું રૂધિરવડે ધોવાથી શુદ્ધ થાય? માટે વિવેક મૂળ ધર્મ છે, તે અવિવેકીને થતો નથી. તેવા પુરૂષને તપસ્યા પણ કેવલ ક્લેશને માટે થાય છે, તેમાં કાંઇપણ સંશય નથી."આ પ્રમાણે મલ્લીકુમારીએ કહ્યું, એટલે ચોક્ષા પરિવ્રાજિકા વિલખી થઇ નીચું મુખ કરી રહી; કારણ કે પ્રભુનાં યુક્તિવાળાં વચનને બાધિત કરવાને કોણ સમર્થ થાય? પછી 'અરે પાખંડી! આવા દર્ભના આસનપર બેસી તું આ વિશ્વને કેટલો વખત થયાં છેતરે છે?' એમ કહી દાસીઓએ તેનો તિરસ્કાર કર્યો.' તે વખતે ચોક્ષાએ મનમાં ચિંતવ્યું કે 'રાજ્યસંપત્તિવડે ઉન્મત્ત થઇ ગયેલી આ રાજકુમારીકાએ અને તેના છંદે વર્ત્તનારા તેના પરિવારે મારો જે તિરસ્કાર કર્યો છે તેનું વૈર વાળવાને માટે મારી બુદ્ધિ પહોંચાડીને આ રાજકુમારીને જ્યાં ઘણી શોકયો હોય તેની વચમાં ફેંકી દઉં, અર્થાત્ ઘણી રાણીઓવાળો રાજા પરણે એમ કરૂં જેથી એ દુ:ખી થાય.' આ પ્રમાણે ચિંતવી ક્રોધથી મનમાં ધમધમી રહેલી તે પરિવ્રાજિકા ત્યાંથી નીકળીને કાંપિલ્યપુરમાં જિતશત્રુ રાજાની પાસે ગઈ. રાજાએ મોટા સત્કારથી તેના દર્શન કર્યા. એટલે આશીર્વાદ આપીને તે પોતાના આસનપર બેઠી. રાજાએ અંત:પુર સાથે ભક્તિ પૂર્વક તેની વંદના કરી. તેણે ત્યાં પણ દાન અને તીર્થાભિષેકના ધર્મનો ઉપદેશ કર્યો. રાજાએ કહ્યું–'ભગવતિ! તમે આ પૃથ્વીપર પરતંત્ર થયા વગર સ્વેચ્છાએ સર્વત્ર ફર્યા કરો છો,માટે હું તમને પૂછું છુ કે 'આ મારા અંત:પુરની સ્ત્રીઓ જેવી અપૂર્વ સ્ત્રીઓ તમે કોઈ ઠેકાણે જોયેલી છે?' તે સાંભળી ચોક્ષા હસતી હસતી બોલી–'હે રાજા! કૂવાના દેડકાની જેમ તમે તમારા અંત:પુરને કેમ બહુ માનો છો? મિથિલાનગરીમાં કુંભરાજાને ઘેર મલ્લી નામે એક સુંદર કન્યારત્ન છે. તે સર્વ મૃગાક્ષીઓમાં ચૂડામણિ છે. તેના માત્ર એક અંગુઠાની જે શોભા છે તે દેવાંગના કે નાગકન્યાઓમાં પણ જોવામાં આવતી નથી. વધારે શું કહું! તે મનોહર બાળાના શરીરના બાંધાની શોભા, તેનું સૌંદર્ય અને તેના લાવણ્યની સંપત્તિ કોઈ જુદીજ છે.' તે સાંભળતાંજ પૂર્વના સ્નેહને લીધે જિતશત્રુ રાજાએ તેની પ્રાર્થનાને માટે કુંભરાજાની પાસે એક દૂત મોકલ્યો.

અહીં મલ્લીકુમારીએ પોતાના પૂર્વ જન્મના મિત્ર છએ રાજાઓને અશોકવાડીમાં બોધ થવાનો છે એવું અવધિજ્ઞાનવડે જાણીને તે વાડીની અંદર મહેલના ઓરડાની મધ્યમાં મનોહર રત્નપીઠ ઉપર એક પોતાની સુવર્ણમય પ્રતિમા કરાવીને સ્થાપન કરી. એ પ્રતિમાના પદ્મરાગ મણિવડે અધર કર્યા, નીલમણિથી કેશ રચ્યા, ઇંદ્રનીલ અને સ્ફટિક મણિનાં લોચન બનાવ્યાં, પ્રવાળાના હાથપગ રચ્યા, છિદ્રવાળું ( પોલું ) ઉદર કર્યું, તાળવાના ભાગમાં છિદ્ર કર્યું, અને તેની ઉપર સુવર્ણમય કમળનું ઢાંકણું કર્યું, બીજાં સર્વ અવયવો અતિ રમણીય બનાવ્યાં; અને તે પ્રતિમાવાળા ઓરડાની ફરતી ભીંત ચણાવી. તેમાં તાળાં દીધેલાં કમાડવાળાં છ દ્વારો કરાવ્યાં, તે દ્વારની આગળ નાના નાના છ ઓરડા કરાવ્યા, અને પ્રતિમાની પછવાડાની ભીંતમાં એક બીજુ દ્વાર પડાવ્યું. પછી એ પ્રતિમાના તાળવા ઉપર સર્વ આહારનો એક એક પીંડ મૂકી તેપર સુવર્ણ કમળ ઢાંકી દઇને મલ્લીકુમારી પ્રતિદિન ભોજન કરવા લાગ્યા.

હવે જે છ રાજાઓએ મલ્લીકુમારીને માટે પોતપોતાના દૂતો મોકલ્યા હતા, તેઓ એક સાથે મિથિલાપતિની પાસે આવ્યા. સર્વમાં પ્રથમ દૂતે કહ્યું—" અનેક સામંત રાજાઓ મસ્તકવડે જેના ચરણકમળને માર્જિત કરે છે એવા, મહા પરાક્રમી, મહા ઉત્સાહી, રૂપમાં કામદેવ જેવા, સૌમ્યતામાં ચંદ્ર જેવા, પ્રતાપમાં સૂર્ય જેવા અને બુદ્ધિમાં ગુરૂ જેવા, સાકેતપુરના અધિપતિ પ્રતિબુદ્ધિ રાજા તમારી નિર્દોષ કન્યા મલ્લીકુમારીને પરણવાને ઈચ્છે છે. તમારે કોઈ બીજાને કન્યા તો અવશ્ય આપવી જોઇશે, તો અમારા રાજાને આપીને તેને સ્વજન કરવાને તમે યોગ્ય છો." બીજો દૂત બોલ્યો—" ધુંસરા પ્રમાણ દીર્ઘ ભુજાવાળા, પુષ્ટ સ્કંધવાળા, વિશાળ લોચનથી શોભતા, કુલીન, ચતુર, સત્ય પ્રતિજ્ઞાવાળા, રણભૂમિમાં તીવ્ર, સર્વ શાસ્ત્રના અભ્યાસી અને સર્વ શસ્ત્રોમાં શ્રમ કરનાર, એવા ચંદ્રની છાયા જેવા શીતળ ચંપા નગરીના પતિ ચંદ્રછાય નામે યુવાન રાજા તમારી પુત્રી મલ્લીકુમારીને માગે છે, તો તેને આપવાને તમે યોગ્ય છો."ત્રીજા દૂતે કહ્યું—"યાચકોનો ચિંતામણિ, ક્ષત્રિયોનો શિરોમણિ, શરણેચ્છુને શરણ કરવા યોગ્ય, વીર્યવંતમાં શ્રેષ્ટ, જયશ્રીનું ક્રીડાગૃહ અને ગુણીજનનો બગિચો—રૂક્મિ નામે શ્રાવસ્તી નગરીનો રાજા તમારી કન્યાને ઈચ્છે છે. માટે હે રાજા ! વિધિએ મેળવેલા ઉચિત એવા વરવધૂનો યોગ કરો, તમે યોગ્યતાને જાણનારા છો." ચોથો દૂત બોલ્યો—" અદ્ભુત ઐશ્વર્યથી યક્ષપતિ કુબેરને જીતનાર, વાચાલ, સૌંદર્યમાં કામદેવ સમાન, શત્રુઓના ગર્વને છેદનાર, સદાચાર રૂપ માર્ગના વટેમાર્ગુ, શાસનમાં ઈંદ્ર સમાન અને શંખના જેવા ઉજ્વળ યશને ધારણ કરનાર શંખ નામે કાશી નગરીના રાજા છે, તે તમારી પાસે તમારી કન્યાની પ્રાર્થના કરે છે તે સ્વીકારો." પાંચમા દૂતે કહ્યું—" હે મિથિલાપતિ ! મોટા બળવડે હસ્તી જેવો, હાથચાલાકીવાળો, મહા પરાક્રમી, અનેક રણમાં પસાર થયેલો, દૃઢ હૃદયવાળો, સારી બુદ્ધિવાળો, યુવાન, કીર્તિરૂપી વેલનો પ્રરોહણ, ગુણ

રત્નોનો એક રોહણાચળ અને દીન અનાથ જનનો ઉદ્ધાર કરનાર હસ્તીનાપુરનો સ્વામી અદીનશત્રુ રાજા, તમારી કન્યા મલ્લીકુમારીને માગે છે તે આપો." છઠ્ઠો દૂત બોલ્યો—"હાથીઓથી પર્વતની જેમ શત્રુઓથી અકંપનીય, નદીઓથી સમુદ્રની જેમ ઘણી સેનાથી ચારે તરફ પરવરેલો, અપ્રતિહત શક્તિવાળા સેનાનીથી ઇંદ્રની જેવો અને સર્વ શત્રુઓને જીતનાર કાંપિલ્યપુરનો અધિપતિ જિતશત્રુ રાજા મારા મુખે તમારી કન્યાને પ્રાર્થે છે; માટે વિલંબ વગર તેને આપો."

આ પ્રમાણે છ દૂતોનાં વચન સાંભળી કુંભરાજા બોલ્યા—"અપ્રાર્થિત વસ્તુની પ્રાર્થના કરનારા, મૂઢ અને બહુમાની એવા તે અધમ રાજાઓ કોણ છે? આ મારૂં કન્યારત્ન ત્રણ જગતમાં શિરોરત્ન છે. તેને પરણવાને ઇંદ્રાદિક દેવતાઓની પણ યોગ્યતા નથી. હે ગરીબ દૂતો! તમારા દુરાશયવાળા સ્વામીઓએ આ મનોરથો વૃથા કરેલા છે, તેથી શીઘ્ર અહીંથી તમે ચાલ્યા જાઓ. મારા નગરમાંથી સત્વર નીકળો." આ પ્રમાણે તિરસ્કાર કરેલા તે દૂતોએ ત્યાંથી નીકળી ઉતાવળા પોતપોતાના સ્વામી પાસે આવી ક્રોધરૂપ અગ્નિમાં પવન જેવો આ સંદેશો કહ્યો. પછી છએ રાજાઓએ પોતાનો સરખો પરાભવ થવાથી પરસ્પર દૂતો મોકલીને કુંભરાજા સાથે મોટી લડાઇ કરવાનો નિશ્ચય કર્યો. પછી છ વર્ષધર પર્વતની જેવા તે છ રાજાઓ સૈન્યથી પૃથ્વીને આચ્છાદન કરતા મિથિલાપુરી પાસે આવ્યા. પ્રવેશના અને નીકળવાના દ્વારને રોકવામાં ચતુર એવા તેઓએ ચંદનના વૃક્ષને સર્પોની જેમ મિથિલાનગરીને વીંટી લઇને ફરતો ઘેરો નાખ્યો. કેટલાક દિવસ સુધી રહેલા આવા ઘેરાથી ખેદ પામેલા કુંભરાજા એક દિવસ તે સંબંધી ચિંતા કરતા હતા, તેવામાં મલ્લીકુમારી ત્યાં આવ્યા. તેણે કહ્યું—'હે તાત! તમે ઉદ્વેગી થયા હો તેમ કેમ જણાઓ છો?' એટલે કુંભરાજાએ પોતાને ઉદ્વેગ થવાનું કારણ કહ્યું. તે સાંભળી મલ્લીકુમારી બોલ્યા—"પિતાજી! ગૂઢ પુરૂષો મોકલી પ્રત્યેક રાજાને કહો કે 'તમને મલ્લીકુમારી આપીશ.' એમ કહી તે છએ રાજાઓને સમજાવો, અને પછી મારી પ્રતિમા જ્યાં રાખેલી છે, તેની આગળના છએ ઓરડામાં તેઓને સાયંકાલે શ્વેત વસ્ત્ર ધરાવીને ગુપ્ત રીતે જુદા જુદા લાવો." કુંભરાજાએ તે પ્રમાણે ગોઠવણ કરી એટલે તેઓ આવીને ત્યાં હાજર થયા. પછી પેલા કમાડની જાળીમાંથી સર્વેએ મલ્લીકુમારીની પ્રતિમાને જોઈ. 'અહો! પુણ્યયોગે આ સુંદર લોચનવાળી સુરૂપા મલ્લીકુમારી આપણે પ્રાપ્ત કરી' એમ પ્રત્યક્ષ મલ્લીકુમારીની બુદ્ધિથી પ્રત્યેક તેનું અનુરાગ પૂર્વક ચિંતવન કરવા લાગ્યા. એવામાં પ્રતિમાની પછવાડે જે દ્વાર કરાવ્યું હતું ત્યાંથી મલ્લીકુમારીએ પ્રચ્છન્નપણે તેમાં પ્રવેશ કર્યો, અને પ્રતિમાવડે સંતાઈ રહીને તેમણે તાળવાને ઢાંકવાનું જે કમળ હતું તે પાડી નાખ્યું. તત્કાળ પ્રથમ નાંખેલા કોહી ગયેલા આહારનો ગંધ તેમાંથી સ્ફુરી નીકળ્યો. તે વિષ્ટાની દુર્ગંધ જેવો અસહ્ય હોવાથી નાસિકાને અત્યંત બાધા કરવા લાગ્યો. છએ કમાડની જાળીમાંથી

નીકળીને તે દુર્ગંધ છએ ઓરડામાં ફેલાયો. તેથી છએ રાજાઓની નાસિકાને ફાડી નાખતો હોય તેમ અપ્રિય થઈ પડચો. એટલે વસ્ત્રવડે નાસિકાને ઢાંકીને શત્રુઓથી કાયરની જેમ તેઓ ત્યાંથી પરાઙ્મુખ થઈ ગયા. તે વખતે મલ્લીકુમારીએ અંદરથી કહ્યું કે 'તમે પરાઙ્મુખ કેમ થાઓ છો?' તેઓ બોલ્યા–'અમે આ દુર્ગંધને સહન કરી શકતા નથી.' પછી મલ્લીકુમારી પ્રગટ થઈને બોલ્યા–"આ પ્રતિમા તો સુવર્ણની છે પણ એમાં પ્રતિદિન આહારનો કવળ નખાય છે તેથી તેની આવી ગંધ આવે છે; તો માતાપિતાના વીર્ય અને લોહીથી ઉત્પન્ન થયેલા ગર્ભમાં પ્રથમ કલલ (પરપોટા) જેવું થઇ, પછી માંસની પેશીરૂપે થતાં માતાના કરેલા આહારના સત્વથી બનેલા રસથી પોષિત થયેલા, ઓરના પડદામાં તથા નરકમાં મગ્ન થયેલા અને વિષ્ટામૂત્રથી વાસિત એવા આ શરીરને માટે તો શું કહેવું! આવી રીતે જેની ઉત્પત્તિ છે એવા, વિષ્ટાના કોઠારૂપ, રસ, રૂધિર, માંસ, ચરબી, અસ્થિ, મજજા અને વીર્યથી ભરેલા, મૂત્રના એક સ્રોત, શ્લેષ્મ (બડખા)ની મસક અને શહેરની ગટર જેવા દુર્ગંધ શરીરમાં શું કાંઇ પણ સાર છે? જેમ ઉષર જમીનમાં અમૃતની વૃષ્ટિ પણ ખારરૂપ થઈ જાય, તેમ એ શરીરને સુગંધી કરવા માટે લગાવેલા કપૂર વિગેરે સુગંધી પદાર્થો પણ મલરૂપ થઈ જાય છે. એવી રીતે બહાર અને અંદર બીભત્સ એવા આ શરીરની ઉપર શું વિવેકી પુરૂષો જરા પણ રાગ ધારણ કરે! અર્થાત્ ન કરે. અરે મુગ્ધ રાજાઓ! આજથી ત્રીજા ભવે તમે મારી સાથે દીક્ષા લઇને તપ કર્યો હતો તે કેમ સંભારતા નથી?"

આવાં મલ્લીકુમારીનાં વચન સાંભળીને તેનો વિચાર કરતાં તે છએ રાજાઓને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું. 'અર્હંતના અનુગ્રહથી શું ન થાય?' પછી મલ્લી પ્રભુએ જાળીવાળા છએ કમાડ ઉઘાડી નાખ્યાં. એટલે તે છએ રાજાઓ પ્રતિબોધ પામી આ પ્રમાણે કહેવા લાગ્યા–"હે ભદ્રે! અમને યાદ આવ્યું કે પૂર્વે ભવે આપણે સાતે મિત્રો સંકેત કરી એકઠા રહીને તીવ્ર તપ કરતા હતા. હે પ્રભુ! તમે અમને સારી રીતે બોધ આપીને નરકમાં પડતાં બચાવ્યા છે, તો હવે અમારે શું કરવા યોગ્ય છે તે બતાવો; કેમકે તમે અમારા ગુરૂ છો." 'સમય આવે ત્યારે દીક્ષા ગ્રહણ કરજો' એમ કહી મલ્લીકુમારીએ તેમને વિદાય કર્યા એટલે તે રાજાઓ પોતપોતાના નગરમાં ગયા.

તે અવસરે લોકાંતિક દેવતાઓએ આવી મલ્લીનાથને કહ્યું કે 'તીર્થ પ્રવર્ત્તાવો.' તે સાંભળી પ્રભુએ જૃંભક દેવતાઓએ પૂરેલા દ્રવ્યથી વાર્ષિક દાન આપવા માંડચું. જન્મથી સો વર્ષ પૂર્ણ થયા ત્યારે પચીશ ધનુષ ઉંચી જેની કાયા છે એવા મલ્લીકુમારીનો કુંભરાજા અને ઈંદ્રાદિક દેવતાઓએ નિષ્ક્રમણોત્સવ કર્યો. પછી જયંતી નામે શિબિકા રત્નપર આરૂઢ થઈ મલ્લી પ્રભુ સહસ્રામ્ર વન નામે ઉત્તમ ઉદ્યાનમાં આવ્યા.

તે ઉદ્યાન કોઈ ઠેકાણે કૃષ્ણ ઈક્ષુ (શેલડી)ના વાઢથી જાણે કૃષ્ણપક્ષવાળું હોય અને કોઈ ઠેકાણે શ્વેત ઈક્ષુના વાઢથી શુક્લપક્ષવાળું હોય તેવું દેખાતું હતું. નારંગીના પલ્લવ

ફૂળવડે જાણે શોણ મણિઓથી જડેલું હોય, અને મરૂચકના ફળથી જાણે નીલમણિએ બાંધેલું હોય તેવું જણાતું હતું. તેમાં શીતથી પીડિત એવા વટેમાર્ગુઓ નારીના સ્તનની જેમ ઉષ્ણ એવું કૂવાનું જલ પીતા હતા અને વડના વૃક્ષની છાયાને સેવતા હતા. જાણે હેમંત લક્ષ્મીના હાસ્ય હોય તેવા વિકસ્વર ડોલરના પુષ્પોથી તે શોભી રહ્યું હતું. તેવા ઉધાનમાં જગદ્ગુરૂએ પ્રવેશ કર્યો. પછી બાહ્ય પરિવારને યોગ્ય એવા એકહજાર પુરૂષો અને અભ્યંતર પરિવારને યોગ્ય એવી ત્રણસો સ્ત્રીઓની સાથે માર્ગશીર્ષ માસની શુક્લ એકાદશીએ અશ્વિની નક્ષત્રમાં ચંદ્ર આવતાં પ્રાતઃકાલે મલ્લીનાથ પ્રભુએ અષ્ટમ તપ કરીને દીક્ષા ગ્રહણ કરી. તે વખતે મલ્લી પ્રભુને મનઃપર્યયજ્ઞાન ઉત્પન્ન થયું; અને તેજ દિવસે અશોક વૃક્ષની નીચે કેવળજ્ઞાન પણ ઉત્પન્ન થયું. ઈંદ્રાદિક દેવોએ આવી ત્રણસો ધનુષ્ય ઉચા ચૈત્યવૃક્ષવડે શોભિત એવું સમોસરણ રચ્યું. તેમાં પૂર્વ દ્વારથી પ્રવેશ કરી ચૈત્ય વૃક્ષને પ્રદક્ષિણા કરી 'तीर्थाय नमः' એમ કહી મલ્લી પ્રભુ પૂર્વ સિંહાસન ઉપર પૂર્વાભિમુખે બેઠા. તત્કાલ વ્યંતર દેવતાઓએ બીજી ત્રણ દિશાઓમાં તેમનાં રૂપ વિકુર્વ્યાં. શ્રીમાન ચતુર્વિધ સંઘ યોગ્ય સ્થાને બેઠો. કુંભ રાજા અને પેલા છ રાજાઓ પણ ત્યાં આવીને ઈંદ્રની પછવાડે બેઠા. પછી શ્રદ્ધાવડે નિર્મળ અંતરાત્માવાળા દેવરાજ (ઈંદ્ર) અને કુંભરાજ પ્રભુને નમસ્કાર કરી હર્ષવડે આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા—

" હે અર્હન્! જેઓ સારે ભાગ્યે તમારા ચરણમાં નમે છે, તેઓના લલાટ ઉપર " તમારા ચરણનખનાં જે કિરણો પડે છે, તે આ ભયંકર ભવથી ભય પામેલા પ્રાણી- " ઓને રક્ષાના તિલક જેવાં થાય છે. હે પ્રભુ! તમે જન્મથીજ બ્રહ્મચારી હોવાથી " તમારે દીક્ષા પણ જન્મથીજ છે અને તેથી તમારો બધો જન્મ વ્રતપર્યાયમાંજ છે " એમ હું માનુંછું. હે નાથ! જ્યાં તમારૂં દર્શન નથી, તે ઘર શા કામનું છે? અને તમારા " દર્શનથી પવિત્ર એવું આ બધું ભૂમિતળ કલ્યાણ રૂપ છે. હે પ્રભુ! આ સંસારરૂપ " શત્રુથી ભય પામેલા મનુષ્ય, દેવ અને તિર્યંચ પ્રાણીઓને તમારૂં સમોસરણ એક " શરણ આપનાર કિલ્લાભૂત છે. તમારા ચરણમાં પ્રણામ કર્યા શિવાયના બીજાં જે " કાંઈ કર્મો છે તે સર્વ કુકર્મો છે; તેઓ આ સંસારની સ્થિતિના કારણ એવાં કર્મોને " પ્રસવ્યાજ કરે છે. તમારા ધ્યાન વિના જે બીજાં ધ્યાન છે તે સર્વ દુર્ધ્યાનછે, જે- " નાથી પોતાના તંતુથી કરોળીઆની જેમ પોતાનો આત્માજ બંધાય છે. તમારા " ગુણની કથા વિના જે કથા છે તે સર્વ દુષ્ટ કથા છે, જેનાથી વાણીવડે તિત્તિર પક્ષીની " જેમ પ્રાણી વિપત્તિને પામે છે. હે જગદ્ગુરૂ! તમારા ચરણકમળની સેવાના પ્રભા- " વથી આ સંસારનો ઉચ્છેદ થાઓ અથવા ભવે ભવે તમારી ભક્તિ થયા કરો."

આ પ્રમાણે સ્તુતિ કરીને ઈંદ્ર અને કુંભરાજા વિરામ પામતાં અને ચતુર્વિધ સંઘ સાંભળવાને ઉત્સુક થતાં, મલ્લીનાથ પ્રભુએ દેશના દેવાનો આરંભ કર્યો.

" આ સંસાર સ્વતઃ અપાર છતાં પૂર્ણિમાના દિવસવડે સમુદ્રની જેમ રાગાદિકથી " વિશેષ વૃદ્ધિ પામે છે. જે પ્રાણીઓ અમંદ આનંદને ઉત્પન્ન કરનાર સમતારૂપ જ-

"જેમાં સ્નાન કરે છે, તેઓનો રાગદ્વેષરૂપ મલ તત્કાળ ક્ષીણ થઇ જાય છે. કોટી જન્મ સુધી
"તીવ્રતપને આચરવાવડે પ્રાણી જે કર્મને હણી શકતો નથી, તે કર્મને સમતાના અવ-
"લંબનથી અર્ધ ક્ષણમાં હણી નાંખે છે. કર્મ અને જીવ જે સાથે મળી રહેલાં છે, તેને
"જ્ઞાનવડે આત્મનિશ્ચય કરનાર સાધુ પુરુષ સામાયિકરૂપ સળીવડે જુદા કરી દે છે.
"યોગી પુરુષો સામાયિકનાં કિરણવડે રાગાદિક અંધકારનો નાશ કરી પોતામાં પરમાત્મ
"સ્વરૂપને જુએ છે. સ્વાર્થ માટે નિત્ય વૈર કરનારા પ્રાણીઓ પણ સમતાવાળા સાધુ
"જનના પ્રભાવથી પરસ્પર સ્નેહ ધરે છે. ઈષ્ટઅનિષ્ટપણે રહેલા ચેતન અને અચેતન
"પદાર્થોવડે જેનું મન મોહ પામતું નથી તે પુરુષમાંજ સમતા કહેવાય છે. બાહુ ઉપર
"ગોશીર્ષચંદનનો લેપ કરે અથવા ખડ્ગથી તેનો છેદ કરે તોપણ જેની મનોવૃત્તિ ભેદાય
"નહીં-સમાન વર્ત્તે તેનામાં અનુપમ સમતા છે એમ સમજવું. સ્તુતિ કરનાર તથા
"પ્રીતિ રાખનાર અને ક્રોધાંધ તથા ગાળો આપનાર ઉપર જેનું ચિત્ત સમાન વર્ત્તે છે
"તે પુરૂષજ સમતાનું અવગાહન કરે છે. જેમાં કાંઈ હોમ, જપ કે દાન કરવું પડે નહીં
"તેમ છતાં માત્ર સમતાથીજ પરમ નિવૃત્તિ (મોક્ષ) પ્રાપ્ત થાય; અહા! તે કેવી
"અમૂલ્ય ખરીદી! પ્રયત્નથી ખેંચેલા અને ક્લેશદાયક રાગાદિકની ઉપાસના શા માટે
"કરવી? પ્રયત્ન વગર મેળવી શકાય તેવું અને મનોહર સુખકારી સમતાપણુંજ ધારણ
"કરવું. પરોક્ષ હોવાને લીધે સ્વર્ગ અને મોક્ષ તો ગુપ્ત છે પણ સમતાનું સુખ તો
"સ્વસંવેદ્ય હોવાથી પ્રત્યક્ષ છે, તેને કોઈ ઢાંકી શકતું નથી. કવિઓના કહેવાથી રૂઢ
"એવા અમૃતપર શામાટે મોહિત થવું? જેનો રસ પોતાના અનુભવમાં આવે છે
"એવા સમતારૂપ અમૃતનુંજ નિરંતર પાન કરવું. ખાદ્ય, લેહ્ય, ચુષ્ય અને પેય-એ ચાર
"પ્રકારના રસથી વિમુખ એવા મુનિઓ પણ હમેશાં સ્વેચ્છાએ સમતારૂપ અમૃત રસને
"વારંવાર પીધા કરે છે. જેના કંઠમાં સર્પ નાખે કે મંદાર પુષ્પની માલા પહેરાવે,
"તથાપિ જેને પ્રીતિ કે અપ્રીતિ થતી નથી તે ખરેખરો સમતાનો પતિ છે. જે ગુઢ
"નથી, અવાર્ય નથી, અને બીજી કોઈ રીતે જેની પ્રાપ્તિ મુશ્કેલ નથી એવી એક સમતાજ
"અજ્ઞને કે બુદ્ધિવાનને આ સંસાર રૂપ પીડાનું ઔષધ છે. અતિ શાંત એવા યોગીઓમાં
"પણ એક ક્રૂર કર્મ રહેલું છે કે જે સમતારૂપ શસ્ત્રથી રાગાદિકના કુળને હણી નાખે
"છે. સમતાનો પરમ પ્રભાવ પ્રથમ તો એજ છે કે જેથી એક ક્ષણમાં પાપી
"જનો પણ શાશ્વતપદને પામી જાય છે. જેના હોવાથી જ્ઞાન દર્શન અને ચારિત્ર એ
"ત્રણ રત્ન સફલ થાય છે અને જે ન હોવાથી તે ત્રણ રત્ન નિષ્ફળ થાય છે, એવા
"મહા પરાક્રમી સમતાગુણથી સદા કલ્યાણ છે. જ્યારે ઉપસર્ગો આવી પડ્યા હોય
"અથવા મૃત્યુ પ્રાપ્ત થયેલ હોય, ત્યારે તત્કાળ કરવા યોગ્ય અને બીજો ઉપાય સમ
"તાના જેવો બીજો કોઇ નથી. રાગદ્વેષનો જય કરવાને ઇચ્છનારા એવા પ્રાણીઓ મોક્ષરૂપ
"વૃક્ષનું એક બીજ અને અતિ અદ્ભુત સુખને આપનારૂં સમતાપણું સદા ધારણ કરવું."

મલ્લીનાથ પ્રભુની આવી દેશનાથી તે છ રાજાઓએ પ્રતિબોધ પામીને દીક્ષા લીધી અને કુંભરાજા વિગેરે શ્રાવક થયા. મલ્લી પ્રભુને ભિષક[1] વિગેરે અઠ્ઠાવીશ ગણધરો થયા. પ્રભુની દેશના થઈ રહ્યા પછી પ્રથમ ગણધરે દેશના આપી. બીજે દિવસે તેજ વનમાં રહેલા **વિશ્વસેન** રાજાની તરફથી પ્રભુને પરમ અન્નવડે પારણું થયું. પછી મલ્લીનાથના ચરણને નમી ઇંદ્રાદિક દેવતાઓ અને કુંભ વિગેરે રાજાઓ પોતપોતાને સ્થાનકે ગયા. પ્રભુ મલ્લીનાથના તીર્થમાં ઇંદ્રાયુધ સરખા વર્ણવાળો, ચાર મુખવાળો, હાથીના વાહનપર બેસનારો, ચાર દક્ષિણ ભુજામાં વરદ, પરશુ, ત્રિશૂલ અને અભયને રાખનારો અને ચાર વામભુજાઓમાં બીજોરૂ, શક્તિ, મુદ્‌ગર અને અક્ષસૂત્રને ધરનારો **કુબેર** નામે યક્ષ શાસનદેવતા થયો. તથા કૃષ્ણ વર્ણવાળી, કમલના આસનપર બેસનારી, બે દક્ષિણ ભુજામાં વરદ અને અક્ષસૂત્ર અને બે વામભુજામાં બીજોરૂં અને શક્તિ ધરનારી **વૈરોટ્યા** નામે શાસનદેવી થઈ. તે બંને દેવતા શ્રી મલ્લીનાથ પ્રભુના શાસનદેવતા કહેવાયા. પછી ત્યાંથી ભવ્યલોકને બોધ કરવાને માટે ગ્રામ, આકર અને નગર વિગેરેમાં મલ્લીનાથ પ્રભુ વિહાર કરવા લાગ્યા.

ચાલીશ હજાર મહાત્મા સાધુઓ, પંચાવન હજાર તપસ્વી સાધ્વીઓ, છસો ને અડસઠ ચૌદ પૂર્વધારી, બે હજાર બસો અવધિજ્ઞાની, સતરસો ને પચાસ મનઃપર્યયજ્ઞાની, બે હજાર ને બસો કેવલજ્ઞાની, બે હજાર નવસો વૈક્રિય લબ્ધિવાળા, એક હજાર ને ચારસો વાદલબ્ધિવાળા, એક લાખ ને ત્રાશી હજાર શ્રાવકો અને ત્રણ લાખ ને સીત્તેર હજાર શ્રાવીકાઓ—આટલો પરિવાર એકસો વર્ષે ઉણા પંચાવન હજાર વર્ષ સુધી વિહાર કરતાં મલ્લીનાથ પ્રભુને થયો.

મલ્લીનાથ પ્રભુએ નિર્વાણસમય નજીક જાણી સમેતશિખરે જઈ પાંચસો સાધુઓ અને પાંચસો સાધ્વીઓની સાથે અનશન વ્રત ગ્રહણ કર્યું. એક માસને અંતે ફાલ્ગુન માસની શુદ્ધ દ્વાદશીએ યામ્ય નક્ષત્રમાં મલ્લીનાથ પ્રભુ તે સર્વે સાધુ અને સાધ્વીઓની સાથે નિર્વાણપદને પ્રાપ્ત થયા. કૌમારાવસ્થામાં અને વ્રતપર્યાયમાં મળીને મલ્લી પ્રભુનું પંચાવન હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ થયું હતું. અરનાથ પ્રભુના નિર્વાણ પછી કોટી હજાર વર્ષ ગયા ત્યારે શ્રી મલ્લી પ્રભુનો નિર્વાણકાળ થયો હતો. મલ્લીનાથ પ્રભુ નિર્વાણ પામ્યા પછી ઈંદ્રો અને કોટીગમે દેવતાઓએ આવીને શ્રી મલ્લીનાથ પ્રભુનો યથાવિધિ નિર્વાણ મહોત્સવ કર્યો.

**इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते**
**महाकाव्ये षष्ठे पर्वणि मल्लिनाथचरित्तवर्णनो**
**नाम षष्ठः सर्गः ।**

---

૧ અભિક્ષક એવું નામ પણ અન્યત્ર કહેલ છે.

# સર્ગ ૭ મો.

## શ્રી મુનિસુવ્રત સ્વામી ચરિત્ર.

જ્ઞાનરૂપી ક્ષીરસાગરની વેળા (મર્યાદા) રૂપ અને પૃથ્વીને પવિત્ર કરનારી શ્રી મુનિસુવ્રતનાથની દાંતની કાંતિઓ દેશનાસમયે જય પામે છે. વિદ્વાનોની પ્રતિભા (બુદ્ધિ) ને ઉલ્લાસ કરવામાં સરસ્વતીના તેજ જેવું નિર્મળ શ્રી મુનિસુવ્રત સ્વામીનું ચરિત્ર હવે કહેવામાં આવશે.

આ જંબૂદ્વીપના અપર વિદેહમાં રહેલા ભરત નામના વિજયને વિષે ચંપા નામે એક વિશાળ નગરી છે. તે નગરીમાં લોકોત્તર પરાક્રમવાળો અને દીર્ઘ ભુજવાળો સુરશ્રેષ્ઠ નામે એક સુરશ્રેષ્ઠ (ઇંદ્ર) જેવો રાજા હતો. તે ચારે પ્રકારે વીર હતો. દાનવડે સર્વની રક્ષા કરનાર હોવાથી દાનવીર, રણમાં ઉત્કટ હોવાથી રણવીર, આચારમાં શ્રેષ્ઠ હોવાથી આચારવીર અને શ્રી જૈનધર્મમાં ધુરંધર હોવાથી ધર્મવીર હતો. આજ્ઞા માત્રથીજ સર્વ રાજાઓને સાધી લેતો હતો, તેથી એ રાજા પોતાની અસ્ત્રવિદ્યા અશ્વક્રીડામાંજ બતાવતો હતો, રણમાં બતાવતો[1] નહીં. વાણીને નિયમમાં રાખનારા મુનિઓ પણ રાત્રિદિવસ તેના ગુણોનું વર્ણન કરી પોતાનું વાચંયમત્વ (વાણીનો નિયમ) છોડી દેતા હતા. એકદા હૃદયને આનંદ આપનારા નંદન નામે મુનિ તે નગરીના ઉદ્યાનમાં સમોસર્યા. તેમની પાસે રાજા વંદન કરવા ગયો. ભક્તિથી વાંદીને આગળ બેઠો. મુનિએ દેશના દેવા માંડી. મોહરૂપી કાદવને ધોઇ નાખવામાં જળના પ્રવાહ જેવી તે મુનિની દેશના સાંભળીને સુરશ્રેષ્ઠ રાજાને ભવ ઉપર વૈરાગ્યભાવના ઉત્પન્ન થઇ, તેથી તે નંદન મુનિની પાસેજ તેણે તત્કાળ દીક્ષા લીધી, અને સાત્વિક શિરોમણિ તે રાજાએ યથાયોગ્ય રીતે તેનું પ્રતિપાલન કર્યું. અર્હતની ભક્તિ વિગેરે સ્થાનોના આરાધનથી તીર્થંકરનામકર્મ ઉપાર્જન કરી, મૃત્યુ પામીને તેઓ પ્રાણત દેવલોકમાં દેવતા થયા. ત્યાંથી ચવીને તે હરિવંશમાં અવતર્યા. તેથી તે હરિવંશની ઉત્પત્તિ પ્રથમ કહીએ છીએ.

આ જંબૂદ્વીપના ભારતક્ષેત્રમાં વત્સ દેશના મંડનરૂપ કૌશાંબી નામે નગરી છે. તે નગરીમાં શ્રીખંડચંદનના રસની જેવા સુગંધી યશવડે દિશાઓના મુખને ચર્ચિત કરનાર સુમુખ નામે રાજા હતો. સર્પોને જાંગુલી મંત્રની જેમ રાજાઓને તેની આજ્ઞા અલંઘ્ય હતી, અને ઇંદ્રના જેવું તેનું અદ્વિતીય ઐશ્વર્ય હતું. સામ—સાન્ત્વનને

---

૧ અર્થાત્ રાજાઓને આજ્ઞા માત્રથીજ જય કરતો હોવાથી તેને સંગ્રામમાં અસ્ત્રવિદ્યા બતાવવાનો પ્રસંગજ આવતો નહીં.

યોગ્ય એવા પુરૂષોમાં તે સામ—સાંત્વન કરનાર હતો. પિતાની જેમ તેનું હૃદય મૃદુ હતું, અને મૃતકમાં માંત્રિકની જેમ દાનસાધ્ય પુરૂષોમાં તે દાન કરતો હતો. લોઢામાં અયસ્કાંત મણિની જેમ તે માયાવી પુરૂષોમાં ભેદ કરતો હતો, અને બીજો યમરાજ હોય તેમ દંડનીય[1] પુરૂષોને તે દંડ આપતો હતો.

એક વખતે કામદેવનો સખા વસંતઋતુ આવતાં સુમુખ રાજા ક્રીડા કરવાને માટે ઉદ્યાનમાં જવા ચાલ્યો. તે ગજારૂઢ થઈને જતો હતો, તેવામાં માર્ગમાં **વીરકુવિંદની વનમાળા** નામની એક કમળલોચના સ્ત્રી તેના જોવામાં આવી. એ મનોહર બાલાનાં સ્તન પુષ્ટ અને ઉન્નત હતાં. ભુજલતા કમળના જેવી કોમળ હતી. મધ્ય ભાગ વજ્રની જેવો અલ્પ હતો. નિતંબમંડલ નદીતટની જેવું વિશાળ હતું. તેની નાભિ નદીની જલભમરી જેવી ગંભીર હતી. ઉરૂભાગ હાથીની સુંઢના જેવો હતો. હાથપગ નવીન સુવર્ણ કમલના જેવા આરક્ત હતાં, અને ભ્રગુટી નમેલી હતી. તેણે ડાબે હાથે નિતંબ ઉપર સુંદર વસ્ત્ર રાખ્યું હતું, અને દક્ષિણ હાથે સ્તન ઉપરથી લઈને ઉત્તરીય વસ્ત્ર ધર્યું હતું. આવી સુંદર બાળાને જોઈને સુમુખ રાજા કામાર્ત્ત થઇ ગયો. તત્કાલ ગજેંદ્રની ચાલને મંદ કરાવી મનમાં વિચારવા લાગ્યો કે 'અહા! આ સુંદરી કોઈના શાપવડે સ્વર્ગમાંથી ભ્રષ્ટ થયેલી અપ્સરા હશે! વા મૂર્ત્તિમાન વનલક્ષ્મી કે વસંતશોભા હશે! વા કામદેવથી વિયોગ પામેલી રતિ હશે! વા પૃથ્વીપર આવેલી નાગકુમારી હશે! અથવા વિધાતાએ કૌતુકથી આ સ્ત્રીરત્ન બનાવ્યું હશે!' આવી રીતે ચિંતવતા રાજાએ પોતાનો હાથી ત્યાંને ત્યાં આમ તેમ ફેરવવા માંડ્યો, પણ જાણે કોઇની રાહ જોતો હોય તેમ તે આગળ ચાલ્યો નહીં. એટલે 'હે રાજા! સર્વ સૈન્ય આવી ગયું છે છતાં તમે અદ્યાપિ કેમ વિલંબ કરો છો?' એવી રીતે ભાવને જાણવાની ઇચ્છાવાળા મંત્રીએ રાજાને પૂછ્યુ. આવાં મંત્રીનાં વચનથી પોતાના ચિત્તને માંડમાંડ સ્થિર કરી રાજા યમુના નદીને કિનારે રહેલા મોટા ઉદ્યાનમાં આવ્યો. પરંતુ એ બાળાએ તેનું ચિત્ત હરી લીધું હતું, તેથી મનોહર મંજરીવાળા આમ્રવનમાં, નાચી રહેલા નવપલ્લવવાળા અશોક વનમાં, ભ્રમરાઓના સમૂહથી આકુલ એવા બોરસલીના ખંડમાં, જેનાં પત્રો પંખા જેવાં છે એવા કદલી વનમાં, વસંતલક્ષ્મીની કર્ણિકા જેવા કરેણના વનમાં અને બીજા કોઈપણ રમણીય સ્થલમાં તેને જરા પણ પ્રીતિ ઉત્પન્ન થઇ નહીં.

આવી રીતે રાજાનું મન ઉદ્વેગ પામેલુ જોઈ **સુમતિ** નામનો મંત્રી કે જે રાજાના મનોભાવને જાણતો હતો, છતાં અજાણ્યો થઈ તેણે રાજાને પૂછ્યું—"હે નાથ! મનનો વિકાર કે શત્રુઓનો ભય એ બે શિવાય રાજાને મોહ થવામાં ત્રીજું કાંઈ પણ કારણ સંભવતું નથી. તેમાં પરાક્રમથી જગતને દબાવનાર એવા તમને શત્રુથી ભય હોવાનો

૧ દંડ કરવા યોગ્ય.

તો સંભવજ નથી; તેથી જો કાંઇ મનને વિકાર થવાનું કારણ હોય અને તે જો ગુપ્ત રાખવા યોગ્ય ન હોય તો મને કહેવાને યોગ્ય છો." રાજા બોલ્યો—"હે મંત્રી ! નિષ્કપટ શક્તિવાળા એવા તમારાથીજ મેં શત્રુઓને વશ કર્યા છે, તેમાં આ મારી ભુજાઓ તો માત્ર સાક્ષીરૂપ છે, તો હવે નિશ્ચયે ખાત્રી છે કે મારા મનોવિકારનો પણ ઉપાય કરવાને તમે શક્તિમાન છો, તેથી. શામાટે હું તમને તે ન જણાવું ? સાંભળો, હમણા હું અહીં આવતો હતો તે વખતે માર્ગમાં સર્વ સ્ત્રીઓના સર્વ સ્વરૂપને લુંટનારી કોઈ અંગના મારા જોવામાં આવી છે; તેણીએ મારા ચિત્તને હરી લીધું છે, તેથી હું કામાતુર થઈને પીડાઉં છું; માટે તેનો યોગ્ય ઉપાય કરો." મંત્રી બોલ્યો—"હે પ્રભુ ! તે ઉપાય મારા જાણવામાં આવ્યો છે. તે વીરકુવિંદની વનમાળા નામે સ્ત્રી હતી. તેને હું સત્વર તમને મેળવી આપીશ. માટે તમે હાલ તો પરિવાર સાથે સ્વસ્થાનકે જાઓ." આવાં મંત્રીનાં વચન સાંભળી રાજા રોગવાળાની જેમ મનથી રહિત હોય તેવી રીતે શિબિકામાં બેસી તે વનમાળાનુંજ ચિંતવન કરતો સ્વસ્થાનકે ગયો.

પછી સુમતિ મંત્રીએ, વિચિત્ર ઉપાય જાણવામાં પંડિતા આત્રેયી નામે એક પરિવ્રાજિકા હતી તેને વનમાળાને માટે મોકલી. આત્રેયી તત્કાળ વનમાળાને ઘેર ગઇ. વનમાળાએ વંદના કરી એટલે એ પરિવ્રાજિકા આશીષ આપીને બોલી—"હે વત્સે ! હિમઋતુમાં પદ્મિનીના જેમ તું નિસ્તેજ કેમ લાગે છે ? દિવસે ચંદ્રકળાની જેમ તારા ગાલ ફીકા કેમ પડી ગયા છે ? શૂન્ય દૃષ્ટિને લીધે જાણે કાંઈ ચિંતામાં હો તેમ કેમ જણાય છે ? તેં મને પ્રથમ ઘણીવાર તારૂં દુઃખ કહ્યું છે, તે છતાં આજે કેમ કહેતી નથી ?" તે સાંભળી વનમાળા નિશ્વાસ મૂકી અંજળિ જોડીને બોલી—"ભદ્રે ! જેમાં સ્વાર્થ સરવો દુર્લભ છે, એવી મારી કથા શું કહું ! એક ગધેડી ક્યાં અને ઉચ્ચૈશ્રવા અશ્વરાજ ક્યાં ! શૃગાલની યુવતિ ક્યાં અને કેશરીસિંહનો કિશોર ક્યાં ! બીચારી ચકલી ક્યાં અને પક્ષીઓનો રાજા ગરૂડ ક્યાં ! તેમ હું કુવિંદ જાતિની સ્ત્રી ક્યાં અને તેવો દુર્લભ પ્રાણવલ્લભ ક્યાં ! કદિ ઉપર કહેલનો યોગ કોઇ દૈવયોગે પણ થાય, પરંતુ હીનજાતિવાળી એવી મારી સાથે તેમનો સંગ સ્વપ્નમાં પણ અસંભવિત છે." આત્રેયી બોલી—'હું તારા અર્થને સંપાદન કરી દઉં. મંત્રતંત્ર જાણનારાને અને પુણ્યવંતને અસાધ્ય શું છે ?' વનમાળા બોલી—"હે માતા ! આજે માર્ગમાં હાથી ઉપર બેસીને જતા અને જાણે પ્રત્યક્ષ કામદેવ હોય તેવા દેખાતા રાજાને મેં જોયા છે, ચંદનના પ્રવાહ જેવા તેમના દર્શનથી પણ મારા દેહમાં તો તીવ્ર કામજ્વર પ્રગટ થયો છે. હે ભગવતિ ! તક્ષક નાગના માથાના મણિની જેમ મારા કામજ્વરને હરનારો તેનો સમાગમ મુજ રાંક સ્ત્રીને દુર્લભ છે, તો તેમાં તને શું કરી શકશો ?" આત્રેયી બોલી—"વત્સ ! હું મંત્રબળથી દેવ, દૈત્ય, ચંદ્ર, સૂર્ય અને વિદ્યાધરને પણ આકર્ષું તો તે રાજા શા હીસાબમાં છે ? હે અનઘે ! હું પ્રાત કાલે રાજાની સાથે તારો

યોગ કરાવીશ. જો તે ન થાય તો મારે જ્વલતા અગ્નિમાં પ્રવેશ કરવો; માટે તું ધીરજ રાખજે." આ પ્રમાણે વનમાળાને આશ્વાસન આપી પરિવ્રાજિકા ત્યાંથી ચાલી નીકળી, અને રાજાને માટે પ્રાયઃ સિદ્ધ કરેલો અર્થ તેણે સુમતિ મંત્રીને કહ્યો. મંત્રીએ રાજાને તે વાત કહીને આશ્વાસન આપ્યું. 'ઘણું કરીને પ્યારી સ્ત્રીને મેળવવાની પ્રત્યાશા પણ સુખને માટેજ થાય છે.' પ્રાતઃકાલે આત્રેયીએ જઈને વનમાળાને કહ્યું કે 'મેં સુમુખ રાજાને તારા પ્રેમમાં જોડી દીધો છે; માટે હે વત્સ! ઉઠ, હમણાજ રાજાના મંદિરમાં જઇએ. ત્યાં જઈને રાણીની જેમ રાજાની સાથે તું સુખે ક્રીડા કર.' વનમાળા તરતજ આત્રેયીની સાથે રાજગૃહમાં ગઈ. રાજાએ અનુરાગથી તેને અંતઃપુરમાં રાખી; અને પછી ક્રીડાવન, નદી, ક્રીડાવાપી અને ક્રીડાશૈલ વિગેરેમાં વિહાર કરતો સુમુખ રાજા તેની સાથે વિષયસુખ અનુભવવા લાગ્યો.

હવે પેલો વીરકુવિંદ વનમાળાના વિયોગથી ભૂત વળગ્યું હોય, ગાંડો થયો હોય કે ઉન્મત્ત થયો હોય તેમ ચારે તરફ ભમવા લાગ્યો. તેનાં સર્વ અંગ ધૂલિથી ધૂસરાં થઈ ગયાં હતાં, જીર્ણ વસ્ત્રના કટકા પહેર્યા હતા, માથાના કેશ વિસંસ્થુલ હતા, રૂવાડા અને નખ લાંબા વધ્યા હતા, અને કોલાહલ કરતા બાલકોથી વિંટાએલો તે ફરતો હતો. "હે વનમાલા! હે વનમાળા! તું ક્યાં છે? મને દર્શન આપ. અરે પ્રિયા! તેં આ નિરપરાધીનો એકદમ કેમ ત્યાગ કર્યો? અથવા જો મશ્કરીમાં ત્યાગ કર્યો હોય તો હવે લાંબો કાળ આમ કરવું ઉચિત નથી, અથવા તારા રૂપથી લુબ્ધ થયેલા કોઈ રાક્ષસ, યક્ષ કે વિદ્યાધરે તારૂં હરણ કરેલું હશે? અરે! આ નિર્ભાગી એવા મને ધિક્કાર છે!" આ પ્રમાણે વારંવાર નગરમાં ચોકે ચોકે, ત્રીકે ત્રીકે અને શેરીએ શેરીએ ફરીને એ વીરકુવિંદ રાંકની જેમ કાળ નિર્ગમન કરવા લાગ્યો. એક વખતે વાનરની જેમ બાલકોથી વીંટાએલો તે તેવી રીતે બોલતો બોલતો રાજાના ગૃહાંગણમાં આવી ચડ્યો. ત્યાં નિર્માલ્ય માલ્યને ધરતો અને પિશાચે વળગ્યો હોય તેવો દેખાતો તે વીરકુવિંદ કૌતુક જેવામાં ઉત્કંઠિત એવા રાજલોકોથી વીંટાઈ વળ્યો. મોટા તાળીઓના નાદ સાથે મળેલો તેની પછવાડે લાગેલા લોકોનો મોટો કોલાહલ સુમુખ રાજાના સાંભળવામાં આવ્યો. તેથી આ શું હશે! એવી જિજ્ઞાસાથી રાજા વનમાળાની સાથે તેને જેવા પોતાના આંગણામાં આવ્યો. વિકૃતિ ભરેલી જેની આકૃતિ થઈ ગઈ છે તેવો, મલીન, શૂન્ય મનવાળો થઈ ગયેલો, લોકોએ તિરસ્કાર કરાતો, રજથી ભરેલો અને 'હે વનમાળા! હે વનમાળા! તું ક્યાં ગઇ?' એમ વારંવાર બોલતો એવો તેને જેઈ વનમાળા અને રાજા સુમુખ વિચાર કરવા લાગ્યા–"અહો! નિર્દય ચંડાળોની જેમ આપણે દુઃશીલીયાઓએ આ ઘણું નિર્દય કામ કર્યું. આ વિશ્વાસુ ગરીબ માણસને આપણે ઠગી લીધો છે. આના જેવું બીજું કોઇ પાપ ઉત્કૃષ્ટ નથી, અને આપણેજ સર્વ પાપીઓમાં ઉત્કૃષ્ટ છીએ. વિશ્વાસઘાતી પુરૂષોથી પણ આપણે ચડીઆતા છીએ કે આ જીવતાં

છતાં મરણ પામેલાની જેવા ગરીબ માણસને હેરાન કરીએ છીએ. આ વિષયલંપટપણાને વારંવાર ધિક્કાર છે! આ તીવ્ર પાપકર્મથી અવિવેકીમાં શિરોમણિ એવા આપણને જરૂર નરકમાં પણ સ્થાન મળવાનું નથી. તે મહાત્માઓને ધન્ય છે કે જેઓએ સર્વદા જિતેંદ્રિય થઇ પરિણામે દુઃખનુંજ કારણ એવું વિષયસુખ છોડી દીધું છે. જેઓ અહોરાત્ર જિનધર્મને સાંભળે છે, આચરે છે અને વિશ્વોપકાર કરે છે તેઓ વિવેકથી વંદવા યોગ્ય છે." આ પ્રમાણે પોતાની નિંદા કરતા અને ધર્મિષ્ટ જીવોની પ્રશંસા કરતા તે સુમુખ અને વનમાળાની ઉપર આકાશમાંથી અકસ્માત વિજળી પડી અને તેણે તેમના પ્રાણ હરી લીધા.

પરસ્પર સ્નેહના પરિણામથી અને પ્રાંતે થયેલા શુભ ધ્યાનથી મૃત્યુ પામીને તે બને હરિવર્ષ ક્ષેત્રમાં જુગલીઆપણે ઉત્પન્ન થયા. માતાપિતાએ હરિ અને હરિણી એવાં તેમનાં નામ પાડ્યાં. પૂર્વ જન્મની પેઠે તેઓ અહીં પણ પાછા રાત્રિદિવસ સાથે રહેનારા દંપતી થયા. દશ પ્રકારના કલ્પવૃક્ષોથી ઇચ્છિત અર્થ સંપાદન કરતા કરતા તેઓ દેવતાની જેમ સુખ વિલસતા રહેવા લાગ્યા.

રાજા રાણી વિદ્યુત્પાતથી મૃત્યુ પામ્યા તે જોઇને વીરકુવિંદે મહા દુસ્તપ એવું બાળ તપ આચર્યું. પ્રાંતે મૃત્યુ પામીને સૌધર્મ કલ્પમાં તે કિલ્વિષિક ( મલીન ) દેવતા થયો. ત્યાં અવધિજ્ઞાનવડે તેણે પોતાનો પૂર્વ જન્મ અને પેલા હરિહરિણી નામે જુગલીઆને જોયા. તેમને જોતાંજ તેનાં નેત્ર રોષથી રાતાં થઈ ગયાં, અને આકૃતિ ભ્રકુટીના ભંગથી ભયંકર થઇ ગઈ. પછી યમરાજની જેમ તેનો સંહાર કરવાને ઈચ્છતો હોય તેમ તે હરિવર્ષ ક્ષેત્રમાં આવ્યો. તેણે વિચાર કર્યો કે "આ બંને સ્ત્રીપુરૂષ મારે વધ્ય છે, પણ જો અહીં મારીશ તો ક્ષેત્રના પ્રભાવથી તે અવશ્ય સ્વર્ગે જશે; આ સ્થાન અકાળે મૃત્યુ થવાથી પણ દુર્ગતિ આપતું નથી, માટે મારા પૂર્વજન્મના દ્વેષી આ બંનેને અહીંથી બીજે સ્થાનકે લઇ જાઉં." આવો નિશ્ચય કરી તે દેવ કલ્પવૃક્ષની સાથે તેને ત્યાંથી ઉપાડીને આ ભરતક્ષેત્રની અંદર ચંપાપુરીમાં લાવ્યો. તે વખતે તે નગરીમાં ઇક્ષ્વાકુ વંશનો ચંદ્રકીર્તિ નામે રાજા અપુત્ર મરણ પામ્યો હતો. તેથી યોગીઓ જેમ આત્માને શોધે, તેમ તે રાજાના પ્રધાનો રાજ્યને લાયક કોઈ પુરૂષને ચારે તરફ શોધતા હતા. તે વખતે દેવસમૃદ્ધિથી સર્વ લોકોને વિસ્મય પમાડતો જાણે તેજનો પુંજ હોય તેવો તે દેવ આકાશમાં રહીને બોલ્યો—"રાજ્યને માટે ચિંતા કરનારા હે પ્રધાનો અને સામંતો! તમારો રાજા અપુત્ર મરણ પામેલ છે. તેથી તમે કોઇ રાજાને ઇચ્છો છો, તો તમારા પુણ્યથી પ્રેરાયેલો હું હમણાજ આ હરિ નામે એક જુગલીઆને હરિવર્ષ ક્ષેત્રમાંથી અહી લાવેલો છું; આ હરિણી નામે તેની સહજ પત્ની છે અને તેઓને આહાર કરવાને માટે આ કલ્પવૃક્ષ પણ હું અહીં લાવેલો છું. શ્રીવત્સ, મત્સ્ય, કલશ, વજ્ર અને અંકુશાદિક લાંછનવાળો અને જેનાં કમળ જેવાં

લોચન છે એવો આ હરિ આજથી તમારો રાજા થાઓ. આ જુગલીઆને તમારે કલ્પદ્રુમના ફળ સાથે પશુપક્ષીનું માંસ અને મદ્યનો આહાર આપવો." તેનાં આ વચનો કબુલ કરીને તે મંત્રીઓ તે દેવને પ્રણામ કરી બંને જુગલીઆને રથમાં બેસારી રાજમંદિરમાં લઇ આવ્યા. પછી સર્વ સામંતો અને મંત્રીઓએ એકઠા થઇને બ્રાહ્મણો, ભાટો અને ગંધર્વોનાં ગીત સાથે હરિને રાજ્યાભિષેક કર્યો. તે દેવતાએ પોતાની શક્તિથી તેમનું આયુષ્ય ટુંકું કર્યું અને દેહની પણ સો ધનુષ માત્ર ઉંચાઇ રાખી. પછી કૃતાર્થ થઇને તે અંતર્ધાન થઇ ગયો. શ્રીશીતલનાથ પ્રભુના તીર્થમાં એ હારરાજા થયો, તેનાથી ચાલેલો વંશ પૃથ્વીમાં **હરિવંશ** નામથી પ્રખ્યાત થયો. હરિ રાજાએ સમુદ્ર જેની કટિમેખલા છે એવી પૃથ્વીને સાધી લીધી, અને લક્ષ્મીના જેવી અનેક રાજાઓની કન્યાઓને પરણ્યો.

કેટલાક કાલ ગયા પછી એ હરિને હરિણી થકી વિશાળ છાતીવાળો **પૃથ્વીપતિ** નામે એક પુત્ર થયો. અનેક પ્રકારનાં પાપકર્મોને ઉપાર્જન કરીને હરિ ને હરિણી સાથે મૃત્યુ પામ્યા. ત્યારપછી તેનો પુત્ર પૃથ્વીપતિ રાજા થયો. ચિરકાલ રાજ્ય કરી **મહાગિરિ** નામના પુત્રને રાજ્યપર બેસારી તપસ્યા કરીને પૃથ્વીપતિ સ્વર્ગે ગયો. મહાગિરિ રાજા રાજ્ય કરી અનુક્રમે **હિમગિરિ** નામના પોતાના પુત્રને રાજ્યપર બેસારી તપસ્યા કરીને મોક્ષપદને પામ્યો. પછી હિમગિરિએ રાજ્ય કરી પોતાના જ્યેષ્ઠ પુત્ર **વસુગિરિ**ને રાજ્યનો અભિષેક કરી દીક્ષા લઇને મોક્ષસ્થાન પ્રાપ્ત કર્યું. વસુગિરિ પણ પોતાના સ્થાન ઉપર **ગિરિ** નામના પુત્રને બેસારી દીક્ષા લઈ કર્મ ખપાવી શિવપદ પામ્યો. ગિરિરાજા પણ **મિત્રગિરિ** નામના પુત્રને રાજ્યપર બેસારી દીક્ષા લઇને સ્વર્ગે ગયો. એવી રીતે અનુક્રમે હરિવંશમાં અનેક રાજાઓ થયા, તેમાં કેટલાક તપસ્યા કરીને મોક્ષે ગયા અને કેટલાક સ્વર્ગે ગયા.

આ ભરતક્ષેત્રને વિષે મગધદેશનું મંડન અને પૃથ્વીને સ્વસ્તિક ( સાથીઆ ) રૂપ **રાજગૃહ** નામે નગર છે. તેમાં પ્રત્યેક ઘરમાં યુવાન સ્ત્રીપુરૂષોના રતિક્રીડા કરતાં તુટી ગયેલા મુક્તાહારના મોતીઓને પ્રાતઃકાલે દાસીઓ વાળી નાખતી હતી. ત્યાં ઘેર ઘેર ઘોડાઓ, ઘેર ઘેર દયાદાન, ઘરોઘર ચિત્રશાળા અને ઘરોઘર રંગશાળાઓ વિરાજતી હતી. હંસોને સરોવરની જેમ અને ભમરાઓને પુષ્પમાલાની જેમ એ નગર મહા મુનિઓને પણ સદા સેવા કરવા યોગ્ય હતું. તે નગરમાં હરિવંશમાં મુક્તામણિ જેવો નિર્મળ અને ઉગ્ર તેજવડે સૂર્ય સમાન **સુમિત્ર** નામે રાજા થયો. એ રાજા દુર્વિનીતને શિક્ષા કરનાર, જયલક્ષ્મીને વરનાર, પોતાના વંશને ઉન્નત કરનાર અને સર્વ રાજાઓને તાબે કરનાર હતો. જાણે નવમો દિગ્ગજ હોય, આઠમો કુલગિરિ હોય અથવા બીજો શેષનાગ હોય તેમ તે પૃથ્વીને ધારણ કરતો હતો. જિનાગમમાં જેમ સર્વ જ્ઞેય વસ્તુ દેખાય તેમ તેનામાં ઔદાર્ય, ધૈર્ય અને ગાંભીર્ય પ્રમુખ સર્વ ગુણો દેખાતા હતા. હરિને

પદ્માદેવીની જેમ તેને પદ્માવતી નામે પૃથ્વીને પવિત્ર કરનારી રાણી હતી. ચંદ્રરેખાથી આકાશલક્ષ્મીની જેમ સર્વ જગતને નેત્રાનંદ આપનારી એ રાણીથી રાજલક્ષ્મી શોભતી હતી. સુગંધી ચૂર્ણથી વસ્ત્રની જેમ પોતાના શીલાદિક ગુણની સુગંધથી તેણે રાજાનું ચિત્ત સુવાસિત કર્યું હતું. આકાશમાં તારાગણની જેમ તેના ગુણગણની સંખ્યા કરવાને બૃહસ્પતિ પણ સમર્થ નહોતો. અનુરાગથી જંગમપણાને પ્રાપ્ત થયેલી જાણે પૃથ્વી હોય તેવી એ રાણી સાથે સુમિત્ર રાજા ઉત્તમ ભોગ ભોગવતો હતો.

અહીં પ્રાણતકલ્પમાં સુરશ્રેષ્ઠ રાજાનો જીવ જે દેવતા થયો હતો, તેણે સુખસાગરમાં મગ્નપણે પોતાનું આયુષ્ય પૂર્ણ કર્યું. શ્રાવણ માસની પૂર્ણિમાએ ચંદ્ર શ્રવણ નક્ષત્રમાં આવતાં ત્યાંથી ચવીને તે પદ્માવતી દેવીની કુક્ષિમાં અવતર્યા. તે સમયે સુખે સુતેલી પદ્માવતી દેવીએ રાત્રિના શેષ ભાગે તીર્થંકરના જન્મને સૂચવનારાં ચૌદ મહા સ્વપ્ન જોયાં. અનુક્રમે જ્યેષ્ઠ માસની કૃષ્ણ અષ્ટમીએ શ્રવણ નક્ષત્રમાં કૂર્મના લાંછનવાળા અને તમાલના જેવા શ્યામ કાંતિવાળા પુત્રને તેમણે જન્મ આપ્યો. દિક્કુમારીઓએ આવી ભક્તિથી સૂતિકર્મ કર્યું. પછી ઇંદ્ર આવીને એ વીશમા તીર્થંકરને મેરૂ ગિરિપર લઇ ગયા. પ્રથમ શક્ર ઇંદ્રના ઉત્સંગમાં બેઠેલા પ્રભુને ત્રેસઠ ઇંદ્રોએ પવિત્ર તીર્થજલવડે જન્માભિષેક કર્યો. પછી ઈશાનેંદ્રના ઉત્સંગમાં બેસારી સ્નાત્રપૂજાદિ કરીને શક્રેંદ્ર આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો—

"હે પ્રભુ ! ભ્રમરરૂપી અમોએ આજે આ અવસર્પિણી કાલરૂપ સરોવરમાં કમલ "જેવા તમોને સારા ભાગ્યે ઘણે કાળે પ્રાપ્ત કર્યા છે. હે દેવ ! અત્યારે તમારા સ્તોત્રથી, "ધ્યાનથી અને પૂજાદિકથી અમારાં વાણી, મન અને શરીરે કલ્યાણકારી ફળ "મેળવ્યું છે. હે નાથ ! જેમ જેમ તમારે વિષે મારી ભક્તિ વિશેષ વિશેષ થાય છે, "તેમ તેમ મારાં પૂર્વકર્મો લઘુ લઘુ થતાં જાય છે. હે સ્વામી ! મહા પુણ્યનું કારણ "એવું તમારૂ દર્શન જો અમને ન થયું હોત તો અમો કે જે અવિરત છીએ તેમનો "જન્મ બધો નિરર્થક થઈ જાત. હે પ્રભુ ! તમારા અંગના સ્પર્શથી, તમારી સ્તુતિ "કરવાથી, નિર્માલ્ય સુંઘવાથી, તમારા દર્શનથી અને તમારા ગુણગાન સાંભળવાથી "અમારી પાંચે ઇંદ્રિયો કૃતાર્થ થઇ ગઇ છે. વર્ષાઋતુના મેઘની જેમ નેત્રને આનંદ "આપનાર અને નીલરત્ન જેવી કાંતિવાળા તમારા વડે આ મેરૂગિરિનું શિખર શોભે "છે. જોકે તમે માત્ર ભારતવર્ષમાં રહ્યા છો તે છતાં સર્વ ઠેકાણે વ્યાપ્ત થયેલા જણાઓ છો, કેમકે સર્વ સ્થાનકે રહેલા પ્રાણીઓના ભવની પીડાનો તમે નાશ કરો છો. "અહીંથી ચ્યવનકાળે પણ મને તમારા ચરણનું સ્મરણ થજો, કારણ કે પૂર્વ જન્મના "સંસ્કારથી ભવાંતરમાં પણ તે (સ્મરણ) જ મને થયા કરે."

આ પ્રમાણે વીશમા અર્હંતની સ્તુતિ કરી તેમને લઈને ઇંદ્રે પાછા પદ્માવતી દેવીની પાસે જેમ હતા તેમ મૂકી દીધા. પ્રાતઃકાલે સુમિત્ર રાજાએ પ્રભુના જન્મોત્સવ

કર્યો. જેમાં કારાગ્રહમાંથી અપરાધીઓનો મોક્ષ કરી અને દ્રવ્યના દાન આપી લોકોને પ્રસન્ન કર્યાં. જ્યારે એ પ્રભુ ગર્ભમાં હતા, ત્યારે તેમની માતા મુનિની જેમ સુવ્રતા (સારા વ્રતવાળા) થયા હતા, તેથી પિતાએ તેમનું **મુનિસુવ્રત** એવું નામ પાડ્યું. ત્રિવિધ જ્ઞાનવડે જેમનો આત્મા પવિત્ર છે એવા પ્રભુ લોકોમાં બાલક્રીડાથી અજ્ઞાન નાટ્ય કરતાં અનુક્રમે મોટા થયા. યૌવનવય પ્રાપ્ત થતાં પ્રભુની વીશ ધનુષની કાયા થઈ. પિતાએ તેમને પ્રભાવતી વિગેરે રાજપુત્રીઓની સાથે પરણાવ્યા. મુનિસુવ્રત સ્વામીને પ્રભાવતી દેવીથી પૂર્વ દિશામાં ચંદ્રની જેવો **સુવ્રત** નામે એક કુમાર થયો. સાડાસાત હજાર વર્ષો ગયા પછી પ્રભુએ પિતાએ આરોપણ કરેલા રાજ્યભારને ગ્રહણ કર્યો. પૃથ્વીનું પાલન કરતાં પંદર હજાર વર્ષો નિર્ગમન થયાં, ત્યારે પ્રભુના જાણવામાં આવ્યુ કે હવે ભોગ્ય કર્મનો ક્ષય થયો છે. તેવામાં લોકાંતિક દેવતાઓએ આવી વિજ્ઞપ્તિ કરી કે 'સ્વામી! તીર્થ પ્રવર્ત્તાવો.' એટલે પ્રભુએ વાર્ષિક દાન આપવા માંડયું. ક્ષત્રિય વ્રતરૂપ ધનને ધારણ કરનાર અને ન્યાયરૂપ કમલમાં ભ્રમર સમાન પોતાના પુત્ર સુવ્રતને પ્રભુએ રાજ્યપર બેસાર્યો. પછી દેવતાઓએ અને સુવ્રતરાજાએ જેમનો નિષ્ક્રમણોત્સવ કરેલો છે એવા મુનિસુવ્રત પ્રભુ એક સહસ્ર પુરૂષોએ વહન કરવા યોગ્ય એવી **અપરાજિતા** નામની શિબિકાપર આરૂઢ થઈ **નીલગુહા** નામના ઉદ્યાનમાં આવ્યા. તે ઉદ્યાન નવીન કલિઓના ઉઘડવાથી જાણે દાંતાળાં હોય અને નવપલ્લવોના દેખાવથી જિંહ્વા કાઢતાં હોય તેવાં આમ્ર વૃક્ષોથી શોભતું હતું, આમ તેમ પવને ઉડાડેલા જીર્ણ પત્રના મર્મર શબ્દથી આકાશમાં જતી એવી વસંતસંપત્તિને બોલાવતું હતુ, સિંદૂવાર પુષ્પોની અનિવાર્ય શોભાને જોઇ શકતા ન હોય તેમ મદ રહિત થયેલા ડોલરનાં પુષ્પો તેમાં રહેલાં હતાં, અને ઉદય પામતા દમનક પુષ્પોના સુગંધથી તે વિશેષ સમૃદ્ધિવાન લાગતું હતું. એવા ઉદ્યાનમાં જઇ ફાલ્ગુન માસની શુક્લ દ્વાદશીએ શ્રવણ નક્ષત્રમાં પાછલે પહોરે એક હજાર રાજાઓની સાથે પ્રભુએ છઠ્ઠ તપ કરીને દીક્ષા ગ્રહણ કરી. ત્રીજે દિવસે રાજગૃહ નગરમાં **બ્રહ્મદત્ત** રાજાને ઘેર મુનિસુવ્રત પ્રભુએ ક્ષીરાન્નવડે પારણું કર્યું. દેવતાઓએ ત્યાં વસુધારાદિ પાંચ દિવ્ય પ્રગટ કર્યાં. બ્રહ્મદત્ત રાજાએ પ્રભુના ચરણને સ્થાને એક રત્નપીઠ રચાવી. પછી નિઃસંગ, મમતા રહિત અને સર્વ પરીસહોને સહન કરતા પ્રભુએ અગ્યાર માસ સુધી વિહાર કર્યો. પાછા ફરીને વિહાર કરતાં કરતાં નીલગુહા ઉદ્યાનમાં આવ્યા. ત્યાં ચંપકવૃક્ષની નીચે પ્રતિમા ધારણ કરીને રહ્યા. ફાલ્ગુન માસની કૃષ્ણ દ્વાદશીએ ચંદ્ર શ્રવણ નક્ષત્રમાં આવતાં ઘાતિકર્મનો ક્ષય થવાથી પ્રભુને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. ઇંદ્રાદિક દેવતાઓએ આવી બસો ને ચાલીશ ધનુષ ઉંચા અશોક વૃક્ષવાળું સમોસરણ રચ્યું. તેમાં પ્રવેશ કરી ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા દઇ '**તીર્થાય નમઃ**' એમ બોલી પ્રભુ સિંહાસન ઉપર બીરાજ્યા. વ્યંતર દેવતાઓએ બીજી દિશાઓમાં પ્રભુનાં પ્રતિબિંબ વિકુર્વ્યાં. શ્રીમાન ચતુર્વિધ સંઘ યોગ્ય સ્થાને બેઠો. પ્રભુને સમોસર્યા જાણી સુવ્રતરાજા

ત્યાં આવ્યો, અને સ્વામીના ચરણમાં નમી ઇંદ્રની પછવાડે બેઠો. પછી ઇંદ્રે અને સુવ્રતે પ્રભુને નમી લલાટ ઉપર અંજલિ જોડી ભક્તિગર્ભિત સ્તુતિ આ પ્રમાણે કરી—

"હે જગત્પતિ! જે તમારા ગુણોનું વર્ણન કરવાને અમારા જેવા પણ તૈયાર થાય "છે, તે તમારા ચરણદર્શનનોજ પ્રભાવ છે. હે પરમેશ્વર! દેશનાસમયમાં શાસ્ત્રરૂપ વત્સને "પ્રસવ આપનારી તમારી વાણીરૂપ ગાયને અમે વંદન કરીએ છીએ. જેમ ચીકણા "પદાર્થના યોગથી પાત્ર પણ ચીકણું થાય છે, તેમ તમારા ગુણને ગ્રહણ કરવાથી "માણસ પણ તત્કાલ ગુણી થઇ જાય છે. જેઓ અન્ય કર્મનો ત્યાગ કરી તમારી "દેશના સાંભળે છે, તેઓ ક્ષણવારમાં પૂર્વ કર્મોનો પણ ત્યાગ કરે છે. હે દેવ! "તમારા નામરૂપ રક્ષામંત્રથી સંવર્મિત[1] થએલા આ જગતને હવે પછી પાપરૂપ "પિશાચ વળગી શકશે નહીં. હે નાથ! વિશ્વને અભય આપનાર એવા તમે વિદ્યમાન "છતાં હવે કોઇને કાંઇપણ ભય નથી; પણ જ્યારે અમે અમારા સ્થાનમાં જઈશું "ત્યારે તમારો વિયોગ થશે, તે અમને ભય છે. હે સ્વામી! તમારી પાસે શાશ્વત "વૈરથી[2] અંધ થયેલા બહિરંગ શત્રુઓજ માત્ર શમી જાય છે એમ નહીં, પણ "અંતરંગ શત્રુઓ જે કામ ક્રોધાદિ છે તે પણ શમી જાય છે. હે પ્રભુ! તમારા નામની "સ્મૃતિ કે જે આ લોક અને પરલોકના વાંછિત મનોરથને આપવામાં કામધેનુ તુલ્ય "છે, તે હું ગમે ત્યાં રહું તો પણ મને પ્રાપ્ત થયા કરજો."

આ પ્રમાણે ઇંદ્ર અને સુવ્રત રાજા સ્તુતિ કરીને વિરામ પામ્યા, એટલે પ્રભુએ સર્વ જીવને બોધ આપવા માટે ધર્મદેશના આપવા માંડી.

"ક્ષાર સમુદ્રમાંથી રત્નની જેમ આ અસાર સંસારમાંથી ઉત્તમ સારરૂપ ધર્મને "ગ્રહણ કરવો. તે ધર્મ સંયમ,[3] સત્ય વચન, પવિત્રતા,[4] બ્રહ્મચર્ય, નિષ્કંચનપણું, "તપ, ક્ષમા, મૃદુતા, સરલતા અને મુક્તિ[5] એ દશ પ્રકારે છે. પોતાના દેહમાં પણ "ઇચ્છા રહિત, પોતાનાઓમાં પણ મમતાએ વર્જિત, નમસ્કાર કરનાર અને અપકાર "કરનાર પ્રાણી ઉપર નિરંતર સમદૃષ્ટિ રાખનાર, નિત્યે ઉપસર્ગ તથા પરીસહોને સહન "કરવાને સમર્થ, નિત્ય મૈત્ર્યાદિક ભાવનાયુક્ત હૃદયવાળો, ક્ષમાવાન, વિનયી, ઇંદ્રિ-"યોને દમનાર, ગુરૂશાસનમાં શ્રદ્ધાળુ અને જાતિ વિગેરે ગુણોથી સંપન્ન એવો પ્રાણી "યતિધર્મને માટે યોગ્યતાવાળો છે. સમકિત મૂળ પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને "ચાર શિક્ષાવ્રત એમ બાર પ્રકારે ગ્રહસ્થનો ધર્મ છે.

"૧ ન્યાયથી દ્રવ્યોપાર્જન કરનાર, ૨ શિષ્ટાચારની પ્રશંસા કરનાર, ૩ સરખા કુલ-"શીલવાન અને બીજા ગોત્રવાળાની સાથે વિવાહસંબંધ જોડનાર, ૪ પાપથી બ્હી-"નાર, ૫ પ્રસિદ્ધ દેશાચાર આચરનાર, ૬ કોઇપણ અવર્ણવાદ નહીં બોલનાર, તેમાં "પણ રાજાદિકના વિશેષ અવર્ણવાદ નહીં બોલનાર, ૭ અતિ પ્રકાશ કે અનિગુપ્ત

૧ બખ્તરવાળા. ૨ જાતિવૈર ૩ સર્વથા હિંસાત્યાગ ૪ ભાવ પવિત્રતા—અદત્ત ત્યાગ. ૫ નિર્લોભતા.

" નહીં લેવા, ઘણા બારીઓવાળા અને અનેક નીકળવાના માર્ગ વગરના ઘરમાં નિવાસ
" કરી રહેનાર, ૮ સદાચારી પુરૂષોની સાથે સંગ રાખનાર, ૯ માતાપિતાની પૂજા
" કરનાર, ૧૦ ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ કરનાર, ૧૧ નિંદિત કાર્યમાં નહીં પ્રવ-
" ર્તનાર, ૧૨ આવકના પ્રમાણમાં ખર્ચ કરનાર, ૧૩ દ્રવ્યની સ્થિતિ પ્રમાણે વેષ
" રાખનાર, ૧૪ આઠ પ્રકારના બુદ્ધિના ગુણે યુક્ત, ૧૫ હમેશાં ધર્મ સાંભળનાર,
" ૧૬ અજીર્ણમાં ભોજનનો ત્યાગ કરનાર, ૧૭ પાચનશક્તિ પ્રમાણે વખતસર-ભોજન
" કરનાર, ૧૮ એક બીજાને બાધ ન કરે તેવી રીતે ત્રણે વર્ગ ( ધર્મ, અર્થ, કામ )
" ને સાધનાર, ૧૯ અતિથિનો, સાધુનો અને દીન પુરૂષનો યથાયોગ્ય સત્કાર કરનાર,
" ૨૦ કદિ પણ કદાગ્રહ નહીં કરનાર, ૨૧ ગુણ ઉપર પક્ષપાત રાખનાર, ૨૨ દેશ-
" કાલને અનુચિત આચરણ તજી દેનાર, ૨૩ સ્વપરના બળાબળને જાણનાર,
" ૨૪ સદાચારી અને જ્ઞાનવૃદ્ધની પૂજા કરનાર, ૨૫ પોષ્ય[1] વર્ગનું પોષણ કરનાર,
" ૨૬ દીર્ઘદર્શી, ૨૭ વિશેષ જાણનાર, ૨૮ કૃતજ્ઞ, ૨૯ લોકપ્રિય, ૩૦ લજ્જાવાન,
" ૩૧ દયાળુ, ૩૨ સૌમ્ય, ૩૩ પરોપકાર કરવામાં તત્પર, ૩૪ અંતરંગ છ શત્રુ-
" ઓના[2] વર્ગનો પરિહાર કરનાર અને ૩૫ ઇંદ્રિયોને વશ રાખનાર—એવો પુરૂષ
" ગૃહસ્થધર્મને યોગ્ય છે. ( અર્થાત આ માર્ગાનુસારીના ૩૫ ગુણને ધારણ કરનાર
" પ્રાણી ગૃહીધર્મ—સમકિત મૂળ બાર વ્રત ગ્રહણ કરવાને યોગ્ય છે ). આ સંસારમાં
" મનુષ્યજન્મની દુર્લભતાને જાણનારો પુરૂષ જો યતિધર્મ લેવાને અશક્ત હોય તો
" તેણે સદા શ્રાવકધર્મ આચરવો."

જાતિવંત અશ્વ ઉપર ચડી પ્રભુને વંદના કરવા આવ્યો અને દેશના સાંભળવા બેઠો. તે સમયે જિતશત્રુ રાજાનો જે અશ્વ હતો તેણે પણ રોમાંચિત થઈ ઉંચા કર્ણ કરી પ્રભુની દેશના સાંભળી. દેશનાને અંતે ગણધરે પ્રભુને પૂછ્યું કે–'સ્વામી ! આ સમોસરણમાં અત્યારે ધર્મને કોણ પામ્યું ?' પ્રભુ બોલ્યા–'આ સમોસરણમાં જિતશત્રુ રાજાના જાતિવંત અશ્વ વગર બીજું કોઇ ધર્મને પામ્યુ નથી.' તે સાંભળી જિતશત્રુ રાજાએ વિસ્મયથી પૂછ્યું–' હે વિશ્વનાથ ! એ અશ્વ કોણ છે કે જે ધર્મને પ્રાપ્ત થયો ?' પ્રભુએ તેની નીચે પ્રમાણે કથા કહી–

" પદ્મિનીખંડ નગરમાં પૂર્વે **જિનધર્મ** નામે એક શ્રેષ્ઠી શ્રાવક હતો. સર્વ નરમાં અગ્રેસર **સાગરદત્ત** નામે તેને એક મિત્ર હતો. તે ભદ્રકપણાથી પ્રતિદિન તેની સાથે જિનચૈત્યમાં આવતો. એક વખતે સાધુઓની પાસેથી તેણે સાંભળ્યું કે ' જે અર્હંત પ્રભુનાં બિંબ કરાવે તે જન્માંતરમાં સંસારને મથન કરે તેવા ધર્મને પામે.' તે સાંભળી સાગરદત્તે એક સુવર્ણનું આર્હંત બિંબ કરાવી મોટી સમૃદ્ધિથી સાધુઓની પાસે તેની પ્રતિષ્ઠા કરાવી. સાગરદત્ત પ્રથમ મિથ્યાત્વી હતો તેથી તેણે તે નગરની બહાર પૂર્વે એક મોટું શિવાલય કરાવ્યું હતું. ઉત્તરાયણનું પર્વ આવતાં સાગરદત્ત ત્યાં ગયો. ત્યાં શિવપૂજકો ઘૃતપૂજાનેમાટે પ્રથમ સંચય કરી રાખેલા ઠરેલ ઘીના ઘડાઓ ત્વરાથી ખેંચતા હતા. ઘણા દિવસ થયાં પડી રહેલા તે ઘડાની નીચે પિંડાકાર થઇને ઘણી ઉધઇઓ ચોટેલી હતી, તે ઘડા લેવાથી માર્ગમાં પડી હતી. આમ તેમ ચાલતા પૂજકોથી તે ઉધૈને ચગદાતી જોઇ સાગરદત્ત દયા લાવી તેને વસ્ત્રથી દૂર કરવા લાગ્યો. તે વખતે 'અરે ! શું તને ધોળીઆ યતિઓએ આ નવી શિક્ષા આપી છે ?' એમ બોલતા એક પૂજારીએ પગનો બળથી ઘા કરીને તે સર્વ ઉધૈને વિશેષે ચગદી નાંખી. સાગરદત્ત શેઠે વિલખા થઈ તેને શિક્ષા થાય એવું ધારી પૂજારીઓના મુખ્ય આચાર્યના મુખ સામું જોયું. આચાર્યે પણ તે પાપની ઉપેક્ષા કરી, એટલે સાગરદત્તે વિચાર્યું કે 'આ નિર્દય પાપીઓને ધિક્કાર છે ! જે આ દારૂણ હૃદયવાળા પુરૂષો પોતાના આત્માને અને યજમાનને દુર્ગતિમાં પાડે છે તેને ગુરૂબુદ્ધિએ શામાટે પૂજવા ?' આવો વિચાર કર્યો છતાં પણ તેના આગ્રહથી તેણે શિવપૂજન કર્યું. પરિણામે સાગરદત્ત શેઠ સમકિતને પ્રાપ્ત ન કરવાથી, દાનશીલનો સ્વભાવ ન હોવાથી અને મોટા આરંભ કરીને ઉપાર્જન કરેલા ધનની રક્ષાને માટેજ એક નિષ્ઠા ધરી રહેવાથી, મૃત્યુ પામીને આ જાતિવંત અશ્વ થયેલ છે, અને તેને બોધ કરવાને માટેજ હું અહીં આવ્યો છુ. પૂર્વ જન્મમાં તેણે જિનપ્રતિમા કરાવેલી હતી, તેના પ્રભાવથી 'અમારો ધર્મોપદેશ સાંભળીને તે ક્ષણવારમાં પ્રતિબોધ–ધર્મ પામ્યો છે." ભગવંતનાં આવાં વચનથી લોકોએ વારંવાર સ્તુતિ કરેલા એ અશ્વને રાજાએ ખમાવીને સ્વેચ્છાચારી કર્યો ( છોડી મૂક્યો ). ત્યારથી ભરૂચ શહેર **અશ્વાવબોધ** નામે પવિત્ર તીર્થ તરીકે લોકમાં પ્રખ્યાત થયેલ છે.

જગતના ઉપકારી સુનિસુવ્રત પ્રભુ દેશના સમાપ્ત કરી, ત્યાંથી વિહાર કરીને અન્યદા હસ્તીનાપુર નગરે સમોસર્યા. તે નગરમાં જિતશત્રુ નામે રાજા હતા, અને એક સહસ્ર વણિકનો સ્વામી કાર્ત્તિક શ્રેષ્ઠી નામે એક શ્રાવક હતો. એકદા કષાયલા વસ્ત્ર પહેરનારો અને ભાગવત વ્રત ધરનારા એક સન્યાસી તે નગરમાં આવ્યો. માસ માસ ઉપવાસ કરીને તે પારણું કરતો હતો તેથી લોકો તેને અતિશય પૂજતા હતા. સર્વ નગરજનોએ અતિ ભક્તિથી પારણે પારણે તેનું નિમંત્રણ કર્યું હતું, પણ ફક્ત સમકિતરૂપ એક ધનને ધારણ કરનારા કાર્ત્તિક શ્રાવકે તેને નિમંત્રણ કર્યું ન હતું. તેથી તે સન્યાસી ભૂતની જેમ નિરંતર કાર્ત્તિક શેઠનાં છિદ્ર જોવામાં તત્પર રહેતો હતો.

એક વખતે જિતશત્રુ રાજાએ તેને પારણાને માટે નિમંત્રણ કર્યું. ત્યારે સન્યાસીએ રાજાને કહ્યું–' હે રાજા ! જો કાર્ત્તિક શેઠ મને ભોજન પીરસશે તો હું તમારે ઘેર પારણું કરીશ.' રાજા તે વાત સ્વીકારીને કાર્ત્તિક શેઠને ઘેર ગયો; શેઠની પાસે માગણી કરી કે ' હે નિર્દોષ શેઠ ! તમારે મારે ઘેર આવી ભગવાન પરિવ્રાજકને પીરસવું.' શેઠે કહ્યું–' હે સ્વામી ! એવા પાખંડી પરિવ્રાજકોને પીરસવું તે અમારે યુક્ત નથી, તથાપિ એ કાર્ય તમારી આજ્ઞાથી હું કરીશ.' એમ કહી તેમ કરવાને સ્વીકાર્યું. પછી શેઠ વિચારવા લાગ્યા કે ' જો પ્રથમથી દીક્ષા લીધી હોત તો આ કાર્ય ન કરવું પડત.' એવો ખેદ કરતો કાર્ત્તિક શેઠ યોગ્ય વખતે રાજગૃહમાં આવ્યો. જ્યારે કાર્ત્તિક શેઠે પીરસવા માંડ્યું, ત્યારે પરિવ્રાજક વારંવાર તર્જની આંગળી બતાવીને તેનો તિરસ્કાર કરવા લાગ્યો. કાર્ત્તિકશેઠે ઇચ્છા વગર તેને પીરસ્યા પછી વૈરાગ્યભાવથી ભગવંતને ત્યાં સમોસર્યા જાણીને એક હજાર વણિકોની સાથે ભગવંત પાસે આવીને દીક્ષા લીધી. દ્વાદશાંગીને ધારણ કરી બાર વર્ષ સુધી વ્રત પાળી મૃત્યુ પામીને કાર્ત્તિક શેઠ સૌધર્મ કલ્પમાં ઇંદ્ર થયા. પેલો પરિવ્રાજક મૃત્યુ પામીને આભિયોગીક કર્મવડે તે ઇંદ્રનું વાહન ઐરાવણ નામે હાથી થયો. પૂર્વ વૈરથી તે ઇંદ્રને જોઇને નાસવા લાગ્યો. ઇંદ્ર બળાત્કારે તેને પકડીને તેની ઉપર આરૂઢ થયા, કેમકે તે તેના સ્વામી છે. તે ઐરાવણે પછી બે મસ્તક કર્યાં, એટલે ઇંદ્રે પોતાનાં બે સ્વરૂપ કર્યાં. જેમ જેમ તે હાથીએ જેટલાં જેટલાં મસ્તક કર્યાં, તેટલાં તેટલાં ઇંદ્રે પોતાનાં પણ રૂપ કર્યાં. પછી ત્યાંથી તેને પલાયન થતો જોઈને ઇંદ્રે વજ્રથી પ્રહાર કરી તે પૂર્વ જન્મના વૈરીને તત્કાળ વશ કરી લીધો.

કેવલજ્ઞાન થયા પછી વિહાર કરતાં સુનિસુવ્રત સ્વામીને એકાદશ માસે ઉણા સાડા સાત હજાર વર્ષો વીતી ગયાં. તે વિહારમાં ત્રીશ હજાર મહાત્મા સાધુઓ, પચાસ હજાર તપસ્વી સાધ્વીઓ, પાંચસો મહા બુદ્ધિમાન ચૌદ પૂર્વધારી, અઢારસો અવધિજ્ઞાની, પંદરસો મન:પર્યયજ્ઞાની, અઢારસો કેવળજ્ઞાની, બે હજાર વૈક્રિયલબ્ધિવાળા, એક હજાર ને બસો વાદલબ્ધિવાળા, એક લાખ ને બોંતેર હજાર શ્રાવકો, ત્રણ લાખ ને પચાસ

હજાર શ્રાવિકાઓ—આટલો પરિવાર મુનિસુવ્રત સ્વામીને થયો. અનુક્રમે નિર્વાણકાળ પ્રાપ્ત થયો એટલે શ્રીમુનિસુવ્રત સ્વામી સંમેતશિખરે પધાર્યા. ત્યાં એક હજાર મુનિઓની સાથે અનશન ગ્રહણ કર્યું. એક માસને અંતે જેષ્ઠ માસની કૃષ્ણ નવમીએ શ્રવણ નક્ષત્રમાં તે મુનિઓની સાથે પ્રભુ શાશ્વતપદ (મોક્ષ) ને પ્રાપ્ત થયા. સાડાસાત હજાર વર્ષ કુમારપણામાં, તેટલાંજ વર્ષ વ્રતમાં અને પંદર હજાર વર્ષ રાજ્યમાં એમ સર્વ મળી ત્રીશ હજાર વર્ષનું આયુષ્ય મુનિસુવ્રત પ્રભુનું પૂર્ણ થયુ; અને શ્રીમલ્લિનાથ સ્વામી મોક્ષ ગયા પછી ચોપન લાખ વર્ષ ગયાં ત્યારે શ્રીમુનિસુવ્રત સ્વામીનું નિર્વાણ થયુ. એક હજાર મુનિઓની સાથે મુનિસુવ્રત પ્રભુ જ્યારે મોક્ષે ગયા, ત્યારે ઈંદ્રોએ દેવતાઓ સહિત સંભ્રમથી આવી તેમનો વિધિપૂર્વક મોટો મોક્ષમહિમા કર્યો.

इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते
महाकाव्ये पष्ठे पर्वणि मुनिसुव्रतस्वामिचरित
वर्णनो नाम सप्तमः सर्गः ॥



# સર્ગ ૮ મો.

## મહાપદ્મ ચક્રવર્તી ચરિત્ર.

શ્રી મુનિસુવ્રત સ્વામી વિહાર કરતા હતા, તે સમયમાં મહાપદ્મ નામે ચક્રવર્તી થયા છે તેમનું ચરિત્ર હવે કહીએ છીએ. આ જંબૂદ્વીપના પૂર્વ વિદેહની ભૂમિના આભૂષણભૂત સુકચ્છ નામના વિજયમાં શ્રીનગર નામે એક શહેર છે. તે નગરમાં શત્રુરાજાઓના યશરૂપ હંસને નાશ કરવામાં મેઘ સમાન અને પ્રજાપાલન કરવામાં તત્પર પ્રજાપાલ નામે રાજા હતો. એક વખતે અકસ્માત વિદ્યુત્પાતને જોઈ વૈરાગ્ય પામેલા તે રાજાએ સમાધિગુપ્ત નામના મુનિની પાસે દીક્ષા લીધી. ચિરકાળ ખડ્ગધારા જેવું વ્રત પાળી છેવટે મૃત્યુ પામીને તે અચ્યુતેંદ્ર થયો. લેશ માત્ર તપ પણ નિષ્ફળ થતું નથી.

જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં સુરનગરના જેવું હસ્તીનાપુર નામે નગર છે. તે નગરમાં પદ્મદ્રહમાં શ્રીદેવીના નિવાસભૂત મધ્ય કમળની જેવો-ઈક્ષ્વાકુવંશમાં પદ્મોત્તર નામે એક રાજા થયો. તેને ઉજ્વલ ગુણવાળી, રૂપથી દેવાંગનાને પણ પરાભવ કરનારી અને સર્વ અંત પુરનું આભૂષણ જવાળા નામે મુખ્ય રાણી હતી. તેને કેશરીસિંહના સ્વપ્નાએ સૂચિત અને શોભાથી દેવકુમાર જેવો વિષ્ણુકુમાર નામે એક પુત્ર થયો. ત્યાર પછી પ્રજાપાળ રાજાનો જીવ દેવ સંબંધી આયુષ્ય પૂર્ણ કરી અચ્યુત દેવલોકમાંથી ચ્યવી જવાળાદેવીના ઉદરમાં અવતર્યો. યોગ્ય સમયે જવાળાદેવીએ ચૌદ મહાસ્વપ્નોએ સૂચિત અને સર્વ શોભાનું ધામ એવા મહાપદ્મ નામના પુત્રને જન્મ આપ્યો. વિષ્ણુકુમાર અને મહાપદ્મ બંને સહોદર ભાઈ અનુક્રમે મોટા થયા. પછી આચાર્યને નિમિત્ત માત્ર કરીને તેઓએ સર્વ કળા સંપાદન કરી. મહાપદ્મ કુમારને વિજયવાન જાણી સદ્બુદ્ધિવાળા પદ્મોત્તર રાજાએ તેને યુવરાજપદે સ્થાપિત કર્યો.

તે સમયે ઉજ્જયિની નગરીમાં શ્રીવર્મ નામે રાજા હતો. તેને નમુચિ નામે એક પ્રખ્યાત મંત્રી હતો. એક વખતે મુનિસુવ્રત પ્રભુથી દીક્ષિત થયેલા સુવ્રત નામે આચાર્ય વિહાર કરતાં કરતાં તે નગરીએ સમોસર્યા. તેમને વાંદવાને નગરજનો સર્વ વૈભવ સાથે જતા હતા, તે મહેલના શિખર ઉપર ચડેલા શ્રીવર્મ રાજાના જોવામાં આવ્યા. તે જોઈ સ્વચ્છ બુદ્ધિવાળા રાજાએ નમુચિને પૂછ્યું કે 'આવા અકાળ સમયે આ નગરજનો સર્વ ઋદ્ધિ સમેત ક્યાં જાય છે?' નમુચિ બોલ્યો- 'નગરની બહાર ઉદ્યાનમાં કોઈ મુનિ આવેલા છે, તેમને ભક્તિથી વાંદવાને માટે તેઓ સત્વર જાય છે.' રાજાએ કહ્યું- 'ત્યારે ચાલો આપણે પણ જઈએ.' નમુચિ બોલ્યો- 'જો તમારે ધર્મ સાંભળવાની ઈચ્છા હોય તો હું તમને ધર્મ કહીશ.' રાજાએ

કહ્યું કે 'ત્યાં તો હું અવશ્ય જઇશ.' એટલે મંત્રી બોલ્યો કે 'ભલે આપને જવું હોય તો ચાલો પણ ત્યાં તમારે તટસ્થપણે રહેવું, હું બધાને વાદમાં જીતીને નિરૂત્તર કરી દઈશ. પાખંડીઓનું પાંડિત્ય પ્રાકૃત ( સાધારણ ) લોકોમાંજ ચાલી શકે છે.' આ પ્રમાણે વાત થયા પછી રાજા, મંત્રી અને રાજાનો સર્વ પરિવાર વિવિધ આશય ધરી સુવ્રતાચાર્યની પાસે આવ્યા. તેઓએ સ્વેચ્છાવાદથી મુનિઓને ધર્મ સંબંધી પ્રશ્ન કરવા માંડ્યા, પરંતુ તેમના ઉંચા નીચા ઘડા વિનાનાં વચનો સાંભળીને મુનિઓએ કાંઈપણ જવાબ આપ્યો નહીં, મૌન ધરી રહ્યા; એટલે નમુચિ ક્રોધ કરી આર્હત શાસનની નિંદા કરતો સૂરિ પ્રત્યે બોલ્યો—'અરે! તમે ગૌરવતાવાળું શું જાણો છો?' ત્યારે સુવ્રતાચાર્યે એ અનાર્યે મંત્રીને કહ્યુ કે 'જો તારી જિંહ્વાપર ખુજલી આવતી હોય તો અમે કાંઈ બોલીએ.' તે વખતે એક ક્ષુલ્લક[1] બોલ્યો—"હે ગુરૂ મહારાજ! વિદ્વત્તાના અભિમાની એવા આ માણસની સાથે તમારે કાંઈપણ બોલવું યુક્ત નથી. તમે જુવો, હું સભ્ય થઈ તેને વાદમાં જીતી લઈશ. ભલે તે ગમે તે પક્ષ કહે, તથાપિ હું તેને યથાર્થ રીતે દૂષિત કરીશ." તે સાંભળી નમુચિભટ્ટ ક્રોધથી કઠોર વાણીએ બોલ્યો—'તમે સર્વદા અપવિત્ર, પાખંડી અને વેદથી બાહ્ય છો, તેથી તમે મારા દેશમાં વસવાને યોગ્ય નથી. એટલોજ મારો પક્ષ છે, બીજું તમને શું કહેવું?' ક્ષુલ્લક બોલ્યો—"જે સભોગ છે તેજ અપવિત્ર છે, અને તેનો જે સેવક હોય તેજ પાખંડી અને વેદબાહ્ય છે. વેદમાં પાણીનું સ્થાન, ખાંડણીયો, ઘંટી, ચુલો અને માર્જની ( સાવરણી ) એ પાંચ સ્થાન ગૃહસ્થોને પાપને માટે કહ્યાં છે; તે પાંચ સ્થાનોની જે નિત્ય સેવા કરે છે તેઓ સદા વેદબાહ્ય કહેવાય છે. અમે તો પાંચ સ્થાન રહિત છીએ, માટે શી રીતે વેદબાહ્ય કહેવાઇએ? મ્લેચ્છ લોકોમાં ઉત્તમ જાતિના પેઠે નિર્દોષ એવા અમારે આ દોષવાળા લોકોમાં નિવાસ કરવો તે ઉચિત નથી." આવી રીતે ક્ષુલ્લકે યુક્તિથી વાદમાં પરાભવ કરવાથી તે મંત્રી, રાજા અને રાજાનો પરિવાર પોતપોતાને સ્થાનકે ગયો.

તે રાત્રે ઉઠી નમુચિ મંત્રી નિશાચરની જેમ ઉત્કટ અને ક્રોધથી પ્રજ્વલિત થઈ સુવ્રતાચાર્યના શિષ્યને મારવાને આવ્યો. વાદી સર્પને સ્થભિત કરે તેમ તત્કાળ શાસનદેવીએ તેને સ્થિર કરી રાખ્યો. પ્રાતઃકાલે લોકો તેને તે સ્થિતિમાં જોઈ વિસ્મય પામ્યા. રાજા અને લોકો તે આશ્ચર્ય જોઇ ગુરૂ પાસે ધર્મ સાંભળી હાથી જેમ મદ રહિત થઈ જાય તેમ શાંત થઈ ગયા. તેવી રીતનું અપમાન થવાથી નમુચિ ત્યાં ન રહેતાં હસ્તીનાપુરમાં આવ્યો. કેમકે 'અપમાનીત થયેલા માનીનું સ્થાન વિદેશજ છે.' યુવરાજ મહાપદ્મે તેને પોતાના પ્રધાનપદપર રાખ્યો. "હમેશાં જો બીજા રાજાનો પ્રધાન પોતાની પાસે રહેવા આવે, તો રાજાઓ તેના વિશેષ અભિલાષી થાય છે." મહાપદ્મના દેશના પ્રાંતભાગમાં સિંહબલ નામે એક રાજા રહેતો હતો; તે આકાશમાં રહેલા રાક્ષસની

---

૧ લઘુવયનો શિષ્ય.

જેમ દુર્ગમાં રહેવાથી અતિ બલવાન હતો. વારંવાર મહાપદ્મના દેશને લુંટી લુંટીને તે પોતાના કિલ્લામાં પેસી જતો,તેથી કોઈ તેને પકડી શકતું નહીં.એક વખતે કોપ પામેલા મહાપદ્મે નમુચિ મંત્રીને કહ્યું કે 'તમે સિંહબલને પકડવાનો કાંઈ ઉપાય જાણો છો?' નમુચિએ કહ્યું–' હે રાજા ! તેનો ઉપાય હું જાણુંછું, એવું વચન હું કેમ કહું ? કારણ કે ઘેર બેસી ગર્જના કરનારા પુરૂષોને 'ગેહેનર્દી*' એવો અપવાદ લાગવો સુલભ છે; માટે તેના ઉપાય કરીને તેના ફળથીજ સ્વામીને બતાવી આપીશ, નહીં તો વચન માત્રથી ઉપાય કહેવામાં તો કાયર પુરૂષો પણ પંડિત થાય છે.' મંત્રીનાં વચનથી હર્ષ પામી મહાપદ્મે તત્કાળ તેને આજ્ઞા આપી, એટલે તેણે વાયુની જેમ ત્યાં જઇને સિંહબળના દુર્ગને સ્ખલિત કર્યો. તીક્ષ્ણ ઉપાયને જાણનારા નમુચિએ તે દુર્ગને ભાંગી નાખ્યો, અને મૃગને જેમ સિંહ પકડે તેમ સિંહબળને પકડીને મહાપદ્મ પાસે આવ્યો. મહાપદ્મે કહ્યું–' મંત્રિરાજ ! વર માગો.' એટલે તેણે કહ્યું કે ' સમય આવશે ત્યારે માગીશ.' તે વચન સ્વીકારી નમુચિ જેનો કારભાર કરે છે એવો મહાપદ્મ યૌવરાજ્યપદ સારી રીતે પાળવા લાગ્યો.

એક વખતે મહાપદ્મની માતા જ્વાળાએ સંસારસાગરને તરવામાં કર્ણધાર (નાવિક) જેવો એક અર્હંતની પ્રતિમાનો રથ કરાવ્યો, અને તેની સાપત્ન માતા લક્ષ્મીએ મિથ્યા દૃષ્ટિથી પોતાની સપત્નીની સરસાઈ કરવાને એક બ્રહ્મરથ કરાવ્યો. એક વખતે રથયાત્રાનો પ્રસંગ આવતાં લક્ષ્મીએ રાજાની પાસે એવી માગણી કરી કે નગરમાં મારો બ્રહ્મરથ પહેલો ચાલે અને પછી આ અર્હંતરથ ચાલે.' જ્વાળા રાણીએ પણ કહ્યું કે ' જો નગરમાં મારો જૈનરથ પ્રથમ ચાલશે નહીં તો મારે હવે અનશન[2] છે.' બંને રાણીઓના એ વિચાર સાંભળી સંશય પામેલા રાજાએ બંને રથની યાત્રા અટકાવી. 'મધ્યસ્થ માણસને બીજો શો ઉપાય ઉચિત છે?' પછી પોતાની માતા જ્વાળાને થએલા દુઃખથી પીડિત એવો મહાપદ્મ રાત્રે લોકો સુઈ ગયા એટલે હસ્તીનાપુરમાંથી નીકળી ગયો. સ્વેચ્છાએ આગળ ચાલતાં તે એક મહાટવીમાં આવ્યો. ત્યાં ફરતાં ફરતાં એક તાપસનો આશ્રમ જોવામાં આવ્યો. પ્રિય અતિથિના સમાગમથી તાપસોએ જેનો સત્કાર કરેલો છે એવો મહાપદ્મ પોતાના ઘરની જેમ ત્યાં રહેવા લાગ્યો.

અહીં ચંપા નગરીમાં રાજા જન્મેજયને કાળ રાજાએ રૂંધ્યો. જન્મેજય રાજા મૃત્યુ પામ્યો. પછી નગરનો ભંગ થતાં દાવાનળ લાગવાથી દિગ્મૂઢ થયેલી હરણીઓની જેમ અંતઃપુરની સ્ત્રીઓ નાસી ગઇ. તેમાં ચંપા નગરીના પતિ જન્મેજયની **નાગવતી** નામે એક પ્રિયા પોતાની **મદનાવળી** નામે પુત્રીની સાથે નાસીને આ તાપસના આશ્રમમાં આવી. ત્યાં મહાપદ્મ અને મદનાવળી મળતાં કામદેવના અસ્ત્ર રૂપ તેઓને પરસ્પરતું દર્શન થતાં તત્કાળ પરસ્પર અનુરાગ થઈ ગયો. મદનાવળીને

---

* ૧ જે ઘરમા બેઠા બેઠા ખોટી શેખીઓ મારે તે ' ગેહેનર્દી ' કહેવાય છે. ૨ ચારે આહારનો ત્યાગ કરવો તે.

અનુરાગી થયેલી જાણી નાગવતીએ કહ્યું–"પુત્રી! ચપળતા કર નહીં; નિમિત્તિઆનું વચન સંભાર. એક નિમિત્તિઆએ તનેજ કહ્યું છે કે 'ષટ્ખંડ ભરતક્ષેત્રના સ્વામીની તું પ્રધાનપત્ની થઇશ.' તેથી જે તે પુરૂષપર અનુરાગ કર નહીં, મનને નિયમમાં રાખ; તને ચક્રવર્ત્તી રાજા જરૂર પરણશે." એ વખતે વિપરીત બનાવના ભયથી તે આશ્રમપતિએ મહાપદ્મને કહ્યું કે 'હે વત્સ! જ્યાં જવું હોય ત્યાં જાઓ, અને તારૂં કલ્યાણ થાઓ.' તે વખતે મહાપદ્મે વિચાર કર્યો કે 'એક સાથે બે ચક્રવર્ત્તી થતા નથી, હું એકજ ચક્રવર્ત્તી થવાનો છું; તેથી આ મારીજ પત્ની છે.' આવો નિશ્ચય કરી મહાપદ્મ તાપસના આશ્રમમાંથી ચાલી નીકળ્યો. પછી ફરતો ફરતો એક **સિંધુસદન** નામના નગરમાં આવી ચડચો. તે સમયે ત્યાં નગરની બહાર ઉદ્યાનમાં વસંતઉત્સવ ચાલતો હતો. તેથી નગરની સ્ત્રીઓ કામદેવના શાસનમાં રહી ત્યાં વિવિધ ક્રીડા કરતી હતી. તે ક્રીડાનો કોલાહલ સાંભળી ત્યાંના રાજા મહાસેનના એક હાથીએ કદલીના સ્તંભની જેમ તેના આલાનસ્તંભને ઉખેડી નાંખ્યો; અને શય્યાપર પડેલી રજની જેમ મહાવતોને ફેંકી દઈ અંગપર વાયુના સ્પર્શને પણ નહીં સહન કરતો રોમાંચિત થઈ ગયો. તેને વશ કરવાના ઉપાયમાં અસમર્થ પુરૂષોએ દૂરથી છોડી દીધેલો એ હાથી તત્કાળ ઉદ્યાનમાં ક્રીડા કરતી પુરસ્ત્રીઓની નજીક આવ્યો. અકસ્માત્ ભય પ્રાપ્ત થવાથી તે નાસી શકી નહીં, તેથી ત્યાંજ ઉભી રહી અને મગરે દબાવેલી હંસીઓની જેમ તાર સ્વરથી પોકાર કરવા લાગી. તેઓને પોકાર કરતી જોઇ, મહાપદ્મે ગજેંદ્રની પાસે દોડી જઇ પાછળ રહીને કહ્યું–'રે દૂર્મદ હાથી! પછવાડે જો.' તે સાંભળતાંજ હાથી ક્રોધથી મહાપદ્મની સન્મુખ વળ્યો, અને ચરણન્યાસથી જાણે પોલાણવાળી હોય તેમ પૃથ્વીને કંપાવવા લાગ્યો. તે વખતે 'આપણી રક્ષાને માટે કોઈ મહાત્માએ યમરાજની જેવા આ હાથીની આગળ પોતાનો દેહ અર્પણ કર્યો' એવી રીતે તે સ્ત્રીઓ કહેવા લાગી. ક્ષણવારમાં નજીક આવેલા તે હાથીની સન્મુખ મહાપદ્મે ઉંચું વસ્ત્ર નાખ્યુ. 'કોઇ વખત છળ પણ શોભે છે.' હાથીએ કુમારની બુદ્ધિએ તે વસ્ત્રને તોડી નાંખ્યું. 'ક્રોધ એકલો સંભ્રમ કરે તેવો છે, તો મદમૂર્છિત હોય તેની તો વાતજ શી કહેવી!' ત્યાં મોટો કોલાહલ થતાં સર્વ નગરજનો એકઠા મળ્યા, અને સામંતો તથા સેનાપતિઓ સહિત મહાસેન રાજા પણ આવ્યો. રાજા મહાસેને પદ્મકુમારને કહ્યું–'હે પરાક્રમી વીર! દૂર ખસી જા, અકાળ મૃત્યુ જેવા એ ક્રોધી હાથીની સાથે યુદ્ધ કરવું શા કામનું છે?' પદ્મકુમારે કહ્યુ–'રાજન્! આપ કહો છો તે ઘટિત છે, પણ આરંભેલુ કાર્ય છોડી દેવું તે મને લજ્જાકારી છે. વળી આ ઉત્તમ હાથીને વશ કરીને જાણે જન્મથીજ શાંત હોય એવો હું હમણાજ કરી દઇશ તે જુવો; તમે સૌજન્યપણાથી ભીરૂ થશો નહીં.' આ પ્રમાણે કહી મહાપદ્મ કુમારે તેની ઉપર વજ્રમુષ્ટિનો ઘા કર્યો. જેથી આચ્છાદન વસ્ત્રના વેધની જેમ હસ્તીનું મુખ નીચું થઇ ગયું. પછી એ ઉન્મત્ત હાથી જેવો કુમારને પકડવાને ઉદ્યમવંત થયો, તેવોજ વિદ્યુતપાતની

જેમ ઉછળીને તેની ઉપર કુમાર આરૂઢ થઈ ગયો. પછી મંડૂકાસન વિગેરે નવનવાં આસનોથી આગળ પાછળ અને પડખે ફર્યા કરતા મહાપદ્મે તે હાથીને ઘણો ખેદિત કરી દીધો. કુંભસ્થળ ઉપર લપડાકો મારવાથી, કંઠભાગે અંગુઠાના પીડનથી અને પૃષ્ઠભાગે પાદન્યાસથી મહાપદ્મે હાથીને આકુળવ્યાકુળ કરી દીધો. સાબાશીના પોકારો કરતાં નગરજનો વિસ્મય પામી જેને જોતાં હતાં અને રાજા મહાસેન બંધુબુદ્ધિથી જેના પરાક્રમનું વર્ણન કરતા હતા એવો મહાપદ્મ તે નાગને ભમાવીને સ્વેચ્છાએ હસ્તીના બાળકની જેમ તેને રમાડતો તેની સાથે ક્રીડા કરવા લાગ્યો. પછી કોઈ બીજા મહાવતને હાથી સોંપી બીજી કલા ઉપર પગ મૂકી પોતે નીચે ઉતરી ગયો. રાજા મહાસેન પરાક્રમથી અને રૂપથી 'આ કુમાર કોઈ પ્રધાનકુળમાં જન્મ્યો છે' એવું ધારી તેને પોતાને ઘેર લઈ ગયો. ત્યાં પોતાની સો કન્યાઓને તેની સાથે પરણાવી. 'ઘેર આવેલા તેવો વર પુણ્યથીજ મેળવાય છે.' અહર્નિશ તે રાજકન્યાઓની સાથે ભોગ ભોગવતા કુમારને મદનાવળીનું સ્મરણ નિત્ય શલ્યની જેમ ખુંચવા લાગ્યું.

એકદા રાત્રિએ કમળમાં હંસની જેમ મહાપદ્મ કુમાર શય્યામાં સુતો હતો, તેવામાં પવન જેવા વેગવાળી **વેગવતી** નામની એક વિદ્યાધરી તેનું હરણ કરવા આવી. ત્યાં નિદ્રાનો ભંગ થયો એટલે કુમારે કહ્યું—'હે ક્ષુદ્રા! મને શામાટે હરે છે?' એમ કહીને વજ્રના ગોળા જેવી મુષ્ટિ ઉગામી. વિદ્યાધરી બોલી—"હે પરાક્રમી વીર! કોપ કરો નહીં, સાવધાન થઇને સાંભળો—વૈતાઢ્યગિરિ ઉપર **સુરોદય** નામે એક નગર છે. તેમાં **ઇંદ્રધનુ** નામે એક વિદ્યાધર રાજા છે. **શ્રીકાંતા** નામે તેની પત્ની છે અને તે દંપતીને **જયચંદ્રા** નામે એક પુત્રી થઈ છે. યોગ્ય વર નહીં મળવાથી જયચંદ્રા સર્વ પુરૂષોપર દ્વેષ કરનારી થઇ છે, કેમકે "હીન વરવાળી સ્ત્રીઓ જીવતાં મર્યા જેવીછે." ભરતક્ષેત્રના તમામ રાજાઓને ચિત્રપટમાં આળેખી આળેખીને મેં તેને બતાવ્યા, પણ તેને તેમાંથી કોઈ પણ રૂચ્યો નહીં. પછી એક વખતે ચિત્રપટ ઉપર તમારૂં રૂપ આળેખીને બતાવ્યું, એટલે તત્કાલ તેના હૃદયમાં કામદેવે સ્થાન કર્યું. તમારા જેવા પ્રાણવલ્લભ મળવા દુર્લભ ધારીને એ પુરૂષદ્વેષિણી સ્ત્રી પોતાના જીવિતની પણ દ્વેષિણી થઇ ગઈ. અને 'આ પદ્મોત્તર રાજાનો પુત્ર મહાપદ્મ મારો પતિ થાઓ, અન્યથા મરણ મારૂં શરણ થાઓ' આવી તેણે પ્રતિજ્ઞા કરી. તે જયચંદ્રાનો તમારી ઉપરનો અનુરાગ મેં તેના માતાપિતાને કહ્યો. યોગ્ય વરની ઇચ્છા સાંભળીને તત્કાળ તેઓ પણ ખુશી થયા. તે હું વેગવતી નામની વિદ્યાધરી છું; અને હે પ્રભુ! જયચંદ્રાના માતાપિતાની આજ્ઞાથી તમને લઇ જવાને માટે આવી છું. તમારી પર અનુરાગી થયેલી જયચંદ્રાને ધીરજ આપવાને મેં પ્રતિજ્ઞાથી કહ્યું છે કે 'હે સુભ્રુ! સ્વસ્થ થા, હું ખરેખર ત્યાં જઇશ અને તારા હૃદયપદ્મને વિકસ્વર કરવામાં સૂર્યરૂપ એ મહાપદ્મને જરૂર લાવીશ, નહીં તો અગ્નિમાં પ્રવેશ કરીશ, માટે તું તારા મનની પીડાને શાંત કર.' આ પ્રમાણે પ્રતિજ્ઞા પૂર્વક તેને આશ્વા-

સન આપી તેના શ્વાસમાં ચંદ્ર સમાન એવા તમારી પાસે હું આવી છું, અને તમને ત્યાં લઈ જાઉં છું; માટે કોપ કરશો નહીં; તમે ઉપકારી છો.” આ પ્રમાણેની હકીકત સાંભળી મહાપદ્મે આજ્ઞા આપી, એટલે તે વેગવતી વિદ્યાધરી આભિયોગિક દેવતાનાં રચેલાં વિમાન જેવા વેગવડે ચાલીને મહાપદ્મ કુમારને સુરોદયપુરમાં લાવી. પ્રાતઃકાળે સુરોદયપુરના પતિ ઇંદ્રધનુ રાજાએ જેની પૂજા કરી છે એવો પદ્મકુમાર રોહિણીને ચંદ્રની જેમ જયચંદ્રાને પરણ્યો.

જયચંદ્રાના મામાના દીકરા ગંગાધર અને મહીધર નામે વિદ્યામદ તથા ભુજબલથી દુર્મદ એવા બે વિદ્યાધરો હતા. તેઓ આ જયચંદ્રાના વિવાહના ખબર સાંભળી તત્કાળ ગુસ્સે થયા. “એક દ્રવ્યનો બે જણને અભિલાપ તેજ મોટા વૈરનું કારણ છે.” તેઓ બંને સર્વ બલથી જયચંદ્રાના પતિ પદ્મકુમારની સાથે યુદ્ધ કરવા સુરોદયપુરમાં આવ્યા. નિષ્કપટ યુદ્ધ કરવામાં કૌતુકી એવા મહાપદ્મ કુમાર અને દુર્વાર ભુજપરાક્રમવાળો વિદ્યાધરોનો પરિવાર નગરની બહાર નીકળ્યો. કોઇને ત્રાસ પમાડતો, કોઈને ઘાયલ કરતો અને કોઇને મારી નાંખતો મહાપદ્મ ગજેંદ્રોની સાથે સિંહની જેમ શત્રુઓના સુભટોની સાથે લીલાથી યુદ્ધ કરવા લાગ્યો. વિદ્યાધરપતિ ગંગાધર અને મહીધર પોતાના સૈન્યનો ભંગ થયેલો જોઇ જીવ લઈને નાસી ગયા.

પછી ચક્રરત્નાદિ રત્નો ઉત્પન્ન થતાં એ બલવાન મહાપદ્મે પટ્ખંડ ભરતક્ષેત્ર ઉપર વિજય મેળવ્યો. શુક્લ પક્ષની ચતુર્દશીએ એક કળાએ અધુરી ચંદ્રની પૂર્ણતાની જેમ એક સ્ત્રીરત્ન વિના મહાપદ્મને ચક્રવર્તીપણાની સર્વ સમૃદ્ધિ પૂર્ણ થઈ. પછી પૂર્વે જોયેલ સ્ત્રીરત્ન મદનાવળીનું સ્મરણ કરતો મહાપદ્મ ક્રીડા કરવાને મિષે તે તાપસોના આશ્રમમાં ગયો. તાપસોએ તેનું આતિથ્ય કર્યું. ત્યાં ફરતા સતા જન્મેજય રાજાની રાણીએ તેમને દીઠા એટલે પોતાની પુત્રી મદનાવળી તેમને પરણાવી. એ પ્રમાણે ચક્રવર્ત્તીની સંપૂર્ણ સમૃદ્ધિ પ્રાપ્ત કરીને પદ્મરાજા હસ્તીનાપુર આવ્યો, અને પ્રથમ વૃત્તાંત સાંભળવાથી ખુશી થયેલા માતાપિતાને અધિક હર્ષ ધરી પ્રથમની જેમજ પ્રણામ કર્યો. કર્ણમાં રસાયણ જેવું પોતાના પુત્રનું ચરિત્ર સાંભળી સિંચન કરેલા વૃક્ષની જેમ માતાપિતા વિકસ્વર થઈ ગયા.

અન્યદા મુનિસુવ્રત સ્વામીના હસ્તદીક્ષિત શિષ્ય સુવ્રત નામના આચાર્ય વિહાર કરતાં કરતાં ત્યાં પધાર્યા. રાજા પદ્મોત્તરે પરિવાર સાથે આવીને તેમને નમસ્કાર કર્યો, અને સંસારવૈરાગ્યની માતારૂપ તેમની દેશના સાંભળી. દેશનાને અંતે 'સ્વામી! જ્યાં સુધી પુત્રને રાજ્યપર બેસારીને હું દીક્ષા લેવાને આવું, ત્યાં સુધી આપ ભગવંતે અહીંજ બિરાજવું.' એવી રીતે રાજાએ આચાર્યને વિનંતિ કરી. 'પ્રમાદ કરશો નહીં' એવું સૂરિએ કહ્યું; એટલે રાજા પદ્મોત્તર તેમને વંદના કરી પોતાના નગરમાં આવ્યો. પછી અમાત્ય, સામંત વિગેરે સર્વ પ્રકૃતિવર્ગને અને વિષ્ણુકુમાર પુત્રને બોલાવી રાજા પદ્મોત્તરે કહ્યું—

"આ સંસાર દુઃખનો સાગર છે, રોગીને અપથ્યની ઈચ્છા જેમ રોગની વૃદ્ધિને માટે થાય છે તેમ પ્રાણીની જે તેના પોષણને માટે પ્રવૃત્તિ છે તે તેની વૃદ્ધિને માટેજ થાય છે. કૂવાની પાસે ગયેલા અંધ પુરૂષને જેમ બાહુ આપનાર પુરૂષ મળી જાય તેમ આ સંસારસમુદ્રમાં પડતો એવો હું તેનો ઉદ્ધાર કરવા માટેજ સુવ્રત પ્રભુ અત્રે પધારેલા છે; તેથી આજે મારા રાજ્ય ઉપર વિષ્ણુકુમારને બેસારો. હું સુવ્રત પ્રભુની પાસે અવશ્ય દીક્ષા ગ્રહણ કરીશ." વિષ્ણુકુમારે કહ્યુ–'પિતાજી! મારે રાજ્યથી સર્યું, હું તે ગ્રહણ કરવાનો નથી; તમારી સાથે દીક્ષા લઈ તમારેજ માર્ગે ચાલીશ.' એટલે રાજાએ પદ્મકુમારને બોલાવી આગ્રહથી કહ્યું–'વત્સ! આ રાજ્ય સ્વીકારો, જેથી અમે સુખે વ્રત લઇએ.' પદ્મકુમારે અંજલિ જોડી કહ્યું–'પૂજ્ય પિતા! જ્યાં સુધી પિતા તુલ્ય આર્ય વિષ્ણુકુમાર હોય ત્યાં સુધી મને તે કાર્ય કરવું ઉચિત નથી. માટે જગતમાં એકજ સમર્થ એવા વિષ્ણુકુમારનો રાજ્ય ઉપર અભિષેક કરો, હું એક પેદલની જેમ તેમનો યુવરાજ થઇને રહીશ.' રાજાએ કહ્યું–'મેં તેની પ્રાર્થના કરી પણ તે તો રાજ્ય ગ્રહણ કરવાને ઈચ્છતો નથી, મારી સાથે દીક્ષા લેવાને ઈચ્છેછે.' આ પ્રમાણે સાંભળી પદ્મકુમાર મૌન રહ્યો એટલે પદ્મોત્તર રાજાએ ચક્રવર્તીપણાના અભિષેક સાથે તેનો રાજ્ય ઉપર અભિષેક કર્યો. પછી પદ્મકુમારે જેમનો નિષ્ક્રમણોત્સવ કરેલો છે એવા પદ્મોત્તર રાજાએ વિષ્ણુકુમારની સાથે સુવ્રત મુનિ પાસે જઇને દીક્ષા લીધી. પદ્મકુમારે પૃથ્વી પર પોતાના શાસનની જેમ સર્વ જનોએ પૂજેલા પોતાની માતાના જૈનરથને આખા નગરમાં ફેરવ્યો. રથ ફેરવવાના સમય સુધી સુવ્રતાચાર્યે પદ્મોત્તર પ્રમુખ શિષ્યો સહિત તે નગરમાં રહ્યા. પછી અન્યત્ર વિહાર કર્યો.

અદ્ભુત ચરિત્રવડે શોભનાર પદ્મચક્રીએ પોતાના વંશની જેમ સર્વત્ર જિનશાસનની પણ ઉન્નતિ કરી. ગ્રામ, આકર, નગર અને દ્રોણમુખ વિગેરેમાં જાણે નવીન પર્વતો નિષ્પન્ન થયા ન હોય તેવાં કોટીગમે ચૈત્યો કરાવ્યાં. પદ્મોત્તર મુનિ ગુરૂની સાથે વિહાર કરી ઉત્તમ વ્રત પાળી કેવલજ્ઞાન ઉત્પન્ન કરીને સિદ્ધિને પ્રાપ્ત થયા. વિષ્ણુકુમાર મુનિએ અદ્ભુત તપસ્યા કરી અને તેના મહિમાથી અનેક લબ્ધિઓવાળા થયા. મેરૂની જેવા ઉન્નત, ગરૂડની જેવા આકાશગામી, દેવની જેવા કામરૂપી અને કામદેવની જેવા સ્વરૂપવાન, એવી વિવિધ અવસ્થા પામવાને વિષ્ણુકુમાર સમર્થ થયા. પણ સાધુઓને અસ્થાને લબ્ધિનો ઉપયોગ કરવો ઉચિત ન હોવાથી તેઓ લબ્ધિ ફોરવતા નહોતા.

એક વખતે ચાતુર્માસ કરવા માટે સુવ્રતાચાર્ય સાધુઓના પરિવાર સાથે વિહાર કરતાં કરતાં હસ્તીનાપુરમાં આવીને રહ્યા. આચાર્યને આવેલા જાણી પૂર્વ વૈરનો બદલો લેવાની ઈચ્છાએ નમુચિ મંત્રીએ મહાપદ્મને વિજ્ઞાપ્ત કરી કે–'હે નરેંદ્ર! પ્રથમ તમે જે મને વરદાન આપેલ છે તે અત્યારે આપો. **મહાત્મા લોકોની પાસે થાપણની પેઠે રાખેલું વરદાન નાશ પામતું નથી.**' રાજાએ કહ્યું–'તે વરદાન માગો.' એટલે

નમુચિએ કહ્યું-'મારે એક યજ્ઞ કરવો છે, તેથી યજ્ઞ પૂરો થાય ત્યાં સુધી તમારૂ રાજ્ય મને આપો. તમે કહેલું વચન સંભારો.' સત્ય પ્રતિજ્ઞાવાળા મહાપદ્મ રાજાએ નમુચિ મંત્રીને રાજ્ય ઉપર બેસાર્યો, અને પોતે અંતઃપુરમાં પ્રવેશ કર્યો. પછી નમુચિ કપટથી નગરની બહાર નીકળી બગલાની પેઠે દુષ્ટ ધ્યાન કરતો એક પાપી યજ્ઞમાં દીક્ષિત થયો. તેને અભિષેકકલ્યાણ કરવા માટે મંત્રીઓ અને સર્વ ધર્મના આચાર્યો આવ્યા, માત્ર જૈનના શ્વેત ભિક્ષુઓ આવ્યા નહીં. 'સર્વ ધર્મના લિંગીઓ મારી પાસે આવ્યા અને ઇર્ષાથી શ્વેતાંબરી ભિક્ષુકો આવ્યા નહીં.' આ પ્રમાણે ધારી એ દુર્મતિ તેઓનાં છિદ્ર શોધવા લાગ્યો. પછી સુવ્રતાચાર્યની પાસે જઈ આક્ષેપ કરીને તે બોલ્યો-"જે રાજા હોય તેનો સર્વ ધર્મના લિંગીઓ આશ્રય કરે છે. સર્વ તપોવનો રાજાઓથી રક્ષણીય છે, એવું ધારી તપસ્વીઓ પોતાના તપનો છઠ્ઠો ભાગ રાજાને આપે છે. તમે અધમ પાખંડીઓ મારી નિંદા કરનારા, અભિમાનવડે સ્તબ્ધ, મર્યાદાને લોપનારા અને લોકવિરૂદ્ધ તથા રાજ્યવિરૂદ્ધ વર્તનારા છો, તેથી તમારે મારા રાજ્યમાં રહેવુ નહીં; અહીંથી બીજે ચાલ્યા જાઓ. તમારામાંથી જે કોઇ અહીં રહેશે, તે દુરાશય મારે વધ્ય છે." સુરી બોલ્યા-'તમને અભિષેક કરે ત્યારે અમારે આવવાનો આચાર નથી તેથી અમે આવ્યા નથી, અને અમે કોઈની પણ નિંદા કરતા નથી.' તે સાંભળી નમુચિ ક્રોધ કરીને બોલ્યો-'આચાર્ય! હવે વિશેષ વિસ્તાર કરવાની કાંઇ જરૂર નથી. જો તમે સાત દિવસ પછી અહિં રહેશો, તો મારે ચોરની જેમ નિગ્રહ કરવા યોગ્ય થશો.' આ પ્રમાણે કહી નમુચિ પોતાને સ્થાનકે ગયો. પછી સૂરિએ મુનિઓને પૂછ્યું-'હવે આપણે શું કરવું તે યથાશક્તિ અને યથામતિ કહો.' તેઓમાંથી એક સાધુ બોલ્યા-"વિષ્ણુકુમાર મુનિએ છ હજાર વર્ષ સુધી તપ કરેલુ છે, અને હાલ મંદરાચળ[1] ઉપર છે. તે મહાશય પદ્મરાજાના જ્યેષ્ઠ બંધુ થાય છે, તો તેનાં વચનથી આ નમુચિ શાંત થઈ જશે. કારણ કે તે પણ પદ્મની જેમ તેના સ્વામી છે. માટે જે વિદ્યાલબ્ધિવાળા સાધુ હોય તે તેમને તેડવાને જાઓ. સંઘના કાર્યમાં લબ્ધિનો ઉપયોગ કરવો દુષિત નથી." એટલે એક બીજા સાધુ બોલ્યા કે 'હું આકાશમાર્ગે ત્યાં સુધી જવાને શક્તિમાન છું પણ પાછો આવવાને શક્તિમાન નથી. માટે આ કાર્યમાં મારૂ જે કર્ત્તવ્ય હોય તે કહો, હું કરૂ.' ગુરૂ બોલ્યા-'તમને વિષ્ણુકુમાર પાછા લાવશે, માટે તમે તેડવા જાઓ.' એવુ ગુરૂએ કહ્યું એટલે તે મુનિ આકાશમાર્ગે ગરૂડની જેમ ઉડીને ક્ષણવારમાં વિષ્ણુકુમાર પાસે આવ્યા. તે મુનિને આવતાં જોઇ વિષ્ણુકુમારે મનમાં વિચાર્યું કે 'આ મુનિ વેગથી આવે છે, તેથી કાંઇ સંઘનું કાર્ય હશે, અન્યથા વર્ષાઋતુમાં સાધુઓનો વિહાર સંભવે નહીં; તેમજ તેઓ જેવા તેવા કાર્યમાં લબ્ધિઓનો ઉપયોગ પણ કરે નહીં.' આ પ્રમાણે વિષ્ણુકુમાર ચિંતવતા હતા ત્યાં તો તે

૧ મેરૂ.

મુનિએ આવીને તેમને વંદના કરી અને પોતાના આગમનનું કારણ કહ્યું. તે સાંભળી વિષ્ણુકુમાર ક્ષણવારમાં તે મુનિને લઇ આકાશમાર્ગે હસ્તીનાપુર આવ્યા અને પોતાના ગુરૂ સુવ્રતાચાર્યને વંદના કરી. પછી સાધુઓના પરિવાર સાથે વિષ્ણુકુમાર નમુચિની પાસે આવ્યા. એક નમુચિ શિવાય બીજા સર્વ રાજા પ્રમુખ લોકોએ વંદના કરી. પછી ધર્મકથા પૂર્વક વિષ્ણુકુમારે શાંતતાથી નમુચિને કહ્યું કે "જ્યાં સુધી ચાતુર્માસ છે ત્યાં સુધી આ સર્વે મુનિઓ આ નગરમાં રહો. એ મુનિઓ સ્વયમેવ એક ઠેકાણે ચિરકાળ રહેતા નથી, પણ વર્ષા ઋતુમાં ઘણા જંતુઓની ઉત્પત્તિ થાય છે, તેથી તેમને વિહાર કરવો કલ્પતો નથી. હે બુદ્ધિમાન રાજા! આવા મોટા નગરમાં અમારા જેવા ભિક્ષુકો ભિક્ષાવૃત્તિથી રહે તેમાં તમને શી હાનિ છે? ભરત, આદિત્યયશા અને સોમયશા પ્રમુખ રાજાઓએ મુનિઓને ભક્તિથી વાંદ્યા છે; જો કદિ તમે તેવી રીતે ન કરો તો ભલે, પણ નગરમાં તો રહેવા દ્યો."

આ પ્રમાણે વિષ્ણુકુમારે કહ્યું એટલે નમુચિ મંત્રીએ કોપથી દારૂણ થઇને કહ્યું કે 'આચાર્ય! વધારે વચનો બોલશો નહીં, હું તમને અહિં રહેવા દઈશ નહીં.' સમર્થ છતાં ક્ષમાવાળા વિષ્ણુકુમારે ફરીવાર કહ્યું–'જો તમારી ઈચ્છા હોય તો આચાર્ય નગરની બહાર ઉદ્યાનમાં નિવાસ કરીને રહે.' અધમ મંત્રીએ ક્રોધ કરી ફરીને તે મહર્ષિને કહ્યું–"હું તમારો ગંધ પણ સહન કરી શકતો નથી, માટે તમારે નિવાસ કરવાની હવે પ્રાર્થનાજ કરવી નહીં. નગરમાં કે નગર બહાર ચોર લોકની જેમ શ્વેતાંબરીનો નિવાસ કદિપણ મર્યાદાને યોગ્ય થશે નહીં. જો તમારે જીવવું પ્રિય હોય તો તમે અહિંથી ચાલ્યા જાઓ. નહીં તો સર્પોને ગરૂડ હણે તેમ હું તમને હણી નાખીશ." આવાં નમુચિનાં વચન સાંભળી આહુતિવડે અગ્નિની જેમ વિષ્ણુકુમાર ક્રોધથી પ્રદીપ્ત થયા, તો પણ તેઓ બોલ્યા–'અરે! અહિં અમને રહેવા માટે ત્રણ પગલાં માત્ર ભૂમિ તો આપો.' એટલે નમુચિએ કહ્યું–હું તમને ત્રણ પગલાં માત્ર ભૂમિ આપું છુ, પણ જે તેટલી ભૂમિની બહાર રહેશે તેને હું તત્કાળ હણી નાખીશ.' 'તથાસ્તુ' એમ કહી વિષ્ણુકુમારે શરીર વધારવા માંડ્યું. મુગટ, કુંડલ, માળા, ધનુષ્ય, વજ્ર અને ખડ્ગ ધરતા, મોટા ફુત્કારાથી જીર્ણ પત્રની જેમ ખેચરોને પાડી નાખતા, કમળના પત્રની જેમ ચરણથી પૃથ્વીને કંપાવતા, કલ્પાંત કાળના પવનની જેમ સમુદ્રોને ઉછાળતા, સેતુબંધની પેઠે સરિતાઓને પ્રતીપગમન કરનારી (પાછી વળનારી) કરતા, કાંકરાના સમૂહની જેમ તારાચક્રને ખેરવતા, રાફડાના રાશિની જેમ પર્વતોને પાડી નાખતા, મહા પરાક્રમી, મહા તેજસ્વી અને સુર અસુરોને ભયંકર એવા વિષ્ણુકુમાર અનુક્રમે વિવિધરૂપે વધી મેરૂગિરિ જેવા થયા.[1] તે સમયે ત્રણ જગતને ક્ષોભ થતો જોઇ તેમને પ્રસન્ન કરવાને ઈંદ્રે ગાયન કરનારી દેવાંગનાઓને આજ્ઞા કરી. તે ગાયિકા દેવીઓ ત્યાં આવીને સર્વજ્ઞ શાસ્ત્રમાં કહેલા ભાવને

---

૧ લક્ષયોજન પ્રમાણ શરીર કર્યું વૈક્રિય લબ્ધિનુ એટલું બળ છે.

જણાવનારૂં ગાયન ગાંધાર સ્વરે તેમના કર્ણની સમીપે આ પ્રમાણે ગાવા લાગી—"પ્રાણીઓ કોપથી આ ભવમાં પણ દગ્ધ થાય છે, વારંવાર સ્વાર્થમાં મોહિત થાય છે અને મૃત્યુ પામ્યા પછી અનંત દુ:ખવાળા નરકમાં પડે છે." આ પ્રમાણે તેમનો કોપ શમાવવાને કિંનરોની સ્ત્રીઓ તેમની આગળ ગાવા લાગી અને નૃત્ય પણ કરવા લાગી. પછી પદ્મકુમારના અગ્રજ બંધુ કે જેના ચરણ જગતને વંદન કરવા યોગ્ય છે, તેઓ નમુચિને પૃથ્વીપર નાંખી પૂર્વ અને પશ્ચિમ સમુદ્રને કિનારે ( જંબૂદ્વીપની જગતી ઉપર ) બે પગલાં મૂકીને સ્થિત થયા. આ વૃત્તાંત જાણી પદ્મકુમાર સંભ્રમથી ત્યાં આવ્યા, અને પોતાના પ્રમાદથી તથા નમુચિના દોષથી ચકિત થઈ ગયા. પછી પોતાના અગ્રજ મહર્ષિને અતિ ભક્તિથી નમસ્કાર કરી અંજલિ જોડીને અશ્રુવડે મુનિના ચરણને પ્રક્ષાલિત કરતાં આ પ્રમાણે બોલ્યા—

"હે પ્રભુ! લોકોત્તર ગુણવાળા તમે વિજયવંત સ્વામી છતાં પૂજ્ય પિતાશ્રી પદ્મોત્તર રાજા અદ્યાપિ મારા ચિત્તથી વિદ્યમાનજ છે. આ અધમ નમુચિ મંત્રી હમેશાં શ્રી સંઘની આશાતના કરતો તે મારા જાણવામાં આવ્યું નહીં, તેમ કોઈએ મને જણાવ્યું પણ નહીં; તથાપિ હું પોતેજ અપરાધી છું. કારણ કે એ પાપી મારો સેવક છે. **સ્વામી સેવકના દોષથી દુષિત થાય છે** એવી નીતિ છે. તે નીતિ પ્રમાણે હું પણ તમારો સેવક છુ અને તમે મારા સ્વામી છો, તો તમે પણ મારા દોષથી ગ્રહણ થશો, માટે કોપ તજી દ્યો. હે મહાત્મા! આ પાપી મંત્રીના અપરાધથી આ ત્રણે લોક પ્રાણસંશયમાં આવી પડ્યુ છે, માટે હે કરૂણાનિધિ! તેની રક્ષા કરો." એવી રીતે બીજા પણ અનેક સુર અસુર અને નરોના ઈશ્વરોએ ( ઈંદ્રોએ અને રાજાઓએ ) અને ચતુર્વિધ સંઘે વિવિધ પ્રકારે સ્તુતિ કરીને મહામુનિ વિષ્ણુકુમારનું સાંત્વન કરવા માંડ્યું. જ્યારે આકાશમાં અસંત વૃદ્ધિને પામેલા વિષ્ણુકુમારને સાંભળ્યા ત્યારે સર્વેએ ત્યાં આવી આવીને ભક્તિથી તેના ચરણનો સ્પર્શ કર્યો. ચરણને અત્યંત સ્પર્શ થતાં વિષ્ણુકુમારે નીચે જોયુ એટલે ત્યાં પોતાના ભાઈ પદ્મ, ચતુર્વિધ સંઘ અને સુર અસુર તથા રાજાઓ જોવામાં આવ્યા. મુનિએ વિચાર્યું કે "આ કૃપાળુ સંઘ, આ દીન એવો મારો ભાઇ પદ્મકુમાર અને આ સુર અસુર તથા રાજાઓ ભય પામીને મારા કોપની શાંતિને માટે એકસાથે પ્રયત્ન કરે છે, તો મારે આ સંઘ માન્ય છે અને ભ્રાતા પદ્મ વિગેરે સર્વ અનુકંપા કરવા યોગ્ય છે." આવો વિચાર કરી એ મહામુનિ વિષ્ણુકુમાર શરીરની વૃદ્ધિનો ઉપસંહાર કરી મર્યાદામાં આવેલા સમુદ્રની જેમ પોતાની મૂલ પ્રકૃતિની અવસ્થામાં સ્થિર થયા. સંઘના આગ્રહથી તે મહામુનિએ નમુચિને છોડી દીધો એટલે પદ્મરાજાએ તરતજ તે અધમ મંત્રીને નગરમાંથી કાઢી મૂક્યો. આ ત્રિપદી ( ત્રણ પગલાં ) ના ચરિત્રથી વિષ્ણુકુમાર ત્રણ જગતમાં ત્રિવિક્રમ એવી પવિત્ર વિખ્યાતિને પામ્યા. આવી રીતે શ્રીસંઘનું કાર્ય કરી, શાંત થઇ ઉત્કૃષ્ટ તપસ્યા કરીને વિષ્ણુકુમાર મુનિ કેવલજ્ઞાન પામી મોક્ષે ગયા.

મહાપદ્મરાજાએ પણ સંસારથી ઉદ્વેગ પામી તૃણની જેમ રાજ્યને છોડી દઇને સદ્ગુરૂની પાસે દીક્ષા લીધી. કુમારવયમાં પાંચસો વર્ષ, મંડલિકપણામાં પણ તેટલાં વર્ષ, દિગ્વિજયમાં ત્રણસો વર્ષ, ચક્રવર્ત્તીપણામાં અઢાર હજાર ને સાતસો વર્ષ અને વ્રતમાં દશ હજાર વર્ષ, સર્વ મળીને ત્રીશ હજાર વર્ષનું આયુષ્ય પદ્મચક્રવર્ત્તીનું પૂર્ણ થયું હતુ. પદ્મ ચક્રવર્ત્તી મુનિપણાના વિવિધ અભિગ્રહવડે સુંદર એવાં તીવ્ર તપ કરી અને ઘાતિ કર્મનો ક્ષય થતાં કેવળજ્ઞાનની સમૃદ્ધિ મેળવી શાશ્વત સુખના ધામ (મોક્ષ) ને પ્રાપ્ત થયા.

"આ છઠ્ઠા પર્વમાં બે જિન અને ચક્રવર્ત્તી, બે તીર્થંકર, બે ચક્રવર્ત્તી, બે રામ (બળદેવ), બે વાસુદેવ અને બે પ્રતિવાસુદેવ એમ ચૌદ મહાત્મા શલાકા પુરૂષોનું કીર્ત્તન કરેલું છે. કીર્ત્તિથી દિશાઓને વ્યાપ્ત કરનારા તે મહાશય પુરૂષોનું આ ઉદાર ચરિત્ર હમેશાં લોકોના કર્ણને અતિથિરૂપ થાઓ."

इत्याचार्यश्रीहेमचंद्रविराचिते त्रिषष्टिशलाकापुरुषचरिते
महाकाव्ये षष्ठे पर्वणि पद्मचक्रवर्त्तीचरितवर्णनो
नाम अष्टमः सर्गः ।

## पर्व छठ्ठुं समाप्त.

